॥ શ્રી ॥

# વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ.

## ભાગ ૩ જો.

(દેવ, ગુરૂ અને ધર્મ આદિના સ્વરૂપને સમજાવી આત્મસત્તા દર્શાવનાર ગ્રંથ.)


સંશોધક અને વિવેચક,

મુનિમહારાજ શ્રીવિનયવિજયજી.



પ્રકાશક,

વકીલ ચુનીલાલ ચત્રભુજ.

સાહિત્ય પ્રકાશક મંડળના સેક્રેટરી,—જામનગર.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

શ્રી "જૈન વિદ્યાવિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં, શા. પોપટલાલ અમથાશાએ છાપ્યું—અમદાવાદ.





વિક્રમ સં. ૧૯૭૫ વીર સં. ૨૪૪૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૨-૮-૦.

અત્ર ફક્ત નમુના દાખલ આ સામી બાજુએ થોડજ અભિપ્રાય છાપેલ છે. બાકીના જુઓ વ્યા. સા. સં. ભાગ બીજાના પૃષ્ટ ૫૬૯થી ૫૯૭ સુધી તથા ત્રીજા  ભાગના પૃષ્ટ ૫૧૩ થી ૫૧૮ સુધી.

પ્રકાશક.

## મનહર છંદ.

ધર્મનો વિજય ધ્વજ અર્થનો ઉપાય હામે,
ન્યાય નીતિ રીતિ કામ સાધન શીખાવે છે;
આધિ વ્યાધિ ને ઉપાધિ કર્મના બંધન કાપી,
વ્યાપિ પ્રભુપદવિષે મોક્ષમાં મિલાવે છે;
દેખાડે પરમપંથ તંતનો જણાવી અંત,
શાસ્ત્રિશીખ પ્રાણીઓને આપીને ઉદ્ધારે છે;
વિનયવિજય મુનિતણી જે પ્રમાણુ વાણી,
વ્યાખ્યાનસાહિત્ય નિત્ય વિદ્વાનો વખાણે છે. ૧

કોઈ તો વખાણે કલ્પવૃક્ષ કામ પૂરવાને,
સુરેશની વાટિકાએ વાવિયું તૃષાએ છે;
કોઇ તો કહે છે સુરધેનુતણા દૂર થકી,
અજર અમર થઈ દુઃખથી વિરામે છે;
કોઇ તો કહે છે ચિંતામણિ શ્રેષ્ઠ સાધનમાં,
પુરાણની પોથીઓમાં ગાથાઓ ગણાવે છે;
પણ તરૂ પશુ જડ લાલચે લોભાયાં લોક,
વ્યાખ્યાનસાહિત્યવડે પરમ પમાય છે. ૨

ત્યાગી ને વિરાગી સંત યતિ ને સંન્યાસી આદિ;
ભાવથી ભણીને પર આદરને પામે છે;
દ્વિજ ક્ષત્રિ વૈશ્ય શૂદ્ર ગૃહી બાળ વૃદ્ધ યુવા,
નરનારી ત્રિતાપની વેદના વિરામે છે;
મહાવ્રત માટી ભવસાગરથી થવા પાર,
* દ, દ, દ, ચડાવી સદ નાવને ચલાવે છે;
મહામુનિ વાક્ય એજ કર્ણધાર શ્રેષ્ઠ નેજ,
સાહિત્ય સુકાનવડે પારને પમાડે છે. ૩

બાળકોને બોધ આપી પ્રૌઢને પમાડી મોદ,
જટિલો લુંચિત કેશ મુંડિતો વખાણે છે;
શ્વેતાંબર દિગંબર શ્રાવક ચોરાશી ગચ્છ,
વૈષ્ણવ ને શૈવ આદિ સાદર સ્વીકારે છે;
ભારત ભૂમંડળમાં વિજયનો ધારી ધ્વજ,
સુયશ કરીને ગાન ઘર ઘર ફરે છે;
વ્યાખ્યાન સાહિત્ય નિત્ય નટનલો વેષધારી,
અહિંસા પરમ ધર્મ દુંદુભિ ગજાવે છે. ૪

કૃપાશંકર ઝીણાભાઈ પંડયા.
મદદનીશ-મહોપદેશક-વડોદરા રાજ્ય.
મુ. અમરેલી.

---

* દયા, દાન અને દીનતા.

# વ્હાલાં ભાઇઓ અને બહેનો.

## અનુકરણ કરવા યોગ્ય મહાત્મા ગાંધિજીના વિચારો.

મારી ઉપર મારા જન્મદિવસને સારૂં અનેક તારો કાગળ અને પત્તાં આવ્યાં છે. તમે એ દિવસને વધાવ્યો છે. મારી ઉપરના પ્રેમનો બદલો હું કઈ રીતે આપું ? કયા શબ્દમાં હું આભાર માનું? હું વિવેકી એટલે જ્ઞાનમય પ્રેમનો ભુખ્યો છું એમાં શંકા નથી. અવિવેકી એટલે આંધળા પ્રેમથી દૂર નાસું છું. એ પ્રેમે ઘણી જગ્યાએ વ્યાવહારિક અને શુદ્ધ સ્વરૂપ પકડયું છે એથી હું બહુ-રાજી થયો છું. હિંદુસ્તાનની કંગાલ હાલતનો મને એવો તો કડવો અનુભવ થયો છે કે એક પણ પૈસો કોઈ નકામો વાપરે તો મને એમ થાય છે. કે એ ગરીબના ખીસામાથી ગયો છે. મારી ઉપર એટલા બધા તાર આવ્યા છે કે તેમાં બચેલા પૈસાનો બચાવ કરીને તેની સ્વદેશી ખાદી લઈ તે દિવસે લાયક પણ નાગાને ઢાંકયા હત અથવા અનાજ લઈ અપંગને જમાડયા હત તો તેઓની આંતરડી કેટલી દુવા દેત ? ગરીબોના શ્રાપથી પ્રજાઓ નાશ પામી છે, રાજાઓ પોતાનો મુગટ ખોઇ બેઠા છે, અને ધનાઢય ભીખારી થયા છે. કર્મ, કોઇને મુકતું નથી અને મુકનાર નથી. ગરીબોની દુવાથી રાજા પ્રજા તરી ગયાં છે. મારી ઉપર શુદ્ધ પ્રેમ બતાવવાનો સરળ કાયદો તો એજ છે કે મારૂં જે કાર્ય, મારી જે સેવા જેને પસંદ પડયાં હોય તે તેઓ કરતા થઈ જાય માણસ જે માગે તે તેને આપવું, જે કરે તેવું કરવું, તેનાથી વિશેષ માન તેને શું આપી શકાય ? ઘણાઓએ તે દિવસે સ્વદેશી વ્રત લીધાં છે ઘણી બહેનોએ સુતર કાત્યું, સુતર કાંતવાના વ્રત લીધા છે. કેટલાકે અત્યજોની સેવા કરવાની પ્રતિજ્ઞા કરી છે, અમદાવાદનો સ્વદેશી સ્ટોર કે જેને ભાવ ઘટાડવામાં ઘણી મુશીબતો હતી તેણે મુશીબતોને ઓળંગી જઈને ભાવ ઘટાડવાનો નિશ્ચય કર્યો છે. સુરતના નવા સ્વદેશી ભંડારના વ્યવસ્થાપકોએ પણ ભાવો ઘટાડયા છે. આવી રીતે જન્મદિવસો ઉજવાય એને હું શુદ્ધ પ્રેમની નિશાની માનું; અને એવા જન્મ દિવસ દરરોજ આવે અને દરરોજ પ્રજાના જુદા જુદા સ્ત્રી પુરૂષો આવી પ્રતિજ્ઞાઓ કરે એ ઇચ્છવા જેવું છે. ભગિનિ સમાજે દ્રવ્ય એકઠું કરી મને સોંપવાનો નિશ્ચય કર્યો છે. એમા મારી ઉપર જવાબદારી આવી પડે છે. એ દ્રવ્યનો મારે ઉપયોગ કરવો એ ધર્મસંકટ મારી આગળ ખડું થાય છે. પણ આટલો નિશ્ચય તો હું બહુ વિચાર કર્યા વિના જણાવી શકું છું કે એ દ્રવ્યનો ઉપયોગ સ્ત્રીઓની સેવાના કંઈક કાર્યમાં જ કરવા હું ઇચ્છું છું. કયું કાર્ય સારામાં સારૂં ગણાય એ વિષે જો મને બહેનો અને ભાઈઓ પોતાનો અભિપ્રાય જણાવશે તો હું તેઓનો ઋણી થઇશ. સૌએ મારૂં દીર્ઘાયુ ઇચ્છયું છે. હું સત્યને શોધતો, સત્ય આચરતો અને સત્યનુંજ ચિંતવન કરતો મરવા ઇચ્છું છું. એ મારી મનકામના સફળ થાય એવા આશિર્વાદ હું પ્રજા પાસે માગું છું.

જેઓએ મને તાર અને કાગળો લખેલા છે તેમને જુદા કાગળો લખવાનો વિવેક હું નથી વાપરી શકયો તેને સારૂ મને ક્ષમા મળશે એવી આશા રાખું છું.

પ્રકાશક.

## ભારતને ઉદ્ધારવા બાપુજી તમે બહુ વર્ષ જીવો.



**મહાન કીન્તુ અજીત સત્યાગ્રહી મહાત્મા ગાંધીજી.**

જેના આત્મબળ તથા ચારિત્ર્યની હરિફાઇ દેવો પણ નથી કરી શકતા.

—"વક્તા."—

# એક અદ્ભૂત બાળક.

દિવ્ય મહાપુરૂષો, આદર્શ કવિઓ કે ધુરંધર ધર્મસ્થાપકો કોઇના બનાવ્યા બનતા યા થતા નથી તેઓ જન્મથીજ કુદરતી બક્ષીસવાળા હોય છે, ત્યાં પૂર્વના અતિ શુભસંસ્કારોનો તાદર્શ નમુનો દ્રષ્ટિગોચર થાય છે. મહાત્મા ગાંધીજીએ સમસ્ત ભારતવર્ષને પ્રાર્થના તરીકે મુકરર કરેલ દિવસે ચોવીશ કલાકનો ઉપવાસ પાળવા સૌ કોઇને આજ્ઞા કરેલી, ત્યાર પછી મેં સાંજવર્તમાન, હીંદુસ્થાન આદિ પત્રોમાં વાંચ્યું કે " બોરસદમાં ચંદ્રકાંત સત્યાગ્રહી નામના બે વર્ષ અને ૭ માસના બાળકે વિધિસહ ઉપવાસ કર્યો હતો. તે વખતોવખત મહાત્મા ગાંધીજીકીજય–માતુશ્રી કસ્તુરબાઇકીજય–તીલક મહારાજકીજય–ભારતમૈયાકીજય વિગેરે પુકારતો હતો, તેને જે જે સવાલો પુછવામાં આવતા તેના સંતોષકારક જવાબ તે દ્રઢતાથી આપતો હતો. આ બાળક તે ગુજરાતી વિદ્વાન રા. રતનલાલ વકતાનો ભાણેજ થાય છે." ઇત્યાદિ જાણ્યા બાદ તે બાળકને જોવાની મને તિવ્ર ઇચ્છા થઈ. અનુકૂળ સંજોગો આવી મળ્યા. ઇ. સ. ૧૯૧૯ ના સપ્ટેમ્બરની ૨૭ મી તારીખે રા. વકતાની સાથે તે બાળકને રેલ્વેમાં મુસાફરી કરતાં જોયો–મને આનંદ થયો. મેં તેને નીચે પ્રમાણે સવાલો પુછ્યા.

૧ સવાલ—ભાઈ તમારૂં નામ શું ?
જવાબ—ચંદ્રકાંત સત્યાગ્રહી.

૨ સ—તમે કોણ છો ?
જ—હું સત્યાગ્રહી છું.

૩ સ—સત્યાગ્રહીનાં કેટલાં લક્ષણ ? અને કયાં કયાં ?
જ—બે. ચહાવું તથા સહેવું.

૪ સ—તમે કેવા માણસ થશો ?
જ—બહાદુર.

૫ સ—કેવાં કામ કરશો ?
જ—દેશહીતનાં.

૬ સ—શરીર કેવું કહેવાય ?
જ—જડ.

૭ સ—જડમાં કોણ બોલે છે ?
જ—ચૈતન્ય–આત્મા.

૮ સ—તમે સત્યવાદિ પુરૂષોનાં નામ જાણોછો ?
જ—હા.

૯ સ—બે ચારનાં નામ કહો વારૂ
જ—યુધિષ્ટિર, હરીશ્ચન્દ્ર, નળરાજા અને હાલમાં મહાત્મા ગાંધીજી વિદ્યમાન છે.

૧૦ સ—ઈશ્વર કેટલા ?

જ—એક ( એમ કહેતાં મ્હારી સામું જોઈ તે બાળક સ્મીત કરવા લાગ્યો)

૧૧ સ—તમે કયા ધર્મને માનોછો ?

જ—જૈન ધર્મ. દયા ધર્મ કે સેવા ધર્મ અને તે બધા એકજ છે.

૧૨ સ—શરીરનો કયો ભાગ પૂજ્ય ગણાય છે ?

જ—પવિત્ર હૃદય.

૧૩ સ—હૃદયમાં શું હોય છે ?

જ—જ્ઞાન અને પ્રેમ.

૧૪ સ—તમે કેવું બોલોછો ?

જ—હમેશાં સત્ય. જુઠું બોલવામા મહા પાપ લાગે.

૧૫ સ—આત્મા રાગદ્વેષથી મુક્ત થાય તો ક્યાં જાય ?

જ—મોક્ષમાં જાય.

૧૬ સ—જીવ મહા પાપ કરે તો ક્યાં જાય ?

જ—નર્કમાં જાય.

૧૭ સ—સવારમાં તમે શું કરોછો ?

જ—વહેલા ઉઠી ઈશ્વરનું સ્મરણ કરી મંછાબાને નમસ્કાર કરી તે જે કહે તે કરૂં છું. માતાપિતાની સેવા કરવી તે મારો ધર્મ છે.

૧૮ સ—તમે સોપારી, ચહા, ચીભડું એવું કાંઇ ખાઓછો કે ?

જ—ના, કાંઇ નહી, સોપારીથી ઉધરસ થાય, ચહાથી શરીર બગડે, ચીભડું કે એવું ખાવાથી માંદા પડાય.

૧૯ સ—તમે અત્યારે કોની સાથે કયાં જાઓછો ?

જ—મામા સાહેબ સાથે ખેડા જાઉંછું.

૨૦ સ—ત્યાં કેમ જાઓછો ?

જ—મહારાજશ્રી વિનયવિજયજીના દર્શનાર્થે.

૨૧ સ—ત્યાંથી કયાં જશો ?

જ—માતર જઈ પાછા અમદાવાદ આવીશું અને મામા સાહેબ આજ્ઞા આપશે ત્યારે મ. ગાંધીજીનાં દર્શન કરવા આશ્રમમાં જઈશું.

**અસ્તુ.**

આ મંડળી મહેમદાવાદ ઉતરનાર અને અમે મુંબાઈ જનાર હોવાથી અમારા સવાલ જવાબ સમાપ્ત થયા. પરન્તુ પૂર્વજન્મના સંસ્કાર તથા તે બાળકમાં હૃદય અને બુદ્ધિની પવિત્રતા તથા ચપળતા જોઈ હું તો એટલો મુગ્ધ બની ગયોછું કે તે સવાલ જવાબો મને જીવનપર્યન્ત યાદ રહેશે. જાણવા પ્રમાણે તે પ્રભાવશાળી બાળક હાલ બોરસદમાં છે, અને ત્રણ વર્ષ તેને હમણાંજ પુરાં થયાં છે.

પ્રીન્સેસ્ટ્રીટ–મુંબાઈ.                                                    સેવક,

તા. ૫–૧૦–૧૯૧૯                                      શ્રીકાન્ત મજમુદાર, બી. એ.

# પ્રસ્તાવના.

આ પુસ્તકના બે વિભાગ પ્રકટ થયા પછી હાલ આ ત્રીજો વિભાગ વિવેકી વાંચનારના કરકમળમાં પ્રાપ્ત થાય છે. અગાઉના બે વિભાગો જેઓએ જોયા છે તેઓને માટે આની રચના શૈલી અજ્ઞાત નથી. જુદા જુદા અધિકારોથી ગ્રથિત થયેલા છ પરિચ્છેદોનો પ્રથમ વિભાગ અને તે પછીના સાતમા, આઠમા તથા નવમા પરિચ્છેદોના સમાવેશવાળો દ્વિતીય વિભાગ વાંચનારાઓની બુદ્ધિમાં ધર્માનુકૂલ વિશુદ્ધ વ્યવહારની તથા મોક્ષાનુકૂલ વિશુદ્ધ ધર્મની જે વિશિષ્ટ ભાવનાઓ સ્થિતિને પામી હોય તેની નિશ્ચલતાને માટે દશમા, અગિયારમા તથા બારમા પરિચ્છેદથી સુબદ્ધ કરવામાં આવેલો આ તૃતીય વિભાગ પ્રવૃત્તિ કરશે અને ધર્માનુકૂલ તથા મોક્ષાનુકૂલ એવી ઘણી એક અભિનવ ભાવનાઓનો પણ તેમાં ઉમેરો કરશે.

એક ક્ષેત્રની અંદર બીજારોપ કર્યાપહેલાં જેમ તે ક્ષેત્રમાંથી પ્રતિકૂલ પદાર્થોને દૂર કરવા પડે છે તથા તેમાં અનુકૂલ પદાર્થોની યોજના કરવી પડે છે, એટલુંજ નહિ પણ બીજ ધારણ કરવાની, તેને જાળવવાની, બીજ અંકુરિત થઈ શકે, અંકુરો ઉછરી શકે અને યોગ્ય ફળ આપી શકે એટલેસુધી તેને પોષણ તથા બળ દેવાની અને પોતાનામાં નિગૂઢ થયેલાં બીજોને વૃષ્ટિ, ઉષ્ણતા, અને શીતતાઆદિ બહારનાં સાધનોની જરૂરજેટલી સહાયતા મળી શકે તેવી સ્થિતિમાં રહી શકવાની તે ક્ષેત્રની યોગ્યતામાટે તેના કોઈ વિભાગમાં કૃશતા કોઈ વિભાગમાં પુષ્ટતા, કોઈ સ્થળે જોઇતી કઠિનતા, કોઈ સ્થળે જોઇતી મૃદુતા, અતિ નિમ્નતા હોય ત્યાં ઉચ્ચતા, અતિ ઉચ્ચતા હોય ત્યાં નિમ્નતા વગેરે અનેક સંસ્કારોનું આધાન કરવું પડે છે અને બીજારોપ કરતી વખતે અયોગ્ય બીજો ન આવે તેની સંભાળ રાખવી પડે છે. સંભાળ રાખ્યા છતાં પણ ક્યાંય ક્યાંય અયોગ્ય બીજો પડી જાય તો પાછળથી તેઓના અંકુરોને ઉખેડી નાખવા પડે છે તેમ સારા અંકુરોની જાળવણીખાતર અમુક અવધિપર્યંત કેટલાક નકામા અંકુરોને પણ સાથે સાથે રહેવા દેવા પડે છે અને પાછળથી સમય આવતાં તેઓને દૂર કરવાની કાળજી રાખી તે પ્રમાણે અમલ કરવો પડે છે તથા ફળ આવતાં બહુ જાળવણથી માત્ર ફળ ગ્રહણ કરી બાકીનો સઘળો ભાગ, જેને યત્નપૂર્વક ઉછેરેલ હોય-જાળવેલ હોય તેનોપણ ત્યાગ કરી દેવામાં આવે છે; તેવીજ રીતે એક અધિકારી મનુષ્યના અંતઃક્ષેત્રમાં મોક્ષફલરૂપ અંતિમબિંદુપર

દૃષ્ટિ રાખી ઉત્તમ બીજારોપ કરતાં પહેલાં તેનાં વ્યાવહારિક અનિષ્ટ વર્ત્તનો અને અનિષ્ટ વિચારોને દૂર કરવાની પ્રવૃત્તિ આવશ્યક છે, એટલામાટે તેવાં અનિષ્ટ વર્ત્તનો તથા અનિષ્ટ વિચારોને લગતા વિષયો તેને સમજાવી તેની ત્યાજ્યતા તેના મનમાં ખડી કરવી જોઇએ. તથા તેના ચાલતા વ્યવહારની વિશુદ્ધિ થાય તેવાં સુવર્ત્તનો તથા સદ્વિચારોને પરિપોષણ આપે તેવા વિષયોની ગ્રાહ્યતા તેમાં સ્થિર કરવી જોઇએ. સમ્યક્જ્ઞાનનો બીજારોપ કરતી વખતે પણ તેની સાથે નકામા વિચારોનું મિશ્રણ ન થાય તેને માટે તથા જ્ઞાનના વિચારો અંકુરિત થઈ સફળ થાય તેવી દશાએ પહોંચતાં સુધીમાં વ્યવહારવર્ત્તનની સાથે અને ધાર્મિક પ્રવૃત્તિની સાથે સેળભેળ થઈ અનિષ્ટ વિચારો કે તેવાં વર્ત્તનો દાખલ ન થઈ જાય તેવી સંભાળ લેવાની જરૂર પડે છે તેમજ જે જ્ઞાનબીજ વાવવામાં આવે તે ધારણ કરી રાખવાની, તેને જાળવવાની, તેને અંકુરિત કરવાની તથા સફળ કરવાની તેની યોગ્યતા સચવાય અને તેમાટે જે કાંઈ બાહ્ય સાધનોની જરૂર પડે તેનો પણ લાભ મળી શકે તેસારૂ તેને કોઈ વિષયમાં અભિમુખ રાખવું પડે છે, કોઈ વિષયતરફથી તેને પાછું વાળવું પડે છે, કોઈ વિષયમાં તેની જાગૃતિ જરૂરની છે, તો કોઈ વિષયમાં તેને મૃતદશાનો અનુભવ કરાવવો પડે છે, કોઈ પ્રસંગે તેને કઠિન બનાવવું પડેછે, તો કોઈ પ્રસંગે તેમાં મૃદુતા લાવવાની જરૂર પડેછે અને કોઈ વખતે દુનિયાના સંબંધમાં તેને નિગૂઢ રાખવું પડે છે તો કોઈ વખતે વગરશ્રમે દુનિયા તેના સર્વાંગ દર્શનનો લાભ લઈ શકે તેવું રાખવાની જરૂર પડે છે. પણ આ સઘળું એકજ નિશાનઉપર નજર રાખીને કરવાનું છે. તે નિશાન બીજું કંઈ નહિ, પણ સર્વાત્મભાવ–આત્મહિત–આત્મદર્શન–મોક્ષ, એનેજ માટે, બીજાં કશાંમાટે નહિ; દુનિયાદારીમાં આગળ વધવાને નહિ, શરીરે સુખી રહેવાને નહિ ટુંકામાં કોઇપણ જાતના નશ્વરલાભને માટે નહિ પણ અનશ્વરલાભને માટે સઘળા પ્રયત્નો–સઘળું જાણી તેમાંથી જરૂરનું હોય તે ગ્રહણ કરવાની જરૂર છે, પોતે ભવસાગર તરવાની શક્તિ મેળવી બીજાઓને તેની શક્તિ આપવી, તેમાટે સઘળી પ્રવૃત્તિ કરવી અને તે માટે તમામ પ્રકારનો શ્રમ ઉઠાવવો એજ આવશ્યક છે.

હિતાહિત પદાર્થો, હિત હિત પ્રવૃત્તિઓ અને હિતાહિત વિચારોથી જાણીતા થવું, વ્યવહારની સગવડો મેળવવી, શરીર સાચવવું, લોકપ્રિય થવું, પૈસો કમવો, લુચ્ચા લોકોની જાળમાં ન ફસાવું, એ સઘળું છેવટને સરવાળે સાર્થક ત્યારેજ ગણાય છે કે જ્યારે મનુષ્ય પોતાના આત્માને આ ભવસાગરમાંથી તારી મોક્ષનો અધિકારી થઈ શકે. નશ્વર સાધનોથી અનશ્વર સુખ મેળવવાની યોગ્યતા સંપાદન કરવી એજ ખરી વિદ્વત્તા છે અને એજ ખરો વિવેક છે.

જૈન સાહિત્ય એ સકલ વિશ્વને માટે સામાન્ય સત્ય સાહિત્ય છે. સત્ય ધર્મનું પરિપોષક સાહિત્ય કહો કે જૈન સાહિત્ય કહો એ બન્ને એકજ છે. વિશ્વહિતના સત્ય સિદ્ધાંતો એજ જૈન સિદ્ધાંતો છે. જૈન એ નામ ધરાવવા છતાં જેઓ વિશ્વહિતના સત્યસિદ્ધાંતોનું સેવન કરવાથી વિમુખ રહે છે તેઓ ખરી રીતે જૈન નથી અને જેઓ પોતાને જૈનેતર સમજે છે અથવા ગણાવે છે તેઓ પણ જો વિશ્વહિતના સત્ય સિદ્ધાંતોનું સેવન કરવામાં અભિમુખ હોય છે તો તેઓ ખરા જૈન છે અર્થાત્ સૃષ્ટિની ઉંચા પ્રકારની સંપત્તિ અથવા સૃષ્ટિના અત્યુત્તમ અલંકારરૂપ તેઓજ છે. તેઓને માટેજ આ વ્યાખ્યાનસાહિત્ય સંગ્રહની પ્રવૃત્તિ છે.

આ પુસ્તકના પહેલા બન્ને વિભાગોકરતાં પણ આ ત્રીજો વિભાગ વાંચનારાઓને માટે ઘણા અગત્યના વિષયો પૂરા પાડનાર અને વધારે ઉપયોગી થાય તેમાટે વિશેષ કાળજી રાખવામાં આવીછે. વળી સમગ્ર વિશ્વને વિકરાળ વિપત્તિનો અનુભવ કરનાર દારૂણ યૂરોપીય યુદ્ધને લીધે બીજી ચીજોની પેઠે કાગળોના ભાવ પણ ઘણા વધી પડેલા તેથી પ્રથમના બન્ને વિભાગોના કરતાં આમાં ખર્ચ વિશેષ થયું છે, જેથી વિશેષ–પૂરતી મદદ હોય તોજ આ ખર્ચને પહોંચી વળાય તેવું છે. મનુષ્યોની અનેક પ્રકારની જરૂરિયાતો પૂરી પાડવાને ધાર્મિક ઉદ્દેશથી કરવામાં આવતાં દાનોમાં, ઉપયોગી પુસ્તકો ખરીદી, જેઓ પૈસા ખરચી શકે નહિ તેવી સ્થિતિવાળા હોય અને યોગ્ય ગ્રંથો વાંચી યોગ્ય માર્ગ ગ્રહણ કરવાની ઇચ્છાવાળા હોય તેઓને તે પુસ્તકોનું દાન કરવું તેમજ પોતાના સ્નેહી સંબંધી વર્ગમાં તેવાં પુસ્તકોની લહાણી કરવી એ ઉદાર ધનવાન્ ગૃહસ્થોને માટે પોતાના ધનનો ઉત્તમોત્તમ ઉપયોગ કરવાનો એક શ્રેષ્ઠ પ્રકાર છે.

પ્રાચીન સમયમાં લક્ષાવધિ ધનવ્યય કરીને મોહોટા મોહોટા પુસ્તકભંડારો સ્થાપવામાં આવતા હતા, જે સમયમાં છાપખાનાંઓની સગવડો ન હોવાથી પુસ્તકો લખાવવામાં આવતાં હતાં તેમાં સમય અને ધનનો પુસ્કળ વ્યય થવા છતાં જ્ઞાનનો વિસ્તાર કરવાને તે બહુ જરૂરનું ગણી સમર્થ પુરૂષો તેવી પુણ્ય પ્રવૃત્તિને પ્રથમ સ્થાન દેતા હતા, ત્યારે હાલ તો થોડે ખર્ચે વિશેષ લાભવાળી તેવી પુણ્ય પ્રવૃત્તિ થઈ શકે છે, તો જેઓ પોતાનાં પૂર્વનાં સુકૃતોથી સંપત્તિવાળા હોય તેઓએ તે વાત પ્રથમ લક્ષમાં લેવા જેવી છે.

આ સંગ્રહગ્રંથ ભિન્ન ભિન્ન વિષયોનાં સંખ્યાબંધ પુસ્તકોની ગરજ સારે

છે. કારણકે સતત પ્રવૃત્તિવડે અનેક ગ્રંથોમાંથી ઉપયોગી અને સારભૂત વિષયો તેમાં એકઠા કરવામાં આવે છે અને પરસ્પર સાકાંક્ષ પ્રકરણોની યોજના કરી તે તે પ્રકરણ ધારેલી અસર કરી શકે તેમાટે આસેરૂચિ ઉત્પન્ન કરનારા દાખલા લીધેલા તથા યોગ્ય પ્રમાણરૂપ પદ્યોની ચુંટણી કરી નાની મોટી માળાઓનીપેઠે તેનું ગ્રથન કરવામાં આવે છે. પૂર્વ પ્રકરણના ઉપક્રમને જોડી બની શકે ત્યાંસુધી વાંચનારને તે સમજાવવામાં આવે છે અને તેમ કરી તે તે અધિકારનું રહસ્ય જેમ બને તેમ વિશેષ સ્પષ્ટ રૂપથી વાંચનારની સમક્ષ ખડું કરવામાં આવે છે. જે વિવેકી વાંચનારથી છુપું રહે તેવું નથી.

જે જે બાબત સમજાવવાની હોય તે તે બાબત વાંચનારના અંતઃકરણમાં ધારેલી અસર કરી તેમાં બરાબર સ્થિતિ કરી શકે તેમાટે સંસ્કૃત કે ગુજરાતી પદ્યોની ચુંટણી ન્હાના કે મોહોટા તેમજ પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ અનેક ગ્રંથોમાંથી શ્રમ અને વિચારપૂર્વક કરી તેની યોજના કરવાનું ધોરણ રાખ્યું છે. મુખ્ય વાત એજ છે કે જે સારભૂત વસ્તુ છે તે ગમે ત્યાંથી ગ્રહણ કરી લેવી. વખણાતી પ્રખ્યાત દુકાનઉપર ચડીને પણ તેમાંની નાપસંદ ચીજ પડતી મૂકી પાછા વળવું પડે તો તેમ કરવું અને અપ્રસિદ્ધ નાની સરખી દુકાનમાં પણ નજર પડતાં જો તેમાં આપણા ઉપયોગની ચીજ જોવામાં આવે તો તે ગ્રહણ કરવી એજ વિવેકનું ધોરણ છે અને તેટલામાટેજ આવો એક સિદ્ધાંત છે કે—

> अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
> सर्वतः सारमादद्यात्पुष्पेभ्य इव षट्पदः ॥

દરેક જાતનાં પુષ્પોમાંથી સાર ગ્રહણ કરનાર ભ્રમરની પેઠે કુશળ પુરૂષે નાહાનાં કે મોહોટાં શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો જોઇએ. એવી રીતે આ ગ્રંથમાંનાં પદ્યો જ્યાં જ્યાંથી લેવામાં આવ્યાં છે તે તે પુસ્તકનું કે તેના કર્તાનું નામ બાજુમાં કે ફુટનોટમાં લેવાનો રીવાજ રાખેલ છે. એમાં વારંવાર આવતાં સંસ્કૃત ગ્રંથોનાં નામ સાંકેતિક રીતે લેવાનું ધોરણ સ્વીકાર્યું છે. કારણકે અગાઉ તે સંપૂર્ણ નામો ઘણી વખત આવી ગયેલ છે. તેમ છતાં પણ તેવાં સાંકેતિક નામોનું સાંકળિયું કરી તેની બાજુમાં તેનાં પૂરાં નામ આ પુસ્તક વાંચવાનું શરૂ કરતા પહેલાંજ વાંચનારની દૃષ્ટિપર મૂકવામાં આવ્યાં છે.

વળી આ પુસ્તકના અગાઉના બે વિભાગ તથા આ વિભાગમાં જે સંસ્કૃત શ્લોકો આવેલા તે સર્વનાં પ્રતીકો લઈ તેનો અકારાદિ ક્રમથી સંગ્રહ કરી તે દરેક શ્લોક કયા વિભાગમાં કયા પૃષ્ઠપર છે તે દેખાડવામાં આવ્યું છે. એવી

રીતે આ પુસ્તક સંસ્કૃત સાહિત્યના દરેક અભ્યાસીને અતિ ઉપયોગી થઈ પડે તેવું કરવાની ધારણા રાખી છે.

છેવટે એવાં આશીર્વચનની સાથે આ પ્રસ્તાવનાની સમાપ્તિ કરવામાં આવે છે કે જેઓ આ ગ્રંથ વાંચીને બોધ લેવાના અધિકારી છે અને જેઓ આ ગ્રંથ વાંચીને અન્યને બોધ દેવાનો અધિકાર ધરાવે છે તે સર્વનો શ્રમ સફળ થાઓ અને સર્વ કોઈ પોતાના કર્ત્તવ્ય માર્ગને ગ્રહણ કરી પરમ નિવૃત્તિના સાધનરૂપ આત્મહિતની પ્રવૃત્તિમાં ઈષ્ટ ફળ મેળવો. તથાસ્તુ.

વિક્રમ સંવત્ ૧૯૭૫<br>અક્ષયતૃતિયા. } કર્ત્તા.

# વિદ્વદ્વર્ય વક્તાના વિચારો.

(૧)

" શાન્તિ તણાં સૂત્ર સે'જે સજે છે,
" ભવ્યાર્થ ભાવો ભવિકો શ્રવે છે;
" વળી જ્ઞાન ગૂઢત્વ તેમાં દિસે છે,
" એવા વિચારો "વક્તા" વિષે છે.

(૨)

" સાદી સરળ શાન્ત શૈલી અનેરી,
" ગિરાવિષે ગૂઢ મૃદુતા ભરેલી;
" શું રમ્ય પુષ્પો બગીચે દિસે છે,
" એવા વિચારો "વક્તા" વિષે છે."

'સ્નેહસાગર' બી. એ.

સુરત.

# *સ્વ० માતુશ્રી માણેકબાંઇને અરણે.*

હરિગીત છંદ.

સોરાષ્ટ્રના સ્મિતહાસ્યસમી, ભૂમિ ભાવનગરતણી ભલી,
જેણે કર્યો જય સિદ્ધ, રામારત્ન નિજ ઉદરે રળી;
જાણે શું સંશોધી ખરી, જગસૌખ્ય-મંત્રાણી જડી,
ત્રા તપબળે તરપાવી આ, વાત્સલ્યની મૂર્ત્તિ વડી. ૧

( ૨ )

એવી અનુપમ ઐક્ય ને, આનંદના અભિયોગમાં.
'સ્રષ્ટા' કરે સરજાઈ, સંચિત સ્નેહના સંયોગમાં;
પ્રત્યક્ષ થઈ શું પૃથ્વીપર, ધરી ધર્મ ને આવી ધૃતિ,
નામાભિધાન નિમિત્ત, 'माणेकबाई' આ મનુષ્યાકૃતિ. ૨

( ૩ )

સ્થૂળાક્ષરો ન શિખેલ, પાવરધાઈ પણ પરમાક્ષરે,
જે આદિ બળ ઔદાર્ય, અંતઃકરણ પટપર આવરે;
એ સર્વગુણ સમર્થ શું વકતૃત્વથી 'વક્તા' વર્યા,
વા સીંચતાં પય માતૃએ, શિશુ ઉરે સમજી ભર્યા. ૩

( ૪ )

એ કુદરતી કૃતિ ગોપ્ય, શું જન ઔરસદના જાણશે,
ના'ના તથાપિ નેકીને શું, પ્રેમથી ન પિછાણશે;
જન હિતની જ્યોત્સ્નાથી ભર્યા, સુતના સ્વપર્ણિત ભાવને,
જે દેખશે જગના જનો, બહલાવી દિલ દરિઆવને. ૪

( ૫ )

તે 'રતન' રત્ન કહી સદા, શાબાસીઓ સરખાવશે,
ને અન્યને એ પથ-પ્રથા, હલકે કહી હરખાવશે;
વિરતિવિશારદ વિશ્વ કરીને, 'કર્મયોગ' વિષે ઠર્યું,
સહુ આપશે એ માતૃ-સુતને, માન બહુ મહતા ભર્યું. ૫

મુંબઈ } કવિ, ભાઇશંકર વિ. પંડિત.
તા. ૧-૧૨-૧૯ }

# સ્વ૦ માતુશ્રી માણેકબાઈ.

—✻(૦)✻—

આ પ્રાત:સ્મરણીય બાઈ તે આપણા જાણીતા વિદ્વાન રા. રતનલાલ વક્તાનાં માતુશ્રી હતાં. તેમનો જન્મ કાઠિઆવાડમાં ભાવનગરમાં એક ખાનદાન કુટુંબમાં વિક્રમ સંવત્ ૧૯૩૧ માં થયો હતો. બાળપણથીજ નૈતિક તેમજ ધાર્મિક જ્ઞાનના ઉચ્ચ ને વિરલ સંસ્કારોએ તેમનાં મગજ અને હૃદયપટપર સજ્જડ સ્થાન લીધેલું. પાછળથી એ કુદરતી જ્ઞાનનો વારસો પુત્રરત્ન રા. રતનલાલ વક્તાને મળ્યો. "મારો પુત્ર સેવાધર્મ તે જીવનમંત્ર કે મહામંત્ર સમજનારો કેમ ન થાય?" એવા દિવ્ય ભાવો ભાઈ વક્તાના હૃદયપટપર ચિતરવા માતુશ્રીએ વીશ વરસસુધી સતત્ પ્રયત્ન આદર્યું હતું.

એ સત્યપૂર્ણ માતુશ્રીના પ્રાચીન સંસ્કારોએ રા. વક્તાને સાદાઈ અને નીતિપૂર્ણ ચારિત્રનું સ્વરૂપ શીખવ્યું. વાસ્તવિક રીતે સર્વ મોટાં સત્યો સાદાં હોય છે. હિંદુ, ઇસ્લામ, ક્રિશ્ચિયન, જૈન, બૌદ્ધ વગેરે સ્વધર્મનું તત્ત્વ થોડાજ શબ્દોમાં કહી શકાય એવું હોય છે; પણ શબ્દોને વાસ્તવિક બનાવવાને તથા વિચાર અને કર્મમાં જીવન્ત કરવાને એક જીંદગીનો સમયમાત્ર સતત્ શોધમાં ને શોધમાં ચાલ્યો જાય છે. એક ખરા ધર્મિષ્ઠ મનુષ્યની પોતાની માન્યતા તેના ધર્મના મતમતાંતરકરતાં વધારે સાદી હોય છે, અને તે અગત્યનાં મૂળ તત્ત્વના પાયાઉપરજ તે પોતાના જીવનનું બંધારણ બાંધે છે. ઉંચા પ્રકારનો વાદવિવાદ તેની સાદાઇની ઉંચાઇએ કદાપિ પહોંચી શકતો નથી. તેને ધર્મના શરીરની મીમાંસાની કાંઈપણ દરકાર હોતી નથી. તેને ધર્મના આત્માસાથેજ કામ હોય છે. મન, વચન અને કાયાથી વિશુદ્ધ સાદું જીવન હરહમેશ ગાળે છે. સત્યઉપર જે ચારિત્રનો પાયો નંખાયો નથી તે સાદું હોઈ શકેજ નહિ, એટલે પોતાની અંતર્દીપિકા—મન અગર અંત:કરણ—તથા ભાવનાઓને સંગત રહે—તેને અનુસરીને ચાલે—તેવું જીવનજ સાદું હોઇ શકે. ભાવપૂર્ણ સંસ્કારોથી અંત:કરણને કેળવી સરળ અને સુદૃઢ બનાવવા પુણ્યમયી માતા જેવો અન્ય કારીગર વિશ્વમાં ક્યાંય મળતો નથી. અનેક કષ્ટ વેઠી બાલ્યાવસ્થામાં અનન્ય વાત્સલ્ય ભાવથી ઉછેરી ઉચ્ચ મનોવૃત્તિને પોષી—તન અને મનની કેળવણીથી વિભૂષિત કરી સંસારમાં પ્રયાણકાજ યોગ્ય બનાવેછે. તથા યાવજ્જીવન સ્વાર્થત્યાગી વાત્સલ્યથી સંતાનના ભલામાં તત્પર રહે છે.

તે માતુશ્રીપ્રતિ કયું આભારી હૃદય માતૃવત્સલતાની પ્રેમમય લાગણીથી વિમુખ હશે ? ખરેખર ! જનનીનો પ્રેમ કંઈક ઓરજ હોય છે.

રા. વક્તાની ' મા નમીએ તને ' વાળી કવિતા માતૃપ્રેમથી ભરપૂર છે. રા. નાનાલાલ કવિની ' સમશ્લોકી ગીતા ' ની અર્પણપત્રિકા પિતૃભાવથી ઉભરાતી છે. સદ્‌ગત કલાપીનું ' અસ્વસ્થ ગૃહિણી ' કાવ્ય મૃત્યુશય્યામાં સૂતેલ માતાની પુત્રવત્સલતાથી થતી ચિંતાદર્શક લાગણીથી ભરપૂર છે. એક કવિ કહે છે કે:—

" તમ પિતા સદા વ્હાલ રાખશે,<br>
" પણ ન માતની ખોટ ભાંગશે !<br>
" નહિ નહિ મલે મા ગઇ ફરી,<br>
" જગતમાં નથી મા બને નહિ.<br>
" પણ ન છાતીએ કોઇની તમે,<br>
" રઝળતાં હવે એકલાં રહો. "

રા. વક્તા જેવા નવયુવક વિદ્વાનને વિવિધ પ્રકારની જનસેવાર્થે યોગ્ય બનાવી માતૃભૂમિને સોંપી માતુશ્રી માણેકબાઈ તે પ્રતિના ઋણમાંથી મુક્ત થયાં છે.

રા. વક્તાના વિચારો બોધક હોઈ હમેશાં મનનીય હોય છે. આ સાથે ' ભારતવાસીઓને એક સંદેશો ' તેમણે પાઠવ્યો છે. તે વાંચતાં વાચકને સહેજે પણ સમજાઈ જાય તેવું છે કે ધર્મના યથાર્થ સ્વરૂપનો બોધ અને અન્ય વિષયોપરત્વે સાર એકજ લખાણમાં આપી શકયા છે.

ઇ. સ. ૧૯૨૪ માં ' ભાઇબંધ અને નવરંગ ' પત્રો લખે છે કે:—"રા. વક્તા દરેક વિષયનું સારૂં જ્ઞાન ધરાવે છે. નીતિ, ધર્મ અને એમના હૃદયની વિશુદ્ધિની છાપ એમનાં લખાણ વાંચતાં પ્રથમ વાંચનારના હૃદયઉપર પણ અનાયાસે એની મેળે પડી જાય છે. તેમના ચારિત્રને માટે એમના મિત્રો અને માનનારાઓમાં ઘણું ઉંચું મત છે. કેટલીએક રખડી પડતી સંસ્થાઓને તે નિઃસ્વાર્થ મિત્રે વખતો વખત કિંમતી મદદ ગુપ્તપણે આપી છે. ઇ. ઇ. ઇ. "

ઇ. સ. ૯૧૩ ના રાજ્યમિત્રના અંકોમાં જોવાય છે કે:—" રા. વક્તાનાં લખાણ અને પ્રવૃત્તિ અવલોકતાં અમને અનુમાન થાય છે કે તે વિદ્વાનનું ભાવી ઘણું ઉજ્જવલ અને જનસમાજને અતિ ઉપયોગી થઈ પડશે. "

ઇ. સ. ૧૯૧૮ ના ઓકટોબરની ૧૮ મી તારીખના " સાંજવર્તમાન"માં

એક વિદ્વાન વકીલ લખે છે કે:—“ રા. રતનલાલ વક્તા એક સમર્થ વિદ્વાન અને કાર્યકર્ત્તા છે. તેમના પ્રત્યે અમને ઘણું માન અને વિશ્વાસ છે. અને તેઓ ધારશે તેવું કાર્ય પાર પાડી શકશે તેની અમને સંપૂર્ણ ખાત્રી છે. ”

તેની આગલી તારીખના ‘ હિંદુસ્થાન ’ માં અને અન્ય અંગ્રેજી પત્રોમાં પણ તેવાજ પ્રકારની નોંધો જોવામાં આવે છે. જનસેવા કરવાની ઉત્તમતક અને પોતાને તે સ્થિતિએ પહોંચવું એ બધો પ્રતાપ રા. વક્તા તેમનાં માતુશ્રીનોજ સમજે છે અને ખરેખર હતું પણ તેમજ. રા. વક્તાના પિતાશ્રી નાગરદાસ તો તેમને બાલવયમાં મૂકીનેજ સદ્‌ગત થયા હતા. જેથી તેમના સર્વ પ્રકારના શિક્ષણનો બોજો તેમની માતાને શિરે હતો.

માતુશ્રી માણેકબાઇને માટે શ્રીમાન ડાહ્યાભાઈ માસ્તર લખે છે કે:—

“ નરવિરલ હીરલાની રસાળી, ખજિ કાઠીયવાડની;
“ ઉત્તમકુળે ધરી જન્મ ત્યાં, પમરાવી ભૂમિ ગુજરાતની.
“ જન્મભૂમિ ને જનની ગરવાં, સ્વર્ગથી ત્રિલોકમાં;
“ એ સત્ય હૃદય ઉતારતાં, ઉર ઉમળકે જન થોકમાં.
“ માણુકબાઈ મણિ માણેક મુક્તા, રત્ન કે હીરલો કહું;
“ દેવી ગુણદાતા દેવમાત, સહૃદયતા શું ઉર લહું.
“ વેલી નવેલી પ્રફુલ્લેલી, ઉપરહેલી અમીતણી;
“ મારકતમણિ નિર્મળ વિષે, શશિબિંબ ઉપમા ઉરતણી. ”

આગળ ચાલતાં તેજ લેખક લખે છે કે:—

“ સાક્ષરમણિ સુતરત્ન ઉમદા, ‘રત્નલાલ’ ઉછેરીને;
“ નિજ માતૃભૂમિની સેવમાં, સોંપ્યા સગુણતા પ્રેરીને.
“ એવી દેવી સંપતિમય મા, દેવને જન્માવતી;
“ ભારતવિષે ઘર ઘર હજો, સુતરત્ન અંક હુલાવતી. ”

ખરેખર, માતુશ્રી માણેકબાઇ તે માણેકબાઇજ હતાં. ‘ રા. રત્નલાલ વક્તા ’ જેવા સાક્ષર રત્નને ગુર્જરીને ચરણે સોંપી આપણા ઉપર તેમણે મોટો ઉપકાર કર્યો છે. માતુશ્રીની યાદગીરી કાયમ રહે તથા તે નિમિત્તે પુણ્યદાન સહ તેમના ગુણોનું પ્રતિવર્ષે સ્મરણ થાય એવા હેતુથી રા. વક્તાના મિત્રો અને માનનારાઓએ એક ફંડ ઉભું કરવા વિચાર્યું છે.

તે પુણ્યવંતાં માતુશ્રીનું હમણાં ત્રેંતાલીસ વર્ષની સામાન્ય ઉમરે બોરસદમાં વિ૦ સં. ૧૯૭૪ ના અશાડની કૃષ્ણચતુર્થીએ દેહાવસાન થયું છે. એક સુખનિદ્રામાંજ શાન્ત હૃદયે અક્લિષ્ટ અંતઃકરણે ઝાઝો મંદવાડ વેઠ્યા વિના એમનો આત્મા સ્વરૂપમાં સમાઈ ગયો. આથી રા. વક્તાએ હૃદયનો વિશ્રામ અને પ્રેમનું ઉત્કૃષ્ટ આકર્ષણ ખોયું, અને તેના પર સદાના શ્વેત પટ છવાઈ જવાથી તેમને તથા તેમના બહોળા મિત્રમંડળને ભારે ગ્લાનિ ઉત્પન્ન થઈ. આવી સહૃદય માતાઓનાં અવસાન અતિ ખેદકારક, હૃદયહારક શોકોદ્ગાર કરાવે એ નિઃસંશય છે. અનેક ગુજરાતી પત્રોએ....માતુશ્રીનાં દેહાવસાનની નોંધ લઈ રા. વક્તાને દિલાસો આપ્યો હતો. અમો તે સદ્ગત માતુશ્રીના અમર આત્માને અનંત આનંદ ઇચ્છીએ છીએ.

ચરોતર સભા.
તા. ૧-૪-૧૯.

વકીલ—આર. જી. ઠારવાળા.
બી. એ. એલ. એલ. બી.

તથા

ડૉ. સી. એ. દેસાઈ.
એલ. એમ. એસ. ( નેશનલ ).
સ૦ આ૦ સરજન—
ખંભાત.

# ભારતવાસીઓને મારો એક સંદેશો

—→⁂(૦)⁂←—

વિશ્વશાળાના આજદિન સુધીના મારા અનુભવે હું તો એ નિર્ણયપર આવ્યો છું કે "આવા ઉત્કૃષ્ટ સંયમી સાધુ મુનિઓ, બ્રહ્મચારી સંન્યાસીઓ, અને ઉચ્ચ કોટિનું જીવન નિર્ગમતા ચારિત્રવાન વિદ્વાનો જ્યાં સુધી પોતાના વિચારો ઉપયોગી ગ્રંથોદ્વારા જગદ્-વ્યાપી બનાવે નહિ ત્યાં સુધી દેશોદય કે આત્મોન્નતિની આશાઓ બાંધવી વ્યર્થ છે."

(વકતા.)

ગ્રંથાવલોકન યા ઉપોદ્ઘાત તે આ નથી તેમજ મુનિશ્રીના ચારિત્રનું ચિત્ર પણ આમાં નથી જો કે જે મહાત્માને વસુધા એજ કુટુંબ છે, પરોપકાર એજ આત્મોન્નતિ છે, આત્મ સંયમમાં જેની સર્વશક્તિ પર્યવસિત છે, દયા, પ્રેમ, ભક્તિ અને આત્માના પાઠો શીખવા શીખવવા એ જેનો જીવનહેતુ છે તથા શાન્તિની પ્રગતિ કરવી એ જીવનસૂત્ર છે, તેવા મુનિશ્રીનું જીવન બોધક પ્રેમ રોચક હોય તેમાં બીલકુલ નવાઇ નથી, છતાં તે આલેખવાનો પ્રસંગ મને સંપ્રાપ્ત થયો નથી.

અત્ર ગ્રંથ-સૃષ્ટિમાં પ્રવેશ કરતા પાન્થને પ્રથમ આ સંદેશો અવલોકવાથી યોગ્યાયોગ્ય લાભ થવા સંભવ છે. છેલ્લા કેટલાક માસથી વિદ્વાન મિત્રોના આગ્રહ છતાં સાહિત્યના પ્રદેશમાં મૌન રહેવાનું ઉચિત ધાર્યું હતું, છતાં તત્સમયે મુનિશ્રીની આજ્ઞાને આધીન થઈ ગ્રંથ પ્રવેશારંભ પૂર્વે વિવિધ વિષયો ગ્રથિત સુવાસિત પુષ્પમાલા વાચકસૃષ્ટિને સમર્પણ કરવાને મને યથેષ્ટ સમજાયું છે.

હરકોઈ સદ્ગ્રંથનું પઠન અધ્યયન કરતા પહેલાં તેનાં ચાર અનુબંધનો ખાસ કરીને લક્ષમાં લેવાં જોઇએ. તેમ નહિ થવાથી મિથ્યા કાલક્ષેપ અને અસંતોષ વિના અન્ય ફલ થતું નથી. તેવી રીતે અર્થગ્રહણ શક્તિમાં ન્યૂનતા હોય તો સારામાં સારી વાચનશક્તિથી પણ અર્થ સમજાતો નથી.

'આથી પોતાની ન્યૂનતા અજ્ઞ વાચક લેખકને આરોપે છે, માટે ખાસ કરીને ચાર અનુબંધનો પ્રથમથીજ જાણવાની અપેક્ષા છે.

ગ્રંથનો વિષય શું છે ? વિષયનો તેમજ લેખકનો સંબંધ શો છે ? ગ્રંથ રચવાનું પ્રયોજન શું છે ? અને કયા વર્ગના મનુષ્યો ગ્રંથને સમજવાને અધિકારી છે ? આ ચાર નિયમો પ્રત્યેક ગ્રંથપ્રત્યે અવશ્ય જાણવા જોઇએ ગ્રંથનો વિષય હોય તેને અનુકૂળ શબ્દ અને વાકયરચના તે પુસ્તકમાં આવવાં જોઇએ. પ્રત્યેક લખાણની અમુક પરિભાષા હોય છે તેને દૃષ્ટિરહિત કરી વિષય તૈયાર કરતાં અર્થ શિથિલ થઈ જાય છે; એટલુંજ નહિ પણ પરંપરાથી ચાલી આવતી વિચારશ્રેણીને સમજવાનું મુખ્ય સાધન વાચકના હાથમાંથી જતું રહે છે. વિષયનું યથાર્થ જ્ઞાન લેખકને હોવું જોઇએ. વાચકે લેખકની શી યોગ્યતા છે તથા તે કયા સ્થાનથી પ્રવર્તે છે તે જાણી લેવું જોઇએ, નહિતો તેનો આશય કાંઈક હોય અને ગ્રહાય કાંઈક, કારણકે દૃષ્ટિબિંદુમાં અંતર હોવાથી દર્શનમાં પણ અંતર પડી જાય છે. બોલેલાં ભાષણો કે શબ્દોકરતાં ગ્રંથો ઘણે દૂર ફેલાય છે આથી લેખકના ઉમદા વિચારો જગદ્વ્યાપી બને છે, અને સેંકડો કરતાં વધારે વર્ષો સુધી ભવિષ્યની પ્રજાને આ એક ઉપયોગી તેમજ કિંમતી વારસો છે. મહાત્માઓનું જ્ઞાન એ ઉન્નત ભાવપૂર્ણ પ્રવાહ છે, ફક્ત શબ્દરચનાના આડંબરમાંજ જે લેખનું લેખત્વ છે તે તો જાતમૃત બાલક જેવા અત્યંત નિષ્ફલજ છે. દિનપ્રતિદિન શિક્ષણના વિસ્તારસાથે વાચનનો વિસ્તાર વધતો જાય છે પણ આપણે અને આપણે સ્થાને આવનારા બાળકો શું વાંચીએ છીએ એનો વિચાર કરવાની બહુ આવશ્યક્તા છે. શરીરને પુષ્ટિ આપનાર અન્નની અને ભોજનની આપણે અનેક રીતે પરીક્ષા કરીએ છીએ પણ મન અને આત્માને પુષ્ટિ આપનાર જે વાચન તેની યથાયોગ્ય પરીક્ષા આપણે કરતા નથી. દોડતે દોડતે જ્ઞાન માત્ર ઉપાડી લેવાયતો ઠીક એવી સાધારણ તૃષ્ણા દીઠામાં આવે છે. ગ્રંથ હાથમાં લીધો, પ્રથમ અને છેલ્લું એમ બે પૃષ્ટો જોયાં, વચમાં આમ તેમ ઉથામ્યું અને તે પુસ્તકના વિષયસંબંધે અભિપ્રાય બાંધી ઉંચે મૂકયું. આજકાલ એવી શોચનીય સ્થિતિ જોવામાં આવે છે. આનું કારણ સેંકડે પચાણું જનના સંબંધે તો આલસ્ય, બેપરવા, અને પોતાની બુદ્ધિનું અભિમાન સંતાડવાનો એક ખોટો માર્ગ છે. આટલું છતાં જોઈ શકાય છે, કે અભણમાં અભણ માણસના ગૃહમાં બે ચાર પુસ્તક પડયાં હશે. ગાંધીની દુકાને હીંગ, મરીના ઠામમાં પણ નાટકનાં ગાયનો પડેલાં હશે. કોઈ પેપર—છાપું રાખતા હશે. ઘણાક જનોને તો નિત્ય પેપર જોયા વિના અન્ન ભાવતું નથી એવી પણ સ્થિતિ છે તે ઠીક છે. પણ એનો સાર શો છે ? જેને જોતાં કશો ઉપદેશ નથી, ઉલટું આડકતરી રીતે અવળો ઉપદેશ આપનારી વાર્તાઓ, તેવાંજ નાટકો અને વેપાર, લડાઈ, કેસ, ઈત્યાદિની ખબર અંતરોનાં પેપરો એ

વિનાનું વાચન, આ બધી પ્રવૃત્તિમાં નજરે આવતું નથી એ બહુ ખેદ ઉપજાવનાર છે. આ જગતમાં જન્મી મરવાની વચમાં જાણે ખાવા પીવા અને મોજ શોખ કરવા વિના કશું કર્ત્તવ્યજ નહોય તેવી લઘુતા, ચંચળતા, વિકલતા આપણા વાચકોના અંગમાં વારંવાર જણાય છે. અભિમાન તથા સંકુચિતમન અને વિચાર સાથે સ્વચ્છંદિતા વિગેરે સર્વત્ર નિયામક થઈ ગયાં હોય એવું ખેદકારક ભાન વિચારવાનને થયા વિના રહેતું નથી. વાંચવામાં ઘણું વાંચવા ઉપર લોભ ન રાખતાં સારૂં વાંચવા ઉપર લોભ કરવો, ઘણાં પાના કે ઘણા ગ્રંથ વાંચવા કરતાં થોડાં પાનાં કે થોડા ગ્રંથ બરાબર સમજીને વાંચવા એજ ઉત્તમ માર્ગ છે. વાંચતી વખતે લખનાર શું કહેવા ઇચ્છેછે, તેજ સમજવા ઉપર દષ્ટિ રાખવી. વાંચેલા વિષયને મનમાં ઉતારી લઇ અવકાશના સમયે મનન કરવું, સત્સમાગમની સર્વદા અભિરૂચિ રાખવી, યોગ્ય મુનિના મુખમાંથી નીકળતાં—અન્ય સ્થાને ક્ષારજલવત્ લાગતાં—વચનો પણ મેઘદ્વારા આવતાં સમુદ્રજળની પેઠે મિષ્ટ અને પોષક થઈ રહે છે. જ્ઞાન અને અનુભવ ઉભયનો જેનામાં પ્રત્યક્ષ ભાવ પ્રતીત હોય તેવા મુનિઓ સંગ માત્રથી પણ બહુ બહુ લાભ કરે છે. ધર્મ એ મનુષ્યના આત્માનું ઉંડામાં ઉંડું રહસ્ય છે અને એના ઉપર એની સર્વ પ્રવૃત્તિઓનો આધાર છે. ધર્મ સારો તો પ્રવૃત્તિ સારી, એટલે પ્રવૃત્તિ સિદ્ધ કરવામાટે અને તેદ્વારા જનમંડળનાં ગૃહ—રાજ્ય વિગેરે સર્વ અંગોને આરોગ્ય અને બળ અર્પવા પણ ધર્મ સમજવો આવશ્યક છે.

ધર્મની આવશ્યકતા દર્શાવવા અનેક કારણો કહેવામાં આવે છે પણ ખરૂં કારણ એ છે, કે જગતની સામાન્ય આપ—લેમાં જે રાગ—દ્વેષમય જીવન થાય છે કલેશ અને વિષવાદમાં જે અનવધિ દુઃખ વિસ્તરે છે તેની પારના એટલે અનંત અને અવ્યાબાધ સુખની દૃષ્ટિ આગળ રાખનાર ધર્મ છે. “ ધૃ ” એટલે ધારણ કરવારૂપ અર્થથી ધર્મની વ્યુત્પત્તિ દર્શાવી મનુષ્યને ધારણ કરનાર તે ધર્મ કહેવાય છે, પણ પ્રાકૃત એવું વ્યાવહારિક જીવન તેમાં રગદોલાવા ન દેતાં તેની પાર માણસને ધારણ કરી રાખનાર તેધર્મ એમ આપણે સમજવાનું છે.

ધર્મતત્ત્વ જાણવાનું પ્રયોજન શું છે ? ધર્મ આવશ્યક છે એમ કહેવાનું તાત્પર્ય એવું નથી, કે અન્નાદિ વિના જેમ મનુષ્યને ચાલતું નથી, તેમ ધર્મ વગર પણ ચાલતું નથી, પરંતુ મનુષ્યના મનુષ્યત્વમાં, સ્વભાવમાં ધર્મતત્વ રહેલું છે. પણ સંસારના અન્યવિષાદો, સ્વચ્છંદતા, અહંતા, ઇત્યાદિનો તિમિર પટ તેને ઉદયમાં આવવા દેતો નથી. કારભાર કરનારો કારભારી જાણે છે, કે હું કારભારૂં ડોહાળુંછું માટે મારાથી કશી વાત અગમ્ય હોયજ કેમ ? વિધા-

વિલાસી અધિકારીઓ સમજે છે કે અતિશ્રમે જે જ્ઞાન મેળવ્યું તેને ખોટું કહેનારજ કોણ ? ધર્માભિમાની પંથપ્રવર્તકો જાણે છે કે અમો ઠાવકું મોં રાખી અહંબ્રહ્મ કહીએ છીએ તેને ઇન્કાર કરનાર કોણ ? મારો લાલીઓ કૂતરો પણ સમજે છે કે હું તે હુંજ-ને મારા પગના બૂટ પણ જાણે અહંપદમાં ચકલે ચોટે ચકુરો ચૂપ કરતાજ નથી. બધી દુનિયામાં અહંમાંજ ડૂબી છે. આ લખનારો પણ એમાંનો એમાંજ.

મનુષ્યને જગતમાં આવી વિશ્વ શુંછે ? દેહ તથા આત્મા શુંછે ? ઉભયનો શો સંબંધ છે, એ આદિ પ્રશ્નો ઉપજવા એજ પૂર્વના અતિ શુભ સંસ્કારોનું પરિણામ છે. હાથ, પગ આદિ કર્મેન્દ્રિય, ચક્ષુ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયના યંત્રરૂપ આહાર વિહાર માત્રને શોધનાર અને પોતાનું પ્રિય થાય એમાંજ કૃતાર્થતા માનનાર એવા મનુષ્ય કેવળ પામર છે. એમને સ્વ-પર, કશાનું ભાન નથી, સુખ-દુઃખનો વિચાર નથી, એવા મનુષ્યોને પોતે જે અધમ વિષયોમાં પ્રિયતા માની હોય તે વિષયો પ્રાપ્ત કરવાની કામના બહુ બલિષ્ઠ હોય છે, એટલે એઓને એવા સ્વકલ્પિત પ્રિયસ્થાન જે જે વિષય તેમને પ્રાપ્ત કરવાને અર્થે અનેક વ્યાપાર કરવા રૂચે છે. વ્યવહારમાં અનેક ખટપટ, પ્રપંચ, દગા, ફટકા, ઇત્યાદિ કર્યા છતાં પરિતૃપ્ત થવાતું નથી, એટલે ક્વચિત્ એવી શક્તિ મળી આવે કે જેથી ઇચ્છાનુસાર પ્રિયની પ્રાપ્તિ સાધી શકાય, તો તેને પણ એવા મનુષ્યો વારંવાર શોધે છે. પામરોની આવી દશા છે.

આવી લોકસ્થિતિમાં જીવનનો હેતુ શો છે ? પુરૂષાર્થ શામાં છે ? એવા પ્રશ્નો પર લક્ષ જવું એજ પૂર્વનાં અનેક શુભ કર્મોનો શુભોદય જાણવો. હૃદયથી દૃઢ નિશ્ચય થાય કે એવા પ્રશ્નોનું નિરાકરણ યથાર્થ રીતે જાણવું તો સદ્ગુરુના શરણ નીચે અનેક વાચન, મનન, અવલોકન કરતે કરતે એવું નિરાકરણ પ્રાપ્ત થાય છે-ઉચ્ચ જીવનની ભાવના હાથ આવે છે. ઉન્નત જીવનનો માર્ગ આત્મજ્ઞાન છે, એ આત્મજ્ઞાન એજ ધર્મ છે, એમ અનેક વાતોથી સિદ્ધ થાય છે. પોતાના સ્વરૂપને જાણી પ્રકૃતિઉપર પોતાનો અધિકાર સ્થાપવો. એટલામાંજ ધર્મની સમાપ્તિ છે-ઉન્નત જીવનની પરાકાષ્ટા છે. ઉન્નત જીવનનો મુખ્ય મંત્ર સ્વાર્પણ અને કર્તવ્ય છે-સ્વાર્પણ એટલે અભિમાનની વૃત્તિનો ત્યાગ કરીને પોતાને જે જ્ઞાન થયું હોય તે બધું પોતાના આચારમાં પ્રદર્શિત કરવું એજ સ્વાર્પણપૂર્વક કર્તવ્ય કરવાનો અર્થ છે-પછી તે કર્તવ્ય પોતાના લાભને અર્થે હોય કે પોતાના કરતાં વધારે સંખ્યા કે સ્થાનના લાભને માટે હોય અથવા તો આખા વિશ્વના હિતાર્થે હોય તોપણ જે કાળે જેટલું જ્ઞાન હોય તે

જ્ઞાન માત્રને અભિમાનવિનાજ આચારમાં આણવું એ ઉન્નત જીવનનો માર્ગ છે. આ પ્રમાણે ઉત્તરોત્તર અધિક જ્ઞાન અને અધિક કર્તવ્યતા સમજાતાં મોક્ષ-પર્યન્ત પહોંચાય છે. આગળ જણાવ્યા પ્રમાણે આત્મભાવથી વિદૂર તે બધું અનીતિ અસત્ય, અપ્રમાણિક છે, હવે આત્મહિતાર્થે ધર્મસાધન કરવામાં શ્રદ્ધાની બહુ બહુ જરૂર છે. ધર્મ યા ધર્મજ્ઞાન એ વિષયજ શ્રદ્ધાનો છે. શાસ્ત્રનાં અને ગુરુનાં વચનો ઉપર સત્યબુદ્ધિ રાખી તેમનું અવધારણ કરવું તેને સત્પુરુષો શ્રદ્ધા કહે છે, એનાથી વસ્તુની ઉપલબ્ધિ થાય છે અર્થાત્ વસ્તુ પ્રાપ્ત થાય છે. વસ્તુ પ્રાપ્ત થવામાં કાંઈક વિવેક રાખવો જોઇએ. આંખો મીંચી બુદ્ધિ શૂન્ય કરી નાખીને કાંઇપણ જોયા સાંભળ્યા કે વિચાર્યા વિના જે એક વાત પકડાઈ તેને વળગી રહેવું એવી શ્રદ્ધાથી વસ્તુપ્રાપ્તિ થતી નથી. એવી શ્રદ્ધાથી તો દુરાગ્રહ, હઠ, ધર્મને નામે વહેમ તથા કુટેવોનીજ વૃદ્ધિ થાય છે, એવી કુટે-વોનું બીજ હૃદયનો સંકોચ અને મનનું સાંકડાપણું છે, એટલે તેને અંધશ્રદ્ધા કહેવામાંજ આવે છે. આથી તો હૃદયના વિસ્તારને સ્થાને -હૃદયનો સંકોચ સિદ્ધ થાય છે. જે શ્રદ્ધાથી વસ્તુની ઉપલબ્ધિ થાય છે તેના એ બે પ્રકાર છે; જડ-શ્રદ્ધા અને વિચારયુક્તશ્રદ્ધા. જડશ્રદ્ધા એવી છે કે વ્યાખ્યાન શ્રવણ કરવું કે કોઈ ક્રિયા કરવાની છે, જેમાં આપણને બીલકુલ સમજણ પડતી નથી, પણ તેનો પાકો જાણનાર છે તેના કહ્યા મુજબ ચાલવાથી કલ્યાણ થાય તેમ છે, તો તે મુજબ ચાલવું આનું નામ જડશ્રદ્ધા છે. પણ આમ જડશ્રદ્ધા કરતે કરતે કાલાંતરે વિચાર કરવાની બુદ્ધિ ખીલે છે અને એમ જાણવા માંડે છે, કે અમુક શ્રદ્ધાનું કારણ અમુક છે. આમ જાણ્યા પછી બોધ અથવા ક્રિયા ઉપર જે દૃઢતા થાય છે તે વિચારયુક્ત શ્રદ્ધા જાણવી. બીજા પ્રકારની શ્રદ્ધા ઉત્તમ અને શ્રેયસ્કર છે-પ્રથમ પ્રકારની શ્રદ્ધા તેને પેદા કરાવવાવાળી છે. નાના બાળકો જેટલા પાઠો શીખે છે તેટલા શ્રદ્ધાથીજ શીખે છે. જે સમયે તેમને વિશેષ વિચાર કરવાની બુદ્ધિ હોતી નથી, તે વખતે ફક્ત શ્રદ્ધા તેમને જ્ઞાન આપ-વામાં મદદ કરે છે. જ્યાંસુધી જે વિષયનું પાકું જ્ઞાન આવ્યું નથી ત્યાં સુધી તે વિષયમાં ગમે તેટલી અવસ્થા થાય છતાં સર્વે બાળકજ છે, પણ આ સંસા-રમાં ગુરુ કરવાની અને તેની પાસે ઉપદેશ લઈ કેવળ જડશ્રદ્ધાથી આચાર કર-વાની જરૂર આટલાજ સારૂ છે. આવી રીતની શ્રદ્ધામાંથી વિચારયુક્ત શ્રદ્ધા થાય છે, એમ પુનઃ કહેવાની જરૂર રહેતી નથી. આચાર અને વિચારની એકતા એજ અપરોક્ષ છે. મન, વચન, અને કાયાનું ઐક્ય એજ મહાત્માનું માહાત્મ્ય છે. એ શાથી આવે છે? વિચાર અથવા નિશ્ચયઉપર જે અતુલશ્રદ્ધા

થાય છે તેમાંથી તે વિચારનું તે આચારમાં આરોપણ થાય છે અને મન,વચન તથા કાયાની એકતા ફળિત થાયછે. મહાત્માઓના માહાત્મ્યનું તત્ત્વ શ્રદ્ધાજ છે. અનંતાભવથી ચોરાશીમાં ફેરા ફરતાં આ સંસારમાં જન્મ લીધો, પણ આત્માનું સાર્થક કર્યું નહિ તો જન્મ વ્યર્થ ગયો એ શાસ્ત્રકારોએ કથેલી સિદ્ધ વાર્તા છે આથીજ ધર્મનો વિચાર પ્રત્યેક સ્ત્રીપુરુષને કર્ત્તવ્ય જણાવ્યો છે. જે અવિચ્છિન્ન, અવ્યાબાધ અને કદાપિ ફરે નહિ એવું સાચું સુખ હોય તેજ સદ્ધર્મનું પરિણામ છે, અને તેમજ જ્ઞાનીઓએ મોક્ષ કહ્યો છે. એવા સુખની પ્રાપ્તિ અર્થે સદ્ગુરુના બોધની અવશ્ય કરીને જરૂર છે. ખરા ઉત્કૃષ્ટ સંયમી આત્મજ્ઞાની વિના અનુભવનું સાક્ષાત જ્ઞાન રહસ્ય આપવા અન્ય કોઈ સમર્થ નથી. સદ્ગુરુના શરણમાં ગયા વિના મોક્ષ થતો નથી, માટે મનુષ્યમાત્રને ગુરુની અપેક્ષા છે, કેમકે ધર્મજ્ઞાનપરત્વે ઘણા લોકો સો—સો વર્ષના થયા છતાં કેવળ એક—એક વર્ષના બાળક જેવા અજ્ઞાત હોય છે. આથી સહજમાં સમજાશે કે સદ્ગુરુ તરફથી થતા ધર્મ બોધ પરત્વે સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ; કારણકે શ્રદ્ધા વિના કોઇપણ રીતનું જ્ઞાન માણસને થઇ શકતું નથી "અશ્રદ્ધા એ મહાપાપ છે" શ્રદ્ધા વિના કરેલી ક્રિયા ફલિત થતી નથી. જે લોકો અશ્રદ્ધાળુ છે તેમને સંશય ઘણા થયા કરે છે અને તે સંશય થયાને લીધે કોઇ વાતનો નિશ્ચય ન થતો હોવાથી તેઓ આત્મિક કલ્યાણ સાધી શકતા નથી. આવી રીતે અનંત સુખના સાધનરૂપ શ્રદ્ધા તે જ્ઞાનવિના પાકી શકતી નથી, માટે શ્રદ્ધાપૂર્વક જ્ઞાન મેળવવું આવશ્યક છે.

હું નિશ્ચય કરીશ તે સિદ્ધ કરીશ એવી પોતાના બળઉપર શ્રદ્ધા આવવી એતો અભ્યાસે બનતું આવે. જગતમાં સ્વાશ્રય, સ્વકર્ત્તવ્ય, પરાક્રમ, સાહસ, વીર્ય એના જે વ્યાવહારિક આધ્યાત્મિક મહાદૃષ્ટાંતો આજપણ આપણી ભક્તિને સતેજ કરી આપણને કોઈ મહત્ કર્મમાં નિયોજવા જેટલો વેગ ઉપજાવે છે તે આવી અતુલ આત્મશ્રદ્ધાના આત્મબળના કાર્યઉપર અતુલશ્રદ્ધાનાં પરિણામ છે.

આથી આપણે જોઈ શકયા કે આત્મબળ અભ્યાસે આવે છે, તન્મયતા અભ્યાસે આવે છે, અને જ્ઞાનમાં પણ અભ્યાસે આગળ વધી શકાયછે. જ્ઞાનનો આનંદ અવર્ણ્ય છે. એ આનંદમય જ્ઞાનની પ્રાપ્તિ કેવળ બુદ્ધિના વિલાસોથી થતી નથી, એની સાથે હૃદયને વધારે સંબંધ છે, માટે આપણે હવે તે હૃદયની વાત કરીએ.

માથામાંથી ઉપજતી પ્રવૃત્તિને બુદ્ધિ કહીએ છીએ, રક્તાશયમાંથી ઉપજતી પ્રવૃત્તિને હૃદય કહીએ છીએ. ભય, ક્રોધ, હર્ષ, આશ્ચર્ય, દયા, પ્રેમ આદિ લાગણી થતાં હૃદયનો ધબકારો વધવા માંડે છે કે મંદ પડી જાય છે, અને આખા અંગમાં કોઈક અવર્ણ્ય ચમક લાગીજાય એ વિલક્ષણ પ્રકાર હૃદયનો છે.

વિવાદ—યુક્તિ, વ્યવસ્થા, વિદ્વત્તા, પાંડિત્ય આદિ જોતાં મનમાં આપણને એવા થવાની વૃત્તિ થઈ આવે છે એ ચમત્કાર બુદ્ધિનો છે. બુદ્ધિને વિસ્તાર છે, ઉંડાઈ નથી. હૃદયને ઉંડાઈ છે, વિસ્તાર નથી. દોષ કાઢવાનું કામ બુદ્ધિનું છે ક્ષમા આપવા લેવાનું કામ હૃદયનું છે, પણ બુદ્ધિ જ્યાં ક્ષમાનો દાવો કરે છે ત્યાં હૃદય ક્ષમા સમજતું નથી. બુદ્ધિને માન-અપમાન છે. સારૂં—નરસું સમજાય છે. હૃદયને સર્વત્ર માનનું માનજ છે, બધું સારૂંજ દેખાય છે. બુદ્ધિ આણી આવે છે. હૃદય આણ્યું આવતું નથી. બુદ્ધિ જોડે તો માણુસોને લડવાનું મન થાય છે, હૃદયને તો મનુષ્ય તુર્તજ નમી પડે છે. પ્રેમમાં અનલ હક એ હૃદય છે. હૃદય જેનાથી સંબંધ રાખે તે રૂપજ થઇ રહે છે. બુદ્ધિ તો "હું" "તું" મારૂં—તારૂં એવા ભેદ પાડી અમુક હદ અને મર્યાદા ઠરાવી પોતે અને પોતાનું એવા બે વિભાગ કરી બતાવશે. અહંકાર—અભિમાનનું નિદાન બુદ્ધિ છે, સ્વાર્પણ ત્યાગ વૈરાગ્ય તેનું નિદાન હૃદય છે. હૃદયને તો હૃદય વિના અન્ય કાંઇ જણાતું નથી. જ્યાં હોય ત્યાં હૃદય એકનું એકજ. વાદવિવાદ એ યુક્તિ બુદ્ધિની છે. હૃદયે હૃદયને કદાપિ તકરાર આવતી નથી. ગાઢ મૈત્રી, સ્નેહ સંબંધ, શાન્ત સુખીસંસાર, તેમાં અનેકાનેક કલેશનાં બીજ રોપાય છે તે કારભાર બુદ્ધિનો છે. હૃદય સ્થાપે છે, બુદ્ધિ ઉથાપે છે. હૃદયને શાન્તિ, એક્તા, અનુપમ સુખ વિગેરે જોઇએ છીએ. બુદ્ધિને વૈભવ, કલેશ, પ્રવૃત્તિ જોઇએ છીએ. હૃદયને પૂજવાનું મુકી બુદ્ધિને પૂજનારા કેવળ નાસ્તિક છે. બુદ્ધિ પોતેજ નાસ્તિક છે, તેને કોઇ વાતની સ્થાપના ગમતી નથી. સ્થાપના, શ્રદ્ધા, વિશ્વાસ, પ્રેમ એ તો હૃદયને છે. તેજ નિઃશંક નિર્ભય રહી શાન્તિનો પરમરસ અનુભવે છે. મુમુક્ષુ માત્રને ઉચિત છે, કે તેણે બુદ્ધિના વિલાસોની પૂંઠ મકી હૃદયના આવેગને પ્રાપ્ત કરવા તરફ લક્ષ રાખવું. વિશ્વાસ, શ્રદ્ધા, પ્રેમ, દયા, દીનતા એમાંજ આત્માનું સાર્થક છે. બુદ્ધિ આત્મતત્ત્વના સંગીન વિષયો સામે વ્યર્થ માથું ફોડી અકળામણ ઉપજાવે છે, તેજ હૃદયને શિક્ષણરૂપ આત્મવિસ્તારના ક્રમરૂપ જણાય છે. બુદ્ધિ જેને મતભેદ કહે છે, હૃદય તેને અધિકાર કહે છે. હૃદયનો આશ્રય લઈ બુદ્ધિની જાળથી અળગા રહેવું ઉચિત છે; આથી સમજાય છે, કે જ્ઞાન એ હૃદયનો અધિકાર છે, બુદ્ધિનો નહિજ. હવે સંસારના વ્યૂહ ચક્રમાં નીતિપાઠ એ એક અગત્યનું સૂત્ર છે. મનુષ્યમાત્ર સત્ય અને શુદ્ધમાર્ગમાંજ વિચરવું ઇચ્છે છે. આથી યુક્તિ પ્રયુક્તિ અસત્ય તેમ અશુદ્ધ તેપણ સત્ય અને શુદ્ધનો આભાસ કરી આપવા મથે છે. નીતિ અને ન્યાયમાંજ કલ્યાણ મનાયું છે. પરંતુ સત્ય ન્યાય, નીતિ, પુણ્ય, પાપ ઇત્યાદિ શબ્દોના અર્થ એટલાબધા અનિશ્ચિત અને શિથિલ છે, કે વ્યક્તિએ વ્યક્તિએ તેનો અર્થ જુદો થઈ ગએલો જણાય છે. ગત વર્ષમાં મારા કાઠિઆવાડના પર્યટનમાં હું ત્યાંના

જાણીતા ઘણા વિદ્વાનોના સમાગમમાં આવ્યો હતો તે પ્રસંગે રાજકોટમાં કવિ શ્રી ન્હાનાલાલના અતિથિ તરીકે રહેવાનો મને સમય પ્રાપ્ત થયો હતો. નીતિ સંબંધમાં અમારે સારી વાતચિત થઈ હતી. રાજનીતિ, લોકનીતિ, ગૃહનીતિ, પંથનીતિ એમ એકની એક નીતિનાપણ અનેક વિભાગ થઈ જાણે સત્યતા અને વિશુદ્ધિનો માર્ગ પ્રત્યેક સ્થાન અને પ્રસંગને માટે જુદોજુદો હોય, તેવો પ્રચાર દીર્ઘકાલથી પ્રચલિત છે, છતાં પ્રસિદ્ધ નીતિ એ કાંઇક જુદી વાત છે, તેને ધર્મ નીતિ સાથે કાંઇક વધારે સંબંધ છે. ચારિત્ર એ ધર્મનીતિનું અંગ છે. નીતિ એ ધર્મરૂપી મહાલયનો પાયો છે. ધર્મરહિત નીતિ અધિક લાભ આપે એ અસંભવિત છે, માટે ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજવું તથા ધર્મનીતિ પ્રમાણે ચારિત્ર નિર્ગમવું એ સાચા સુખના મંગલમય મહામંત્રો છે.

ગોંડલ રાજ્યના કાર્યદક્ષ દિવાન અને મારા મુરબ્બી વિદ્વાન મિત્ર ભાઈ રણછોડદાસ પટવારીએ ધર્મ અને નીતિપરત્વે વિચારવાયોગ્ય લેખો લખ્યા છે, અને તેમણે ધર્મનીતિની અધિક મહત્તા દર્શાવી છે.

વાચકો—આ સંદેશાને હવે હું અધિક લંબાવવા ઇચ્છતો નથી, પણ આ બહુમૂલો પ્રતિધ્વનિ દૂરના પ્રદેશોસુધી પહોંચે, અને પ્રત્યેક સ્ત્રી પુરુષ વિચારપૂર્વક સદાચારમાં સંચરે તેમજ તેમનાં જીવન ઉન્નત અને નિષ્કંટક બનાવે એજ સંદેશની સાર્થકતા છે.

ભાષા—ભાષા અમારા વિચાર પ્રમાણે ગોઠવાઇ છે. ડા. મેક્ષમ્યુલર જેવા સમર્થ પંડિતોએ ભાષાને માટે તેવુંજ મત પ્રગટ કર્યું છે.

ભાષા એટલે વિચારને આપેલા વેષ. કેવા કેવા વેષવાળો વિચાર કેવી અસર કરી શકશે એ વિવેકપૂર્વક યોજાએલી શબ્દરચના, એટલું નિશ્ચયપૂર્વક સમજી રાખવા ભાષાના અમુક પ્રકારને આપણે સ્મરણમાં લાવવા પડે છે, અને ભાષાનું આ સ્વરૂપ લક્ષમાં ન રહેવાથી બહુ બહુ પ્રકારની ભૂલો થાય છે.

અન્તમાં એમ લખવાને ઉચિત સમજાય છે, કે મ૦ વિનયવિજયજીએ સાહિત્યપરત્વે જે આ પ્રવૃત્તિ આદરી છે તેમજ રસાત્મક લખાણો ચૂંટી લેઇ તેઉપર વિવરણ કરવાને વિચાર્યું છે, તે દરેકને બહુ બહુ પ્રકારે ઉપયોગી છે. જ્યારે આવા નિષ્કામ યોગીઓ જનસેવાઅર્થે સંખ્યાબંધ હિંદમાં ઉભરાશે, ત્યારે ભાગ્યવાન ભારતના અભ્યુદયનો સુવર્ણમય સૂર્ય સર્વત્ર ઝગમગશે તેમાં બીલકુલ આશ્ચર્ય નથી.

| કાવ્યકલામંદિર<br>શુક્લપંચમી માગશીર્ષ.<br>૧૯૭૫<br>બોરસદ. | લેખક,<br>રતનલાલ નાગરદાસ વકતા. |
|---|---|

## आ ग्रंथमां श्लोकोनी नीचे बांधेल अक्षरवाळा ग्रंथोनां नामोनुं स्पष्टीकरण.

अ. क.=अध्यात्म कल्पद्रुम.

आ. शा.=आत्मानुं शासन.

उ. सि. र.=उपदेश सिद्धान्त रत्नमाला.

क. सु.=कल्प सुबोधिका.

का. प्र. गु.=काव्यमाला प्रथम गुच्छक.

का. स. वै.=काव्यमाला सप्तम गुच्छक वैराग्यशतक

जै. र.=जैन रत्न कोष भाग पांचमो.

ज्ञा. सा.= ज्ञान सार.

ज्ञा. पं. क.=ज्ञान पंचमी कथा.

दृ. प.=दृष्टान्त पच्चीशी.

दृ. श.=दृष्टान्त शतक जैनरत्नकोष भाग पांचमो.

न. च.=नरवर्म चरित्र.

पा. च.=पार्श्वनाथ चरित्र.

भ. वै. श.=भर्तृहरि वैराग्य शतक.

म. च.=महीपाल चरित्र.

यो. चिं.=योग चिंतामणि.

रू. च.=रूपसेन चरित्र.

शा. प.=शार्ङ्गधर पद्धति.

सिं. प्र.=सिंदूर प्रकर.

सु. र. भां.=सुभाषित रत्न भाण्डागार.

सु. र. सं.=सुभाषित रत्न सन्दोह

सू. मु.=सूक्तिमुक्तावलि.

हृ. प्र.=हृदय प्रदीप.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૯ | પરિછેદ | પરિચ્છેદ |
| ૩ | ૧૧ | स्वरुप | स्वरूप |
| ૫ | ૨ | અંધકાર | અધિકાર |
| ૧૭ | ૬ | શ્રી | શ્રી |
| ૨૪ | ૨૪ | શાભતી | શોભતી |
| ૩૫ | ૨૩ | ગયલા | ગયેલા |
| ૬૬ | ૫ | तिरोहिते | तिरोहि तो |
| ૭૦ | ૧ | અતિ | જાતિ |
| ૭૨ | ૮ | ૧૧ | ૧૨ |
| ૭૬ | ૨૩ | ૨૧ | ૨૯ |
| ૮૦ | ૨૫ | ત્રણ ભક્ષણ | તૃણ ભક્ષણ |
| ૮૭ | ૧૪ | शार्दुलविक्री હિત | शार्दुलविक्री હિત (૩૪થી) ૩૮ |
| ૯૨ | ૧૪ | ઇન્દ્રિયા | ઇન્દ્રિયો |
| ૯૮ | ૧૫ | શાસ | શાસ |
| ૧૩૦ | ૧૬ | पणशना | पर्णशनासू |
| ૧૮૩ | ૬ | तदूषित | दूषित |
| ૧૫૭ | ૨ | દુદુભિ | દુંદુભિ |
| ૧૫૮ | ૧૦ | काल | काळं |
| ૨૧૫ | ૧૮ | नैःखे | नैःखै |
| ૨૧૮ | ૦ | ૧ | વથા |
| ૨૫૩ | ૧૦ | મ્રલબ્ધા | મલબ્ધા |
| ૨૮૧ | ૨૫ | બેલાવ્યો | બોલાવ્યો |
| ૨૯૫ | ૧૭ | भवति | भवति |
| ૨૯૧ | ૯ | मूर्खशो | मूर्खको |
| ૨૯૮ | ૩ | विनय | विनय |
| ૩૩૦ | ૨૧ | बासी | वासी |
| ૩૧૯ | ૨૨ | करः | कराः |
| ૩૪૩ | ૨૫ | त. विषमे | [illegible] |
| ૩૪૫ | ૪ | रोगमग | रोमांग |
| [illegible] | ૧૭ | [illegible] | [illegible] |
| ૩૭૬ | ૧૩ | ચુબક | ચુંબક |
| ૩૮૨ | ૯ | ઉપ | ઉપર |
| ૪૦૯ | ૧ | શારાં | સારાં |
| ૪૨૦ | ૩ | મિશ્ર | મિષ્ટ |
| ૪૨૪ | ૨ | ધધો | ધંધો |
| ૪૨૫ | ૨૭ | નથી ? | નથી ! |
| ૪૨૫ | ૩૧ | વિનતિનો | વિનતિને. |
| ૪૨૬ | ૨ | અદર | અંદર |
| ૪૪૧ | ૧ | કુવધ | કુવેધ |
| ૪૪૨ | ૩ | વેધ | વેધ |
| ૪૪૩ | ૧ | કુવધ | કુવેધ |
| ૪૪૩ | ૩ | इतीव | इतीव |
| ૪૪૩ | ૨૬ | क्रीवानां | [illegible]वानां |
| ૪૪૫ | ૨૬ | વેધો | વેધો |
| ૪૪૬ | ૧ | ગ્રંથસગ્રહિતા | ગ્રંથસંગ્રહિતા |
| ૪૪૬ | ૩ | विनय | विनय |
| ૪૫૦ | ૮ | કરવાળા | કરવાવાળા |
| ૪૫૦ | ૧૬ | मोहां | मोहो |
| ૪૫૦ | ૨૨ | सर्वे | सर्वो |
| ૪૫૧ | ૯ | लोष्ठ खण्डम् | लोष्ठ खण्डम् |
| ૪૫૧ | ૨૫ | वलाद्सा | वला सा |
| ૪૫૨ | ૩ | પામેલુ મ | પામેલું છે અને |
| ૪૫૫ | ૪ | स्रग्धरा | स्रग्धरा |
| ૪૭૪ | ૧૭ | भवना | भुवना |
| ૪૭૮ | ૯ | वीर्य | वीर्य |
| ૪૮૩ | ૧૫ | सं।रक | [illegible]ारके |
| ૪૯૦ | ૫ | [illegible] | [illegible] |
| ૫૦૦ | ૧૦ | કમ | કર્મ |
| ૫૦૭ | ૧૩ | સધના | સંધના |
| ૫૧૨ | ૧ | [illegible] | [illegible] |

## ગ્રંથના પરિચ્છેદના અધિકાર ( વિષય ) ની

## અનુક્રમણિકા.

# જામનગર—સાહિત્ય પ્રકાશ મંડળ.

આ મંડળના પેટ્રન તથા લાઇફ મેંબરોને હવેથી વ્યાખ્યાનસાહિત્યસંગ્રહના જે જે ભાગો છપાશે તે ફક્ત ટપાલખર્ચનું વીપી કરી ભેટ મોકલવા મુકરર કરેલ છે એકી વખતે રૂ. ૩૦૦ ત્રણસો કે તેથી વધારે રકમ આપનારને પેટ્રન મેંબર ગણવામાં આવશે.

એકી વખતે રૂ. ૨૫) પચીશ કે તેથી વધારે રકમ આપનારને મંડળના લાઇફ મેંબર તરીકે ગણવામાં આવશે.

વિશેષ જાણનારે મંડળના ધારાધોરણો મંગાવી વાંચવાં.

## સાહિત્યપ્રકાશક મંડળના મેંબરો,

### પેટ્રન.

| | |
|---|---|
| શેઠ મકનજી કાનજી | માંગરોળ |
| શેઠ કસ્તુરચંદ કશળચંદ | જામનગર |

### લાઇફ મેંબરો,

| | |
|---|---|
| શા. કાળીદાસ સવચંદ સાતભાઇયા | અમદાવાદ. |
| શા. નાનચંદ નિહાલચંદ | એકલારા |
| રા. રા. ડોકટર સા. શેશકરણ સોભાગ્યચંદ | ધોરાજી. |
| શેઠ લાલજી રામજી | જામનગર. |
| રા. રા. સુખલાલ કેવળદાસ વૈવટદાર સાહેબ હાલ પ્રભાસ પાટણ | જુનાગઢ. |
| શા. જેઠાલાલ કશળચંદ | જામનગર હાલ મુંબઇ |
| પારેખ કચરા મૂળજી | જામનગર |
| શા. કાનજી સુંદરજી | ધોરાજી |
| વોરા ડાહ્યા ભીમજી | ભોળગામડા |
| શા. પ્રેમચંદ કચરાણી | ભાણવડ |
| શા. હિમતરામ જીવન | બગસરા—હાલ રંગુન |
| શા. કપુરચંદ હેમચંદ | બગસરા—હાલ રંગુન |
| શા. પેથરાજ મેરંગ | દાંતા |
| રા. રા. કામદાર નેણસી ફુલચંદ | લખતર |
| શેઠ રણછોડ વસ્તા | લખતર |
| શેઠ માણેકલાલ ચુનીલાલ | અમદાવાદ |
| શા. પુરૂષોત્તમ નાગરદાસ | અમદાવાદ |
| શા. દીપચંદ ડાહ્યાભાઈ | અમદાવાદ |
| શા. નાનચંદ પિતાંબર | બોરસદ |

## સાહિત્યપ્રકાશક મંડળમાં વેચાતાં પુસ્તકોનું લીસ્ટ.

| પુસ્તક | કિંમત |
|---|---|
| વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ ભાગ ૧ લો. .... .... | રૂ. ૨–૮–૦ |
| " ભાગ ૨ જો .... .... | " ૨–૮–૦ |
| " ભાગ ૩ જો .... .... | " ૨–૮–૦ |
| જૈન ગ્રન્થ ગાઈડ .... .... .... .... | " ૧–૦–૦ |
| જૈનદર્શન .... .... .... .... .... | " ૦–૮–૦ |
| જૈન તત્વાદર્શ .... .... .... .... | " ૩–૦–૦ |
| જૈનધર્મકા સ્વરૂપ .... .... .... .... | " ૦–૪–૦ |
| જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર .... .... .... | " ૦–૬–૦ |
| જૈનશિક્ષા દિગ્દર્શન .... .... .... .... | " ૦–૮–૦ |
| તત્વનિર્ણય પ્રાસાદ .... .... .... .... | " ૩–૦–૦ |
| દ્રવ્યગુણ પર્યાયનો રાસ .... .... .... .... | " ૦–૮–૦ |
| ધર્મદેશના .... .... .... .... .... | " ૧–૦–૦ |
| પાંત્રિશબોળના થોકડા .... .... .... .... | " ૦–૨–૦ |
| પ્રતિક્રમણસૂત્ર .... .... .... .... .... | " ૨–૮–૦ |
| પ્રશ્નોત્તર પુષ્પમાળા .... .... .... .... | " ૦-૧૨-૦ |
| શ્રી વલ્લભવિજયજી કૃત સ્તવનાવળી .... .... .... | " ૦–૮–૦ |
| વિમળ વિનોદ .... .... .... .... .... | " ૦–૮–૦ |
| વિવિધ પૂજાસંગ્રહ .... .... .... .... | " ૦–૮–૦ |
| વિશેષ નિર્ણય .... .... .... .... .... | " ૦–૪–૦ |
| શત્રુંજય માહાત્મ્ય પ્રથમ ખંડ .... .... .... | " ૧–૪–૦ |
| સમ્યક્ત્વ શલ્યોદ્ધાર હિંદી .... .... .... | " ૦-૧૦-૦ |
| સ્વામી દયાનંદ ઓર જૈન .... .... .... | " ૦–૬–૦ |

ટપાલખર્ચ સર્વનું જુદું સમજવું.

ઠે. સાહિત્યપ્રકાશક મંડળ

જામનગર.

તેજ ઠેકાણેથી ફક્ત ટપાલ ખર્ચની વીપીથી ભેટ મોકલવાનાં પુસ્તકો.

| પુસ્તક | કિંમત |
|---|---|
| તત્વજ્ઞાન દીપિકા .... .... .... .... .... | ૦–૬–૦ |
| સામાયિકસૂત્ર સવિસ્તર .... .... .... .... .... | ૦–૮–૦ |
| જૈનદર્શન ન્યાયવિજયજી કૃત .... .... .... .... | ૦–૮–૦ |

સાહિત્યપ્રકાશક મંડળ.

જામનગર ( કાઠીયાવાડ )

કોઇપણ સાધુ સાધ્વીને તાવ વિગેરેની દવાની જરૂર હોય તો અમરેલી શેઠ વીરચંદ જીવાભાઇને ત્યાંથી મંગાવી લેવી.

# વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ.

## ભાગ ૩ જો.

## દશમ પરિચ્છેદ.

આ પુસ્તકના ૧ લા વિભાગમાં ૬ પરિચ્છેદ લેવામાં આવ્યા છે. જેનું સંક્ષિપ્ત સિંહાવલોકન બીજા વિભાગના સપ્તમ પરિચ્છેદના ઉપક્રમ સમયે કરવામાં આવ્યું છે. અને બીજા વિભાગમાં સપ્તમ, અષ્ટમ અને નવમ એમ ત્રણ પરિચ્છેદ લેવામાં આવ્યા છે તેનું સંક્ષિપ્ત સિંહાવલોકન આ ત્રીજા વિભાગના દશમ પરિચ્છેદના ઉપક્રમ સમયે કરવું આવશ્યક છે. બીજા વિભાગમાં સપ્તમ પરિચ્છેદમાં ઘણે ભાગે ચારિત્ર્ય, વ્રત આદિ આવશ્યક ઉપાદેય અધિકારોનું વર્ણન કરીને અષ્ટમ પરિચ્છેદમાં મિથ્યાત્વ, કુશાસ્ત્ર વગેરે અનુપાદેય વિષયોના અધિકારો વર્ણવવામાં આવ્યા; અને નવમ પરિચ્છેદમાં વ્યવહારની સુસ્થિતિ તથા અંતરાત્માની ઉન્નતિ ટકાવી રાખવા ખાતર ઉપદેશરૂપે ધન, દોષ આદિ અધિકારોની ગ્રાહ્યતા માનીને તે તે વિષયો વાંચનારની સમક્ષ મૂકવામાં આવ્યા છે અને એવી રીતે ત્રણ વિસ્તૃત પરિચ્છેદોમાં એ બીજો વિભાગ પૂર્ણ થાય છે.

આ ત્રીજા વિભાગનો દશમ પરિચ્છેદથી આરંભ થાય છે. એમાં સમાવવામાં આવેલા દરેક પરિચ્છેદમાંના અધિકારો કોઈ વિસ્તારવાળા તો કોઈ સંક્ષેપવાળા, તે તે વિષય તેના તેના વિષયની આવશ્યકતાના પ્રમાણમાં તેમજ તે વિષયનો ઉપદેશ જેઓને જરૂરનો છે તેઓની યોગ્યતાના પ્રમાણમાં દાખલ કરેલા જોવામાં આવશે. વિચારશીલ મનુષ્યો સહજ સમજી શકે તેવુંજ છે કે આ સઘળા વિષયો જૈનશાસનમાં સૂત્રરૂપે જણાવેલા વિધિ તથા નિનષેધોના પલ્લવનરૂપજ છે. વગર જરૂરનો કે વિપરીતભાવનાને પોષણ આપે એવો એક પણ શબ્દ ન આવે તેની સંભાળ લેવામાં આવી છે.

વળી આ ત્રીજા ભાગમાં હાલ ચાલતા વ્યવહારમાં ઘણાં ઉપયોગી વિષયોનો જથો ગોઠવવામાં આવ્યો છે. તથા પરસ્પરમાં ચાલતા ઝઘડા બંધ કરવા સારૂ ગર્ભિત રીતે ઉપદેશ આપ્યો છે. " શરીરે સુખી તો સુખી સર્વ વાતે, શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે. " એ કહેવત ઉપર પણ ધ્યાન આપીને શરીરનું કેમ રક્ષણ કરવું ? એ વિષય ઉપર પણ સારી ચર્ચા કરી છે.

## श्री मंगलाधिकार.

### મોક્ષસ્વરૂપ ઋષભદેવ ભગવાનની સ્તુતિ.

वसन्त तलका ( १ थी ३. )

त्वामामनन्ति मुनयः परमं पुमांस-
मादित्यवर्णममलं तमसः पुरस्तात्।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं,
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र पन्थाः ॥१॥

હે મુનીંદ્ર ! આપને મુનિ લોકો પરમ પુરૂષ કહે છે, તથા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં મોઢા આગળ રહેલ સૂર્યસમાન કહેછે અને નિર્મળ કહે છે. મુનિયો આપને મેળવીને મૃત્યુને જીતે છે તેમજ આપ વિના અન્ય મોક્ષનો રસ્તો નથી એમ કહે છે.

વિવેચન—માનતુંગાચાર્ય વિનયપૂર્વક સ્તુતિ કરે છે કે હે ઋષભદેવ ભગવાન્ ! અત્યંત મનશુદ્ધિવાળા પુરૂષો શાંત મનથી વિચાર કરીને કહે છે કે આપ ઔદારિક તથા સકર્મ પુરૂષ કરતાં શ્રેષ્ઠ સિદ્ધ સ્વરૂપ છો. વળી જેમ સૂર્યના પ્રકાશમાં અંધકારનો ભાસ માત્ર હોય નહીં તેમ આપ કૃપાળુનાં અંતઃક-

રણમાં દર્શન થવાથી પાપરૂપી અંધકાર ટકી શકતો નથી. તેમજ આપ રાગ તથા દ્વેષથી રહિત હોવાને લીધે જે મનુષ્ય આપનો સમાગમ કરે છે તે મનુષ્ય રાગ દ્વેષથી રહિત થાય છે. મુનિયો આપની સેવા કરવાથી મૃત્યુને જીતી લે છે એટલે સંસારમાં અનેક વખત થતી ભ્રમણામાંથી મુક્ત થાય છે. આવા કારણથી શાસ્ત્રોમાં આપને મૃત્યુંજય ની ઉપમા આપી છે. હે દેવાધિદેવ! મોક્ષનો આપ વિના બીજો કોઈ રસ્તો છેજ નહિ. ૧

## સર્વ દેવના નામવડે ઋષભદેવ ભગવાનનું સ્તવન.

त्वामव्ययं विभुमचिन्त्यमसंख्यमाद्यं,

ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वरं विदितयोगमनेकमेकं,
ज्ञानस्वरुपममलं प्रवदन्ति सन्तः ॥२॥

આપ ક્ષય રહિત, વિભુ, અચિંત્ય, અનન્ત ગુણવાળા, આદ્ય, બ્રહ્મસ્વરૂપ, ઇશ્વર, અનંત, કામદેવને વશ કરનારા, યોગીશ્વર, જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ–તથા જ્ઞાને કરીને સર્વવ્યાપક, એકસ્વરૂપ, ક્ષાયિક કેવળજ્ઞાન સ્વરૂપ અને અમલ છો, એમ સંત પુરૂષો કહે છે.

વિવેચન—માનતુંગાચાર્ય ઋષભદેવ ભગવાનની પુનઃ સ્તુતિ કરે છે કે હે વિભો! મુમુક્ષુ પુરૂષો કહે છે કે આપ ચંચળ સ્વભાવથી રહિત છો એટલે સ્થિર સ્વભાવવાળા છો, પુષ્કળ સમૃધિવાળા અથવા કર્મોને નિર્મૂળ કરવામાં સમર્થ છો, જાણી ન શકાય તેવા સ્વરૂપવાળા છો અથવા તમારૂં સ્વરૂપ કોઇથી કળાય નહિ એવા છો, તમારામાં એટલા બધા ગુણો છે કે તેની ગણના થઈ શકેજ નહિ અથવા બીજા દેવોની માફક જેના મનમાં પણ સંકલ્પ વિકલ્પ રૂપી યુદ્ધ નથી, લોક સૃષ્ટિના હેતુથી આપ આદ્ય છો અથવા આદ્ય તીર્થંકર છો અથવા પંચ પરમેષ્ઠિમાં મુખ્ય છો. આપ અનંત આનંદ સ્વરૂપ હોવાથી સર્વથી અધિક સમૃદ્ધિવાળા છો અર્થાત્ બ્રહ્મસ્વરૂપ છો, સર્વના ઉપર નિયંતા હોવાથી ઇશ્વર છો, અનંત જ્ઞાનદર્શનના યોગથી અનંત છો, જગતનો નાશ કરવામાં જેમ પૂંછડીઓ તારો ઉગે છે તેમ કામદેવનો નાશ કરવામાં આપ કારણભૂત છો, અર્થાત્ આપ કામદેવને વશ થયા નહિ, પરંતુ કામદેવને આપ ભય આપો છો. યોગી એટલે મન, વચન અને કાયારૂપ વ્યાપારને જીતનારા સામાન્ય કેવલી તેના ઇશ્વર છો. જ્ઞાન, દર્શન અને ચારિત્રને આપ હસ્તામલની પેઠે જાણો છો અથવા જ્ઞાની પુરૂષોને અષ્ટવિધ યોગ શીખવનારા છો, જ્ઞાને કરી સર્વગત હોવાથી

સર્વત્ર વ્યાપક છો, માટે પર્યાયથી અનેક છો, અદ્વિતીય ઉત્તમોત્તમ છો અથવા જીવ દ્રવ્યની અપેક્ષાએ દ્રવ્યથી એક છો અને અનન્ય સ્વરૂપપણું છે માટે ક્ષાયિક કેવલજ્ઞાન સ્વરૂપતા છો, તેથી ક્ષાયિક સ્વરૂપી છો, અઢાર પાપસ્થાનથી રહિત છો. ૨

તથા—

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात् ।
त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ॥
धातासि धीर ! शिवमार्गविधेर्विधानात् ।
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥ ३ ॥

भक्तामरस्तोत्र.

દેવતાઓએ આપના કેવળજ્ઞાનરૂપ બોધને માન આપવાથી આપ બુદ્ધ છો. ત્રણ ભુવનનું કલ્યાણ કરવાથી તમે શંકર છો, હે ધીર પુરૂષ! મોક્ષ માર્ગનો વિધિ બતાવવાથી આપ બ્રહ્મા છો. હે ભગવાન્! સ્પષ્ટ રીતે આપ પુરૂષોત્તમ છો.

**વિવેચન**–આપના કેવળજ્ઞાનરૂપ બોધની મહત્ સત્તાથી દેવો પણ આપની સેવા કરવા લાગ્યા તેથી આપ બુદ્ધ ભગવાન છો. ત્રણ ભુવનનું કલ્યાણ કરવાથી આપજ શંકર છો, કારણ કે અન્ય દેવ ત્રણ ભુવનનું કલ્યાણ કરી શક્યા નથી, મોક્ષપંથના ઉપાયની જે પદ્ધતિ બતાવે છે તેનેજ ધાતા (બ્રહ્મા) કહેવા જોઇએ તો તે કામ આપ કરી શકયા છો માટે આપજ બ્રહ્મા છો, વળી જે ભવ્યજીવમાં બીલકુલ દોષ હોય નહિ તેજ પુરૂષોત્તમ કહેવાય, એ નિઃસંદેહની વાત છે તો તે ઉપમા આપ પ્રભુને લાગુ પડે છે માટે આપજ પુરૂષોત્તમ છો.

આમ માનતુંગાચાર્યે પ્રભુની સ્તુતિ કરી અને પોતાના અંતઃકરણમાં સુખમય શાંતિ મેળવી. તેવાજ હેતુથી આ ત્રીજા ભાગના વાચકવર્ગને તે માનવંતા માનતુંગાચાર્યની માફક શાંતિ મળો અને આ ગ્રંથનું નિર્વિઘ્નપણે કાર્ય પાર પડો એમ શાંતિમય શ્રી ઋષભદેવ ભગવાનની પાસે આશીર્વાદ ઇચ્છિવામાં આવે છે.

જગતમાં તથા સર્વ બ્રહ્માંડમાં અનેક પ્રકારના આર્ય તથા અનાર્ય જીવો વસે છે તેમાં સરસ્વતી દેવીનું ભજન કરવામાં કોઇ પણ વ્યક્તિના બે મત થતા નથી. અર્થાત્ સરસ્વતી દેવીની સેવા કરવામાં દરેક પ્રજા એક મત છે અને તે પ્રમાણે અમલ પણ ચાલુ છે તથા લક્ષ્મી પણ જેની દાસી થઇને રહે છે

તેથી મહાદેવીની સ્તુતિ કરી જીભ તથા મન પવિત્ર કરવું, એમ ઉચિત ધારી આવતો અંધકાર જગત્માતા સરસ્વતી ( વિદ્યા )નો રાખી મંગલાચરણની સમાપ્તિ કરી છે.

## विद्याप्रशंसा अधिकार.

**विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनःपशुः ।**

( રાજાઓ પણ વિદ્યા ( વિદ્વાનો ) નું પૂજન કરે છે પણ ધનનું પૂજન કરતા નથી તેથી વિદ્યા રહિત મનુષ્ય પશુ ગણાય છે. )

વિદ્યા બે પ્રકારની છે એક પરા—જ્ઞાનવિદ્યા અને બીજી અપરા—વ્યવહારિક વિદ્યા કહેવાય છે. પ્રથમની વિદ્યા મેળવવાથી મનુષ્ય આ ફાની દુનીઆની જંજાળ છોડીને મનમાં શાંતિ મેળવીને મોક્ષ જેવા દુર્લભ સ્થાનને પ્રાપ્ત કરે છે એ પરાવિદ્યાનું બળ સમજવું. તે સમજાવવા શરૂઆતમાં આઠ શ્લોકો ગોઠવ્યા છે.

બીજી વિદ્યાને વ્યાવહારિક વિદ્યા કહે છે તે વિદ્યા વિના પણ મનુષ્ય પશુની પંક્તિમાં ગણાય છે. કારણ કે વિદ્યા વિના વિદેશની મુસાફરી કરવામાં ઘણાં વિઘ્નો આવે છે. હિસાબ કિતાબ નહીં જાણવાથી પ્રસંગે પ્રસંગે મુશ્કેલી ઉભી થાય છે. વાંચતાં લખતાં નહી જાણવાથી પોતાની કિંમતી વાતો બીજાને કહેવી પડે છે. વિદ્વાનોના કે ધર્મશાસ્ત્રોના ગ્રંથો વાંચી શકાતા નથી, તથા પોતાના ફરજનને કેળવવામાં પોતાની બુદ્ધિ કામ કરી શકતી નથી. માટે બેઉ પ્રકારની વિદ્યા મેળવવા આ અધિકારમાં ભલામણ રૂપે વિદ્યાની પ્રશંસા કરવામાં આવી છે એ અસ્થાને ગણાશે નહિ.

તત્ત્વબુદ્ધિયે અવિદ્યા કઈ.

अनुष्टुप् ॥ १ थी १२ ॥

**नित्यशुच्यात्मताख्यातिरनित्याशुच्यनात्मसु ।**
**अविद्या तत्ववीर्विद्या योगाचार्यैः प्रकीर्तिता ॥ १ ॥**

અનિત્ય, અશુદ્ધ અને અનાત્મને વિષે નિત્ય, શુદ્ધ અને આત્મતા બુદ્ધિ તે અવિદ્યા છે. તત્ત્વને વિષે જે બુદ્ધિ, તેને યોગાચાર્યોએ વિદ્યા કહી છે.

**વિવેચન**—અનિત્ય એટલે નાશવંત, આત્માથી ભિન્ન સર્વ કાળ નહીં

રહેનાર. અશુચ્ય-એટલે પૂર્ણ બ્રહ્મનો સ્પર્શ નહીં કરવાથી હમેશાં સ્રવતા મલને લીધે અપવિત્ર, અનાત્મ એટલે જે આત્મરૂપ નથી એવા જે ધન, દેહ પરિજનાદિ પદાર્થો, તેને વિષે ક્રમથી નિત્યતા શુચિતા અને આત્મતા-ખ્યાતિ-(આત્મત્વજ્ઞાન ) તે અવિદ્યા એટલે અજ્ઞાન છે. તત્ત્વને વિષે-શુદ્ધ આત્માને વિષે-અવિનાશીપણાથી નિત્યતા, સકલ કર્મલેપ રહિતપણાથી શુચ્યતા, અને સર્વકાલે પોતાથી અભિન્નપણાએ કરીને આત્મતા. પૂર્વોક્ત બુદ્ધિ તેજ ખરી વિદ્યા છે-અમોહજ્ઞાન છે-એમ યોગના આચાર્ય-શ્રીભદ્રબાહુ, જિનભદ્રગણિ હરિભદ્રસૂરિ, પતંજલિ, વસિષ્ઠ, ભગદત્ત, ભાસ્કરાદિ યોગશાસ્ત્રના કર્તાએ-કથન કર્યું છે.

## નિત્યાનિત્યનો વિચાર.

यः पश्यन्नित्यमात्मानमनित्यं परसंगमम् ।
छलं लब्धुं न शक्नोति तस्य मोहमलिम्लुचः ॥ २ ॥

આત્મા નિત્ય છે, અને પરસંગ અનિત્ય છે, એમ જે જાણે છે તેને વિષે મોહરૂપી તસ્કર અવકાશ પ્રાપ્ત કરી શકતો નથી.

**વિવેચન**—વિદ્યા જેણે પ્રાપ્ત કરી છે એવા યોગી આત્માને-અવિચલિત ચિદ્દ્ઘનજીવને-સનાતન અવિનાશી, વિમલ જ્ઞાનના ઉપયોગરૂપી દૃષ્ટિથી જુએ છે. તથા શરીર આદિ સર્વ પરસંયોગને અશાશ્વત, વિનાશી જુએ છે. એવા વિદ્વાનને વિષે મોહ-અજ્ઞાન, અવિદ્યા, મોહનીય કર્મના ઉદયથી થયેલા રાગાદિરૂપી ચોરો, અવકાશરૂપી છિદ્ર પ્રાપ્ત કરવાને સમર્થ થતા નથી.

તથા

तरङ्गतरलां लक्ष्मीमायुर्वायुवदस्थिरम् ।
अदभ्रधीरनुध्यायेदभ्रवद्भङ्गुरं वपुः ॥ ३ ॥

જેની બુદ્ધિ પુષ્ટ છે તે લક્ષ્મીને તરંગવત્ ચપલ જાણે છે. આયુષ્યને વાયુવત્ અસ્થિર જાણે છે. અને શરીરને મેઘની જેમ ભંગુર જાણે છે.

**વિવેચન**—સત્યજ્ઞાનભાવ અને શુદ્ધ ઉપયોગે કરીને જેની બુદ્ધિ પુષ્ટ છે એવો પુરૂષ, સ્થાવર જંગમ સંપત્તિને જલકલ્લોલ જેવી ચપલ સમજે છે. હૃદયને વિષે ધારે છે. હે જીવ, આ પાપનું મૂલ નાશવંત લક્ષ્મી ચિરકાલ રહેતી નથી; તેને વિષે શું રક્ત થવું એવી ભાવના ભાવે છે-જીવિત છે તે પવનની જેમ અસ્થિર છે, અને શરીર મેઘઘટાની જેમ ક્ષણમાં દેખાઇ ક્ષણમાં નષ્ટ થાય એવું છે. એમ જે સમજે છે તે વિદ્યાવાન્ છે. શરીર ક્ષણમાં નાશ થાય એવું છે એ વાત જ્ઞાનવિલાસમાં સ્પષ્ટ બતાવેલી છે. જુઓ પદ અગીઆરમું.

ઈસ મઠકા હૈ કવન ભરોસા, પડ જાવે ચટપટમેં, અવધૂ સૂતા ક્યા ઈસ મઠમેં.
છિનમે તાતા, છિનમેં શીતલ, રોગ શોક બહુ મઠમેં, અવધૂ૦
પાની કિનારે મઠકા વાસા, કવન વિશ્વાસ એ તટમેં, અવધૂ૦

સદ્વિદ્યાયે અશુચિ ભાવના.

शुचीन्यप्यशुचीकर्तुं समर्थेऽशुचिसंभवे ।
देहे जलादिना शौचभ्रमो मूढस्य दारुणः ॥ ४ ॥

પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરવાને સમર્થ, અશુચીને વિષે જેની ઉત્પત્તિ છે એવા દેહને વિષે જલાદિએ કરીને પવિત્ર કરવારૂપ મૂઢ પુરૂષને આકરો ભ્રમ છે.

**વિવેચન**—સુચીનિ એટલે ઘનસાર, કેશર, ચંદન, રેશમી કપડું, દૂધ વગેરે પવિત્ર વસ્તુઓ તેને અપવિત્ર કરવાની શક્તિવાળા, અને શુક્રશોણિત, પુરીષ, મલાદિને વિષે જેની ઉત્પત્તિ છે એવા શરીરને, જલ, ભસ્મ, દર્ભ, માટી આદિએ પવિત્ર કરવારૂપ સ્નાન વિલેપનાદિથી શૌચ કરવારૂપ ભ્રમ—એ વસ્તુઓથી મારો દેહ પવિત્ર થયો એવી દારૂણ, ભયાનક, ભ્રાંતિ—મૂઢ પુરૂષની હોય છે.

પવિત્ર થવાની સદ્વિદ્યા.

यःस्नात्वा समताकुंडे हित्वा क[illegible]लजं मलम् ।
पुनर्न याति मालिन्यं सोऽन्तरात्मा परः शुचिः ॥ ५ ॥

સમતાના કુંડમાં સ્નાન કરીને અને કર્મમલને દૂર કરીને ફરીથી જે મલિનતાને પામતો નથી તે અંતરઆત્મા ઉત્કૃષ્ટ પવિત્ર છે.

**વિવેચન**—વિદ્યાતત્ત્વ સંયુક્ત જે યોગી સમતા એટલે સર્વને વિષે તુલ્યવૃત્તિ તે રૂપી જળાશયમાં સ્નાન કરીને, અને પાપકર્મથી થતા મેલનો, કર્મલેપથી થયેલી આત્માની મલિનતાનો—પરિહાર કરીને સમતારૂપી રસથી પાપમલનું પ્રક્ષાલન કરીને શુદ્ધ થયેલ—ફરીથી પૂર્વોક્ત મલિનતાને પામતો નથી એવો અંતરાત્મા—કાયાદિ બહિર્ભાવને સાક્ષીમાત્રપણાએ તટસ્થજ્ઞાતા—સર્વોત્કૃષ્ટ પવિત્ર છે.

અવિદ્યાનું બંધન.

आत्मबोधो नवःपाशो देहगेहधनादिषु ।
यःक्षिप्तो प्यात्मना तेषु स्वस्य बंधाय जायते ॥६॥

દેહ, ઘર અને ધનાદિમાં મારાપણાની બુદ્ધિ તે નવિન પાશ છે. જે તે પદાર્થોને વિષે જીવે સ્થાપેલી છતાં જીવના બંધનને માટે થાય છે.

**વિવેચન**—શરીર, ઘર, ધન, પુત્ર, સ્ત્રી વગેરેમાં મદીયપણાની બુદ્ધિરૂપ

અભિનવ પ્રસિદ્ધ બંધનોમાં નહીં દેખાતો પાશ છે. પ્રાણીઓને બાંધવાને રજ્જુ છે. જે આત્મિય બુદ્ધિરૂપ પાશને જીવ દેહાદિ પદાર્થોને વિષે સ્થાપે છે–મૂકે છે, તોપણ આત્માના બંધન અર્થે–કર્મરજ્જુથી નિયંત્રણ અર્થે થાય છે પાશ જેને વિષે ક્ષિપ્ત હોય તેનાજ બંધનને માટે છે. પરંતુ આ પાશ, તેના નાંખનારનેજ બાંધે છે. માટે આત્માએ આત્માના ગુણ સિવાય અન્ય પદાર્થોને વિષે મદીયત્વબુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ. આ વિદ્યાતત્વનું ફળ છે.

આત્મપરિણામી વિદ્યા.

मिथो युक्तपदार्थानामसंक्रमचमत्क्रिया ।
चिन्मात्रपरिणामेन विदुषैवानुभूयते ॥ ७ ॥

પરસ્પરયુક્ત પદાર્થોના અસંક્રમરૂપી ચમત્કાર, ચિન્માત્ર પરિણામે કરીને પંડિતથી અનુભવાય છે.

**વિવેચન**—એક નભ: પ્રદેશ વિષે રહેલા ધર્માસ્તિકાયાદિ પદાર્થોનું અસંક્રમ–એકનું બીજા રૂપે પરિણમન ન થવું–તે રૂપી ચમત્કાર–લોકોત્તર વસ્તુભાવ જોવાથી થયેલો ચિત્તનો આનંદ–શુદ્ધ જ્ઞાનના ઉપયોગે કરીને જિનાગમને વિષે નિપુણ પંડિતથી અનુભવાય છે. આ ચમત્કારને નહિ જાણનારા ભિન્ન ક્ષેત્રને વિષે અવગાહન કરનાર ધનકુટુંબાદિ પદાર્થોને વિષે સ્વસંક્રાંતિ જાણનારા આ મારૂં છે, એમ અજ્ઞાનને વશ થવાથી બકે છે.

તેમજ—

अविद्यातिमिरध्वंसे दृशा विद्यांजनस्पृशा ।
पश्यन्ति परमात्मानमात्मन्येव हि योगिनः ॥ ८ ॥

જ્ઞાનસાર.

અવિદ્યારૂપી અંધકારનો નાશ થયે સતે, વિદ્યારૂપી અંજન ગ્રહણ કરનારી નેત્રે કરીને યોગીઓ આત્માને વિષે પરમાત્માને જુએ છે.

**વિવેચન**—અવિદ્યા એટલે અનાત્મિયને વિષે મદીયપણાની બુદ્ધિ તે રૂપી તિમિર–દૃષ્ટિનો વ્યાઘાત કરનાર અંધકાર–નો નાશ થયે સતે, મુનિશ્વરો આત્મા અને આત્મધર્મને વિષે મારાપણાની મતિરૂપી નેત્ર રોગ હણનાર ઔષધનું ગ્રહણ કરનાર જ્ઞાનદૃષ્ટિએ કરીને–પોતાને વિષેજ પરમાત્મા–પૂર્ણ બ્રહ્મ–ને જુએ છે.

ઈહાં સુધી આત્મબળ અને યોગીશ્વરોએ ગ્રહણ કરેલી પરમશાંતિ પદને દેવાવાળી વિદ્યાનું સ્વરૂપ બતાવીને હવે પછી સંસારોપયોગી વ્યવહારિક વિદ્યા તરફ લક્ષ ખેંચવામાં આવે છે.

### અભણને શ્વાનપુચ્છની ઉપમા.

शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥ ९ ॥ (सु. र. भां.)

જેમ કૂતરાનું પૂંછડું પોતાની ગુદા ઢાંકવાને તથા (મુખ ઉપર) બેસતી માંખી કે મચ્છરના દંશને નિવારણ કરવામાં સમર્થ નથી, તેથી પૂંછડું નિરૂપયોગી છે, તેમજ વિદ્યાવિના જીંદગી નિષ્ફળ જાણવી. ૯

### વિદ્યાનું ગૌરવ.

लक्ष्मीः सुवर्णरूपापि, पाणिपादे नियोज्यते ।
भूषयत्यन्तरात्मानं, वर्णरूपापि भारती ॥ १० ॥ (सू. मु.)

લક્ષ્મી (જો કે પૂજ્ય છે છતાં) સુવર્ણમાં ગણાવાથી પગમાં પહેરવામાં ઉપયોગી થાય છે અને સરસ્વતી તો વર્ણરૂપ છતાં અંતરાત્માને શણગારે છે–શાંતિ આપે છે. ૧૦

તથા—

न हीनो धनहीनोऽपि, धनं वा कस्य निश्चलम् ।
विद्याहीनस्तु यः कोऽपि, स हीनः सर्ववस्तुषु ॥ ११ ॥ (सू. मु.)

ધનવિનાના મનુષ્યને ગરીબ ન માનવો; કારણ કે ધન કોને કાયમ રહ્યું છે? પરંતુ જે મનુષ્ય વિદ્યારહિત છે તે મનુષ્ય સર્વ મનુષ્યોમાં ગરીબ છે. ૧૧

### વિદ્યાવિનાનું રૂપ પણ શોભતું નથી.

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते, निर्गन्धा इव किंशुकाः ॥ १२ ॥ (सू. मु.)

ખાખરાનાં કેશુડાં, રૂપસહિત છે અને દેખવામાં આલ્હાદકારી છે, પણ સુગંધીવગરનાં છે તેથી કિંમતી ગણાતાં નથી; તેમ રૂપ, યૌવનયુક્ત અને મોટા કુળમાં ઉત્પન્ન થયેલા માણસો પણ વિદ્યાવગરના શોભતા નથી. ૧૨

### ખરા તત્ત્વવેત્તાઓ (વિદ્વાનો) દુર્લભ છે.

ज्ञानिनः सुलभाः मायः सुलभाः शास्त्रपाठिनः ।
शास्त्रज्ञापि सुलभा, दुर्लभा भुवि तत्त्वगाः ॥ १३ ॥ (सू. मु.)

ઘણું કરીને કુલીનો મળી શકે, શાસ્ત્રો ભણનારા પણ મળી શકે, સદાચારીઓ પણ મળે; પણ ખરા તત્વવેત્તાઓ–વિદ્યાનું ખરૂં રહસ્ય જાણનારાઓ પૃથ્વીમાં દુર્લભ ( મળવા અશક્ય અથવા થોડા ) છે. ૧૩

**સંસ્કૃત ભણવાનું આવશ્યક છે.**

आर्या. ( १४–१५ )

**यद्यपि बहु नाधीषे तथापि भव संस्कृते प्रयोगज्ञः ।**
**स्वजनः श्वजनो माभूत् सकलं शकलं शकृत् सकृत् ॥ १४ ॥** (सू. मु.)

એક પંડિતનું પોતાના પુત્ર પ્રત્યે કહેવું છે કે જો કે તું ઘણું નથી ભણતો તોપણ સંસ્કૃતમાં પ્રયોગ જાણનારો તો થા. જેથી **स्वजन**ને બદલે **श्वजन** ( કૂતરાં ) **सकल**ને બદલે **शकल** ( ટુકડો )અને **सकृत्** ( એક વખત) ને બદલે **शकृत्** ( વિષ્ટા ) એવા શબ્દોનો પ્રયોગ થઇ જાય નહિ. ૧૪

વિદ્યાનીજ ખરી શોભા છે.

**यद्यपि भवति विरूपो, वस्त्रालंकारवेषपरिहीणः ।**
**सज्जनसभां प्रविष्टः शोभामुद्वहति सद्विद्यः ॥ १५ ॥** (सू. मु.)

સદ્વિદ્યાવાળો જો કે રૂપવિનાનો હોય, પહેરવા સારાં કપડાં ન હોય, કાંઈ ઘરેણાંગાંઠાં ન હોય, તોપણ સજ્જનોની સભામાં ગયો હોય તો તે શોભે; કારણ કે–

**कविना च सभा सभया च कविः ।**

વિદ્વાનથીજ સભા શોભે છે, તે વિના ખેતરનાં ઓડાંની માફક શણગારી અણગારીને ગયેલા મૂઢ ખેતરપાળોથી શોભતી નથી. જેમ ખેતરમાં ઓડું હોય તે કાંઈ બોલતું નથી તેવાજ મૂર્ખોને પણ સમજવા; અને વિદ્વાનો હોય તે પ્રસંગોપાત્ત કાંઇ પણ બોલ્યાવિના રહી શકતા નથી માટે સભાનો ખરો હેતુ તેથીજ પાર પડે માટેજ તેનાથી શોભે. ૧૫

**વિદ્વાને ધનમોહમાં તણાઈ વિદ્યાનો અનાદર કરવો નહિ.**

उपजाति. ( १६–१७ )

**निरक्षरे वीक्ष्य महाधनत्वं, विद्यानवद्या विदुषा न हेया ।**
**[illegible]साः कुलटाः समीक्ष्य, किमार्यनार्यः कुलटा भवन्ति ॥१६॥** (सु. र. भां.)

विद्वान मनुष्ये अभणु मनुष्यपासे धननो ढगलो जोई शुद्ध विद्यानो त्याग न करवो. कारणु के किंमती रत्नोना शणुगारवाळी पुंश्चली स्त्रीओने जोई सती स्त्रीओ शुं कुलटा ( वेश्या ) बने छे ? ( नहिज ). १६

विद्या एज खरुं धन छे.

न चोरहार्यं न च राजहार्यं, न भ्रातृभाज्यं न च भारकारि ।
व्यये कृते वर्द्धत एव नित्यं, विद्याधनं सर्वधनप्रधानम् ॥ १७ ॥ (सु.र.भा.)

बधां धनमां विद्यारूपी धन छे ते मुख्य छे कारणु के ते चोरथी चोरी शकाय तेम नथी, राजाथी छीनवी लेवाय तेम नथी, भाइओना भागमां वहेंचाय तेवुं नथी, तेम कोई रीते भार करतुं नथी. ( तेनो बोजो उपाडवो पडतो नथी ) अने खर्च करवाथी सदा वधेछेज.

( बीजुं धन छे ते चोर हरी जाय, राजा दंडी ले, भाइओ वहेंचावी ले, वजन उपाडवुं पडे तथा खरचवाथी ओछुं थई जाय अने आमां कोइनो पणु भय नहि माटे ए साचुं धन छे ). १७

वळी—

द्रुतविलम्बित.

वसुमतीपतिना नु सरस्वती, बलवता रिपुणापि न नीयते ।
समविभागहरैर्न विभज्यते, विबुधबोधबुधैरपि सेव्यते ॥ १८ ॥ (सु.र.भां.)

सरस्वती बळवान् राजा के शत्रुथी खेंची लेवाती नथी, भाइओथी भाग पडावाती नथी. अने तेथीज देवलोकना बोधवाळा विद्वान पुरुषोथी पणु ते सेवाय छे. १८

दरिद्र छतां पणु विद्वान् पुरुष शोभे छे.

वंशस्थ.

वरं दरिद्रोऽपि विचक्षणो नरो, नैवार्थयुक्तोऽपि सुशास्त्रवर्जितः ।
विचक्षणः कार्पटिकोऽपि शोभते, न चापि मूर्खः कनकैरलङ्कृतः॥१९॥ (सू. मु.)

भले दरिद्र होय पणु पुरुष विचक्षणु ( डाह्यो-विद्वान ) होय ते उत्तम. परंतु शास्त्रज्ञानरहित धनवानने उत्तम न मानवो जोइए. विचक्षणु माणुस फाटेल कपडांवाळो होय ( अर्थात् लंगोटीवाळो होय ) तोपणु शोभे छे पणु मूर्ख सोनाथी शणुगारेलो होय तोपणु शोभतो नथी. १९

### વિદ્યાની કલ્પલતાની સાથે સરખામણી.

वसंततिलका. ( २०–२१ )

मातेव रक्षति पितेव हिते नियुङ्क्ते,
कान्तेव चापि रमयत्यपनीय खेदम् ।
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्त्ति,
किं किं न साधयति कल्पलतेव विद्या ॥ २० ॥ (सु. र. भां.)

વિદ્યા માતાની માફક રક્ષણ કરે છે, પિતાની માફક હિતમાં યોજી દેછે, કાંતાની માફક ખેદને દૂર કરે છે, લક્ષ્મીને વધારે છે અને દિશાઓમાં કીર્તિ ફેલાવે છે. કલ્પલતાની પેઠે તે શું શું નથી સાધતી? ( અર્થાત્ સર્વ કાર્ય સાધી મધુર–મીઠાં ફળો ચખાડે છે ). ૨૦

### વિદ્યાના સંસ્કારવાળી બુદ્ધિનો પ્રભાવ.

शस्त्रैर्हतास्तु रिपवो न हता भवन्ति,
प्रज्ञाहताश्च नितरां सुहता भवन्ति ।
शस्त्रं निहन्ति पुरुषस्य शरीरमेकं,
प्रज्ञा कुलं च विभवं च यशश्च हन्ति ॥ २१ ॥ (सु. र. भां.)

શસ્ત્રોવડે હણાયેલા શત્રુઓ હણાયા ગણાતા નથી. પણ બુદ્ધિવડે હણાયા હોય તેજ અત્યંત સારી રીતે હણાયા ગણાય. કારણ કે શસ્ત્ર તો એકજ વ્યક્તિનો નાશ કરે છે. પણ બુદ્ધિના પ્રભાવથી તો શત્રુનું કુળ, યશ અને તેની સંપત્તિ એ સઘળું હણાઈ જાય છે. ૨૧

### તમામ પદાર્થોની સીમા છે, પણ વિદ્યાથી સંસ્કાર પામતી બુદ્ધિના પ્રભાવની સીમાજ નથી.

शिखरिणि.

उदन्वच्छन्ना भूः स च निधिरपां योजनशतं,
सदा पान्थः पूषा गगनपरिमाणं कलयति ।
इति प्रायो भावाः स्फुरदवधिमुद्रामुकुलिताः
सतां प्रज्ञोन्मेषः पुनरयमसीमा विजयते ॥ २२ ॥ (भ. च.)

પૃથ્વી સમુદ્રોથી વિંટાયેલી છે, તે સમુદ્ર પણ સો યોજન–૪૦૦ ગાઉ (કોઇ કહાવે ) ઉંડા છે અને હમેશાં ફરનાર સૂર્યનારાયણ આકાશનું પણ પરિમાણ

કરે છે આમ ઘણુંકરીને તમામ પદાર્થો ખુલ્લી રીતે અવધિ (સીમા) ની મુદ્રાથી યુક્ત છે અર્થાત્ માપી શકાય તેવા છે પણ સત્પુરૂષોની બુદ્ધિનો ઉત્કર્ષ નિઃસીમપણે વિજય પામે છે. (તેનો પાર આવે તેમ નથી). ૨૨

### વિદ્યાહીનની પશુઓમાં ગણના.

### शार्दूलविक्रीडित. (૨૩–૨૪)

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं,<br>
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ।<br>
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं,<br>
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥२३॥ (सु. र. भां.)

વિદ્યા એ ખરેખર મનુષ્યનું અધિક રૂપ છે, વિદ્યા ગુપ્તમાં ગુપ્ત ધન છે, વિદ્યા ભોગ, કીર્તિ તથા સુખને આપનારી છે; તેમજ વિદ્યા ગુરૂઓની પણ ગુરૂ છે, વિદ્યા પરદેશની મુસાફરીમાં બંધુરૂપે મદદ કરે છે, વિદ્યા એ પરમ દૈવત છે, (તેથી) વિદ્યા રાજાઓમાં પૂજાય છે પણ ધન પૂજાતું નથી, તેને લીધે વિદ્યારહિત પુરૂષ પશુ (સમાન) છે. ૨૨

### વિદ્યોપાર્જન કરવામાં તત્પર રહેવાનાં કારણો.

विद्या नाम नरस्य कीर्त्तिरतुला भाग्यक्षये चाश्रयो,<br>
धेनुः कामदुघा रतिश्च विरहे नेत्रं तृतीयं च सा ।<br>
सत्कारायतनं कुलस्य महिमा रत्नैर्विना भूषणं,<br>
तस्मादन्यमुपेक्ष्य सर्वविषयं विद्याधिकारं कुरु ॥ २४ ॥ (सु. र. भां.)

વિદ્યા મનુષ્યની ખરેખર અતુલ કીર્તિ છે, ભાગ્યના નાશ વખતે કામદુધા ગાય સ્વરૂપ છે. (પ્રિયા) ના વિયોગમાં આનંદદાયક છે, ત્રીજું નેત્ર છે, સન્માનનું ઘર છે, કુળનો મહિમા છે અને રત્નવિનાનું ભૂષણ છે. તેથી બીજા સર્વનો ત્યાગ કરી વિદ્યાનું પાત્ર થા. ૨૪

### વિદ્યારૂચિ વચન–છપ્પા. ૨૫–૨૬

ગમન કરંતાં ગુપ્ત, પવનને પણ લઉં પકડી,<br>
ચપળા ચંચળ ચાલ, જરૂર તેને લઉં જકડી;<br>
પ્રબળ અનળ જળ જેહ, મજુર થઇ કરે મજૂરી,<br>
રવિ ચિત્રો ચચનાર, હુકમ ધરનાર હજૂરી,

આકર્ષણ અકળ અદર્શ છે, એ પણ લઉં ઉપયોગમાં;
વળિ એમ વદે વિદ્યારૂચી, અફળ ન રહું ઉદ્યોગમાં. ૨૫

કળું પૃથ્વીનું પેટ, હેઠથી થાગ મગાવું,
અહુ ગતિ ગજથી ભરૂં, મેરૂ શિર લાત લગાવું;
નિધિ જળનું નિર્માણ, યથારથ હું કરી જાણું,
વાતાવરણ અનંત, અંત તેનો ગણી આણું;
ગતિ અતિશય કરૂં ગરૂડથી, એમ ઉડું આકાશમાં,
ખુબ ખોળ કરૂં ક્ષિતિ ખોદીને, ઉતરૂં જો અભ્યાસમાં. ૨૬

**સમુદ્રનો ઉદ્યમ. વસંતતિલકા. ૨૭-૨૯**

પીધો હતો અસલમાં નિધિને અગસ્તે,
કીધાં વખાણ બહુ આર્ય જનો સમસ્તે;
આજે યુરોપ ભુમિમાં જન જે થયા છે,
તેઓ જરૂર જળ સાગર પી ગયા છે. ૨૭

ચાળીશ મૈલ તરિને નિધિમાં ગયા છે,
એવા વિલાયતવિષે જન તો રહ્યા છે;
અભ્યાસથી કરિ શકે અતિ શ્રેષ્ઠ કામ,
જો માનવી જનિતને મન હોય હામ. ૨૮

જો સિંધુ મંથન કરી ધન કાઢવાની,
શક્તી હતી સરસ આર્ય જનો બધાની,
તે શક્તિ આજ રહી સર્વ યુરોપખંડે;
ત્યાંના નિવાસિ નિધિમંથનકાજ મંડે. ૨૯

કવિ દલપતરામ ડાહ્યાભાઈ.

***અક્કલ બડી કે ભેંસ.**

અગાઉ એક સમયે ઉન્હાળાના વખતમાં લીંબડીના રાજાજી શિકારે નીકળ્યા હતા. શિકારની શોધમાં ઘણું ફરવું પડયું. એટલામાં ખરા બપોર થવાથી તાપ ઘણો લાગવા માંડયો. તરશ કહે મારૂં કામ. ચાકર પાછળ રહી ગયો હતો, તેથી જાતે પાણીની શોધ કરવા માંડી પણ નહિ મળવાથી નિરાશ થઈ એક ઝાડની ઘટાનીચે બેઠા. એવામાં એક કણબીના બે છોકરા આવી ચડયા તેમને રાજાજીએ તરશની વાત કરવાથી તુરત દોડી જઈ તેમની જાણીતી જ-

* કૌતુકમાળા.

ગાએથી પાણી લઇ આવ્યા; તે પીને રાજાજી ઘણા ખુશી થયા, ને પેલા કણુબીના છોકરાને જે માગે તે આપવા કહ્યું.

મોટો છોકરો વિચારમાં પડયો, કે અરે જીવ! આપણે શું માગવું? રાજા સાહેબ રાજી થયાછે. માટે હાલમાં કાંઈ ગાય ભેંસ આંગણે નથી, ને દૂધ છાશ વગર ઘણા દુખી થઇએ છીએ, તેથી જો રાજાજી એક ભેંસ આપે તો ઘણું સારૂં. આથી ઘરનાં બધાં રાજી થશે. આવો મનસુબો કરીને બોલ્યો કે " રાજા સાહેબ, તમે જો ખુશી થયા હો તો મને એક સારી જોઇને ભેંસ આપો. " રાજાએ તે આપવા કબુલ કર્યું.

નાના છોકરાએ વિચાર્યું કે, હે જીવ! મોટા ભાઇએ ભેંસ માગી, તેમ આપણે કાંઈ જાનવર માગવું નથી. તે જાનવર જ્યાં સુધી હયાત હોય ત્યાં સુધીજ ફાયદો. રાજા પાસે તો એવી ચીજ માગવી કે હમેશાં જીંદગાની સુધી ટકી રહે. ધન, માલ, ઢોરઢાંખર, વાડી, વજીફા, ઘરબાર કે હવેલીની કાંઈ દરકાર નથી. અરે! એતો બધાં રાજાજી આપે! પણ આપણે લોકભાઈ, વગર ભણેલા, અક્કલ વિનાના, તેને કેળવતાં શું આવડે! વળી તે આપણી પાસે રહી પણ શકે નહિ, ફોસલાવી ખાનારા ઘણા મળે! માટે અક્કલ માગીએ તો કામ થાય! અક્કલથી બધું મળી રહેશે અને તેમાંથી ભાઇઓનો ભાગ પણ પડવાનો નહિ. ચોર ચોરી જઇ શકે નહિ. રાજા દંડી શકે નહિ. જન્મારા સુધીનું સાથીપણું તો અક્કલ છે. " હે રાજા સાહેબ! તમે ખુશી થયા હો તો મને અક્કલ આપો. " રાજા કહે, "અરે! હું ફરી કહું છું કે તું તારા ભાઇની માફક માલમત્તા કાંઈ માગ. અક્કલમાં તારૂં શું વળવાનું છે?" પણ સમજુ છોકરાએ તેજ કબુલ રાખ્યું.

રાજાજી પોતાનું વચન પાળવા બંનેને રાજમહેલમાં સાથે લઈ ગયા. જેણે ભેંસ માગી હતી તેને સારી જોઇને એક ભેંસ બક્ષિસ આપી, તે લઈ રાજી થઈ ચાલતો થયો. જેણે અક્કલ માગી હતી તેને અક્કલ આપવા સારૂ પ્રથમ ભણાવવો જોઇએ તેથી એક પંડિતને બોલાવી તેને પગાર કરી આપી ભણાવવા માંડયો.

ભેંસ લેનાર મોટાભાઇએ પોતાને ઘેર જઇ ભેંસ બાંધી. હમેશાં પટલાણી તેને ખડ, કપાશીયા ખવરાવે, એટલે તેના ગજા મુજબ દૂધ દેતી હતી. તેથી ઘરનાં સર્વ માણસો દૂધ, દહીં, છાસ ને ઘીથી સુખી થવા લાગ્યાં. તેઓ અક્કલ માગનાર નાના ભાઇને ધિક્કારતા હતા. " જુઓ, ભાઇએ ડાહ્યા થઇને અક્કલ માગી તો ઉલટા રાજાને કબજે રહેવું પડયું! છો-

કરાં છૈયાંને દૂધ દહીંના તો ઓરતા, પણ જાડી પાતળી છાશ પણ મળતી નથી !! અરે ભાઈ! અક્કલનો કાંઈ દોકડો પણ ઉપજવાનો છે ? આલો તુરત પારખું ! છોકરાં *નવનીત ખાય છે ને સજી થાય છે! જો ઇશ્વર કરશે તો થોડા રોજમાં મોટા ગજાદાર થઈ પડશે ને પછી ખેડ કરશે તો થોડા રોજમાં કેટલા બધા રૂપિઆની ઉપજ આવશે !" દૈવયોગે છ મહિનામાં તો તે ભેંસ ગુજરી ગઈ ને પાછો હતો તેવોને તેવો થઈ રહ્યો. છોકરાંછૈયાં દૂધ દહીં વગર હાથ ઘસવા લાગ્યાં. પણ કરે શું ? કાંઈ ઈલાજ નહિ તેથી મોં ચુંબીને બેશી રહ્યો.

અક્કલ માગનાર નાનાભાઇને પંડિતે પ્રથમ વાંચનજ્ઞાન કરાવ્યું. પછી તુરત નીતિશતક, પંચતંત્ર, ઇત્યાદિકનો અભ્યાસ કરાવ્યો. તેને શીખવાનો ઘણો શોખ હતો ને તેમાં ઘણું ધ્યાન આપતો એટલે પૂરો અક્કલબાજ નીવડયો. કેટલાક દહાડા શીખ્યા પછી તેની હુશિઆરી જોઈ રાજાજી પ્રસન્ન થયા. પોતાના રાજ્યના કણબી વગેરે ખેડુત હતા તે સર્વનો દેશ—પટેલ ઠરાવી પાઘડી બંધાવી, અમુક પગાર બાંધી આપ્યો. સર્વ ખેડુતના કામકાજનો રાજ્ય તરફનો સંબંધ દેશ—પટેલની મારફત ચાલતો હતો, તેથી સર્વનો તે અધિપતિ ઠરી ચુકયો. તેને પગાર મળતો હતો તથા પોતે કેટલીક જમીન રાખી ખેડાવતો, સુધરાવતો, અને દરેક ખેડુની નીપજ ઉપર તેનો લાગો કરી આપવામાં આવેલ, તે સર્વની હજારો રૂપિઆની ઉપજ તે અક્કલવાળા દેશ—પટેલને થઈ પડી.

એ રીતે કેટલેક દહાડે અક્કલ માગનાર ભાઇનો પાસો ચડીઆતો જોઈ ભેંસવાળો મોટો ભાઇ વિચારમાં પડયો. અરે! આપણે ભેંસ માગી તે મરી ગઈ! અક્કલવાળો તો આજે મોટો દેશ—પટેલ થઈ પડયો છે એમ કહી પોતાની મૂર્ખાઇને માટે પસ્તાવો કરવા લાગ્યો.

રાજાજી એક દિવસ સ્વારી કરી નીકળ્યા, તે પેલા ભેંસવાળાને જોઈ સવાલ કર્યો કે, પટેલ "અક્કલ બડી કે ભેંસ ?" તો કહે, "અક્કલ મોટી સાહેબ! ભેંસ તો મરી ગઈ ને હું હેરાન છું"!

---

બીજા સર્વ પદાર્થ કરતાં અક્કલ (વિદ્યા) નું શ્રેષ્ઠપણું આ વાત બતાવી આપે છે.

## સમય વિદ્યાવૃદ્ધિનો છે.

† દિલ્હીમાં જૈન ગુરૂ કુલ—અત્યારે ઉત્તર હિંદુસ્તાનની પ્રજા [illegible]માં ઘટતા સુધારા વધારા કરવા અન્ય પ્રાંતોની પ્રજાની સરખામણીમાં ઘણું [illegible]

---

* માખણ. † જૈનપત્ર પુસ્તક ૯ અંક ૫૨.

પડતું કાર્ય કરી રહી છે. કેળવણીની દિશામાં ત્યાંની હિંદુ અને મુસલમાન કોમો પોતપોતાની સ્વતંત્ર યુનિવર્સીટીઓ સ્થાપવા કોશીશ કરે છે. ત્યાંની પ્રજાના હસ્તક પ્રજાનાં ફંડોથી શાળાઓ અને સ્કૂલોની મોટી સંખ્યા છે. વળી આર્ય સમાજીક અને સનાતન ધર્મિઓનાં ગુરૂકુળો પણ ત્યાં જાહેર પ્રજાની સહાયતા ઉપરજ ચાલે છે. ઉત્તર હિંદુસ્તાનના આપણા અન્ય ધર્માવલંબી બંધુઓ કેલવણીની દિશામાં જે સ્તુતિપાત્ર કાર્ય કરી રહ્યા છે, તે સાથે ત્યાંના આપણા જૈનબંધુઓમાં પણ જાગૃતિ ફેલાયલી જણાય છે. ત્યાંના આપણા જૈનીબંધુઓ પણ પોતાની સામાજીક અને ધાર્મિક દશામાં યથાયોગ્ય સુધારણા કરવા પ્રયત્ન કરી રહ્યા છે અને તેમના પ્રયત્નના ફળતરીકે અત્યારે દિલ્હીમાં જૈન વિદ્યાર્થિયો માટે એક નવું ગુરૂકુલ સ્થાપન થયું છે. આ ગુરૂકુલ કલકત્તાવાળા બાબુ બુદ્ધસિંહજીના હસ્તે ખુલ્લુ મુકવામાં આવ્યું છે અને તેની સાથે હિંસારનું જૈન અનાથાશ્રમ જોડી દેવામાં આવ્યું છે. ગુરૂકુલ શબ્દથી અત્યારે ભાગ્યેજ કોઈ અપરિચિત હશે, પરંતુ પ્રાચીન શબ્દને પુનઃ આ જમાનામાં સાકારરૂપે પ્રગટ કરવાનું માન આપણે આર્યસમાજને આપવું પડશે. ગુરૂકુલો એ ધાર્મિક જીવન રાખનારા આપણા પૂર્વજોની યુનિવરસીટી હતી કે જ્યાં વિદ્યાર્થિયો બ્રહ્મચર્ય અવસ્થામાં રહી ગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરતા અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાને યોગ્ય આત્મીય અને શારીરિક દશાની ઉંચ કોટીયે ગયેલા બ્રહ્મચારીયો તેવાં ગુરૂકુલોમાંથી બહાર પડતા. જેમના પ્રતાપે આર્ય જાતિનો ગૃહસ્થાશ્રમ અન્ય જાતિયો કરતાં સુખી અને સંસારને અસાર નહિ, કિન્તુ સારવાળો કરનાર નીવડતો હતો. બ્રહ્મચર્યનો મહિમા અલૌકિક છે. તે વ્રતધારી મહાત્માઓએ દુનીયામાં અમર નામના કરી છે. જ્યારે આખી આર્ય પ્રજામાં આવાં ગુરૂકુલોદ્વારા શિક્ષણ અપાતુ હતું કે જ્યાં એક વિદ્યાર્થિને પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાની તક મળતી ત્યારે એજ બ્રહ્મચર્યનો પ્રતાપ હતો કે આર્ય જાતિમાં ઉંચ સંસ્કાર અને વિચારો હોવાનું આપણા પૂર્વ પુરૂષોનાં જીવન ઉપરથી જણાય છે અને એક વેળા આર્ય પ્રજા સંસારની અન્ય પ્રજામાં સર્વ પ્રકારે સર્વોપરિ મનાતી હતી. વળી તેવાં ગુરૂકુલોમાં અપાતી કેળવણી હાલ જેટલી ખર્ચાલ અને અગવડકર્ત્તા થતી નહિ. પૂર્વના ગુરૂઓ વિદ્યાર્થિયોને નિઃસ્વાર્થપણે વિદ્યાનું દાન કરવામાં પોતાનું કર્ત્તવ્ય માનતા અને કેવળ ભિક્ષાવૃત્તિ ઉપર તે સમયનાં ગુરૂકુલોનો નિર્વાહ ચાલતો હતો. તે ગુરૂકુલની શિક્ષણપદ્ધતિ એવા પ્રકારની હતી કે ત્યાં રાય રંક—અમીર—ફકીર સૌનાં બાળકો એક સાથે અને એક સરખી રીતે અભ્યાસ કરતાં હતાં. ત્યાં ગરીબ શ્રીમંત અને ઉંચ નીચનો ભેદભાવ દૃષ્ટિગોચર થતો નહતો. અભિમાન અને ભેદ-

ભાવના સંસ્કારો તે બ્રહ્મચારિયોના હૃદયમાં ઉત્પન્ન થતાજ નહિ અને એ આપણી પ્રાચીન મફત કેળવણીને પ્રતાપે આપણી જાતિ અને દેશનું સર્વ પ્રકારે કલ્યાણ થતું હતું. છોકરાઓ સાથે કન્યાઓનાં પણ ગુરૂકુલો તે સમયે અસ્તિત્વમાં હતાં કે જ્યાં કન્યાઓ પણ યોગ્ય વય સુધી બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરી પોતા સમાન યોગ્ય વય–ગુણ અને જ્ઞાનવાળા સુશીલ પતિની સહચારિણી થઇ સંસારને સ્વર્ગતુલ્ય કરી મુક્તી. અત્યારે એ ચિત્ર તો ભૂતકાળની વાતોના સ્વપ્ન સમાન છે. તોપણ આપણા પૂર્વ પુરૂષોના ધાર્મિક અને સદાચરણી જીવનોનું સ્મરણ કરતાં આપણા અંતઃકરણમાં પ્રાચીન સમયમાં અપાતી ઉત્તમ શિક્ષણપદ્ધતિનાં યશોગાન ઘુંટાયા કરે છે. અત્યારે આ ઉન્નતિના જમાનામાં આપણો તે પૂર્વકાલ પુનઃ લાવવાની કોશિશો થાય છે અને તેમાં આપણા જૈનબાંધવો પણ જે હીલચાલ કરી રહ્યા છે અને અખતરાની ખાતર પણ ગુરૂકુલની શિક્ષણપદ્ધતિનો પ્રચાર કરવાનો જે પ્રારંભ કર્યો છે તે સ્તુતિપાત્ર છે. અમે માનીયે છિયે કે જૈન કોમમાં એવા ઉત્તમ સંસ્કારી ચારિત્રવાળા અને નીતિમાન પુરૂષો ઉત્પન્ન કરવાને માટે અવશ્ય ગુરૂકુલપદ્ધતિને માન આપવાની જરૂર છે. આપણા વિખવાદ અને અજ્ઞાનને ટાળવા અને આપણા જૈન ધર્મ અને તેના સિદ્ધાંતોનો પ્રચાર કરવા તેવાં ગુરૂકુલોમાંથી જ્યારે આપણે ધર્મ અને જાતિની ઉન્નતિ અર્થે પ્રયત્ન કરનાર બ્રહ્મચારિયો ઉત્પન્ન કરીશું તો ગુરૂકુલનો એક બ્રહ્મચારી જ્યારે અહિંસાના ઉંચ સિદ્ધાંતનુ પ્રતિપાદન કરવા માંસાહારિ પ્રજા સન્મુખ ઉભો થશે ત્યારે તેના અદ્‌ભુત જ્ઞાન અને આત્મબળ આગળ સૃષ્ટિના પાપાત્માઓ તેના ચરણમાં મસ્તક નમાવશે અને હિંસાને સ્થળે જ્યાં ત્યાં શાંતિનાં દર્શન થશે. પાંજરાપોળો સ્થપાવા અને બકરીઈદને દિવસે તન અને ધનના ભોગે થતી કતલ અટકાવવાનું જૈન મહાજનનું ક્ષેત્ર ઘટી જશે. અમારા ગુજરાતના જૈનબાંધવો પણ એક એવું ગુરૂ*કુળ માત્ર અખતરા તરીકે પણ જો સ્થાપન કરવા પ્રયત્ન કરે તો અન્ય કોમોની માફક તેમને નાણાંને માટે બહુ સંકોચમાં આવવું પડે તેમ નથી. જૈનોમાં એવા શ્રીમંત નરો પડ્યા છે કે આવું એક ગુરૂકુલનું કાર્ય કરવું તેમને મન સહેલ છે. વળી શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી પાસે પણ ખાસ શ્રાવક અને શ્રાવિકાઓના લાભાર્થે એક સારૂં ભંડોલ એકઠું થયું છે; તો જો શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની આગેવાની હેઠળ આવી ગુરૂકુલજેવી કેલવણીની સંસ્થા

* હાલમાં મુંબાઇમાં ચાલતા મહાવીર જૈનવિદ્યાલયને જો સારી મદદ મળે તો તે આ બધું કાર્ય પૂરૂં પાડે એમ જણાય છે.

સ્થાપવાની હિલચાલ થાય તો તે હિલચાલને સંપૂર્ણ ટેકો મળવાની ખાત્રી છે. વળી આવાં કાર્યોમાં ઉત્સાહ બતાવ્યાથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના અસ્તિત્વનું પણ સાર્થક ગણાશે. અમે અમારા ઉત્તર હિંદુસ્તાનના જૈન બાંધવોએ સ્થાપેલા ગુરૂકુલમાં તેમની ફત્તેહ ઇચ્છીયે છીયે અને આશા રાખીયે છીયે કે તે †ગુરૂકુલમાંથી પુરૂષાર્થિ બ્રહ્મચારિયો બહાર પડો અને જૈન સિદ્ધાંતોનો ઝુંડો દુનીયામાં ફરકાવો.

---

## *વિદ્યાવૃદ્ધિ માટે પં. મદનમોહન માળવીયાનું કથન.

પ્રાચીન કાળમાં હિંદમાં ઘણાં વિશ્વવિદ્યાલયો હતાં. જે આચાર્ય દશહજાર વિદ્યાર્થીઓને ભણાવે અને ભોજન આપે તેને કુલપતિ ગણવામાં આવતા હતા. અગાઉ દરેક હિંદુ પોતાના બાળકોને ગુરૂકુળમાં વિદ્યાભ્યાસ કરવામાટે મોકલતા હતા. એક વખત એવો હતો કે, ભોજ રાજાની કોર્ટમાં તો દરેક માણસ સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન ધરાવતો હતો, તે ચહડતીનો વખત ચાલ્યો ગયો છે. અને હવે સ્થિતિ જૂદીજ છે. યૂરોપમાં સેંકડે નેવું ટકા જેટલો વર્ગ ભણેલો જોવામાં આવે છે, ત્યારે હિંદમાં તે આંકડો આઠ જેટલો ભાગ્યેજ હોય છે. એક વખત ભારત વિદ્યામાં શિખરપર હતું, એક વખત આપણે આપણા દેશમાં બનેલી વસ્તુ પહેરતા હતા, પણ હવે વખત બદલાઈ ગયો છે. જ્યોતિષ, આયુર્વેદ વિગેરેમાં હિંદ આગળ વધેલું હતું; પણ હવે તે શાસ્ત્રો આપણને પશ્ચિમ તરફથી શીખવાં પડે છે. આપણી સભ્યતા ઘણી ઉંચી હતી, અત્યારે મામલો બદલાયો છે. આપણને આપણી સાધારણ દવાઓ માટે પરદેશઉપર આધાર રાખવો પડે છે. ઢાકાનુ મલમલ તથા માહિસૂરનું પટ જોઇને યૂરોપીઅનો છક થઈ જતા હતા; પણ તે કળા આપણા હાથમાંથી ચાલી ગઈ છે. તેનું કારણ અજ્ઞાન છે. યૂરોપીઅનો પોતાની વિદ્યાને બળે તે હુન્નરો આપણી પાસેથી શીખી જઇને તેને ખીલવીને આપણને વસ્તુઓ પૂરી પાડે છે. આપણે અત્યારે ખેતીવાડીઉપર આધાર રાખતા બની ગયા છીએ. હિંદની ખેતીવાડીની શક્તિ અમુક હદમાં છે. તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ સ્થિતિમાં સુધારો કરવાનું ઓષડ વિદ્યા છે. ઇંગ્લાંડ, અમેરિકા વિગેરે દેશો આગળ વધવાનું કારણ વિદ્યા છે. અમેરિકા વિદ્યાબળને લીધે ધનવાન્ બન્યું છે. તે

---

† આ ગુરૂકુલ અત્યાર સુધીમાં જોઇએ તેવું કામ કરી શક્યું જણાતું નથી. જો તે ચાલતું હોય તો તેના નેતાઓએ તે પર પૂરતું લક્ષ રાખવાની જરૂર છે.

* જૈનપત્ર પુસ્તક ૧૪ તા. ૨૩ મી જાન્યુઆરી.

લક્ષ્મીની મૂર્તિ બની ગયું છે. અમેરિકા એટલું બધું ધનવાન બન્યું તેનું કારણ વિજ્ઞાનની વિદ્યા છે. ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં તે પ્રમાણે બન્યું છે. હિંદમાં પાંચ યુનીવર્સીટીઓ છે, પણ તેઓ ફક્ત પરીક્ષા લેછે. તેઓ શિક્ષણ આપતી નથી. અત્યારની સ્થિતિ એવી છે કે બાળકને એક મા પાળે અને બીજી તેની લાયકાતની કસોટી કરે; તેથી એવું બને છે કે સોમાંથી સાઠ જેટલા અને તેથી વધારે વિદ્યાર્થીઓ પરીક્ષામાં નાપાસ થાય છે. યૂરોપ, અમેરિકામાં પરીક્ષા લેનારી યુનીવર્સીટીને ઘણું માન આપવામાં આવતું નથી. જે યુનીવર્સીટી શિક્ષણ આપીને પરીક્ષા લેછે તે વધારે માન મેળવે છે. ત્યાં વિદ્યાર્થિઓને રહેવાની અને ખાવાની સગવડ કરી આપવામાં આવે છે. હિંદમાં ગુરૂકુળમાં તેજ પ્રમાણે હતું; ત્યાં વિદ્યાર્થિઓ રહેતા, ખાતા, પીતા, શિક્ષણ મેળવતા અને પરીક્ષા આપતા. તે ગુરૂકુળની પદ્ધતિ પ્રમાણે હિંદુ યુનીવર્સીટી સ્થાપવામાં આવનાર છે. અત્યારે હિંદમાં તેવી એક પણ યુનીવર્સીટી નથી. હાલની યુનીવર્સીટી તો ફક્ત પરીક્ષા લઇને સંતોષ પકડે છે. આપણી નવી યુનીવર્સીટીમાં વહેવારૂ જ્ઞાન ઉપર વધારે ધ્યાન આપવામાં આવશે. આપણને અન્ન અને વસ્ત્ર મળી શકે તેવી વિદ્યા આપવાની પહેલી જરૂર છે. અન્ન વિના ફીલસુફી ભણવી સૂઝે નહિં. દેશને જે વસ્તુની જરૂર છે તે તમો અત્રે બનાવવાને શક્તિવાન બનો તો દેશમાં દરિદ્રતા રહેશે નહિ. અમારો ઈરાદો એ છે કે વિદ્યાર્થીઓને વહેવારૂ જ્ઞાન આપીને તેઓ અહીં ઉદ્યોગ હુન્નરો ખીલવે. આપણા દેશમાંથી રૂ, જ્યુટ, ચામડાં વિગેરે પરદેશ જાય છે, અને ત્યાંથી તેની નવી બનાવટો થઇને અહીં આવે છે. તે વસ્તુઓ બનાવી ત્યાંથી મોકલવાનું કારણ એ છે કે પશ્ચિમના લોકોમાં આપણા કરતાં વધારે વિદ્યા છે. સ્ત્રીઓનાં સૌભાગ્યનાં ચિન્હ જેવી ચુડીઓ પણ પરદેશથી આવે છે તે શોચનીય છે. સ્વદેશી વસ્તુ મને ઘણી પ્રિય છે, હું તમોને કહું છું કે તમો બને ત્યાં સુધી દેશી વસ્તુઓ લ્યો કે જેથી ગરીબ હિંદની સ્થિતિ સુધરે; અત્યારે જાપાન પણ આપણને હઠાવતું જાય છે. તે બધાનું કારણ એ છે કે આપણને થોએરેટીક શિક્ષણ મળે છે. પણ વહેવારૂ વિદ્યા મળતી નથી. કાશીની યુનીવર્સીટીનો એક ઉદ્દેશ એ છે કે ત્યાં કળાકૌશલ્યનું વહેવારૂ શિક્ષણ આપવું. સરકારી શાળાઓમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું નથી, તેથી પરિણામ એ આવ્યું કે આપણે યૂરોપની ફીલસુફી વિગેરે શીખીએ છીએ, પણ આપણાં ધર્મપુસ્તકો કથા વિગેરેનું કંઈ પણ જ્ઞાન મળતું નથી, તે ઠીક નહિ. આપણને ધર્મના અને નીતિના જ્ઞાનની જરૂર છે. ઇંગ્લાંડમાં અઢાર અને ફ્રાન્સમાં પંદર, જર્મનીમાં બાવીશ અને અમેરિકામાં એકસો ચોત્રીશ યુનીવર્સીટીઓ છે. અમેરીકામાં ચોવીશ હજાર પ્રોફેસર છે. ત્યારે હિંદની કોલેજોમાં

વિદ્યાર્થીઓની સંખ્યા તેટલી આવે છે. અમેરિકામાં કેળવણી મેળવવા માટે જેટલી સગવડ છે તેટલી બીજે ક્યાંય નથી. આપ વિદ્યારૂચી વચનને ઘણી યુનીવર્સીટીઓની જરૂર છે. આપણી સ્થિતિ ગરીબ છે. અમેરિકામાં ત્રીશ વરસમાં ખાનગી સખાવત મારફતે સાઠ કરોડ રૂપીઆ યુનીવર્સીટીઓ માટે મળ્યા છે. અમારો અને તમારો ધર્મ છે કે આપણા બાળકોનું રક્ષણ કરવું તે માટે તમો આ યુનીવર્સીટીને નાણાંની ખુલ્લે હાથે મદદ કરો. આ દેશમાં અનેક લાખોપતિ છે, છતાં હિંદના બેટાઓને વહેવારૂ કેળવણી લેવાને પરદેશ જવું પડે છે, અને ત્યાં કારખાનાઓમાં દાખલ કરવામાં આવે નહિ તે દીલગીરીભરેલું કહેવાય. જો આપણે આપણું કર્તવ્ય-ધર્મ સમજીશું તો તમોને જે જ્ઞાન જોઇશે તે અહીં મળશે. બનારસ યુનીવર્સીટીમાં અમો ખેતીવાડીની વિદ્યા શીખવવા ઉપરાંત આયુરવેદિકનું જ્ઞાન આપવા માગીએ છીએ. આપણા દેશમાં સંખ્યાબંધ જડીબુટ્ટીઓ છે. જેને ઉપયોગમાં લેવાને કોશિશ કરવામાં આવશે. રેલ્વે એનજીનીરીંગનું આપણને અહીં શિક્ષણ મળતું નથી, તે ખાતાના મોટા ઓદ્ધા ઉપર હિંદીઓ નથી. તે ઓદ્ધાઓ માટે લાયક થાય, તેવી કેળવણી આપવાનો અમારો ઇરાદો છે.

આચરણમાં શઠ જેવો માણસ હોય તોપણ વિદ્યાના બળથી જગત્‌માં કીર્ત્તિ મેળવે છે. ત્યારે સુશીલ વિદ્યાસંપન્ન મનુષ્ય હોય તો તે પોતાનો કે અન્યનો ઉદ્ધાર કરે એ નિઃસંશયની વાત છે. એ સમજાવીને વિદ્યાની સદા જરૂર છે; માટે જીંદગીપર્યંત તેનો અભ્યાસ કરવો જોઇએ, એ બતાવવા હવે પછી યાવજ્જીવન પઠન અધિકાર લેવા ધારેલ છે. અને આ ચાલતો વિદ્યાપ્રશંસા અધિકાર પરિપૂર્ણ કર્યો છે.

## यावज्जीवन पठन अधिकार.

વિદ્યાપ્રશંસા સુખકર હોવાથી વિદ્યાભ્યાસ જીવનપર્યન્ત કરવો જોઇએ.— તેમાં કેટલાકનું એમ મન્તવ્ય છે કે વૃદ્ધાવસ્થામાં ઇન્દ્રિયો શિથિલ થઈ જવાથી વિદ્યા મેળવવામાં આવે તોપણ તેનો કશો ઉપયોગ નથી તેથી તે અવસ્થામાં વિદ્યા સંપાદન કરી મગજને પરિશ્રમ આપવો વ્યર્થ છે, તેવા વાદીજનને નિરૂત્તર કરવા આ અધિકાર લેવામાં આવ્યો છે.

### આવતા જન્મમાં સહેલાઈથી વિદ્વત્તા મેળવવાની યુક્તિ.

अनुष्टुप् (१ थी ९).

गतेऽपि वयसि ग्राह्या, विद्या सर्वात्मना बुधैः।
यदपि स्यान्न फलदा, सुलभा सान्यजन्मनि ॥ १ ॥ (शा. प.)

અભ્યાસ કરવાને યોગ્ય એવી પ્રથમની અવસ્થા વ્યતીત થઇ ગઇ હોય તોપણ ડાહ્યા પુરૂષોએ વિદ્યા સર્વાત્મભાવથી (મન રાખીને) ગ્રહણ કરવી. ત્યાં શંકા થાય છે કે વૃદ્ધાવસ્થામાં વિદ્યા શું ફળ આપી શકશે? તેના ઉત્તરમાં જણાવે છે કે, જો કે વિદ્યા તેવી અવસ્થામાં કાંઇ ફળ આપી શકતી નથી પણ તે જીવને તે વિદ્યા બીજા જન્મમાં સુલભ થઇ જાય છે. અર્થાત્ પ્રાક્તન (પૂર્વભવના) સંસ્કારોથી વિદ્યા તુર્ત પ્રાપ્ત થાયછે. ૧

### ચાર વસ્તુઓ નિકૃષ્ટ સ્થાનમાંથી પણ ખેંચી લેવી.

बालादपि हितं ग्राह्यममेध्यादपि काञ्चनम् ।
नीचादप्युत्तमां विद्यां, स्त्रीरत्नं दुष्कुलादपि ॥ २ ॥ (शा. प.)

બાળક પાસેથી પણ હિત વચન ગ્રહણ કરવું, નીચ પાસેથી અથવા અપવિત્ર સ્થાનમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું, નીચ મનુષ્ય પાસેથી પણ વિદ્યા ગ્રહણ કરવી અને દુષ્કુળમાંથી પણ સ્ત્રીરૂપી રત્ન ગ્રહણ કરવું. (એવું નીતિશાસ્ત્રમાં કહેલ છે.) ૨

### પિતાની પુત્રતરફ સત્ય ફરજ.

पठ पुत्र किमालस्यमपठो भारवाहकः ।
पठितः पूज्यते लोके, पठ पुत्र दिने दिने ॥ ३ ॥ (सू. मु.)

હે પુત્ર! વિદ્યાભ્યાસ કર. આલસ્ય શા વાસ્તે કરે છે? કારણ કે જે આલસ્યથી વિદ્યાભ્યાસ કરતો નથી તે ભાર (બોજા) ઉપાડી પોતાનો નિર્વાહ ચલાવે છે અને ભણેલ મનુષ્ય લોકમાં પૂજાય છે. માટે દિવસે દિવસે અર્થાત્ પ્રતિદિન વિદ્યાભ્યાસ કર. ૩

### બુદ્ધિશાળી તથા મૂર્ખને ઓળખવાની સમજણ.

काव्यशास्त्रविनोदेन, कालो गच्छति धीमताम् ।
व्यसनेन हि मूर्खाणां, निद्रया कलहेन वा ॥ ४ ॥ (सू. मु.)

બુદ્ધિમાન્ પુરૂષોનો સમય કાવ્યશાસ્ત્રોના વિનોદથી જાય છે, અને મૂર્ખ લોકોનો વખત વ્યસન (દુઃખ,) નિદ્રા અથવા ક્લેશથી વ્યતીત થાય છે. ૪

કયાં સંતોષી થવું? તથા કયાં સંતોષી ન થવું? તેની સમજણ.

सन्तोषस्त्रिषु कर्तव्यः, स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्यो, दाने चाध्ययने जपे ॥ ५ ॥ (सू. मु.)

પોતાની સ્ત્રીમાં, ભોજનમાં અને ધનમાં આમ ત્રણ વસ્તુઓમાં સંતોષ રાખવો. અને દાન, વિદ્યાભ્યાસ, તથા જપ આ ત્રણ કાર્યોમાં સંતોષ ન કરવો. ૫

અધ્યયનથી રહિત દિવસ ન કાઢવો.

श्लोकार्धं श्लोकपादं वा, समस्तं श्लोकमेव वा ।
अवन्ध्यं दिवसं कुर्याद्, दानाध्ययनकर्मसु ॥ ६ ॥ (सू. मु.)

બની શકે તો આખો શ્લોક, અથવા અર્ધો શ્લોક અથવા પા શ્લોક હમેશાં ભણવો. એવી રીતે દાન, વિદ્યાભ્યાસ અને અન્ય શુભ કાર્યોમાં દિવસને સફળ કરવો. ૬

ઝેરના ચાર પ્રકાર.

अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं विषम् ।
विषं सभा दरिद्रस्य, वृद्धस्य तरुणी विषम् ॥ ७ ॥ (सू. मु.)

ઘણો વખત અભ્યાસ ન રાખવાથી શાસ્ત્ર ઝેરતુલ્ય થઈ જાય છે અને ઉદરમાં અજીર્ણ થયું હોય ત્યારે ભોજન વિષરૂપ છે. કંગાલ માણસને ઉત્તમ પ્રકારની સભા વિષરૂપ છે અને વૃદ્ધ મનુષ્યને નવયૌવના સ્ત્રી વિષતુલ્ય છે. ૭

બુદ્ધિનાં બે આભૂષણ.

श्रद्धाघोषौ यदि स्यातां, प्रज्ञया किं प्रयोजनम् ।
तावेव यदि न स्यातां प्रज्ञया किं प्रयोजनम् ॥ ८ ॥ (सू. मु.)

શ્રદ્ધા તથા ગોખવું જો હોય તો બુદ્ધિથી શું પ્રયોજન છે. અને જો તેજ ( શ્રદ્ધા તથા ગોખવું ) ન હોય તોપણ બુદ્ધિથી શું પ્રયોજન છે? અર્થાત્ બુદ્ધિમાન હોય છતાં શાસ્ત્રમાં શ્રદ્ધા તથા ગોખવું ન હોય તો તેની બુદ્ધિ વ્યર્થ છે, એટલે તે ભણી શકતો નથી. અને બુદ્ધિમાં જરા મંદ હોય છતાં શ્રદ્ધા અને ગોખવું બરાબર હોય તો ઉત્તમ બુદ્ધિમાનની પેઠે તે શાસ્ત્રને વશ્ય કરી શકે છે. ૮

ભિન્નમતથી ઝેરનું સ્પષ્ટીકરણ.

विषं कुपठिता विद्या, विषं व्याधिरुपेक्षितः ।
विषं गोष्ठी दरिद्रस्य, वृद्धस्य तरुणी विषम् ॥ ९ ॥ (सू. मु.)

કુત્સિત રીતે ભણેલી વિદ્યા વિષસમાન છે, કાલ મટી જશે, દવાની કશી જરૂર નથી, આમ ઉપેક્ષા કરેલ રોગ વિષસમાન છે. દરિદ્ર મનુષ્યને માટે આનંદ વિનોદની વાતો વિષસમાન છે તથા વૃદ્ધ પુરુષને માટે તરૂણ વયની સ્ત્રી વિષતુલ્ય છે. ૯

**વિદ્વાનોનું જીવન તથા જન્મ સફળ છે.**

**शार्दूलविक्रीडित.**

**नानाशास्त्रसुभाषितामृतरसैः श्रोत्रोत्सवं कुर्वतां,**
**येषां यान्ति दिनानि पण्डितजनव्यायामखिन्नात्मनाम्।**
**तेषां जन्मचजीवितं च सफलं तैरेव भूर्भूषिता,**
**शेषैः किं पशुवद्विवेकविकलैर्भूभारभूतैर्नरैः ॥ १० ॥** (सू. मु.)

વિવિધ શાસ્ત્રોનાં સુભાષિતરૂપ અમૃતરસવડે શ્રોત્રોત્સવ કરતા અર્થાત્ કાનને આનંદપ્રદ પ્રસંગ અનુભવતા અને પંડિતજનોની સાથે શાસ્ત્ર વિષયની કસરત કરવાથી થાકી રહેતા જે પુરૂષોના દિવસો નિર્ગત થાય છે તે પુરૂષોનું જન્મ અને જીવિત સફળ છે તથા તેઓએજ પૃથ્વીને શોભાવી છે. બાકીના પશુઓની પેઠે વિવેકવગરના અને તેથી પૃથ્વીપર બોજા સરખા પુરૂષો શું કામના છે? ૧૦

આ પ્રમાણે વૃદ્ધાવસ્થા થાય તોપણ, અને આજીવિકામાટે ગમે તે ધંધો કરતા હોઇએ તોપણ ઉત્તમ વિદ્યાનું ઉપાસન તો અવશ્ય ચાલુ રાખવું જોઇએ, કે જેનાથી જીવિત સફળ થાય છે. ગુણહીન વિદ્યાનું સેવન કરવાથી કશો લાભ નથી પણ હાનિજ છે. માટે ઉત્તમ-નિર્મળ વિદ્યાનું સેવન કરવું એમ ભલામણ કરી આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે. અને વિદ્યા પણ પાત્ર વિના શોભતી નથી; માટે લક્ષણહીન વિદ્યા અધિકારને સ્થાન આપવું ઉચિત ધારેલ છે.

## लक्षणहीन विद्या अधिकार.

જેમ લલના વેણી વિના શોભે નહિ તેમ વિદ્યા ઉત્તમ ગુણ વિના શોભતી નથી. કારણ કે **मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः।** એટલે સર્પ મણિથી વિભૂષિત છે છતાં શું તે ભયંકર નથી? અર્થાત્ કે ભયંકર

છે, તેમ દુર્ગુણવાળો માણસ જો કે વિદ્યાથી ભૂષિત હોય તોપણ તે ભયંકર છે, તે પ્રસંગનું સમર્થન કરતાં આ અધિકાર અહીં ભૂષણરૂપ ગણ્યો છે.

સદ્દ્ગુણવિનાની વિદ્યા ઝાંખીજ જણાય છે.

अनुष्टुप् (१–२)

लक्षणेन विना विद्या, निर्मलापि न शोभते ।
युवती रूपसंपन्ना, दरिद्रस्येव वेश्मनि ॥ १ ॥ (सू. मु.)

જેમ રૂપસંપન્ન એવી નવયૌવનવતી સ્ત્રી દરિદ્ર મનુષ્યના ઘરમાં શોભતી નથી તેમ સદ્દ્ગુણવિના નિર્મળ વિદ્યા પણ શોભતી નથી. ૧

શાસ્ત્રોનો ઉદ્દેશ જાણવો કઠિન છે.

सुलभानीह शास्त्राणि, गुर्वादेशस्तु दुर्लभः ।
शिरो वहति पुष्पाणि, गन्धं जानाति नासिका ॥२॥ (सू. मु.)

પૈસાવાળા પુરુષોને પુસ્તકો ખરીદી લાયબ્રેરીના આકારમાં ગોઠવી દેવાં સુલભ છે, પણ સદ્દગુરૂનો ઉપદેશ ( પાળવો એ ) દુર્લભ છે, ત્યાં દૃષ્ટાન્ત કહે છે કે, મસ્તક પુષ્પોને ધારણ કરે છે, પણ સુગન્ધ તો નાસિકાજ જાણે છે– અર્થાત્ પુસ્તકોના સમૂહો એકત્ર કરવાથી સુલક્ષણ વિદ્વાનો ગણાતા નથી. પરંતુ શાસ્ત્ર તથા ગુરૂની આજ્ઞાનું પાલન કરવાથીજ વિદ્વત્તા દીપી નિકળે છે.

પોપટની પેઠે વિદ્યા ભણીજવામાં આવે પણ તેનું રહસ્ય જે ગુરૂકૃપા તથા એકાગ્રવૃત્તિ અને શ્રદ્ધાને આધીન છે તે જાણવામાં ન આવે તથા મળેલા ઉપદેશથી આચારવિચાર ન સુધરે તો તે લક્ષણહીન વિદ્યા નકામી છે એમ ટૂંકામાં જણાવી તથા હવે પછી વિદ્યાભ્યાસની સિદ્ધિ કેમ કહેવાય વગેરે જણાવવાનું યોગ્ય ધારી આ અધિકાર સમાપ્ત કરવામાં આવે છે.

## पठनसिद्धि कारण अधिकार.

વિદ્યા વૃદ્ધિમાં જેમ ખંતની જરૂર છે, તેમજ ગત જન્મમાં પણ તે સંબંધી પ્રયાસ કરેલો હોવો જોઇએ. કારણ કે **पुरा दत्ता तु या विद्या, पुरा दत्तं च यद्धनम् । पुरा दत्ता च या कन्या, अग्रे धावति धावति ॥** ગયેલા જન્મમાં વિદ્યાદાન કર્યું હોય, દ્રવ્ય આપ્યું હોય, કન્યાદાન કર્યું હોય તો તે સઘળાં સાધનો બીજા જન્મમાં અવશ્ય મદદ કરે છે. તે બતાવ્યા બાદ આ ચાલતા વિષયમાં તે સિદ્ધ થવામાટે ક્યાં ક્યાં સાધનોની જરૂર છે તે આ અધિકારમાં બતાવવામાં આવ્યું છે.

विद्यार्थीए पांच लक्षण धारण करवां.

अनुष्टुप् ( १–१० )

काकचेष्टा बकध्यानं, श्वान निद्रा तथैव च ।
स्वल्पाहारः स्त्रियास्त्यागो, विद्यार्थी पञ्चलक्षणः ॥ १ ॥ (कस्यापि.)

કાગડાની તુલ્ય ચેષ્ટા, બગલાતુલ્ય ધ્યાન, શ્વાનતુલ્ય નિદ્રા, તેમ સ્વલ્પ આહાર અને સ્ત્રીનો ત્યાગ આમ પાંચ લક્ષણવાળો વિદ્યાર્થી વિદ્યાને પ્રાપ્ત થાય છે. અર્થાત્ વિદ્યાની પૂર્ણ પ્રાપ્તિનેમાટે સાવધાની રાખવી જોઇએ. એકાગ્ર વૃત્તિવાળા રહેવું જોઇએ, બહુ નિદ્રાધીન ન રહેવું જોઇએ, જેથી શરીર ભારે પડી જાય એવા આહારલોલુપ થવું ન જોઇએ તથા કામાસક્તિ રાખવી નહિ. કારણ કે બ્રહ્મચર્ય પાળવાથીજ વિદ્યાનો લાભ મેળવી શકાય છે. ૧

દરેકને ચાર સાધનની જરૂર,

पठतो नास्ति मूर्खत्वं, जपतो नास्ति पातकम् ।
मौनिनः कलहो नास्ति, न भयं चास्ति जाग्रतः ॥२॥ (सु. र. भां.)

વિદ્યાભ્યાસ કરનારને મૂર્ખપણું નથી. એટલે ઉદ્યમ લઈ ગોખવું તે પઠનસિદ્ધિનું મુખ્ય કારણ છે. ત્યાં બીજાં પણ ત્રણ તેવા પ્રકારોને પ્રસંગવશાત્ પ્રાપ્ત થતાં કહે છે કે દેવાધિદેવના નામનો જપ કરનારને પાપ સ્પર્શ કરતું નથી. મૌન ધારણ કરનાર ( એટલે કાર્યપૂરતું બોલનાર ) મનુષ્યને કલહ કયાંય થતો નથી અને જાગતા મનુષ્યને બીક હોતી નથી. ૨

વિદ્યાર્થીએ ચાર અપલક્ષણનો ત્યાગ કરવો.

नोर्ध्वजानुश्चिरं तिष्ठेन्न स्यादुत्कटकासनः ।
न नासिकां विकुष्णीयात्,–न्न स्वयं कर्तयेन्नखान् ॥ ३ ॥ (शा. प.)

વિદ્યાર્થીએ ઉંચા ગોઠણ રાખી લાંબો વખત ન બેસવું, આડા અવળા આસનમાં બેસી અભ્યાસ ન કરવો, એટલે સુખેથી બેસી શકાય તેવા આસનઉપર બેસવું, તેમ નાકને ખોતર્યા કરવું નહિ અને નખો કાપ્યા કરવા નહિ. ૩

વિદ્યામાં વિઘ્નરૂપ સાધનોના ત્યાગની ભલામણ.

सर्वथा सन्त्यजेद्वादं, न कश्चिन्मर्मणि स्पृशेत् ।
सर्वान्परित्यजेदर्थान्, स्वाध्यायस्य विरोधिनः ॥ ४ ॥ (शा. प.)

વિદ્યાર્થીએ એકબીજા સાથે વાદ ન કરવો, કોઇને મર્મસ્થાનમાં સ્પર્શ

ન કરવો એટલે કોઇને હૃદયમાં લાગે તેવું કટુવચન ન કહેવું અને અભ્યાસ કરવામાં જે જે અર્થો વિરોધી હોય તે સર્વ–ધનાદિ મેળવવાનાં કાર્યો વગેરેનો ત્યાગ કરવો. ૪

વિદ્યાર્થીએ સાત ગુણો સ્વીકારવા.

शुश्रूषा श्रवणं चैव, ग्रहणं धारणं तथा ।
ऊहापोहोऽर्थविज्ञानं, तत्त्वज्ञानं च धीगुणाः ॥ ५ ॥ (कस्यापि,)

પ્રથમ તો વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થીને પાઠ સાંભળવાની ઉત્કટ ઈચ્છા જોઇએ. તેવી ઇચ્છા કરી કેટલાક વિદ્યાર્થીઓ ગુરુપાસે જાય છે પરંતુ ત્યાં તેવું શ્રવણ કરવામાં પ્રમાદી બને છે પણ જેવી શ્રવણની ઇચ્છાથી ગુરુપાસે ગયો છે તેવી રીતે ચિત્ત લગાડી અભ્યાસસંબંધી પાઠનું શ્રવણ કરવું જોઇએ, એમ શુશ્રૂષા તથા શ્રવણ થયા બાદ શું કાર્ય કરવું ત્યાં કહે છે કે **ग्रहणम्** એટલે તે અભ્યાસનું ગ્રહણ કરવું, અને પુનઃ તેનું અક્ષરશઃ હૃદયમાં ધારણ કરવું. પછી તે કરેલ અભ્યાસમાં પ્રશ્નોત્તર કરી સુદૃઢ કરવું જોઇએ. અને ત્યારબાદ તેનું અર્થજ્ઞાન વ્યાકરણની પદ્ધતિ પ્રમાણે કરવું જોઇએ અને છેવટ આ અભ્યાસનું તત્ત્વજ્ઞાન શું છે? તે યથાર્થરીતે સમજવું જોઇએ. આ સાત બુદ્ધિના ગુણોનું પરિશીલન યથાર્થરીતે કરી વિદ્યાર્થીએ અભ્યાસ કરવો જોઇએ. તેથી ઉત્તમ પ્રકારનું જ્ઞાન થાય છે. ૫

વિદ્યા તથા ધન–મેળવવા તથા ગુમાવવાની રીત.

क्षणशः कणशश्चैव, विद्यामर्थं च साधयेत् ।
क्षणत्यागी कुतो विद्वान्, कणत्यागी कुतो धनी ॥६॥ (कस्यापि.)

વિદ્યાર્થીએ ક્ષણેક્ષણ મહેનત કરી વિદ્યા મેળવવી અને ધનાર્થી પુરુષે દાણે દાણે કરીને ધન મેળવવું. એટલે કે વિદ્યાર્થી ક્ષણને પણ નકામો જવા દે તો તે વિદ્યા મેળવી શકતો નથી અને ધનાર્થી પુરુષ કણેકણનો સંગ્રહ ન કરે તો તેપણ ધનાઢ્ય ક્યાંથી થાય? ૬

વિદ્યા મેળવવાનાં ત્રણ સાધનો.

विद्या विनयतो ग्राह्या, पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या, चतुर्थो नैव विद्यते ॥ ७ ॥ (सू. मु.)

નમ્રતાથી વિદ્યા ગ્રહણ કરવી, અથવા ઘણા ધનથી ( ગુરુને પ્રસન્ન કરી )

વિદ્યા મેળવવી, અથવા વિદ્યાથી વિદ્યા મેળવવી. આ ત્રણ સિવાય ચોથો ઉપાય નથી. ૭

વિદ્યાર્થીએ તુચ્છસુખમાં આસક્ત થવું નહિં.

सुखार्थी त्यजते विद्यां, विद्यार्थी त्यजते सुखम् ।
सुखार्थिनः कुतो विद्या, सुखं विद्यार्थिनः कुतः ॥ ८ ॥ (सू. मु.)

બાલ્યાવસ્થાના સુખની ઈચ્છાવાળો વિદ્યા ભણીશકતો નથી અને વિદ્યાની ઈચ્છાવાળો તેવું સુખ ભોગવીશકતો નથી. કારણ કે સુખાર્થિ એટલે ખાવું, નવીન નવીન સ્થાનોમાં ભમવું અને ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થવું, આવી ઈચ્છાવાળા પુરુષને વિદ્યા કયાંથી પ્રાપ્ત થાય? અને વિદ્યાર્થી એટલે દિવસના ચાર પહોર તથા રાત્રિના ચાર પહોર કુલ આઠ પહોર છે તેમાં નિદ્રા સિવાયના બાકીના વખતમાં શ્રદ્ધાપૂર્વક ચિત્તલગાડી શીખનાર પુરુષને બાલ્યાવસ્થાસંબંધી સુખ ક્યાંથી હોય? ૮

કેવા મનુષ્યો શાસ્ત્ર ભણી શકતા નથી.

अलसो मन्दबुद्धिश्च, सुखितो व्याधितस्तथा ।
निद्रालुः कामुकश्चेति, षडेते शास्त्रवर्जिताः ॥ ९ ॥ (सू. मु.)

આળસુ, બુદ્ધિવિનાનો, સુખી, રોગગ્રસ્ત, ઝાઝી નિદ્રાવાળો અને કામી એ છ પુરુષો શાસ્ત્રઅભ્યાસ કરીશકતા નથી. ૯

વિપરીત સાધન ઉદ્ભવવાથી ચાર વસ્તુની ભ્રષ્ટતા.

आलस्येन हता विद्या, आलापेन कुलस्त्रियः ।
अल्पबीजं हतं क्षेत्रं, हतं सैन्यमनायकम् ॥ १० ॥ सू. मु.

આળસથી વિદ્યા ભણીશકાતી નથી, રાગ રાગણીથી કુલ સ્ત્રીઓ ભ્રષ્ટ થાય છે, થોડા બીજથી ખેતર બગડે છે અને સેનાધિપતિવિનાનું સૈન્ય નાશ પામે છે. ૧૦

वंशस्थ ( ૧૧–૧૨ ) ધારણ શક્તિ વધારવાનો ઉપાય

गुडूच्यपामार्गविडङ्गशङ्खिनी,
वचाभयाकुष्टशतावरी समा ।
घृतेन लीढा प्रकरोति मानवं,
त्रिभिर्दिनैर्ग्रीतसहस्रधारिणम् ॥ ११ ॥ (शा. प.)

ગળો, અઘેડો, વાવડીંગ, શંખાવલિ, વજ, હેરડે, કઠ, શતાવરી. આ આઠ ચીજનું સમભાગે ચૂર્ણ કરવું અને તે ચૂર્ણ ગાયના ઘી સાથે ચાટવામાં આવે તો ત્રણ દિવસમાં મનુષ્યને હજાર શ્લોક ધારણ કરવાની શક્તિવાળો બનાવે છે. અર્થાત્ અતિશયોક્તિને દૂર કરી કહીએ. તો યાદશક્તિ બહુ સારી બનાવે છે. ૧૧

દરેક વસ્તુ ધીમે ધીમે વૃદ્ધિ તથા ક્ષય પામે છે.

क्रमेण शैलः सलिलेन भिद्यते,
क्रमेण वल्मीकशिखाभिवर्धते ।
क्रमेण विद्या विनयेन चाप्यते,
क्रमेण मोक्षस्तपसाधिगम्यते ॥ १२ ॥ (सू. मु.)

એકપછીએક એમ અનુક્રમે પાણીના ધોધ પડવાથી પર્વત ( શિલાઓનો જથ્થો ) ભેદાઇ જાય છે, ક્રમેથી રાફડાની શિખા અભિવૃદ્ધિને પામે છે. ક્રમથી વિદ્યા વિનયવડે પ્રાપ્ત થાય છે અને ક્રમેથી મોક્ષ તપવડે પ્રાપ્ત થાય છે. અર્થાત્ વિદ્યા ભણનારે પોતાનું શરીર બગડે તો એકદમ મહેનત ન કરવી, પણ નિયમસર અભ્યાસ કરવો. તેમ કદી કંઈ કઠણ પાઠ આવે ત્યારે મુંઝાઈ કાયર ન થઈ જવું. પણ મગજ શાંત રાખી વિદ્યાનું ઉપાસન કરવામાં તત્પર રહેવાથી અવશ્ય ઉત્તમ વિદ્વાન થઈ શકાય છે. ૧૨

વિદ્યાદેવીની પ્રસન્નતા મેળવવામાં દશ સાધનની જરૂર.

वसन्ततिलका. (१३–१४).

आरोग्यबुद्धिविनयोद्यमशास्त्ररागाः,
पञ्चान्तराः पठनसिद्धिकरा भवन्ति ।
आचार्यपुस्तकनिवाससुसंगभिक्षा
बाह्यास्तु पञ्च पठनं परिवर्धयन्ति ॥ १३ ॥ (कस्यापि.)

શરીરનું આરોગ્ય, બુદ્ધિ, નમ્રતા, મહેનત અને શાસ્ત્રોમાં સ્નેહ આ પાંચ અન્દરનાં સાધનો અભ્યાસમાં સિદ્ધિ કરનારાં થાય છે. અને આચાર્ય, ( સંશયને છેદનાર સુશિક્ષક ) પુસ્તકો, જેમાં કોઈ જાતની ગડબડ ન હોય તેવો નિવાસ ( રહેઠાણ ), સારા વિદ્યાર્થીઓનો સંગ અને સુભોજન ( સારો આહાર ) એવી રીતે આ પાંચ બહારનાં સાધનો વિદ્યાભ્યાસને સારી રીતે વધારે છે. ૧૩

વિદ્વાનોના પરિચયમાં રહેવાથી મળતો લાભ.

ज्ञानाधिकैरहरहः परिघृष्यमाणाः
प्रायेण मन्दमतयोऽपि भवन्ति तज्ज्ञाः ॥
संसर्गजं गुणमवाप्य हि पाटलाया-
स्तोयं कपालशकलान्यपि वासयन्ति ॥१४॥ (सू. मु.)

વિદ્વાન્ પુરુષોની સાથે દિનપ્રતિદિન વાર્તાલાપમાં ઘસડાતા એવા મન્દમતિવાળા પુરૂષો પણ તે તે શાસ્ત્રોને જાણનારા થાય છે. ત્યાં દૃષ્ટાન્ત કહે છે કે-લાલ સુગન્ધદાર પાટલા નામના વૃક્ષનાં પુષ્પોના સંસર્ગથી ઉત્પન્ન થયેલ સુગન્ધરૂપી ગુણને પામીને પાત્રોના ભિન્ન ભિન્ન કટકાઓ પણ પાણીને સુગન્ધીદાર બનાવી શકે છે. ૧૪

સવૈયો.

નરમાં ગુણ જો નહિ હોય બીજા, પણ એક ઉપાય ધરે કરમાં,
કરમાંથી તજે નહિ કાગળને, ઉગતા દિનથી દિન આખરમાં;
ખરમાં ન ખપે કદિ તેહ ખરેખર, તેમ ગણાંય ન ગાડરમાં,
ડરમાં ન રહે દલપત્ત કહે, હરરોજ ચડે ચિત હુન્નરમાં. ૧૫૯

*શિક્ષણની રીત.

સખ્તાઈ કરવી, ગુસ્સે થવું, એ છોકરાંઓના અંતરાત્માનો અનાદર કર્યા બરોબર છે. સમજાવીને કહ્યા સિવાય અથવા કારણ બતાવ્યા સિવાય 'ફલાણું કરીશ નહિ, અમુક જગાએ જઈશ નહિ' એવી નિષેધક આજ્ઞાઓ કરવી, એ ઉલટું પરોક્ષ રીતે તે કામ કરવાની સૂચના આપ્યા બરોબર છે. ઇશ્વરે જ્યારે બાવા આદમને હુકમ કર્યો કે 'ફલાણા જ્ઞાનવૃક્ષનું ફળ ખાઈશ નહિ' ત્યારે એ નિષેધને લીધેજ તે ફળ ખાવાનો કુવિચાર તેના મનમાં આવ્યો. તે નંદનવનમાં હજારો વૃક્ષ હતાં, પરંતુ જ્યારે 'આ ખાઈશ નહિ' એવો ખાસ નિષેધ કરવામાં આવ્યો, ત્યારે ખામોખા તેનેજ ખાવાનો તેને મોહ થયો. વર્તમાનપત્રોમાં અત્યંત મહત્ત્વની જાહેર ખબરોને મથાળે 'આ વાંચશો નહિ' એમ લખેલું હોય છે; તેમાં પણ આજ રહસ્ય રહેલું હોય છે. કોઇએ એક ફકીર પાસે મંત્ર માગ્યો, તે મહાત્માએ મંત્ર આપ્યો, અને કહ્યું કે "ત્રણ વખત માળા જપવાથી મંત્ર સિદ્ધ થશે; પરંતુ માળા જપતી વખતે ફક્ત વાંદરાનો વિચાર મનમાં આવવો ન જોઇએ." થોડોક પ્રયત્ન કર્યા પછી તે બિચારો પાછો ફકીર પાસે આવીને કહેવા લાગ્યો કે "ગુરુમહારાજ ! વાંદરો મ્હારા સ્વપ્નમાં પણ નહોતો, પરંતુ આપે ના પાડી ત્યારથી તે વાંદરાનો

*સ્વામી રામતીર્થ.

વિચાર ક્ષણવાર પણ મ્હારા મગજમાંથી ખસતો નથી." કેળવણીની આવી ઉલટી રીત અમેરિકામાં હતી.

### કિન્ડરગાર્ટનની રીતે શિક્ષણ.

છોકરાંઓને ત્યાં કિન્ડરગાર્ટનની પદ્ધતિથી ભણાવવામાં આવે છે. શિક્ષકો છોકરાંઓ સાથે રમતા, કૂદતા, ગાતા, નાચતા, શિક્ષણ આપતા ચાલ્યા જાય છે, અને છોકરાં મોજમઝાની સાથે શિક્ષણ ગ્રહણ કરે છે. ધારો કે છોકરાંઓને વહાણનો પાઠ શિખવવો છે. લાકડાનું વહાણ દરેક છોકરા આગળ મૂક્યું છે, અને વહાણ બાંધવાના ઉપયોગમાં આવતી લાકડાની ચીપો વગેરે પાસે મૂક્યાં છે, પુરુષશિક્ષક અથવા સ્ત્રીશિક્ષક છોકરાંઓ સાથે મળી જઇને કહે છે કે "અમે તો હવે વહાણ બાંધીશું, અમે તો હવે વહાણ બાંધીશું." છોકરાંઓ પણ એકદમ કહેવા લાગે છે કે "અમે પણ બાંધીશું." એ લ્યો! સર્વ છોકરાંઓ નીચે બેસી ગયાં. એકે વહાણ તૈયાર કર્યું, બીજાએ પણ કર્યું, ત્રીજાને જરા વાર લાગતાં શિક્ષક અને બીજાં છોકરાંઓએ તેને મદદ કરી, અને તેનું વહાણ પણ તૈયાર થયું. છોકરાં પોતેજ હોંશથી શિક્ષકને પૂછવા લાગ્યાં કે "આ ભાગનું નામ શું? આ ભાગ શું કહેવાય? આ શું? પેલું શું?" શિક્ષક વહાણના ભાગનાં નામ કહેતો ગયો, અને છોકરાંઓને વહાણ વિષે બધી માહિતી સહજ મળી ગઈ!

આપણા દેશનાં છોકરાંઓ ગોખે છે કે "Keel (કીલ) એટલે વહાણનું તળિયું, કીલ એટલે વહાણનું તળિયું" એમ કરતાં કરતાં મગજમાં કીલ શબ્દ ઘુસી ગયો, પરંતુ 'કીલ' શી વસ્તુ છે, અને વહાણ કેવું થાય, તે એવી ગોખણપટ્ટીથી છોકરાં જરાએ સમજી શકતાં નથી. ત્યાં પ્રથમ પદાર્થ ઓળખતાં શીખવે છે. અને પછી નામ કહેવામાં આવે છે. અહીંઆ તો નામ જ ગોખાવવામાં આવે છે, અને પદાર્થના આકારનો આખી ઉમ્મરમાંએ અનુભવ મળતો નથી. ત્યાં છોકરાંઓ પોતાના ચંચળ સ્વભાવ પ્રમાણે સવાલો પૂછતાં રહે છે, અને શિક્ષકોનું કામ તો એટલું જ હોય છે કે તેમને સવિસ્તર જવાબ આપવા. અહીંઆંના મોટા મોટા શિક્ષકો, ન્હાના ન્હાના છોકરાંઓને સવાલો પૂછી પૂછીને ગુંગળાવી નાંખતાં બિલકુલ શરમાતા નથી! જેનાથી જ્ઞાનની અભિરૂચિ ઉત્પન્ન ન થાય તે શિક્ષણ શાનું? અહીંઆં માસ્તરને દેખીનેજ છોકરાંઓ બ્હી મરે છે, જ્યારે ત્યાં છોકરાંઓને શિક્ષકપર જેટલો પ્રેમ હોય છે, તેટલો માબાપ ઉપર પણ હોતો નથી; અને શાળામાં તેમને જેટલો આનંદ થાય છે, તેટલો ઘેર પણ

થતો નથી. ત્યાંની શાળાઓમાં ફી લેવાતી નથી, અને પુસ્તકો મફત આપવામાં આવે છે.

વિદ્યા પ્રાપ્ત કરવામાં કેમ પાર પડવું તથા તેમાં શું શું સાધનોની જરૂર છે તેનું ટુંક સ્પષ્ટીકરણ કરી આજ અધિકારના શ્લોક નવમાં કહ્યું છે કે નિદ્રા પણ પઠનસિદ્ધિમાં વિઘ્ન કરતા છે તેમજ તે નિદ્રા બીજા અનેક કામમાં નિષ્ફળતા દેવાવાળી છે તેનું ટુંક વિવેચન બતાવવા આ અધિકારને પૂર્ણ કર્યોછે.

## निद्रा अधिकार.

મનુષ્યોના પુરૂષાર્થમાં હાનિ કરનારા છ દોષો છે, જેમાં નિદ્રા પ્રથમ સ્થાને બિરાજે છે તેને સારી રીતે સ્થાન મળે કે તુરત પોતાના અનુયાયીઓને ક્રમે ક્રમે બોલાવી લે છે. બહુજ નિદ્રાળુ થયા પછી તન્દ્રા ( શરીરમાં સુસ્તી ) આવે, તેની પાછળ કાંઈ કર્તવ્ય કાર્ય ન બની શકે તેથી ભય આવે અને ભયથી જેનો ભય હોય તેમના ઉપર ક્રોધ વધે, તેના વધવાથી દુષ્ટ ભાવનામાંને ભાવનામાં આલસ્ય આવે, આલસ્ય આવવાથી આજે કરશું, કાલ કરશું; આવા વિચારવાળી દીર્ઘસૂત્રતા આવે. તેમની પાછળ અસંખ્ય અનર્થો થાય માટે પોતાનું હિત ઇચ્છિનારે નિદ્રાના દાસ ન થવું એજ હિતરૂપ છે.

ઝાઝી નિદ્રા ( ઊંઘ ) થી થતા અનર્થો.

अनुष्टुप् (१–२)

निद्रा मूलमनर्थानां, निद्रा श्रेयोविघातिनी ।
निद्रा प्रमादजननी, निद्रा संसारवर्द्धिनी ॥ १ ॥ } रु. च.

નિદ્રા તમામ અનર્થોનું મુખ્ય કારણ છે. નિદ્રા કલ્યાણનો નાશ કરનારી છે, નિદ્રા પ્રમાદ ( બેભાની ) ઉપજાવનારી છે, નિદ્રા સંસાર વધારનારી છે, કારણ કે સંસારમાં જન્મ લઈ કરવાનાં કાર્યો બહુ નિદ્રાધીન થનારથી પૂરાં કરી શકાતાં નથી, એટલે કરવાનું તેમને તેમ બાકી રહે છે તેથી વખ્તો વખ્ત અવતાર લેવા પડે છે. ૧

જ્યાં નિદ્રા ત્યાં ચોરી.

आजन्मोपार्जितन्द्रव्यं, निद्रया याति निश्चितम् ।
चोरैः मुष्यते सर्वं, तस्मादेतां विवर्जयेत् ॥ २ ॥ } रु. च.

જન્મથી આરંભીને મેળવેલું નાણું નિદ્રાથી અવશ્ય ચાલ્યું જાય છે ચોરોથી પણ સારી રીતે ચોરી શકાય છે, નિદ્રામાં પડયા રહેવાથી વ્યાપાર, ધંધોરોજગાર ન થાય જેથી મેળવેલું એની મેળેજ ઓછું થતાં થતાં ચાલ્યું જાય છે માટે તેનો વિશેષે કરી ત્યાગ કરવો. ૨

એક કવિએ કહ્યું છે કે—

દોહો.

ચંદહ વઈરી વદ્દલું, જળ વઈરી શેવાળ;
માણુસ વઈરી નીંદડી, મચ્છા વઈરી જાળ. ૩

દેશકાળને અનુસરીને પ્રવૃત્તિ કરવાને બદલે તેને જાણ્યા વગર મૂર્ખતા-ભરી પ્રવૃત્તિથી જેમ પુરૂષાર્થની હાનિ છે, તેમ નિદ્રાને હદ ઉપરાંત વશ થવું એ પણ પુરૂષાર્થની હાનિ કરનાર છે અને પુરૂષાર્થની હાનિ થઈ એટલે વિ-દ્યામાં આગળ પડીશકે નહિં એ દેખીતું છે. જે સમયમાં જે જે સ્થાનમાં જાગૃત થવું જોઇયે કે રહેવું જોઇયે તે સમયમાં કે તે સ્થાનમાં આંખો મી-ચીને પડયા રહેવામાં આવે તેનું પરિણામ અનિષ્ટ આવેજ. માટે અતિ નિદ્રાને વશ ન થતાં–તથા બીજા કામોને પણ ગૌણતામાં રાખી વાંચન–વ્યસનની મુ-ખ્યતા રાખવા તે અધિકારને સ્થાન મળવા માટે આ નિદ્રા અધિકારની વિ-રતિ કરી છે.

## वांचन व्यसन अधिकार.

ખોટા વહેમ તથા ખોટાં ખર્ચ દૂર કરવા માટે અભ્યાસ કરવાની જરૂર છે. કારણ કે જે દેશમાં ઝાઝાં મનુષ્યો અભણ જોવામાં આવે છે તે દેશ કળા–હુન્નરની ખામીને લીધે દુર્દશા ભોગવે છે. જેમકે હિંદુસ્તાનમાં સેંકડે છ ટકા કેળવાયેલ વર્ગ જોવામાં આવે છે તો અમેરિકા જેવામાં સેંકડે નેવું ટકા કેળવાયેલ જોવામાં આવે છે તેથી તે દેશ લક્ષ્મીજીની મૂર્તિરૂપે દેખાય છે.

અભણ મનુષ્યો બીકણ, નિરૂત્સાહી, કળાહીન, કાલુડાં, ભોળાં જોવામાં આવે છે. તેથી જેમબનેતેમ કેળવણી ગ્રહણ કરવાની ખાસ જરૂર છે. કે જેથી હાનિકર રીવાજો દૂર થાય.

વિદ્વાન પુરૂષોની કસાયેલી કલમથી લખાયેલા ગ્રંથો તથા મૂળ સ્વરૂપે

લખાયેલા ગ્રંથોનું જો અવલોકન થયા કરે તો બંને લોક સુધરશે, અને બીજાને પણ સુધારી સદ્રસ્તે લાવી શકશે. એ વાંચન વ્યસનનું ફળ સમજવું. એ જણાવવા આ અધિકારને સ્થાન આપ્યું છે.

### *વાંચન વ્યસન.

વાંચો વાંચો, નિત બબ્બે ઘડિ વાંચો જ્ઞાન વધારવા,
નવરા બેશી, વ્યર્થ તડાકા મારો શું તક ગાળવા ? ટેક.
વાંચ્યાથી જ્ઞાન વધૂ વધશે, આસ્તે અંતરપટ ઊઘડશે,
અક્ષા બક્ષા સૌ દૂર થશે, વાંચો વાંચો૦ ૧
હથિઆર સતેજ સદા રહેશે, બહુ અલક મલક વાતો કહેશે,
ઘરમાં બેઠાં લ્હાવો લેશે, વાંચો વાંચો૦ ૨
ભણતી વખતે વય હતી કાચી, સમજી ન શકે ખોટી સાચી,
વિદ્વાન થયા વાંચી વાંચી, વાંચો વાંચો૦ ૩
સોબત રાખો સદ્ગ્રંથતણી, તો મેળવશોજ અમૂલ્ય મણી,
નિત્ય ખુશબખ્શી રે'શે બમણી, વાંચો વાંચો૦ ૪
બહુ ભિન્ન ભિન્ન મત જાણુ પડે, જોતો રસ્તો જેમાંથી જડે,
આવે દિવ્યાક્ષી એજ વડે, વાંચો વાંચો૦ ૫
વાંચનનું વ્યસન કરો વા'લા, કરજોડી કરૂં કાલાવાલા,
અમૃતફળ શીદ ખુઓ ઠાલા ? વાંચો વાંચો૦ ૬
એ અનુભવી જ્ઞાન ખજાનો છે, પંડિતના ઘરનો છાનો છે,
મોટા મોટાએ માન્યો છે, વાંચો વાંચો૦ ૭
પંડિતે અમૃત પાત્ર ભર્યું, ભારે મે'નતથી ભેગું કર્યું,
ધરતીમાં તારે કાજ ધર્યું, વાંચો વાંચો૦ ૮
સંતોષ પમાડે છે સુખમાં, મન રાજી રાખે બહુ દુઃખમાં,
મીઠાશ અતી આવે મુખમાં, વાંચો વાંચો૦ ૯
સમજ્યાથી મનને શાંતિ વળે, વિપત્તિ વિષે વિશ્રામ મળે,
દિલના દુઃખદાયક વે'મ ટળે, વાંચો વાંચો૦ ૧૦
વાંચન બળ વધવાથી ફાવે, પછી કદિયે કંટાળો નાવે,
જાણે રસના ઘુંટડા આવે, વાંચો વાંચો૦ ૧૧
નવરાશ પ્રવાસે વૃદ્ધપણે, માંદગિમાં સોરવશે ન ક્ષણે,
ત્યારે સુખ સંગે ગ્રંથતણે, વાંચો વાંચો૦ ૧૨

* સુબોધચિન્તામણી.

ચર્ચા ચાલે શું બધે હમણાં, કેવા મત છે વિદ્વાનતણા,
વાંચ્યે જાણ્યામાં રે' ન મણા, વાંચો વાંચો૦ ૧૩
સાચું ખોટું સૌ સમજાશે, નીતિ ઉપર પ્રીતિ થાશે,
અંતે પ્રભુપદમાં પહોંચાશે, વાંચો વાંચો૦ ૧૪
શીખેલા નાનપણે ખંતે, પણ વાંચન વ્યસન વિના અંતે,
બેવકૂફ બન્યા છે બહુ તંતે, વાંચો વાંચો૦ ૧૫
જે કંઈ ન ભણેલા બાળપણે, જોયેલિ નિશાળ ન એક ક્ષણે,
તે વાંચન વ્યસને વિબુધ બને, વાંચો વાંચો૦ ૧૬
મહા બુદ્ધિવાન થયેલ ખરે, ભાષણ બહુશ્રૂત બન્યાથી કરે,
એવા બહુ નિરખ્યા છે નજરે, વાંચો વાંચો૦ ૧૭
વિચિત્ર ખુબી છે ખલકવિષે, તે સદ્ગ્રંથે સાક્ષાત દિસે,
જન્મ્યો મિથ્યા જાણ્યું ન હશે, વાંચો વાંચો૦ ૧૮

વલ્લભ.

* ઉપયોગી વ્યસન.

પ્રિય વાંચક! ઉપરનું મથાળું જોઈ આપને એમ લાગ્યુંજ હશે કે, તંબાકુ, ગાંજો, અફીણ, ચડસ, ન્હા ને દારૂ વગેરે વ્યસનો કે જે આજસુધી દુર્વ્યસનોને નામે ઓળખાય છે ને તેવાં વ્યસનોનો કોઈપણ વ્યસની દીર્ઘાયુષી થયો નથી તો વળી આ ઉપયોગી વ્યસન તે કેવું હશે! ને તે શા ઉપયોગમાં આવતું હશે! એ શંકા આપના નિર્મળ અંતઃકરણમાં ઉદ્ભવ થવા પામી હશે, ને ઉદ્ભવ પામવી પણ જોઇએજ!

બેશક આપના ઉપલા ઉદ્ગારોના જવાબો આપે જાણવાજ જોઇએ. ને તે જાણ્યાશિવાય ને વ્યસનની ઉપયોગિતા જોયાસિવાય તેનો આપ સંગ શી રીતે કરીશકો? નહિજ.

ને તેને લીધેજ કહીશ કે જે વ્યસનના પ્રતાપેજ પૂર્વે થઈ ગયલા મહાન નરો હાલની ખ્યાતિમાં ગણાવા પામ્યા છે, તે તેને લીધેજ વિદ્વાન વક્તા, પ્રોફેસર, પ્રેસિડેંન્ટ ને જજ્જ જેવા શબ્દોનો સંબંધ પોતાના સારા નામને શોભાવવાને આગળ મૂકવા પામ્યા છે ને તેનેજ પ્રતાપે ઉત્તમ લેખકો કે ગ્રંથકર્ત્તાઓની પદવી મેળવી શકાય છે ને જેના પ્રતાપેજ રાજા રામમોહનરાય, બેન્જામિન ફ્રાંકલિન, પ્રેસિડેંન્ટ એબ્રાહિમ લીંકન, જ્યોર્જ વૉશિંગ્ટન, નૅપોલીયન બોનાપોર્ટ અને મહાવીર ગારફીલ્ડ જેવા પ્રતાપી પુરુષોનાં ચરિત્રો અદ્યાપિ પર્યંત આપણી સમક્ષ નજરે આવે છે; ને જે વડે સ્વામી વિવેકાનંદ,

* ભાગ્યોદય.

રા૦ રા૦ ઈ૦ સૂ૦ દેશાઈ અને મી૦ ભક્ત જેવા નરોનાં પરોપકારી કૃત્યો આપણી નજરે આવે છે.

આ બધું તે ઉપયોગી વ્યસનનોજ પ્રત્યય છે.

જ્યારે આ'વું અને અપૂર્વ ફળદાયક વ્યસન આપની નજરે પડયું તો જરૂર તમે તેના વ્યસની થવાનો વિચાર કર્યા શિવાય રહેશોજ નહિ; એ સ્વાભાવિકજ છે.

મ્હારે કહેવું જોઇએ કે બીજાં નિરૂપયોગી વ્યસનોમાં જે આબરૂ, આરોગ્ય ને અનહદ ધનનો વ્યય થાય છે ત્હેવું આ'માં કંઈપણ નથી; પણ આતો તેથી સઘળું ઉલટ પક્ષમાં ને આપને સઘળી રીતે લાભદાયી નિવડે ત્હેવુંજ વ્યસન છે. ને તેની સોબતથી આપ, આબરૂવાન મહાન્ પુરુષ તન્દુરસ્ત અને ધનવાનજ થવાના. નહિ કે ગરિબ થશો !

હવે આટલું જાણ્યા છતાં પણ સંતોષ ન થતો હોય તો વળી વધુમાં કહીશ કે:—તમારા સુખ, મોજશોખ, તન્દુરસ્તી અને ટુંકામાં કહીએ તો તમારા ભાગ્યોદયના સઘળા લાભો આ વ્યસનથી મળશેજ.

હવે તો ત્હમને એમ લાગ્યુંજ હશે કે આવા વ્યસનની સોબત સેવવી એ વધારે લાભદાયક છે, ને તે કયું વ્યસન છે તે જાણવા તમે ઉત્સુક થયાજ હશો.

હવે કહીશ કે તે વ્યસન તો બીજું એકે નહિ પણ તમે તમારા શુદ્ધ ને નિર્મળ અંત:કરણને પૂછો કે તમે કયું વાંચન પસંદ કરોછો ! તમારૂં અંત:કરણ કબુલ કરે કે તે ગ્રંથો વારે વારે વાંચો. થોડું વાંચો પણ તેને તમારા હૃદયમાં બરાબર પચાવો. કારણ કે ઉતાવળથી ચાવ્યા વગર ખાધેલો પાંચશેર આહાર તે માત્ર નિશ્ચિંતે ધીરે ધીરે ચાવીને ખાધેલા પાશેર આહાર જેટલો ગુણ કરે છે. તેમ ઉતાવળે અને માત્ર આંખ નીચે ક્હાડી જાઓ તેવી રીતે ૧૦૦૦ પૃષ્ઠ વાંચો અને હૃદયમાં બરાબર પચાવીને પ્રસંગે બહુ ઉપયોગી થઈ પડે ત્હેવું માત્ર એક પેજ વાંચો તે બે બરાબર છે.

આજે જેઓ વાંચનના શોખી છે તેઓજ સ્વાત્માને ઓળખી શકયા છે ને તેઓજ લેખકો કે વિદ્વાનોની પાયરીએ ચઢવા સશક્ત થયા છે.

આપણા હિન્દુસ્થાનમાં હમણાં વચ્ચેનો કાળ એ'વો ગયો કે જ્યારે શોખીનોને વાંચવા પૂરાં પુસ્તકો પણ મળતાં નહિ. પણ હાલ તેથી ઉલટુંજ છે. તે એ કે તમારૂં મન કબુલ કરે ને ત્હમને પ્રિય લાગે ત્હેવાં પુસ્તકો માત્ર

વાંચવા જેટલીજ તસ્દી લ્યો તો ઠેર ઠેર ફ્રી લાયબ્રેરીઓમાં ભંડાર ને ભંડાર ભર્યા છે.

વાંચો વાંચો, સાથે એ પણ ન ભુલી જતા કે રસ્તામાંથી જડેલું કે કોઇની તરફથી ભેટ મળેલું પણ ઉપયોગી પુસ્તક જેટલું ધ્યાન દઇને વંચાય છે તેના કરતાં પોતાની જાતકમાણીમાંથી કિંમત ખરચી લીધેલું પુસ્તક હજારગણે દરજ્જે વધારે ધ્યાન દઇને વંચાય છે. ને તેને લીધેજ કહેવું પડે છે કે તમારી કમાણીમાંથી તમારે શરીરને નીરોગી ને બળવાન રાખવા માટે ખાવાને જેમ ખોરાક લાવ્યા સિવાય ચાલતુંજ નથી તેમ તમારે તમારા નિર્મળ અંતઃકરણને, વારે વારે જેની સલાહ લેવાની છે ને જેને મ્હેં મ્હારા એક લેખમાં 'કુદરતી વજીર' યાને 'આંતર મનની અદ્દ્ભુત ચમત્કૃતિ' ને નામે ઓળખાવ્યું છે તેને કેળવવા માટે તેના ખોરાકરૂપે ઉત્તમ વાચનનાં પુસ્તકો ખરીદવાં એના વિના પણ તમારે ચાલે તેમ નથી.

કારણ કે માત્ર નીરોગી પણ અક્કલહીણ રહેવા કરતાં કદાચ રોગી પણ બુદ્ધિવંત માણસ વધારે લેખાય છે.

આ ઉપરથી એમ નથી સમજવાનું કે તમારા ખોરાકનો ઘટાડો કરી તેની કિંમતનાં પુસ્તકો ખરીદો.

સુપ્રસિદ્ધ નર બેન્જામિન ફ્રાંકિલન પોતાનું ખર્ચ કરતાં જે પૈસા વધતા તેનો ઘણો ઉપયોગ પોતાના મનને કેળવણી આપનાર ઉત્તમ પુસ્તકો ખરીદવામાં કરતો ને તેને પ્રતાપેજ તે હાલ જે પ્રસિદ્ધિને પામ્યો છે તેવી સ્થિતિએ જવા પામ્યો હતો.

હાલના સુધરેલા યુરોપ અમેરિકાદિ દેશોનો એક પણ કેળવણી પામેલો માણસ એ'વો નહિ હોય કે તેના ગજા પ્રમાણે ઘણાં ઉપયોગી પુસ્તકોની લાયબ્રેરી તેના ઘરમાં ન હોય! અને ઓછામાં ઓછાં એક બે માસિકપત્રો તેના ઘેર આવવાનાં તો ખરાંજ!

આપણા દેશીભાઇઓને જ્યાંસુધી આ'વા વ્યસનનો ચેપ ઓછો લાગ્યો છે ત્યાંસુધી દેશોદય અને ભાગ્યોદય થવામાં ખામીજ આવવાની.

સુપ્રસિદ્ધ લેખક સીસરો કહે છે 'જો પુસ્તકોમાંથી આનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો મ્હારા વિચાર પ્રમાણે વાંચનનો શોખ રાખવો એ ઉત્તમ વાત છે. બીજી બાબતો દરેક કાળ કે દરેક સ્થળમાં માફક આવતી નથી, પરંતુ આ વાંચન અધ્યયન તો જુવાનીનું જીવન છે, વૃદ્ધાવસ્થાનો સુખહેતુ

છે, સમૃદ્ધિની શોભા છે, વિપત્તિનું વિશ્રામસ્થાન છે તથા વિનોદ છે. આપણે ઘેર હોઇએ છીએ ત્યારે તે આનંદ આપે છે અને પરદેશમાં કંઈ બોજારૂપ થઈ પડતું નથી; આપણી રાત્રિ તે ઝટ પસાર કરાવી દે છે વગેરે.'

મર્હુમ સર જ્યોન હર્યેલે પણ તેવાજ પ્રકારના વિચારો દર્શાવ્યા છે, તે કહે છે કે:—' જો હુ કોઈ પણ એવા પ્રકારના શોખની ઈચ્છા કરૂં કે જે શોખ, દરેક વસ્તુ, સ્થિતિ કે કાળ પ્રતિકૂળ થયા છતાં અને દુનિયાની કફા મરજી થયા છતાં મ્હારા જીવનમાં આનંદનું અને સુખનું સાધન થઈ પડે તેમ જીવનનાં દુઃખો કે સંકટો સ્હામે ઢાલની ગરજ સારે તેમજ હંમેશાં પાસેને પાસે રહે કે રાખી શકાય તો તે શોખ વાંચનનો છે. અલબત્ત હું આજે બોલુંછું તે ઐહિક સ્વાર્થ, હિત ને લાભોનેજ ઉદ્દેશીને કહુ છું. પરંતુ ધાર્મિક તત્વો અને પારમાર્થિક વસ્તુ, આનંદ માટે જે કર્તવ્ય કે સાધનો છે તેને આ લખાણથી લેશમાત્ર પણ ઉણપ આપવાનો હેતુ નથી. એ શોખ તો મનની શાન્તિથી થતો આનંદ પ્રાપ્ત કરવાનો એક પ્રકાર તથા એક સાધન છે.

ખરે ઉમદા પુસ્તકોની સોબત એ એક મહાન્ સદુપદેશક કે ગુરૂની ગરજ સારે છે. ને બીભત્સ દુર્ગુણી ને એવાંજ બીજાં હાનિકારક પુસ્તકોની સોબત એ તો એક ખરાબ મિત્રની સોબત સેવવા સરખું છે. માટે ઉમદા સદ્ગુરૂનીજ સોબત સેવો.

કેવાં પુસ્તકો નુકશાનકર્ત્તા છે તે તો તમારી મેળે તમારા આંતરમનને પૂછશો કે તુર્તજ ક્હેશે. એટલે મ્હારે કહેવાની જરૂર નથી. તમારે તે જાણવાની વધારે ખાયશ હોય તો હું કહીશ કે જેમાં ધર્મ વિરૂદ્ધ લાગણી દુખાય ત્હેવાં, રાજ્યદ્રોહી ને વિષયીક બાબતોને વધારે ટેકો આપે ત્હેવાં અને શૃંગારિક બાબતોનો ઉલ્લેખ જેમાં વધારે કરેલો હોય અને તે દેખીતી રીતેજ તમને નુકશાનકર્ત્તા પુસ્તકો હોય તેવાં કદી પણ હાથમાંએ ઝાલશો નહિ.

વાંચવાનું વ્યસન તે સદ્ગુરૂના સંગની ગરજ સારે છે, તે પણ ઉત્તમ કોટીના ગ્રન્થોજ વાંચવા જે ભલામણ આ અધિકારમાં કરેલ છે, તે ઉપર પુરતું લક્ષ રાખવું જોઇયે, અને તેથી વિપરીત ગ્રન્થો જેવા કે માણસને અનીતિને રસ્તે દોરે છે તેવા અગર બેન કે બેટીની પાસે શબ્દ બોલ્યા પણ ન જાય તેવા–તેમજ જેમાં હિંસા, જુઠ, ચોરી વ્યભિચારીના દુર્ગુણોથી ભરેલા ગ્રન્થો વાંચવા કે વંચાવવા તે એક કાળા સર્પથી પણ વધારે કુસંગત્ છે. માટે તેવું વાંચન વાંચવા કરતાં તો ન વાંચવું તેજ સારૂં છે.

આ બધું શિક્ષણ અધ્યાપક ( મહેતાજી )ના તરફથી મળવા સંભવ હોવાથી તે કેવા હોવા જોઇયે તથા તેમને કેવી રીતે વર્તવું જોઇયે વિગેરે બતાવવા આ અધિકારની વિરતિ કરી છે.

## अध्यापक ( મહેતાજીને ) शिक्षण–अधिकार.

માસ્તર સાહેબ ! કડવું પણ પરિણામે સુખકર ઓષધ પીઓ. તે એ કે માતા પિતા આપને જે બચ્ચું કેળવવા સોંપે છે તેના ઉપર આપ પૂર્ણ ધ્યાન રાખતા નથી, એટલે બાળકને પાસ થવામાં જેટલી ઉમેદ આપ રાખો છો તેના પ્રમાણમાં મન કેળવવામાં બિલકુલ ધ્યાન આપતા નથી. અગાઉના ઋષિ મુનિઓ દશ દશ હજાર શિષ્યો રાખતા અને તેઓના ભરણપોષણ સાથે અભ્યાસ કરાવીને મન કેળવતા એ વખત હાલ હિંદુસ્તાનમાંથી ચાલ્યો ગયો છે, એ વખત જો પાછો આવશે તો હિંદુસ્તાન દેશ પુનઃ ઝળહળતો–ચળકાટ કરતો દેખાશે અને બીજા દેશોને ઝંખવી નાંખશે. એમ કરવાની હે માસ્તર સાહેબ ! આપના હાથમાં કુંચી છે. પણ જ્યાં તમોનેજ માસિક સાત રૂપીઆ પગારના મળે ત્યાં તમો તો ક્યાંથી કેળવાયેલા હોવ તેમ કુટુંબનું ભરણપોષણ કર્યા વિના પૂરતું ધ્યાન પણ ક્યાંથી આપી શકાય ? એ વિઘ્ન દૂર કરવાનું કામ જાહેર પ્રજાનું છે કે જેથી યોગ્ય નિશાળ સ્થાપીને ઉચ્ચ પગારથી સુશીલ માસ્તરો રાખવા.

ઉપરોક્ત કાર્ય બનારસમાં વિશ્વવિદ્યાલય સારી રીતે પૂર્ણ કરશે એમ માનવંતા પંડિતવર્ય મદનમોહન માળવીઆ આદિ સાક્ષરોના ભાષણોથી જણાઇ આવે છે. તોપણ હાલ જેટલી આપણામાં શક્તિ હોય તેટલી શક્તિ માસ્તર સાહેબોએ વાપરી બીજ સડી ન જાય તેમ બીજનું રક્ષણ કરવું. કારણ કે આરંભમાં તો આપ મહાશયો જેવાના હાથમાં બાળ બચ્ચાં આવશે તે ભવિષ્યમાં મહાપુરુષ થવાના છે એમ માનીને તેમનું મગજ કેળવવા ઉપર લક્ષ્ય રાખવું. એ બતાવવા આ અધિકારને માન આપવા ઉચિત ધાર્યું છે.

* મેહેતાજીને શિખામણ.

ઓ મેહેતાજી ! માન મર્તબો મોટો તારો માનજે,
પણ નવી પ્રજા, નવ સુધરી ભણતાં તો ધિકધિક જાણજે. ટેક૦

---

* સુબોધચિન્તામણી.

હાલ પોરણુમાં નિજ સ્વારથ છે, તેથી તુજ કામ જથારજ છે,
પણુ આ મોટો પરમારથ છે, ઓ મેહેતાજી૦ ૧
બહુ પાસ કરાવા મન દીધું, બક્ષીસ બજેટ બહુ લીધું,
તેમાં તેં અદકું શું કીધું? ઓ મેહેતાજી૦ ૨
કર નામ પ્રમાણે કામ સદા, અંગે આળસ નહિ આણુ કદા,
કરજે તારી સૌ ફરજ અદા, ઓ મેહેતાજી૦ ૩
પે'લાં આવે તારી પાસે, અભ્યાસ કરે છે ઉલ્લાસે,
તું રંગ દઈશ તેવા થાશે, ઓ મેહેતાજી૦ ૪
આળસ તજિ દે તું ઊંઘણુશી, કર યત્ન અતીશે કમર કશી,
સંભાળ હમેશાં લે તું હશી, ઓ મેહેતાજી૦ ૫
કેળવવાને કાંડે ઝાલી, સોંપે છે તને લે સંભાળી,
સમજાવ ખરી વિદ્યા વા'લી, ઓ મેહેતાજી૦ ૬
સૌ બાળક છે તારે તાબે, કળ ફેરવી તું કુંચી દાબે;
બહાદુર બને તો બહુ વાતે, ઓ મેહેતાજી૦ ૭
શું શું શીખવવું સાંભળજે, તું મમત મુકી મતમાં મળજે,
ભૂલ્યો હોય તો પાછો વળજે, ઓ મેહેતાજી૦ ૮
આ કાળે જે જે વે'મ વસે, તેની તું તપાસ કરી અતિશે,
કર ખંડન તોજ ખરાબી ખસે, ઓ મે'તાજી૦ ૯
ઘડિ ઘડિ મોઢેથી વાત કરી, તાદૃશ ચિતાર ભલો ચિતરી,
કર બોધ બધા સંદેહ હરી, ઓ મે'તાજી૦ ૧૦
ખુલ્લું કર ભટનું ભોપાળું, સમજાવી જોશીનું જાળું,
કર ડાકણુ પ્રેત મુખે તાળું, ઓ મે'તાજી૦ ૧૧
શીખવજે મરણુ પરણુ ધારા–વળિ ખૂબ ખગોળતણા તારા,
ટૂંકામાં વે'મ કરો ન્યારા, ઓ મે'તાજી૦ ૧૨
કર નિર્મળ અંતરનો કાંટો, ઊખેળ તું અજ્ઞાની આંટો,
તો પછી સેજે ચડશે પાટો, ઓ મે'તાજી૦ ૧૩
નહિં કાંટે કાંઇ ધડો રાખે, તો ભ્રમણામાં કોઇ નહિ નાંખે,
અડચણુ નહિ આવે ભવ આખે, ઓ મે'તાજી૦ ૧૪
વંચાવ પાઠ ફરી વિધવાનો, કહે બાળલગ્નનાં નુકશાનો,
ફૂલણજીમાં દ્વિજનાં દાનો, ઓ મે'તાજી૦ ૧૫
દર્શાવ તું દુઃખદાયક દા'ડા, કન્યાને દુખ કુળના ખાડા,
નિંદીને નાતતણા વાડા, ઓ મે'તાજી૦ ૧૬

જાદુ ને જૂઠું દેખાડી, સૌ મંત્ર તંત્ર ખોટાં પાડી,
મુક માતા મેલડીને કાઢી, ઓ મે'તાજી૦ ૧૭
શીખવ નીતિ ને નમ્રપણું, દે જ્ઞાન ખરૂં જગદીશતણું,
આંખેથી ભ્રમનું કાઢ કણું, ઓ મે'તાજી૦ ૧૮
એવી વાતો રોજ કર્યા કરવી, બહુ શોધી કળાઓ નિત્ય નવી,
પૂછે તો ભ્રમણાને હરવી, ઓ મે'તાજી૦ ૧૯
જે વે'મહરણ પાઠો આવે, તે ફરી ફરી વંચાવો ભાવે,
શીખામણ દેવી એ દાવે, ઓ મે'તાજી૦ ૨૦
બહુ અર્ધબળ્યા આ કાળ બને, લજાવે છે કેળવણીને,
તે સર્વે વાતે શરમ તને, ઓ મે'તાજી૦ ૨૧
શૂકન જન્મોતરી જોશ જુએ, ભૂત પ્રેત માનીને પ્રાણ ખુએ,
મિષ્ટાન્ન જમે છે મનુષ મુએ, ઓ મે'તાજી. ૨૨
તુજ શિષ્ય થાય જૂના જેવો, તો ઠબકો તુજને શું દેવો ?
ધિક્કાર તને કહેવો કેવો, ઓ મે'તાજી. ૨૩
કાંતો તારામાં નથી શક્તિ, કાં આવડતી નથી તે જુક્તિ,
જેથી થઈ નહિ ઊંડી અસર અતિ, ઓ મે'તાજી. ૨૪
તો તું પાસે મોકલવાનું, કારણ નથી ચોપડી ભણવાનું,
પણ કેવળ મન કેળવવાનું, ઓ મે'તાજી. ૨૫
વાંચન લેખન હિસાબ બધા, ગામઠિ મે'તાજી શીખવતા,
વ્યવહાર વિષે ખાતા ન ખતા, ઓ મે'તાજી. ૨૬
તારી પાસે તેટલું શીખવા, શીદ વખત ગુમાવે પાટકવા,
પણ આ આવે છે કુશળ થવા, ઓ મે'તાજી. ૨૭
છે કૈક મતીહિણુ મે'તાજી, જોશીને પૂછે તૃષ્ણા ત્રાજી,
રે રામ રામ ! શઠ ! મર લાજી, ઓ મે'તાજી. ૨૮
પંડે રાખે આખડી બાધા, ત્યાં શિષ્ય સુધરવાના વાંધા,
સંધાય ન સે'જ પછી સાંધા, ઓ મે'તાજી. ૨૯
પંડે ભેઘડી અભ્યાસ કરો, લીલો રાખો નિજ જ્ઞાનચરો,
કરી બુદ્ધિ વધારો ખૂબ ખરો, ઓ મે'તાજી. ૩૦
નથી ગરજ અમારે કંઈ તારી, નથી સાબાશી લેવા ધારી,
જોડી કવિતા ખરૂં કહીશું દાડી, ઓ મે'તાજી. ૩૧
મીઠું મીઠું બોલી નથી ચોપડવું, તેમ ગાળો દેને નથી લડવું,
આ ઉપદેશી ઓષધ કડવું, ઓ મે'તાજી. ૩૨

આ વલ્લભદાસ વણિક વદે, ફોગટ ભૂલામાં ઊંચ પદે,
છે કામ કઠણ સરશે ન મદે, ઓ મે'તાજી. ૩૩

---

## * અંગ્રેજી અભ્યાસ.

ધોરણ ચોથું, ભણીને અંગ્રેજીમાં દાખલ થાય છે.
ગુજરાતીનું, કાચું જ્ઞાન મળેલું પાછું જાય છે. ટેક.
આવ્યો એક સુરતી અભ્યાસી, શીખેલ સાત ચોપડી ખાસી;
પણ વાત કરતાં થઈ હાંસી, ધોરણ ચોથું૦ ૧
"આ કલમ ઘડી આપો મારૂં, આ બાગ નઠારૂં કે સારૂં?
હિવ બેટ કીયાં આવ્યું વારૂ?" ધોરણ ચોથું૦ ૨
ભાષાનું જ્ઞાન ભલું ન મળે, અર્થો એને ઉતરે શું ગળે?
એના શું રાખ સંદેહ ટળે! ધોરણ ચોથું૦ ૩
છઠ્ઠી ચોપડી શિખવા માંડી, ત્યાંથી તો ગુજરાતી રાંડી;
જે કામની તે છેકજ છાંડી, ધોરણ ચોથું૦ ૪
ઝટપટ ભણી જાતાં બે બગડે, તે યોગ્ય વિના અમથા રગડે,
તેથી આખર આવી પીડ પડે, ધોરણ ચોથું૦ ૫
નાની વય તે માટે નડતું, પછી છેવટમાં ખમવું પડતું,
ઉપયોગી જ્ઞાન નથી આવડતું, ધોરણ ચોથું૦ ૬
પાંચમું છઠ્ઠું ધોરણ સારૂં, ઉપયોગી મન માન્યું મારૂં,
બ્હાદુર બને ભણતર ન્યારૂં, ધોરણ ચોથું૦ ૭
જો કદી પૂરણ અંગ્રેજી ભણે, તોતો અડચણ તે સર્વ હણે,
પણ બે બગડે છે બાળપણે, ધોરણ ચોથું૦ ૮
છે પાસ કરાવ્યાનો હેતૂ, શાળા સાગરનો એ સેતૂ,
પછી મર માને રાહૂ કેતૂ, ધોરણ ચોથું૦ ૯
આ વિનતી વલ્લભદાસ વદે, પરણામ કરી પંડિતપદે,
નિરખ્યું તે નહિ રાખ્યું પડદે, ધોરણ ચોથું૦ ૧૦

બીજાને વિદ્યા ભણાવવી એ પ્રવૃત્તિ જેમ સૌથી શ્રેષ્ઠ છે, તેમ સૌથી તેમાં જોખમદારી પણ વધારે છે. કર્ત્તવ્યને સમજનારા ઉત્તમ ગુરૂના શિષ્યો દુનિયામાં આગળ પડતા થાય છે અને દુનિયાનું હિત કરનારા મહાપુરૂષોની પંક્તિમાં ગણાય છે. જ્યારે સ્વાર્થી અને મૂર્ખ છતાં ગુરૂ થઇ પડેલા માણસો બીજાઓને યોગ્ય માર્ગે ચ-

---

* સુબોધ ચિન્તામણી.

ઢાવી શકતા નથી એટલુંજ નહિ પણ અયોગ્ય માર્ગે ચડાવનારા પણ બને છે. ખરો યોગ્ય ગુરૂ શિષ્યના અંતઃકરણની જડતાને મટાડે છે, તેની બુદ્ધિરૂપ પુષ્પકળીને ખીલવે છે, તેના મગજના અંધકારને દૂર કરી તેને સુપ્રકાશિત બનાવે છે. આવા દૈવી સંપત્તિવાળા ગુરૂઓ આપણા દેશની સ્ત્રીઓને માટે આ વખતે વધારે જરૂરના છે. કારણ કે સ્ત્રીઓ ઉચ્ચ પ્રકારે કેળવાયેલી હોય તો પુરૂષોની જીંદગી અને તે દ્વારા સમગ્ર સંઘ અને દેશની સ્થિતિ બહુ શ્રેષ્ઠ પ્રકારની થાય છે અને તેથી હવે પછી સ્ત્રીકેળવણી અધિકારને સ્થાન આપવા આ અધિકારની વિરતિ કરી છે.

## स्त्री केलवणी अधिकार.

આર્દ્રા નક્ષત્રનો વરસાદ હોય, ઉંચા પ્રકારનું બીજ હોય, વાવેતર કરનારો કેળવાયેલો ખેડૂત હોય, પરંતુ જો બીજ ખારી જમીનમાં વાવે તો સઘળી મહેનત વ્યર્થ જાય છે એટલે કિંમતી બીજ તેવી અયોગ્ય જમીનમાં ઉગતું નથી. તેજ પ્રમાણે સર્વ સામગ્રી ઉંચા પ્રકારની હોય પણ જેમાં નવ માસ સુધી બાળક પાકે છે એવી સ્ત્રીરૂપીક્ષેત્ર જો હલકું હોય તો તેમાં સંતતિ સારી પાકતી નથી અને કદાચ પાકે છે તો થોડા દિવસમાં તે છિન્ન ભિન્ન થઈ જશે. એટલે શ્રમ નિષ્ફળ થવાનો.

ચાલતા વ્યવહારમાં શાંતિ મેળવવી હોય, કુળને ઉંચી ગણનામાં મેલવું હોય, દેશની પડતી દૂર કરવી હોય તો સ્ત્રીઓને કેળવો એટલે તેમાંથી અનેક રત્નો નેપોલ્યન બોનાપાર્ટ જેવાં કે ભોજરાજા અથવા પરદુઃખભંજન વિક્રમ રાજા જેવાં નીપજશે.

ઘરગતુ જરૂરી કામ છોડીને દેશની પ્રીશઆરીમાં પડી ભ્રષ્ટ થઈ વર્ણસંકર સંતતિ પેદા કરવાથી દેશની અધોગતિમાં વધારો થશે. એ આળમાંથી બચવા માટે સ્ત્રીઓને નીતિમય શિક્ષણ આપવાની જરૂર છે. કેવળ વાત કરવાથી કે પેપરોમાં લખાણ કરવાથી આ કાર્ય બની શકશે નહિ, પણ ધનાઢય તથા ઉત્સાહી પુરૂષોએ કમ્મર કસીને આ બાબત ઉપર અવશ્ય ધ્યાન આપવાથી કાર્યસિદ્ધિ થવા સંભવ છે. અને સ્ત્રીઓએ કેમ સુધરવું તે વિષય ઉપર થોડીક નીચેની ગુર્જર કવિતાઓમાં વિવેચન કર્યું છે તે ઉપર આપ મહાશયો ધ્યાન આપશો.

## * સ્ત્રી કેળવણી વિષે.

સ્ત્રી કેળવણી, સુખદાયક સઘળી રીતે સંસારમાં.
પણ નથી ફળતી, હમણાં તેનું કારણ વે'મવિચારમાં. ટેક૦
સ્ત્રીશિક્ષક સઘળે હાલ નથી, તેથી જાય ઉઠી ઝટ લઘુ વયથી,
ભણતી બહુ બાળા બાળમતી, સ્ત્રી કેળવણી૦ ૧
દશ વર્ષ સુધીજ ભણે કન્યા, સમજી ન શકે કંઈ ન્યા અન્યા,
કેમ રાખવી સૌની આમન્યા, સ્ત્રી કેળવણી૦ ૨
તે સમય નથી સુધરવાનો, બહુ કાચું કાળજું છે માનો,
એ અવસર તો છે રમવાનો, સ્ત્રી કેળવણી૦ ૩
તે વખતે નહિ દ્દઢ અસર થશે, નહિ મજબૂત છાપ દિલે પડશે,
વર્ષો વિતતાં ધોવાઈ જશે, સ્ત્રી કેળવણી૦ ૪
ત્યાં થાય વિવા'ની તૈયારી, વરને સોંપેછે શણુગારી,
બાપડીને શિર બોજો ભારી, સ્ત્રી કેળવણી૦ ૫
છે મોટાં મૂરખ માત પિતા, વળી કંથ વિષે નહિ કુશળતા,
ચડી ખોટે કેડે ખાય ખતા, સ્ત્રી કેળવણી૦ ૬
ખાનગી અભ્યાસ કરાવે નહિ, પંડે કરી યત્ન પઢાવે નહિ,
કેળવણીના ફળ આવે નહિ, સ્ત્રી કેળવણી૦ ૭
ઘરકામ કરાવે દિન આખો, નવરાશ મળે ન નજર નાખો,
અભ્યાસતણો શો અભ્રાખો ? સ્ત્રી કેળવણી૦ ૮
પછી ભણતર જાય બધું ભૂલી, પણ ફોકટ મનમાં રે' ફૂલી;
ગુમાવે કેળવણી અમૂલી, સ્ત્રી કેવળણી૦ ૯
ઉલટી બહુબોલકિ થાય ખરે, સામું કહેતાં દિલમાં ન ડરે,
લઈ ઊંધો અર્થ વિવાદ કરે, સ્ત્રી કેળવણી૦ ૧૦
જ્યાં પ્રવિણ મતી નહિ પોતાની, ત્યાં વાત સાચી ખોટી માની,
થઈ તોફાનીજ કરે હાની, સ્ત્રી કેળવણી૦ ૧૧
બીજી વનિતા સંગે થઈ વે'મી, રહે જોશી ભુવા ઉપર રેહેમી,
વસ્ત્રાભૂષણપર બહુ પ્રેમી, સ્ત્રી કેળવણી૦ ૧૨
થઈ જાય હઠીલું બહુ હેયું, કદી મુરખી માને નહિ કહેવું,
વળિ બાળવી જાણે નહિ છેયું, સ્ત્રી કેળવણી૦ ૧૩
એ પણ બિજીયોની જેવી બની, એનેય નડેછે રાહુ શની,

* સુબોધ ચિન્તામણી.

કાંઇ આસર નહીં અભ્યાસતણી, સ્ત્રી કેળવણી૦ ૧૪
જો પાઠ પ્રસૂતા વંચાવે, સઘળી શીખામણ સમજાવે,
અભ્યાસ કદી નહિ અળસાવે, સ્ત્રી કેળવણી૦ ૧૫
પછી સોળ વરસની પરણાવે, વર પણ નિજ મરજી દર્શાવે,
બન્ને ઘડિ બે ભણવા ભાવે, સ્ત્રી કેળવણી૦ ૧૬
તો સેંજે જન્મારો સુધરે, પછી કેળવણીથી નહિ કુધરે,
થાય સ્નેહ શાંતિનો વાસ ઘરે, સ્ત્રી કેળવણી૦ ૧૭
બાકી જે નિંદે કેળવણી, ટૂંકી બુદ્ધિ છે તેહ તણી,
હું આપું હાથમાં બોલ ગણી, સ્ત્રી કેળવણી૦ ૧૮
છો નિશાળે ભણતી ભૂપા, એનો એ વણ નથી અન્ય ઉપા,
તું તજ હઠને કરીનેજ કૃપા, સ્ત્રી કેળવણી૦ ૧૯
પંડિતશું ચાંદુડિયાં પાડે? આગ્રહથી આવીને આડે,
શું ધાડ પડે ધોળે દા'ડે? સ્ત્રી કેળવણી૦ ૨૦
જો માત પિતા સૌ સૂધરશે, તો પ્રેમે પુત્રીઓ પઢશે,
ત્યારે કેળવણીના લાભ થશે, સ્ત્રી કેવળણી૦ ૨૧
સાસરિયાં પીયરિયાં જ્યારે, ભણવાની ભલામણ દે ભારે,
મનમાન્યાં ફળ મળશે ત્યારે, સ્ત્રી કેળવણી૦ ૨૨
કરવા દે તું અભ્યાસ પૂરો, અધવચથી રાખેછે અધૂરો,
તેથીજ સ્વાદ થઈ જાય તૂરો, સ્ત્રી કેળવણી૦ ૨૩
ફેરવ ઝટ પરણાવાની મતિ, લે તું પંડે મેહેનત બનતી,
આ વલ્લભદાસ વદે વિનતી, સ્ત્રી કેળવણી૦ ૨૪

### * સ્ત્રીનો ખાનગી અભ્યાસ.

( હાંરે ઓચીંતાના વૈરાગ જેને આવિયા. એ રાગ ).

હાંરે ભામનીને ભણાવો ભાવથી; હાંરે બોધ આપો હમેશ બનાવથીરે. ભા. ૧
હાંરે ઘરૂણી તો છે ઘરનો થાંભલો; હાંરે મુરખ રાખ્યે નથી સુખ સાંભળોરે. ભા. ૨
હાંરે નહીં નિંદો નઠારી કહી નારને; હાંરે એ સર્જવે પાળે સંસારનેરે. ભા. ૩
હાંરે ગોરી વસ્ત્ર રહેવા દ્યો ગોબરૂં; હાંરે પછી નિંદો તેતો શેનું ખરૂંરે. ભા. ૪
હાંરે અંગ્રેજી પ્રજાથી અભાગિયા; હાંરે આપણે સૌ સંસાર સુખમાં થયારે. ભા. ૫
હાંરે તેનું કારણ અભણ છે કામની; હાંરે ગણી દાસી નારી તો નામનીરે. ભા. ૬
હાંરે હથીઆર દેવા ઊભા થવું; હાંરે કેમ વાપરવું સાથ શિખાવવુંરે. ભા. ૭
હાંરે કદી સામાન્ય જ્ઞાન શિખી હશે; હાંરે પણ પૂર્ણ વિના હાની થશેરે. ભા. ૮

---

* સુબોધ ચિન્તામણી.

હાંરે એવું મનમાં માને ઘણી મૂરખી; હાંરે ભણી ઉતર્યાં જાણ્યું વાંચી લખીરે. ૯
હાંરે સાર શોધી સંસાર સુધારવો; હાંરે સુનીતિનો ઉપદેશ ઉતારવોરે. ભા. ૧૦
હાંરે બાળલગ્ન બન્યાથી બાપડી, હાંરે હાથ આવી તમારે આ ઘડીરે. ભા. ૧૧
હાંરે ઘડી બબ્બે ભણાવો ખાનગી, હાંરે પછી વિદ્યાની જોઈ લ્યો વાનકીરે. ભા. ૧૨
હાંરે ગ્રંથ સ્ત્રી નીતિ ધર્મ ગોખાવજો, હાંરે સ્ત્રી સુબોધ સાથે સમજાવજોરે. ભા. ૧૩
હાંરે પશુ પેઠે પૂરે કામવાસના, હાંરે એવા હિંદુ જાણે શું આ ખિનારે. ભા. ૧૪

† અબળાની અરજી.

અબળાની અરજી જીનવરજી સાંભળોરે લોલ,
નહિં સાંભલશો ક્યાં જઈ કરીયે પોકારજો, અબળા૦
આ પંચમ કળિકાળ વિષે પ્રગટ્યા ઘણારે લોલ,
નારીગણના પુરણ પાપ પ્રકારજો. અબળા૦ ૧
દ્રુપદી ભગની સુંદરી મયણાસુંદરીરે લોલ,
સીતા કુંતા સતિયોમાં સિરદારજો. અબળા૦
એમ અનેક થઈ આગળ અવનીવિષેરે લોલ,
તે સઘળુ સુશિક્ષણને આભારજો. અબળા૦ ૨
હમણાં પણ કેળવણીના પ્રતાપથીરે લોલ,
કેઈ કોમનો ઉડી ગયો પ્રમાદજો. અબળા૦
જ્યારે ઉંચી જૈનજનોની કોમમાંરે લોલ,
સંપ ગયો ને વધ્યો અતિ વીખવાદજો. અબળા૦ ૩
શિક્ષણ દેવું સંતતીને ભૂલી ગયારે લોલ,
દાસી જેવો દીકરીનો અવતારજો. અબળા૦
કરવા જેવું આજ કરે છે જૈનિયોરે લોલ,
પ્રજા પછી શું કેમ બને ન ગમારજો. અબળા૦ ૪
નારીનો હક નરસીના જેવો ગણ્યોરે લોલ,
લૂટ્યા સારી નારીના શણગારજો, અબળા૦
શીયલ સત્ય સંતોષ વધે છે જ્ઞાનથીરે લોલ,
તેવું શિક્ષણ દેવા વિરૂદ્ધ વિચારજો. અબળા૦ ૫
કોઈ કહે કન્યાને શું છે કામનુંરે લોલ,
ભણતર શું છે કરવો કાંઈ વેપારજો. અબળા૦
પરણાવીને દેવી પરના હાથમાંરે લોલ,

† ઉજમસી માસ્તર.

શિક્ષણ શું રહેવાનું કહો તે વારજો. અબળા૦ ૬
આમ કહેનારા કર્માધિન હજુ ઘણારે લોલ,
એ જિનવરજી વરતે ભરત મોઝારજો. અબળા૦
સત્ય શિયલ ને સંપરૂપી શણગારનારે લોલ,
માટે માનું લૂંટારા નિરધારજો. અબળા૦ ૭
હા! હા! પ્રભુજી પાપ અમે પુરાં કર્યાંરે લોલ,
મુંગે મોંઢે મરતાં ન કરે વારજો. અબળા૦
મરનારાને કૂટવારૂપી કષ્ટનારે લોલ,
સાસરવાસો સોંપ્યો અમને સારજો. અબળા૦ ૮
પુરૂષવર્ગને તેમાંનું કશુંએ નહિરે લોલ,
કૂટવું છે તે બૈરાનો વ્યવહારજો. અબળા૦
માને આવું મુરખજ્ઞાનના દ્વેષીઓરે લોલ,
છાતી-ભાગે તે નારી શ્રીકારજો. અબળા૦ ૯
ન કરે પ્રભુ પણ ભણે ગણે જો તત્વનેરે લોલ,
તેવી બાઈના દ્વેષી આજ અપારજો. અબળા૦
સુકા પાસે લીલું દાઝે દાખતોરે લોલ,
સમરણ થાતાં શોક અમોને થાયજો. અબળા૦ ૧૦
દૂધથકી જેમ દાઝયા ફુંકે છાશનેરે લોલ,
તેજ મુજબ સદનારી હક લુંટાયજો. અબળા૦
લખવું કે સદ્‌વિષયોપર કાંઇ બોલવુંરે લોલ,
નારીને તે માને મુરખ કેરજો. અબળા૦ ૧૧
ઉજમ કેઈ અજ્ઞાની જૈનાભાષથીરે લોલ,
વરતાયો પ્રભુ અહિયાં અકરાકેરજો. અબળા૦ ૧૨

ઉત્તમ રીતે કેળવાયેલી સ્ત્રી સંસારને સુખમય બનાવનારી છે અને અભણ-અર્ધદગ્ધ-અધૂરી કેળવણી લઈ ફેશનમાં ફસાઇ પડેલી સ્ત્રી સંસારને દુઃખમય બનાવી દેનારી છે. સારી રીતે કેળવાયેલી સ્ત્રી પોતાના કુટુંબને—પોતાની સંતતિને સુખી કરે છે અને ભવિષ્યનાં સુખોનું પણ બીજારોપણ કરે છે. તે વ્યર્થ વિચારો અને વ્યર્થ પ્રવૃત્તિમાં પોતાનો સમય ગાળતી નથી પણ ધર્મનાં તત્વો જળવાઈ રહે તેવા ઉત્તમ વિચારોથી અને તેવી પ્રવૃત્તિથી કુળને ઉજ્વળ કરે છે, અને ઉપયોગી કળાકૌશલ્યથી પોતાના ઘરમાંથી દરિદ્રતાને દૂર કરી સંપત્તિને આવતી કરે છે માત્ર વિદ્યા હોય પણ કળા ન હોય તો તે વિદ્યા દીપી નિકળતી નથી, એટલુંજ નહિ, પણ

કદાચ તે ઢંકાયેલીજ–નિષ્ફળજ રહે છે. પરંતુ તે તે વિધાને તે તે યોગ્ય અનુકૂળ કળા સુપ્રકાશિત કરે છે. કળાયુક્ત મનુષ્યો મ્હોટી મુશ્કેલીઓને દૂર કરી ઉત્તમમાં ઉત્તમ ફળ મેળવે છે. માટે હવે પછી તેના અધિકારને આવકાર દેવા આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

## कळाधिकार.

વિદ્યા અને કળા સંપાદન કરવાં એ અતિ આવશ્યક છે પણ તેની સાથે ધર્મના સંસ્કારો ન હોય તો તે નકામાં થઈ પડે છે. એટલે આ લોકમાં સુખનાં સાધન થતાં દેખાય પણ પરલોકમાં થનારી દુર્ગતિને અટકાવનારાં થઈશકતાં નથી. પારલૌકિક સદ્‌ગતિના સાધનરૂપ તો ધર્મકળાજ છે, માટે મનુષ્યમાત્રને ધર્મકળાનું ઉત્તમ શિક્ષણ લેવાની ખાસ જરૂર છે તે છેવટ સિદ્ધ કરવા માટે વ્યવહારમાં ઉપયોગી કળાઓની આવશ્યકતા આ અધિકારમાં દેખાડી વ્યવહારોપયોગી કળાઓના પ્રભાવથી વ્યવહારની સરળતા પ્રાપ્ત કરીને પરિણામે ધર્મકળાપર અંતઃકરણને દોરવા માટે તે પછી ધર્મકળાનો અધિકાર લેવામાં આવશે.

કલ્યાણ કરનારી એક કળાજ બસ છે.

अनुष्टुप्.

व मेका कला रम्या, ययाध क्रियते भवः ।
बह्हिभिरपि किं ताभिः कलंको यासु वर्धते ॥ १ ॥ (सू. मु.)

( દૃષ્ટાન્ત–પ્રથમ અર્થ ) ચન્દ્રમાની એક કળા પણ સુંદર છે ( ધન્ય છે ) કે જેથી શંકરદેવ પણ નીચે કરાય છે. અર્થાત્ તે શ્રીશંકરદેવના મસ્તક ઉપર બિરાજે છે. પરંતુ જેમાં કલંક ( દુશ્ચિન્હ–ડાઘો ) વૃદ્ધિને પામ્યા કરે છે તે બહુ કળાઓથી પણ શું ?

( સિદ્ધાન્ત–બીજો અર્થ ) મનુષ્યની તે એક કળા પણ ઉત્તમ છે કે જે કળાથી સંસાર નીચે કરાય છે, એટલે કે જે કળાથી સંસારને તરી મોક્ષસુખ મેળવી શકાયછે તે કળાજ ઉત્તમ છે. અને જે કળાઓમાં કલંક ( પાપ ) વધ્યા કરે છે તેવી તે ઘણી ( વ્યાપારાદિ ) કળાઓથી પણ શું ? અર્થાત્ કાંઈ સાર્થક નથી. ૧

### ધર્મ કળા વિના શુન્ય.

### आर्या (२ थी ६)

बावत्तरि कलाकुसला, पण्डिअपुरिसा अपण्डिआ चेव ।
सव्वकलाणं पवरं, जेधम्मकलंन याणन्ति ॥ २ ॥ (सू. मु.)

સર્વ કળાઓમાં અગ્રેસર એવી જે ધર્મકળા, તેને જે પુરૂષ જાણતો નથી તે પુરૂષ બોંતેર કળાઓમાં કુશળ હોય તથા પંડિતમાં અગ્રેસર હોય તોપણ મૂર્ખજ છે. ૨ તથા—

तं रूवं जत्थगुणा, तं मित्तं जं निरंतरं वसणे ।
सो अत्थोजो हत्थे, तं विन्नाणं जहिं धम्मो ॥ ३ ॥ (सू. मु.)

સદ્‌ગુણો એ ખરૂં રૂપ છે, દુઃખમાં મદદ કરે તે મિત્ર છે, પોતાને સ્વાધીન તેજ ધન છે, અને ધર્મ એ ખરૂં વિજ્ઞાન છે. ૩

### સુખની પાંચ પ્રકારની સિદ્ધકળા કહે છે.

मात्सर्यस्य त्यागः प्रियवादित्वं सधैर्यमक्रोधः ।
वैराग्यं च परार्थे, सुखस्य सिद्धाः कलाः पञ्च ॥ ४ ॥ (का.प्र.गु.)

અદેખાઇનો ત્યાગ, પ્રિય ભાષણ, ધીરજ, અક્રોધ (ગુસ્સો નહિં કરવો તે) અને બીજાના ધનમાં વૈરાગ્ય (રાગ ન રાખવો તે) આ પાંચ સુખની સિદ્ધ (મહાત્માઓએ સિદ્ધ કરેલી) કળાઓ છે. ૪

### સદાચરણની સાત કળાઓ.

सत्संगः कामजयः, शौचं गुरुसेवनं सदाचारः ।
श्रुतममलं यशसि रतिर्मूलकलाः सप्त शीलस्य ॥ ५ ॥ (का.प्र.गु.)

સત્ પુરુષોનો સંગ, કામનાઓનો વિજય, પવિત્રતા, ગુરૂની સેવા, શુદ્ધ વર્તન, નિર્મલ એવું ઉત્તમ શાસ્ત્રોનું શ્રવણ અને યશમાં પ્રીતિ. આ સાત શીલ (ચારિત્ર) ની કલાઓ છે. ૫

### ત્રણ કળાઓ તો અવશ્ય ધારણ કરવી.

मौनमलौल्यमयाच्ञा, मानस्य च जीवितं कलात्रितयम् ।
एताः कला विदग्धैः, स्वगताः कार्याश्चतुःषष्टिः ॥ ६ ॥ (का. प्र. गु.)

મૌન (ઉપયોગથી વધારે ભાષણ ન કરવું તે), અલૌલ્ય, (ઇન્દ્રિયો તથા મનને ચપલ ન રાખવું તે) અને ભિક્ષા (દીનપણાની ભીખ) ન માગવી.

આ ત્રણ માન ( મનુષ્યની અધિક્તા ) નું જીવન છે, તેથી ચોસઠ કલાઓ જેટલી ઉપયોગી એવી આ ત્રણ કલાઓ ચતુર પુરુષોએ પોતાના આધીનમાં કરવી, એટલે ઉપરનાં ત્રણે લક્ષણોનું પ્રતિપાલન કરવું. ૬

### રાજાપ્રતિ ઉપદેશ.

#### उपजाति.

भूपः कलावानपि तुल्यरूपावुभौ भवेतां भुवि तौ नरेन्द्र ।
पूज्येत राजा विषये स्वकीये, सर्वत्र पूजां लभते कलावान् ॥७॥ (म. च.)

હે રાજન્! પૃથ્વીમાં રાજા અને કળાવાળો મનુષ્ય બન્ને ( તુલ્ય રૂપવાળા છે છતાં પણ ) સમાન નથી, કારણ કે રાજા પોતાના દેશમાં પૂજાય છે અને કળાવાળો મનુષ્ય સર્વ ઠેકાણે પૂજાને મેળવે છે. ૭

### કળાવાળો મનુષ્ય ગમે તેવા સંકટમાં આવ્યો હોય તોપણ ઉચ્ચ સ્થાન મેળવી શકે છે.

#### इन्द्रवज्रा.

त्यक्तेन तेनोदधिनाऽपि पित्रा, दोषाकरेणापि कलङ्कभाजा ।
मित्रोज्झितेनापि कलावतात्र, लेभे पदं मूर्ध्नि महेश्वरस्य ॥ ८ ॥ (म. च.)

જે પોતાના પિતા એવા સમુદ્રથી તજાયેલો છે. તેમ દોષાકર ( રાત્રિને કરવાવાળો ) છે. પોતાના અંગમાં કલંકને જે ધારણ કરી રહ્યો છે તથા જે મિત્ર ( સૂર્ય ) થી રહિત ( વિનાનો ) છે, એવાં દૂષણોવાળો છે, છતાં પણ ચન્દ્રમા કળાવાળો છે માટે તેણે ( ચન્દ્રે ) શ્રી શંકરના મસ્તકઉપર પદ (સ્થાન) મેળવ્યું છે. એવી રીતે દુનીયામાં પણ જે મનુષ્ય પોતાના સમુદ્રતુલ્ય ગંભીર પિતાથી કાઢી મુકવામાં આવ્યો હોય તેમ દોષાકર એટલે દોષોની ખાણરૂપ હોય અને કલંકથી દૂષિત થયેલો હોય, અને પોતાના મિત્રોથી પણ તજાયેલ હોય પણ જો તે કળા ( હુન્નર) ને જાણવાવાળો હોય તો મ્હોટા સ્થાનમાં પોતાની જગ્યા કરે છે. ૮

સર્વ કળાઓમાં અગ્રેસર ધર્મકળા વિના સર્વકળાઓ અંતે સુખદાતા થઇ શકતી નથી. કારણ જે ધર્મકળા વિના આ જીવ તે કળાઓનો ઉપયોગ ધર્મમાટે ન કરતાં આ સંસારના ક્ષણિક સુખને માટે કરે તે સ્વાભાવિક છે ને તેમ થતાં અંતમાં નિરાશ થાય છે. તેથી તે ધર્મકળા ખાસ જાણવાને આરાધવા પ્રયાસ કરવો. માટે આ વ્યવહાર ઉપયોગી કળા અધિકાર પરિપૂર્ણ કર્યો છે.

# धर्मकळा अधिकार.

વ્યવહારોપયોગી કળાઓનું ફળ ધર્મકળારૂપે થાય તોજ તે કળાઓ માટે લેવાયેલી મહેનત સફળ ગણાય છે. પણ તે કળાઓનું ફળ વિનશ્વર સુખ તરીકે મેળવવામાં આવે તો ખરી કમાણી કરી ન કહેવાય, માટે બીજી કળાઓ કરતાં ખરી નજર ધર્મકળાઉપરજ રાખવી જોઇએ. કારણકે આત્યંતિક સુખ અને શાંતિ તેના પ્રતાપથીજ મળી શકે છે. વગેરે ધ્યાન ઉપર લાવવાને આ ધર્મકળાધિકારને સ્થાન આપવાની મોહોટી આવશ્યકતા છે.

### ધર્મકળાનાં મુખ્ય અંગો.

शार्दूलविक्रीडित. ( १–२ )

रज्जोरप्युपरि भ्रमन्ति कतिचितीव्राभियोगान्नरा–<br>
स्तर्कव्याकरणादिशास्त्रनिपुणाभ्यासस्तु शिल्पं कियत् ।<br>
यद्गाढो विनयः श्रुतं यदमलं यद्वीतरागं मनो,<br>
यत्सौजन्यमखण्डितं स हि गुणस्तेनैव विद्वान् पुमान् ॥ १ ॥ (सू. मु.)

તીવ્ર એવા અભ્યાસથી કેટલાક (નટ) મનુષ્યો દોરડાની ઉપર પણ ભ્રમણ કરી શકે છે. અને કેટલાક પુરુષોને તર્ક (ન્યાય), વ્યાકરણ, વગેરે શાસ્ત્રોનો ઉત્તમ અભ્યાસ હોય છે અને કેટલાકને ઉત્તમ પ્રકારનું શિલ્પ (કારીગીરી) નું જ્ઞાન હોય છે પરંતુ આ બધું જો ઉત્તમ પ્રકારનો વિનય (નમ્રતા) હોય તથા નિર્મળ એવું શાસ્ત્રોનું શ્રવણ હોય અને વીતરાગ ( વિષયોના રાગ જેમાંથી નાશ પામ્યા છે ) એવું મન હોય, અને અખંડિત એવું સુજનપણું હોય તો (તેની આગળ ) કાંઇપણ હીસાબમાં નથી. કારણ કે વિનય વિગેરે કહેવામાં આવ્યાં તેજ નક્કી ઉત્તમ પ્રકારનો ગુણ છે અને તે ગુણથી મનુષ્ય વિદ્વાન્ પુરુષ કહેવાય છે એટલે કે આવી ઉત્તમ કળા ન હોય ને કેવળ શુષ્કવિદ્યા અને શુષ્ક કળાઓ હોય તો તેમાંથી શો લાભ છે? અર્થાત્ કાંઈપણ લાભ નથી. ૧.

### ધર્મકળામાં ચતુરતા એજ ખરૂં મનુષ્યત્વ છે.

विज्ञानं किमु नोर्णनाभसुगृहीशुष्माशिहंसादिषु,<br>
द्वंद्वं किं न लुलायलावककुले मेषे तथा कुक्कुटे ।<br>
गीतं नृत्यकला च केकिपिकयोर्वाक् सारिकाकीरयोः,<br>
सद्धर्माचरणे परं चतुरता यद्यस्ति मानुष्यके ॥ २ ॥ (सू. मु.)

મનુષ્યો એમ કહે કે અમારામાં ખરી ચતુરતા છે, એટલે જુદા જુદા પ્રકારનું જ્ઞાન, સ્ત્રી પુરુષોના આનંદનું સુખ, ગીત તથા નૃત્યની કળા, ઉત્તમ પ્રકારનું ભાષણ વગેરે છે. તેના ઉત્તરમાં કવિ પોતાનો મત જણાવે છે કે— કરોળીયો, સુગૃહી (સુઘરી) ભમરા અને હંસ વગેરે પ્રાણીઓમાં શું જ્ઞાન નથી? અર્થાત્ છે. કારણ તે તે પક્ષીઓ ચાતુર્માસ આવતાં પહેલાં પોતાના માળા બાંધે છે. પાડા, તેતર, બકરા તથા કુકડાઓમાં સ્ત્રી પુરુષોનાં શું જોડાં નથી? કોયલમાં ગીત ગાવાની કળા અને મયૂર (મોર) માં નાચવાની કળા શું નથી? અને પોપટ તથા મેનાને બોલતાં શું નથી આવડતું? અર્થાત્ જો મનુષ્ય આટલી સ્થિતિમાં આવીને અટકે તો તેની તે તે પશુ, પક્ષી, કીટ વગેરેની સાથે સમાનતા છે; પરંતુ જો મનુષ્યમાં સદ્ધર્મ (ઉત્તમ ધર્મ) નું આચરણ કરવાની ચતુરતા હોય તોજ તે મનુષ્યોની ઉત્તમ કળા કહેવાય છે. ૨.

માણસ ગમે તેટલું ધર્માચારણ કરે પણ જો વિવેકપૂર્વક ન હોય તો ધર્માચરણમાં ન્યૂનતા આવી જાય છે. માટે વિવેકને સારી રીતે જાળવી ધર્મકળાનો ઉપયોગ કરતાં ચુકવું નહિ. વિવેક જાણવાનો પ્રસંગ ઉત્પન્ન થવાથી હવે પછી તે અધિકારને આવકાર આપવામાં આવે છે, અને આ ચાલતો ધર્મકળા અધિકાર પૂર્ણ કર્યો છે.

## विवेक–अधिकार.

ધર્મકળા અને વિવેકને પરસ્પર ગાઢ મિત્રતા છે. જ્યાં ધર્મ કળા છે ત્યાં — વિવેકની પણ જરૂર છે તેથી "विवेको दशमो निधिः" ધનના નવભંડાર કુબેરભંડારીને ત્યાં છે, અને દશમો ભંડાર "વિવેક" સુજન પુરુષોમાં હોય છે. આ અધિકારમાં વ્યાવહારિક વિવેક તથા તત્ત્વજ્ઞાનનો વિવેક એમ બન્ને પ્રકારનો વિવેક બતાવવામાં આવ્યો છે, એટલે આ અધિકારમાં ૧ લા પદ્યથી ૬ સુધી વ્યાવહારિક વિવેક બતાવવામાં આવ્યો છે અને પદ્ય ૭–૮–૯–૧૦ વિગેરેમાં તત્ત્વજ્ઞાન સંબન્ધી વિવેકનું વર્ણન છે, તથા તે શિવાય ભાષાનાં પદ્યોમાં પણ વિવિધ પ્રકારના વિવેકનું વર્ણન કરેલ છે. માટે સુજ્ઞ વાંચકોએ તેનું યથાર્થ ત્યાં નિરીક્ષણ કરવું એવી ભલામણ છે.

વિવેકગુણ, સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છે.

अनुष्टुप् (१ थी ५)

यथाद्रिषु गुरुर्मेरुर्ग्रहेषु दिवसाधिपः ।
चिन्तामणिश्च रत्नेषु, विवेकोऽपि गुणेष्विति ॥ १ ॥ } (पा. च.)

જેમ પર્વતોમાં મેરુ પર્વત મહાન્ છે. ગ્રહોમાં સૂર્ય શ્રેષ્ઠ છે, અને રત્નોમાં ચિન્તામણિ કે જેની પાસે બેસી જે જે વસ્તુની ઇચ્છા કરીએ તે તે વસ્તુ તુર્ત પ્રાપ્ત થાય છે, તે જેમ સર્વોત્તમ છે તેમ સમગ્રગુણોમાં વિવેક પણ શ્રેષ્ઠ છે. ૧

વિવેકથી મનુષ્ય ઉત્તમ કીર્ત્તિને પામે છે.

भोज्ये वचसि दानादौ सद्विवेकान्नरः पराम् ।
प्रतिष्ठां लभते लोके दिव्यधारादिवोपलः ॥ २ ॥ } (पा. च.)

પથ્થર પ્રથમની સ્થિતિમાં કાંઈ પણ કીમતવાળો નથી, પરંતુ જો તેનો ઉત્તમ ઘાટ થયો હોય તો તે ઉત્તમ કિંમતથી અંકાય છે. તેમ પુરુષ ભોજનમાં, વચનમાં, અને દાન વગેરેમાં ઉત્તમ પ્રકારના વિવેકને રાખવાથી લોકમાં ઉત્તમ પ્રકારની પ્રતિષ્ઠા ( કીર્તિ ) પામે છે. ૨

વિવેક એ મોક્ષ મેળવવાનું સાધન છે.

श्रूयते भरतश्चक्री, विवेकेन पुरा क्षणात् ।
राज्यपङ्कनिमग्नोऽपि, प्राप पारं भवाम्बुधेः ॥ ३ ॥ } (पा. च.)

શાસ્ત્રોમાં સંભળાય છે કે પહેલાં ચક્રવર્તી એવા ભરત રાજા રાજ્યરૂપી કાદવમાં ડૂબી ગયા હતા તોપણ વિવેકથી ક્ષણમાત્ર કાલમાં સંસારસમુદ્રના પારને પામ્યા છે, એટલે વિવેકથી મોક્ષને પામ્યા છે. ૩

કરોડો ગુણોકરતાં પણ વિવેકની ઉત્તમતા.

औचित्यमेकमेकत्र गुणानां कोटिरेकतः ।
विषायते गुणग्राम, औचित्यपरिवर्जितः ॥ ४ ॥ } (सू. मु.)

એક તરફ એકલો વિવેક અને બીજી તરફ કરોડો ગુણો એ બન્ને સમાન ગણાય છે. અર્થાત્ એકલો વિવેક કરોડો ગુણોની બરાબર છે. વિવેકવગરના સંખ્યાબંધ ગુણો પણ ઝેર જેવું પરિણામ લાવે છે. ૪

ગુરુપણું તથા લઘુપણું વિવેકનેજ અધીન છે.

स्वतो न कश्चन गुरुर्लघुर्वापि न कश्चन ।
उचिता चिताचारवश्ये गौरवलाघवे ॥ ५ ॥ } (सू. मु.)

જગતમાં કોઈ સ્વતઃ મહાન્ નથી તેમ કોઈ સ્વતઃ લઘુ નથી, કારણ કે ગુરુપણું અને લઘુ ( ન્હાના ) પણું આ બન્ને લક્ષણો યોગ્ય અને અયોગ્ય એ-વા આચારનેજ અધીન છે. એટલે યોગ્ય અયોગ્યનો વિચાર કરી કાર્ય કરાય અગર ત્યજી દેવાય એ વિવેકનું સ્વરૂપ છે. ૫

વિવેકી મનુષ્યમાં ગુણો શોભે છે.

**विवेकिनमनुप्राप्य, गुणा यान्ति समुन्नतिम् ।**
**सुतरां रत्नमाभाति, चामीकरनियोजितम् ॥ ६ ॥** } (सू. मु.)

વિવેકી પુરુષને પામીને ગુણો ઉચ્ચતાને પ્રાપ્ત થાય છે કારણ કે રત્ન હમેશાં સોનાની સાથે જડેલ હોય તોજ શોભે છે. ૬

જ્ઞાન અને કૃતિ બન્નેની જરૂર.

इन्द्रवज्रा.

**जानन्ति केचिन्न तु कर्तुमीशाः,**
**कर्तुं क्षमा ये न च ते विदन्ति ।**
**जानन्ति तत्त्वं प्रभवन्ति कर्तुं,**
**ते केऽपि लोके विरला भवन्ति ॥ ७ ॥** } (हृ. प्र.)

**અર્થ**—આલોકને વિષે કેટલાક મનુષ્યો તત્ત્વ અથવા કર્ત્તવ્યાકર્ત્તવ્યને જાણે છે, પણ કરવાને સમર્થ હોતા નથી, અને કેટલાએક ધર્મકૃત્યાદિ કરવાને સમર્થ હોય છે પણ તત્ત્વને જાણતા નથી, પરંતુ તત્ત્વને જાણે અને ધર્મકાર્ય કરવાને પણ સમર્થ હોય એવા તો કોઇક વિરલા હોય છે. ૭

**ભાવાર્થ**—કેટલાક મનુષ્યોએ દ્રવ્યથી શુકપાઠરૂપે અગર શ્રદ્ધાનુરૂપે કરવા યોગ્ય પદાર્થોનું જ્ઞાન મેળવેલું હોય છે. જેમકે નવતત્ત્વમાં જીવ અને અ-જીવ એ બે તત્ત્વ જાણવાયોગ્ય છે; બંધ, આશ્રવ અને પાપ એ ત્રણ તત્ત્વ તેઓનાં કારણોમાં ન પ્રવર્તવાદ્વારા છાંડવાયોગ્ય છે; સંવર, નિર્જરા તથા મોક્ષ એ ત્રણ તત્ત્વ તેઓનાં કારણોમાં પ્રવર્તવાદ્વારા આદરકરવા યોગ્ય છે; શેષ રહેલું પુણ્યતત્ત્વ વ્યવહારનયે આદરવાયોગ્ય છે, તથા નિશ્ચયનયે છાંડવા યોગ્ય છે. આ પ્રકારનું જ્ઞાન હોય છે છતાં આદરવા યોગ્ય તત્ત્વોનો આદર કરી શકતા નથી અને છાંડવાયોગ્ય પદાર્થોને તજી શકતા નથી. કેટલાક છાં-ડવાયોગ્યને છાંડવા, તેમજ આદરવાયોગ્ય પદાર્થોને આદરવાની યોગ્યતા તથા સામર્થ્યવાળા હોય છે પણ તે તત્ત્વને જાણતા નથી. પરંતુ જે યથાસ્થિત પદા-ર્થોના રહસ્યને જાણે છે તથા તેજ પ્રમાણે વર્ત્તવાને સમર્થ થાય છે તેવા માણસો તો દુનિયામાં થોડાજ હોય છે.

આ શ્લોકમાં ધર્મમાં વર્તતાં પ્રાણીઓના ત્રણ વર્ગ બતાવ્યા છે. તેમાં જ્ઞાન અને ક્રિયા બંને જેને હોય છે તે અનુભવજ્ઞાની કહેવાય છે, તેવા માણુસો લોકમાં બહુ થોડા હોય છે; એ એક વર્ગ બતાવ્યો. આ વર્ગ તો સૌથી જલદી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. હવે જેને જ્ઞાન છે પણ ચારિત્રમોહનીયના ઉદયના પ્રબળપણાથી તે જ્ઞાન પ્રમાણે વર્તવા સમર્થ થઈ શક્તા નથી. આ બીજો વર્ગ. પણ જેઓ ચારિત્રમોહનીયના ક્ષયોપશમાદિકે કરી યથાર્થ વર્તવા સમર્થ છે તેના ઉપર આદરવાળા રહે અને પોતે પણ ચારિત્રમોહનીય તોડવાના ઉદ્યમમાં તત્પર રહે તો કેટલાક વખત પછી પણ અવશ્ય મોક્ષપદને સાધી શકે છે. હવે ત્રીજો વર્ગ કે જે ચારિત્રમોહનીય તથાપ્રકારનું પ્રબળ નહિ હોવાને લીધે કરવા સમર્થ છે, પણ જ્ઞાનાવરણીય કર્મના ઉદયને લીધે આદરવા યોગ્ય તથા છાંડવાયોગ્ય પદાર્થને સમજી શકતા નથી. આ વર્ગ પણ જે જ્ઞાનાવરણીયના ક્ષયોપશમના બળે કરી પદાર્થના સ્વરૂપને જાણતા હોય તેઓની વિનયભક્તિ કરવામાં તત્પર રહે, અને પોતે જ્ઞાનાવરણીય કર્મ ખપાવવા **માસતુસ** નામના પ્રસિદ્ધ મુનિમહારાજની પેઠે સાવધાન રહી કંટાળારહિતપણે ઉદ્યમ કરે, અને જ્યાંસુધી પોતાને હિતાહિતનું જ્ઞાન ન થાય ત્યાં સુધી જ્ઞાનીની નિશ્રાએ રહી તેમજ કર્યા કરે તો તે પણ કેટલાક કાળે અવશ્ય મુક્તિપદ પ્રાપ્ત કરે. પણ જેઓ કેવળ શુકપાઠરૂપ જ્ઞાન મેળવી ચારિત્રવંતો ઉપર અરૂચિવાળા હોય, એટલુંજ નહિ પણ તેવાઓના અવર્ણવાદ બોલવાથી અને તેઓની અવજ્ઞાથી કેવળ પોતાની માનપૂજા વધારવાની વાંછા રાખતા હોય તે; તથા જે ક્રિયા કરવા સમર્થ હોય પણ જ્ઞાનની તો કંઇ ખબરજ ન હોય, છતાં દુનિયામાં અદ્વિતીય માન મેળવવામાટે કેવળ બાહ્ય ક્રિયાનો ડોળ કરી જ્ઞાનીઓના ચરણારવિંદની સેવાદ્વારા જ્ઞાનાવરણીય કર્મ તોડવાનો ઉદ્યમ તો ક્યાંથી કરે! પણ ઉલટા જ્ઞાનનાં સાધનોની તથા જ્ઞાનીઓની અતિ આશાતના કરતા હોય તેવા પ્રાણીઓ તો અનંતસંસારી હોવાની સાથે જૈનશાસનની મર્યાદાથી બહારજ છે એમ સમજવું. જો કે શુષ્કજ્ઞાન અથવા શુષ્કક્રિયાવાળા પોતાની મતિકલ્પનાથી અમે જૈનશાસનમાં છીએ એમ માને છે તોપણ તેઓનું જ્ઞાન અગર ક્રિયા કેવળ મતિકલ્પિત હોવાથી તેઓ આજ્ઞાથી પરાઙ્મુખ હોય છે. તેથી તે વસ્તુ કેવળ તેને સંસારરૂપ ફળને આપવાવાળી થાય છે. ૭

વિવેકરૂપ સૂર્ય.

ઉપજાતિ.

**मोहान्धकारे भ्रमतीह तावत्, संसारदुःखैश्च कदर्थ्यमानः ।**
**यावद्विवेकार्कमहोदयेन, यथास्थितं पश्यति नात्मरूपम् ॥८॥** (हृ. प्र.)

**અર્થ**—આ પ્રાણી સંસારના દુઃખોથી કદર્થના પામતો મોહરૂપી અંધકારમાં ત્યાં સુધીજ પરિભ્રમણ કરે છે કે જ્યાંસુધી વિવેકરૂપી સૂર્યના મહોદયવડે યથાસ્થિત એવા આત્મસ્વરૂપને જોઈ શકતો નથી. જ્યારે વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારે મોહાંધકાર નાશ પામે છે, આત્મસ્વરૂપ ઓળખાય છે અને સાંસારિક દુઃખોની કદર્થના નાશ પામે છે. ૮

**ભાવાર્થ**—આ જગતમાં મોહ ને વિવેક એ બંને ખરેખરા એક બીજાના પ્રતિસ્પર્ધી છે. મોહ વિવેકને ભૂલાવે છે અને વિવેક આવે છે કે મોહ નાશ પામે છે. આ પ્રાણીને સંસારમાં પરિભ્રમણ કરવાનું કારણ મોહ છે અને તેમાંથી છુટવાનું–ઉંચા આવવાનું કારણ વિવેક છે. વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારેજ પ્રાણી પોતાના આત્મસ્વરૂપને જોઇ શકે છે; તે સિવાય આત્મસ્વરૂપનો બોધ થઇશકતો નથી. અને આત્મસ્વરૂપ યથાર્થ સમજાયા શિવાય મોહ ખસતો નથી. એમને પરસ્પર કાર્યકારણભાવ વર્તે છે. વળી મોહનો નાશ થાય ત્યારેજ સાંસારિક દુઃખોની કદર્થના નાશ પામે છે; તે શિવાય નાશ પામતી નથી. સાંસારિક દુઃખોનું કારણજ મોહ છે. સંસારનાં સર્વ દુઃખો મોહજન્યજ છે. મોહવડેજ તે તે દુઃખોને આ પ્રાણી દુઃખરૂપ માને છે. વિવેક જાગૃત થયા પછી તે તે દુઃખોને આ પ્રાણી દુઃખરૂપ માનતો નથી, પણ વસ્તુસ્વભાવ તરફજ તેની દૃષ્ટિ જાય છે. એટલે દુઃખને દુઃખરૂપ ન માનતાં ઉલટું કેટલીક વખત કર્મ નિર્જરાનું કારણ માની સુખતરીકે ગણી લે છે. આ બધી મોહ ને વિવેકનીજ કૃતિ છે. તેથી ઉત્તમ જીવોએ તે બંનેને પણ બરાબર ઓળખી મોહને તજવા અને વિવેકને સ્વીકારવા યત્નશીલ થવું. આ કાવ્યમાં ખાસ એ રહસ્ય રહેલું છે. ૮

તત્ત્વના વિવેકથી રહિત એવું જીવન ઉત્તમ નથી.

उपेन्द्रवज्रा.

वरं विषं भक्षितमुग्रदोषं, वरं प्रविष्टं ज्वलनेऽतिरौद्रे।<br>
वरं कृतान्ताय निवेदितं स्वं, न जीवितं तत्त्वविवेकमुक्तम् ९ } (सु. र. सं.)

ઉગ્ર દોષવાળા ઝેરનું ભક્ષણ કરવું ઉત્તમ છે, ભયંકર અગ્નિમાં પ્રવેશ કરવો શ્રેષ્ઠ છે અને પોતાનું સર્વસ્વ કાળને સોંપી દેવું સારૂં છે, પણ તત્ત્વના વિવેકથી શૂન્ય એવું જીવિત સારૂં નથી. અર્થાત્ તત્ત્વવિવેકવગરનું જીવિત એટલું બધું ખરાબ છે કે તેના કરતાં મરવું જે ખરાબમાં ખરાબ છે તેને પણ સારૂં ગણવું પડે છે. ૯

## અનુભવજ્ઞાનની આવશ્યકતા.

વસન્તતિલકા.

शब्दादि पञ्चविषयान् विचेतनानि, \
योऽन्तर्गतो हृदि विवेककलां व्यनक्ति । \
यस्माद्भवान्तरगतान्यपि चेष्टितानि, \
प्रादुर्भवन्त्यनुभवं तमिमं भजेथाः ॥ १० ॥ (हृ. प्र.)

**અર્થ**—જડ એવા શબ્દાદિ પાંચ વિષયનો વિવેક જેણેકરીને હૃદયનેવિષે પ્રગટ થાય છે અને ભવાંતરગત ચેષ્ટિત પણ જેણેકરીને પ્રત્યક્ષ જણાય છે તે અનુભવજ્ઞાનને ભજો—અર્થાત્ મેળવો. ૧૦

**ભાવાર્થ**—હૃદયમાં દેદીપ્યમાન દીપકનીપેરે પ્રકાશ કરનાર છત્રીશ શ્લોકરૂપ 'હૃદયપ્રદીપ ષટ્ત્રિંશિકા' રચનાર ગ્રંથકારે પોતાના આત્માને સંબોધીને જે વિચાર દર્શાવ્યો છે તે અન્ય પણ અનુભવજ્ઞાનનાઅર્થી ભવ્યજનોએ અતિશય મનન કરવાયોગ્ય છે, એમ ધારી તે વિચાર ભાષાંતરરૂપે લખવાની જરૂર હોવાથી તેમ કરવામાં આવે છે:—

પ્રથમ શ્લોકમાં ગ્રંથકારે અનુભવનું સ્વરૂપ બતાવવા સાથે તેજ અનુભવની સેવા કરવાનો ઉપદેશ કરેલો છે તે બતાવે છે:—

જે અનુભવ શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શરૂપ પાંચ વિષયો પુદ્ગલ સ્વભાવરૂપ હોવાને લીધે જડ છે, તે વિષયમાં રૂડે પ્રકારે 'આ વિષયો તે હું નથી અને એઓનું સ્વરૂપ તે મારૂં સ્વરૂપ નથી, હું એઓનાથી અન્ય છું, એઓનાથી મારૂં સ્વરૂપ ન્યારૂં છે.' એવું વિવેચન પોતાના મનમાં કરાવી આપે છે; વળી જે અનુભવજ્ઞાનના બળથી અન્ય અનેક જન્મોમાં વિભાવદશાના અધીનપણાએ કરેલી મોહજાળમાં ફસાવવાની હેતુભૂત વર્તનાઓનો ભાસ થાય છે તે તારા પોતાના આત્મામાંજ રહેલા અનુભવને હે આત્મા! તું સેવ.

અહીં અનુભવજ્ઞાનની સેવા કરવાની જે ગ્રંથકારે બતાવી છે, તેથી કાંઈ તેના કારણભૂત શ્રુતજ્ઞાન અને ચિંતાજ્ઞાન એ બે જ્ઞાનની સેવાનો નિષેધ થતો નથી, પરંતુ ઉલટું તે બે જ્ઞાનનું સેવન અતિ આદરપૂર્વક કરવું એમ સિદ્ધ થાય છે; કારણ કે બે જ્ઞાન જે બતાવ્યાં તે કારણ છે, અને અનુભવજ્ઞાન તે તો તેનું કાર્ય છે, તો કારણરૂપ બે જ્ઞાનની અતિ આદરપૂર્વક સેવા કર્યાસિવાય તેના કાર્યરૂપ અનુભવજ્ઞાનની સેવા કરી એમ કહેવાયજ નહિ. આ ઉપરથી ભવ્ય પ્રાણીઓ પોતાનાં હૃદયમાં સમજશે કે દરરોજ નવો જ્ઞાનઅભ્યાસ કર-

વાની કેટલીબધી જરૂર છે. કેટલાક આ કાળમાં અનુભવજ્ઞાન મેળવવાની વાતો કર્યા કરે છે, પણ જ્યાંસુધી ગુરૂગમ સહિત શાસ્ત્રાનુસાર શ્રુતજ્ઞાન મેળવે નહિ ત્યાંસુધી એને સમ્યક્ચિંતાજ્ઞાન ક્યાંથી આવવાનું ? અને જ્યાંસુધી સમ્યક્—ચિંતાજ્ઞાન પ્રાપ્ત ન થયું હોય ત્યાં સુધી આ ભવનાં ચેષ્ટિતોનું પણ અનુભવજ્ઞાન સત્ય ન મળી શકે તો પરભવનાં ચેષ્ટિતોનું સમ્યગ્જ્ઞાનતો મળવાનુંજ ક્યાંથી ?

હમેશાં સંસારની અગર ધર્મની દરેક બાબત સિદ્ધ કરવાનો રસ્તોજ એ છે કે પ્રથમ તેનાં કારણોનું જ્ઞાન બીજાપાસે અતિ આદર-વિનયપૂર્વક મેળવવું. પછી કંટાળો લાવ્યાવગર ઘણા કાળસુધી તે જ્ઞાનનું મનન કર્યા કરવું કે જે દ્વારા પ્રાણી અવશ્ય સમ્યગ્ અનુભવજ્ઞાન મેળવી શકે છે. કાર્ય સિદ્ધ કરવાની વાતો કર્યા કરે અને તેના કારણભૂત પદાર્થના સેવનનો આદર મંદ કરે અગર ન કરે તો તે જિનેશ્વર ભગવાનના શાસનને અંગીકાર કરનારોજ કહેવાતો નથી. કહ્યું છે કે-

**जइ जिणमयं पवज्जह, ता मा ववहार निच्छए मुयह।**
**ववहार नओच्छेए, तित्थुच्छेओ जओ होइ ॥ १ ॥** ( हृ. प्र. टी. )

" જો તમે જિનેશ્વર ભગવાનના મતને અંગીકાર કરતા હો તો વ્યવહાર અને નિશ્ચય એ બન્નેને ન મૂકો, કારણ કે વ્યવહારનયનો ઉચ્છેદ થવાથી તીર્થનો ઉચ્છેદ થાય છે. "

આ ગાથાના ભાવાર્થ ઉપરથી ભવ્ય પ્રાણીઓ વિચાર કરી શકશે કે શાસ્ત્રકાર એકવાર બંને નયનો સ્વીકાર કરવાનો બતાવી વળી વ્યવહારનયનો નાશ કરવાથી શાસનનો નાશ થશે, 'નહિ કે નિશ્ચયનય અંગીકાર નહિ કરવાથી શાસનનો નાશ થશે' એમ બતાવે છે. એ ઉપરથી એજ નિર્ણય આવે છે કે વ્યવહારથી જે સિદ્ધિગતિ પ્રાપ્ત થવાનાં કારણ હોય તેમાં અતિ આદરપૂર્વક પ્રવર્તવું અને એ વ્યવહારદ્વારા જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે તે ચૂકી જવું નહિ; પણ એવો નિર્ણય નથી આવતો કે વ્યાવહારિક કારણોનો અગર તેના સેવનારાઓનો અનાદર કરવો કે તેઓના ઉપર અરૂચિ કરવી કે વ્યવહારથી તેઓને છોડાવી દેવા. જે પ્રાણીઓ ગુરૂદ્વારા જ્ઞાન મેળવતા નથી તેઓની આ ભવમાં પણ એવી કઢંગી સ્થિતિ થઈ પડે છે કે પોતે જિનશાસનનું રહસ્ય સમજતા નથી અને બીજાઓને તે રહસ્ય સમજાવવાનો ડોળ કરવા જાય છે, તેથી તે બિચારાઓની ગુરૂએ નહિ શિખવેલા મોરના નાટક જેવી સ્થિતિ થઈ પડે છે. એ ઉપરથી સમજવાનું એટલુંજ છે કે અતિ આદરપૂર્વક હમેશાં વધારે વખત

ન મળે તો ઓછામાં ઓછો એક કલાક તો અવશ્ય ગમે તે વખતે દરરોજ નવું જ્ઞાન મેળવવામાં અર્પણ કરવો. ઘણા સુજ્ઞોને તેવી ઇચ્છા હોય છે છતાં તેઓ તે પ્રમાણે વર્તી શકતા નથી; તેનું કારણ એ છે કે જે વખતે તેવી ભાવના આવે છે તે વખતે તેવા પ્રકારનો કોઈ નિયમ તે લોકો કરતા નથી. જો કોઈપણ પ્રકારનો એવો નિયમ કરે કે 'આળસથી જો જ્ઞાનાભ્યાસમાં એક કલાક ન કાઢું તો મારે અમુક જરૂરની ચીજ તે દિવસે અગર બીજે દિવસે ન ખાવી' તો તો અવશ્ય જ્ઞાનાભ્યાસ બની શકે, અને શ્લોકમાં બતાવ્યા પ્રમાણે તે મેળવેલા જ્ઞાનનું ચિંતન-મનન કરવા દ્વારા તેના કાર્યરૂપ અનુભવજ્ઞાન પણ મેળવી અવશ્ય તેની સેવા બજાવી શકે. ૧

વિવેક વગરના અન્ય ગુણો નકામા છે.

वसन्ततिलका.

विश्वाः कलाः परिचिता यदि तास्ततः किं,<br>
तप्तं तपो यदि तदुग्रतरं ततः किम् ।<br>
कीर्त्तिः कलङ्कविकला यदि सा ततः कि-<br>
मन्तर्विवेककलिका यदि नोल्लुलास ॥ ११ ॥　　का. स. वै.

જો અન્તઃકરણમાં તત્ત્વ સંબંધી વિવેકની કલિકા ( કળી ) ન પ્રકટ થઈ હોય તો પછી સમગ્ર કળાઓનો અભ્યાસ કર્યો હોય તોપણ તેથી શું ? અને ભયંકર તપ કર્યું હોય તોપણ તેથી શું ? તેમ કલંકરહિત કીર્ત્તિ મેળવી હોય તોપણ તેથી શું ? અર્થાત્ જો તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિરૂપી વિવેકનું અર્જન ન કર્યું હોય તો બીજું બધું વૃથાજ જાણવું. ૧૧

વિવેકના ઉત્તમ અંકુરો.

शार्दूलविक्रीडितम्.

यत्सन्तोषसुखं यदिन्द्रियदमो यच्चेतसः शान्तता,<br>
यद्दीनेषु दयालुता यदपि गीः सत्यामृतस्यन्दिनी।<br>
शौर्यधैर्यमनार्यसङ्गविरतिर्या संगतिः सज्जने,<br>
एते ते परिणामसुन्दरतराः सर्वे विवेकाङ्कुराः ॥ १२ ॥　　(सू. मु.)

જે સંતોષનું સુખ, જે ઇન્દ્રિયોનો નિયમ, જે ચિત્તની શાંતતા, જે દીન મનુષ્યોમાં દયાળુપણું, અને જે પણ સત્યરૂપી અમૃતને સ્રવનારી વાણી, શૂરવીરપણું, ધીરજ, અનાર્ય ( દુષ્ટ ) મનુષ્યોના સંગથી વિરામ અને સજ્જનનો સંગ આ બધા પરિણામમાં ઘણાજ સુંદર એવા વિવેક (તત્વજ્ઞાન)ના અંકુરા છે.

સદ્ અસદ્ વસ્તુનો વિવેક.

વસંતતિલકા.

જેને ન જાણુ કદિ કોકિલ કાગકેરૂં,
તે કાગનું કદિ વખાણુ કરે ઘણેરૂં,
જેણે શુણ્યા શ્રવણુ કોકિલશબ્દ સારા,
તે કાગના સ્વર શુણી નહિં માનનારા. ૧૩ } દલપત.

આ લોક તથા પરલોકમાં પણુ સુખ શાંતિ આપનારા વિવેકનું સંક્ષિપ્ત વર્ણન કરીએ. વિવેકવર્ત્તનનું વિશેષ સ્વરૂપ બતાવવા માટે તેના મુખ્ય અંગરૂપ સત્કારનું સ્વરૂપ સમજાવવું અગત્યનું હોવાથી તે અધિકાર લેવાની સાથે આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

# सत्कार अधिकार.

સત્કાર એ પણુ એક રીતે વિવેકનો પેટાવિભાગ તરીકે ગણુાય તો અયોગ્ય નથી. સત્કારની ખામીને લીધે ડાહ્યો માણુસ પણુ મૂર્ખ શિરોમણિ ગણુાય છે; તે ઉપરથી ખાત્રી થાય છે કે સત્કારની વ્યવહારમાં ઘણીજ આવશ્યક્તા છે.

સત્કાર એ ઉંચી વસ્તુ છે. કારણુ કે એ સત્કારરૂપવિવેકને લીધે પારકો મનુષ્ય આપણો થઈ જાય છે. શત્રુ મિત્ર બને છે, અને મતભેદ નાશ પામે છે. સત્કાર જગત્માં પુરૂષપ્રતિષ્ઠા જમાવે છે, મિત્રની ગરજ સારે છે, ધર્મ તથા કુળની મહત્ત્તા બતાવે છે અને પરિણામે ઉચ્ચકક્ષામાં પહોંચાડે છે. વળી બીજાનો સત્કાર કરનાર પોતે પણુ સર્વત્ર સત્કાર પામે છે. સત્કારમાં અનેક ગુણો હોવાથી તે ગુણો ધ્યાનપર મૂકવાને આ અધિકારની આવશ્યક્તા માની છે.

સત્કાર કરવાની રીતિ

अनुष्टुप् (१ थी ३)

चक्षुर्दद्यान्मनो दद्याद्वाचं दद्याच्च सूनृताम् ।
उत्थाय चासनं दद्यादेष धर्मः सनातनः ॥ १ ॥ } (शा. प.)

આવેલા પરોણાને ઉઠીને આસન આપવું તથા તે તરફ સ્નેહાળ આંખથી

જોવું, મનમાં હર્ષ બતાવવો, પ્રિય અને સત્ય વાણીથી વાતચિત કરવી, આ પ્રકારની જે રીત કરી બતાવવી તે ઉત્તમ પ્રકારનો ધર્મ ગણાય છે. ૧

સજ્જનો સત્કાર કર્યા વગર રહેતાજ નથી.

तृणानि भूमिरुदकं, वाक् चतुर्थी च सूनृता ।
सतामेतानि हर्म्येषु, नोच्छिद्यन्ते कदाचन ॥ २ ॥ (शा. प.)

આસનને માટે ઘાસની સાદડી, પીવાનું પાણી, ઉતારામાટે જગા અને ચોથી બાબત પ્રિય અને સત્ય વાણીથી આવકાર અને વાતચિત. એ સઘળી વસ્તુ સત્પુરુષોના ઘરમાંથી કદીપણ નાશ પામતી નથી. ૨

ભિન્ન ભિન્ન પ્રકારનો સત્કાર કરવાની જરૂર.

उष्णकाले जलं दद्याच्छीतकाले हुताशनम् ।
प्रावृट्काले गृहं देयं, सर्वकालेषु भोजनम् ॥३॥ (शा. प.)

( ગૃહસ્થે ) અતિથિને ઉષ્ણકાળમાં પાણી દેવું, ઠંડી ઋતુમાં અગ્નિથી ઠંડી મટાડવાની સગવડ દેવી, વરસાદની ઋતુમાં ઘરની સગવડ કરી આપવી અને સર્વ ઋતુમાં ભોજન આપી શાંતિ કરવી. ૩

સત્કારવાળું ઘર કેવું હોય તેની સમજણ.

शार्दूलविक्रीडित. ( ४–६ )

एहि स्वागतमाविशासनमिदं कस्माच्चिराद्दृश्यते,
का वार्ता परिदुर्बलोऽसि नितरां प्रीतोऽस्मि ते दर्शनात् ।
इत्येवं समुपागतं द्विजवरं सम्भावयत्यादरा-
त्तेषां युक्तमशङ्कितेन मनसा गेहेषु गन्तुं सदा ॥ ४ ॥ (सु. र. भां.)

પોતાને ઘેર આવેલ બ્રાહ્મણને અથવા અતિથિને જોઈને પધારો, ભલે પધાર્યા, આ આસન ગ્રહણ કરો, કેમ લાંબો વખત થયાં દેખાતા નથી, હમણાં શું નવીન છે, કેમ દુર્બળ દેખાઓ છો ? તમારાં દર્શનથી મને ખુશી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જેઓ સત્કાર કરે છે તેઓને ઘેર હમેશાં નિઃશંક મનથી જવું યોગ્ય છે. પણ તેથી વિપરીત આચરણવાળાને ઘેર જવું યોગ્ય નથી.૪

સત્પુરૂષનો શત્રુતરફ પણ પ્રેમભાવ.

[illegible]न्ति [illegible]निजासना[illegible]तशिरः पृच्छन्ति च स्वागतं,
सन्तुष्यन्ति भजन्ति यान्ति च चिरं [illegible] सङ्गतिम् ।
[illegible]स्त्रान्तो [illegible] तेन सततं सन्तः समं [illegible],
किं वा [illegible] [illegible]ऽपि हि जने कुर्वन्ति जल्पन्ति च ॥ ५ ॥ (सू. मु.)

સત્પુરુષો પોતાની પાસે આવેલ શત્રુને પણ શું કરતા નથી ? અને શું કહેતા નથી ? જેમકે તેમને દેખીને પોતાના આસન ઉપરથી ઉભા થાય છે, મસ્તક નમાવીને કુશળતા પૂછે છે, તથા સંતોષ પામે છે, સત્કાર કરે છે, લાંબા વખત સુધી પ્રેમમય થઈ વાતચિત કરે છે અને વચનામૃત બોલીને સંતોષ ઉત્પન્ન કરે છે. ૫

સ્નેહીતરફ સ્નેહ બતાવવા સત્પુરુષપાસે કંઈપણ સાધન નથી.

मागा इत्यपमङ्गलं व्रज इति स्नेहेन हीनं वच–
स्तिष्ठेति प्रभुता यथारुचि कुरुष्वेत्यत्युदासीनता ।
किं ते साम्पतमाचराम उचितं तस्योपचारं वचः,
प्रस्थानोन्मनसीत्यभीष्टमनुजे वक्तुं न शक्ता वयम् ॥ ६ ॥ (सू. मु.)

જ્યારે પ્રિય મનુષ્ય જવાને તૈયાર થાય છે ત્યારે કેવા શબ્દો બોલી તેમને પ્રયાણ કરાવવું તે કહેવાને અમો સમર્થ નથી. કારણ કે–જા નહિ. એમ કહેવામાં આવે તો અપશુકન થયાં ગણાય, કદાચ જા એમ કહીએ તો સ્નેહવિનાનું તોછડું વચન કહેવાય, ઉભો રહે એમ કહેવામા આવે તો આપણી તેના તરફ સત્તા બતાવી કહેવાય, કદાચ ઇચ્છા પ્રમાણે કર એમ જો કહેવામાં આવે તો અતિ ઉદાસીનતા બતાવી કહેવાય, હાલ તારા માટે શું સારૂં કરી બતાવું એમ જો કહેવામાં આવે તો એ ખોટો અને ડાળવાળો વિવેક બતાવ્યો કહેવાય. મતલબ કે સત્પુરૂષો ખરા વિવેકનું જરા પણ ઉલ્લંઘન કરતા નથી. ૬

[1]અદબ–શીખવાની અગત્ય.

" બહુચર ભલે આવીયાં, "—એ રાગ *

સુણો સમજુ સકળ નરનારીઓ, વધે માણસમાં જેમ માપ, અદબ શીખો એટલી.
સારી અદબ જો રાખવા શીખશો, થશો ઉત્તમ પંક્તિનાં આપ. અદબ૦ ૧
સારૂં મનુષ્ય આવે ઘેર આપણે, “આવોજી !” કરીએ સલામ; અદબ૦
ઉભાં થઇને આદરમાન આપીએ, પછી પૂછીએ હોય જે કામ. અદબ૦ ૨
કાંઈ કારણે પરઘેર જો જાઓ, ઊભા રહેજો જઈ ઘર બહાર; અદબ૦
રજા માગી પછી ઘરમાં પેસજો, રહેજો મન દેખો તેટલી વાર. અદબ૦ ૩
છાની વાત કરે જ્યાં માણસ મળી, વણુ તેડયાં ન જઇએ ત્યાંય; અદબ૦
વણુ બોલાવ્યા વચમાં ન બોલીએ, કડવું કથન ન કાઢીએ કાંય; અદબ૦ ૪

૧ દલપતકાવ્ય. * આ રાગ લાંબા સ્વરથી ધોળમાં ગવાય છે, અને ટુંકા સ્વરથી ગરબીમાં ગવાય છે.

વાંસો ઉદર ઉઘાડાં ન રાખીએ, ઉંચે ઘાંટે ન કરિયે ઉચ્ચાર; અદબ૦
છેડો વસ્ત્રનો મુખ આડો રાખીએ, આવે બગાસું કે ઓડકાર. અદબ૦ ૫
સભામાં બહુ સંભાળી બેસીએ, જેવો આપણો હોય અધિકાર; અદબ૦
મોટા જનને ઉઠી માગ આપીએ, નીતિશાસ્ત્રનો એ છે આધાર. અદબ૦ ૬
કોઈ ધનના, વિદ્યાના, કે અમલના, અધિકારથી મોટા મનાય; અદબ૦
તેની માન મરજાદા ન તોડીએ, તોડયે જરૂર બેઅદબી જણાય. અદબ૦ ૭
પૂછે મત તો પોતે મત આપીએ, અતિ આગ્રહમાં નથી સ્વાદ; અદબ૦
માને નહિ તો ત્યાં ચુપ રહી બેશીએ, વડા સાથે નં વદિયે વિવાદ. અદબ૦ ૮
કોઈના કરમાંથી ચીઠી કે ચોપડી, ખેંચી લઇએ ન વાંચવા કામ; અદબ૦
લેવી હોય તો માગીને લીજીએ, આપે તો લઇ કરિએ સલામ. અદબ૦ ૯
કોઇને ટુંકારે કદિ ન બોલાવીએ, હોય દીન કે ઘરકેરો દાસ; અદબ૦
ઘરમાં નાનાં મોટાં સઉ માણુસે, એમ કરવો અદબનો અભ્યાસ. અદબ૦ ૧૦
"ફરમાવો," "બીરાજો," "ભોજન કરો," એવા અદબના શબ્દ અનેક; અદબ૦
સારાં માણુસે તે શીખી રાખવા, વળી શીખવો વચન વિવેક. અદબ૦ ૧૧
હશીએ નહિ ખડખડતે મુખે, કોઈ સાથે ન લડિયે લડાઈ; અદબ૦
કોઈ કડવાં વચન કહે ક્રોધથી, સુણી ચુપ રહીએ શરમાઈ. અદબ૦ ૧૨
મર્મ વચનનાં બાણુ જે મારવાં, કહીયે નાદાન જનનું તે કામ; અદબ૦
ક્ષમા રાખે તે તો મોટું માનવી, તેને લોક વખાણે તમામ. અદબ૦ ૧૩

મૂર્ખતા કહો કે અવિવેક કહો એ જ્યાંસુધી આપણે જાણી શકતા નથી ત્યાં સુધી ખરા વિવેકનું આપણુને ભાન થતું નથી. માટે અવિવેકનું ભાન થવાથી શુદ્ધ વિવેક જણાઈ આવે છે. જેમકે આપણે કાંકરાને ઓળખી શકતા નથી ત્યાં સુધી ઘઉંથી તેને દૂર કરી શુદ્ધ ઘઉં સંઘરી શકતા નથી. તેમ અવિવેક-વાળાં વર્તનને દૂર કરી શકતા નથી અને વિવેકશૂન્ય ને વિવેકયુક્ત વર્તનને ગ્રહણ કરી શકતા નથી, માટે તે ઓળખવા ખાતર હવે આ સત્કાર અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

# अविवेक—अधिकार.

અવિવેક કે જેનો નિવાસ માત્ર દુર્જનોમાંજ હોય છે તે અવિવેકની શરૂઆત કયાંથી થાય છે ? તેનું ઘણા ઓછા મનુષ્યોને ભાન હોય છે. આ બાબત માત્ર વચન તથા શરીરથી શરૂ થતી નથી, પણ મનો-ભાવનાથીજ આનો આરંભ થાય છે અને તે અવિવેક માનસિક વાચિક અને કાયિક, એમ ત્રણ પ્રકારે થયા કરે છે. તો તેનું સ્વરૂપ યથાર્થ જાણીને અવિ-વેકથી અટકવું એ સર્વ મનુષ્યપ્રાણીનું કર્તવ્ય છે. તે બાબત જણાવવાસારૂ આ અધિકારને ઉપયોગી માન્યો છે.

### માત્ર ભાવનાના અવિવેકથી સાતમી નરકની પ્રાપ્તિ.

अनुष्टुप्. (१ थी ४).

अविवकात्नर्मत्स्य स्तन्दुलोऽन्यतिमिष्वलम् ।
ग्रासात्यान्तर्मुहूर्तां नरकं याति सप्तमम् ॥ १ ॥ } पा. च.

મત્સ્યોમાં બે ઘડી જેનું આયુષ છે એવો તંદુલ નામનો એક નાનો મત્સ્ય તિમિંગિલ નામના મત્સ્યની આંખની પાંપણમાં રહે છે તે, તે મત્સ્યના મુખમાંથી માછલાંઓ નિકળતાં દેખી નીચે જણાવ્યા મુજબ આર્તિ ( પીડા ) કરવા માંડે છે તે અવિવેકના કારણથી સાતમી નરકને પ્રાપ્ત થાય છે. ૧ *

### યુક્તિને આધારે સંસાર ખાબોચીયું થઈ જાય છે.

युक्त्या सन्तरतो ह्यस्य, संसारो गोष्पदाकृतिः ।
दूरसन्त्यक्तयुक्तेस्तु, महागाधार्णवोपमः ॥ २ ॥ } (शा. प.)

---

* સ્વયંભૂરમણ મહાસાગરમાં એક હજાર યોજનના વિસ્તારવાળો તિમિંગિલ નામનો મત્સ્ય હોય છે તેની આંખની પાંપણમાં એક તંદુલ નામનો મત્સ્ય ઉત્પન્ન થાય છે તે જ્યારે તિમિંગલમત્સ્ય પોતાનું મુખ ફાડીને અનેક જળજંતુઓને પોતાના મ્હોહામાં પ્ર-વેશ કરાવી દે છે અને જ્યારે પેટ પૂર્ણ થયું ત્યારે તે વધારાના પાણીને ફુંફાડો મારી બ્હાર કાઢે છે ત્યારે તેમાં અનેક નાનાં માછલાંઓ નીકળી જાય છે તેને જોઇ પ્રથમ જ-ણાવેલો તંદુલ નામનો મત્સ્ય તે માછલાંઓ તેના ગ્રાસમાંથી નીકળતાં દેખી આર્તિ કરવા માંડે છે કે હાય આ માછલાંઓ બચી જાય છે અને જો હું તિમિંગલ મત્સ્ય જેવડો હોત તો એકપણ જીવતું ન જવા દઊં. આ અવિવેકથી તે માત્ર બે ઘડીના આયુષવાળો છે તેથી તેટલા વખતમાં મરણ પામી સાતમી નરકને પ્રાપ્ત થાય છે.

યુક્તિથી સંસારને તરતા જ્ઞાની મનુષ્યને સંસાર ગાયના પગલાતુલ્ય થઈ જાય છે અને જેણે યુક્તિનો છેટેથીજ ત્યાગ કરી દીધો છે એવા અવિવેકી પુરૂષને સંસાર મહાન્ અગાધ સમુદ્રસમાન થઈ જાય છે. ૨

અવિવેકી પુરૂષ પરિણામે લક્ષ્મીહીન બને છે.

निर्विवेकं नरं नारी, प्रायोऽन्यापि न कांक्षति ।<br>
किं पुनः श्रीरियं देवी पुरुषोत्तमवल्लभा ॥ ३ ॥ } (सू. मु.)

જગતમાં નિર્વિવેકી પુરુષને ઘણુંકરી બીજી પ્રાકૃત સ્ત્રી પણ ચહાતી નથી ત્યારે શ્રી પુરુષોત્તમ વિષ્ણુની પ્રિયા આ શ્રી લક્ષ્મીજી ( ધનદેવી ) તેનો ત્યાગ કરે તેમાં શું કહેવું ? ૩

કયે સ્થાનકે ન જવું તે સમજવાની રીત.

नाभ्युत्थानक्रमो यत्र, नालापा मधुराक्षराः ।<br>
गुणदोषकथा नैव, तत्र हर्म्ये न गम्यते ॥ ४ ॥ } (सू. मु.)

જ્યાં પૂજ્ય પુરૂષો પધારે ત્યાં ઉભા થઇને માન આપવાનો રીવાજ નથી અને જ્યાં મીઠા અક્ષરોવાળી વાતચીત નથી તથા જ્યાં જ્યાં ગુણદોષ જાણવાની રીતિ નથી ત્યાં હવેલી હોય તોપણ જવું યોગ્ય નથી. ૪

વિદ્વાનની વિદ્વત્તાની સફળતા બતાવે છે.

आर्या.

पाण्डित्यमेतदेव हि, यत्परगुणचित्तवृत्ति विज्ञानम् ।<br>
शास्त्रविदोऽप्यमतज्ञाः, कस्याप्रियतां न गच्छन्ति ॥५॥ } (सू. मु.)

જે બીજાના ગુણો તથા ચિત્તની વૃત્તિને વિશેષે કરીને જાણી જવું, એજ જગતમાં વિદ્વાનોનું પાંડિત્ય છે ( વિદ્વત્તા છે ) કારણ કે શાસ્ત્રોને જાણતા હોય તોપણ બીજાના મતને જેઓ જાણી શકતા નથી તે પુરુષો ક્યા મનુષ્યના અપ્રિયપણાને પામતા નથી ? અર્થાત્ આખા જગત્‌ને અપ્રિય થાય છે. ૫

અવિવેકભરેલું સાહસકર્મ ન કરવું.

वैतालीयः.

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ।<br>
वृणुते हि विमृश्यकारिणं, गुणलुब्धा स्वयमेव सन्मतिः ॥ ६ ॥ } (सू. मु.)

કોઈપણ દિવસ સાહસકાર્ય ન કરવું, કારણ કે અવિવેક તે પરમ આપત્તિઓનું સ્થાન છે. ગુણોમાં લુબ્ધ( આસક્ત ) એવી સન્મતિ ( ઉત્તમ બુદ્ધિ ),

વિચાર કરી કાર્ય કરનાર પુરુષને પોતાની મેળે વરે છે, એટલે શુભ બુદ્ધિ વિચારવંત મનુષ્યનેજ પ્રાપ્ત થાય છે. ૬

વિવેકશૂન્યનું લક્ષણ.

शार्दूलविक्रीडित.

आयाते च तिरोहिते यदि पुनर्दृष्टोऽन्यकार्ये रतो,
वाचि स्मेरमुखो विषण्णवदनः स्वक्लेशवादे मुहुः ।
अन्तर्वेश्मनि वासमिच्छति भृशं व्याधाति यो भाषते,
भृत्यानामपराधकीर्त्तनपरस्तन्मन्दिरं न व्रजेत् ॥७॥ (सु. र. भा.)

કોઇ પોતાને ઘેર આવે ત્યારે પોતે સંતાઇ જાય, કદાચ તે ભાળી જાય તો જૂઠું કામ કરવા મંડી જાય, છતાં બોલાવામાં આવે તો હસી પડે અને કંટાળાવાળું મુખ કરી વારંવાર પોતાના દુઃખની વાર્તા આગળ ધરે; તથા ઘરમાં રહેવાની ઇચ્છા બતાવે અને પોતાને અમુક પીડા છે એમ ગાયા કરે. તેમ નોકરોના અપરાધો ગાવામાં તત્પર રહે તેવા મનુષ્યને ઘેર ન જવું. ૭

અવિવેક એ દુઃખના સ્થાનમાં ઉતારનાર છે, માટે ડાહ્યા મનુષ્યે તેનો અવશ્ય ત્યાગજ કરવો. એ અવિવેકને દાબી દેવામાટે લજ્જાળુ બનવું, કારણ કે અગ્નિને શમાવવો હોય ત્યારે તેના વિરોધી સ્વભાવવાળા જળની જરૂર પડે છે તેમજ શરમ સેવ્યાવિના અવિવેક દૂર જતો નથી, એમ વિચારી આવતો લજ્જા-અધિકાર ગ્રાહ્ય માની આ અવિવેક અધિકારને દૂર ખસેડયો છે.

## लज्जा अधिकार.

લજ્જા કુલીન સ્ત્રીઓનું ઉત્તમ ભૂષણ છે. ઉત્તમ સ્ત્રીઓમાં તથા ઉત્તમ પુરુષવર્ગમાં ઉત્તમ પ્રકારની તે લજ્જા ક્યાં સુધી હોય છે તે બાબત જણાવવાસારૂ આ અધિકાર આરંભાય છે.

મનસ્વી ( શરમાળ ) તિરસ્કાર સહન નહિ કરે.

अनुष्टुप्. ( १--२ )

ब्रूत नूतनकूष्माण्डफलानां के भवन्त्यमी ।
अङ्गुलीदर्शनाद्येन, विलीयन्ते मनस्विनः ॥ १ ॥ (सू. मु.)

( હે મિત્રો ! ) તમે કહો કે આ લજ્જાવાળા મનસ્વી પુરુષો નૂતન કૂ-

ક્ષ્માંડનાં ફૂલો ( કોળાના કાચા નચાં ) ના શું સમ્બંધમાં થતા હશે ? કારણ કે માત્ર આંગળી બતાવવા વિગેરેથી તેઓ સંકોચને પ્રાપ્ત થાય છે, અર્થાત્ પ-તકાળાનાં નચાં જેમ ફક્ત હાથની આંગળીના બતાવવાથી કરમાઈ જાય છે તેવી રીતે લજ્જાવંત પુરુષો અંગુલીમાત્રના તિરસ્કારને સહન કરી શકતા નથી. ૧

પાંચ બાબતમાં અવશ્ય શરમ તજવી.

धनधान्यप्रयोगेषु विद्यासङ्ग्रहणेषु च ।
आहारे च विहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥ २ ॥ } (सू. मु.)

ધન ધાન્યના પ્રયોગો ( વ્યાપાર વિગેરે ) માં, વિદ્યાભ્યાસ કરવામાં, આ-હારમાં ( જમવામાં ), અને વિહારમાં ( ફરવા હરવામાં ), જે મનુષ્ય લજ્જા એટલે વગર જરૂરનો સંકોચ છોડી પ્રવૃત્ત થાય છે તે સુખી થાય છે. ૨

* લજ્જાગુણ ઉપર વિજયકુમારની કથા.

પહોળા કિલ્લાવાળી અને વિસ્તાર તથા સમૃદ્ધિ એ બે પ્રકારથી મહાન એવી વિશાળા નામે નગરી હતી, ત્યાં જયતુંગ નામે રાજા હતો, તેની ચંદ્ર-વતી નામે સ્ત્રી હતી. તેમનો લજ્જારૂપ નદીઓનો સમુદ્ર અને પ્રતાપથી સૂર્યને જીતનાર અને પરોપકાર કરવામાં તત્પર એવો વિજય નામે પુત્ર હતો. એક દિવસે રાજમહેલમાં રહેલા તે કુમારને કોઈક યોગી હાથ જોડી પ્રણામ કરીને આ રીતે વિનવવા લાગ્યો. હે કુમાર ! મારે આજ કાળી આઠમની રાતે ભૈરવ શ્મશાનમાં મંત્ર સાધવો છે, માટે તું ઉત્તરસાધક થા. કુમાર તેના ઉપરોધથી તે વાત કબૂલ રાખી, હાથમાં તરવાર લઈ તે સ્થાને પહોંચ્યો. પછી યોગીએ ત્યાં પવિત્ર થઇને કુંડમાં અગ્નિ સળગાવી અને તેમાં રાતી કણિયાર તથા ગુ-ગ્ગુળ વગેરે હોમવા લાગ્યો. તેણે કુમારને કહ્યું કે ઇહાં સહજમાં અનેક ઉપ-સર્ગ થશે, તેમાં તારે બીક નહિ ખાતાં હિમ્મતમાં રહી ક્ષણભર પણ ગફલત નહિ કરવી. પછી તે પોતાના નાકપર દૃષ્ટિ લગાવી મંત્ર જપવા લાગ્યો, અને કુમાર પણ તેના પડખે તરવાર હાથમાં ધરી ઉભો રહ્યો, એટલામાં એક ઉત્તમ વિદ્યાવાન્ વિદ્યાધર ત્યાં આવ્યો, તે પોતાના લલાટે હાથ જોડી કુમારને કહેવા લાગ્યો. હે કુમાર, તું ઉત્તમ સત્ત્વવાન્ છે, તું શરણાગતને શરણ કરવા લાયક છે, વળી અર્થિઓનાં મનવાંછિત પૂરણ કરવામાં તું કલ્પવૃક્ષસમાન છે. માટે હું જ્યાં લગી મારા દુશ્મન ગર્વિષ્ઠ વિદ્યાધરને જીતીને ઇહાં આવું ત્યાં લગણ આ મારી સ્ત્રીને તારે પુત્રીમાફક સંભાળવી. કુમાર હુશિયાર છતાં પણ શું કરવું એવા વિચારમાં મુંઝાઈ પડયો, તેટલામાં તો તે વિધાધર ઝટ ત્યાંથી ઉ-

* ધર્મરત્ન પ્રકરણ ભાગ ૧ લો.

ઠીને નજરથી વેગળો જતો રહ્યો. એટલામાં ત્યાં હાથમાં કાતર પકડેલ હોવાથી ભયાનક લાગતો, તરવાર અને શાહીની માફક કાળા શરીરવાળો અને ચણોઠીની માફક લાલ આંખોવાળો, તેમજ અટ્ટાટ્ટહાસ્યથી ફૂટતા બ્રહ્માંડના પ્રચંડ અવાજને પણ જીતનારો અરે "મારો-મારો-મારો" એમ પોકાર પાડતો એક રાક્ષસ ઊઠયો. તે યોગિને કહેવા લાગ્યો કે અરે અનાર્ય અને અકાર્ય કરવામાં સજ્જ રહેનાર, આજે પણ મારી પૂજા કર્યા વગર તું આ કામ કરે છે, માટે હે ધીઠ, આજે તારો નાશ થનાર છે. મારા મુખમાંથી નીકળતો અગ્નિ તને અને આ કુમારને પણ તણખલાની માફક જલદી બાળી નાખશે, કારણ કે એણે પણ કુસંગ કર્યો છે. તેનાં વચન સાંભળવાથી ગુસ્સે થઇને કુમાર કહેવા લાગ્યો કે, અરે તુંજ આજે મોતના દાંતમાં પડનાર છે. જ્યાંસુધી હું પાસે ઊભો છું ત્યાં સૂધી એને ઇંદ્ર પણ વિઘ્ન કરી શકે તેમ નથી, એમ બોલતોથકો ઝટ કુમાર તે રાક્ષસપાસે આવી પહોંચ્યો. હવે તે બે કોપથી ભ્રકુટિ બાંધીને અને હોઠ દાબીને એક બીજાને પ્રહાર કરવા લાગ્યા તથા કઠોર વચનોથી તર્જના કરવા લાગ્યા. તેમ કરતાથકા તે દૂર ગયા તેટલામાં નવા રજનીકર (ચંદ્રમા) ની માફક તે કુટિલ રજનીચર (રાક્ષસ) ક્ષણવારમાં અદૃશ્ય થઈ ગયો. ત્યારે કુમાર પાછો વળી આવીને જોવા લાગ્યો તો યોગી મરેલો તેણે દીઠો તેથી તે ભારે વિષાદ પામી તે વિદ્યાધરીને જોવા લાગ્યો. તે પણ તેના જોવામાં નહિ આવી એટલે તે લુંટાયો હોય તેમ ઝંખવાણો પડી પોતાને નિંદવા લાગ્યો કે અરે હું શરણાગતને પણ રાખી શકયો નહિ. એટલામાં તે ખેચર જલદી ત્યાં આવીને કુમારને કહેવા લાગ્યો કે તારા પ્રભાવે કરીને મેં મારા હુશિયાર દુશ્મનને પણ મારી નાખ્યો છે. માટે હે પરનારી સહોદર, શરણાગતને રાખવા વજ્રપિંજરસમાન સુધીર, નિર્મળ કાર્ય કરનાર કુમાર, મારી પ્રાણપ્રિયા મને આપ. પરાયા કાર્ય સાધવામાં તત્પર આ જીવલોકમાં તારા જેવો બીજો કોઈ નથી, અને તારા જન્મથી જયતુંગ રાજાનો વંશ શોભિત થએલ છે. આ રીતે જેમ જેમ તે વિદ્યાધર તેની સ્તુતિ કરવા લાગ્યો તેમ તેમ કુમાર ભારે ઉદ્વિગ્ન થઇને લાજથી કાંધ નમાવી કંઈ પણ બોલી શકયો નહિ. ત્યારે તેના પ્રત્યે ફરીને જખમમાં ખાર નાખીયે તેમ તે વિદ્યાધર ખારી વાણી બોલવા લાગ્યો, કે જો તારે મારી સ્ત્રીનો ખપ હોય તો હું આ જાઉં છું. તારા જેવા મહાપુરૂષને જો મારી સ્ત્રી કામ આવે તો પછી શો વધારે લાભ મેળવવો છે? માટે તું લગારે ખેદ મ કર. એમ કહીને વિદ્યાધર ઊડતો થયો, ત્યારે કુમાર વિચારવા લાગ્યો કે અરેરે! હું બહુ પાપી થયો અને મેં મારા નિર્મળ કુળને દૂષિત કર્યું. અરે દૈવ, વિજયકુમાર શર-

જુગતને રાખી શકયો નહિ, એટલામાંજ તું નહિ ધરાયો કે જેથી વળી તું મને પરસ્ત્રીથી કલંકિત કરાવે છે! લજ્જાવાન્ મહાપુરૂષો પ્રાણ ત્યાગ કરે એ સારૂં છે, પણ ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળા કલંકિતજનોનું જીવવું નકામું છે. અત્યંત પવિત્ર હૃદયવાળી આર્યા માતાની માફક ગુણસમૂહની ઉત્પાદક લજ્જાને અનુસરતા તેજસ્વી જનો પોતાના પ્રાણોને સુખે મૂકી આપે છે, પણ તે સાચા વ્રતની ટેકવાળા જનો પોતાની પ્રતિજ્ઞા મેલતા નથી. આ રીતે ચિંતામાં પડેલા કુમારને કોઈક કાંતિવાળો દેવ પોતાના આભરણની પ્રભાથી બધી દિશાઓને ઝળકાવતો થકો કહેવા લાગ્યો. હે કુમાર તું ખેદ મ કર, પણ આ મારૂં કલ્યાણકારી વચન સાંભળ. ત્યારે કુમાર બોલ્યો કે મારા કાન તારૂં વચન સાંભળવા તૈયારજ છે. દેવ બોલ્યો કે વીરપુર નગરમાં જિનદાસ નામે ઉત્તમ શેઠ છે, તે તેના ગુરૂજનથી શિક્ષા પામેલ છે અને અતિધર્મિષ્ઠ તથા નિર્મળ દૃષ્ટિવાળો છે. તેનો અતિવલ્લભધન નામે એક મિથ્યાદૃષ્ટિ મિત્ર છે, તેણે એક વખતે વિષયસુખ છોડીને તાપસની દીક્ષા લીધી. ત્યારે જિનદાસ વિચારવા લાગ્યો કે આ ઓછા જ્ઞાનવાળા પણ જો આ રીતે પાપથી ડરીને વિષની માફક વિષયોને તજે છે, તો ભવના સ્વરૂપને સમજનારા અને જિન પ્રવચન સાંભળવાથી જાણવાયોગ્ય વસ્તુને જાણનારા નિર્મળ વિવેકવાન્ અમારા જેવા તે વિષયોને કેમ નહિ છોડિયે? એમ ચિંતવીને વિનયપૂર્વક વિનયંધર ગુરૂની પાસે વ્રત લઈ અનશન કરી મરીને સૌધર્મ દેવલોકમાં તે દેવતા થયો. તેણે અવધિજ્ઞાનથી પોતાના મિત્રને વ્યંતર થએલો જોયો, તેથી તેને બોધ આપવા ખાતર તેણે પોતાની ઋદ્ધિ તેને બતાવી. ત્યારે વ્યંતર ચિંતવવા લાગ્યો કે અરે! મનુષ્યજન્મ પામીને તે વખતે મેં જો જિનધર્મ સેવ્યો હોત તો હું કેવો સુખી થાત. અરે જીવ! તેં કલ્પવૃક્ષની માફક ગુણવાન્ ગુરૂ સેવ્યા હોત તો ભયંકર દારિદ્રયની માફક આ નીચદેવપણું નહિ પામત. અરે જીવ, જો તેં જિનવચનરૂપ અમૃતનું પાન કર્યું હોત, તો ભારે અમર્ષરૂપ વિષવાળું આ પરવશપણું નહિ પામત. ઈત્યાદિ બહુ પ્રકારે શોક કરીને પોતાના મિત્ર–દેવતાના વચને કરીને તે ભાગ્યશાળી વ્યંતર મોક્ષરૂપ તરૂના બીજસમાન સમ્યકત્વને રૂડી રીતે પામ્યો. પછી તે દશ હજાર વર્ષની પોતાની સ્થિતિ જાણીને તે દેવતાને કહેવા લાગ્યો કે હે પરકાજુ દેવ, હું મનુષ્ય થાઉં તો ત્યાં પણ મને તું પ્રતિબોધ આપજે. તે દેવે તે વાત કબૂલ કરી–બાદ તે વ્યંતર ત્યાંથી ચવીને તું થયો છે–તું જો કે એકાંત શૂરવીર છે, છતાં હજુ ધર્મનું નામ પણ જાણતો નથી. તેથી તને બોધવા માટે મેં આ ભારે માયા કરી છે. કારણ માનવાળા પુરૂષો પાછા પડયા શિવાય પ્રતિબોધ પામતા નથી. એમ સાંભળવાની સાથેજ

તેને અતિ સ્મરણ થતાં તેને પોતાનું ચરિત્ર સ્ફુટપણે ભાસમાન થયું, એટલે તે કુમાર તે દેવને વિનવવા લાગ્યો કે તેં મને ઘણો સારો બોધિત કર્યો. તુંજ મારો મિત્ર છે, તુંજ મારો બંધુ છે, તુંજ હમેશાં મારો ગુરૂ છે, એમ બોલીને તે દેવે આપેલ સાધુનો વેષ લઈ તેણે વ્રત લીધાં. પછી તે કુમાર કાયોત્સર્ગમાં ઊભો રહ્યો એટલે દેવતા તેને ખમાવી અને નમીને પોતાને સ્થાને ગયો. એટલામાં સૂર્ય ઉગ્યો. તે વેળાએ જયતુંગ રાજા પણ કુમારને શોધતોથકો ત્યાં આવી પહોંચ્યો, તે પુત્રને સાધુ થએલો જોઈને દીન થઈ શોકથી ગદ્ગદ્પણે નીચે મુજબ કહેવા લાગ્યો. અરે! સ્નેહવત્સળ વત્સ, તેં આ રીતે અમને કેમ છેતર્યા? હે નિર્મળ યશવાળા પુત્ર, હજુ પણ તું રાજ્યની ધુરા ઉપાડવાને ધોરીપણું ધારણ કર. વૃદ્ધ અવસ્થાને ઉચિત આ વ્રતને તું ત્યાગ કર, હે શક્તિવાળા અને ન્યાયશાળી કુમાર, તારા વચનામૃતનું આ જનને પાન કરાવ. આમ બોલતા તે તીવ્ર મોહવાળા રાજાને બોધ આપવામાટે કુમારમુનિ કાયોત્સર્ગ પાળીને આ રીતે કહેવા લાગ્યો. હે નરેંદ્ર, આ રાજ્યલક્ષ્મી વીજળીની માફક ચપળ છે, તેમજ તે અભિમાન માત્ર સુખની દેનાર છે, વળી સ્વર્ગ અને મોક્ષના માર્ગમાં વિઘ્નરૂપે રહેલ છે. વળી તે નરકના અતિ દુઃસહ દુઃખનું કારણ છે, તથા ધર્મરૂપ ઝાડને બાળવા માટે અગ્નિજ્વાળા સમાન છે, માટે એવી રાજ્યલક્ષ્મીવડે કોણ મહામતિ પુરૂષ પોતાને વિડંબિત કરે.

દુનિયામાં પોતાની લાજ રહે એમ ઇચ્છનાર, વડિલો વિગેરેની મર્યાદા રાખનાર અને ખરાબ કામો કરતાં શરમાતો મનુષ્ય કદીપણ અવળે રસ્તે ચડતો નથી અને તેથી તે યોગ્ય માર્ગને ગ્રહણ કરી સુખી થાય છે, એટલું સંક્ષેપમાં સમજાવી નિર્લજ મનુષ્યો કેવા હોય તે જાણવા નિર્લજ્જ અધિકાર લેવા ધારી આ લજ્જા અધિકાર પૂર્ણ કરવામાં આવે છે.

## निर्लज्जाधिकार.

કેટલાક પુરુષો આગળના અધિકારમાં લખ્યા મુજબ લજ્જાસંબંધી—વિવેકને જાણતા નથી અને સર્વત્ર નિર્લજ્જ બની પોતાની પંડિતાઈ બતાવવા માંડે છે, એટલે આ કોણ પુરુષ છે? આનું શું જ્ઞાન છે? કેટલો અધિકાર છે? વિગેરે બાબતોનો વિચાર કર્યા સિવાય જ્યાં ત્યાં જેમ તેમ ભરડવા માંડે છે. ટૂંકામાં કહીએ તો,—

" एकां लज्जां परित्यज्य त्रिलोक्यविजयी भवेत् "

એક લાજને છોડીને મનુષ્ય આખા જગતનો વિજય કરનાર બની શકે છે. અર્થાત્ ખરાબ જાતની પ્રખ્યાતિને મેળવી શકે છે, ઈત્યાદિ નિર્લજ્જ લોકોનું તે અયોગ્ય લક્ષણ તેઓના ધ્યાનપર મૂકવા સારૂ આ અધિકારને સ્થાન આપવામાં આવ્યું છે.

ધરાર પટેલની સમજુતી.

अनुष्टुप्. ( १–२ )

जिह्वायाश्छेदनं नास्ति, न तालुपतनाद्भयम् ।
निर्विशेषेण वक्तव्यं, निर्लज्जः को न पण्डितः ॥ १ ॥ } (सू. मु.)

ગમેતેમ ભરડનારને જીભ ત્રુટી પડતી નથી અને તાળવું પડી જવાની બીક પણ હોતી નથી માટે જેમ ફાવે તેમ બોલવું, આમ નિર્લજ્જ થયેલો કયો પુરુષ પંડિત થઈ પડતો નથી? ૧

લજ્જા છોડી મુકે તો કોણ પંડિત ન કહેવાય!

दैवखातं च वदनमात्मायत्तं च वाङ्मयम् ।
श्रोतारः सन्ति सर्वत्र, निर्लज्जः को न पण्डितः ॥ २ ॥ } (सू. र.)

મ્હોઢું દૈવે (વિધાતાએ) ખોદેલું છે એટલે બનાવ્યું છે. અને ગમે તેમ બોલવું પોતાને આધીન છે, અને શ્રોતાલોકો પણ સર્વ ઠેકાણે છે. તેથી લજ્જા છોડી વર્તનાર કોણ પંડિત ન કહેવાય? આવું વર્તન કરવાવાળાને ખરેખર નિર્લજ્જ સમજવો. ૨

નિર્લજ્જનું નફટપણું.

*દોહરા. ( ૩ થી ૬ )

નિર્લજ નર લાજે નહિ, કર્યે કોટિ ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર. ૩
નિર્લજ જો લજ્જા ધરે, સરે ન સ્વારથ કામ;
જો વેશ્યા શરમાય તો, દેખે નહિ કદિ દામ. ૪
નિર્લજ નિર્લજ્જતા કરી, પોરસ [1] ધરે અપાર;
ભાંડ અધિક ભુંડું ભણી, જાણે હું હુશિયાર. ૫
કામીને સગપણ કશું, ભૂખ્યાને શું અખાજ;
પાપીને મન પાપ શું, નિર્લજને શી લાજ. ૬

---

*દલપતકાવ્ય ભાગ ૧ લો.　૧. પોરસ–ઉત્સાહ.

### [1]વાચાળ વિષે.

ઉપજાતિ વૃત્ત. ( ૭–૮ )

વાચાળ જો વાદ વૃથાજ થાપે, તથાપિ તે સત્ય કરીજ આપે;
ભરી સભામાં શત વાર ભૂલે, તથાપિ જીભે કદિ ના કબૂલે. ૭
વાચાળશું હોડ કદી ન કીજે, જાદૂગરોથી બળ બાંધિ બીજે;
સુજે ન તેના સઘળા શિરસ્તા, વિચિત્ર તેના છળની વ્યવસ્થા. ૮

### નફ્ટ—પશુ.

મનહર છંદ ( ૯ થી ૧૧ )

લાજ વિના રૂપ રંગ હોય તોય રાખરૂપ,
લાજ વિના ધૂળ જેવાં રથતા વદાન છે;
લાજ વિના વિનય વિચાર રહિ શકે નહિ,
લાજ વિના મોટાઇનું ખોટું અભિમાન છે.
લાજ વિના નામ ઠામ લોકમાં ન રહે ભાર,
લાજ વિના જગતમાં જ્યાં જુવો ત્યાં જાંન છે;
કેશવ કહે છે સાચી લાજ એજ મોટી વાત
એક લાજ વિના નર પશુની સમાન છે. ૯ ( કેશવ )

કૂકડને પકડવા શાણો સરદાર જતાં,
નાડું છુટયું કૂકડનું ત્યાં પેલો પોકારે છે;
કૂકડ કહે તું મને બાપ કહે તોજ બાંધું,
નહિ તો ન બાંધું તેની શરમ તો તારે છે;
મનાવતાં બીજી રીતે માને નહિ તેનું મન,
બાંધ બાપ નાડું અંતે એમ તે ઉચારે છે;
દાખે દલપતરામ દેખી લ્યો એ દાખલાથી,
નિરલજ જીતે અંતે લાજવંત હારે છે. ૧૦ (દલપત)

કાશી કેરા પંડિતની સાથે સભાવિષે વાદ,
વદવાને ઉઠયો ઠગ મૂરખ ઠગાઈથી;
હુંકારા ટુંકારા કરી તાડુકી તાડુકી તે તો,
તજી લાજ શરમને બોલ્યો તોછડાઇથી;
પંડિત તો તેના સામો એકે બોલ બોલ્યો નહિ,
રહ્યો સાંભળીને સર્વ રૂડી ગંભીરાઈથી; (દલપત)

---

૧ દલપતકાવ્ય ભાગ ૧.

સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
મૂર્ખ જાણે જીત્યો મારી વિદ્યાની વડાઈથી. ૧૧

ક્ષમાવાળા ક્ષમા રાખે ત્યારે દુષ્ટ તેને કહે,
બોલી જાણે નહિ માટે નાસવાની બારીઓ;
આબરૂ તજીને બોલતાં અદબ મૂકવાની,
હિમત ન રાખે ત્યારે કહે એ તો હારીઓ;
ઉપરા ઉપર બોલ બોલતાંજ બીહે નહીં,
જાહેર કરે છે તાત માતતણી જારીઓ;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
તેવી તો ચતુર ઘણી નારીઓ ચુનારીઓ. ૧૨

પોતે જે કાંઈ બોલે તેનું પોતાને ભાન ન હોય, આગળ પાછળની વાતોમાં પરસ્પર વિરોધ આવતો હોય તેની દરકાર ન હોય, વિદ્વાનલોકોની દૃષ્ટિમાં મૂર્ખતા વધારે વધારે સ્પષ્ટ થતી આવે છે એ વાતની પરવા ન હોય અને નિંદા, અપમાન, મશ્કરી તથા અપયશ થાય તોપણ શું ? એવો ફાંટો હોય તેમજ કોણ ભાવ પૂછે છે ? અથવા આપણી યુક્તિઓને કોણ કળી શકે છે ? અથવા ગમેતેમ ગપગોળા હાંકીને કે ગમેતેમ સાચું ખોટું કરીને આપણો સ્વાર્થતો સાધીએ છીએ, અને બીજાઓને ગમેતેમ રમાડીએ છીએ, દબાવીએ છીએ, ચમકાવીએ છીએ એ સઘળાં આપણાં પરાક્રમોજ છે, એવો ફાંકો હોય ત્યાં બેશરમપણું–મર્યાદાહીનપણું પોતાનું બળ જમાવે છે. પરંતુ બેશરમપણું નિંદાપાત્ર છે, ધર્મ–કર્તવ્ય–જીંદગીની ખરી ફરજ તેમાં પાછા પાડનાર છે. માટે તેનો ત્યાગજ કરવો જોઇએ, એમ સમજાવી અને વિચારશીલ પુરૂષોમાં મર્યાદાહીનપણું હોતું નથી, તેથી હવે પછી ઇંદ્રિયપરાજયને સ્થાન આપવાનું હોવાથી આ નિર્લજ્જાધિકારને અહીંજ અટકાવવામાં આવે છે.

# इन्द्रिय पराजय–अधिकार.

જ્યાંસુધી મનુષ્યો ઇંદ્રિયોઉપર જય મેળવી શકે નહિ ત્યાંસુધી આત્મનિંદાજ રહેવાની, એટલે જીવાત્મા સુધરી શકતો નથી. તેથી નિંદામાંથી આત્માને બચાવવો હોય તો ઇંદ્રિયોને પોતાના કાબુમાં રાખવી. તેમ નહિ કરવાથી "रङ्गमातङ्गपतङ्गभृङ्गमीना हताः पञ्चभिरेव पञ्च" એટલે હરણ, હાથી, પતં-

ગીડું, ભમરો અને માછલું એ પાંચ પ્રાણીઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોમાં અનુક્રમે એકેકમાં મોહ પામવાથી નાશ પામ્યાં છે, તો પાંચ વિષયને ધારણ કરનાર મનુષ્ય જો ચેતીને ન ચાલે તો તે મરેલોજ પડયો છે એમાં શંકા શું કરવી ? અર્થાત્ વિષયાધીન મનુષ્ય વીતરાગાધીન હોઈ શકે નહિ એ સમજાવવા આ અધિકારનો ઉદ્દેશ છે.

જાહેર ભ્રમ.

अनुष्टुप् (१ थी ३)

गिरिमृत्स्नां धनं पश्यन्, धावतीन्द्रियमोहितः ।
अनादिनिधनं ज्ञानं, धनं पार्श्वे न पश्यति ॥ १ ॥ (ज्ञा. सा.)

ઈંદ્રિયથી મોહિત થયેલો પુરૂષ પર્વતની માટીને ધનરૂપે જોઇને દોડે છે. આદિ અને અંતરહિત જ્ઞાનરૂપી ધન પાસે છતાં જોતો નથી. ૧

**વિવેચન**—શ્રોત્રાદિ ઇંદ્રિયથી તદ્વિષય સુખપ્રાપ્તિને અર્થે વ્યાકુલ થયેલો અવિવેકી-મૂઢ, પર્વતની માટીને કાંચન રત્નાદિ ધનરૂપે જોઇને સ્વજનાદિને ત-જીને તે લેવાને વિદેશમાં જાય છે. પણ તે ઇંદ્રિયોથી મોહિત થયેલો પુરુષ ઉત્પત્તિવિનાશરહિત એટલે અનાદ્યનંત સ્થિતિરૂપ જ્ઞાનરૂપ ધનને-અનંતકાલસુધી નિર્વાહ કરવાને સમર્થ એવા દ્રવ્યને-સમીપ છતાં જોતો નથી. ૧

પાંચ વકાર જો વધે તો મહા હાનિ થાય છે.

वैरवैश्वानरौ व्याधिवादव्यसनलक्षणाः ।
महानर्थाय जायन्ते, वकाराः पञ्च वर्द्धिताः ॥ २ ॥ (रू. च.)

વૈર, વૈશ્વાનર ( અગ્નિ ), વ્યાધિ ( રોગ ), વાદ ( કજીઓ ), અને વ્યસન ( અપલક્ષણ કે દોષ ) એ પાંચ વકાર જો કોઈ કારણથી વૃદ્ધિ પામ્યા તો મહા અનર્થ ઉત્પન્ન કરે છે. ૨

મસ્તકથી પર્વત ત્રોડવો એ તો હસવા જેવુ છે.

अनिषिध्याक्षसन्दोहं, यः साक्षान्मोक्तुमिच्छति ।
विदारयति दुर्बुद्धिः, शिरसा स महीधरम् ॥ ३ ॥ (कस्यापि.)

જે પુરુષ ઇંદ્રિયસમૂહને પોતાના કબજામાં નહિ રાખીને સાક્ષાત્ મુક્તિ ઇચ્છે છે; તે અવળી બુદ્ધિવાળો મનુષ્ય પોતાના મસ્તકથી પર્વતને તોડવા જેવું કરે છે અર્થાત્ ઇંદ્રિયો સ્વતંત્ર રહેવાથી કદી પણ મોક્ષ મળી શકતો નથી. ૩

પોતે કાળના મુખમાં છતાં બીજાને હણવું એ આશ્ચર્ય છે.

आर्या.

उरगग्रस्तार्धतनुर्भेकोऽश्नातीह मक्षिकाः शतशः ।
एवं गतायुरपि सन्, विषयान्समुपार्जयत्यन्धः ॥ ४॥ (का. गु. ८.)

જેમ સર્પના મોઢામાં આવી ગયેલ અર્ધ શરીરવાળો દેડકો આયુષ વિનાનો થઇને પુષ્કળ માખીઓને ખાય છે; તેમ અહીં કાળના મોઢામાં આવી ગયેલો મનુષ્ય પણ અંધ જેવો બનીને વિષયો ભોગવે છે. મતલબ કે ઇંદ્રિયોનો પરાજય નહિ કરનારા પુરુષો આવી મોહદશા ભોગવે છે. ૪

વિષયમાં રચ્યા પચ્યા રહેવાથી અનેક પ્રકારની હાનિ.

उपजाति. (५ थी ८)

संसारपाशो नरके निवासः, शिष्टेषु हासः सुकृतस्य नाशः ।
दास्यावकाशः कुयशोविलासो, भवन्ति नृणां विषयाभिषङ्गात् ॥ ५॥ (न. च.)

મનુષ્યોને વિષયના સંગથી સંસારમાં બંધન, નરકમાં નિવાસ, સત્પુરુષોમાં પોતાની હાંસી, પુણ્યનો નાશ, અને ખરાબ યશનો વિલાસ-( જગતમાં અપયશનો ફેલાવો ) થાય છે. તેમ દાસપણું કરવાની તક પણ આવે છે. ૫

મરણભય-પ્રમાદત્યાગ.

वध्यस्य चौरस्य यथा पशोर्वा, संप्राप्यमाणस्य पदं वधस्य ।
शनैः शनैरेति मृतिः समीपं, तथाखिलस्येति कथं प्रमादः ॥ ६ ॥ (अ.क.)

"ફાંસીની સજા થયેલ ચોરને અથવા વધ કરવાને સ્થાનકે લઈ જવાતાં
"પશુને મૃત્યુ ધીમે ધીમે નજીક આવતું જાય છે, તેવીજ રીતે સર્વને મૃત્યુ
"નજીક આવતું જાય છે, ત્યારે પછી પ્રમાદ કેવી રીતે થાય ?" ૬

અધિરોહણ—ગુજરાતી ભાષામાં એક કહેવત છે કે, **મા જાણે દીકરો મોટો થયો પણ આઉખામાંથી ઓછો થયો.** દરેક કલાક, દરેક મિનિટ અને દરેક સેકંડ પોતાનું કામ કર્યે જાય છે, તેથી ઘડીમાંથી પડતી રેતીની દરેકે દરેક કણીને સોનાની ગણીને તેનો સદુપયોગ કરવો. કુદરતી રીતે શરીરનું બંધારણ પણ ઉદ્યોગ તરફજ વલણ ધરાવે છે અને તેથી શારીરિક કે માનસિક કાર્ય કરતાં પોતાની ફરજ બજાવવા યત્ન કરવો, એ કર્તવ્યપરાયણતા છે.

વખતની દેવીને [1]અંગ્રેજીમાં આ પ્રમાણે ચિત્રી છે; તેના તાળવા ઉપર

---

1 Goddess of Time has been personified.

વાલની ચોટલી છે, પછવાડે માથું બોડું છે. પ્રસંગ-વખત-તક આવતાં તેને જે અગાઉથી પકડે છે તે તેની ચોટલી પકડી શકે છે અને તેનો લાભ મેળવે છે; જે પછવાડેથી પકડવા જાય છે તેના હાથમાં બોડું માથું આવે છે એટલે કે '**ગયો અવસર ફરીને આવતો નથી:**' માટે કોઈપણ તક હાથમાંથી જવા દેવી નહિ અને હૃદયમાં સોનેરી અક્ષરથી કોરી રાખવું કે '**વખત એ પૈસો છે.**' મૃત્યુથી ડરવું એમ અત્ર કહેવાનો ઉદ્દેશ નથી, પરંતુ ઉદ્દેશ એ છે કે **મૃત્યુને નજરમાં રાખી આળસ પ્રમાદ ન કરવાં, પણ અહર્નિશ કર્તવ્યપરાયણ રહેવું.** ૨

દુ:ખ ભય ટાળવાનો ઉપાય.

**बिभेषि जन्तो यदि दुःखराशेस्तदिन्द्रियार्थेषु रतिङ्कुथा मा ।**
**तदुद्भवं नश्यति शर्म यद्द्राक्, नाशे च तस्य ध्रुवमेव दुःखम् ॥७॥** (कस्यापि.)

હે પ્રાણી ! પુષ્કળ દુ:ખથી જો તું બીતો હો, તો વિષયમાં પ્રીતિ કર નહિ; કારણ કે વિષયમાંથી ઉત્પન્ન થયેલું સુખ જલદી નાશ પામે છે અને તે સુખના નાશ વખતે ચોક્કસ દુ:ખની પ્રાપ્તિ છે. ૭

અજિતેંદ્રિયની મૂઢતા

**न्यस्तं यथा मूर्ध्नि मुदात्ति मेषो, यवाक्षताद्यं बलिकल्पितः सन् ।**
**मृत्युं समीपस्थितमप्यजानन्, भुनक्ति मर्त्यो विषयांस्तथैव ॥ ८ ॥** (सु. र. भां.)

જેમ સમીપ ભાગમાં રહેલ મૃત્યુને નહિ જાણનાર બલિદાનને માટે તૈયાર થયેલ બકરો, પોતાની પૂજા થવાથી પોતાના મસ્તક ઉપર રહેલ જવ, ચોખા આદિ પૂજાની સામગ્રીને અને બીજા ખોરાકને હર્ષથી ખાય છે, તેમ મનુષ્ય પણ (મદોન્મત્ત બનીને) વિષયો ભોગવે છે. ૮

મન ઉપર વિષયની પ્રબળતા.

**वसन्ततिलका. (९-२१)**

**भिक्षाशनं तदपि नीरसमेकवारं,**
**शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।**
**वस्त्रं च जीर्णशतखण्डमयी च कन्था,**
**हा हा तथापि विषया न परित्यजन्ति ॥ ९ ॥** (भ. वै. श.)

રસરહિત એકવાર અને તે પણ ભીખ માગીને ખાવું, પૃથ્વી ઉપર શયન કરવું, પોતાનો દેહ તેજ ચાકર નોકર, જુની અને સો થીગડાંવાળી લં-

ગોટી એજ વસ્તુ છે. તોપણ વિષયો ( આવા મનુષ્યને પણ ) છોડતા નથી એ ખેદની વાત. ૯

ત્વગિંદ્રિયને વશ થવાથી થતી ખરાબી.

स्वेच्छाविहारसुखतो निवसन्नगानां,
भक्षद्वने किशलयानि मनोहराणि ।
आरोहणाङ्कुशविनोदनबन्धनादि,
दन्ती त्वगिन्द्रियवशः समुपैति दुःखम् ॥ १० ॥ (सु. र. सं.)

મરજી માફક હરવા ફરવાની સાથે સુખથી રહેનાર, અને વનને વિષે વૃક્ષનાં સુંદર કુંપળીયાં ખાનાર હાથી ત્વગિંદ્રિયને (હાથણી ઉપરના મોહને લીધે) વશ થવાથી પોતાની ઉપર મનુષ્યનું ચઢવું, કુંતણાં ખાવાં, અન્યની મરજી પ્રમાણે ચાલવું તથા બંધાવું વિગેરે અનેક દુઃખ ભોગવે છે. ૧૦ *

જીભને વશ થવાથી થતી દુર્દશા.

तिष्ठञ्जलेऽतिविमले विपुले यथेच्छं,
सौख्येन भीतिरहितो रममाणचित्तः ।
गृद्धो रसेषु रसनेन्द्रियतोऽतिकष्टं,
निष्कारणं मरणमेति षडीक्षणोऽत्र ॥ ११ ॥ (सु. र. सं.)

સ્વચ્છ અને પુષ્કળ પાણીમાં વિહાર કરનાર, સુખથી યુક્ત, ભયરહિત, અને આનંદયુક્ત ચિત્તવાળું એવું જે માછલું તે રસનાઇંદ્રિયથી રસોમાં લાલચવાળું થવાથી વગર કારણે દુઃખમય મરણ મેળવે છે. અર્થાત્ મચ્છીમારે લોઢાના વાંકા આંકડાના અણીવાળા ભાગપર રાખેલી લોટની લુગદીને ખાવા જતાં તે અણી તાળવામાં પેસી જઈ માછલું મરણ પામે છે. ૧૧

---

* પ્રથમ હાથીને જ્યારે દાંત વિગેરેના કારણથી મારવો હોય ત્યારે વનમાં પૃથ્વી વિષે એક મોટો ખાડો ખોદે છે, પછી તે ખાડાઉપર તરત ભાંગી જાય એવી સાંઠાસરખી વસ્તુઓ ગોઠવીને તેના ઉપર કોરા કાગળ પાથરી દે છે. પછી કાગળની એક હાથણી બનાવીને તે ખાડા ઊપર રાખે છે. હાથી ફરતો ફરતો તે કૃત્રિમ હાથણીને જોઇ કામવશ થઇ તે હાથણીતરફ દોડે છે, અને હાથી ખાડા ઉપર આવે છે કે ગોઠવેલી વસ્તુઓ સર્વ ભાંગી પડતાં તે ખાડામાં પડી જાય છે અને અંતે રીબાઇ રીબાઇને મરે છે.

घ्राणेंद्रियने वश थवाथी थती हानि.

नानातरुप्रसवसौरभवासिताङ्गो,
घ्राणेन्द्रियेण मधुपो यमराजधिष्ण्यम् ।
गच्छत्यशुद्धमतिरत्र गतो विसक्ति,
गन्धेषु पद्मसदनं समवाप्य दीनः ॥ १२ ॥ (सु. र. सं.)

ચિત્ર વિચિત્ર ઝાડોમાંથી પુટતા ફણગાની સુગંધીથી ખુશબોદાર અંગવાળો, મૂર્ખ ભ્રમર સુગંધોમાં વિશેષ આસક્તિ પામેલ હોવાથી કમળમાં પેસી રાંક બની, ઘ્રાણેંદ્રિયવડે છેવટ યમપુરીને પ્રાપ્ત થાય છે. ૧૨*

ચક્ષુરિંદ્રિયને વશ થવાથી આવતું માઠું પરિણામ.

सज्जातिपुष्पकलिकेयमितीव मत्वा,
दीपार्चिषं हतमतिः शलभः पतित्वा ।
रूपावलोकनमना रमणीयरूपे,
मुग्धोऽवलोकनवशेन यमास्यमेति ॥ १३ ॥ (सु. र. सं.)

રૂપ જોવામાં ખંતીલો હોવાથી સુંદર રૂપમાં મોહિત થયેલો મૂર્ખ પતંગીઓ, દીવાની જ્યોતને આ સુંદર ચંબેલીના પુષ્પની કળી છે એમ માનીને તે દીપની શિખા ઉપર પડીને જેમ મૃત્યુ પામે છે, તેમ મોહિત મનુષ્યનું સમજી લેવું. ૧૩

શ્રોત્રેંદ્રિયને લીધે દુઃખમાં પ્રવેશ.

दूर्वाङ्कुराशनसमृद्धवपुः कुरङ्गः,
क्रीडन् वनेषु हरिणीभिरसौ विलासैः ।
अत्यन्तगेयरवदत्तमना वराकः,
श्रोत्रेन्द्रियेण समवर्तिमुखं प्रयाति ॥ १४ ॥ (सु. र. सं.)

વનોમાં ફળો—ધરોના અંકુરો ખાવાથી પુષ્ટ અંગવાળો, વિલાસોથી હરિણીઓ સાથે ખેલતો આ કુરંગ—કાળીયાર મૃગ ( હરિણીપતિ ) ગાયનના શ-

* કમળ વિગેરેની ખુશબોમાં આસક્ત બની સાંજ પડી જાય તોપણ તેને નહિ છોડવાથી સાંજે કમળ બીડાઈ જાય છે એટલે ભમરો રાગને લીધે તેને કાપીને બહાર નીકળતો નથી અને તે કમળને હાથી કે વાંદરાં વિગેરે ખાઇ જાય છે તેમાં પેલો ભમરો પણ તેનો ચારો બની જાય છે.

બ્દોમાં અત્યંત મોહિત થવાથી ગરીબડા બની શ્રોત્રેન્દ્રિયને લીધે મૃત્યુના મુખમાં જાય છે.* ૧૪

†ત્રંબાવટી નગરીમાં રણુજીતસિંહ નામનો એક રજપુત રહેતો હતો તેને પોતાની ગરીબ સ્થિતિને લઇ પરદેશમાં દ્રવ્યોપાર્જન કરવા માટે ઇચ્છા પ્રદીપ્ત થવાથી પોતાની સ્ત્રી લાલબાને ગૃહવ્યવહાર ચલાવવામાટે યોગ્ય શિક્ષણ આપી તેણે પરદેશતરફ પ્રયાણ કર્યું. આહિં લાલબા શુભગુણાલંકૃત હોવાથી સત્ય અને નીતિમય માર્ગમાં પોતાનાં મનોબળને સુદૃઢ કરી પતિનું દીર્ઘાયુષ ઇચ્છતી દિન નિર્ગમન કરવા લાગી. મનોકલ્પિત સુખદુ:ખની જંજાળમાં નહિ મુઝાતાં અ-વકાશને વખતે પોતાને સંગીતનો શોખ વિશેષ હોવાથી પોતાનાં સુકોમળ હ-સ્તમાં સારંગી લઇ અહર્નિશ પોતાના ગૃહ ઉપરની અગાશીમધ્યે સુંદર ચોગાનમાં બેસી સંગીતકળાનું પઠન પાઠન કરવા લાગી.

એકદા સારંગીના મધુર સ્વર સાથે પોતાનો સુંદર સ્વર મીલાવી સંગી-તમાં તલ્લીન થએલ હતી, તેવામાં એક મૃગને પડખેની દિવાલ પાસે જ્યાં આગળ કોઈપણ મનુષ્યની આવજાવ નહોતી; ત્યાં આગળ સંગીતના મધુર સ્વરની સાથે લીન થએલ જોઇ લાલબા સાનંદાશ્ચર્ય પામી. સંગીતની પૂર્ણાહુતિ થતાં મૃગને પોતાને રસ્તે જતો જોઈ વિચક્ષણ બુદ્ધિવાળી લાલબા તે સ્થળે આવી તપાસ કરે છે, તો મૃગની નાભિમાંથી ખરી પડેલ કસ્તૂરી નિરખવામાં આવી. તેથી હર્ષપૂર્વક તે કસ્તુરી લઈ બજારમાં વેચી કરી પછી પોતાને ઘેર આવી. પોતાની ગરીબી સ્થિતિનો અસ્ત થવા માટે આવું અત્યુત્તમ કિંમતી સાધન પ્રાપ્ત થવાથી હમેશ ગૃહકામથી પરવારી બરાબર ટાઇમસર અગા-શીપર ચડી જઈ સંગીત લલકારવા લાગી. અને મૃગ પણ તે મધુર સ્વરનું શ્રવણ કરવામાટે ટાઈમસર હમેશાં આવવા લાગ્યો. તેથી લાલબાનું દારિદ્ર હમેશાં કસ્તૂરી મળવાથી દૂર જવા લાગ્યું. ક્રમે ક્રમે લક્ષ્મીનો વધારો થવાથી અમુક લક્ષ્મીનાં કેટલાંએક સુંદર રાચરચીલાંઓ ખરીદ કરી પોતાના ગૃહને એક દેવગૃહસમાન બનાવી દીધું. કેટલોક વખત વિત્યા પછી રણુજીતસિંહ પર-દેશની મુસાફરી કરી પોતાને ઘેર આવ્યો. પોતાની ગરીબી સ્થિતિને લઈ જીંદ-

---

* પારાધી જ્યારે હરણુકાંઓને મારે છે ત્યારે પ્રથમ વનમાં જઇ સુંદર વાજિંત્રો સાથે મનહર ગાયન ગાય છે એટલે મૃગલાં શબ્દથી મોહિત થઇ તે સાંભળવા પારાધીની નજીકમાં આવીને ઉભાં રહે છે. એ તક સાધી દુષ્ટ પારાધીઓ તેને અનેક પ્રકારથી મારે છે. તેમ તેવાં મનુષ્યોની ખુવારી પણ સમજી લવી.

† સત્યપ્રકાશ ભાગ ૧ લો.

ગીમાં પણ નહિ જોએલ સુંદર અને મનમોહક વસ્તુઓથી ગૃહ શણગારેલું જોઈ રણજીતસિંહનાં હૃદયમાં શંકારાક્ષસીએ ઘર ઘાલ્યું.

અનુક્રમે વિચારમાળાના મણકા ફેરવવામાં તે એટલોબધો વ્યાધિગ્રસ્ત બની ગયો કે તેના સુંદર ચહેરાપર શ્યામતાનો રંગ છવાઈ રહ્યો. અહાહા!!! મારી સ્રીને પરદેશ જતી વખતે પેટમાં પૂરૂં ખાવામાટે અનાજ પણ હું મુકી ગયો ન હતો. એટલુંજ નહિ પરંતુ ઘરમાં બે ચાર પિતળના લોટા અને પાણીના ઘડા સિવાય કાંઇપણ હતું નહિ. છતાં અત્યારે આ બધું હું શું જોઉં છું? ખરેખર કોઇ ધનાઢ્ય ગૃહસ્થસાથે આ સ્રી જુઠા પ્યારમાં સપડાએલી હોવીજ જોઇએ. અને તેથીજ આ બધી સામગ્રીઓ સંપાદન કરી લાગે છે. આવી રીતે જળતરંગોની માફક આંતરિક ઉર્મિઓ અંતરમાંજ શમાવી દઈ ચિંતારૂપી ચિતામાં તે પોતાનાં શરીરની આહુતિ આપવા લાગ્યો. તેવામાં મૃગને આવવાનો ટાઈમ થઇ જવાથી કસ્તૂરીની લાલચે હાથમાં સારંગી લઇ એકદમ લાલબા અગાશીપર ચડી ગઈ, અને સુંદર સ્વરથી સંગીત લલકારવા લાગી. મૃગ તો ક્યારનોએ આવી પોતાની જગ્યાઉપર મધુર સ્વરનું શ્રવણ કરવાની તીવ્ર ઈચ્છામાં લાલબાની વાટ જોતો બેસી રહ્યો હતો. તેને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થવાથી હર્ષાનંદની સાથ તે મધુર સ્વરનું શ્રવણ કરવા લાગ્યો.

ગૃહકામ પડતાં મુકી લાલબા પોતાના કોમળ કરમાં સારંગી લઈ એકદમ અગાશીપર ચડી ગાયન કરવા લાગી. તેથી રણજીતસિંહના હૃદયપટની અંદર અગ્નિમાં ઘી હોમાવા જેવું કાર્ય બન્યું. પોતાની શંકાને આ કાર્યે સહાનુભૂતી અર્પિ, તેથી ક્રોધાધિન થઈ સ્રીહત્યા કરવાના દ્રઢનિશ્ચયથી હાથમાં તીરકામઠું લઈ અગાશીપર ચડયો. ચડતાવેંતજ રણજીતસિંહની નજર પેલા મૃગ ઉપર પડી તેથી સ્રીહત્યા કરવાના બદલામાં મૃગહત્યા કરવા તેનું મન લલચાયું. સત્વર તીર ફેંકયું, અને મૃગ ઘાયલ થઈ પૃથ્વિપર ઢળી પડયો. અકસ્માત્ રંગમાં ભંગ પડેલો જોઇ લાલબા ગાભરી બની ગઇ; અને પોતાનો ઉપકારી એક નિરાધાર ત્રણભક્ષણ પ્રાણીપર આવો ત્રાસદાયક જુલમ ગુજારનાર કોણ? એમ ધારી ચોમેર દ્રષ્ટિ ફેરવવા લાગી. સારંગી અને લાલબાનો મધુર સ્વર બંધ પડવાથી મૃગ લાલબાને સંબોધી કહેવા લાગ્યો કે–

> વાય વાય મમ ખંચકર, જો શિર ધરણી ઢલંત;
> વિંધ્યા સોહી વિંધીયા, અણવિંધ્યા માલ ચરંત.

લાલબા! ઓ દયાળુ લાલબા!! તું તારો સારંગીસહિત મધુર સ્વર ચાલતોજ રાખ. જ્યાંસુધી મારૂં શિર ધરણીપર ઢળે નહિં ત્યાંસુધી આ તીર

કરતાં પણ તે મધુર સ્વરનો વિરહ મારાથી સહન થઇ શકે તેમ નથી. તારા મધુર સ્વરથી હું તો સદાને માટે વિંધાએલજ છું. પરન્તુ જે નથી વિંધાણા તે તો જંગલમાં જઇ સુખેથી માલ ચરે છે.

લાલબાનું પ્રેમાળ હૃદય ભરાઇ આવ્યું, આંખેથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો, અને પોતાનાપર ઉપકાર કરનારની અવસાનસ્થિતિ આવી દુઃખમય જોઇ આયુષની અસ્થિરતા તરફ તેના વિચારો સ્ફુરવા લાગ્યા. તપાસ કરતાં આ બધું કાર્ય પોતાના પતિનુંજ છે એમ જણાવાથી તેને મારવાનું કારણ પૂછતાં રણજીતસિંહે સર્વ સત્યહકીક્ત જાહેર કરી. તેથી મૃગના ઉપકારતળે મળેલી સંપત્તિનું પરિપૂર્ણ વર્ણન કરી બતાવી તેણે પતિના ચિત્તને શાન્ત કર્યું.

પ્રિય વાંચક !

કર્ણેન્દ્રિયને કબજામાં નહિ રાખતાં મૃગની કેવી દશા થઈ ? એમ જાણી તું તારા કાનને સદ્દમાર્ગમાં પ્રવર્તાવજે.

અજિતેંદ્રિયની થતી ખરાબી ઉપરથી મનુષ્યે લેવાનો બોધ.

एकैकमक्षविषयं भजताममीषां,
सम्पद्यते यदि कृतान्तगृहातिथित्वम् ।
पञ्चाक्षगोचररतस्य किमस्ति वाच्य-
मक्षार्थमित्यमलधीरधियस्त्यजन्ति ॥ १५ ॥ (सु. र. सं.)

એકેક ઇંદ્રિયવિષયને સેવનાર આ પ્રાણીઓ જો મૃત્યુના ઘરના અતિથિ થયા છે ( એટલે મૃત્યુ પામ્યા છે ) તો પછી પાંચે ઇંદ્રિયના વિષયમાં ડૂબેલ મનુષ્યનું તો શું કહેવું ? આમ સમજીનેજ શુદ્ધ અને ધીર બુદ્ધિવાળા પુરૂષો ઇંદ્રિયના વિષયોને તજે છે. ૧૫

જિતેંદ્રિય થવું બહુ મુશ્કેલ છે.

दन्तीन्द्रदन्तदलनैकविधौ समर्थाः,
सन्त्यत्र रौद्रमृगराजवधे प्रवीणाः ।
आशीविषोरगवशीकरणेऽपि दक्षाः,
पञ्चाक्षनिर्ज्जयपरास्तु न सन्ति मर्त्याः ॥ १६ ॥ (सु. र. सं.)

જે પુરૂષો બહેકી ગયેલા હાથીઓના દાંત ત્રોડવાના કાર્યમાં સમર્થ છે, જે પુરૂષો પ્રચંડ સિંહનો નાશ કરવામાં કુશળ છે અને જે પુરૂષો દાઢમાં ઝેરવાળા સર્પોને વશ કરવામાં પ્રવીણ છે, તેવા પુરૂષો પણ પંચેંદ્રિયના વિષયોને જીતવામાં કુશળ નથી અથવા આ સંસારમાં ઉપર જણાવ્યા તેવા પરાક્રમી પુરૂષો છે પણ પંચેંદ્રિયોના વિષયોને જીતનારા જોવામાં નથી આવતા. ૧૬

ઝેરમાં અમૃતની ભ્રાંતિ.

संसारसागरनिरूपणदत्तचित्ताः,
सन्तो वदन्ति मधुरां विषयोपसेवाम् ।
आदौ विपाककसमये कटुकां नितान्तं,
किम्पाकपाकफलभुक्तिमिवाङ्गभाजाम् ॥ १७ ॥ (सु. र. सं.)

સંસારરૂપી સાગરનું નિરૂપણ કરવામાં ધ્યાન આપનારા સંતપુરુષો કહે છે કે મનુષ્યોને વિષયની સેવા ( પ્રીતિ ) શરૂઆતમાં હમેશાં મીઠી છે પણ પરિણામે અત્યંત કડવી છે. ત્યાં દૃષ્ટાંતથી સમજાવે છે કે કિંપાક (વૃક્ષ વિશેષ)નાં પાકેલાં ફળનું ભોજન શરૂઆતમાં મધુર લાગે છે અને અંતે પ્રાણનો નાશ કરે છે તેમ વિષયો પણ જાણો. અર્થાત વિષયભોગથી સુખની આશા રાખવી એ વ્યર્થ છે. ૧૭

જેની વિષયમાં પ્રબળતા, તેની સર્વ ગુણોમાં નિર્બળતા.

तावन्नरो भवति तत्त्वविदस्तदोषो,
मानी मनोरमगुणो मननीयवाक्यः ॥
शूरः समस्तजनतामहितः कुलीनो,
यावद्धृषीकविषयेषु न सक्तिमेति ॥ १८ ॥ (सु. र. सं.)

જ્યાંસુધી મનુષ્ય ઇંદ્રિયોના વિષયો ( સંસારી ખોટા સુખ ) માં આસક્તિને પામ્યો નથી; ત્યાં સુધી તત્ત્વજ્ઞાતા, દોષરહિત, માની, સારોગુણવાળો મનન કરવાયોગ્ય વચનોવાળો, શૂરવીર, સર્વ મનુષ્યોએ સેવવા યોગ્ય અને કુલીન ગણાય છે. ૧૮

રાજા પરાણે રાંક બને, એ આશ્ચર્ય.

मर्त्यं हृषीकविषया यदमी त्यजन्ति,
नाश्चर्यमेतादेह किञ्चिदनित्यतातः ।
एतत्तु चित्रमनिशं यदमीषु मूढो,
मुक्तोऽपि मुञ्चति मतिं न विवेकशून्यः ॥ १९ ॥ (सु. र. सं.)

અનિત્યતાથી આ ઇંદ્રિયોના વિષયો મનુષ્યને છોડી દેછે એ જરાપણ આશ્ચર્ય નથી; પણ મુક્ત ( મહાત્મા ) પુરુષ વિવેક છોડીને મૂઢ બનીને આ વિષયોમાંથી મતિ તજે નહિ એટલે વિષયસુખમાં મગ્ન રહે એ ખરેખર હમેશાં આશ્ચર્ય ઉપજાવે છે. ૧૯

વિષયની દેવો ઉપર પણ સત્તા.

आदित्यचन्द्रहरिशङ्करवासवाद्याः,
शक्ता न जेतुमतिदुःखकराणि यानि ।
तानीन्द्रियाणि बलवन्ति सुदुर्जयानि,
ये निर्जयन्ति भुवने बलिनस्त एके ॥ २० ॥ (सु. र. सं.)

જે દુઃખકર ઇંદ્રિયોને જીતવાને સૂર્ય, ચંદ્ર, હરિ, શંકર અને ઇંદ્ર વગેરે દેવો પણ શક્તિવાળા નથી તે બળવાન અને ન જીતી શકાય એવી ઇંદ્રિયોને જેઓ જીતે છે તેઓજ આ જગત્‌માં ખરા બળવાન છે. ૨૦

ઉત્તમ સુખ મેળવવાનો મંત્ર.

सौख्यं यदत्र विजितेन्द्रियशत्रुदर्पः,
प्राप्नोति पापरहितं विगतान्तरायम् ।
स्वस्थं तदात्मकमनात्मधिया विलभ्यं,
किं तद्दुरन्तविषयानलतप्तचित्तः ॥ २१ ॥ (सु. र. सं.)

ઇંદ્રિયરૂપ શત્રુના દર્પને જીતી લેનારો પુરૂષ પોતાને વિષે સ્થિતિવાળું, આત્મસ્વરૂપવાળું, નિષ્પાપ અને નિર્વિઘ્ન જે સુખ પામે છે તે સુખ શું જેનો છેડોજ નથી આવતો એવા વિષયરૂપ અગ્નિથી તપેલા ચિત્તવાળો પુરૂષ પોતાની અનાત્મ બુદ્ધિવડે મેળવી શકે છે? નહિજ. ૨૧

કિંમતી મણિનો ત્યાગ કરી શંખલા વિણવાની મૂર્ખતા.

नानाविधव्यसनधूलिविधूतिवातं,
तत्त्वं विविक्तमवगम्य जिनेशिनोक्तम् ।
यः सेवते विषयसौख्यमसौ विमुच्य,
हस्तेऽमृतं पिबति रौद्रविषं निहीनः ॥ २२ ॥ (सु. र. सं.)

અનેક પ્રકારનાં દુઃખરૂપી ધૂળને દૂર ઉડાવી દેવામાં વાયુના જેવું કામ કરનાર અને જિન ભગવાને કહેલા એવા પવિત્ર તત્ત્વને જાણીને જે પુરુષ વિષય સુખને ભોગવે છે તે મૂઢ મનુષ્ય ખરેખર હાથમાં રહેલ અમૃતનો ત્યાગ કરીને હળાહળ ઝેર પીએ છે. ૨૨

જે વિષયાધીન, તે પરાધીન.

दासत्वमेति वितनोति विहीनसेवां,
धर्मं धुनाति विदधाति विनिन्द्यकर्म ।
रेफश्चिनोति कुरुतेऽतिविरूपवेषं,
किं वा हृषीकवशतस्तनुते न मर्त्यः ॥ २३ ॥ (सु. र. सं.)

ઇંદ્રિયાધીન મનુષ્ય શું શું કરતો નથી (અર્થાત્ નહિ કરવાનું સર્વ કરે છે) કારણ કે દાસ થાય છે, અધમની સેવા કરે છે, ધર્મ ગુમાવે છે, અતિ નિંદ્યકર્મ કરે છે, પાપ એકઠું કરે છે, અને બેડોળ રૂપ ધારણ કરે છે. ૨૩

વિષયો ભોગવવાથી કદી તૃપ્તિ થતીજ નથી.

अब्धिर्न तृप्यति यथा सरितां सहस्रै-
र्नोचेन्धनैरिव शिखी बहुधोपनीतैः ।
जीवः समस्तविषयैरपि तद्वदेव,
सञ्चित्य चारुधिषणस्त्यजतीन्द्रियार्थान् ॥२४॥ (सु. र. सं.)

જેમ હજારો નદીથી સમુદ્ર તૃપ્તિ પામતો નથી અને જેમ વારંવાર અનેક લાકડાં અગ્નિમાં નાખવાથી અગ્નિ શાંત થતો નથી; તેમજ જીવ પુષ્કળ સંસારી વિષયો સેવવાથી શાંત થતો નથી. તેથી ઊત્તમ બુદ્ધિવાળો ભવ્યજીવ સારી રીતે વિચારીને ઇંદ્રિયોના વિષયને (સાંસારિક સુખને) ત્યજે છે. ૨૪

દેખાવમાં સાકર પણ અનુભવે ફટકડી.

आपातमात्ररमणीयमतृप्तिहेतुं,
किंपाकपाकफलतुल्यमथो विपाके ।
नो शाश्वतं प्रचुरदोषकरं विदित्वा,
पञ्चेन्द्रियार्थसुखमर्थधियस्त्यजन्ति ॥ २५ ॥ (सु. र. सं.)

જેમ પાક વખતે કિંપાક વૃક્ષનાં ફળ ખાવામાં મધુર અને પરિણામે ઝેર છે; તેમ ઇંદ્રિઓનું સુખ ભોગવતી વખતે કેવળ મનોહર, પણ અંતે અતૃપ્તિના હેતુભૂત અને તે પણ અશાશ્વત, હમેશાં પુષ્કળ દોષોથી ભરપૂર છે. એમ જાણીને પણ વિષયીપુરુષો તજતા નથી. આત્મસાધનમાં નિશ્ચયવાળા પુરુષો પંચેન્દ્રિયના વિષયોને ત્યજે છે. ૨૫

અજિતેંદ્રિય પુરુષના ગુણોની નિષ્ફળતા.

विद्या दया द्युतिर[ऋ]जुतता तितिक्षा,
सत्यं तपो नियमनं विनयो विवेकः ।
सर्वे भवन्ति विषयेषु रतस्य मोघा,
मत्वेति चारुमतिरेति न तद्वशित्वम् ॥ २६ ॥ (सु. र. सं.)

વિદ્યા, દયા, શોભા, સરલતા, સહનશીલતા, સત્ય, તપશ્ચર્યા, નિયમ (પચ્ચખાણ-પ્રતિજ્ઞાવાળું વ્રત), વિનય અને વિવેક આ સર્વે જો કે ખરેખર હિ-

તકર ગુણો છે પરંતુ વિષયાસક્ત પુરૂષને તેનું કંઈ ફળ મળતું નથી. એમ જાણી મતિમાન પુરુષો તેને વશ થતા નથી. ૨૬

સંસારી વાસનાની પ્રબળતાથી પાપમાં પ્રવૃત્તિ.

लोकार्चितं गुरुजनम् पितरं सवित्रीम्
बन्धुं सनाभिमबलां सुहृदं स्वसारम् ।
भृत्यं प्रभुं तनयमन्यजनं च मर्त्यो
नो मन्यते विषयवैरिवशः कदाचित ॥ २७ ॥ (सु. र. सं.)

વિષયોરૂપ શત્રુને વશ થયેલો પુરૂષ લોકપૂજ્ય ગુરૂઓને, પિતાને, માતાને, બંધુને, કુટુંબીને, પોતાની સ્ત્રીને, મિત્રને, બેહેનને, નોકરને, ઇષ્ટદેવને, પુત્રને અને બીજાં કોઇપિણ માણસોને માનતો નથી. અર્થાત્ તેઓના તરફ જેવા પ્રકારનું વર્ત્તન રાખવું વાજબી ગણાય તેવા પ્રકારનું વર્ત્તન બિલકુલ રાખી શકતો નથી. ૨૭

વિષયાંધ મનુષ્ય નીચામાં નીચું કૃત્ય પણ કરે છે.

लोकार्चितोऽपि कुलजोऽपि बहुश्रुतोऽपि,
धर्मस्थितोऽपि विरतोऽपि शमान्वितोऽपि ।
अक्षार्थपन्नगविषाकुलितो मनुष्य-
स्तन्नास्ति कर्म कुरुते न यदत्र निन्द्यम् ॥ २८ ॥ (सु. र. सं.)

લોકોમાં પૂજ્યભાવને પામેલ, કુલીન, બહુશ્રુત, ધર્મનિષ્ઠ, વૈરાગ્યને પામેલ, અને સમતાવાળો હોય તોપણ જે મનુષ્ય વિષયરૂપી સર્પના વિષથી વ્યાકુળ બન્યો ( મનમાં જો સંસારવાસના ઉત્પન્ન થઇ ) તો પછી આ સંસારમાં એવું કોઈ નિંદ્યકર્મ નથી કે જે તે મનુષ્ય ન કરે. અર્થાત વિષયાસક્તિને લીધે ગમે તેવું નિંદ્યકર્મ પણ કરે છે. ૨૮

ઈન્દ્રિયપરાજયથી થતા ફાયદા.

येनेन्द्रियाणि विजितान्यतिदुर्द्धराणि,
तस्याविभूतिरिह नास्ति कुतोऽपि लोके ।
श्लाघ्यं च जीवितमनर्थविमुक्तमुक्तं,
पुंसो विविक्तमतिपूजिततत्त्वबोधैः ॥ २९ ॥ (सु. र. सं.)

જેણે અતિ સંકટવાળી ઇંદ્રિયો જીતી છે તેનું અકલ્યાણ આ જગતમાં

ક્યાંય નથી, ત્યારે પરલોકમાં તો ક્યાંથીજ થાય ? તથા તે પુરુષનું જીવતર વૈરાગ્ય બુદ્ધિવડે માન રાખવા જેવા તત્ત્વજ્ઞાની પુરુષોએ અનર્થ રહિત તથા વખાણવાયોગ્ય કહેલું છે. ૨૯

મોહ વારી શકાય તેમ નથી.

शिखरिणीवृत्त. (३०–३२)

अजानन् माहात्म्यं पततु शलभो दीपदहने
स मीनोप्यज्ञानाद्बिडिशयुतमश्नातु पिशितम् ।
विजानन्तोप्येते वयमिह विपज्जालजटिला-
न्न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा ॥ ३० ॥ (भ. श.)

(અગ્નિના) માહાત્મ્યથી અજ્ઞાન પતંગ, તીવ્ર અગ્નિમાં પડે છે; મત્સ્ય પણ અજ્ઞાનથી જ માંસવાળી આંકડી ગળે છે; પરંતુ આપણે તો આ સઘળું જાણવા છતાં પણ સંસારના, વિપત્તિથી આવૃત વિષયોને છોડી શકતા નથી. અરેરે, એ મોહમહિમા શું ઓછો ગહન છે ? ૩૦

વિષયાસક્તિથી થતી વિપરીત બુદ્ધિ.

तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि
क्षुधार्तः सन् शालीन् कवलयति शाकादिवलितान् ।
प्रदीप्ते रागाग्नौ सुदृढतरमाश्लिष्यति वधूं
प्रतीकारो व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥ ३१ ॥ (भ. श.)

મનુષ્ય, તૃષાથી મુખ સૂકાતું હોય ત્યારે મધુર અને સુગંધી જળનું પાન કરે છે, ભૂખ લાગે ત્યારે શાકવગેરે સહિત ભાતનું ભોજન કરે છે અને સ્નેહરૂપી અગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે વધૂને આલિંગન કરે છે, એવી રીતે વ્યાધિના ઉપાયને 'આ સુખ છે' એમ (મનુષ્યો) વિપરીત માને છે. ૩૧

મદનની વિટમ્બના.

कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो
व्रणी पूयक्लिन्नक्रिमिकुलशतैरावृततनुः ।
क्षुधा क्षामो जीर्णः पिठरककपालार्पितगलः
शुनीमन्वेति श्वा हतमपि च हन्त्येव मदनः ॥ ३२ ॥ (भ. श.)

સુકાઈ ગયેલો, કાણો, લંગડો, બુચો, બાંડો, પરુવહેતાંવ્રણવાળો, હજારો કીડાઓપડેલા શરીરવાળો, ભૂખથીદુર્બળથઈગયેલો, જીર્ણ અને જેને ગળે કચ-

રાની હાંડીનો કાંઠલો ભરાઈ રહેલો છે એવો કુતરો પણ વિકળની માફક કુતરી પાછળ ભમ્યા કરે છે, ત્યારે ખરેખર મદન, મરેલાને પણ મારે જ છે. ૩૨

વિષયાસક્ત પ્રાણીની લોલુપતા તથા નિર્લજ્જતા.

हरिणी.

कृमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं,
निरुपमरसप्रीत्या खादन् खरास्थि निरामिषम्।
सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते,
न हि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ॥ ३३ ॥　(भ. वै. श.)

જીવડાના સમૂહથી વ્યાપ્ત, લાળથી ભીનું, પુષ્કળ દુર્ગંધવાળું, જેને જોવાથી અણગમો થાય એવું તથા માંસરહિત એવું જે ગધેડાનું હાડકું છે; તેને અતિ સ્વાદથી પ્રીતિવડે ખાતો કુતરો પાસે ઉભેલ ઇંદ્રને પણ જોઇને શરમાતો નથી; કારણ કે અધમ પ્રાણી પોતે સ્વીકારેલ વસ્તુની હલકાઈ ગણતો નથી. ૩૩

ઇંદ્રિય સમૂહની પ્રબળતા.

शार्दूलविक्रीडित.

आत्मानं कुपथेन निर्गमयितुं यः शूकलाश्वायते,
कृत्याकृत्यविवेकजीवितहृतौ यः कृष्णसर्पायते ।
यः पुण्यद्रुमखण्डखण्डनविधौ स्फूर्जत्कुठारायते,
तं लुप्तव्रतमुद्रमिन्द्रियगणं जित्वाशुभंयुर्भव ॥ ३४ ॥　(सिं. प्र.)

વ્રતમુદ્રાનો લોપ કરનાર તે ઇંદ્રિય સમૂહને જીતીને તું કલ્યાણ પામવાનો અધિકારી થા. કે જે ઇંદ્રિય સમૂહ જીવાત્માને ખરાબ રસ્તે ખેંચી જવામાં તોફાની ઘોડાના જેવું કામ કરનાર છે, કર્ત્તવ્ય તથા અકર્ત્તવ્યના વિવેકનું જીવિત હણવામાં કાળા સર્પના જેવો છે અને પુણ્યોરૂપ વૃક્ષસમૂહને કાપવામાં સજેલા કુહાડાજેવો છે. તે વ્રતમુદ્રાનો લોપ કરનારા ઇંદ્રિયસમૂહને જીતીને તું કલ્યાણ પામવાનો અધિકારી—સુખી થા. (તે વગર સુખીથવાય તેવું નથી.) ૩૪

ઇંદ્રિયવશવર્તિની મૂર્ખતા.

ते धत्तूरतरुं वपंति भवने प्रोन्मूल्य कल्पद्रुमम्,
चिन्तारत्नमपास्य काचशकलं स्वीकुर्वते ते जडाः ।
विक्रीय द्विरदंगिरींद्रसदृशं क्रीणंति ते रासभं,
ये लब्धं परिहृत्य धर्म्ममधमा धावंति भोगाशया ॥३५॥　(सिं. प्र.)

જે મૂર્ખ પુરૂષો પ્રાપ્ત થયેલા ધર્મને ત્યજીને વિષય વાંછનાને અર્થે દોડી રહ્યા છે તે મૂઢો પોતાના ઘર આગળ ઉત્પન્ન થયેલા કલ્પવૃક્ષને કાઢી નાંખીને ધંતુરાના વૃક્ષને વાવે છે. અને ચિંતામણીનો ત્યાગ કરીને કાચના કટકાને સ્વીકારે છે તથા પર્વત જેવા ઉંચા હાથીને વેચીને ગધેડાને ખરીદે છે. ૩૫

વિષય એ સુખના નહિ પણ કેવળ દુઃખનાજ કારણરૂપ છે.

तत्त्कारकपारतन्त्र्यमचिरान्नाशः सतृष्णान्वयै-
स्तैरेभिर्निरुपाधिसंयमभृतो बाधानिदानैः परैः।
शर्मभ्यः स्पृहयन्ति हन्त विषयानाश्रित्य यद्देहिन-
स्तत्क्रुध्यत्फणिनायकाग्रदशनैः कण्डूविनोदः स्फुटम् ॥३६॥ (कस्यापि.)

શાંત સંયમને ધારણ કરનારાને વિઘ્નરૂપ એવા જે ઉત્કટ તૃષ્ણાયુક્ત વિષયોથી કારણ ( ઇંદ્રિય પ્રેરક પુરૂષ ) ને પરાધીનપણું હોય છે, એટલુંજ નહિ પણ ટુંક વખતમાં તેનો નાશ થઈ જાય છે એટલે પ્રભુથી વિમુખ અને કુપથગામી બને છે. તેથી ખેદથી કહેવું પડે છે કે જે મનુષ્યો ઇંદ્રિયોનો આશ્રય લઇ સુખ ઈચ્છે છે તે તો કેવળ ફુંફવાડા નાખતા સર્પરાજના દાંતના અગ્ર ભાગ ઉપર ખરજ મટાડવાનો ઉપાય કરે છે એ સુસ્પષ્ટ છે અર્થાત્ સર્પના દાંતસાથે હાથની ખરજ મટાડવી દુર્લભ છે, કારણ કે તે સર્પ તરતજ કરડે છે ને તેથી મનુષ્ય અવશ્ય મરણ પામે છે તેમ સંસારી વિષયોથી જે સુખ ઈચ્છવું તે કેવળ આત્મદશાથી વિમુખ કરનારૂં છે. એટલે ઇંદ્રિય સંબંધિ વિષય-સુખ તે ખરૂં સુખ નથી. ૩૬

જેમ ઝેર મિશ્રિત દૂધ તે દૂધ નથી, તેમ ભયવાળુ સુખ તે સુખ નથી.

आनन्दाय न कस्य मन्मथकथा कस्य प्रिया न प्रियाः
लक्ष्मीः कस्य न वल्लभा मनसि नो कस्याङ्गजः क्रीडति।
ताम्बूलं न सुखाय कस्य न मतं कस्यान्नशीतोदकं,
सर्वाशाद्रुमकर्त्तनैकपरशुर्मृत्युर्न चेत्स्याज्जने ॥ ३७ ॥ (का. स. गु.)

સર્વ આશારૂપી વૃક્ષને કાપવામાં તત્પર કુહાડારૂપી મત્યુ જો મનુષ્યને પ્રાપ્ત ન થતું હોત તો શૃંગારી કથા કોને આનંદ આપતી નથી ? પ્રિયાઓ કોને પ્રિય નથી ? લક્ષ્મી કોને વહાલી નથી ? પુત્ર મનમાં કોને આનંદ આપતો નથી ? તાંબૂલ કોને સુખ આપતું નથી ? અન્ન તથા શીતળ પાણી કોને ગોઠતું નથી ? પણ જ્યાં મૃત્યુ તૈયાર ઉભેલ છે ત્યાં એમાનું કાંઈપણ સુખરૂપ નથીજ થતું. ૩૭

મધુબિંદુનું દૃષ્ટાંત.

कश्चित्काननकुञ्जरस्य भयतो नष्टः कुबेरालयः,
शाखालग्रहणं चकार फणिनं कूपेत्वधोदृष्टवान् ।
वृक्षो वारणकम्पितोऽथ मधुनो बिन्दूनितो लेढि स
लुब्धश्चामरखान्दितोऽपि न ययौ संसारसक्तो यथा॥३८॥ (जै. र.)

કોઇ પુરૂષ વનમાં ગયો ત્યાં એક હાથીને જોઈ તે ભય પામ્યો એટલે કૂવાઉપર વડલાની વડવાઈ લટકતી હતી તે ગ્રહણુ કરી કૂવામાં ટીંગાઇ રહ્યો. કૂવામાં નીચું જોવા લાગ્યો તો ચાર મોટા સર્પ ( અજગર ) આંટા મારતા જોયા. અને ઉપર જોયું તો પોતે જે વડવાઈ ઝાલી રાખી છે તેને એક ધોળો તથા કાળો એમ બે ઉંદર કાપી રહ્યા છે. તથા જે વડવાઈ ઝાલી છે તે વડવાઈ વાળી ડાળી ઉપર એક મધપુડો રહેલો છે. ત્યારબાદ હાથી આવીને વડને હલાવા લાગ્યો એટલે મક્ષિકાઓ ઉડી અને પેલા લટકતા પુરુષને કરડવા લાગી તેમજ મધપુડો ફૂટયો એટલે મધનાં બિંદુઓ માથા ઉપરથી થઇને હોઠ ઉપર આવ્યાં તે જીભથી ચાટયાં તેથી સારી મીઠાશ આવી. વારંવાર પડતાં મધ બિંદુઓને ચાટવા લાગ્યો. તે વખતે આકાશચારી કોઈ એક વિદ્યાધરે તે કૂવામાં લટકતા પુરુષને કીધું કે હે ભાઈ! હું તુંને વિમાનમાં બેસાડી મારી સાથે લઇ જાઉં અને આ દુઃખમાંથી છોડાવું. માટે મારી સાથે સાથે ચાલ. આવા શબ્દો વિદ્યાધરના સાંભળ્યા છતાં મધમાં મોહિત થવાથી તે વિદ્યાધરને તેણે ના પાડી.* ૩૮

*ઉપનય—સંસારીજીવરૂપ પુરુષ ચૌદરાજલોકરૂપી વનમાં ભમતાં કાળરૂપ હાથીને ભાળીને સંસારરૂપ કૂવામાં આયુષ્કર્મની પ્રકૃતિરૂપ વડવૃક્ષની ડાળને પકડીને રહ્યો છે તે કૂવામાં ચારગતિરૂપ મોટા ચાર અજગર ( સર્પ ) ડાચું ફાડીને રહ્યા છે. પકડેલી ડાળને પણ દિવસ અને રાત્રિરૂપી ધોળો અને કાળો ઉંદર કાપી રહ્યા છે. વળી તે આયુષ્યરૂપ વડવૃક્ષને કાળરૂપી હાથી ઉખેડવા લાગ્યો છે. તે વૃક્ષની ડાળઉપર પાંચે ઈંદ્રિયોના વિષયરૂપ મધપૂડામાંથી તેના ભાગીદાર સ્વજન કુટુંબરૂપ મક્ષિકાઓ અનેક પ્રકારની ઉપાધિરૂપ ચટકા ભરે છે તથાપિ વિષયરૂપ બિંદુના સ્વાદમાં તે સંસારીજીવ એવો લલચાયો છે કે તેને સંત મહાત્મારૂપ વિદ્યાધર પુરુષ ધર્મરૂપી વિમાનમાં બેસાડી સ્વર્ગ વા અપવર્ગરૂપી મેહેલમાં લઇજવાને દયાભાવથી કહી રહ્યા છે તોપણુ વિષયરૂપ મધપુડામાંથી પડતા બિંદુનો સ્વાદ તે જીવ છોડી શકતો નથી અને ધર્મરૂપ વિમાનમાં બેસી શકતો નથી. તેને તે સ્વાદમાં કાળરૂપ હાથી આયુષ્યરૂપ વડવૃક્ષને ઉપાડી નાંખશે ત્યારે સંસારીજીવ ચારગતિરૂપ જે અજગરો છે તેમાંથી એકના મુખમાં પડી રીબાશે. આવી રીતે આ જીવને અનંતકાળ થયાં તેથી તેવાં ને તેવાં અનંત મરણુ પણુ થયાં છે તોપણુ તે બિંદુનો સ્વાદ હજી સુધી છોડી શકતો નથી તે આશ્ચર્ય છે. ૩૮

## *ઈંદ્રિયાધિન ઉપર સત્યકીની કથા.

૧ ભરતક્ષેત્રમાં વિશાલાનગરમાં ચેડા નામે રાજા રાજ્ય કરતા હતા. તે પરમ જૈનધર્મી હતા, તેમને સાતપુત્રીઓમાં સુજયેષ્ઠા તથા ચેલણા એવે નામે બે પુત્રીઓ હતી. તેને માંહોમાંહે ઘણો સ્નેહ હતો. જેમકે શયન, ભોજન, સ્નાન, દાન સર્વ એકઠાં કરે. તે ગામમાં કોઈ પરિવ્રાજિકા આવીને પોતાના શૌચમૂલ ધર્મનાં વખાણ કરતી હતી. એકદા તે પરિવ્રાજિકા કન્યાના અંતઃપુરમાં ગઈ. ત્યાં તેને સુજયેષ્ઠાએ વાદ કરી જીતી નિભૂંછીને કાહાડી મૂકી, તે વખતે પરિવ્રાજિકાએ રોષ કરીને એવો નિશ્ચય કર્યો કે એ બાલિકાને હું મહોટા સંકટમાં નાખું ! જેથી મહારૂં વૈર વળી આવે. એમ ચિંતવી પછી સુજયેષ્ઠાનું રૂપ પાટીયામાંહે તાદશ ચિતરાવ્યું. તે રૂપ શ્રેણિક રાજાને જઈ દેખાડયું. તે જોઈ શ્રેણિક રાજાએ કામવિહ્વલ થઇને ચેડારાજા ઉપર દૂત મોકલી કન્યાની માગણી કરાવી, પણ ચેડારાજાએ માગણી સ્વીકારી નહિ.

ત્યારે અભયકુમાર પોતે શ્રેણિકરાજાનું તાદૃશરૂપ પટ્ટઉપર ચિત્રાવી તે લઈ વિશાલા નગરીમાં આવીને અંતઃપુરની પાસે સુગંધી વસ્તુની દુકાન માંડી બેઠા. જ્યારે અંતઃપુરમાંથી સુજયેષ્ઠાની દાસી સુગંધી વસ્તુ લેવા આવે, ત્યારે તેને બહુમૂલી વસ્તુ અલ્પમૂલ્યે આપે. અને તે દાસીને શ્રેણિક રાજાનું રૂપ પણ દેખાડે. દાસીએ રૂપને વખાણતાં સુજયેષ્ઠાની આગલ વાત કરી અને તે રૂપ મંગાવી સુજયેષ્ઠાને દેખાડયું. તે જોઈ મોહ પામીને એકાંતે શ્રેણિક રાજા ઉપર તે રાગિણી થઇ. તે વાત અભયકુમારે જાણીને એક સુરંગ ખોદાવી તે માંહેથી શ્રેણિકને તેડાવ્યો, તેની આગલ સુજયેષ્ઠા પણ આવી. પછી એટલામાં સુજયેષ્ઠા આભરણ લેવા પાછી ગઇ, એટલામાં સુજયેષ્ઠાને જોવા સારૂ ચેલણા તે સુરંગમાં આવીને રાજા શ્રેણિક આગલ ઉભી રહી. રાજા તેનેજ સુજયેષ્ઠા જાણી તત્કાલ ઘોડાઉપર ચડાવીને ચાલતો થયો.

પાછળથી સુજયેષ્ઠા પણ આભરણનો કરંડીયો લઈ સુરંગમાં આવી, શ્રેણિક રાજાને જોવા લાગી પણ રાજાને ચેલણા સહિત દીઠો નહિ, તેવારે પોકાર કર્યો, તે ચેડારાજાએ સાંભળ્યો, અને તે મદદ કરવા દોડયો. તેને સુરંગમાંહે શ્રેણિકરાજાએ આવતો દીઠો, તે વખતે સુલસાના બત્રીશ પુત્ર આવી ઉભા રહ્યા. રાજા શ્રેણિક ચેલણાને લઇ નીકળી ગયો. ચેડારાજાએ એક બાણ માર્યું તે વાગવાથી પુત્ર પડી ગયા. સમુદાયકર્મ લાગ્યું. પછી સુજયેષ્ઠાએ વિચાર્યું જે મેં

*સિંદૂરપ્રકર ટીકા.

એક ચિંતવ્યું અને બીજું થયું ! એમ ચિંતવી . વૈરાગ્યરંગવાસિત થઈ શ્રી વીરની પાસે જઈ દીક્ષા લઈ તેને નિરતિચારપણે પાળવા લાગી.

એવા અવસરમાં કોઇક પેઢાલ નામે વિદ્યાધર અનેક વિદ્યાઓનો નિધાન છે, તે વૃદ્ધપણું પામ્યો; ત્યારે વિદ્યા દેવાયોગ્ય પાત્ર શોધવા લાગ્યો, પણ તાદૃશ પાત્ર કોઇ મળે નહિ. જે સુશીલ કામરહિત સ્ત્રી હોય વળી બ્રહ્મચારિણી હોય, તેના ઉદરથી જે પુત્ર ઉત્પન્ન થાય તે ઉત્તમ જાણવો. તેવા પાત્રને વિદ્યા દેવાથી બહુ ફલદાયક થાય. એમ નિર્ધારી તેવી સ્ત્રી જોવા માટે પેઢાલ વિદ્યાધર ફર્યા કરે, તેણે એકદા દીક્ષાની પાલનારી શીલવ્રત ધરનારી સુજયેષ્ઠાને દીઠી, તેવારે વિદ્યાને બળે અંધકાર કરી જેમ સુજયેષ્ઠાના જાણવામાં ન આવે, તેવી રીતે તેના ગર્ભમાં, ભ્રમરાનું રૂપ કરી વીર્ય પ્રક્ષેપ્યું. પછી થોડે થોડે તેને ગર્ભનાં ચિન્હ પ્રગટ થવા લાગ્યાં, પણ શ્રી મહાવીરે તેને નિર્વિકારી કહી તેથી સજ્યાતર શ્રાવકે ઘરમાં રાખી. ત્યાં પૂર્ણ માસે પુત્ર પ્રસવ્યો, તેનું સાત્યકી એવું નામ દીધું. તે સાધ્વીઓને ઉપાસરે મ્હોટો થવા લાગ્યો, ત્યાં જે જે સાધ્વીઓ ભણે, તે સર્વ સાંભળવાથી તેણે સર્વ શાસ્ત્ર કંઠે કરી લીધાં.

એકદા કોઈ કાલસંવર વિદ્યાધર અને સાત્યકી શ્રી વીરના સમોસરણમાં બેઠાથકા ઉપદેશ સાંભળે છે ત્યાં સાત્યકીએ ભગવાનને કહ્યું કે મહારાજ! હું મિથ્યાત્વને પરહું કરી સમુદ્રમાં નાખી દઇશ. તેને ભગવાને કહ્યું કે તારાથી તો ઉલટું વિશેષ મિથ્યાત્વ પ્રચલિત થશે. તેટલામાં કાલસંવર વિદ્યાધરે પૂછયું કે હે ભગવન્! મને કોનાથી ભય થશે ? ત્યારે ભગવાને કહ્યું કે એ સાત્યકીથી તુને ભય થશે ! તે સાંભળી વિદ્યાધરે વિચાર્યું જે એ બાલકનું માહારી આગલ શું ગજું ! એમ ચિંતવી સાત્યકીને પગની ઠેસ મારીને જતો રહ્યો, તે દેખી સાત્યકીના મનમાં મ્હોટો વિષાદ ઉપજ્યો. પછી સાત્યકી જ્યારે મ્હોટો થયા ત્યારે પેઢાલે તેને રોહિણી પ્રમુખ વિદ્યાઓ શીખવી. તે વિદ્યાઓ સાધતાં કાલસંવર વિધાધર તેને અંતરાય કરવા લાગ્યો. પરંતુ પૂર્વજન્મના વચનથી તે વિદ્યાદેવી થોડે થોડે અનુક્રમે પ્રસન્ન થઇ. કેમકે પૂર્વભવે વિદ્યાદેવીએ એ સાત્યકીને પાંચ ભવ પર્યંત વિણાસ્યો હતો; પરંતુ પાંચમે ભવે કહ્યું હતું કે છઠ્ઠે ભવે તુને ઉપક્રમે વિદ્યા મળશે. તે માટે વિદ્યા તત્કાલ સિદ્ધ થઇ. પણ તે વખતે સાત્યકીએ પોતાનું માત્ર છ મહીનાનું આયુષ્ય રહેલું સાંભળી ફરી વિદ્યાદેવીને કહ્યું કે સ્વામિની ! તમે મહારી ઉપર કૃપા કરી સાતમે ભવે વહેલાં સિદ્ધ થજો. તે વચનથી સાત્યકીને સાતમે ભવે તે વિદ્યા તત્કાલ સિદ્ધ થઈ. તે વિદ્યાદેવીનો અત્યંત પ્રેમ સાત્યકી ઉપર ઉપજ્યો અને કહેવા લાગી કે તાહારા

શરીરમાંહે એવું કોઈ સ્થાનક દેખાડ કે જ્યાં અમે ષોડશ વિદ્યાદેવીયો આવીને વસીયે ! સાત્યકીએ પોતાનું મસ્તક દેખાડયું, ત્યારે દેવીઓએ લલાટમાં છિદ્ર પાડી માંહે પ્રવેશ કીધો. ત્યાં છિદ્રને સ્થાનકે ત્રીજું નેત્ર કીધું.

એકદા સાત્યકીએ વિચાર્યું જે મહારા પિતા પેઢાલે મહારી માતા સાધ્વીની નિંદા કરાવી છે ? એવો રોષ લાવીને પેઢાલને મારી નાખ્યો. તે સમાચાર કાલસંવર વિદ્યાધરે સાંભળ્યા, તેથી તેણે પણ ત્યાંથી પલાયન કીધું. સાત્યકી તેની પાછળ દોડયો, કાલસંવરે આકાશમાં ત્રણ નગરીની રચના કરી ઘણા કાલ પર્યંત યુદ્ધ કર્યું. તોપણ સાત્યકીએ તેને માર્યો. પછી સાત્યકી મદોન્મત થઈ પોતાની ઇચ્છાએ અનેક પરસ્ત્રીઓને ભોગવવા લાગ્યો. સાધુને યોગે મિથ્યાત્વ તજી ક્ષાયિક સમ્યકત્વ પામ્યો. ત્રિસંધ્યા જિનાર્ચ્ચા કરે. એકદા ઉજ્જયણી નગરીમાં ચંડપ્રદ્યોતરાજાના અંતઃપુરમાં પ્રવર્ત્યો, રાજાએ ક્રોધ આણીને કહ્યું કે કોઈ સાત્યકીને મારનાર છે ? તેવારે ઉમયા ગણિકાએ રાજા આગળ સાત્યકીને મારવાની કબુલાત આપી. વિશ્વાસઘાત કરી મારી નંખાવ્યો. એ પ્રમાણે ઇંદ્રિયલોલુપપણું કરવાથી તે બલવાન્ એવો સાત્યકી નાશ પામ્યો. માટે ઇંદ્રિયો વશ રાખવી.

## *ઇંદ્રિયો વશ રાખવા ઉપર બીજું દ્રષ્ટાંત.

કોઈએક વસંતપુર નામના નગરને વિષે મોહિતલાલ નામે એક મહા શ્રીમંત શેઠ વસતો હતો, તેને સ્વેચ્છાલાલ નામે એકનો એકજ પુત્ર હતો, તે બીજી સઘળી વાતે તો કુશળ હતો, પણ તેને બાલ્યાવસ્થાથી દહીં ખાવાનો શોખ લાગ્યો હતો, તે એટલે સુધી કે દરરોજ તેને એક પકકો શેર દહીં સવાર સાંજ બે વખત ભોજનમાં ખાસ જોઈએ, તે વિના તેને ચાલેજ નહિ; આ હાનિકારક કુપથ્યથી તેનું શરીર ઘણુંજ નાતવાન થઇને તવાઈ ગયેલું હતું, અને દિવસે દિવસે મહાન અસાધ્ય ક્ષય રોગની સન્મુખ ધીમે ધીમે જવા લાગ્યું હતું, તેના માબાપને આથી ઘણો સંતાપ થતો હતો, પુત્રને ઘણુંએ સમજાવે, તથા સંખ્યાબંધ સમજુ વૈદો, ડાકટરો, અનુભવી શિક્ષકો, તથા તેના મિત્રો પાસે તેના પિતાએ તેને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ સ્વેચ્છાલાલ તો એકના બે થયાજ નહિ; એવામાં શેઠના તથા તેના પુત્રના સુભાગ્યે કોઇ એક વિવેકચંદ નામે નિપુણ, બુદ્ધિવંત, વ્યવહાર કુશળ પંડિતે શેઠની પાસે આવીને તેના પુત્રને દહીંની કુટેવ થકી યુક્તિપૂર્વક છોડાવવાનું કામ માથે લીધું, અને શેઠે પોતાનો પુત્ર તેને સ્વાધીન કર્યો; પણ એવી શરતે

*સજ્જનમિત્ર.

કે જો તેનો પુત્ર તેની કુટેવથી મુક્ત થઇને સુધારા ઉપર આવી જાય તો એક હજાર સોનૈયા પંડિતને બક્ષિશ તરીકે આપે; નહિ તો પંડિતજીનો શ્રમ સર્વ નિષ્ફળ જાય, અને બીજાઓની માફક તેને પણ કાંઈ આપવામાં આવશે નહિ, આ શરત પંડિતે કબુલ કરી, અને તુરતજ તેના પુત્રની પાસે વિવેકચંદ ગયા; પંડિતને જોઇને સ્વેચ્છાલાલ બોલ્યો કે “ કેમ નવા પંડિતજી ! તમે પણ મારૂં દહીં બંધ કરવા આવ્યા છો કે ? ” તે સાંભળીને પંડિતજી બોલ્યા કે “ ભાઇ ! એ શું કહો છો ? હું પોતે દહીંનો પૂરો હીમાયતી છું. હું તે ખાવાનો ઘણો શોખ ધરાવું છું, અને તે ખાવામાં અસંખ્ય ગુણો છે, તે બધા તો હું અત્રે કહી શકું તેમ નથી, તો પણ તેના મ્હોટા ચાર ગુણ છે, તે હું તમોને જણાવું છું; ” આટલી વાત સાંભળતાંજ સ્વેચ્છાલાલ આ પંડિતને દહીંનો શોખીન જાણી, અને તેના ગુણોનો વખાણનાર છે, એમ સાંભળતાંજ તેના ઉપર પ્રતીતિપૂર્વક પ્રેમ કરવા લાગ્યો, તો પણ તેની પક્કી ખાત્રી કરી લેવા માટે પોતાને સારૂ દહીં લેવા પંડિતજીને મોકલ્યા. વિવેકચંદ તો આગલા પંડિતોની મુસીબત જાણતા હતા; તેથી તેણે તો શેરની ઉપર પાશેરેક દહીં વધારે જોખાવીને કુંવરને આપ્યું, જેનું વજન જાણીનેજ કુંવરને પંડિત ઉપર બહુ ઇતબાર આવ્યો અને પોતાનો ખરો હિતેચ્છુ જાણ્યો, અને પૂછ્યું કે, “ પંડિતજી દહીંના પેલા મોટા ચાર ગુણ તે કયા ? તે ગુણની શી વાત કહું ? એ દહીં અત્યંત ગુણકારી, સુખકારી, હિતકારી છે, ” ઈત્યાદિક પ્રશંસા પંડિતે સ્વેચ્છાલાલને પોતાને સંપૂર્ણ અનુયાયી કરવાના હેતુથી કરી, અને પછી સ્વેચ્છાલાલના ઘણા આગ્રહને લીધે દહીં ખાવાના મોટા ચાર ગુણ વિવેકદાસજીએ આ પ્રમાણે કહ્યાઃ—

“ ૧ ભાઈ ! એમાં એક તો મોટો ગુણ એ છે કે દહીં ખાનારને કૂતરૂં કદીપણ કરડે નહિ, ૨ તેના ઘરમાં ચોર આવી શકે નહિ, ૩ તેનું કૂવામાં પડીને કોઈ દિવસ મરણ થાય નહિ, ૪ તેને કોઈ વખત પણ હજામત કરાવવીજ ન પડે, ” આ સાંભળીને સ્વેચ્છાલાલ તો અજબ થઈ ગયો, અને પૂછવા લાગ્યો કે “ સાહેબ ! તે શી રીતે ? ” ત્યારે પંડિત બોલ્યો કે “ જુઓ દહીં ખાનારને દહીંના શીતળ વિકારના પરિણામે તેના શરીરમાં શરદી રહે, હાથ પગમાં સંધીવા જણાય, તન કંપે, દમ ચડે, શ્વાસોશ્વાસ બહુ મંદ અને તે પણ માંડમાંડ લેવાય, શરીરમાં સદાય ૧૦૨ થી ૧૦૩ ડીગ્રી સુધી તાવ રહ્યા કરે, અને અતિ નબળાઈને લીધે હાથમાં લાકડી હમેશાં રાખીને ચાલવું પડે, અને મુખ ઉપરથી દાઢી મૂછના, અને માથા ઉપરથી સર્વ વાળ ખરી પડે, તેથી મસ્તક ઉપર ટાલ પડે, વળી રાત આખી દમને લીધે ખાંસી આવ્યા કરે, ઇ-

ત્યાદિ શરીરની સ્થિતિને લીધે મેં તમને પૂર્વે કહ્યા તે મોટા ગુણોનો તેને લાભ થાય છે. હાથમાં લાકડી હોવાને લીધે કૂતરૂં તેની પાસે આવી શકતું નથી, તો પછી તેને કરડવાની તો વાતજ શી! આખી રાત ખાંસીને લીધે ખૂ ખૂ કરતાં થકાં જાગતો જાણીને ચોર તેના ઘરની સામું પણ જોઈ શકે નહિ, તો પછી તેને ત્યાં ચોરી કરવાની તો વાતજ શી! વળી તનમાં કંપારી અને શરદીને લીધે ઠંડા પાણીને પણ અડકે નહિ, તો પછી ઠંડા પાણીના કૂવા પાસે જવાની અને તેમાં પડી જવાની વાતજ શી! અને માથે ટાલ હોવાથી અને વાળ તેનાથી રીસાઈ ગયેલા હોવાથી હજામતની તેને જરૂરજ શી! આ શિવાય તેને શરીરમાં નિરંતર તાવ રહેતો હોવાથી શિયાળામાં તાપણી કરવી ન પડે, કંપારી છૂટતી હોવાને લીધે ગરમીમાં પંખો લેવો ન પડે, ઇત્યાદિક તેના કેટલા ફાયદા હું કહું? મને તો દહીં બહુ સારૂં લાગે છે." સ્વેચ્છાલાલ આ વિવેકચંદની વાત સાંભળીને મનમાં હેબકાઈ જઈને ત્રાસ પામતો બોલી ઉઠયા કે "અરે ભલા માણસ, ઓલિયાના પીર, અલ્લાના વલ્લિ, આ તો દહીંનાં ભયંકર દૂષણો, દારૂણ અવગુણો, અને મહાન્ ગેરફાયદા છે, તેને તમે મોટા ગુણ કહો છો?" ત્યારે યુક્તિબંધ વિવેકચંદે કહ્યું કે "તે તો તમે જાણો, મને તો તેમાં કાંઈ નુકશાન જણાતું નથી;" ત્યારે સ્વેચ્છાલાલે કહ્યું કે "પંડિતજી! તમે જેટલા આ શરીરના રોગ અતિ દહીં ખાવાના પરિણામે વર્ણવ્યા, તે સર્વેનો હું અત્યારે અનુભવ કરૂં છું અને મને તો તે મહા વિટંબણારૂપ છે, અને તમારા કહ્યાપ્રમાણે તે દહીંના વિકારો છે, એમ આજજ મને સિદ્ધ થયું, તેને તમે ગુણ કેમ કહો છો? હું પ્રત્યક્ષ આ વ્યાધિઓ ભોગવું છું, તે શું દહીંના ફાયદા કહેવાય કે?" વિવેકચંદજી કહે કે "ભાઈ મને તો મારા પરમ મિત્ર ધન્વંતરિવૈદ્યે તો દહીં ખાવાનાં આ બધાં ફળ કહ્યાં હતાં તેથી જો કે હું દહીં ખાતો નથી, તોપણ તે ગુણ મેં યાદ રાખ્યા અને દહીંને તેથી હું વખાણું છું," સ્વેચ્છાલાલને હવેથી દહીંનું નામ પણ બહુજ અકારૂં થઈ પડયું, અને હવે તેનો કેમ ત્યાગ કરવો, તેની કોઈ યુક્તિ પંડિતજીને આજીજીપૂર્વક પૂછવા લાગ્યો; વિવેકચંદે ખરો અવસર જાણી તેને ધીમે ધીમે શેર ઉપરથી પોણોશેર, પછી અચ્છેર, પછી પાશેર, અને પછી કોઈ દિવસ લાવે, અને કોઈ દિવસ નહિ, એમ કરાવી કરાવીને સ્વેચ્છાલાલને દહીંની વિકરાળ કુટેવનો ત્યાગ કરાવ્યો, અને તેથી તે સંપૂર્ણ નિરોગી થયો.

ઉપનય—અશુદ્ધ ઉપયોગરૂપ ધનાઢય શેઠ મોહિતલાલ જાણવો, અને મિથ્યાત્વ મોહ, અજ્ઞાનાદિ મિથ્યાભિનિવેશમમત્વી પ્રાણી સ્વેચ્છાલાલ જાણવો,

અને યુક્તિ, પ્રયુક્તિ, અવસર ઉચિત, તથા જીવોની વિચિત્ર પ્રકૃતિ, પરિણુતિ આદિ સર્વના યથાર્થ જ્ઞાતા મહા હિતકારી, સદ્દગુરૂ મહારાજા વિવેકચંદજી પંડિત જાણુવા.

જે મનુષ્ય પોતાની ઇંદ્રિયોને સ્વચ્છંદ ગતિ કરવા દેછે, તેનાપર કશો અટકાવ નાખતો નથી, તે મનુષ્ય પોતાના જીવનને મોહોટા જોખમમાં મૂકે છે એમાં કાંઈ પણુ સંશય નથી. પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો એ પ્રમાણુે દશે ઇંદ્રિયોને તેમને માટે વાજબી હદસર ખોરાક દેવામાં કોઈ શાસ્ત્રો કે મહાત્માઓ વાંધો લેતા નથી. પરંતુ ગેરવાજબી અને હદ ઉપરાંત ખોરાકના ઉપયોગથી જેમ મનુષ્ય પોતે દુઃખી થાય છે તેમ ઇંદ્રિયો પણુ વિકૃત થઈ મનુષ્યને દુઃખ, અપયશ અને મૃત્યુના મોહોડામાં નાખે છે. જેમ મૂર્ખ મનુષ્યો પોતાને મળેલી છૂટનો સદુપયોગ કરવાને બદલે દુરૂપયોગ કરે છે તેમ ઇંદ્રિયો પણુ પોતાને મળેલી છૂટનો દુરૂપયોગ કરે છે માટે તેઓના ઉપર વાજબી દબાણુ રાખવુંજ જોઇએ. દબાણુ કરવા જતાં જે ઇંદ્રિયો વિષયલુબ્ધતાથી સામે થતી હોય તેઓનો પરાજય કરવોજ જોઇએ. ઇંદ્રિયોનો પરાજય કરવામાં હઠયોગજેવાં અન્ય સાધનો કરતાં કેળવાયેલું મન ઘણું ઉત્તમ કામ કરે છે. ઉત્તમ રીતે બળવાન બનેલું મન ઇંદ્રિયોઉપર ઉત્તમ પ્રકારનો કાબુ રાખી શકે છે. જેમ ઉત્તમ રીતે કેળવાયેલો બળવાન સારથી તોફાની ઘોડાઓને પણુ પાંસરા કરી દે છે અને આડા અવળા નહિ જવા દેતાં સડકઉપરજ સીધા ચલાવી શકે છે તેમ મન પણુ ઇંદ્રિયોને પાંસરાં કરી ખરાબ વિષયોતરફની ખરાબીઓથી દૂર રાખી યોગ્ય માર્ગેજ તેને ચલાવે છે. આવી રીતે ઇંદ્રિયોને જીતવામાં પહેલી જરૂર મનના યોગ્ય વ્યાપારનીજ છે અને તેથી મનોવ્યાપાર—અધિકારને સ્થાન આપવામાટે આ ઇંદ્રિયપરાજય અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

## मन व्यापार—अधिकार.

**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।**

આ વાક્યથી સિદ્ધ થાય છે કે મનુષ્ય જે ધારે છે તે મનની મદદથી અવશ્ય કરી શકે છે. આ સિદ્ધાંતમાં ઘણે ભાગે ભિન્ન ભિન્ન શાસ્ત્રોનો પણુ મતભેદ થતો નથી. તો હે ભવ્યજીવો! તમો ચાકર નોકરને વશ કરવા પહેલાં આ પારદજેવા ચંચળ મનને સ્થિર કરો કે તમો તીર્થંકર થાઓ. કે જે મન વશ થવાથી ચાકર નો-

કર તો શું પણ પત્નીને પતિ, પતિને પત્ની, રાજાને પ્રજા, પ્રજાને રાજા, શેઠને નોકર અને નોકરને શેઠ વશ વર્તે છે.

મહાત્મા કહો કે યોગી કહો, સાધુ કહો કે સત્પુરૂષ કહો એ કેવળ નિષ્કિંચન ( ધન સમૃદ્ધિથી રહિત ) હોય છે છતાં ચક્રવર્તી રાજાઓ પણ તેના પગમાં પડતા શાસ્ત્રદ્વારા સાંભળ્યા છે, પ્રત્યક્ષ જોયા છે અને જોવાશે પણ ખરા. એ મનઃશુદ્ધિનું પરિણામ છે.

પોતાને કોઈ પગે પડે એવા હેતુથી મનઃશુદ્ધિ કરવાની પ્રેરણા નથી પણ જે મોક્ષસુખમાંથી આપણે ભ્રષ્ટ થયા છીએ તે સુખમાં જવામાટે તેના તરફ બીજાને દોરવામાટે આ પ્રયાસ કરવાની જરૂર છે.

ગમેતેટલી ભાષા શીખી વિદ્વાન થાઓ, ગમેતેટલી કળા શીખી જગતમાં પ્રસિદ્ધ થાઓ પણ જો એક મનઃશુદ્ધિની કેળવણી ન મળી તો ચોકસ જાણજો કે કરેલો શ્રમ નિષ્ફળ ગયો.

આવી રીતે અનેક યુક્તિપ્રયુક્તિથી સમજાવ્યા છતાં જો તમો સમજશો નહિ તો તેમાં શાસ્ત્ર કે શાસ્ત્રના કર્ત્તાને હાનિ કંઈ થવાની નથી પણ તે હાનિ તમોનેજ થશે અને છેવટે પસ્તાશો. એ પસ્તાવો ન થવા આ અધિકારપર ધ્યાન દેવું આવશ્યક છે.

**મનને તાબામાં રાખવાથી રાજા થવાય છે અને મનના તાબામાં જવાથી રાંક થવાય છે.**

**अनुष्टुप्. (१–२)**

तपःश्रुतयमज्ञानतनुक्लेशादिसंश्रयम् ।
अनियन्त्रितचित्तस्य, स्यान्मुनेस्तुषखण्डनम् ॥ १ ॥ (कस्यापि.)

તપશ્ચર્યા, શાસ્ત્રઅભ્યાસ, નિયમ, જ્ઞાન અને ઉપવાસાદિથી શરીરને થતાં દુઃખોનો આશ્રય ( પ્રયત્ન ) એ સઘળું ચિત્તને કાબુમાં નહિ રાખનાર મુનિને ફોતરાં ખાંડવાબરોબર છે. ૧

**સારાંશ**—જેમ ફોતરાં ખાંડવાથી દાણા નીકળતા નથી તેમ મનને તાબામાં નહિ રાખવાથી સર્વ ધર્મક્રિયા નિષ્ફળ નિવડે છે.

**દરેક વસ્તુની સફળતાનો આધાર મન ઉપર છે.**

घृष्टे नेत्रे करौ घृष्टौ, घृष्टा जिव्हा रदैः सह ।
घृष्टानि पुस्तकायूंषि घृष्टं नान्तर्गतं मनः ॥ २ ॥ (सू. मु.)

જો અંદર મન શાંત ન થયું તો પછી શાસ્ત્રાભ્યાસ કરવામાં આંખો, હાથ, પગ, દાંત, જીભ, પુસ્તક અને આયુષ એ સઘળું વૃથા ઘસાઇ ગયું સમજવું. ૨

મનનું અયોગ્ય વલણ.

आर्या.

तुम्बीफलं जलान्तर्बलादधः क्षिप्तमप्युपैत्यूर्ध्वम् ।
तद्वन्मनः स्वरूपे निहितं यत्नाद्बहिर्याति ॥ ३ ॥ } का. प्र. गु.

જેમ તુંબડું અતિ બળથી પાણીમાં દાબી દીધું હોય તોપણ ઉંચે આવે છે તેજ પ્રમાણે મનને પ્રયત્નથી સ્વરૂપમાં જોડયું હોય છતાં આત્મવિમુખ થઈ સંસારમાં દોડે છે. ૩

સ્વર્ગ કે નર્કમાં જવા માટે મનપાસેથી કુંચી માગી લેવી.

उपजाति. ( ४ थी ११ )

स्वर्गापवर्गौ नरकं तथान्तर्मुहूर्त्तमात्रेण वशावशं यत् ।
ददाति जन्तोः सततं प्रयत्नाद्वशं तदन्तःकरणं कुरुष्व ॥ ४ ॥ } (प्र.क.)

“વશ અને અવશ મન ક્ષણવારમાં સ્વર્ગ, મોક્ષ અથવા નરક અનુક્રમે પ્રાણીને આપે છે, માટે પ્રયત્ન કરીને તે મનને જલદી વશ કર.” ૪

**વિવેચન**–મનપર વિશ્વાસ કરવો નહિ અને દુર્વિકલ્પ કરવા નહિ. એ બે વાત થઈ; હવે ત્યાંથી આગળ ચાલતાં બીજે પગથીએ મનપર અંકુશ રાખવો, મનને વશ રાખવું એ બહુજ અગત્યનું–જરૂરનું છે. મન વશ હોય તો દેવસુખ અને મોક્ષનું સુખ મળી શકે છે અને જો મન વશ ન હોય તો બધું ધૂળધાણી મળે છે અને દુઃખઉપર દુઃખ આવી પડે છે. સંસારથી મુક્ત, મહા તપસ્યા કરનાર, દૂતની વાત ઉપરથી ધારેલા વિશ્વાસઘાતી ક્રૂર મંત્રીઓસાથે યુદ્ધ કરવાના વિચારમાં મનને પરતંત્ર થયેલા, પુત્રઉપરના સ્નેહથી યુદ્ધમાર્ગથી માનસિકરીતે ભ્રષ્ટ થયેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિ અઘોર તપ તપતાં છતાં સાતમી નારકીએ જવાની તૈયારીમાં હતા, પણ થોડીજ વારમાં સંકલ્પમાં પોતાનાં શસ્ત્ર ખૂટતાં મુકુટનો શસ્ત્ર તરીકે ઉપયોગ કરવા માથે હાથ નાખતાં તે સુજ્ઞ મનસ્વી ચેત્યા, મનને વશ કરવા માંડયું અને પાંચ મિનિટમાં સર્વ કર્મને ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. અસંખ્ય ભવમાં જે બનવું મુશ્કેલ તે પાંચ મિનિટમાં સાધ્યું. આટલા ઉપરથીજ શાસ્ત્રમાં કહ્યું છે કે—

“मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः”

એટલે અનંત સંસારમાં ભમવાનું અને મોક્ષ પહોંચી જવાનું કારણ મનજ છે. આમાં ભાર મૂકીને કહેવામાં આવ્યું છે તે બરાબર ધ્યાન આપવા યોગ્ય છે.

આવીજ રીતે બાપડો **તંદુલમત્સ્ય** મગરમચ્છની આંખની પાંપણમાં ઉત્પન્ન થઈ ત્યાં બેઠો બેઠો જુએ છે. મગરમચ્છ માછલાંનું ભક્ષણ કરે છે તે વખતે પ્રથમ પાણી મુખમાં લે છે અને પછી માછલાંઓને રોકી પાણી કાઢી નાખે છે; પણ તેમ કરવામાં તેના દાંતની વચ્ચે અંતર હોવાથી સંખ્યાબંધ ઝીણાં માછલાંઓ પણ પાણીસાથે નીકળી જાય છે. તેની પાંપણમાં રહેલો તંદુલમત્સ્ય ત્યાં બેઠાં બેઠાં વિચાર કરે છે કે જો હું આવડા મોટા શરીરવાળો હોઉં તો એક માછલાંને પણ જવા દઉં નહિ. આવો વિચાર કરીને તેત્રીસ સાગરોપમનું આયુષ્ય બાંધીને સાતમી નરકે જાય છે. જીરણશેઠે **શ્રી** મહાવીર ભગવાનને પારણું કરાવવા મનથીજ શુભ ભાવના ભાવી, બારમું દેવલોક પ્રાપ્ત કર્યું અને દેવદુંદુભિ ન વાગી હોત તો ચડતી ધારાએ થોડા વખતમાં મોક્ષ મેળવત. આ ત્રણે દૃષ્ટાંતોથી મન વશ હોય તો મોક્ષ સહજ મળી જાય છે અને મન વશ ન હોય તો નરક મળે છે એ સમજાયું. એ સંબંધમાં શાસ્ત્રમાં બીજાં અનેક દૃષ્ટાંતો છે.

આ દૃષ્ટાંતોનો તાત્પર્યાર્થ એ છે કે આ પ્રકારની મનની સ્થિતિ વર્તે છે. તેને વશ કરી બરાબર ઉપયોગમાં લીધું હોય તો તેનાથી મોક્ષ પણ મળે છે અને તેને મોકળું મૂકી દીધું હોય તો તેથી સાતમી નરક પણ મળે છે. માટે જો અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવા ઇચ્છા રહેતી હોય તો મનને વશ કરવાનો માર્ગ પકડવો. કાર્યસિદ્ધિનું આ દ્વિતીય સોપાન છે. ૪

**મનની સ્વતંત્રતાથી સંસારમાં જીવની અધોગતિ.**

**सुखाय दुःखाय च नैव देवा, न चापि कालः सुहृदोऽरयो वा ।**
**भवेत्परं मानसमेव जन्तोः, संसारचक्रभ्रमणैकहेतुः ॥ ५ ॥** (अ.क.)

"દેવતાઓ આ જીવને સુખ કે દુઃખ આપતા નથી, તેમજ કાળ પણ નહિ, તેમજ મિત્રો પણ નહિ અને શત્રુ પણ નહિ. મનુષ્યને સંસારચક્રમાં ભમવાનો એક હેતુ માત્ર મનજ છે." ૫

**ભાવ**—દરરોજ સુખદુઃખ થયાં કરે છે. કેટલીકવાર જીવ એમ ધારે છે કે ગોત્રદેવતા કે અધિષ્ઠાયક દેવતા દુઃખ આપે છે અથવા સુખ આપે છે, કેટલીકવાર વખત ખરાબ છે એમ બોલે છે, કેટલીકવાર સ્નેહીથી સુખ મળે છે અથવા શત્રુથી દુઃખ મળે છે એમ આ જીવ ધારે છે, આ બધું ખોટું છે. શાસ્ત્રકાર કહે છે કે—

" સુખ દુખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવવાનાં સોય. "

ત્યારે કર્મના ઉદયથીજ બધું સુખ દુઃખ થાય છે. કર્મબંધ મનના સંકલ્પોપર આધાર રાખે છે તે સ્પષ્ટ છે, અને તેપર હજુ વિશેષ વિવેચન કરવામાં આવશે. તેથી મિત્રો સુખ આપે કે વખત અનુકૂળ થઇ જાય તે પણ મનપર આધાર રાખે છે. સંસારભ્રમણનો હેતુ પરવશ થતું મન છે.

સંસાર એ બરાબર ફરતું ચક્ર છે. એને એકવાર જોસથી ધરીપર ફેરવ્યા પછી તેને અટકાવવા સારૂ મજબૂત બ્રેક ( brake ) ની જરૂર પડે છે અને તે બ્રેક તે મનપર અંકુશ છે. એ મનપર અંકુશરૂપ બ્રેક ચડાવી દેતાંજ સંસારચક્રની ગતિ મંદ પડતી જાય છે અને જો બહુજ મજબૂત બ્રેક હોય તો એકદમ અટકી જાય છે. મનના સંકલ્પો સંસારગમન–સંસરણમાં કેટલું કાર્ય બજાવે છે તે આ ઉપરથી ખાસ ધ્યાનમાં રાખવાનું છે. સંસારને ચક્ર સાથે સરખાવવામાં બહુ દીર્ઘ દૃષ્ટિ વાપરી છે. એ રૂપક બહુ સાર્થ છે અને બહુ રીતે અર્થઘટનાવાળું છે. અને ચક્રને એક વખત ખૂબ જોસથી ચલાવવા માંડ્યા પછી તેને ગતિ આપવામાં ન આવે તોપણ ચાલ્યા કરે છે, તેમજ સૃષ્ટિ (સંસારવ્યવહાર–આશ્રમ ) માંડ્યા પછી થોડો વખત દૂર જાય તોપણ તે તો ચાલ્યાજ કરે છે. એક ચક્ર અનેક ચક્રોને ચલાવે છે તેવીજ સૃષ્ટિરચના જોઇ લેવી; તેને અટકાવવા હાથ લગાડવામાં આવે તો હાથ ભાંગી જાય. તેને અટકાવવાના બેજ ઉપાય છે. કાંતો સ્ટીમ ( જે ચક્રગતિનું કારણ છે તે ) કાઢી નાખવી અને કાંતો ચક્રપર મજબૂત બ્રેક ચડાવવી. આપણો સર્વ પ્રયાસ તો સ્ટીમ કાઢી નાખવાનોજ છે, પણ તે જ્યાંસુધી થઈ શકે નહિ ત્યાંસુધી મજબૂત બ્રેક ચડાવવી એ પરમ હિતકર્તા છે અને સાધ્યને નજીક લાવનાર છે. ૫

મનની સત્તા આગળ નિયમ કે યમનું શાણપણ નિષ્ફળ છે.

वशं मनो यस्य समाहितं स्यात्, किं तस्य कार्यं नियमैर्यमैश्च ।
हतं मनो तस्य चदुर्विकल्पैः, किं तस्य कार्यं नियमैर्यमैश्च ॥ ६ ॥ (उप.)

" જે પ્રાણીનું મન સમાધિવંત હોઇને પોતાને વશ હોય છે તેને પછી યમનિયમથી શું ? અને જેનું મન દુર્વિકલ્પોથી હણાયું છે તેને પણ યમનિયમથી શું ! " ૬

**વિવેચન**—જે પ્રાણીનું મન સર્વ સંજોગોમાં એકસરખું રહે છે, જેને સુખદુઃખની લાગણીના પ્રસંગે મનની સ્થિતિસ્થાપકતા કાયમ જળવાઈ રહે છે, એટલે જે ખરેખર મનપર અંકુશવાળા હોય છે તેઓને યમનિયમથી કાંઈ વિ-

શેષ લાભ થતો નથી. યમનિયમ વિગેરે મન વશ કરવાનાં સાધનો છે અને સાધ્ય કબજામાં આવ્યા પછી સાધનની કાંઈ અપેક્ષા રહેતી નથી. મનને નિયમમાં રાખવાની આવા મહાત્માઓને જરૂર રહેતી નથી, પણ સ્વાભાવિક રીતેજ તેનું વર્તન તદનુસાર થાય છે. તેવીજ રીતે જે પ્રાણીના મનમાં સંકલ્પ વિકલ્પો થયા કરે છે તે પ્રાણીને યમનિયમથી લાભ શો થવાનો? આવા પ્રાણીને સાધન પરિણામવગરનું થાય છે. અત્ર કહેવાની મતલબ એમ નથી કે યમનિયમ નકામા છે; તેઓ ચિત્તદમનનાં પરમ સાધન છે, પણ અત્ર બીજો જ હેતુ છે. મતલબ એ છે કે યમનિયમ કરવા છતાં પણ મન વશ ન આવે તો બધું નકામું થાય છે. માટે યમનિયમના ખરા ફળની ઇચ્છા હોય તો મનને વશ કરતાં શીખો, અભ્યાસ પાડો. ટીકાકાર યમનિયમપર નીચે પ્રમાણે ઉપયોગી નોટ આપે છે. જેનાથી ચિત્ત નિયમમાં—અંકુશમાં આવે તે નિયમ પાંચ પ્રકારના છે. ૧ કાયા અને મનની શુદ્ધિ તે **શૌચ**. ૨ નજીકનાં સાધનોથી વધારે મેળવવાની આકાંક્ષાની ગેરહાજરી તે **સંતોષ**. ૩ મોક્ષમાર્ગ બતાવનારાં શાસ્ત્રોનું અધ્યયન અથવા પરમાત્મજાપ એ **સ્વાધ્યાય**. ૪ જે કર્મોને તપાવે તે ચાંદ્રાયણ વિગેરે **તપ**. ૫ વીતરાગનું ધ્યાન તે **દેવતાપ્રણિધાન**. **યમ** પાંચ પ્રકારના છે. **અહિંસા**, **સૂનૃત**, **અસ્તેય**, **બ્રહ્મચર્ય** અને **અકિંચનતા** એ પાંચ પ્રસિદ્ધ છે.

આ યમ ને નિયમપર વિચાર કરીને તેનો આદર કરવો એટલે મનપર અંકુશ આવી જાય છે. એમાં કાર્યકારણભાવ અરસપરસ છે એ જરા વિચારવાથી સમજાઈ જશે. આવીજ કટાક્ષભાષામાં અન્યત્ર શાસ્ત્રકાર લખે છે કે—

रागद्वेषौ यदि स्यातां, तपसा किं प्रयोजनम् ।
तावेव यदि न स्यातां, तपसा किं प्रयोजनम् ॥

'જો રાગદ્વેષ હોય તો પછી તપનું શું કામ છે? તેમજ જો તે ન હોય તો પછી પણ તપનું શું કામ છે?'

આ સર્વ હકીકતનો સાર એજ છે કે મનને વશ રાખવાની બહુજ જરૂર છે. એજ હકીકત નીચેના શ્લોકમાં વધારે સ્પષ્ટ કરે છે. ૬

### નિરંકુશ મનને લીધે સાધેલ કાર્યની નિષ્ફળતા.

दानश्रुतध्यानतपोऽर्चनादि, वृथा मनोनिग्रहमन्तरेण ।
कषा[illegible]चिन्ता[illegible]लतोऽज्झितस्य, परो हि योगो मनसो वशत्वम् ॥७॥ (उप.)

" દાન, જ્ઞાન, ધ્યાન, તપ, પૂજા વિગેરે સર્વે મનોનિગ્રહવગર નકામાં છે. કષાયથી થતી ચિંતા અને આકુળવ્યાકુળતાથી રહિત એવા પ્રાણીને મન વશ કરવું એ મહાયોગ છે. " ૭

**વિવેચન**—દાન પાંચ પ્રકારનાં છે. કોઈ પણ જીવને મરણથી બચાવવો તે **અભયદાન**, પાત્ર જોઇને યોગ્ય સમયે યોગ્ય વસ્તુનું યોગ્ય રીતે દાન દેવું તે **સુપાત્રદાન**, દીન દુઃખી જોઇને દયા લાવી દાન આપવું તે **અનુકંપાદાન**, સગાં સંબંધીઓને યથાયોગ્ય અવસરે યથાયોગ્ય અર્પણ કરવું તે **ઉચિતદાન**, અને પોતાનું નામ જાળવી રાખવા આબરૂ ખાતર દાન આપવું તે **કીર્તિદાન**. આ પાંચમાંથી પ્રથમનાં બે ઉત્તમ પ્રકારનાં હોઇને મોક્ષપદ આપનારાં દાન છે અને બાકીનાં ત્રણ ભોગ ઉપભોગની પ્રાપ્તિ આદિ ફળ આપે છે.

જ્ઞાન એટલે શાસ્ત્રનું અધ્યયન, અધ્યાપન, શ્રવણ, મનન વિગેરે.

ધ્યાન એટલે ધર્મધ્યાન, શુક્લધ્યાન વિગેરે.

તપ એટલે બાર પ્રકારનાં કર્મને તપાવનાર નિર્જરા કરનાર તપ.

પૂજા એટલે ત્રણ, પાંચ, આઠ, સત્તર, એકવીશ, એકસો આઠ વિગેરે ભેદયુક્ત દ્રવ્યપૂજા.

આ સર્વ વસ્તુઓ—આ સર્વ બાહ્ય અનુષ્ઠાનો સારાં હોય છતાં પણ જો મન તાબે ન હોય તો બધાં નકામાં છે. ઉપરના શ્લોકમાં કહ્યું કે મનોનિગ્રહવગર યમનિયમ નકામા છે. અત્ર બાહ્ય અનુષ્ઠાનોનું વ્યર્થપણું બતાવે છે. ચોખ્ખા શબ્દોમાં કહે છે કે જેને મન વશ નથી તેનું ભણવું, તપ કરવું કે વરઘોડા ચડાવવા વિગેરે બાહ્ય આડંબર લગભગ નકામાજ છે.

માટે ઉત્તમ અનુષ્ઠાનો સાથે મનને વશ રાખતાં શીખવું એ બહુ જરૂરનું છે. જે મનમાં કષાય ન હોય એટલે કે કષાયથી મનમાં જે ચિંતા અને આકુળવ્યાકુળતા રહે છે તે ન હોય તેવા શુદ્ધ થયેલા પ્રાણીને પોતાનું મન વશ રાખવું એ 'રાજયોગ' છે, અથવા યોગની પરિભાષામાં કહીએ તો એ 'સહજયોગ' છે. અત્ર ઉદ્દેશ ને ઉપદેશ એટલો જ છે કે મનમાં જે ખોટા સંકલ્પ વિકલ્પો થાય છે તેને દૂર કરી નાખો અને મનને એકદમ અંકુશમાં રાખો. એને છૂટું મૂકવું એ નુકશાનકારક છે, ભયભરેલું છે, દુઃખશ્રેણીનું કારણ છે. ૭

અવળા મનથી થતી હાનિ.

पूतिश्रुतिः श्वेव रतेर्विदूरे, कुष्टीव संपत्सुदृशामनर्हः ।
श्वपाकवत्सद्गतिमन्दिरेषु, नार्हेत्प्रवेशं कुमनोहतोऽङ्गी ॥८॥ (उप.)

" જે પ્રાણીનું મન ખરાબ સ્થિતિમાં હોવાથી સંતાપ પમાડ્યા કરે છે

તે પ્રાણી કૃમિથી ગંધાતા કાનવાળા કૂતરાની પેઠે મોજમજાથી બહુ દૂર રહે છે, કોઢીઆની પેઠે લક્ષ્મીસુંદરીને વરવાને અયોગ્ય થઈ જાય છે અને ચાંડાળની પેઠે શુભગતિમંદિરમાં પ્રવેશ કરવાને લાયક રહેતો નથી.” ૮

**વિવેચન**—અસ્થિર મનવાળા માણસો મોજમજા, પૈસા કે સારી સોબત પામી શકતા નથી. આખા શરીરે ખસ નીકળી હોય, શરીરે અને કાનપર ગંડોલા લાગેલા હોય, ખરજ આવતી હોય એવા શ્વાનને બિચારાને કોઈ ઠેકાણે પણ ચેન પડતું નથી—આવી જ સ્થિતિ અસ્થિર મનવાળાની થાય છે. જેને મન વશ ન હોય તેઓ આ બરાબર અનુભવી શકશે. જરા વાંચોઃ—ટપાલ આવી, કાગળ ફોડયો, વાંચ્યો, લખ્યું છે કે પુત્રને એકદમ સખત મંદવાડ થઈ ગયો છે અને જલદી તેડાવે છે. ટ્રેન મળવાને ૧૦ કલાકની વાર છે અને તરતજ ઉક્ત શ્વાનની પેઠે ખરજ આવવા માંડે છે. તારઉપર તાર છૂટે છે, ડાક્ટરની સલાહ લેવા દોડાય છે, આંખમાં આંસુની ધાર ચાલે છે, મનમાં ઉકળાટ ઉકળાટ થઈ જાય છે, ખાવું ભાવતું નથી, પુત્રનું અશુભ થયું હશે એવો વિચાર આંખ આગળ ખડો થાય છે. આ સર્વ કોને? પરવશ મનવાળાને. કર્મસ્થિતિ સમજનાર, ભાવીપર ભરોસો રાખનાર—મનપર અંકુશવાળાં પ્રાણીનું હૃદય ફરકતું નથી. છતાં ખૂબી એ છે કે એની લાગણી બુઠી થઈ જતી નથી. લાગણી રહે છે અને વસ્તુસ્થિતિનું ભાન બરાબર તાદાત્મ્ય બની રહે છે. તે ટ્રેનમાં જાય છે ખરો, પણ બિચારા પરવશ જીવને ગામ પહોંચતાં રૌદ્રધ્યાનની ધારા ચાલે છે ત્યારે આપણો સ્વવશ મનવાળો વીર કર્મવિપાકની વિચારણામાં લીન થઈ નિર્જરા કરે છે. આ સર્વ અનુભવસિદ્ધ છે; પણ યોગ્ય સમયે મનપર જય કરવો એમાંજ રાજવટ છે, વાતો કરવામાં કાંઈ સાર નથી.

કુષ્ઠ રોગવાળાને જેમ કોઈ સુંદરી વરતી નથી તેમજ પરવશ મનવાળાને સંપત્તિ વરતી નથી. લક્ષ્મીની પાછળ પડનારને તે મળતી નથી અને મળે છે તો થોડા વખતમાં નાશ પામે છે. ડરબીની લૉટરીમાંથી એકદમ પૈસાદાર થવાની ઇચ્છાવાળાએ દશ રૂપિયાની ટીકીટ લીધી, મનમાં થયું કે જો દૈવયોગે આ વખત ઘોડો લાગી જાય તો રૂપિયા ચાર લાખ મળે, તેમાંથી બૈરી પરણું, બંગલો બંધાવું, વ્યાપાર કરૂં, નાચરંગ મજા ઉડાવું વિગેરે. આવા વિચાર કરનારને લક્ષ્મીસુંદરી કેમ મળે? અને મળે તો વૈરભાવે મળે એટલે થોડા વખત આનંદ આપી ચાલી જાય અને પરિણામમાં દુઃખશ્રેણી મૂકતી જાય.

જેમ ચંડાળ ઉત્તમ મનુષ્યના મંદિરમાં પ્રવેશ કરી શકતો નથી તેમ પરવશ મનવાળો માણસ સદ્‌ગતિમંદિરમાં જઈ શકતો નથી. આથી કરીને તેને

સારી સોબત થઈ શકતી નથી અને સત્સંગતિવિના મન વિશુદ્ધ દશામાં જતું નથી અને ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવાની તેને હોંશ રહેતી નથી.

આવી રીતે પરવશ મનવાળા પ્રાણીને આ ભવમાં સંપત્તિ મળતી નથી, આનંદ મળતો નથી, તેમજ પરભવમાં પણ તેને સદ્ગતિ મળતી નથી અને આનંદ મળતો નથી. ૮

સ્વદોષથી થતી ખરાબી.

**तपोजपाद्याः स्वफलाय धर्मा, न दुर्विकल्पैर्हतचेतसः स्युः ।**
**तत्खाद्यपेयैः सुभृतेऽपि गेहे, क्षुधातृषाभ्यां म्रियते स्वदोषात् ॥९॥** (उप.)

"જે પ્રાણીનું ચિત્ત દુર્વિકલ્પોથી હણાયલું છે તેને તપજપ વિગેરે ધર્મો પોતપોતાનું (આત્મિક) ફળ આપનારા થતા નથી; આવા પ્રકારનો પ્રાણી ખાનપાનથીભરેલા ઘરમાં પણ પોતાના દોષથી ભૂખ અને તરસવડે મરણ પામે છે." ૯

ભાવાર્થ—ગમે તેટલી તપસ્યા કરો, ખરે બપોરે સખત ઉનાળામાં નદીને કાંઠે વેળુમાં જઇને આતાપના લો, પણ "તબલગ કષ્ટક્રિયા સબ નિષ્ફળ, જ્યોં ગગને ચિત્રામ, જબલગ આવે નહીં મન ઠામ." એ વાત ખરી છે. તપ કરો, ધ્યાન કરો, જાપ કરો, પણ 'ભગત ભયા પણ દાનત બુરી,' મનમાં લાગ આવે કે છરી મૂકવાની દાનત હોય, મનમાંથી વાસના ઉડી ન હોય, સંસારપર પ્રેમ એવો ને એવો ચીકણો હોય ત્યાં સુધી કષ્ટક્રિયા નિષ્ફળ છે, એમ મુનિસુંદરસૂરિ મહારાજ કહે છે અને તેવાજ વિચારો સિદ્ધ અનુભવી શ્રી આનંદઘનજી મહારાજ બતાવે છે. સંસારના રસિયા જીવડાને આ વાત ગળે ઉતરતાં વખત લાગશે. તેને તો પ્રવૃત્તિ કરી પૈસા મેળવી ધર્મ કરવો છે, પણ શાસ્ત્રકાર તેમાં ધર્મ પણ નથી અને સુખ પણ નથી એમ કહે છે. સુખ આત્મારામપણામાં, વિકલ્પરહિત સ્થિર મનમાં છે અને તેવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી જેમ ખોરાક અને પાણીથી ભરપૂર ઘરમાં પ્રમાદી માણસ ભુખ્યો તરસ્યો પડયો રહે છે, તેમ આ જીવ સર્વ સગવડ છતાં મનને વશ થઈ પોતાના દોષોથીજ* દુર્ગતિભાજન થાય છે. ૯

મનની શુદ્ધિ નહિ થવાથી માઠી દશા.

**अकारणं यस्य च[1] दुर्विकल्पैर्हतं मनः शास्त्रविदोऽपि नित्यम् ।**
**घोरैरघैर्निश्चितनारकायुर्मृत्यौ प्रयाता नरके स नूनम् ॥१०॥** (उप.)

---

* પોતાના અનેક પ્રકારના દોષોથી આ જીવ દુર્ગતિભાજન થાય છે. દાખલા તરીકે ક્લેશ, મન્દતા, પ્રમાદ વિગેરે સ્વદોષો આવા પ્રકારના છે. (ધર્મવિજય.)

1 दु इति वा पाठ.

"જે પ્રાણીનું મન નિરર્થક માઠા સંકલ્પોથી નિરંતર પરાભવ પામે છે તે પ્રાણી ગમેતેવો વિદ્વાન હોય તોપણ ભયંકર પાપોવડે નારકીનું નિકાચિત્તઆયુષ બાંધે છે, અને મરણ પામે છે ત્યારે જરૂર નરકમાં જનારો થાય છે." ૧૦

**વિવેચન**—શાસ્ત્રનું યોગ્ય જ્ઞાન ધરાવનારા પ્રાણી જ્યારે અલ્પજ્ઞને પણ ન કરવાયોગ્ય કાર્યો કરે, ત્યારે વ્યવહારમાં શાસ્ત્રરહસ્યના અજાણ લોકો—અજ્ઞાન બાળજીવો ઘણીવાર બોલે છે કે ભાઈ એ તો 'જાણકાર' છે, એને 'આલોવતાં' આવડે છે વિગેરે. શાસ્ત્ર ભણેલો જ્યારે તેવાં પાપાચરણ કરે છે ત્યારે તેને માટે બીજા માણુસોને આવી ટીકા કરતાં સાંભળ્યા છે. આ ભાષા અસત્ય છે, અણુસમજથી ઉત્પન્ન થયેલી છે. જે શાસ્ત્રને જાણે, પાપને પાપતરીકે જાણે અને એક નિયમતરીકે નિઃશૂકપણે માત્ર મોઢેથી આલોવી જાય પણ બીજે દિવસે તેવીજ ચીકાશથી તે જ પાપકાર્યો કરે તો તેને અવિદ્વાન કરતાં વધારે પાપ લાગે છે; કારણકે પોતે સારી સ્થિતિએ પહોંચ્યો છે અને બીજાને આલંબનભૂત થયો છે. આ હકીકત વધારે સમજવાની જરૂર છે.

પાપબંધ[1] કે પુણ્યબંધ[2] પડે છે તે વખતે પ્રદેશબંધની સાથે રસબંધ પડે છે, એટલે કે જે કર્મ બંધાય છે તેની શુભાશુભતા તેમ જ તીવ્રતા મંદતા (intensity) કેવી છે એ નિર્માણ થાય છે. દાખલાતરીકે લાડુ ગળ્યા હોય પણ કેટલાકમાં મણે દશ શેર સાકર હોય અને કેટલાકમાં મણે દોઢ મણ સાકર હોય; તેમ જ ઔષધમાં કડવાપણાની તરતમતા હોય—એ પ્રમાણે રસમાં ફેર પડે છે. હવે જે રસબંધ પડે છે તે અધ્યવસાયની ચીકાશપર પડે છે અને અનુભવથી એમ માલૂમ પડે છે કે જ્ઞાનવાળો નિરપેક્ષપણે જો પાપકાર્યમાં પ્રવર્તે તો તે જેટલી ચીકાશથી પાપકાર્ય કરે છે તેટલી ચીકાશ સાપેક્ષવૃત્તિવાળા અલ્પજ્ઞ અથવા અજ્ઞને રહેતી નથી અથવા હોતી નથી. ઘણીવાર તો કહેવાતા વિદ્વાનના પરિણામ તદ્દન નિર્ધ્વંસ બની ગયેલા હોય છે. વળી જવાબદારી હમેશાં જ્ઞાન પ્રમાણે હોય છે. જેમ જ્ઞાન વધારે તેમ જવાબદારી વધારે. ભણેલ માણુસ ભૂલે તો ઠપકો વધારે અને ગુન્હો કરે તો સજા પણ વધારે; તેવીજ રીતે આપણે જોઇએ છીએ કે અજ્ઞાની માણુસ તો ઘણીવાર અજ્ઞાનપણાથીજ પાપ કરે છે. એને પાપબંધ થતો નથી એમ નથી, પણ તેની ચીકાશ ઉપર જણાવ્યું તેમ બહુ ઓછી હોય છે. માટે ભણેલ છે, એ તો આલોવી નાખશે એમ કહેનાર અને સમજનાર શાસ્ત્રનું રહસ્ય સમજતા નથી, તેમ કહેવાતો જ્ઞાની પણ તેવાં પાપાચરણ કરતો હોવાથી રહસ્ય સમજ્યો નથી.

---

૧ અશુભ પ્રકૃતિનો બંધ. ૨ શુભ પ્રકૃતિનો બંધ.

જ્ઞાનનો જો દુરૂપયોગ થાય તો તે મારીદેછે અને તેજ જ્ઞાનનો સદુપયોગ થાય તો તે કાર્ય સિદ્ધ કરી દે છે. રાજ્યદ્વારી જીંદગીનાં રોદણાં જુઓ તો અકારણે હજારો માઠા સંકલ્પવિકલ્પો કરવા પડે અને ઉથલપાથલ કરવી પડે; તેવીજ રીતે મોટા વ્યાપારમાં અને તેવી જ રીતે મહા આરંભોમાં થાય છે. આવી સ્થિતિનો માણસ વિદ્વાન્ હોય છે તેમાં તો શક નહિ, પણ તેના જ્ઞાનનો સદુપયોગ થતો નથી અને મનના રાજ્યમાં તણાઈ પોતાને હાથેજ ગળામાં ફાંસી નાખી રાવણ, દુર્યોધન, જરાસંધ, સુભૂમ વિગેરેની ગતિ પ્રાપ્ત કરવી પડે છે. વિદ્વાનોએ કહી પણ એમ ન સમજવું કે જ્ઞાન છે માટે વર્તનની જરૂર નથી. જ્ઞાન એવી વસ્તુ છે કે જો તેનો સદુપયોગ ન થાય તો તે વિપરીત પણ કરી નાખે છે. જે જ્ઞાનીઓ જ્ઞાનબળથી અકાર્યને અકાર્ય સમજી અશકયપણાવિગેરે કારણથી તેમાં ત્રાસ પામતાંચિત્તે પ્રવર્ત્તે છે અને નિરંતર તેમાં પ્રવૃત્તિ ન થવાને ઇચ્છે છે તેને ઉદ્દેશીને આ લેખ લખાયો નથી, પણ જેઓ વિદ્વાન્ ગણાતાં છતાં રાચી માચીને બહુ કપટ કેળવી પાપકાર્યમાં પ્રવર્ત્તે છે અને પોતાનો ખોટો બચાવ કરવા તત્પર થાય છે તેવાઓને માટે આ લેખ છે એમ સમજવું. ૧૦

### મનની શાંતીથી થતા ફાયદા.

**योगस्य हेतुर्मनसः समाधिः परं निदानं तपसश्च योगः ।**
**तपश्च मूलं शिवशर्मवल्ल्या, मनःसमाधिं भज[1] तत्कथञ्चित् ॥११॥** (उप.क.)

"મનની સમાધિ (એકાગ્રતા–રાગદ્વેષરહિતપણું) યોગનું કારણ છે, યોગ એ તપનું ઉત્કૃષ્ટ સાધન છે અને તપ શિવસુખવેલડીનું મૂળ છે, તેટલા માટે કોઈ પણ રીતે મનની સમાધિ રાખ." ૧૧

**ભાવાર્થ**—શાસ્ત્રનો કોઇપણ ગ્રંથ વાંચતાં જણાશે કે અગાઉ કહ્યું તેમ મનોનિગ્રહથી અશુભ કર્મબંધ રોકાય છે, પુણ્યબંધ થાય છે, એટલુંજ નહિ પણ તેથી પરિણામે મોક્ષપ્રાપ્તિ પણ થાય છે. શાસ્ત્રકાર કહે છે કે આત્માને ઉંચી પાયરીએ ચડાવવા પહેલાં શુદ્ધ ભૂમિકા કરવી જોઇએ. એક ભીંતપર ચિત્ર કાઢવાં હોય તો પ્રથમ તે સાફ કરવી જોઇએ. મનમાં દ્વેષ, ખેદ, વિકલ્પ, અસ્થિરતારૂપ ઝાંખરાં અને કચરો બાઝેલાં હોય ત્યાંસુધી ભૂમિકા અશુદ્ધ કહેવાય છે અને તેવી ભૂમિકાપર ગમેતેટલાં ચિત્ર કરો, અર્થાત્ વાંચન વાંચો, વિચારો, સાંભળો, પણ અસરકારક રીતે શોભતાં થશે નહિ. તે થવા-

[1] भव इति–पाठान्तर.

સારૂ મનને સ્થિર, એકાગ્ર, રાગદ્વેષસંકલ્પરહિત કરવાની પ્રથમ જરૂર છે. એક વખત સમતા પ્રાપ્ત થઈ, સ્થિતિસ્થાપકતા આવી એટલે મનપર કબજો આવશે. આવી રીતે જ્યારે યોગપર જય થાય ત્યારે ઇંદ્રિયોપર અંકુશ આવે છે અને તેથી છ બાહ્ય અને છ આભ્યંતર તપ કરવાનું સૂઝે છે અને કરેલાં તપ કર્મ તપાવવાનું-નિર્જરા કરવાનું પોતાનું કામ પણ ત્યારેજ કરે છે. ત્યાંસુધી ઘણુંખરૂં તો તપ કરવાનું મનજ થતું નથી; અથવા અજ્ઞાન કષ્ટરૂપ તપ, ફળની ઇચ્છા સાથે થાય છે, જે શાસ્ત્રકારની દૃષ્ટિમાં લગભગ નકામાંજ છે; તેથી મનઃસંયમપૂર્વક તપ થાય તો તેનાથો કર્મનિર્જરાદ્વારા તુરતજ મોક્ષપ્રાપ્તિ થાય છે. મોક્ષપ્રાપ્તિ કરી આ સંસારના હમેશાંના કચકચાટનો, રખડપટ્ટાનો છેડો આણવો એ સર્વનો અંતરંગ હેતુ છે અને તેનું મૂળ સાધન મનઃસમાધિ છે. સુજ્ઞ પુરુષોએ મનની સમાધિ રાખવા યત્ન કરવો એ ખાસ જરૂરનું કર્તવ્ય છે. ૧૧

મનધીવરનો વિશ્વાસ ન કરવો.

वंशस्थ. ( १२ थी १५ )

कुकर्मजालैः कुविकल्पसूत्रजैर्निबध्य गाढं नरकाग्निभिश्चिरम् ।
विसारवत् पक्ष्यति जीव ! हे मनःकैवर्तकस्त्वमिति मास्य विश्वसीः ॥१२॥ (अ.क.)

"હે ચેતન! મનધીવર ( મચ્છીમાર ) કુવિકલ્પ દોરીઓની બનાવેલી કુકર્મ જાળ પાશરીને તેમાં તને મજબૂત રીતે ગુંથી લાંબા વખત સુધી માછલાની પેઠે નરકાગ્નિમાં ભુંજશે, તેટલામાટે તું તેનાપર વિશ્વાસ રાખીશ નહિ." ૧૨

ભાવાર્થ—વિષયની શરુઆતમાંજ પ્રથમનો શ્લોક બહુ આલંકારિક વાપર્યો છે. શરુઆતમાં મનપર અંકુશ હોતો નથી ત્યારે શું કરવું તે અત્ર બતાવે છે. હે ચેતન ! તું એમ માને છે કે આ મન તો તારું પોતાનું છે, પણ તે તો એક ધીવરજેવું ખરાબ છે અને તારું પોતાનું નથી એ ચોકસ માનજે. તે તો મોટી મોટી જાળ પાથરશે અને તને તેમાં પકડી લેવા યત્ન કરશે અને પકડીને પછી નરકરુપ અગ્નિમાં ભુંજશે. આવા આવા તારા હાલહવાલ કરી નાખશે; માટે હે જીવરુપ મત્સ્ય! તું તારા શત્રુ, મનરુપ ધીવરનો વિશ્વાસ કરીશ નહિ. માછલું બિચારું પૌદ્ગલિક ઇચ્છાથી લેવાઈ જાય છે, તેને ધીવરે પાથરેલી જાળની ખબર પડતી નથી; તેમજ આ અજ્ઞાની જીવ મનધીવરની જાળમાં સપડાઈ જાય છે, ફસાઈ જાય છે અને નીકળી શકતો નથી. એ ફસાવનારી જાળ તારા કુવિકલ્પરૂપ સૂત્રથી બનેલી છે. આ ઉપરથી સાદા પણ ભારવાળા શબ્દોમાં જ્ઞાની મહારાજ ભલામણ કરે છે કે મનનો વિશ્વાસ કરવો નહિ. માછલાં પકડવા માછીમારો જાળ કેવી પાથરે છે તેનો અનુભવ હોય તે

સમજી શકશે કે એકવાર તેના સપાટામાં આવેલું માછલું પછી નીકળી શકતું નથી.

આપણે મનપર વિશ્વાસ રાખીએ અને પછી વાડજ ચીભડાં ગળવા માંડે ત્યારે કશો બચાવ કે ઉપાય રહેતો નથી, માટે ભાંગેલી ડાળપર બેસવાનો વિશ્વાસ ન રખાય તેમ તેનાપર વિશ્વાસજ કરવો નહિ. મન કુવિકલ્પોથી બનેલી જાળ કેવી રીતે અને કેવે કેવે પ્રસંગે પાથરે છે તેનું સહજ દષ્ટાંત જોવું હોય તો પ્રતિક્રમણમાં મન કેવા કેવા દૂર દેશમાં મુસાફરી કરી આવે છે તે યાદ કરવું. આવી શુદ્ધ જગ્યામાં, શુદ્ધ આસનઉપર, શુદ્ધ ગુરુ મહારાજની સમક્ષ પણ તે સખણું રહેતું નથી, માટે તેનો શો વિશ્વાસ કરવો?

મનનો વિશ્વાસ કરનાર નરકનાં દુઃખો ખમશે એટલુંજ નહિ પણ અત્ર પણ તેનું એકે કામ સિદ્ધ થઈ શકશે નહિ; માટે તેનો વિશ્વાસ ન કરતાં તેને પોતાના કબજામાં રાખવું. ૧૨

### મનને ક્રૂર રાક્ષસની ઉપમા.

**लब्ध्वापि धर्मं सकलं जिनोदितं, सुदुर्लभं पोतनिभं विहाय च ।**
**मनःपिशाचग्रहिलीकृतः पतन्, भवाम्बुधौ नायतिदृग् जडो जनः॥१३॥** (व्र.क.)

"સંસારસમુદ્રમાં ભટકતાં મહા મુશ્કેલીએ પ્રાપ્ત થઈ શકે તેવું, વહાણ જેવું, તીર્થંકરભાષિત ધર્મનાવ પ્રાપ્ત કર્યા પછી જે પ્રાણી મનપિશાચને તાબે થઈ તે નાવને તજી દે છે અને સંસારસમુદ્રમાં પડે છે તે મૂર્ખ માણસ ભવિષ્યમાં લાંબી નજર પહોંચાડનાર નથી." ૧૩

**વિવેચન**—તમે કોઈ વખત દરીઆની મુસાફરી કરી હશે તો જણાશે કે દરીઓ એટલો વિશાળ, અગાધ અને લાંબો છે કે વહાણવગર તેનો પાર પામી શકાય નહિ, તેમજ ભરદરીએ વહાણ ભાંગ્યું હોય તો પાર પામી શકાય નહિ અને ગમેતેમ થાય તોપણ વહાણને તજી તો શકાયજ નહિ અને કોઈ વહાણને તજી દે તો તેને મૂર્ખ સમજવો. એવીજ રીતે સંસારસમુદ્ર છે, તેનો પાર પામી દુઃખનો અંત કરી મોક્ષમાં જવું એ સર્વનું દષ્ટિબિંદુ છે અને તેનો પાર પામવામાટે ધર્મનૌકાનું સાધન જોઇએ. ધર્મ એટલે આત્મસ્વરૂપમાં સ્થિરતા અને રમણતા એ અર્થ સમજવો. એ ધર્મથી ભ્રષ્ટ કરવા મનપિશાચ હમેશાં આ જીવને પ્રમાદમદિરા પાઇને વિચારશૂન્ય :અંધજેવો બનાવી દે છે, એને વશ જે પ્રાણી પડે છે તેને નથી રહેતો કાર્યાકાર્યનો વિચાર કે નથી રહેતું ફરજનું ભાન; અને કદાચ જરા ભાન હોય તો તે પણ ભૂલી જાય છે. આ સ્થિતિ હોય ત્યારે આત્મસ્વરૂપરમણતા તો હોયજ કયાંથી? એના પરિણામે પ્રાણી ધર્મભ્રષ્ટ થાય છે એટલે સમુદ્ર તરવાનું વહાણ તજી દેછે

અને તેને પરિણામે સંસારસમુદ્રમાં આડાંઅવળાં ગોથાં માર્યા કરે છે. જરાવારમાં તળીએ જાય છે અને જરાવારમાં ઉપર આવે છે, પણ વહાણવગર તેનો નિ-સ્તાર થતો નથી. ઉલટો અનંતવાર ચોરાશીલક્ષયોનિમાં ભમ્યા કરેછે. આવી રીતે પ્રાપ્ત થયેલું શુભ વહાણ તજી દેનાર જીવને મૂર્ખ કહેવો એ સાર્થ છે.

પોતાની ફરજ બજાવવા માટે પ્રાપ્ત થયેલા આવા સારા પ્રસંગો માણસો ઘણીવાર જતા કરે છે, તેની ઉપેક્ષા રાખે છે, તેને ઇરાદાપૂર્વક પણ તજી દે છે. વસ્તુસ્થિતિ એવી છે કે ગત પ્રસંગ ફરી પ્રાપ્ત થતો નથી અને તેથી મોટો લાભ હાથથી જાય છે.

મન સંસારસમુદ્રમાં કેવી રીતે ફેંકે છે તે અનુભવસિદ્ધ છે. મનુષ્યને કલ્પના અને તર્કશક્તિ એ બે માનસિક શક્તિઓ હોય છે અને તે બેની ઉપર કાર્યરેખા અંકિત થાય છે. હુવે જ્યાંસુધી તર્કશક્તિ—વિચારશક્તિનું પરિબળ વધારે હોય છે ત્યાંસુધી તો કાર્ય સારાંજ થાય છે. પરંતુ ઘણીવાર બને છે એમ કે એક કાર્ય કરવાપહેલાં કલ્પનાશક્તિ બહુ બહુ સંકલ્પો કરે છે, શુભ કાર્યમાં ન ધારેલી આફતો આવી પડશે એમ તે બતાવે છે અને જરાજરામાં તો મોટા મોટા ડુંગરો ખડા કરી દે છે. આ કલ્પનાને વશ થઈ અલ્પમતિ જીવ આગામી કાળનો વિચાર કર્યાવગર કાર્યરેખા અંકિત કરે છે તેને પરિ-ણામે વાસ્તવિક લાભને બદલે દેખીતા લાભતરફ અથવા લાંબા વખતસુધી ચાલે તેવા પણ આગામી કાળમાં મળનારા લાભને બદલે થોડા પણ તાત્કાળિક લાભતરફજ લક્ષ્ય રાખે છે. આવા પ્રકારનાં મનને વશ થયેલા જીવો ધર્મ-ભ્રષ્ટ થઈ જાય છે અને સંસારસમુદ્રમાં ઘસડાય છે. સુજ્ઞનું કર્તવ્ય એ છે કે મનને નિરંકુશ કલ્પના કરવા દેવી નહિ, તેનાપર ઉંચી તર્કશક્તિનો કાબુ રાખવો. આવા વિદ્વાન વડીલના અંકુશતળે વિકસ્વર થયેલું મનરૂપ બાળક જ્યારે મોટી ઉમ્મરનું થાય છે ત્યારે કૂર્માપુત્રની જેમ જગત્માં પ્રતિષ્ઠા મેળવે છે અને ખસુસ કરીને તેની વૃત્તિ અસ્તવ્યસ્ત સ્થિતિમાં રહેતી નથી. ૧૩

મન જેનું ખાય છે તેનુંજ ખોદે છે.

सुदुर्जयं ही! [illegible]त्यदो मनो, रिपूकरोत्येव च वाक्तनू अपि ।<br>
त्रिभिर्हतस्तद्रिपुभिः करोतु किं, पदीभवन् दुर्विपदं पदे पदे ॥१४॥ (अ.क.)

" મહામુશ્કેલીથી જીતી શકાય એવું એ મન શત્રુના જેવું આચરણ કરે છે, કારણકે તે વચન અને કાયાને પણ દુશ્મન બનાવેછે. આવા ત્રણ શત્રુઓથી હણાયેલો તું સ્થાને સ્થાને વિપત્તિઓનું ભાજન થઇને શું કરી શકીશ ? " ૧૪

**વિવેચન**—અત્ર જે કહેવામાં આવ્યું છે તે પરવશ મનને માટે છે. પરવશ મન સ્વચ્છંદ આચરણ કરે છે એટલુંજ નહિ પણ શત્રુવટ કરે છે. પોતે અયોગ્ય વિચારો કરે છે તેની સાથે વચન અને કાયાને પણ શત્રુ બનાવી દે છે અને તેથી જીવને વચનપર અંકુશ રહેતો નથી અને તે નીતિધર્મ કે મર્યાદાની દરકાર કર્યા વગર કાયાથી પાપ સેવવા મંડી જાય છે. આવી રીતે પરવશ થયેલું મન પોતે શત્રુતા કરવાઉપરાંત બીજા બેને સાથે લે છે અને એ ત્રણ દંડથી દંડાયેલો જીવ અપમાન પામે છે, દુઃખ પામે છે, ગ્લાનિ પામે છે, માર ખમે છે અને મદ્યપાનીની પેઠે રખડ્યા કરે છે. બિલાડી દૂધ જોઇને લલચાય છે, પણ માથે પડનારી ડાંગ જોતી નથી. રસ્તાઉપર પડેલી થેલી-નેજ ચોર જુએ છે પણ છુપા વેશમાં નજીકમાં ઉભેલા ડીટેક્ટીવને ( છુપી પો-લીસને ) જોતો નથી, જુઠી સાક્ષી પૂરનાર લાંચનેજ જુએ છે, પણ પછી કેદની સજા થાય છે તે તરફ નજર પહોંચાડતો નથી. આ સર્વ મનની શત્રુતા છે. મન એને ખોટે રસ્તે દોરે છે. એનું કારણ ઉપરના શ્લોકમાં કહ્યું તેમ કલ્પ-નાશક્તિનું જોર અને તર્કશક્તિના અંકુશનો અભાવ છે; અને તેથીજ અનુભ-વરસિક યોગી ગાઈ ગયા છે કે—

‘ મુગતિતણા અભિલાષી તપીયા, જ્ઞાન ધ્યાન અભ્યાસે,
વૈરીડું કાંઈ એહવું ચીંતે, નાખે અવળે પાસે.
હો કુંથુજિન ! મનડું કીમહી ન બાઝે. ’

આવી રીતે મહાજ્ઞાની મુમુક્ષુઓને પણ ઉંધા પાટા બંધાવનાર મન છે અને મન વશ હોય તો એક ક્ષણવારમાં મોક્ષસુખ સન્મુખ કરી દે છે.

વચન ઉચ્ચારવાં કે કાયાની પ્રવૃત્તિ કરવી એ મનના હુકમઉપર આ-ધાર રાખે છે, તેથી જો મન પરવશ પડી ગયું તો પછી વચન અને કાયા ઉપર કાંઈપણ અંકુશ રહેતો નથી. મન, વચન કાયાને કબજે રાખવાં એ બહુ મુશ્કેલ પણ તેટલીજ જરૂરની ફરજ છે અને તે ત્રણેને સંબંધ એવો છે કે એક મન જો વશ થયું તો પછી બીજું સર્વ વશ થઈ ગયું સમજવું. ૧૫

### મનસાથે સુખ દુઃખનો સંબંધ.

अकृच्छ्रसाध्यं मनसो [illegible], परं च पुण्यं, न तु यस्य तद्वशम् ।
स वञ्चितः पुण्यचयैस्तदुद्भवैः फलैश्च ही ही हतकः करोतु किम् ॥१५॥ (उ.क)

“ વશ કરેલા મનથી મહા ઉત્તમ પ્રકારનું પુણ્ય બિલકુલ કષ્ટ વગર સાધી શકાય છે. જેને મન વશ નથી તે પ્રાણી પુણ્યના રાશિથી છેતરાય છે અને તેથી થનારાં ફળવડે પણ છેતરાય છે ( એટલે પુણ્યબંધ થતો નથી અને તેથી

બનારશં સારાં ફળ પણ પ્રાપ્ત થતાં નથી ). અહો અહો ! ! આવો હતભાગી જીવ બિચારો શું કરે ? ( શું કરી શકે ? )” ૧૫

ભાવાર્થ—મન વશ હોય તો અહીં ઇંદ્રાસન ખડું કરી શકાય છે, મોક્ષ સન્મુખ કરી શકાય છે, એટલે કે વશ મનવાળાને કાંઈ કાર્ય અશક્ય નથી. બીજી રીતે જેને મનપર અંકુશ નથી, જેનું મન અસ્થિર છે અને જેને મનમાં સંકલ્પવિકલ્પો થયા કરે છે તેને એક પણ કામ સાધ્ય થતું નથી. ચિદાનંદજી મહારાજ તેટલાજ સારૂ ગાઈ ગયા છે કે—

બચન કાય ગોપે દૃઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ;
તામે તું ન લહે શિવસાધન, જિઉ કણસુને દાન.
જબલગ આવે નહિ ઠામ

એટલે જ્યાંસુધી ચિત્તઘોડાની લગામ તારા હાથમાં નથી ત્યાંસુધી તને મોક્ષસાધન મળવાનું નથી. એવીજ રીતે શ્રીમદ્યશોવિજયજી મહારાજ પણ સ્વકૃત જ્ઞાનસારમાં કહી ગયા છે કે—

अंतर्गतं महाशल्यमस्थैर्यं यदि भोध्धृतम् ।
क्रियौषधस्य को दोषस्तदा गुणमगच्छतः ॥

અસ્થિરતારૂપી હૃદયગત મહાશલ્ય જો હૃદયમાંથી કાઢી નાખ્યું ન હોય તો પછી ક્રિયારૂપ ઔષધ ગુણ ન કરે તો તેનો શો દોષ? આવી રીતે મનમાંથી અસ્થિરતા કાઢી નાખી તેને તદ્દન દૃઢ બનાવી દેવું જોઇએ. મનની વક્રતા, જડતા, શૂન્યતા અને અસ્થિરતા આ જીવને બહુ ફસાવે છે; અને વાત એમ છે કે જેવાતેવા વિચાર કરનાર પણ એ જીવ—અને વિચારપર અંકુશ રાખનાર પણ એજ જીવ; તેથી જ્યાંસુધી અંકુશ રાખવાની જરૂરીઆત અને મનનું બંધારણ બરાબર સમજાયું ન હોય ત્યાંસુધી ઘણા જીવ તો એ વિષયપર ધ્યાન પણ આપી શકતા નથી. આટલી હકીકત ઉપરથી જણાય છે કે **મનને શુભ યોગોમાં પ્રવર્તાવવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે, વળી મનયોગનો સર્વથા નિરોધ કરવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે અને મનને નિરંકુશ મુકી દેવાથી અધઃપાત થાય છે.** આ ત્રણ નિયમ બરાબર ધ્યાનમાં રાખવા જેવા છે. મનનો તદ્દન નિરોધ બહુ ઉત્કૃષ્ટ સ્થિતિએ થાય છે તેથી તે ઉંચી હદના અધિકારીઓમાટે છે. અત્ર આખા પ્રસ્તાવમાં મનમાંથી સંકલ્પવિકલ્પો ઓછા કરવા અથવા અસ્થિરતા દૂર કરવી અને તેમ કરી મનને શુભ કાર્યોમાં દોરવું એ બતાવ્યું છે. વધારે અધિકારીમાટે શાસ્ત્રના વિશેષ ગ્રંથો છે.

ઉક્ત ન્યાયથી પરવશ મનવાળા જીવને પુણ્ય થતું નથી, પાપ થાય છે

અને પાપનાં ફળતરીકે દુઃખનો અનુભવ થાય છે. એક વાર પડવા માંડ્યા પછી સ્થિર થવું અને ચઢવા માંડવું બહુ મુશ્કેલ પડે છે. ડુંગરપરથી ગબડેલા પથ્થરના દૃષ્ટાંતે એ સ્પષ્ટ છે. એવી સ્થિતિમાં અટવાતો જીવ બહુ ખરાબ હાલત પ્રાપ્ત કરે છે અને નીચો ઉતરતો જાય છે. ૧૫

મનને પ્રાર્થના.

वसन्ततिलका. ( १६–१७ )

चेतोऽर्थये मयि चिरप्रसख प्रसीद,
किं दुर्विकल्पनिकरैः[१] क्षिपसे भवे माम् ।
बद्धोऽञ्जलिः कुरु कृपां भज सद्विकल्पान्,
मैत्रीं कृतार्थय यतो नरकाद्बिभेमि ॥ १६ ॥ (अ.क.)

"હે મન! મારા લાંબા વખતના મિત્ર! હું પ્રાર્થના કરૂં છું કે મારાઉપર કૃપા કર. ખરાબ સંકલ્પો કરીને શામાટે મને સંસારમાં નાખે છે? (તારી પાસે) હું હાથ જોડીને ઉભો રહું છું, મારાપર કૃપા કર; સારા વિચારો કર અને આપણી લાંબા વખતની દોસ્તી સફળ કર–કારણ કે હું નરકથી બીહું છું." ૧૬

**વિવેચન**—મનનો વિશ્વાસ ન કરવો એ તો ખરૂં, પણ તે તો અસ્તવ્યસ્તમણે ચાલ્યું જાય છે. ત્યારે હવે આત્મા તેને સમજાવે છે, તેની ખુશામત કરે છે. મન અને જીવને ઘણા વખતથી સંબંધ છે. જ્યારે સંજ્ઞી પંચેન્દ્રિયપણાની સ્થિતિમાં જીવ આવે છે ત્યારથી તેને મન હોય છે તેથી તેને લાંબા વખતના મિત્રની સંજ્ઞાથી બોલાવે છે. વળી કોઈ પાસેથી કાર્ય સાધવું હોય ત્યારે તેને મીઠાશથી બોલાવવાથી જલદી કામ થાય છે. હે મિત્ર મન! તું શું કરવા મને સંસારમાં ફેંકી દે છે? તું ખરાબ સંકલ્પો કરે છે તે છોડી દે તો મારા ભવના ફેરા મટી જાય. જે લાંબા વખતના મિત્રો હોય તે એકબીજાનું સાંભળે છે તો મહેરબાની કરી હવે આ બધું તોફાન છોડી દે.

મનને આવી રીતે પુનઃ પુનઃ પ્રાર્થના કરવાથી તે બાબતમાં ચીવટ થાય છે અને છેવટે વિકલ્પો ઓછા થાય છે. આમ પ્રાર્થનાનું વારંવાર પુનરાવર્તન થાય તો પછી મનપર અંકુશ આવી જાય છે, એ બીજું પગથીયું (Stage) છે. એ પગથીયું આવતાં જીવ તેના સાધ્યબિંદુની બહુ નજીક થઈ ગયો એમ સમજવું.

---

[१] निकरे इत्यपि पाठः सार्थो दृश्यते.

"નરકથી બીહું છું." એટલે આ ભવ અને પરભવમાં થતી અનેક પીડાઓથી બીહું છું એમ સમજવું.

મનને પ્રાર્થના કરવી એટલે તે વાત મનપર વારંવાર ઠસાવવી. કાર્યસિદ્ધિનું આ પ્રથમ પગથીયું છે. ૧૬

યુક્તિને લીધે મનની દોસ્તીથી જીવનું છૂટું પડવું.

रे चित्त वैरि तव किं नु मयापराद्धं,
यद्दुर्गतौ क्षिपसि मां कुविकल्पजालैः।
जानासि मामयमपास्य शिवेऽस्ति गन्ता,
तत्किं न सन्ति तव वासपदं ह्यसंख्याः ॥१७॥ (अ.क.)

"હે ચિત્તવૈરિ! મેં તે તારો શો અપરાધ કર્યો છે કે તું કુવિકલ્પજાળવડે મને બાંધીને દુર્ગતિમાં ફેંકી દે છે? શું તારા મનમાં એમ આવે છે કે આ જીવ મને તજીને મોક્ષમાં ચાલ્યો જવાનો છે (અને તેથી મને પકડી રાખે છે)? પણ તારે શું રહેવાનાં બીજાં અસંખ્ય સ્થાનકો નથી?" ૧૭

ભાવાર્થ—શાંત સ્થાનમાં, શાંત વખતે, અનુકૂળ સંજોગોમાં, શાંત જીવ પોતાનાં પાછળનાં કૃત્યો-વિચાર-વર્તનનું અવલોકન કરે છે, તેને અત્ર વર્ણવેલી સ્થિતિ પ્રાપ્ત થાય છે. તે વખતે બરાબર [1]શીશી મૂકનારને બોર બોર જેવડાં આંસુ પડે છે, સંસાર કડવો ઝેર લાગે છે અને મનને પછી ઉપદેશ આપી ભવિષ્યમાં એમ ન કરવા સૂચવે છે; આ સ્થિતિ પ્રતિક્રમણાદિ અવસ્થામાં પ્રાપ્ત થાય છે. જો કે લખવું અપ્રસ્તુત નથી તેથી લખાય છે કે આવશ્યક ક્રિયા આવી રીતે વિચાર કરીને કરવાની બહુજ જરૂર છે. ગડબડ કરી અડધી કલાકમાં પ્રતિક્રમણ ખલાસ કરી આત્માનો ઉદ્ધાર થયો એમ માનનાર ગમેતેમ માને પણ થયેલ પાપપર નિરીક્ષણ કરી, અંતઃકરણથી પસ્તાવો કરી, ફરી ન કરવાનો નિર્ધાર કરવો, ન કરવાનો અભ્યાસ પાડવો, એજ આવશ્યક ક્રિયાનો ઉદ્દેશ છે. ન કરવી એમ કહેવાનો ઉદ્દેશ નથી પણ ઉક્ત રીતે શુદ્ધ મનથી કરવું, તેમ ન થઈ શકે ત્યાંસુધી તે દશાની ભાવના રાખી પ્રમાદરહિતપણે કરવાનો અભ્યાસ પાડવો એજ તેનો નિર્દેશ છે.

એવી શાંત અવસ્થામાં આ જીવ ઉંચી પાયરીએ, ગુણસ્થાનપર ચડતો જાય છે. એકને એક ગુણસ્થાનમાં પણ ગુણોની બહુ તરતમતા છે. જીવ ઉંચી સ્થિતિપર જાય છે ત્યારે વિચાર શુદ્ધ થતા જાય છે. મનને તો અત્ર ફક્ત

[1] થરમામીટરપર રૂપક છે.

આક્ષેપ છે. મનને કહે છે કે વળી તને બીક લાગતી હશે કે આ જીવ કાંઇક મારી દોસ્તી છોડી દેશે, પણ તારે તો મારા જેવા અસંખ્ય જીવો રહેવાનાં સ્થાનક તરીકે ઉપયોગમાં લઈ શકાય તેમ છે. વાતનો સાર એ છે કે જ્યારે શાંત ભાવ પ્રાપ્ત થાય ત્યારે મનને સારી રીતે સમજાવી, વસ્તુસ્થિતિનું ભાન કરાવી તેને કબજામાં લઈ લેવું.

મનની શુદ્ધિથી લાભ અને તેની અશુદ્ધિથી ગેરલાભ.

मालिनी.

यदि वहति त्रिदण्डं नग्नमुण्डं जटां वा,
यदि वसति गुहायां वृक्षमूले शिलायां ।
यदि पठति पुराणं वेदसिद्धान्ततत्वं,
यदि हृदयमशुद्धं सर्वमेतन्न किञ्चित् ॥ १८ ॥ (सू. मु.)

ગમે તો ત્રણ દંડ ધારણ કરો અથવા નગ્ન થઈ ફરો. મુંડન કરાવો કે જટા ધારણ કરો. પર્વતની ગુફામાં વસો કે ઝાડની નીચે રહો અથવા શિલા ઉપર બિરાજો. ગમે તો પુરાણ ભણો કે વેદના કે સિદ્ધાંતના તત્વને ઓળખો પણ જ્યાં સુધી અંતઃકરણ શુદ્ધ થયું નથી ત્યાં સુધી સર્વ નિરર્થક છે.

સારાંશ—મન શુદ્ધ થયા વિના ગમે તે સ્થાનકે રહી પ્રભુ ભજન કરો તે સર્વ નિષ્ફળ છે અર્થાત્ મનને તાબામાં લઈ શુદ્ધ કરવાની પ્રથમ જરૂર છે. ૧૮

મનનો કઢંગો વિહાર.

शार्दूलविक्रीडित. (१९–२०)

अज्ञानाद्रितटे क्वचित्क्वचिदपि मन्मथगर्तान्तरे,
मायागुल्मतले क्वचित्क्वचिदहो निन्दानदीसङ्कटे ।
मोहव्याघ्रभयातुरं हरिणवत्संसारघोराटवी-
मध्ये धावति पश्य सत्वरतरं कष्टं मदीयं मनः ॥ १९ ॥ (का. स. गु.)

હે ભાઈ! જો, ખરેખર મારૂં મન હરિણની પેઠે ચેષ્ટા કરી રહ્યું છે અને તે મને દુઃખ દે છે—પીડા કરે છે. કારણ કે તે કોઈ વખત અજ્ઞાનરૂપી પર્વતના કાંઠા ઉપર ભટકે છે. કોઈ વખત કામદેવરૂપી ખાડામાં ગોથાં ખાય છે. કોઈ વખત કપટમય ઝાડીની અંદર પેસે છે. કોઈ વખત નિંદારૂપી નદીના સંકટમાં તણાય છે. કોઈ વખત મોહરૂપી વાઘના ભયથી વ્યગ્ર થઈ સંસારરૂપી ઘોર જંગલના મધ્ય ભાગમાં વધારે ચંચળ થઈ દોડે છે. ૧૯

સારાંશ—મનુષ્ય અજ્ઞાનથી માયાવશ થઈ સંસારના ખાડામાં પડે છે.

ત્યાં નિંદ્રાથી થતાં દુઃખો મોહમાં પડીને ભોગવે છે. એટલે છે દુઃખ છતાં સુખ માને છે એ ખરેખર કષ્ટ છે. ૧૯

મનને જેવું સારૂં કે માઠું શિક્ષણ આપશો તેવું તે સારી કે માઠી ચેષ્ટા કરશે.

**संपृष्टा विबुनैकदा निकटगाः कृष्णं कथं कज्जलं,**
**नोवर्त्यादिषु कालिमा किल ततः प्राहैकधीमान् नृपम् ।**
**ध्वान्तं भक्षति दीपकस्तु नृपते तेनैव कृष्णाञ्जन-**
**माहारो भुवि यादृशो भवति वा नीहारकस्तादृशः ॥२०॥** ( दृ. श. )

રાજાએ પોતાની સભામાં સભાસદોને પૂછ્યું કે દીવાનો અગ્નિ રાતો પીળો છે, વાટ કપાસની ધોળી છે તેલ પણ રાતું પીળું છે છતાં દીવાની શિખા ઉપરથી કાજળ કાળુ કેમ ઉત્પન્ન થયું ? એ સાંભળી એક ચતુર-ડાહ્યો માણસ બોલ્યો કે અંધકારનો નાશ કરવા આપણે દીવો કરીએ છીએ એટલે દીવો કાળા અંધકારને ખાય છે અને તેથી કાળું કાજળ ઉત્પન્ન કરે છે. કારણ કે પૃથ્વીમાં જે જેવા રંગનું ભોજન કરે તે તેવા રંગની ઉત્પત્તિ કરે છે. ૨૦

## મનનાં અવળાં આચરણો.

મનહર. ( ૨૧ થી ૨૪)

હાથને હુકમ કરૂં તેમ કામ કરે હાથ,
પગને ચલાવા ચાહુ તેમ પગ ચાલે છે;
આંખને હું આગના કરૂં તે અવલોકે આંખ,
કાન ઘણા શબ્દ સુણી ઘટમાંહી ઘાલે છે;
જીભને બોલાવું તેમ તેતો બોલે છે વિચારી,
ડોકને હલાવા ચાહુ તેમ ડોકું હાલે છે;
મન મારો હુકમ ન માને દલપત કહે,
ખાતરી પોતાની કરી ખરી વાત ઝાલે છે. ૨૧

પલહીમેં મરીજાય પલહીમે જીવતુ હૈ,
પલહીમેં પરહાથ દેખત વીકાનો હૈ;
પલહીમેં ફીરત નૌખંડહી બ્રહ્માંડ સબ,
દેખ્યો અનદેખ્યો સોતો યાતે નહિ છાનો હૈ;
જાતો નહિ જાનીયત આવતો ન દીસે કછુ,
ઐસેસી બીલાઈ અબ તાસું પર્યો પાનો હૈ;

સુંદર કહત આકી કતિ હુત લખી પરે,
મનકી પ્રતીત કોઈ કરૈ સો દીવાનો હૈ. ૨૨

દેખવેકું દોરે તો અટકી જાય વાહી ઔર,
સુનવેકું દોરે તો રસિક સિરતાજ હૈ;
સુંઘવેકું દોરે તો અઘાય ન સુગંધ કરી,
ખાયવેકું દોરે તો ન ધાપે મહારાજ હૈ;
ભોગહીકું દોરે તો ત્રીપત નહિ હોઈ કયુંહી,
સુંદર ફૂરત આહી નેહકી ન લાજ હૈ;
કાહુકો ન કહ્યો કરૈ આપુનીહી ટેક ધરે,
મનસો ન કોઉ હમ દેખ્યો દગાબાજ હૈ; ૨૩

રંકકું નચાવે અભિલાષ ધન પાયવેકી,
નિંશિદિન શોચ કરી એસેહી પચત હૈ;
રાજાહી નચાવૈ સબ ભૂમિહિકો રાજ લેવા,
ઓરહુ નચાવે જોઈ દેહસું રચત હૈ;
દેવતા અસુર સિધ પન્નગ સકલ લોક,
કીટ પશુપક્ષી કહું કૈસેકે બચત હૈ;
સુંદર કહત કાહુ સંતકી કહી ન જાય,
મનકે નચાયેં સબ જગત નચત હૈ; ૨૪

---

ઈંદ્રવિજય.

શ્વાન કહું કે સીયાલ કહું કે બીલાડ કહું મનકી મતિ તૈસી,
ઢેડ કહું કિધુ કમ્મ કહું કિધુ ભાંડ કહું કિધુ ભંડઈ જૈસી;
ચોર કહું બટખોર કહું ઠગ જાર કહું ઉપમા કહું કૈસી,
સુંદર ઔર કહા કહીએ અબ આ મનકી ગતિ દીસત ઐસી. ૨૫

---

મન બગડતાં સઘળું બગડે—મન સુધરતાં સઘળું સુધરે.

મનહર.

તોસો ન કપૂત કોઉ કીતહુ ન દેખીયત,
તોસો ન સુપુત કોઉ દેખીયત ઔર હૈ;
તુહી આપ ભૂલે મહાનીચહીકે નીચ હોઇ,
તુહી આપ જાણે તો સકલ સિરમોર હૈ;
તુહી આપ ભ્રમૈતબ જગત ભ્રમત દેખે,
તેરે સ્થિત ભયે સબ ઠોરહીકો ઠોર હૈ;

તુહી જીવ રૂપ તુહી બ્રહ્મહે આકાશવત,
સુંદર કહત મન તેરી સબ દોર હે. ૨૬ સુંદર.

***અવિચારી, કામાંધ મનવો ચંડાળ, કેવી રીતે મહાસદાચારી સંત મહાત્મા થયો.**

**દૃષ્ટાંત**—માધવપુર નામે એક નગરમાં ભદ્રિકસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો; તેને ગુણધર્મા નામે એક સુશીલ, ધર્માત્મા, ગુણવંતી રાણી હતી; તેજ નગર મધ્યે તે રાજાના મહેલનું પાયખાનું સાફ કરનાર મનવો કરીને એક ચંડાળ, તેની વિષયા નામે ચંડાલણી સ્ત્રીસાથે વસતો હતો; એકદા તે મનવાએ પાયખાનું સાફ કરતાં કરતાં નીચેથી ઉપર જોતાં રાણીનું સ્વરૂપ દીઠું, અને અત્યંત મોહ પામ્યો, અને ત્યારથી તેને વિષે તે એટલો તો કામાંધ થયો કે તે દિવસે દિવસે શરીરે લેવાતો ગયો, રાણીના સમાગમ વિના તેને ચેન પડે તેમ હતું નહિ, અને તે વાત તો છેકજ અશક્ય હતી, તેથી તે કોઇને કહી પણ શકે નહિ, અને કામવિકારનો ત્યાગ પણ થાય નહિ, તેથી તેને તો સર્પે છછુંદર ગળ્યાજેવું થયું; તેની સ્ત્રી વિષયાએ પોતાના પતિને કોઈ મહાવ્યાધિ કે ચિંતાથી દુર્બળ થતો જાણીને મનવાને તેનું ખરૂં કારણ આગ્રહપૂર્વક પૂછતાં મનવાએ રાણીઉપરનો પોતાનો વિકાર ભાવ જણાવ્યો, જે સાંભળીને વિષયાએ તેને ઘણો નિર્ભ્રછયો, અને કહ્યું કે "આમાં તો તાહરૂં મોત થશે અને કાંઈ વળશે નહિ, માટે સમજ અને દુર્ધ્યાનનો ત્યાગ કર," પણ મનવો એકનો બે થયો નહિ; પછી વિષયા લાચાર બનીને પોતાના પતિનું કામ કોઈ રીતે સિદ્ધ થાય એવા હેતુથી એક દિન રાજમહેલની સામે આવીને રાણી સાંભળે તેવી રીતે છાતીફાટ રૂદન કરવા લાગી, તેને ઘણા વખત સુધી અતિ કલ્પાંત કરતી જોઇને રાણીએ તેને પોતાની કાંઇક નજીક બોલાવીને પૂછયું, કે "તને એવડું કયું દુઃખ છે કે આટલું બધું રડે છે?" વિષયા કહે કે, "અન્નદાતા, રાણીજી સાહેબ, કંઈ કહી શકાય તેવી વાત નથી અને દુઃખથી રહેવાતું નથી માટે રડું છું;" રાણી મહા દયાળુ ધર્માત્મા હોવાથી બહુજ મીઠે વચને વિષયાને આસનાવાસના કરીને પૂછતાં તેણે પોતાના પતિની જે હકીકત હતી તે શરમાતાં શરમાતાં નિવેદન કરી અને કહ્યું કે "મારો પતિ જરૂર મરણ પામશે, માટે હવે હું શું કરૂં?" રાણીએ કહ્યું કે "ફિકર નહિ; હું તને જે ઉપાય બતાવું છું તે પ્રમાણે જો તારો પતિ બરાબર કરે, તો તેની મુરાદ બર આવશે; તે ઉપાય એ છે કે, આપણા શહેરના મહોટા માણેક ચોકના મધ્ય ભાગમાં જ્યાં ચાર રસ્તા ભેગા થાય છે, તે ઠેકાણે જોગીને વેષે

* સજ્જન સન્મિત્ર.

એક મહિના સુધી ઉપવાસસહિત સર્વ પ્રકારે મૌનપણે નાસિકાના અગ્ર ભાગ ઉપર નેત્રને સ્થાપી, ઉભો ઉભો એકાગ્ર ચિત્તે મ્હારૂં ધ્યાન કર્યા કરે, અને તે દરમ્યાનમાં બીજે ક્યાંય પણ તેનું ચિત્ત જો જાય નહિ તો એક માસને અંતે હું તેની પાસે હાજર થઇશ, પણ જો તેના ધ્યાનમાં લેશ પણ ખામી આવી જાણીશ તો તેનો સર્વ શ્રમ તથા મનોરથ વ્યર્થ થશે, તેની આસપાસ ફરતા મારા ચોકીદારો રાત દિવસ રહેશે. માટે જો બની શકે તો પૂછી આવ, અને હા પાડે તો કાલ સવારથી તે પ્રમાણે કરવું શરૂ કરે." પછી વિષયાની વાત સાંભળતાં મનવો જે મરણપથારીએ પડયો હતો, તે તુરતજ હોંશમાં આવી ગયો, અને મળવાનો કોઇ પણ ઉપાય છે, એમ જાણી અને તે પણ રાણીએ પોતેજ કહેલો હોવાથી તત્કાળ બીજી સવારથી જોગી બનીને માણેક ચોકની વચમાં જઇને એકાગ્ર ચિત્તે રાણીનું ધ્યાન કરતો ઉભો રહ્યો; કેટલાએક દિવસ એમ વિત્યા, તેટલામાં તો નગરના ભોળા મરદો તથા સ્ત્રીઓનાં ટોળેટોળાં આ મહાત્મા તપસ્વી યોગીના દર્શનાર્થે, સેંકડો ભેટસોગાદ, નજરાણાં, બક્ષિસો લઇને નિકળી પડયાં, અને મનવાની આગળ તો હીરા, માણેક, મોતી વિગેરે ઝવેરાત, તથા સોના રૂપાના સિક્કાઓનો, તથા અમૂલ્ય વસ્ત્રાલંકારોનો મોટો ઢગ થયો, જેની કિંમત કરોડો રૂપીયાથી પણ અધિક થતી હતી, તે સર્વની ચોકી રાણીના સુભટો ત્યાં ફરતા રહી કરતા હતા; એમ કરતાં કરતાં મ્હોટા શેઠશાહુકારો, અમલદારો, અને છેવટે મંત્રી વર્ગ તેમજ રાજા પણ આ મનવા યોગીશ્વરની પૂજા, ભક્તિ, સેવા અર્થે અવારનવાર પધારવા લાગ્યા, અને ગામોગામ મનવાની કીર્તિ પ્રસરી ગઈ. હજારો ગાઉથી લોકો તેની જાત્રાને અર્થે આવતા હતા; અંતે એક માસ પૂરો થયો, તેવારે મનવે અવધિ પૂરી થઈ જાણીને ધ્યાન સમાપ્ત કર્યું, અને પોતાની આગળ જૂએ છે તો લાખો લોકો અને પુષ્કળ દોલત ચોપાસે ફરી વળેલ દીઠાં, જે ઉપરથી વિચાર કરવા લાગ્યો, કે "અહો! આ શું? મૌનપણે દૃઢ ચિત્તે તપયુક્ત કરેલ અશુભ એકાગ્ર ધ્યાનનો પણ મહિમા તો જૂઓ! હા હા! આ સર્વે કષ્ટ, માત્ર મારા દુષ્ટ વિકારની પુષ્ટિમાટે કરૂં? નહિ નાહે, લોકોએ મને તેવો જાણીને, આ ભક્તિ કરી નથી, પણ બહારના રૂપપ્રમાણે અંતરનું શુદ્ધ માનીને કરે છે, જૂઓ, આ તેઓ મારી પ્રશંસા કરી રહ્યા છે; માટે મારે તો આ ધ્યાનમાંથી દુષ્ટ વિકારી આશીભાવ કાઢી નાખીને ભલા ભગવાન જે પરમાત્મા તેનુંજ હવે આ પ્રમાણે નિરંતર ધ્યાન કર્યા કરવું, અને તે પ્રભુનુંજ મને શરણ હો; તે મહાત્મા રાણી સાહેબનું સદાકાળ ભલું થાઓ, જેણે મને આવી ઉત્તમ યુક્તિથી સર્વોત્તમ

માર્ગે ચડાવ્યો; અહો આ વેષનો પ્રભાવ ! અહો આ ક્રિયાનું સુખ ! તેથી મને શાંતિમય પરમ આલ્હાદ સાક્ષાત્ કેવો અનુભવવામાં આવે છે ! અહો ? હું એક નીચ ચંડાળ દુરાત્મા, પાપિષ્ઠ છતાં મ્હોટા મ્હોટા રાજાઓ તથા શ્રીમંતોનો પૂજનિક થયા; તે શાથી ? જરૂર જરૂર પૂર્વે થઈ ગયેલા મહાત્મા યોગીઓની વાનકીથી પણ મને તો માત્ર બાહ્ય ક્રિયાડંબરે આટલો બધો લાભ જણાય છે, તો જો હું શુદ્ધ મને શુદ્ધ પરમાત્મધ્યાનજ કરૂં, તો હું ખરેખરો યોગી થઈ મારા આત્માને વૈકુંઠમાં મોકલી શકું; માટે બસ, આ સર્વ મિથ્યાટોપ, અસત્ય ડોળ અને માયા પ્રપંચથી સર્યું. બસ મહારે તો હવેથી માસ માસના ઉપવાસ આવી રીતે શુદ્ધ ધ્યાનપૂર્વક કરવા, મહારાણી સાહેબનો સદાય ઉપકાર માનવો અને સર્વથા ત્યાગી રહીને આજ સ્થળે મારો દેહોત્સર્ગ સુખ સમાધિમાં થાઓ એવી હું દ્રઢ પ્રતિજ્ઞા કરૂં છું. ” આમ વિચાર કરે છે, તેવામાં રાણી એકદા બપોરે ત્રણ બજે ભાતભાતનાં ભોજન ખાનપાનાદિ અતિ સુંદર મધુર પદાર્થોથી ભરેલા સુવર્ણ થાળ, ફળ ફૂલથી ભરેલી સુવર્ણ રકાબીઓ, તથા સુગંધિ મિષ્ટ જળમય રત્નજડિત સુવર્ણ કલશા અને વિવિધ તાંબૂલ મુખવાસ પ્રમુખ લઇને સોળે શણગાર સજી, “ મનવાની સન્મુખ, રાજા સહિત આવીને હાજર થઈ, મનવાને બોલાવ્યો કે “બોલ હવે તારી શી ઇચ્છા છે ? હું આ તારી પાસે ઉભી છું. ”

મનવો લજ્જા પામતો થકો પણ આંખમાં પરમ હર્ષનાં આંસુ લાવીને અતિ નમ્ર થયો થકો બે હાથ જોડીને રાણીને મહા ભક્તિપૂર્વક પગે લાગ્યો, અને બોલ્યો કે “ હે માતા ! હે ધર્માત્મા ! હે દયામૂર્તિ ! અહો મારી પરમ ગુરૂણી પરમ સુખદાતા, તમારૂં જુગોજુગપર્યંત કલ્યાણ થાઓ, ચિરંકાળ સુખમાં રહો, અને મારો અપરાધ ક્ષમા કરીને મને આવી રીતે મહારૂં આત્મકલ્યાણ કરવામાં સદા સહાયભૂત થાઓ. ” પછી રાણીએ તેની ઘણી પ્રશંસા કરી, તેને સારી રીતે ભોજન કરાવ્યું, હવે તે દિવસથી મનવો પોતાની પ્રતિજ્ઞાપ્રમાણે વર્તવા લાગ્યો; અને તેને પરિણામે તેની પરમ સદ્ગતિ થઈ અને તેની સર્વ દોલતમાંથી ચોથો ભાગ તેની સ્ત્રીને તથા બીજો ચોથો ભાગ તેના કુટુંબ પરિવારને, શેષ સાર્વજનિક કલ્યાણાર્થે અર્પણ કરવામાં આવ્યું.

ઉપનય—વિષય કષાય યુક્ત દુર્ધ્યાનવાળું પ્રાણીનું મન તે મનવો જાણવો. અજ્ઞાની બાહ્ય દેખાવ, બાહ્ય ક્રિયા, અને બાહ્ય આટોપથી ભોળવાઈ જતા એવા ધર્માંધ પેમલા પેમલીરૂપ જે ભોળા લોકો તેરૂપ ભદ્રિકસિંહ રાજા જાણવો; અને વિષયાધીન અશુદ્ધ વહેવાર પ્રવર્તક, નિપુણ દયામય જિનમતિરૂપ તે ગુણદર્મા રાણી જાણવી, અને સંત, સદાચારી મહાત્મા યોગીરૂપે સુધરેલા

શુદ્ધ ચેતનને સુમતિવંત સંત મનવો જાણવો; તથા દંભિ, વેષધારી, બાહ્યાડંબરી, પાખંડી કુગુરૂઓ, માત્ર નામધારી સાધુ, જોગી, સંન્યાસીરૂપ પૂર્વાવસ્થાનો અશુદ્ધ મનવો જોગી જાણવો.

વાંચનાર ! આ અધિકાર વાંચવાથી તમારા ધ્યાનમાં બરાબર આવ્યું હશે કે મનનો સ્વભાવ ચંચળ છે. તેની ચંચળતા મટાડી તેને સ્થિર કરો તોજ તે આત્મચિંતનજેવા ઉત્તમ વ્યાપારમાં જોડાઈ શકે. પણ જો તેતરફ તમે બેદરકાર રહો તો આપણો મુખ્ય નોકર આપણા દબાણવગર અને આપણી યોગ્ય દેખરેખવગર તેના હાથ નીચેનાં હલકા દરજ્જાનાં બીજાં માણસો જેઓની પાસે આપણાં અગત્યનાં કાર્યો હોય છે તેઓની પાસેથી તે યોગ્ય કામ લેવાને બદલે તે બેદરકાર રહી મોજશોખમાં પડી તે માણસોને પણ તેમની હલકી ઇચ્છા મુજબ મોજશોખ કરવા દેઈ અને આપણું કામ બગાડે છે તેવીજ રીતે સંયમવગરનું આપણું મન પણ અયોગ્ય વ્યાપારોમાં જોડાય છે અને ઇંદ્રિયોને ખરાબ વિષયોમાં જોડાતાં અટકાવી શકતું નથી; એટલુંજ નહિ પણ પોતે તેને તેમાં જોડાવાનું ઉત્તેજન આપે છે અને પોતાનો દરજ્જો ગુમાવી ઉલટું ઇંદ્રિયોને તાબે થઈ જઈ આપણું જીવન બગાડી દેછે, પણ એજ મનને ઉત્તમ વિચાર, ઉત્તમ ઉપદેશ, સંયમવગેરે સ્થિરતાના યત્નોથી પ્રભાવશાળી અને પ્રબળ બનાવ્યું હશે તો તે ઇંદ્રિયોને પોતાના કબજામાં રાખશે, તેના તરફનો ચિંતાનો બોજો તમારાપરથી ઉતારી નાંખશે અને અભ્યુદયના માર્ગમાં આગળ વધવામાં તમને મદદગાર થશે એ ચોક્કસ છે. નબળું મન કદી પણ મદદગાર થવાનું નથી. માટે ઉત્તમ મનોબળ સાધવું એની પહેલી જરૂર છે અને તેથીજ આ મનોવ્યાપાર અધિકારને રજા આપવાની સાથે મનોબળ—અધિકારને આવકાર આપવામાં આવે છે.

## मनोबळ—अधिकार.

૨૧ શરીરબળ, ઇંદ્રિયબળ, મનોબળ અને આત્મબળ એમ બળના ચાર ભાગ પાડી શકાય છે તેમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ બળ જોવામાં આવે છે.

શરીરબળવાળા કરતાં ઇંદ્રિયબળવાળા પુરૂષો જય મેળવે છે અને ઇંદ્રિયબળઉપર મનોબળની સત્તા ચાલે છે પરંતુ સર્વ બળમાં આત્મબળ સર્વઉપર સામ્રાજ્ય ભોગવે છે.

આત્મબળ જામ્યા પછી મનોબળની સત્તા સ્વતંત્ર રહી શકતી નથી. શુદ્ધ મનોબળ કે આત્મબળ એક કહીએ તો કાંઈ પણ ગેરવ્યાજબી નથી. આ ઠેકાણે આત્મબળનો અંતર્ભાવ રાખી શુદ્ધ મનોબળની સત્તા વર્ણવી છે.

જે ધર્મ વર્ણન એક નિર્બળ માણસ કહી બતાવે ત્યારે શ્રોતાજનને હસવું આવશે. અને તેજ ધર્મક્રિયાને શુદ્ધ મનોબળવાળો પુરૂષ પોતાના દૃષ્ટાંતની સાથે જ્યારે કહી બતાવશે તથા વારંવાર જોસભર લાગણી બતાવી અને તે પ્રમાણે વર્તન કર્યું છે તથા પ્રત્યક્ષ કરી બતાવે છે ત્યારે શ્રોતાજન તે વસ્તુને હર્ષની સાથે વધાવી લેશે અને તે ઉપદેશ માનની સાથે પોતાના વર્તનમાં ઉતારશે. એ સર્વ પ્રતાપ મનોબળઉપર રહેલો છે.

સરકસમાં આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે સિંહજેવું ક્રૂર પ્રાણી મેનેજરની હાકથી નિર્બળ બકરીજેવો બને છે. કારણ કે સિંહપર તેના મનોબળની સત્તા જામી ગઈ છે.

નિર્બળ મનનાં માણસો રાત્રિએ પણ ઘર બહાર નિકળતાં થરથર ધ્રૂજે છે. એ માણસોથી ઈષ્ટસિદ્ધિ મેળવાવી અશક્ય છે. તેથી મનને વજ્રમય બનાવવાની ટેવ પાડવી કે જેથી ઇષ્ટસિદ્ધિ મેળવી શકાય.

મનોબળની શ્રેષ્ઠતા.

उपजाति. (१ थी २)

त्रैलोक्यमेतद्बहुभिर्जितं यै-<br>
र्मनोजये तेऽपि यतो न शक्ताः ।<br>
मनोजयस्यात्र पुरो हि तस्मात्,<br>
तृणं त्रिलोकीविजयं वदन्ति ॥ १ ॥ (हृ. प्र.)

અર્થ—મનનું દુર્જયપણું બતાવવા માટે કહે છે કે–આ ત્રણ જગત ઘણાએ જીતી લીધાં, અર્થાત્ ચક્રવર્તિપણું મેળવીને છ ખંડ જીત્યા. ઇંદ્રપણું પામીને અધોલોક તથા ઉર્ધ્વલોકનું સ્વામિત્વ મેળવ્યું; એવા પુરૂષો પણ મનનો જય કરવાને શક્તિવંત થયા નહિ; તેથી મનના જયની પાસે ત્રણ લોકનો જય પણ તૃણતુલ્ય છે. કારણ કે ચતુર્થ પુરૂષાર્થ–મોક્ષની પ્રાપ્તિ કાંઈ ત્રણ લોકનો જય કરવાથી થતી નથી, તે તો મનનો જય કરવાથી થાય છે. ૧

ભાવાર્થ—આ કાવ્યમાં કર્ત્તાએ ખરેખરી આવશ્યકતા મનનો જય કરવાની બતાવી છે. અને તે ખરેખરી વાત છે. કારણ કે मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः । 'મનજ આ પ્રાણીને સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે અને મનજ આ સંસારનો પાર પમાડી મોક્ષમાં લઈ જનાર છે.' જો કે આ

વાક્યરચના ખરી રીતે વિચારતાં ઔપચારિક છે, કારણ કે મનનો સ્વામી તો આ આત્મા પોતે છે. મન તો તેનું તાબેદાર છે, પરંતુ કેટલીક વખત જેમ નોકર, મુનીમ અથવા દીવાન ઘરના, દુકાનના કે રાજ્યના માલેક જેવા માથાભારે થઈ પડે છે અને ઘર, દુકાન કે રાજ્યના માલેકને પોતાને આધીન કરી દે છે-પોતે જેમ નચાવવા ધારે તેમ તેને નચાવે છે, તેવી સ્થિતિ આ આત્માની થઈ પડી છે. અજ્ઞાન દશાના તેમજ સાંસારિક સુખની આસક્તિના યોગે આ પ્રાણી મનને આધીન થઈ ગયેલો છે, તેથી તે જેમ નચાવે તેમ આ પ્રાણી નાચે છે, તેથી કાવ્યકાર કહે છે કે-હે બંધુ! ચક્રવર્તીપણું મેળવવાકરતાં અને ઇંદ્રનું સામ્રાજ્ય પ્રાપ્ત કરવાકરતાં મુશ્કેલ કાર્ય મનનો જય કરવો તે છે, તેથી બીજું સર્વ છોડી દઈ મનનો જય કરવાનો પ્રયત્ન કર. મન જીતાણું એટલે સર્વ જીતાણું. કહ્યું છે કે-'મન સાધ્યું તેણે સર્વ સાધ્યું, એહ વાત નહિ ખોટી;' આ કાવ્યમાં તો ગ્રંથકાર ત્રણ જગતના જયકરતાં પણ મનોજયને વિશેષ કહે છે અને મનના જયવડેજ મોક્ષની પ્રાપ્તિ થવાની સૂચવે છે. આ હકીકત અક્ષરશઃ સત્ય છે અને અનુભવસિદ્ધ છે. જેથી એ વિષયમાં વધારે લખવાની અપેક્ષા રહેતી નથી.

### નિર્બળ અને વ્યગ્ર મનવાળાને હાનિ.

ઉપજાતિ.

यथा यथा कार्यशताकुलं वै, कुत्रापि नो विश्रमतीह चित्तम् ।
तथा तथा तत्त्वमिदं दुरापं, हृदि स्थितं सारविचारहीनैः ॥ २ ॥ (हृ. प्र.)

અર્થ—જેમ જેમ સેંકડો કાર્યમાં વ્યગ્ર રહેવાથી કોઈપણ સ્થાનકે ચિત્ત વિશ્રાંતિને પામતું નથી તેમ તેમ જેના હૃદયમાં સારાસારનો વિચાર નથી એવા પ્રાણીને ખરા તત્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે. જો સારાસારનો વિચાર હોય તો પછી અસારભૂત કાર્યમાં ચિત્ત ન આપતાં સારભૂત કાર્યમાંજ ચિત્ત પરોવે; જેથી ચિત્ત વિશ્રાંતિને પામે અને આત્મહિત થાય. ૨

ભાવાર્થ—આ પ્રાણીને આ સંસારમાં કર્તવ્ય તરીકે અનેક કાર્યો ઉપસ્થિત થાય છે, પરંતુ તે સર્વ કરી શકાતાં નથી; અને એવી રીતે અનેક કાર્યમાં વ્યગ્ર રહેવાથી તેનું ચિત્ત એક પણ કાર્યમાં બરાબર એકાગ્ર થઈ શકતું નથી. તેથી આ કાવ્યમાં એવી શિક્ષા આપવામાં આવે છે કે-હે ભવ્ય પ્રાણી! જો તારે કોઈપણ કાર્ય બરાબર કરવું હોય તો પ્રથમ સારાસાર કાર્યનો વિચાર કર અને પછી તેમાં જે કાર્ય સારભૂત જણાય તે કાર્ય કરવાનો પ્રયત્ન કર. કેમકે માત્ર એકાદ કાર્યજ જો કર્તવ્યપણે નક્કી થશે અને તેમાંજ પૂરતો પ્રયત્ન

કરવામાં આવશે તો તે કાર્ય બરાબર થશે અને ચિત્તને પણ વિશ્રાંતિ મળશે. જેઓ તમામ કાર્યમાં મચ્યા રહે છે તે એક પણ કાર્ય યથાસ્થિત કરી શકતા નથી તેમજ તેને સારાસારની વહેંચણ કરતાં આવડતી નથી એમ સિદ્ધ થાય છે. ખરા તત્ત્વની પ્રાપ્તિ પણ તેને થઈ શકતી નથી, કેમકે જેની તત્વ જાણ- વાની કે મેળવવાની ઈચ્છા હોય છે તે પ્રથમ તત્વાતત્ત્વની ગવેષણા કરે છે અને અતત્ત્વને તજી દઈ તત્ત્વ મેળવવાનોજ પ્રયત્ન કરે છે. આ પ્રમાણે થવાથી ખરા સારભૂત કાર્યને તે યથાર્થ કરી શકે અને તેમાં તેનું ચિત્ત વિશ્રાંતિને પામે છે. આત્મહિત પણ ત્યારેજ થઈ શકે છે. આ જગત્માં ઘણા ઉદ્યોગપ- રાયણ મનુષ્યો અનેક કાર્યમાં માથું મારતા દૃષ્ટિગોચર થાય છે પરંતુ તેઓ એક પણ કાર્ય પૂર્ણ રીતે કરી શક્તા નથી. જેઓ ઉપસ્થિત થતાં સર્વ કાર્યમાંથી ખરી જરૂરનાં—અગત્યનાં—વિશેષ લાભકારી—સ્વપરહિતકારી—આત્માને શાંતિ આ- પનારાં કાર્યને શોધી તેમાંજ પોતાની શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરે છે તે- ઓજ ખરી વિશ્રાંતિ ને આત્મહિત મેળવે છે. અને તેઓજ કાર્યપરીક્ષામાં પણ પ્રવીણ ગણાય છે. ૨

## મનની અવળાઇ.

ચાબખા.

મનતો ધૂબ્યતણું ખાનારૂંરે, જીવનું કહ્યું નહીં માનનારૂં—ટેક
પાપ બંધાવી આત્મરાજાને વળી, પોતે રહે જઇ ન્યારૂં
હરામખોરને હાંકલી રાખજે, મોત બગાડશે તારૂંરે. મનતો. ૩
નાગ જઇ જેમ કાટે મનુષ્યને, ખાલી મોઢું જેમ ખારૂં
પાપનો પોટલો બંધાવી જીવને, તેમ તે મન મારનારૂંરે. મન. ૪
દેહનગરીનો રાજા જે જીવ તેમાં, મન કહે રાજ મારૂં
પ્રજા થઇ રાજાને દંડે, એતો સો મણ તેલે અંધારૂં. મનતો. ૫

} કોઈ કવિ.

### મનનું બળ વધાર.

હરિ ભજન વિના—એ રાગ.

*માયા મમતી, તન પોષણમાં આખો દિવસ ગુમાવતો.
પણ મન માટે, કાંઇ કર્યું નહિ કાળ ગુમાવ્યો સામટો. ટેક૦
ધંધામાં મચી રહ્યો રોજે, ઘેરી લીધો ફીકર ફોજે,
અંતે ચગદાઈ મુઓ બોજે. માયા મમતી૦ ૬
તુજ હૈયું માંહિ સડેલું છે, તે પર બાંધેલું બેલું છે,

* મૂઓધ્યાચંતામણિ

વળિ શીશ ધરેલું ધરેલું છે,		માયા મમતી૦ ૭
તું હાયઓય કરિ હૈયામાં, વીંટાઈ રહ્યો સ્રી છૈયાંમાં,
નહિ સજ્જ થયો સામૈયામાં,		માયા મમતી૦ ૮
ખુબ ખાનપાન લઈ મોજ કરી, પણ મન શક્તિ ન વધારી જરી,
કેવળ નાણામાં નજર ઠરી,		માયા મમતી૦ ૯
ખાઇ પાક પિંડ બહુ પુષ્ટ થયું, પણ કેવળ મનડું રાંક રહ્યું,
થાશે પસ્તાવો માન કહ્યું,		માયા મમતી૦ ૧૦
લક્ષાધિપતી તું હો વારૂ, પણ મન તો દમડીનું તારૂં,
ત્યાં સૂધિ થશે નહિ સુખ સારૂં,		માયા મમતી૦ ૧૧
તું પકડે ગરિબતણી ગળકી, પણ આવ્વાદે જ્વરની ઝળકી,
પછિ જોજે ઝીણી દૃષ્ટિથકી,		માયા મમતી૦ ૧૨
દોલત દેખી છાતી છલકી, લક્ષ્મીથી વાત કરે લલકી,
પણ પદવી પંડિતમાં હલકી,		માયા મમતી૦ ૧૩
તું માત્ર પેટનો ભાડૂતી, કરિ મિથ્યા તનની મજબૂતી,
શઠ ! તારે શીશ ઘટે જૂતી,		માયા મમતી૦ ૧૪
મન તારૂં ગધેડા જેવું છે, એને ઊકરડે રહેવું છે,
મર ચડિ બેઠો માળે ઊંચે,		માયા મમતી૦ ૧૫
નથિ સુખ શાંતી સદ્જ્ઞાન વિના, મન કસતાં પ્રીકર થાય ફના,
તે વણુ છે મોક્ષનિ ચોખ્ખિ મના,		માયા મમતી૦ ૧૬
છે સેજ મુકત જો મન મોટું, લઘુતાથી તે પદમાં લોટું,
સંપદનું સાધન છે છોટું,		માયા મમતી૦ ૧૭
સદ્ગ્રંથ અને સત્સંગવિષે, દોરી જા મનને દિન નિશે,
ઊંડા ઉતરી જો સૂખ થશે,		માયા મમતી૦ ૧૮
કદિ તું હો જંજાળી ઝાઝો, તો બેઘડિ વાંચી થા તાજો,
મન ખૂબ સુધારી રહે સાજો,		માયા મમતી૦ ૧૯
ઊપરથી ધર્મ કરે તું ભલે, મર માળા કંઠી બાંધ ગળે,
પણ મનનો તેથિ ન તાપ ટળે,		માયા મમતી૦ ૨૦
એક તુમડીને તોડી લઇને, સૌ તીર્થવિષે બોળી દઇને,
નવરાવી જાન્હવીમાં જઇને,		માયા મમતી૦ ૨૧
પછિ પીવા તેમાં પાણિ ભર્યું, પણ પીતાં કડવું ઝેર ઠર્યું,
ગંગા ન્હાતાં નહિ કામ સર્યું,		માયા મમતી૦ ૨૨
પણ માંહિ કાંકરા ખૂબ ભરી, ઘસિ સાફ કરો અખડાવિ કરી,

તો રે ન કહી કડવાસ જરી, માયા મમતી૦ ૨૩
કદિ પુણ્ય બળે તું સ્વર્ગ જશે, પણ સ્વર્ગનું સૂખ નહીં મળશે,
અંતર બહુ બળતું તારૂં હશે, માયા મમતી૦ ૨૪
માંદાને મેલો મ્હેલવિષે, જ્યાં જાત જાતનાં સૂખ દિસે,
પણ તેને ઝેરસમાન થશે, માયા મમતી૦ ૨૫
ખુબ તેમ ખીલવો મન શક્તી, પણ મૂઢ કરો નહિ સુણિ જુક્તી,
સદ્જ્ઞાન થતાં સેજે મુક્તી, માયા મમતી૦ ૨૬
અવકાશ નથી તે સાચું નથી, નિત વખત ગુમાવે મફ્ત અતી,
પણ આળસુ એદી તારિ મતી, માયા મમતી૦ ૨૭
કર કામ રાત દિન તન રગડી, આરામ ન લેવો એક ઘડી,
એ કોઇથી બની શકે ન કદી, માયા મમતી૦ ૨૮
દાડી થોડી ફુરસદ લઇને, સદ્ગ્રંથે સત્સંગે રહિને,
થા વલ્લભ જ્ઞાની દિલ દઇને, માયા મમતી૦ ૨૯

---

## આન્તર મનની અદ્ભૂત્ ચમત્કૃતિ.

*કોઇપણ કાર્ય કર્યાબાદ ત્હેનું રૂચિકર પરિણામ નહિ આવવાથી ચિંતા કરી પરમાત્માને દોષ દેવાકરતાં પ્રત્યેક કાર્ય કર્યા અગાઉ છેવટે ઓછામાં ઓછી એક મિનીટ ત્હમારા આંતર મનને વિશ્રાન્તિ આપી ત્હેમાં ભરાયલા બાહ્ય નિરૂપયોગી વિચારોને વિદાયગીરી આપી ત્હેમાંજ ભરાયલા પણ ગુપ્તપણે વસી રહેલા ત્હમારા શુદ્ધ ને નિર્મળ અંતરાત્મ પ્રભુને ત્હમે જે કાર્ય કરવા ધારોછો તેનું પરિણામ પુછો ને જો ત્હેનો પ્રત્યુત્તર તમને રૂચિકર હોય તોજ કાર્યારંભ કરશો. ત્હમારા નિર્મળ અંતઃકરણને પૂછયા સિવાય ત્હમે જે જે કાર્યો કરશો તેમાં તમારે ઘણીક વખત વિમાસવું પડશે; માટે કાર્યારંભ અગાઉ ત્હમારા આંતરાત્મ પ્રભુ સાથે તેનું પરિણામ નક્કી કરશો. કદી તેનું પરિણામ નક્કી કરવું ભુલી જઈ કાર્યારંભ કરતા નહિ.

ત્હમારી આ એક મિનીટ ભવિષ્યમાં હજારો ને લાખો મિનીટોના વ્યયમાંથી ત્હમને બચાવશે. ને તેજ મિનીટ પ્રત્યેક મનુષ્યને સત્યવક્તા, પરોપકારી ને મહાન્ નર કરવાને બસ છે. આ એકજ મિનીટ અરે! એક સેકંડ પણ વિચાર કર્યાશિવાય જે જે કાર્યારંભ કરવામાં આવે છે તે, અને જેઓ તેટલો વખત વિચારમાં રોકી પછી કાર્યારંભ કરે છે તેના પરિણામમાં હજારો દરજ્જે ફેર પડે છે.

---

* ભાગ્યોદય માસિક.

ત્હમે નક્કી સમજજો કે જેની પાસેથી ત્હમારા કાર્યના પરિણામની ભવિષ્યવાણીની આશા રાખોછો તે કદી પણ અસત્ય ભવિષ્યવાણીનો ત્હમારા પ્રશ્નના જવાબતરીકે ઉપયોગ કરશો નહિ. તે જવાબ તો કંઇ અવધિ સત્યાંશોવાળાજ હશે. દરેક આત્માનો આ કુદરતી વજીર સત્યવાદીપણું એ પોતાનું ભૂષણ સમજે છે, ને તે પ્રમાણેજ વર્તવા પોતાથી થતો પ્રયત્ન કરે છે.

"અન્ન ત્હેવો ઓડકાર અને જેવો આહાર ત્હેવો વિચાર" તે પ્રમાણે કદી ત્હમારા આ કુદરતી વજીરના ખોરાક કે જેને હું ઉત્તમ વાંચન તરીકે ઓળખાવું છું ત્હેમાં કદી ઘટાડો વા ફેરફાર કરશો નહિ. કારણકે ત્હમારૂં આંતર મન તેના એ વ્યસન વા ખોરાક સાથે એટલો નિકટનો સંબંધ ધરાવે છે કે ત્હમે ત્હમારા વાંચનમાં જેવા ફેરફાર કરતા જશો તેવો જ ફેરફાર ત્હમારા આંતર મનના વિચારોમાં પણ થયેલો જોવામાં આવશે.

જેઓ આ બાબતના ભોમીયા નથી તેઓ ભાગ્યેજ સમજે છે કે આંતર મનમાં આટલું બધું સામર્થ્ય વ્યાપી રહેલું છે! કારણ કે વિદ્યુત શક્તિનાં ભયંકર કાર્યો નજરે જોવાથી તેઓને ખાત્રી થવાને કારણ રૂપ મળે છે; પણ આવી બાબતો અનુભવવિના પહેલાં તો તેઓને હાસ્યરૂપ લાગે છે. પણ પરિણામે ત્હેના અજાયબી ઉપજાવે ત્હેવા અખતરાઓ ત્હેમના જાણવામાં આવે છે ત્યારે તેમને કબુલ કર્યાશિવાય ચાલતું નથી; કારણકે જેમણે આ બાબતનો અભ્યાસ કરવા પ્રયત્ન કીધો છે તેઓ ખુલ્લું જણાવે છે કે વરાળ અને વિજળીના બળના જેવીજ બલકે તેથી પણ વધારે શક્તિ આંતરમન ધરાવે છે.

જો કે પ્રત્યેક કાર્યારંભની અગાઉ વિચાર તો સઘળાઓને કરવોજ પડે છે; પણ આવા વિચાર બે રીતે હોઈ શકે છે. પહેલું સીધી રીતે, એટલે આપણી ભાષામાં કહીએ તો શુદ્ધાંતઃકરણને પૂછીને અને બીજું આડકતરી રીતે એટલે બાહ્ય મનને પૂછીને વિચારો કરે છે. જેમ પાણીથી ઉત્પન્ન થયેલી વરાળ આખા કારખાનાને ગતિ આપે છે તેમ પ્રત્યેક કાર્યને ઉત્પન્ન કરી ગતિ આપનાર પણ વિચારજ છે.

આ ઉપરથી આપણને જણાયાશિવાય નથી રહેતું કે જે બાબતો આપણે ચર્મ ચક્ષુથી જોઇ શકતા નથી તે બાબતો આપણું નિર્મળ અંતઃકરણ જોઈ શકે છે. અને તેથીજ આપણી શક્તિઓમાં પ્રથમપદ સદ્વિચાર એટલે આંતર મનની અદ્ભુત ચમત્કૃતિને આપીશું તો તે કોઈ રીતે ખોટું કહેવાય તેમ નથી.

વિદ્યુત અને વરાળશક્તિઓને સ્વહસ્તક કરવામાં વિત્તનો વ્યય કરવો પડે છે, અને તેમ કરતાં તે તુર્ત સ્વાધીન થાય છે, પણ આમાં તો ત્હેમાંનું

ર્ચો પણ ખર્ચ કરવું પડતું નથી. તેમજ માત્ર સદ્‌ગૃહસ્થ અને રાજ્યધારી પુરૂષોનેજ આ શક્તિ પ્રાપ્ત થાય છે એમ નથી. તે તો ગરીબ, ગૃહસ્થ, બાળક, બાળકી, પુરૂષ કિંવા સ્ત્રી દરેકને પ્રયત્નવડે પ્રાપ્ત થાય છે. જેઓ તેને સ્વાધીન કરતા નથી ને વગરવિલંબે ભયંકર કાર્યો કર્યાજ જાય છે તેમને ઘણી વખત વિમાસવા સમય આવે છે.

આપણા અંતઃકરણને સદ્વિચારી બનાવવા અગાઉ આપણે પણ ત્હેવા બનવું પડેછે. દાખલા તરીકે:—આપણે જ્યારે હરકોઈપ્રતિ પરોપકાર વૃત્તિથી જોવાની ટેવ પાડીશું ત્યારેજ આપણું અંતઃકરણ પણ ત્હેવા વિચારોવાળું બનતું જશે. આવીજ રીતે બીજા સદ્‌ગુણોમાટે પણ સમજવું.

ઘરમાં જ્યારે નળ હોય, ત્યારેજ જોઇતું પાણી પૂરૂં પાડવાને તેનો ઉપયોગ કરાય છે, કોઠીમાં જ્યારે અનાજ ભર્યું હોય ત્યારેજ આપણા ખોરાકતરીકે ઉપયોગ કરવાને તેમાંથી કાઢી શકાય છે, ને જ્યારે આપણા ઘરમાં પુષ્કળ ધન ભર્યું હોય વા પેદા કરવાના પ્રયત્નો ચાલુ હોય છે ત્યારેજ તેમાંથી વાપરવાને લઈ શકાય છે; તેમજ આપણી નજીક જ્ઞાનના ભંડારરૂપ ગુરૂ હોય તોજ આપણા જ્ઞાનમાં આગળ વધારો કરી શકાય છે. કદાચ ગુરૂ હોય તો પણ સદાકાળ તે સમીપ રહેતા નથી, સદુપદેશક પુસ્તકો એજ દરેક માણસનો ગુરૂ હોઇ શકે છે, ને તેને સમીપ રાખી જોઇએ તેટલા જ્ઞાનનો વધારો કરી શકાય છે.

નક્કી સમજજો કે પરોપદેશ આપણા અંતઃકરણસાથે જેટલી અસર કરે છે તેનાથી હજારો ઘણી વધારે દરજ્જે સ્વાત્મોન્નતિ અર્થે વાંચી મનન કરેલાં પુસ્તકોનાં વાકયો અને સ્વાનુભવી શબ્દો સારી અસર કરે છે. કારણકે તેનો સ્વાનુભવ અથવા તેના આંતરમનના તે ઘડીના વિચારો તેથી થતાં અનેકાનેક દૃષ્ટાન્તો તેની સમક્ષ ધરશે ને તેજ વખતે કદાચ તે એક લેખ લખવા બેસશે તો સદ્‌બોધનાં ઘણાંક પાનાં ને પાનાં ભરી નાખશે. કારણકે જે હકીકત જે કાળે સાંભરી આવી હોય છે તેજ વાત ઘણી વખત આખી જીંદગી સુધી ફરી તે મન ઉપર આવતી નથી; ને તે ઉપર જો કંઇ સદ્‌બોધક વાકયો લખવા ધાર્યાં હોય તો તે પણ લખી શકાતાં નથી.

વ્યસને વળગતાં વાર લાગતી નથી પણ સદ્‌ગુરૂ પાસેથી એકાદ સદ્‌ગુણ ગ્રહણ કરવાને ઘણું કઠણ પડે છે, એકાદ દુર્ગુણને વધી જતાં કંઈ વાર લાગતી નથી પણ એકાદ શિખેલા સદ્‌ગુણને સારા પાયાપર લાવતાં ઘણી વાર લાગે છે, તેમ ત્હમારા પોતાના આત્મશ્રેયાર્થે કંઇ નવો ધડો લેવાને તમને વાર લાગે છે; પણ બીજાપ્રતિ બોધ દેવાને તો ત્હમારાપૈકી ઘણાક એક મહાન્ સદુપ-

પ્રત્યેક મહાત્માતરીકે વક્તાપણું બતાવી શકે છે, તેઓ પ્રતિ કહીશ કે તમે બોલવામાં જે શૌર્ય બતાવો છો તેથી દશમે ભાગે પણ ચાલવામાં શૌર્ય દર્શાવો તો જરૂર થોડાક માસોમાં પ્રભુપદ પ્રાપ્ત કરવાને ત્હમને જરા પણ વાર લાગે તેમ નથી. જ્યારે ત્હેવો પ્રયત્ન આદરવાને આપણે બધા સશક્ત થઈશું ત્હારે એક સાહેબે કહેલું "હિંન્દુસ્થાનના સેંકડે પંચાણું ટકા માણસો એવા છે કે તેઓ બોલી જાણે છે તેવું ચાલી જાણતા નથી" એ વાક્ય ખોટું પાડવાને આપણને જરાપણ વાર લાગવાની નથી. કારણકે કાળા માથાનું માનવી શું ન કરી શકે! તે કહેવાયજ નાહ.

અખુટ દ્રવ્યથી ભરપૂર ભોંયરૂં હોય પણ તેપર અત્યંત વજનયુક્ત શિલા ઢાંકેલી હોય ને તે ભોંયરાની કોઇને ખબર ન હોય તો તેમાં અગણિત દ્રવ્ય હોવા છતાં તેના અજ્ઞજનોને તે કશા કામનું નથી; ત્હેવી રીતે પ્રત્યેક મનુષ્યનું આન્તર મન એ અખુટ જ્ઞાનનો ભંડાર છે, પણ ચળિત બાહ્ય મનની સત્તા નીચે આ ભંડાર સદાકાળ ઢંકાયલો રહે છે. જ્હારે આમજ છે તો જ્હાંસુધી બાહ્યમનને કબજે કરવા પ્રયત્ન કીધો નથી ત્હાંસુધી આન્તર મનના અખુટ જ્ઞાનનો ભંડાર સ્વાનુભવમાં લેઈ શકાય તેમ નથી. કારણ કે જે ગૃહમાં સ્રી પુરૂષ એકજ સ્વભાવનાં હોતાં નથી તેઓ સુખી જીંદગી ગુજારી શકતાં નથી, ત્હેવીજ રીતે બાહ્ય મને અચળનો હોદ્દો ધારણ કીધો નથી ત્હાંસુધી આન્તર મનને ત્હેવું થવાને વારજ લાગવાની! કારણ કે શિક્ષક પોતે જ્ઞાતા હોય તોજ પોતાના વિદ્યાર્થીઓને ત્હેવા બનાવી શકે છે પણ અજ્ઞ શિક્ષકો પોતાના શિષ્યોને ત્હેવા બનાવી શકતા નથી.

જ્હારે બાહ્યમન અને આન્તરમન બન્ને એકજ પ્રકારનાં કાર્યો કરવા શક્તિવાન થાય છે; ત્હારે સંપૂર્ણ દૈવીબળ પ્રાપ્ત થયા શિવાય રહેતું નથી. પ્રત્યેક કાર્યારંભ બાહ્યમનના વિચાર કર્યાશિવાય થતો નથી. જ્યારે બાહ્યમન વિચારવડે કાર્યારંભ કરે છે, ત્હારે આન્તરમન ત્હેને પુષ્ટિ આપી કાર્ય ફળમાં ભવિષ્ય ફેંસલ નક્કી કરે છે.

જ્હારે વિચાર ઉત્પન્ન કરવાનું અને તેનું ભવિષ્ય ફળ નક્કી કરવાનું એમ બન્ને કાર્ય આન્તર મનજ કર્યા કરે છે, અને બાહ્યમન સ્વસ્થપણે બેસી રહે છે ત્હારે ગાંડાઈનાં ચિન્હો જણાય છે.

બાહ્યમનના વિચારોને પુષ્ટિ આપવામાટે પ્રત્યેક મનુષ્યને આંતરમન છે, પણ જ્યાંસુધી તેને સલાહ પૂછવાનું ભૂલી જવામાં આવે છે; ત્યાંસુધી ભૂલનારને પોતાનેજ શોષવું પડે છે.

ઘણા વિદ્વાનો પોતે જાણવાઉપરાંત જે અમૂલ્ય લખાણ આપતી ગયા

હાલ મૂકી ગયા છે, તે પણ તેમના આન્તર મનની ઉમદા સલાહવડેજ લખી શકયા હતા.

मन एव मनुष्याणां कारणं सुखदुःखयोः ॥

ઘણીક બાબતે સિદ્ધ થઈ ચુક્યું છે કે:—મનનો તનસાથે ગાઢો સંબંધ છે; તે એટલેસુધી કે મન જેવા વિચારો કરે છે, તેવાજ ફેરફારો શરીરમાં થયા કરે છે. તેનો પુરાવો આપવાને નીચેનું લખાણ તે એ કે ત્હમે સદાકાળ તન્દુરસ્ત જીંદગી ગુજારવા વિચાર ધરાવતા હોવ તો કદીપણ રોગી વિચારોને ત્હમારા આન્તરમન ઉપર સ્વામિત્વથી સ્વચ્છંદીપણે વર્ત્તવા દેશો નહિ; પણ પ્રતિદિન આરોગ્યનુંજ ભાન કરાવતા વિચારોનું ચિંત્વન કર્યા કરજો.

જે મને નક્કી કર્યું કે અમુક દરદઉપર અમુક વૈદ યા ડૉકટરની અમુકજ દવા ફાયદો કરશે તો તેજ દવા ગ્રાહ્ય કરે તોજ તે દરદથી વિમુક્ત થવાનો. પણ જો તે શિવાય હજારો વૈદરાજોની ખરી જડી બુટ્ટીઓ દર્દને નિર્મૂળ કરવાને વાપરો તો તે અશક્તજ જાણવી.

દિવસે ઉદ્ભવેલા વિષયી વિચારોનો કંઇક ભાગ સ્મરણમાં રહી તેની અસર આન્તર મન ઉપર થઈ રાત્રે આબેહુબ ચિતારરૂપી સ્વપ્ન આવે છે. ને વીર્યસ્રાવ નિપજે છે. માટે દિનપ્રતિદિન વિષયી વૃત્તિઓથી અલગ રહેશો તો કદી વિર્યસ્રાવની ઉપાધિ વેઠવી પડશે નહિ.

વાંચક! બાહ્યમન અને આન્તર મન ઉપર સત્તાધીશ થઈ ત્હમારા સફળચેના રસ્તા ત્હમારા હાથે ખોળો એટલું કહી આ લેખને પૂર્ણાહુતિ આપીશું. અસ્તુ!

( બાહ્યમનનું તોફાન. )

*ખરેખર એ મન એકાદ ન્હાના અજ્ઞાન બાળક જેવુંજ છે. ન્હાનું, તોફાની છોકરૂં જેમ રડીને એક રમકડું લેછે, તરતજ તેને મૂકી દઈ બીજું ઉપાડે છે, પળમાં તેની પણ એજ દશા કરીને ત્રીજાની ઇચ્છા કરે છે! દૂધ અને ભાત એકઠા કરે છે, એકઠા થયા પછી તેને જૂદા કરી દેવાની હઠ લેછે! પોતાને હાથેજ એકાદ રમકડું ભાંગી—ફોડી તેના કકડા કર્યાપછી તેનેજ પાછું સાજું કરી દેવાનું અનિવાર્ય તોફાન મચાવે છે; સમજાવ્યું સમજતું નથી; બીજું એવું રમકડું લાવી આપતાં પણ શાંત થતું નથી, બસ, એને તો પેલું ભાંગેલુંજ સાજું કરવું છે! મનની પણ એજ દશા છે. તે એક વસ્તુ છોડી બીજીને ઉપાડે છે, બીજી હજી હાથમાં નથી આવી ત્યાં તો ત્રીજીપર વૃત્તિ દોડાવે છે! એક ફેંકે છે, બીજું ફોડે છે, અને એવી મનમાની ભાંગફોડ કર્યા પછી તેને માટે પશ્ચાત્તાપ કરતું માથાં પીટે છે.

* જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ.

"એ મેળવ્યા પછી તેનું કેવા યત્નથી રક્ષણ કરીશ, કેવા કેવા આનંદથી તેનો ઉપભોગ કરીશ, જે વિના એક ઘડી પણ જીવાતું નથી, તેને કેવા જીવના જોખમે જાળવી રાખીશ, અરે! એક પળ પણ વિખુટી પડવા નહિ દઉં, આટલો સમય તો તેના અભાવે ચાલ્યું કેમ હશે એ એક આશ્ચર્ય છે! મળ્યા પછી મરતાં પણ જૂદી નહિ કરૂં." આવી આવી અનેક વિચારમાળામાં અટવાતું એજ મન મહાપરિશ્રમે અને મહાન્ ભોગે એ હૃદયસ્થ વસ્તુને પ્રાપ્ત કર્યા પછી કિંચિત્ કાળમાંજ તેનાથી ધરાઈ રહે છે. એકવાર મળી એટલે થોડાજ સમયમાં તે અતિ સામાન્ય તુચ્છ જેવીજ તેને જણાય છે, એ કેટલું બધું આશ્ચર્ય? હથિયારનાં ઉતરી ગયેલાં પાણીની પેઠે, પાણીના વહી ગએલા રેલાની પેઠે, પ્રાણીના પ્રાણ જવા પછી પડી રહેલા મૃતશરીરની પેઠે, એ વસ્તુ હાથમાં આવતાંજ પ્રાપ્તિની પ્રબળ ઈચ્છામાંથી આતુરતાનું પાણી ઉડી જતાં, પ્રાપ્ત વસ્તુનો મોહ–આદર–ત્હેની કિંમત અને એ સર્વનું કુતૂહલ શાન્ત થાય છે! મોહ ઉતરી જતાં કિંમત ઘટી જાય છે! દૂરથી હીરાકણી જેવી કિંમતી જણાતી વસ્તુ કરગત થતાં કાચના કટકાજેવી કોડીની થઈ પડે છે! એટલુંજ નહિ પણ સર્વ પ્રતિજ્ઞાઓને પાણીમાં પલાળતી માનસિક ચંચળતાના એ મહાયત્ને મેળવેલી વસ્તુને પણ એવીજ રીતે આગળ એકઠી કરેલી અને પાછળથી નકામી ઠેરવેલી બીજી ખૂણે પડેલી નિર્માલ્ય વસ્તુઓમાં ભેળવી દેછે! તેને એકાદ અંધારા ખૂણામાં ધકેલી દેછે, જ્યાં પાછું ત્હેનું સ્મરણ કરવાનો અવકાશ પણ ઓછો હોય છે! એ અમૂલ્ય વસ્તુની આવી ગતિ થતાંજ પળવારમાં કોઈ બીજી વસ્તુને માટે એવોજ બળવાન આતુર મોહ જાગૃત થાય છે! એકને મૂકીને તુરત ત્યાંથી ઉતરેલી મનની નજર બીજી નવી વાત ઉપર દોડે છે! હાયરે! મન! આ પ્રમાણે અનંત બ્રહ્માંડની કેટલી બધી અનંત વસ્તુઓઉપર નજર દોડાવી?! કેટલી બધી મેળવી અને ફેંકી દીધી?! તોપણ તને કદિ તૃપ્તિ મળીજ નહિ! મનના પ્રેરેલા આવા નાશકારક મોહમાર્ગમાં મરતો પછડાતો મનુષ્ય વારિને વૃથા વલોવી વલોવીને માનવજીવનનો અમૂલ્ય વખત ગુમાવી દે છે. પરિણામશૂન્ય પુરૂષાર્થમાંજ–નિષ્ફળ યત્નમાંજ તેનું આખું આયુષ્ય વહી જાય છે; અને જેને સુખ સમજીને પ્રાપ્ત કરવાનાં તરફડીયાં મારે છે, તે તો મૃગજળની પેઠે, ભૂતના ભડકાની પેઠે દૂરનું દૂરજ નાસતું ફરે છે! જે વસ્તુને મેળવવા પોતાનો અમૂલ્ય અવતાર અર્પણ કરે છે, તેની માત્ર છાયાજ હાથમાં આવે છે અને એ છાયામાં ધૂમાડાના બાચકા ભરતાં ખાલીના ખાલી રહેલા હાથતરફ નજર કરતો–પશ્ચાત્તાપ કરતો–નિસાસા ભરતો છેલ્લાં ડચકાં સાથે આ જગતને છેલ્લી સલામ કરીને, "આંખી મુઠ આયો સો પસાર હાથ જાયગો" એ

અમૂલ્ય વાક્યનાં સત્યને અનુભવમાં ઉતારીને, પસારેલી ખાલી હથેળી જગતને બતાવતો જાણે કહેતો હોય કે, 'ભાઇઓ! ચેતો, અને આ અમૂલ્ય જીવનનું જે માર્ગમાં સાર્થક થવાનું છે, તે ધર્મમાર્ગનું ગ્રહણ કરો. નહિ તો એક દિવસ તમને પણ આમ મારીજ પેઠે પશ્ચાત્તાપ કરી ખાલી હાથે પાછા વળવું પડશે! જગત્‌નાં નાશવંત—ક્ષણિક—ભાસમાત્ર સુખસાધનમાં તમારૂં કંઈ નહિ વળશે. એ સુખ, એ સંસાર અને ત્હેના સ્નેહસંબંધ નથી કોઇના થયા અને નહિ કોઇના થાય, માટે એ મોહજાળમાંથી છૂટાય એવા ઉપાય કરીને શ્રીપ્રભુનું શરણ સેવો, સ્વધર્મનું પાલન કરો, પરમાર્થમાં પ્રાણાર્પણ કરો તોજ આ અમૂલ્ય અવસરનું સાર્થક થશે. મનુષ્યનું મન આવું અનિશ્ચિત અને ચલ છે.

મનને સરી જવાના કંચન અને કામિની એ બે મ્હોટા ઢોળાવ છે. એ બેમાં રૂપના મોહથી મનને અનિવાર્ય આકર્ષનારી કામિની એ મુખ્ય—ભયંકર ખાડ છે; જેણે બ્રહ્મા અને શંકર સરખા, તેમજ વિશ્વામિત્ર અને પરાશર સરખા પુરૂષોનાં મનને પણ સ્થિર રહેવા દીધાં નથી, ત્યાં સામાન્ય મનુષ્યોનાં નિર્બળ મન અનાયાસે ફસી પડે એ સ્વાભાવિકજ છે. એથીજ શાસ્ત્રકાર લખી ગયા છે કે—

> विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना ।
> तेऽपि स्त्री मुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
> शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवा—
> स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विंध्यस्तरेत्सागरे ॥

એથીજ સૃષ્ટિમાં માનવ જાતિની સેંકડે નવાણું વ્યક્તિ—પ્રાયઃ સોએ સો જીવોનાં મન કામમાં, મોહમાં અને રૂપતૃષ્ણામાં ફસ્યાં જ રહે છે. સ્ત્રી અને સુવર્ણ એ બે પદાર્થો મનમત્સ્યને મીઠો ગળ બતાવી, તુરત જાળમાં ફસાવી એ ફાંસાદ્વારા જીવાત્માને તરફડાવીને મારી નાંખે છે. આ ભયંકર ખાડમાંથી મનને બચાવી સ્થિર રાખવું હોય તો, તેનો સરલ ઉપાય એજ છે કે, મનને એ ભયંકર ખાડની નજીક જ જવા ન દેવું. કાંટાવાળા માર્ગનો આગળથી જ ત્યાગ કરી દૃઢ નિશ્ચય અને યત્નપૂર્વક તેનાથી દૂર રહેવું. સમીપ જવાનું બંધ થયું ત્યાં સંકટ કે ભયનો સંભવ પણ નથી. આ પ્રમાણે મોહના આકર્ષણમાંથી મનને બચાવનારૂં—ભયંકર ભવરોગનું તત્કાળ નિવારણ કરનારૂં સંસર્ગપરિત્યાગ અર્થાત્ સંગત્યાગ જેવું બીજું કોઈ રામબાણ ઔષધ જ નથી. માટે જ્યાં જ્યાં ભુવનમોહિની સ્ત્રીજાતિનાં સુંદર મુખનું દર્શન થતું હોય, તેના કમનીય કંકણનો ખણખણાટ અથવા ચરણનૂપુરનો ઝણઝણાટ પણ કાને પડતો

હોય, એ ડાકિનીના વળગાડ જેવી તેની છાયા; તેનો ઓળો આંખે જણાતો હોય, જ્યાં તેના પ્રસ્વેદની ગંધ પણ નાકને પહોંચતી હોય અથવા તેનો અલ્પ વિચાર પણ જે જે સ્થાનમાં—વાતાવરણમાં તરવરતો હૃદયને સ્પર્શ કરી શકતો હોય, ત્યાંથી દૃઢતાપૂર્વક દૂર રહેવું. વાઘ કે સિંહની ગંધ આવતાં ગાય, ઘોડા વગેરે પશુઓ જેમ પાછાં હઠી દૂર નાસે છે, તેમ વિનાશમાંથી બચવાની ઇચ્છાવાળો અજીત જીવાત્મા પણ ઉપરનાં સર્વ સ્થાન અને સંસર્ગજન્ય સ્વપ્નાઓને માત્ર ભયના નહિ, પણ સાક્ષાત્ વિનાશનાં સ્થાન સ્હમજીને તુરત તેનો ત્યાગ કરવાથી જ પોતાના ઓજસ્‌ને ટકાવી શકે છે. રક્તપિપાસુ પ્રચંડ ચામુંડા જેમ ખડ્ગ હાથમાં ધારણ કરી અનંત રક્તબીજને રણમાં રગદોળી તેના લોહીનું પાન કરતી ખડખડાટ હસી રહી છે, અનંત રાક્ષસસેનાનો પણ એક નયનપલકારે પરાજય કરી રહી છે, તેમ સાક્ષાત્ મહામાયાનો અવતાર સ્ત્રીજાતિ પણ મોહક ખડ્ગ હાથમાં ધારણ કરી, પશુવૃત્તિપરાયણ પામર જીવોને પીલી, નિચોવી, તેના ઉપર જય કરી હાસ્યપૂર્વક તેનું લોહી પીવામાં પાછી હઠતી નથી. માત્ર સ્વપ્નમાં પણ સંગદોષથી સાક્ષાત્ કરનારા નિર્બળ જીવાત્માનું સત્યાનાશ કાઢ્યા વગર રહેતી નથી. ત્યારે સમક્ષ વ્યવહારમાં દિવસ રાત સંસર્ગ સેવનારાને મોહનિશો ચડાવવાની, આવાગમનના શીશામાં ઉતારવાની એ મહાશક્તિને શી વાર લાગે ? એટલામાટેજ શાસ્ત્રો ઢોલ વગાડી, ઉંઘમાંથી જગાડી જીવાત્માને સાવધાન કરતાં આદેશ આપી રહ્યાં છે કેઃ—

> तप्तांगारसमा नारी घृतकुम्भसमः पुमान् ।
> तस्मात्पुरुषं च नारीं च नैकत्र स्थापयेद् बुधः ॥

નીતિકાર કહે છેઃ—નારી ધગધગતા અંગારા જેવી છે. પુરૂષહૃદય ઘીના ઘડા જેવું છે. બન્નેને પાસે રાખવાથી ઘી પીગળ્યા વગર રહે નહિ એ કુદરતનો કાયદો જ છે. માટે કલ્યાણની ઈચ્છાવાળા બુદ્ધિશાળી મનુષ્યે એ દેવતા અને દારૂને કદિપણ એક સાથે ન રાખવા. વળી બીજે ઠેકાણે પણ કહ્યું છે કેઃ—

એ કામનેજ પ્રતાપે પ્રાયઃ ઘેર ઘેર વેરઝેર, ઠગાઈ, લડાઈ, નબળાઈ અને આળસાઇએ ઘેરો ઘાલ્યો છે. મનુષ્ય તોપના ગોળાથી, તીર તરવાર કે કટારના ઘાથી, બોમ્બ અથવા ડાઈનામાઇટના ઉલ્કાપાતમાંથી વખતે ભાગ્યબળે બચી જાય છે, પણ જળસ્થળવ્યાપી મદન મહારાજના મારથી—કામદેવનાં બાણથી તો કરોડમાં કોઈકજ બચી, પોતાનું શાશ્વત કલ્યાણ સાધીને ઉભય લોકને જીતી શકે છે. બાકી તો વિશાળ જનસમુદાય તો એ ઝેરી બાણથી ઘાયલ થઈને આ સંસારસાગરમાં ગોથાં ખાતાં ડુબતો મરતો જન્મમરણની રેંટમાળમાં—ચંડોળીઆમાં

ચ્હડેલા તણખલાપેઠે ઘુમ્યા કરે છે. આ જગતની મોહમાયારૂપી ઝંઝાવાતની ચક્કરડીમાં ઉલગબરડીઓ ખાતો, ત્રિવિધ તાપની ભઠ્ઠીમાં શેકાતો, અનેક આફતોના ખડકો સાથે અફળાતો ને ટીચાતો, તોફાની ભવસાગરમાં સુકાન કે સ્નેહી-વગરના તુટેલા–ફુટેલા નાવની પેઠે ખેંચાતો અને તણાતો પ્રલયના ભયંકર દિવસ પર્યન્ત અનંત દુઃખનો અનુભવ કરે છે. આવા ચાલુ ભયંકર મોતમાંથી–આત્માનું એવું મોત ઉપજાવનારા કામદેવના વિષમ બાણમાંથી પોતાની પ્રજાને પોતાની સંતતિને બચાવવામાટેજ આપણા દીર્ઘદર્શી પ્રવીણ પૂર્વજોએ–આર્ય-ઋષિ મહર્ષિઓએ તેમના આડી બ્રહ્મચર્યની અભેદ્ય પ્રબળ દિવાલ બાંધી દીધી છે. જ્યાંસુધી એ દિવાલોનું આર્યો દત્તચિત્તથી રક્ષણ કરતા, ત્યાંસૂધી એ દિવાલ પણ વિષયનો ચેપી ભયંકર રોગ ફેલાવનારાં કામનાં રજકણો અને બાણોમાંથી તેમનો બચાવ કરતી. એ દિવાલને પ્રતાપેજ વેદવ્યાસ અને વાલ્મીક જેવા, મનુ અને યાજ્ઞવલ્કય જેવા, ભીષ્મ અને અર્જુન જેવા, શ્રી રામ અને શ્રી કૃષ્ણ જેવા, શ્રી મહાવીર અને બુદ્ધ જેવા પ્રતાપી મહાપુરૂષો આગલા યુગમાં ભારતે ઉપજાવ્યા હતા. આ યુગમાં પણ મહારાણા પ્રતાપ અને શિવાજી સરખા, તત્વજ્ઞાની શ્રી શંકર અને ગૌતમ સરખા, ભક્તરાજ વિજયસિંહ અને શ્રી ચૈતન્ય સરખાં અમૂલ્ય રત્નો આ દેશમાં ઉત્પન્ન થયાં છે, જેમની કીર્તિ માત્ર હિંદમાંજ નહિ પણ સમગ્ર જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરમાં અંકાઈ ચુકી છે. ભારતના દુર્ભાગ્યે આજે અભેદ્ય દિવાલમાં ઠેકઠેકાણે ગાબડાં પડયાં છે. તેનો યમ નિયમરૂપી ચુનો વિષયના લુણાથી ખવાઈ ગયો છે. તેના કોઠા અને કાંગરાઓ મરામત કે વારફેર વગર–શાસ્ત્રાવલોકન અને અધ્યયનના હાથફેરાવગર કટાઈ કાળાં ઠીકરાં જેવાં થઈ ગયાં છે. આળસુ આર્યો આજે દેખતી આંખે પોતાનું અભય રક્ષણ નષ્ટ કરી રહ્યા છે. પોતાની અમૂલ્ય જીવનદોરી પ્રમાદની છરીવડે છેદવા લાગ્યા છે. કરાલ કલિની ઉષ્ણતાથી એ આશ્રમધર્મના મૂલાધાર પ્રબળ પાયારૂપ બ્રહ્મચર્યની દુર્ભેદ્ય દિવાલને આગ લાગી છે. અંધ આર્ય-સંતાનો પોતાનાં બળતાં ઘરને, ભવિષ્યનો–ભાવિ પ્રજાનો લેશપણ વિચાર કર્યા-વિના, આંખો ટમટમાવતા જોઈ રહ્યા છે. અરે, એ દિવાલમાંથી ક્રમાનુસાર ખરી પડતા મજબુત પત્થરને પોતાનેજ હાથે ઉપાડી ઉલટા દૂર ફેંકવા લાગ્યા છે. પોતાના હાથેજ પોતાના પગપર કૂહાડી મારી દેખતી આંખે વિનાશ માગનારાને કોણ બચાવી શકે ?

સમગ્ર જગતનું ખરાબ કરનારા એ કુટિલ કામના ભયંકર મારમાંથી બચવાને માટે બ્રહ્મચારીઓ કઠોર વજ્રમય નિયમોનું પાલન કરતા. બ્રહ્મચર્યાશ્રમના એ અસરકારક નિયમો કોઇક કેસમાંજ નિષ્ફળ જતા. એ નિયમોના અવિચ-

લિત પાલન સહિત, વિહિત વિધિ અને નિશ્ચયપૂર્વક, આશ્રમધર્મને અનુસરનારની સમીપમાં પણ કામદેવ કદીએ આવી શકતો નથી. વ્રતધારી વીરબાલકોનાં હૃદયમાં તે કદી પણ ફાવી કે તેમને સતાવી શકતો નથી. એ એવું નિધાન છે કે, અલ્પઆહાર, અલ્પનિદ્રા અને સત્સંગતિમાં રહી સારા આચારવિચાર અને સદ્વિદ્યાઓનું સેવન કરવાથી, વાસના કે વિકારવર્ધક આહાર-વિહાર તેમજ તદ્દૂષિત સંસારવ્યવહારનો પણ સંસર્ગ ત્યાગ કરવાથી, કામ તેને કનડી શકતો નથી. શરીરમાં રસો હોવા છતાં તેની શક્તિ કંઈ કામ કરી શકતી નથી. તેની તીવ્રતા, તેનું ઝેર, તેની અસર મરી જાય છે. તેનો જુસ્સો મંદ પડી જાય છે. જો તે ચ્હડી જાય તો પછી ઉતરતો નથી. આ સત્ય વિદ્યાર્થી-બ્રહ્મચારીઓના લક્ષમાંજ હોય છે, તેથી તેઓ શત્રુને ચ્હડવા કે વધવા દેતાજ નથી. નસ કે નાડીઓમાં પ્રવેશ કરવાનો અવકાશ પણ આપતા નથી. અને ત્હેના પ્રબળ અંકુશમાં તેનું જોર નરમ પડી જાય છે. તેઓ સ્ત્રીશૂન્ય એકાંતમાં ગુરૂ અથવા બીજા વિદ્યાર્થીઓનાજ સહવાસમાં રહે છે. પોતાના સ્થાનનો ત્યાગ તેઓ પ્રાયઃ કરતા નથી, ગ્રામ કે જનસંસર્ગમાં જતા નથી, સ્ત્રીઓનો સહવાસ તો શું પણ તેમનાં દર્શનને પણ તેઓ દોષરૂપ-પાપરૂપ સમજે છે. નાચ-તમાશા-નાટક-ચેટક-ભાંડ ભવાઈ-વિવાહ-વરઝોળા એવા વિષયવર્ધક સાંસારી કીચડથી તેઓ કદી ખરડાતાજ નથી. પોતાને માટે-પોતાના ભવિષ્યને માટે નરકની બારી જેવી ગણેલી સ્ત્રીજાતિતરફ તો તેઓ ઝાંખીને જોતા પણ નથી. અભ્યાસ-તપ-ઇંદ્રિયોનું દમન અને વ્રતપાલન તેમને ચોમેર બચાવે છે.

એ એક કુદરતી નિયમજ છે કે, વિષયો અને તેમનઃ વાસના ભોગવડેજ વૃદ્ધિને પામે છે. લોહી ચાખનાર વાઘ શિકારી થાય છે; લોહી ન ચાખ્યું હોય ત્યાંસૂધી તેમની રક્તપિપાસા જાગૃત થતી નથી. એવાં પ્રમાણ પદાર્થવિજ્ઞાન અને પ્રાણીવિદ્યાના ગ્રંથોમાં અનેક મળી આવે છે. આર્યશાસ્રો આ નિયમને બરાબર સમજી શકયાં છે એથી તેમણે ચેતવણી દેવાને સત્સિદ્ધાંતની દીવાદાંડી જગાવી કહ્યું છે કેઃ—

> न जातु कामः कामानामुपभोगे न शाम्यति ।
> हविषा कृष्णवर्त्मेव भूय एवाऽभिवर्धते ॥ (मनु)

પ્રકટ થયેલો કામ એ કામનાના ઉપભોગવડે કદી પણ શાન્ત થતોજ નથી. શાન્ત હોય એવું જેઓ માને છે, તેમની મ્હોટી ભૂલ છે. કેમકે અગ્નિમાં ઘીની આહુતિઓ આપવાથી એ અગ્નિ શાન્ત થવાને બદલે વૃદ્ધિનેજ પામે, તે પ્રમાણે કામાગ્નિ-વિષયાગ્નિ પણ ભોગરૂપી આહુતિઓના પ્રદાનથી શાન્ત

થવાને કે બુઝાઈ જવાને બદલે વૃદ્ધિનેજ પામે છે. આ સિદ્ધાન્ત—આ સત્ય–આ શાસ્ત્રવચનનું મૂલ્ય આગળના આર્યધર્મવીરોથી કાંઈ અજાણ્યું નહોતું; એથી તેઓ વિષયના ચિન્ત્વનને પણ મહાદોષરૂપ ગણીને બિલ્કુલ અવકાશ દેતા નહિ. દિવસ રાત અભ્યાસ કરતાં અવકાશ મળે ત્યારે પ્રણવનો જપ કરતા. રાત્રિમાં જ્યારે આલસ્યનું પ્રાબલ્ય વધે અને નિદ્રાના સંદેશા આવવા લાગે ત્યારેજ પથારીપર પડતા અને પડયા કે તુરત શાન્ત ચિત્તથી સુષુપ્તિમાં લીન થઈ જતા. એ નિદ્રા પણ દિવસના પૂરતા પરિશ્રમને લીધે સ્વપ્નશૂન્ય, શાન્ત અને સુખરૂપ આવતી. રાત્રિના બે કલાક બાકી હોય ત્યાં તેઓ પથારીનો પરિત્યાગ કરીને ભગવદ્ભજન, અધ્યયન અથવા શ્રીઇષ્ટસ્મરણમાં ચિત્તને પરોવી દેતા. ત્યારપછી શૌચ, સ્નાનાદિ નિત્યકર્મોથી પરવારી પાછા પોતાના સ્વાધ્યાયમાં જોડાતા. અલ્પ આહાર અને અલ્પનિદ્રાનું મુખ્ય પ્રયોજન એજ છે કે, તેથી આલસ્ય–પ્રમાદ-બેચેની–ખોટી વાસનાઓ–કુતર્ક કે નિદ્રાકાલે સ્વપ્નાંઓ નથી આવતાં. અધિક સૂનારા ઉંઘણસીને તેમજ પ્રાતઃકાળમાં સૂઈ રહેનારા આળસુને અવશ્ય ખરાબ સ્વપ્નો આવે છે. વધારે નિદ્રા કરવાથી જડ–સ્થૂળ શરીરમાં સૂક્ષ્મ શરીર શાન્ત રહી શકતું નથી; તેથી તેમાં મન અનેક તર્કવિતર્કનાં જાળાં ગુંથવાનું કરોળીઆનું કામ ચાલુ કરે છે. હૃદયમાં ભ્રમનું વૃક્ષ ઉભું થાય છે. માટે વ્હેલા ઉઠી શૌચાદિથી પરવારી, પોતાના કાર્યમાં લક્ષ લગાવે છે. ખરાબ–વિષયવર્ધક પ્રાણી પદાર્થો તરફ નજર કરતા નથી, તેવો વિચાર કરતા નથી, તેવી વાતો સાંભળતા નથી. વૃત્તિ કે સ્મૃતિને એ દિશામાં કદિપણ દોડાવતા નથી, પરંતુ નિરંતર બ્રહ્મના ધ્યાનમાંજ મગ્ન રહ્યા કરે છે; તેમને કામ ક્યાંથી સ્પર્શી શકે? મોહ કેમ ભમાવી શકે? માયા શું સતાવી શકે? અને સ્વપ્નસૃષ્ટિનું મૃગજલ કેમ ડુબાવી શકે?

આવાં ઉગ્ર મનોબળ, પવિત્ર વર્તન અને સંસર્ગપરિત્યાગના બળથીજ આર્ય બ્રહ્મચારીઓ જગતની બજારમાં ભારતની કિંમત કોહીનુર જેવી કરાવી ગયા છે. આવા માર્ગના અવલંબનથીજ તેઓ નવનિધિ અને અષ્ટસિદ્ધિ મેળવી ચુકયા છે. આવાં અવિચલિત વ્રત નિયમથીજ ભગવાન તીર્થંકરો, આર્યશાસ્ત્રકાર, દર્શનકાર અને સ્મૃતિકાર, ગૌતમ, કણાદ, પતંજલિ, વ્યાસ, વાલ્મીકિ આદિ મહાન્ ઋષિઓ, વેદાંતપ્રચારક શંકરાચાર્ય અને બૌદ્ધમતપ્રચારક કપિલમુનિ–ગૌતમ બુદ્ધ, એવાજ ઉગ્રવર્તનવાળા હેમચંદ્ર સૂરિ, બલભદ્ર સૂરિ કે જયવિજય આ જગતમાં શાશ્વત જય મેળવીને ધર્મના પવિત્ર માર્ગને પોતાની નિર્મળ પ્રભાથી પ્રકાશિત કરી ગયા છે. અને એજ માર્ગ છે કે જેના અવલંબન અને અનુસરણમાંજ ભારતનો પુનરૂદ્ધાર–તેના ધર્મોનો જીર્ણોદ્ધાર, તેના બાળકોનું

પુનરૂજ્જીવન અને તેના જ્ઞાનનો પુન:પરિષ્કાર સમભાવે સમાઈ રહ્યો છે. આજે એ મનોનિગ્રહવિના હિદનું વ્હાણુ અસ્થિરતાના મહાસાગરમાં ઝોકાં ખાતું, વૃત્તિવાયુના વંટોળિયાપર ચ્હડીને વિષયની બારીમાં ચક્કર ખાતું, અધર્મના વિનાશકારક ખરાબાપર અથડાવા લાગ્યું છે. ધરોધડ લાગતી પવનની ઝડીઓથી સખ્ત પત્થરના વધારે સખ્ત ખડકનાં બહાર નીકળેલાં જડબાંઓમાં એ વહાણુ પછડાય છે, અથડાય છે. તેનાં પાટીઆંઓ એક પછી એક ભાંગીને ખસી જવા લાગ્યાં છે. તેમાં થઇને પાણીનાં તોફાની મોજાંઓ વહાણુમાં ધસવા લાગ્યાં છે. અને મૃત્યુશય્યાપર પડેલા મનુષ્યની હેઠે એ વહાણુ પણુ "ઓ ડુબ્યું ! ઓ ચાલ્યું !" થઇ રહ્યું છે. આત્મપ્રિય, ધર્મપ્રિય, શ્રદ્ધાપ્રિય પ્રવાસી વીરાઓ ! એ ભરદરિયે ડૂબતાં વહાણુને જો બચાવવું હોય અને આ ભવસાગરને પેલેપાર જો સહિસલામત ઉતરવું હોય, તો ઉપર દર્શાવેલા માર્ગમાંથી નિશ્ચયનાં નવાં પાટીઆં સંગ્રહી આ તમારા અસ્તવ્યસ્ત થતા વહાણુને જડો, તેને દૃઢ અને મજબુત એવા સયમના ખીલા લગાવો. સંગપરિત્યાગનાં તેની બન્ને બાજૂએ ત્રાંબાનાં પત્રાં છેક તળીઆં સુધી ઠોકી દો અને શ્રદ્ધાના શઢ ચ્હડાવીને પશ્ચિમ છોડી પૂર્વ દિશા તરફ આગળ વધો. ખરાબાના માર્ગમાંથી પાછા વળો. પછી જૂઓ કે ધડધડાટ કરતું તમારૂં વહાણુ મોક્ષબંદરને કિનારે કેવું ત્વરાએ જઈ પહોંચે છે ? પછી જૂઓ કે, તમારા વિજયના ડંકા દિગંતને ભેદીને શ્રીપરમાત્માના ચરણુસૂધી જઈ પહોંચે છે કે નહિ ?

### મનોબળ વધવાનો ઉપાય.

* વિજયનેજ મનની દૃષ્ટિથી જોયા કરવા છતાં, પૂર્વે અથવા પૂર્વજન્મમાં સેવેલા કોઈ અયોગ્ય વિચારના ફળરૂપે પ્રસંગે દુ:ખ આવી પડતું કવચિત્ જોવામાં આવે છે, તેથી વિજયને જોયા કરનારે, ભવિષ્યમાં દુ:ખના અનુમાનથી સાવધાનતા સેવવાની અગત્ય સ્વીકારીએ તો સ્વીકારી શકાય, પણુ આ સાવધાનતાને અને તે સાવધાનતાએ સૂચવેલા ઉપાયને દિવસમાં સોવાર સ્મરણુમાં આણુવો, એ અનુમાન કરેલા દુ:ખને સત્વર આવવાનું નિમંત્રણુ કરવા તુલ્ય છે. સાવધાનતાએ સૂચવેલા દુ:ખના અનુમાનને સમૂળ વિસરી જવું, એ સર્વોત્કૃષ્ટ છે; તેમ ન બને તો પ્રાપ્ત થનાર દુ:ખના પ્રસંગે શું કરવું તેની યોજના એકવાર ઘડી કાઢી, પણુ તે યોજનાને મગજના સાતમા પાતાળમાં ડુબાવી દેવી અને ભવિષ્યમાં દુ:ખ આવે તોજ તેને બહાર ડોકું કાઢવા દેવી, નહિ તો તેને નિરંતર ડુબેલી રાખવામાંજ, અર્થાત્ ભુલી જવામાંજ હિત છે.

* * વિજયનાંજ ચિત્રો મનમાં રચ્યા કરો. જાગ્રતમાં, સ્વપ્નમાં, સર્વ અ-

* મહાકાળ માસિક.

વસ્થામાં વિજયનેજ જોયા કરો. તમારાં મન, વાણી અને ક્રિયાને વિજયના વિચારોવડેજ રંગી નાંખો. પરાજયની કે દુઃખની કલ્પનાસરખી પણ ન કરો. બળવાન્ સંકલ્પથી અર્થાત્ આત્મસંયમથી દુઃખના વિચારોને તમારા મનમાં પ્રવેશવા ન દો. તમારૂં મન શું જોયા કરે છે, શાનું ચિત્ર રચે છે, તે સાવધાન થઇને વારંવાર જોયા કરો. જો તે રોગનું, નિર્ધનતાનું, નિષ્ફળતાનું, જીવત્વનું ચિત્ર રચતું હોય, તો તત્કાળ તે ચિત્રને પલટી નાંખી તેને સ્થાને આરોગ્યનું ઐશ્વર્યનું, વિજયનું અને બ્રહ્મત્વનું ચિત્ર રચો. એકવાર આવું ચિત્ર રચીને બેશી ન રહો, પણ પુનઃ પુનઃ રચો. તમારા મનમાં તમે રચેલું સુખદ ચિત્ર પ્રત્યક્ષ દેખાય, તે તમને સ્વભાવસિદ્ધ થઈ જાય, ત્યાંસુધી પ્રયત્ન કાયમ રાખો. પ્રયત્નથી કાયર થાઓ નહિ. કચરાના ઢગલાવાળા અવાવરૂ ઘરને સાફ કરવાની મહેનતથી જેઓ કંટાળે છે, તેઓ ઉકરડામાંજ રહેવાને લાયક છે, પણ સ્વચ્છ ઘરમાં રહેવાને લાયક નથી.

* * જેના ઉપર તમે તમારી ઇષ્ટતા સ્થાપો છો, જે વસ્તુને તમે તમારૂં ધ્યેય કરો છો, તે વસ્તુની પાસે અને પાસે તમે આવતા જાઓ છો, અથવા તે વસ્તુ તમારી પાસે આવતી જાય છે. આ અધ્યાત્મશાસ્ત્રનો સિદ્ધાંત છે. વિજયપ્રતિ દૃષ્ટિ સ્થાપતાં તમે વિજયની સમીપ જતા જાઓ છો, અથવા વિજય તમારી પાસે આવતો જાય છે.

* * દર્શન એ સર્જન છે, એ સૂત્રને કદી વિસરશો નહિ. જે તમારે જોઇતું હોય તેને જોયા કરો,–એજ ટુંકોને ટચ વિજયનો ઉપાય છે. જે ન જોઇતું હોય તેને કદીજ જોતા નહિ. જગતનો મોટો ભાગ આખો દિવસ આમજ કરે છે; અને દુઃખી રહે છે. દુઃખને ટાળવાનો અને સુખને મેળવવાનો ઉપાય હવે કોઇને પૂછવા જતા નહિ. સિદ્ધેશ્વર ઘંટનાદ કરીને કહે છે કે **દર્શન એજ સર્જન છે.** તમને તે સંભળાય છે ? અને સમજાય છે ? હા; તો આ ક્ષણથીજ આચારમાં મૂકો. કારણ કે સાંભળવાથી થતા ફળકરતાં, સમજવાનું ફળ હજારગણું વધારે છે, અને સમજવાના ફળકરતાં આચારમાં મૂકવાનું ફળ લાખગણું અધિક છે.

* * રણભૂમિમાં જ્યાં શસ્ત્રો ઉછળે છે, ત્યાં જતાં અથવા અંધારામાં જતાં જેઓ પાછી પાની કરે છે તેઓજ માત્ર કાયર, બીકણ કે બાયલા છે, એમ કંઈ નથી; પરંતુ પોતાને જે ખરૂં ભાસે છે, તે કરતાં, અથવા જે વિચારો પોતાને સાચા જણાય છે, તે બીજાના આગળ જણાવતાં જેઓ ડરે છે, તેઓ પણ બીકણ અને બાયલાજ છે. પોતાને જણાતું સાચું કરવાની અને કહેવાની જેનામાં હિંમત નથી તેનાથી ઉન્નતિ હજાર હાથ છેટે રહે છે.

* * મનુષ્ય સમુદાયમાંથી કેટલાક મનુષ્યો વ્યવહારરૂપ ફળનાં વૃક્ષોને ઉગાડનાર અને ઉછેરનાર ખેડુત હોય છે, અને કેટલાક પરમાર્થરૂપ ફળનાં વૃક્ષોને ઉગાડનાર તથા ઉછેરનાર ખેડુત હોય છે. સિધ્ધેશ્વરના મંદિરનો ઘંટાનાદ મુખ્યત્વે કરીને પારમાર્થિક ખેડુતો અર્થે છે.

* * અક્ષય્ય સુખ અથવા શાંતિ, એ પારમાર્થિક કૃષિકર્મ ( ખેતી ) નું અદ્વિતીયફળ છે. કર્મ ઉપાસના તથા તત્વજ્ઞાનરૂપ સુંદર વૃક્ષો અભ્યાસજળથી સિંચાઈ જ્યારે ફાલીપુલી મોટાં થાય છે, ત્યારે તેમના ઉપર એ શાંતિરૂપ અદ્વિતીય મહા મનોહર ફળ પ્રકટે છે. આ વૃક્ષોને ઉગવાનું અને ઉછેરવાનું સ્થળ સાધકની મનોભૂમિ અથવા અંતઃકરણરૂપ ક્ષેત્ર છે.

* * ભૂમિમાં રોપેલાં વૃક્ષોને, જમીનમાં રહેલું પોષણ સંપૂર્ણ અંશે મળે, એ માટે કુશળ ખેડુત, સાવધાનતાથી દરરોજ જમીનમાંથી ઉગી નિકળતાં નકામાં ઝાડઝાંખરાને નિંદી નાંખે છે. આમ જો તે નથી કરતો તો નકામાં વૃક્ષો, ચોર અને લુટારાની પેઠે જમીનનો બધો કસ ચુસી જાય છે અને કામનાં વૃક્ષ ભુખે મરી દુર્બળ રહે છે. આમ થતાં તેમના ઉપર ફળ આવતાં નથી, અને કદાચ આવે છે તો તેમની ફળમાં ગણના કરવા જેવાં તેઓ હોતાં નથી.

* * પારમાર્થિક ખેતી કરનાર હજાર ખેડુતોમાંથી કોઈ વિરલ ખેડુતજ વ્યાવહારિક ખેડુતના જેવું આ નિંદણનું કાર્ય સંતોષકારક રીતે કરતો દ્રષ્ટિએ પડે છે. મોટા ભાગના સાધકોની મનોભૂમિમાં તો ઝાડીઝાંખરાનું એવું તો ગીચ વન દ્રષ્ટિએ પડે છે કે ઉપાસના તથા તત્વજ્ઞાન વગેરેના સુકુમાર છોડ કયે સ્થળે છે, અને કેટલા મોટા થયા છે, તે તીક્ષ્ણ દ્રષ્ટિવાળાને પણ નજરે પડતા નથી.

* * ઉત્તમ સ્વાદિષ્ટફળને પ્રકટાવનાર વૃક્ષોનેજ સર્વ ઈચ્છે છે, અને તોપણ કડવાં ફળને પ્રકટાવનાર નિરુપયોગી વૃક્ષ છે અથવા કાંટાવાળાં ઝાંખરાં મનોભૂમિમાં કેટલાં ઉગ્યાં છે, અને નિત્ય નવાં ઉગે છે, તથા તેઓએ કેટલી હાનિ કરી છે તથા નિત્ય કરે છે તેનો થોડાજ મનુષ્યો વિચાર કરે છે.

* * આ નિરુપયોગી વૃક્ષ મનોભૂમિમાં ઉગીને સત્ત્વ ચુસી ન લેતાં હોત, અને તેમ કરીને ઉપયોગી વૃક્ષોને મનોભૂમિમાંથી ઓછું પોષણ મળે, એવી સ્થિતિમાં આણી ન મૂકતાં હોત તો આ સંબંધમાં બુદ્ધિમાનને વિચાર કરવા જેવું ભાગ્યેજ રહેત પણ જ્યારે તેઓ તેમ કરે છે, ત્યારે તો પરમાર્થરૂપ ઉપયોગી વૃક્ષને ઉછેરનાર વિવેકી સાધકનું તે સંબંધી જેમ બને તેમ સત્વર વિચાર કરવાનું કર્તવ્ય સિદ્ધ થાય છે.

* * પોતાના અંતઃકરણમાં પાછું વળીને જોનાર પ્રત્યેક મનુષ્યને, વ્યાવ-

હારિક કે પારમાર્થિક કોઈ પણ શુભ ફળને ન ઉત્પન્ન કરે એવા હજારો વિચારો, ઇચ્છાઓ, કામનાઓ; વગેરે પ્રાતઃકાળે જ્યારથી તે જાગ્રત થાય છે ત્યારથી તે નિદ્રા આવતાંસુધી પોતાના મનમાં પ્રકટ થયેલાં જોવામાં આવ્યાવિના ભાગ્યેજ રહેશે. આ વિચારો મનોભૂમિના સત્વબળઉપરજ જીવે છે. તેઓ પ્રકટ થઇને અંતઃકરણના બળનો ક્ષય કર્યાજ કરે છે. ઘણા વિચાર કરવાથી મગજ થાકી જાય છે, તેનો સર્વને અનુભવ હોયજ છે. આ અનુભવ એ સિદ્ધ કરે છે કે વિચારની ક્રિયા એ મગજના બળનો ક્ષય કરે છે.

* * જે વિચારની ક્રિયાથી વ્યાવહારિક કે પારમાર્થિક કોઈ પણ શુભ ફળ પ્રકટે, તે ક્રિયામાં મગજના બળનો ક્ષય થાય તે યોગ્ય છે, પરંતુ જે વિચારોનું કશુંજ શુભ ફળ ન હોય તેવી ક્રિયામાં મગજના બળને વાપરી નાખવું, એના જેવું અવિચારી કૃત્ય બીજું એકે નથી. અને તોપણ હજારમાં એકાદ મનુષ્ય પણ આ અવિચારી કૃત્યથી વેગળો રહેલો ભાગ્યેજ જોવામાં આવે છે. સઘળાજ શય્યામાંથી ઉઠે છે ત્યારથી ગમે તેવા વિચારો કર્યાજ કરે છે. નકામા વિચારો કરવા, નકામી વાતો કરવી, અને નકામી એટલે જેમાં કશું પણ ઉત્તમ ફળ નથી, એવી ક્રિયાઓ કરવી, તેમાં બળનો ક્ષય થાય છે, એ વાતનું સ્વરૂપ, જેવું છે તેવું કોઇજ સમજતું નથી, અને સમજવા પ્રયત્ન કરતું નથી.

* * મનુષ્યને પોતાના ઉપયોગમાટે જેટલું જોઇએ તેના કરતાં અધિક બળ નિત્ય શરીરમાં ઉત્પન્ન થાય છે; તથાપિ સેંકડો મનુષ્યો કામ કરતાં થાકી જવાની નિત્ય ફરીયાદ કરતાં જોવામાં આવે છે. કેટલાકનું એક કલાક કે બે કલાક વ્યાવહારિક કે પારમાર્થિક અભ્યાસ કરતાં મગજ થાકી જાય છે. તેઓ મગજની કે શરીરની નિર્બળતાની બુમો પાડે છે. ઉપાયો કરતાં છતાં પણ ઘણાને મગજ કે શરીર બળવાન્ થયેલું જણાતું નથી. શી રીતે જણાય ? તેઓએ આવકનું એક દ્વાર ઉઘાડું રાખ્યું હોય છે, અને જાવકનાં સેંકડો દ્વાર રાખ્યાં હોય છે. જાવકનાં દ્વાર બંધ કર્યાવિના આવક થયેલી શી રીતે સમજાય ? નકામા વિચારો, અને નકામી ક્રિયાઓ, એ જાવકનાં દ્વાર છે. તેમને બંધ કર્યાવિના મગજ અને શરીર બળવાન્ થતું નથી અને મગજ અને શરીર બળવાન્ થયા વિના વ્યાવહારિક કે પારમાર્થિક ઉત્તમ ફળો પ્રકટાવી શકાતાં નથી.

* * ખેતરમાંથી ઝાંખરાં વગેરે નકામાં ઝાડને ઉખેડી નાંખનાર ખેડુત ઉપયોગી છોડને અધિક પોષણ મળતું કરી, બેવડાં બળવાન્ કરે છે, તેમ મનમાંથી નકામા વિચારોને કાઢી નાંખનાર મનુષ્ય, અને તેમ કરી મનોબળના અસાધારણ ક્ષયને અટકાવનાર મનુષ્ય, પોતાની માનસિક શક્તિઓને તેઓ હોય છે તે કરતાં એક કે બે વર્ષમાં દ્વિગુણ કે ત્રિગુણ બળવાન્ કરે છે.

* * ખેતરમાં જેમ ઝાંખરાંનો ઉપયોગ નથી, તેમ મનમાં નકામા વિચારોનો ઉપયોગ નથી. બુદ્ધિમાને તેમને શામાટે ત્યારે મનમાં રાખવા, અને મનનું સત્ત્વ ચુસાઇ જવા દેવું ?

* * જે ઈચ્છા અને કામનાઓ આપણને ઉંચે ચઢાવતી નથી, પણ નીચે ઢાળી પાડે છે, તેને આ ક્ષણથીજ સેવવી બંધ કરો, જે વિચારવડે આપણું હૃદય અધિક ઉન્નત અને આધ્યાત્મિક થતું ન જણાય તે વિચારને હૃદયમાં આ ક્ષણથીજ રમવા ન દો. જે કલ્પનાનાં ચિત્રો તથા જે ગઈ ગુજરી વાતો આપણને વધારે ઉચ્ચ તથા વધારે વિશુદ્ધ જીવનપ્રતિ આકર્ષતી નથી, તેમને હૃદયમાં જોવાનું અને સ્મરણ કરવાનું આ ક્ષણથીજ મૂકી દો. જે ઉદ્દેશો અને અભિલાષાઓ આપણી ઉન્નતિ અને અભ્યુદય સાધનાર ન હોય તેમને તત્કાળ હૃદયમાંથી રજા આપો. તેમણે તમારા હૃદયમાં આજ સુધી રહીને તમારૂંજ ખાઈને તમારૂંજ ખોયું છે. તમે આજે આ જાણ્યું છે. સિદ્ધેશ્વરના ઘંટાનાદથી તમારા કાન ઉઘાડ્યા છે. સાવધાન થાઓ. અયોગ્ય વિચાર અને અયોગ્ય ક્રિયારૂપી કાળા નાગને તમારા પોતાના ઓજસ્રૂપ દૂધને ન પાઓ, તે તમનેજ દંશીને તમારા પ્રાણ હરે છે જાગૃત્ થશો, અને આ કલ્યાણકારક ગંભીર નાદ સાંભળશો ? નિરૂપયોગી વિચારો અને ક્રિયાઓ મનુષ્યનું સત્ત્વ બળ અસાધારણ પ્રમાણમાં હરી લેછે.

* * આ જગત્માં પ્રત્યેક મનુષ્ય ખેડુત છે, કારણ કે જેમ ખેડુત, જમીનમાંથી પોતે નક્કી કરેલી કોઈપણ વસ્તુ ઉગાડવાનો નિત્ય પ્રયત્ન સેવતો હોય છે, તેમ પ્રત્યેક મનુષ્ય પોતે નક્કી કરેલું કોઈપણ ફળ પ્રાપ્ત કરવા નિત્ય પ્રયત્ન સેવતો હોય છે.

* * ખેડુત જો કુશળ નથી હોતો તો જમીનમાંથી સામાન્ય પ્રકારનો પાક પણ ઉત્પન્ન નથો કરી શકતો, તેમ મનુષ્યો જો કુશળ નથી હોતા તો આ જગતમાં પોતે નક્કી કરેલા ફળને સામાન્ય પ્રકારે પણ પ્રાપ્ત નથી કરી શકતા.

**शंका**—મારા અધિકારની વૃદ્ધિ મારે શી રીતે કરવી ?

**समाधान**—ઉંચા વિચારો અને ઉંચા કર્મો મનુષ્યના અધિકારને ઉંચો કરે છે. આપણે આપણો અધિકાર ઉંચો કરવો હોય તો જે અધિકારમાં આપણે હોઇએ તેથી ચઢતા પ્રકારના વિચારો અને કર્મો કરવા માંડવાં તેમ થતાં થોડે કાળે આપણે ઉંચા અધિકારમાં આવવાના. વળી તે અધિકારથી ચઢી-

ચાતા વિચારો અને કર્મોનું જ્ઞાન મેળવી તે પ્રમાણે કરવા માંડવું, એટલે તે અધિકારથી પણ ચઢતા અધિકારમાં જવાનું. પણ તમે પૂછશો કે પોતાનો અધિકાર હાલ શો છે, અને તેથી ચઢીઆતો અધિકાર કયો છે, તે શી રીતે નક્કી કરવું? ત્યાં પોતાના અધિકારનો નિર્ણય સામાન્ય રીતે આ પ્રમાણે કરવો. અધિકારના ભેદ સેંકડો પ્રકારના હોય છે, તોપણ સૂક્ષ્મભેદોમાં નહિ ઉતરતાં અને તેમ કરવું આ પ્રસંગે પ્રયોજનવાળું પણ ન હોવાથી, આપણે મુખ્ય ત્રણ ભેદ પાડીશું; એક શારીરિક અધિકાર, બીજો માનસિક અધિકાર, અને ત્રીજો અધ્યાત્મિક અધિકાર જેઓને શરીરમાં અને શરીરના વિષયોમાંજ પ્રીતિ હોય છે, તેઓ શારીરિક અધિકારવાળા ગણાય છે. આ અધિકારવાળા મનુષ્યના અત્યંત પ્રીતિના વિષયો, ઉત્તમ બંગલાઓ, બાગબગીચાઓ, નવાં નવાં વસ્ત્રો, ઘરેણાં, ગાયન, વિવિધ ખાનપાનના પદાર્થો, વિવિધ પ્રકારની ફેન્સી વસ્તુઓ, સ્વલ્પમાં ઉત્તમ વિષય માત્ર હોય છે. તેઓ આખો દિવસ આ શરીરની અને શરીરના વિષયોનીજ વાતો કર્યા કરે છે. પૈસો અને પૈસાથી મળનારાં ઉંચાં ઉંચાં સુખો, એ તેમનો આ જગત્માં મેળવવા યોગ્ય અને સિદ્ધ કરવા યોગ્ય ઉદ્દેશ હોય છે. જેમ ભમરો પુષ્પની આજુબાજુ ઉડયા કરે છે, તેમ તેઓએ આ શરીરને સુખ ઉપજાવનાર જે વસ્તુઓ માની હોય છે, તેની આજુબાજુ તેઓ ઉડયા કરે છે. આ વિષયો મળતાં તેમની આઠે પાંખડી ખીલે છે, અને તેમાંના એકનો અથવા થોડાનો અભાવ થતાં તેમને પ્રાપ્ત સુખો અગ્નિ જેવાં લાગે છે. નવાં નવાં સ્થાનો, અને નવા નવા પદાર્થો તેમને નિત્ય મળતા રહે છે તોજ તેમને જીવવામાં કાંઈ સાર જેવું જણાય છે, નહિ તો જીવવા કરતાં મરવું તેમને અધિક પ્રિય હોય છે. તેમના આખા દિવસનો બધો વખત ઉપર જણાવેલા વિષયોનાં ચિંતનમાં, તેમની વાતોમાં અને તેમને મેળવવાના ઉદ્યોગમાંજ તેઓ ગાળે છે. તેઓ પા ઘડી કદાચ પરમેશ્વરનું સ્મરણ કરે છે, તોપણ ઉપરનાં સુખો પરમેશ્વર તેમને આપે, એટલાજ માટે તેઓ તે સ્મરણ કરે છે; વિષયોના ત્યાગપૂર્વક ઇશ્વરનું કરેલું સ્મરણજ સાચાફળને પ્રકટાવે છે, એમ જો તેમને કોઈ કહે છે, તો તે વાત તેમને કડવીઝેર જેવી લાગે છે. સ્વલ્પમાં શરીર અને શરીરના વિષયોમાંજ જેમને કેવળ સુખબુદ્ધિ છે, તેઓ શારીરિક અધિકારવાળા મનુષ્યો છે?

માનસ અધિકારવાળા જે મનુષ્યો હોય છે તેમને શરીરનાં સુખો કરતાં માનસ સુખોમાં અધિક પ્રેમ હોય છે તેમાંના કેટલાક, શરીરનાં સુખોને આ-ટેજ મનનો ઉંચો અધિકાર પ્રાપ્ત કરવાના પ્રયત્નને સેવનારા હોય છે, અને

કેટલાક મનનો ઉંચો અધિકાર થવાથી જે માનસસુખનો અનુભવ થાય છે, તેનેજ માટે મનનો અધિકાર વધારવાનો પ્રયત્ન કરનારા હોય છે. સંસારનાં વિષયસુખો મેળવવાને માટેજ જેઓ વિદ્યાકળાના અભ્યાસવડે પોતાની માનસિક શક્તિઓને કેળવે છે, તેઓ પ્રથમ વર્ગના છે, અને સંસારનાં સુખો મળો અથવા ન મળો, તોપણ વિદ્યાકળાના અભ્યાસથી પ્રાપ્ત થતા માનસઆનંદને માટેજ જેઓ વિદ્યાકળાના અભ્યાસમાં લીન રહે છે, તેઓ બીજા પ્રકારના છે. આ બીજા પ્રકારના મનુષ્યો પ્રથમ પ્રકારના મનુષ્યો કરતાં ચઢીઆતા છે. પ્રથમ પ્રકારનાં મનુષ્યોને વિદ્યાકળાના અભ્યાસના અંતમાં વિષયસુખો મળે છે, એટલે તેઓ તે સુખોમાંજ ડુબી જાય છે. તેમનો વિદ્યાકળા ઉપરનો પ્રેમ છુટી જાય છે. વિષયસુખો પ્રાપ્ત થયા પૂર્વે જેટલો માનસઅધિકાર તેમણે મેળવ્યો હોય છે, તેમાં પછીથી તેઓ કંઇપણ વૃદ્ધિ કરતા નથી. બીજા પ્રકારના મનુષ્યો તેથી જૂદાજ પ્રકારના હોય છે. વિષયસુખો મળતાં છતાં, તેઓ તેમાં લુબ્ધ થતા નથી. તેના મોહથી અંધ થઇ, વિદ્યાકળાનું પોતાનું પ્રિય વ્યસન તેઓ ત્યજતા નથી, પણ પ્રતિદિન તેમાં આગળ ને આગળ વધ્યાજ જાય છે. વિદ્યાકળાના વિચારથી પ્રકટતા માનસઆનંદ આગળ વિષયોના આનંદ તેમને અત્યંત તુચ્છ લાગે છે, અને તેથી તેઓ તેમાં પોતાના આયુષ્યનો અત્યંત અલ્પ સમયજ ગાળે છે.

આધ્યાત્મિક અધિકારવાળા પુરુષોને એકપક્ષે જેમ વિષયનાં સુખો તુચ્છ લાગે છે, તેમ અન્ય પક્ષે વિદ્યાકળાથી પ્રકટતાં માનસ સુખો પણ તુચ્છ ભાસે છે. આત્મા અથવા પરમાત્મા એજ તેમની પ્રીતિનો વિષય હોય છે, અને તેથી તેમનું જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનામાંજ તેઓ પોતાનો સમય વિશેષ કરીને ગાળે છે.

તમારો સમય વિશેષકરીને શામાં જાય છે, એ જો હવે તમે વિચારી જોશો તો તમારો અધિકાર તત્કાળ તમને સ્પષ્ટ થશે. ખાનપાનના વિષયોનાં ચિંતનમાં, તેનીજ વાતોમાં, અને તેનો ઉપયોગ કરવાના પ્રયત્નમાંજ તમારા આયુષ્યનો મોટો ભાગ તમે ગાળતા હોતો તમારો છેક નીચો અધિકાર છે, એ સ્પષ્ટ થાય છે. ઉંચા અધિકારમાં જો તમારે આવવું હોય તો તમારૂં સઘળું જીવન તમારે ક્રમે ક્રમે બદલી નાંખવુંજ જોઇએ; અને નીચા અધિકારનાં લક્ષણોને છોડીને ઉંચા અધિકારનાં લક્ષણો ધારણ કરવાંજ જોઇએ. તેમ કર્યા વિના અધિકારની વૃદ્ધિ કદી થતીજ નથી.

સંસારમાં સુખી રહેવાની અને મોક્ષ મેળવવાની અનેક સગવડો હોવા છતાં તે વીંખાઈ જાય છે એટલુંજ નહિ પણ અનેક અણધારી અગવડો, દુઃખો અને જન્મમરણનાં દૃઢ બંધનો પ્રાપ્ત થાય છે તેનું ખરૂં કારણ વિચારવામાં આવશે તો મનોબળનો અભાવ એજ છે એ નક્કી થશે. બળહીન–અતિ ચંચળ મન જ્યાં ત્યાં દોડતું ફરશે અને અનંત ઉપાધિઓ વ્હોરશે, મહા મજબુત ફાંસાઓમાં ફસાશે અને અપાર યાતનાઓનાં ચક્રોમાં ચડી આત્માની પાયમાલી કરશે. માટે મનોબળને કાયમ રાખવું, વધારવું, સદ્ગુરૂ અને ઉત્તમ પુસ્તકોના પરિચયથી મનોબળ મેળવવું, મનને નિર્બળ કરનારાં નમાલાં વાંચનો અને નમાલા પરિચયોને અટકાવવા વગેરે બાબતો બહુ જરૂરની છે અને તેથી હવે પછી મન કેળવણી અધિકારને સ્થાન આપવાને આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

# मनकेळवणी–अधिकार.

મન પોતાની સ્થિરતા–એકાગ્રતાને છોડી વ્યગ્ર બની આડે રસ્તે ન ઉતરી પડે તે માટે ઉત્તમ વાંચન, ઉત્તમ શિક્ષણ, ઉત્તમ સંગતિ, ઉત્તમ પરિચય વગેરેથી તેને ધીમે ધીમે કેળવીને સ્થિરતાવાળું–એકાગ્રભાવવાળું–મજબૂત કરવું જોઇએ. ઘણા મનુષ્યો ઉત્તમ વૃત્તિવાળા હોવા છતાં તેઓનું મન કેળવાયેલું નથી હોતું તો તેઓ નબળા વિચારના–ડગુમગુ વૃત્તિવાળા રહી ધારેલા કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકતા નથી, ધર્મ તરફનો પ્રેમ છતાં તેમાં અડગ રહી શકતા નથી. એટલા માટે મનને યોગ્ય રીતે કેળવવુ જોઇએ; જેથી આપણે જેઓના સમાગમમાં આવીએ તેઓ આપણને આપણા યોગ્ય નિશ્ચયથી ડગાવી ન શકે તે માટે તેઓના મનને આપણે પારખી શકીએ અને તેની સાથે આપણા મનને સ્થિર રાખી શકીએ એ સમજાવવા આ અધિકારને સ્થાન આપવામાં આવ્યું છે.

અવયવોની ચેષ્ટાથી અંતઃકરણની પીછાણ.

अनुष्टुप्.

आकारैरिङ्गितैर्गत्या, चेष्टया भाषणेन च ।
[illegible]कारैश्च, लभ्यतेऽन्तर्गतं मनः ॥ १ ॥ (सिं. प्र.)

શરીરનો આકાર, અંદરનો ભાવ, ચાલવાની રીત, ચાળા, ભાષણ, નેત્રનો ઇસારો તથા મોઢાના વિકાર એઓવડે શરીરમાં રહેલું મન જાણી શકાય છે. ૧

## મનની સ્વસ્થતા જાળવવાની આવશ્યકતા.

શાલિની.

चित्तायतं धातुबद्धं शरीरं, चित्ते नष्टे धातवो यान्ति नाशम् ।
तस्माच्चित्तं यत्नतो रक्षणीयं, स्वस्थे चित्ते बुद्धयः सम्भवन्ति ॥२॥ } (सू. मु.)

ધાતુથી ગોઠવાયેલ શરીર ચિત્તને આધીન છે. તેથી જો ચિત્ત નાશ પામ્યું (અર્થાત્ જો મન બગડયું) તો ધાતુમાત્ર નષ્ટ થઈ જાય છે. તેથી સંભાળપૂર્વક ચિત્તનું રક્ષણ કરવું જોઇએ. અને જ્યારે શાંત ચિત્ત હોય છે ત્યારે બુદ્ધિના સંકલ્પો ખીલે છે. ૨

## *જીવનમાં અનુકરણીય નિયમો.

મનુષ્ય સ્વભાવ તપાસતાં જે કાંઈ તેની નબળી બાજુ દેખાય, તે તરફ તમે દુર્લક્ષ રાખતાં શીખજો, અને તેની મજબુત બાજુતરફ દૃષ્ટિ રાખી તેનું અનુકરણ કરજો, એટલે તમે પણ તેવા મજબુત થઈ શકશો.

જ્યારે કોઈ પણ બાબત માટે તમે તમારો નિર્ણય દર્શાવો, ત્યારે હમેશાં તમારૂં લક્ષ તમારા મનતરફ આપો; કારણકે મનઉપર લક્ષ આપીને તેના આદેશાનુસાર વર્તન કરવાથી અવશ્ય તમારૂં નિર્ણીત કાર્ય ફળીભૂત થશેજ.

કોઇની પણ ભૂલ શોધવાનો પ્રયત્નજ આદરશો નહિ. દરેક મનુષ્ય અગર પ્રાણીમાંથી સદ્ગુણો–સારભૂત ગુણો શોધજો. મનને હમેશાં હલકી બાબત તરફ દોરશોજ નહિ. દરેક સ્થળે જે ઉત્તમ સાર માલૂમ પડે તે તરફજ લક્ષ આપજો, એટલે દરેક વસ્તુમાંથી પણ ઈચ્છવાલાયક સાર તમે હમેશાં શોધી શકશો.

જ્યારે જ્યારે કાંઈ પણ કાર્ય કરવાની મનુષ્યને ઈચ્છા થાય છે, ત્યારે ત્યારે તેની શક્તિ અને સારાં કૃત્યોતરફનું તેનું વલણ–તે બે બાબતોઉપર ધ્યાન આપવામાં આવે છે. તે બંનેમાટે શુદ્ધ, આનંદી, દૃઢ, મજબુત, સદ્ગુણગ્રાહી મનની ખાસ જરૂર છે. મનને તેવું બનાવવા પ્રયત્ન આદરો, એટલે તમારાં ઈચ્છિત કાર્ય સત્વરજ ફળદાયી નિવડશે.

જ્યારે કોઈ પણ કાર્ય કરતાં ગુંચવાડો થઈ જાય, તેમાંથી બહાર કેવી રીતે નિકળવું તે સુઝે નહિ, મન મુંઝાઈ જાય, ત્યારે થોડી ક્ષણ સુધી શાંત થઈ

* શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ.

જાઓ; આંતર હૃદયમાં પણ શાંતિ રાખો, મનને થોડા વખત બીજી વળણુતરફ દોરો. દરેક કાર્યમાંથી બહાર નિકળવાનો રસ્તો હોયજ છે, પણ ગુંચવાઇ ગયેલું મન તે શોધી કાઢવાને અશક્ત થઈ જાય છે. થોડી ક્ષણુ તદ્દન શાંતિ રાખવાથી તે ગુંચવણુ તરતજ દૂર થાય છે, અને મન સ્વતઃજ માર્ગ શોધી કાઢે છે, અને મુંઝવણુ દૂર થાય છે.

જે કાંઈ પ્રાપ્ત કરવાની તમારી ઈચ્છા હોય, તે ઈચ્છામાં જ્યારે તમે નાસીપાસ થાઓ, ત્યારે એક ક્ષણુપણુ નાસીપાસીને—દિલગીરીને તમારા હૃદયમાં પેસવા દેશો નહિ. તરતજ તમારા મનની વળણુ ફેરવી નાંખજો, અને પ્રથમના કરતાં વધારે સારી વસ્તુની ઈચ્છા કરજો. આ પ્રમાણે વર્તન કરવાથી દરેક કાર્યનું—દરેક ઇચ્છાનું પરિણામ તમારા લાભમાંજ આવશે તે નિશ્ચય માનજો.

જ્યારે જ્યારે કોઈ પણુ મનુષ્ય એમ ધારે કે મેં અતિશય કાર્ય કર્યું છે હું કાર્ય કરીને થાકી ગયો છું, ત્યારે નક્કી માનજો કે તે માણુસ કાર્ય કરવાની પદ્ધતિથી તદ્દન અજ્ઞાત છે. વારંવાર કાર્ય કરવાથી શ્રમ લાગી જાય છે તેવું દર્શાવનારમાટે ચોકસ માનજો કે તે અન્ય કાર્યો કરવાને અસમર્થ છે. આખો દિવસ કાર્ય કરતાં પણુ શ્રમ લાગતોજ નથી. મનમાં અતિશય કાર્ય કરવાની ગણત્રી ગણુનારજ શ્રમિત થઈ જાય છે. વળી કાર્ય કરવાથી શ્રમ લાગી જાય છે તેમ વિચારનારની કાર્ય કરવાની શક્તિ પણુ ઓછી થતી જાય છે; પરંતુ જ્યારે જ્યારે ખપ પડે ત્યારે ત્યારે શ્રમનો નકામો વિચાર નહિ કરનાર, અને દરેક આવેલ કાર્ય કરવામાં તત્પર મનુષ્યની શક્તિ હમેશાં વૃદ્ધિજ પામતી જાય છે.

કોઈ કોઈ વાર જીવનમાં એવો વખત આવી જાય છે કે જ્યારે કોઇપણુ કાર્ય કરવાં સારાં લાગતાંજ નથી. દરેક કાર્ય અનિશ્ચિત—ભૂલવાળાંજ લાગે છે, પણુ તે વખતે ભૂલ આપણુા મનનીજ થાય છે તેમ નક્કી સમજજો. જ્યારે કોઈ પણુ કાર્યતરફ ખોટી દૃષ્ટિથી જોઇએ, ત્યારે તે સર્વ કાર્યો ભૂલવાળાં—ખોટાં, આપણુને નહિ ગમતાંજ લાગે છે. જ્યારે આપણે અંધારામાં હોઇએ, ત્યારે દરેક વસ્તુ આપણુને પણુ અંધકારમયજ લાગે છે. પણુ પ્રકાશમાં આવવું તે જેમ શકય છે, તેમજ હમેશાં પ્રકાશમાં રહેવું તે પણુ બની શકે તેવું છે. વળી જ્યારે આપણે પ્રકાશમાં હોઇએ, ત્યારે દરેક વસ્તુ પ્રકાશમય, સુંદર, ઈચ્છવા લાયક, સારીજ લાગે છે; સારાંશ કે પ્રકાશમાંજ રહેવું, અંધારાને આપણુાથી સદાને માટે દૂરજ રાખવું, એટલે આપણુા જીવનમાં સર્વ પ્રકાશમયજ દેખાશે. પ્રકાશ તે પ્રકાશજ છે.

આખા દિવસમાં થોડી ક્ષણો તો હમેશાં તદ્દન શાંતિમાંજ પસાર કરવાની ચાલુ ટેવ કદી છોડી દેશો નહિ. અને તો દિવસમાં જેટલો વખત બની શકે તેટલો વખત મનને શાંત-ગુંચવણભરેલા વિચારોથી રહિત-સંસારની ઉપાધિમય ખટપટોથી રહિત-રાખવા અવશ્ય પ્રયત્ન કરજો. થોડે થોડે વખતે આવી રીતે પ્રાપ્ત થતી શાંતિ મનને શુદ્ધ કરશે, વિચારશક્તિને વધારશે, અને મનની દબાયેલી શક્તિ ધીમે ધીમે ખુલ્લી થઈ જશે.

જ્યારે કોઈ પણ વખત તમે તમારી ધારણા સફળ થતી ન દેખો, તમારી ઇચ્છાનુસાર ફળપ્રાપ્તિ થતી માલૂમ ન પડે, ત્યારે કદી પણ દિલગીરી ધારણ કરશો નહિ. કોઇપણ વખતે શોક દર્શાવવો દૂરજ રાખજો, કારણ કે દિલગીરી દર્શાવ્યાવગર સર્વ સમયે તમારે જે કાર્ય સાધવું હોય, જે ઇચ્છા ફળવતી કરવી હોય તેમાં દૃઢ મનથી ઉદ્યોગથી વળગી રહેવાથી અવશ્ય તે ફળશેજ, અને તમારી પ્રથમની ધારણા કરતાં વધારે સારૂં ફળ તમે મેળવી શકશો. દિલગીર અને નાસીપાસ દેખાવથી તો તે કાર્યઉપરનો અને તમારા મનઉપરનો પણ તમારો કાબુ નાશ પામે છે, ગુમ થઈ જાય છે, અને તે કાબુ મેળવતાં ઘણા વધારે વખત અને પ્રયત્નની પાછી જરૂર પડે છે. પણ દૃઢ મન, નિર્ણીત વિચાર, અને અડગ શ્રદ્ધા-ખંતથી તે કાર્યપછવાડે મંડયા રહેવાથી તે કાર્ય અવશ્ય સફળ થવાનુંજ, અને તમારી ઇચ્છા પાર પડવાનીજ. માટે કદી કોઇ પણ કાર્ય કરતાં દિલગીર કે નાસીપાસ થવુંજ નહિ; શ્રદ્ધાથી અને ખંતથી તે કાર્યપાછળ મંડવું, અને અવશ્ય વિજયમાળા તમનેજ મળવાની.

તમારે કદિ પણ નાહિંમત, નાસિપાસ, ગભરાયેલા મનવાળા, અગર શોકાન્વિત થવું નહિ. આવી રીતે મનનું નાહિંમત થવું, ગભરાઈ જવું તેજ તેની નબળાઈ સૂચવે છે, અને તેવું નબળું મન જે કાંઈ મુશ્કેલીઓ તત્કાળમાં આવેલી હોય, તે દૂર કરવા સમર્થ થઈ શકતું નથી, જે મન હિંમત રાખી શકે છે, નિર્ણયથી ચળતું નથી, સદા આનંદી રહી શકે છે, અને શ્રદ્ધાને ત્યજતું નથી, તેવા મનવાળા મનુષ્યોજ દરેક મુશ્કેલીનો નાશ કરી શકે છે, કારણ કે તે મનુષ્યો સર્વ સ્થિતિમાં સર્વ વખતે ગમે તેવા પ્રસંગોમાં પણ મજબુત રહી શકે છે. ગભરામણવાળી અંધકારમય ક્ષણોમાં મનની નાસીપાસ-નાહિંમતી થઇ જવાની વલણ તેજ નિષ્ફળતાનું મુખ્ય કારણ છે. કારણ કે મુંઝાતાં મુંઝાતાં મન એવી સ્થિતિએ જઇ પહોંચે છે કે જ્યારે તેની શક્તિ અને તેનામાં રહેલી ન્યાયબુદ્ધિનો નાશ થઈ જાય છે. જ્યારે જ્યારે મુશ્કેલીભર્યા કલાકોમાં પણ મન મજબુતાઇથી કાર્ય કરે છે, પોતાનું શૌર્ય અજમાવી ગ્રહણ કરેલ કાર્ય પાર પહોંચાડે છે, ત્યારે ત્યારે તેની શક્તિ-બુદ્ધિ-ચાતુર્યમાં સર્વદા વૃદ્ધિ થાય છે,

તેથી તમે મનનપૂર્વક આ વાત લક્ષમાં રાખજો કે તમારા મનને તમે કદી પણ નિરૂત્સાહી, નાહિંમતી, અગર નાસીપાસ થવા દેશો નહિ, પણ હમેશાં પ્રાપ્ત કાર્યમાં આગ્રહથી અને ખંતથી મચ્યા રહેજો, એટલે અવશ્ય ઉત્તમ ફળની તમને પ્રાપ્તિ થશેજ.

જ્યારે તમને એમ લાગે કે અંધકારમય સમય આવી પહોંચ્યો છે, તમને દરેક કાર્યમાં નિષ્ફળતા મળે તેવોજ સમય વર્તે છે, ત્યારે પણ તમારી સર્વ શક્તિનો ઉપયોગ કરજો. જો તમે નાસીપાસી ધારણ કર્યા વગર તમારી શક્તિનો ઉપયોગ કર્યાજ કરશો, તો બાજી તરતજ પલટાતી માલુમ પડશે; અંધકારમાં પ્રકાશ પડતો માલુમ પડશે. જે કાર્યોમાં ચાલુ નિષ્ફળતાજ મળતી લાગતી હોય, તેમાં પણ સફળતા મળતી જશે. પણ તમે તેવા સમયમાં તમારી શક્તિનો ખ્યાલ કર્યાવગર તેને આવરી દઈ તે અંધકારમય મુશ્કેલીઓને તાબે થઇ જઇ તેની સામા થવાને બદલે તે રૂપજ બની જશો, તો તમે નીચા અને નીચાજ ઉતરી જશો, અને તમારી શક્તિનો પણ ઘણે અંશે કદાચ નાશ થઈ જશે. તમારૂં વાતાવરણ ગમે તેવું હોય, પણ તમારી કાર્યશક્તિ તો તમારા મનસાથેજ સંબંધ ધરાવે છે. તમે નાહિંમત બન્યાવગર ધીરજ રાખી કાર્ય આગળ ચલાવ્યા કરો, તો તમારી ઘટતી જતી લાગતી શક્તિની વૃદ્ધિ થવા માંડે છે, અને છેવટે મુશ્કેલીઓનો પણ અંત આવે છે, તેથી ઉલટું જો હિંમતને–ધીરજને નમસ્કાર કરી મુશ્કેલીઓને વશ થઈ જશો, તો મન મુંઝાશે, અને તમારી કાર્ય શક્તિનો ધીમે ધીમે નાશ થઈ જશે. આમ હોવાથી તમારે માટે ખાસ જરૂરનું અને ફાયદાકારક તેજ છે કે તમારે હમેશાં વધારે શક્તિ, વધારે માનસિક વિશાળતા, વધારે પૂર્ણતા, વધારે હિંમત, વધારે આનંદ તમારામાં રહે તેવી જાતનો સર્વદા પ્રયત્ન કરજો. ઉંચા ચઢો, અને વધારે ઉંચા ચઢો, અને વધારે ઉંચા અને મજબુત વિચારવાતાવરણમાં વિચરતાં શીખો; અને મનની વધારે ઉંચી શક્તિઓનો વિચાર કરી તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સેવો, અને આવા પ્રયત્નથીજ સર્વ કાર્યમાં સર્વદા તમને સફળતા મળશેજ.

આપણા ચાલુ જીવનમાં એવી ઘણી વસ્તુઓ હોય છે, એવું ઘણું વિચારક્ષેત્ર હોય છે કે જેને માટે આપણે અન્ય મનુષ્યોઉપર આધાર રાખવો પડે છે; તેથી જે જે માણસના સહવાસમાં આપણે આવીએ તે તે માણસસાથે યથાયોગ્ય સંબંધ થાય તેવી રીતે વર્તવાની ઘણી જરૂર છે. જ્યારે જ્યારે તમે કોઇના સંબંધમાં આવવા ઇચ્છો, ત્યારે ત્યારે આનંદી સ્વભાવ, મનની વિશાળતા વિગેરે સદ્ગુણોને ધારણ કરીનેજ, તમારાથી બને તેટલી ઉત્તમતા દર્શાવતાં તેના સંબંધમાં આવવા પ્રયત્ન કરજો, તેમ કરવાથી તેની પાસેથી જેની

તમારે અપેક્ષા હશે તે વસ્તુ ઉત્કૃષ્ટ સ્થિતિમાં તમે પ્રાપ્ત કરી શકશો. આપણે અન્ય મનુષ્યમાં આપણાઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય, અને આપણી તે માટેની યોગ્યતાના તેના મનમાં નિર્ણય તરતજ થાય તેવી રીતે વર્તવું જોઇએ. દિલગીર, નાસીપાસ, દુઃખી ચહેરો વિશ્વાસ ઉત્પન્ન કરી શકતોજ નથી; વળી તમારા મનમાં તે વસ્તુ પ્રાપ્ત થશે કે કેમ તેમાં શંકા હોય, ત્યાંસુધી પણ ઇચ્છિત કાર્ય ફળીભૂત થતું નથી. માટે શંકાને મનમાંથી દૂર કરી ઇચ્છિત કાર્ય સત્વરજ સફળ કરવાની તમારામાં શક્તિ છે તેવા તમારા મનના મજબુત નિર્ણયસાથે આનંદી સ્વભાવમાં રમણ કરતાં સર્વની સાથે સંબંધમાં આવવાનો વિચાર રાખજો, એટલે ધારેલ ધારણામાં તમે સત્વરજ ફળીભૂત થશો, તેમાં જરાપણ સંશય નથી.

દુનિયામાં કોઇપણ વ્યક્તિને નીચે ઉતારી પાડવાનો, હલકી દેખાડવાનો પ્રયત્નજ આદરશો નહિ, પણ તમારી જાતને જેમ બને તેમ આગળ વધારવા, વિચારવાતાવરણમાં શ્રેષ્ઠ થવાનું, મનઉપર અંકુશ રાખવાનું, ઇચ્છિત કાર્યની સફળતા થઈ શકે તેવા આંદોલનમાં વિચરવાનું શીખજો. કાર્યક્ષેત્રમાં આવીરીતે આગળ વધવાથી હમેશાં પરિણામ લાભદાયીજ–ચિરસ્થાયી–સંતોષકારકજ આવશે. પોતાની જાતને આગળ વધારવાની ટેવ હમેશાં પ્રાપ્ત કાર્ય સંપૂર્ણ કરાવે છે, અને મનને સંતોષ–આનંદ ઉપજાવે છે. જ્યારે અન્યને ઉતારી પાડવાની હલકા બનાવવાની ટેવ કોઇને પણ સુખી કરતી નથી; તમારૂં વિચારક્ષેત્ર પણ અશુદ્ધ થાય છે; મન આડે રસ્તે ઉતરી જાય છે, અને સામા માણસને પણ નુકશાન થાય છે, અને તમને તેમાંથી કોઇપણ જાતનાં સુખ–સંતોષ મળતાં નથી, માટે અન્યની નિંદા–ટીકા કરવામાંથી સર્વદા દૂરજ રહેજો. તમારી પોતાની જાતને કેમ વધારે સુધારવી, માનસિક વિશાળતા કેવી રીતે વધારવી, તેજ પ્રયત્નમાં સર્વદા રહેજો.

જો તમારે તમારાં કાર્યોમાં ફત્તેહ અવશ્ય મેળવવીજ હોય તો તમારી જાતને સુધારો, અને તમારાં કાર્યોને ઉત્તમ બનાવો. તમારાં કાર્યોતરફજ દૃષ્ટિ રાખો; પણ તમારા હરીફમાટે એક અક્ષર પણ વિરૂદ્ધતાનો ઉચ્ચારતા નહિ. કોઈપણ માણસ સાથે દુશ્મનાઇ બાંધવી–શત્રુતા ઉત્પન્ન કરવી તે મનમાં ગેરવ્યવસ્થાજ ઉત્પન્ન કરે છે; અને આવી સ્થિતિમાં કોઈપણ કાર્ય સંપૂર્ણ થઈ શકતું નથી–ઇચ્છિત ફળ આપી શકતું નથી; તેથીજ અન્ય સાથે શત્રુતા રાખવી–તેની ટીકા કરવી, કે તેને હલકો પાડવો તે તમારી જાતનેજ નીચે ઉતારી પાડવામાં સાધનભૂત થાય છે. અન્યસાથે શત્રુતા, કે અન્યની નિંદા–ટીકા તે તેને તો નુકશાન કરે અગર ન પણ કરે, પણ તમારી જાતને તો તેનાથી અવશ્ય

નુકશાન થવાનુંજ–તમે તો નીચી પાયરીએ ઉતરી જવાનાજ, માટે તમારા કાર્યમાં સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તમારી શક્તિનો અન્યને હલકા પાડવામાં ખોટો વ્યય ન કરશો, પણ તમારા કાર્યમાંજ મચ્યા રહેશો, તો અવશ્ય ફત્તેહ મળશેજ.

જો તમને એમ ખાત્રીથી લાગતું હોય કે તમારા વિચારો ઉત્તમ છે, અન્યને અનુકરણ કરવાલાયક છે, અન્ય તે ગ્રહણ કરશે તો તેમને બહુ ફાયદો થશે, તો તમારા વિચારોની ઉત્તમતા દર્શાવવા અન્યના વિચારોની કદીપણ મશ્કરી અગર ટીકા કરશો નહિ. અન્યની માન્યતા–વિચારશ્રેણી ખોટી છે, તેવું સાબીત કરવામાં નકામો વખત ગુમાવશોજ નહિ. તમારી માન્યતા તમારા વિચારો ખરા છે, અનુકરણીય છે તે બાબત દર્શાવવામાં તમારો વખત પસાર કરો; અન્યના વિચારો ભલે તેની પાસેજ રહે. તમારે તેની સાથે કશો સંબંધ નથી. તમારે તે વિચારો ખોટા છે તે દર્શાવવાની પણ જરૂર નથી. જેમાં સત્યતા હશે તે સ્વતઃજ તરત તરી આવશે; પણ અન્યના વિચારો હલકા છે; ઉતરતી પંક્તિના છે, તેની માન્યતા ખોટી છે એમ દર્શાવવું તે ઉત્તમતાની નિશાની નથી. અથવા તમારા વિચારો પણ હલકાજ છે તેમ તમારી નિંદા–ટીકા કરવાની ટેવજ સાબીત કરે છે. સત્યને અસત્ય સાથે કદી લડાઈ કરવી પડતીજ નથી. સત્યનો હમેશાં જયજ થાય છે. સત્ય વિચારો, સત્ય વસ્તુ સ્વતઃજ તરી આવે છે; અને કોઈ પણ મનુષ્ય અસત્યનો સ્વીકાર કરશેજ નહિ. તેથીજ તમારી સત્ય બાબત સાબીત કરવા પ્રયત્ન આદરો. તેમાં વખત પસાર કરો, પણ અન્યની નિંદા–કુથલીની ટેવ છોડી દેજો. તેમ નિંદા કરવાથી અન્યની માન્યતા જૂઠી છે તેમ કદી સાબીત થવાનુંજ નથી. અન્યની નિંદા–ટીકાદ્વારા પોતાના વિચારોની ઉત્તમતા દેખાડવા જનાર અંતે નાસીપાસ થાય છે. તેના ઉત્તમ વિચારો ઉપર પણ બીજા મનુષ્યોને શંકા ઉઠે છે; માટે તેવી પ્રવૃત્તિ છોડી દઈ તમારા સત્ય વિચારો જેમ વધારે ફેલાય, જેમ લોકસમૂહમાં વધારે જાણવામાં આવે તેવો પ્રયત્ન કરજો; અને તમારી સત્ય વાત અંતે અવશ્ય પ્રગટ થશેજ, લોકો તેને માન આપશે, અને અન્યના હલકા વિચારો સ્વતઃજ ઉડી જશે. લોકો તેના તરફ દૃષ્ટિ પણ નહિ કરે તે ખાત્રીથી માનજો.*

---

* Efficiency નામક અંગ્રેજી માસિકમાંથી અવતરણ.

## અન્તરાત્માને પુછવાની યુક્તિ.

†શું કરવું અને શું ન કરવું એનો મનુષ્ય માત્રે વિચાર કરવો જોઇએ. તેનો વિચાર ન કરવાથી કરવાયોગ્ય કાર્ય થતું નથી અને ન કરવાયોગ્ય કાર્ય કોઈ વખતે થઈ જાય છે. વિચાર એ કર્તવ્યનું મૂળ છે અને જેથી કોઈ પણ કામ કરતાપહેલાં વિચાર કરવાની જરૂર છે. વિચાર થયાસિવાય કોઈ પણ કાર્ય થતું નથી. વિચારમાંથીજ કાર્ય ઉત્પન્ન થાય છે. જેથી શું કરવા યોગ્ય છે અને શું કરવા યોગ્ય નથી તેનો મનુષ્ય માત્રે વિચાર કરી તેનો નિશ્ચય કર્યા પછીજ તે તે કાર્યમાં પગ મુકવો જોઇએ.

આનો વિચાર કર્યા સિવાય જે માણસ કામ કરે છે તે અવશ્ય દુઃખી થાય છે. જે કરવાથી આપણને સુખ થાય તે કામ કરવું જોઇએ. જેનાથી કાંઈ ફળપ્રાપ્તિ થાય, જે કરવાથી આપણી ઉન્નતિ થાય અને જે કરવાથી આપણને પસ્તાવો થાય નહિ તે કાર્ય કરવું જોઇએ, તેવીજ રીતે જે કરવાથી દુઃખ થાય, જે કરવાથી તેનું પરિણામ સારૂં આવે નહિ, જે કરવાથી ટાઇમ નકામો જાય તે કામ કરવું નહિ. આ પ્રમાણે પ્રત્યેક કાર્યના આરંભમાં તે કાર્ય કરવા યોગ્ય છે કે કેમ તેનો પોતે પ્રથમ વિચાર કરવો જોઇએ. અને તે પછીજ તે કાર્ય-નો આરંભ કરવો જોઇએ.

શું કરવું અને શું ન કરવું તેના સંબંધમાં માણસો વારંવાર ગુંચાયા કરે છે. આ સંબંધમાં તે અન્ય મનુષ્યોની સલાહ વારંવાર લેછે. અન્ય મનુષ્યો કહે છે કે તે કરવા યોગ્ય છે તો તે કાર્ય કરવાને મચી પડે છે, અને કોઈ ના કહે છે તો તે કરતા નથી. આ અભિપ્રાયો સોએ સો ટકા સત્ય હોતા નથી અને તેથી ઘણીવાર અન્યના અભિપ્રાયોઉપર વિશ્વાસ રાખનારા નિષ્ફળ થાય છે.

શું કરવું અને શું ન કરવું તેનો બીજાના અભિપ્રાયઉપર આધાર રા-ખવાકરતાં પોતાનું અંતઃકરણ શું કહે છે તેનો પ્રથમ વિચાર કરવો . જોઇએ. અને તે સંબંધમાં પોતાનું અંતઃકરણ જે અભિપ્રાય આપે તે ઘણે અંશે સત્ય હોવાથી તેમાં લાભજ થાય છે.

આ સંબંધમાં બીજાની સલાહ લેવા કરતાં પોતાના અંતરસ્થિત અંત-રાત્માની સલાહ લેવી એ ઘણે દરજ્જે યોગ્ય છે.

આ અંતરાત્માની સલાહ કેવી રીતે લેવી એ ઘણાના સમજવામાં આવતું નથી અને જેથી તે સલાહ કેવી રીતે લેવી તેની ગભરામણમાં કેટલાક પોતાનો

† ભાગ્યોદય વર્ષ ૧ લું અંક ૪ થો.

દિવસ વ્યતીત કરી ગુંચવાયાં કરે છે. આ સર્વને પોતાના અંતરાત્માની સલાહ મળે છે. જાણે કે અજાણે પણ અંતરાત્મા તેને સલાહ તો આપે છેજ પણ તે- ઉપર ઘણા મનુષ્યો ધ્યાન આપતા નથી.

જ્યારે તેઓ કોઈ પણ કૃત્ય કરે છે ત્યારે તે કૃત્ય ખોટું છે કે ખરૂં તેનો તેમના મનસાથે પડઘો થાય છે, જેમ, ચોરી કરવા જાય છે ત્યારે તેનું મન તે કામ ખોટું છે એવું જણાવે છે અને તેના જણાવ્યા છતાં પણ ચોર લોકો 'એમાં શું' પૈસા મળશે, ખોટું કે ખરૂં; એમ કહી ચોરી કરવા તત્પર થાય છે. અને તેવીજ રીતે દરેક મનુષ્યને કોઈ પણ કામ ગમે તો ખોટું હોય કે ખરૂં તોપણ તે કરતા પહેલાં તેને તેનું મન તે કામ કરવું કે નહિ તેનો અભિપ્રાય આપે છે. આ અભિપ્રાય, આ સલાહ, તે બીજું કોઈ નહિ પણ તેના અંતરાત્મા તરફથીજ આપવામાં આવે છે. અને તે સત્યજ હોય છે. જે કોઈ આ સલાહ સમજી જાય છે તે સુખી થાય છે, અને જે કોઈ આંખઆડા કાન કરે છે તે આખરે દુ:ખી થાય છે.

મનુષ્ય માત્રે આ સલાહતરફ ધ્યાન આપવું જોઇએ અને ગમે તે કામ કરતાપહેલાં જો તેને તેના અંતરાત્માતરફથી તે ન કરવામાટે સલાહ આપવામાં આવે તો તે કામ કદી પણ કરવું નહિ.

સત્ય કામ કરતી વખતે તે કામ કરવાને ઉત્સાહ આપનાર પણ અંતરાત્માજ છે. અને અસત્ય કામ કરનારને પાછાં પગલાં ભરાવનાર, અને તે કામ અસત્ય છે એવું જણાવનાર પણ અંતરાત્માજ છે.

શું કરવું અને શું ન કરવું તેનો નિશ્ચય પોતાના અંતરાત્માનેજ પુછીને કરવો. કોઈ પણ કામ કરતાપહેલાં તે કામ કરવાથી શું લાભ કે હાનિ થશે તેનો વિચાર પોતાના અંતરાત્માને પૂછ્યાપછીજ કરવો. ઘણા માણસો કહે છે કે 'હું અમુક કામ કરવા જતો હતો પણ મારૂં મનજ તે કામ કરવાનું ના કહેતું હતું' 'તે કામ કરવાનું મારૂં મનજ નથી!' આ મન આમ કહે છે અને આ મન તેમ કહે છે, એ બીજું કોઈ નહિ પણ તે મન અંતરાત્માનો સંદેશોજ માત્ર પહોંચાડે છે. અંતરાત્માના સ્વરને બહાર લાવી સંભળાવવો એ મનનું કામ છે. અને તે જ્યારે મનની શાંત સ્થિતિ હોય છે ત્યારેજ જણાય છે.

ઘણા માણસો કોઈ વસ્તુ ભુલી જાય છે, કોઈ વસ્તુ આડી અવળી મુકી હોય છે અને જ્યારે જડતી નથી ત્યારે થોડીવારે તે સંભારી કાઢવાને માટે

શાંત થાય છે, અને તે વસ્તુ ક્યાં છે તેનો વિચાર કરે છે તે વખતે તેને સાંભરી આવે છે કે તે વસ્તુ ફલાણી જગ્યાએ છે, અગર ભૂલી ગયેલી વસ્તુ યાદ આવે છે. આ યાદ લાવરાવનાર બીજું કોઈ નથી પણ તેમના અંતરાત્માનો સંદેશો છે. એકાગ્ર અને શાંત ચિત્ત થવાથી તેનો ખુલાસો અંતરાત્માદ્વારા આવે છે અને તે બહાર જણાવે છે કે મને યાદ આવ્યું. આ યાદ લાવરાવનાર અંતરાત્મા છે.

તેવી રીતે અમુક કામ કરવાયોગ્ય છે કે નથી કરવાયોગ્ય, તેનો પ્રથમ એકાગ્ર અને શાંત થઈ વિચાર કરવો અને જેથી તે કામ કરવું કે કેમ, અથવા કરવા યોગ્ય છે કે નથી, તેનો નિર્ણય પોતાના અંતરાત્માદ્વારા સહજમાં થઈ શકશે. જો તે કરવા યોગ્ય હશે તો તમારૂં મન ઉત્સાહિત થશે અને તે કરવાનો નિશ્ચય કરશે; અને નહિ કરવા યોગ્ય હશે તો તમારૂં મન કલુષિત થશે અને તે કરવા માટે તમારાં પાછાં પગલાં ભરાવશે. અથવા તો તે કરવાનો વિચાર કરતાંજ તમારૂં મન ચિંતાતુર થશે અને વિચાર આવશે કે આ કામ ન કર્યું હોય તો સારૂં. તો તે વખતે સમજજો કે આ અંતનો નિશ્ચય અંતરાત્માજ મનદ્વારા જણાવે છે. જેથી તે જેવો વિચાર જણાવે તે પ્રમાણેજ વર્તવાનો નિશ્ચય કરજો.

કોઇ પણ કામમાં બીજાની સલાહ લેવા કરતાં તમારા અંતરાત્માનીજ સલાહ લેતાં શીખજો. અંતરાત્માની સલાહ લેનારા આખરે વિજય પામે છે, જ્યારે બીજાની સલાહે દોડી જનારા અને પોતાના અંતરાત્માના સ્વરને ન ગણકારનારા આખરે નિષ્ફળતાને મેળવે છે.

અંતરાત્માની સલાહ લેવાનો અભ્યાસ પડ્યાપછી સહેજ બાબતનો નિર્ણય કરવો હશે તોપણ થોડીજવારમાં થઇ જશે. અભ્યાસ વધતાં અંતરાત્માના સંબંધમાં વારંવાર આવવાની જરૂર પડશે અને જેમ જેમ સંબંધ વધશે તેમ તેમ ઉન્નતિનું પણ એકેક પગથીઉં આગળ વધતા જશો.

અંતરાત્માની સલાહ લેવાને માટે ટાઈમની જરૂર પડે છે. જેમ કોઇ અધિકારીને મળવા જવું હોય છે તો તે વખતે તેમને વીઝીટીંગ કાર્ડ આપવું પડે છે, અને જો તેમને મળવાનો વખત હોય છે તોજ આપણી મુલાકાત લે છે; તેવીજ રીતે અંતરાત્માની સલાહ લેતી વખતે પણ તેમને તે વખતે ટાઇમ છે કે કેમ તેનો નિર્ણય કરવાની જરૂર છે. તેમને હંમેશાં ટાઇમ તો છેજ પણ તેમને મળી શકવાને માટે આપણને અનુકૂળતા છે કે નહિ તેનો વિચાર

કરવાની પ્રથમ જરૂર છે. એટલે આપણે સર્વ ઉપાધિથી મુક્ત થયાપછીજ તેમની સલાહ લઈ શકીએ છીએ.

ઉપાધિથી મુક્ત થવું એટલે ઘરબાર કે બૈરી છોકરાંનો ત્યાગ કરવાનો નથી પણ આપણા વિચારોનાં કોકડાંને વાળી લઈ, બધા આમતેમ અને અગડં બગડં વિચારોને એક ખૂણે મુકી આપણે એકલાએજ શાંત થઈ અંતરાત્માના સંબંધમાં આવવાને માટે એકાગ્ર થવું. એકાગ્ર થઈ પછી આપણે જે બાબતની સલાહ પૂછવી હોય તે તમામ બાબત મનમાં અને મનમાં જણાવવી. આમ જણાવવાથી જો તે કામ કરવાનું તમારૂં મન ઉત્સાહિત થતું હોય તો જાણુજો કે તે કામ કરવાની તમારા અંતરાત્માતરફથી સલાહ મળી છે અને જો તેમ કરવાનું મન ન થતું હોય તો જાણુજો કે તે કામ કરવાની તમને તમારા અંતરાત્માતરફથી સલાહ મળતી નથી.

પ્રત્યેક કાર્ય કરતાપહેલાં તે કાર્ય કરવાયોગ્ય છે કે કેમ તેનો નિર્ણય દરેક મનુષ્યે કરવો જોઇએ. ખોટું કામ કરતાપહેલાં મનુષ્યને પાછા હઠાવનાર બીજું કોઇ નથી પણ અંતરાત્માજ છે. તે કામ કરતાં મનદ્વારા તે રોકે છે. મનદ્વારા તે આંચકો ખવરાવે છે છતાં ન માને અને દુ:ખી થાય તો તેમાં તેનોજ વાંક છે.

આથી દરેક મનુષ્યે પોતાના અંતરાત્માતરફથી જેવી સલાહ મળે તે પ્રમાણેજ વર્ત્તવું જોઇએ. શું કરવાયોગ્ય છે ને શું કરવાયોગ્ય નથી તેનો નિર્ણય અંતરાત્મા પાસેથી કરી લેવો અને પછી જે કરવાયોગ્ય હોય તેનો આરંભ કરવો.

જે કામ કરવાથી આપણને સુખની પ્રાપ્તિ થાય તે કામ કરવાયોગ્ય છે અને તે કામ કર્યું છે તેનો નિર્ણય અંતરાત્મા સિવાય બીજો ભાગ્યેજ કરી શકે છે. તેવીજ રીતે જે કામ કરવાથી તેનું પરિણામ દુ:ખમય આવે છે તે તે કામ કર્યું છે તેનો નિર્ણય પણ અંતરાત્માજ કરી શકે છે, અને જેથી તે જે નિર્ણય કરે તે પ્રમાણે વર્ત્તવું એ મનુષ્યમાત્રનું કર્ત્તવ્ય છે.

જો મન ખરી કેળવણી પામ્યું હોય—તેમ ખરી રીતે કેળવવામાં આવ્યું હોય તેનાપર ઉત્તમ સંસ્કારો લાગેલા હોય તો તે સ્થિરતાને પામે છે, ચંચળપણાને છોડી દેછે, વ્યગ્રતા ઉપજાવનારા પ્રસંગોમાં પણ વ્યગ્રતાને વશ થતું નથી અને શાંતિનો અનુભવ કરે છે. આવી જાતની મનની સ્થિતિ મન:સમાધાન કહેવાય છે. જેઓએ આવું મન:સમાધાન પ્રાપ્ત કર્યું છે તેઓ મનુષ્યત્વ પામીને જે ઉંચામાં ઉંચા લાભ તેણે મેળવવા જોઇએ, જે ખરા કર્ત્તવ્યને તેઓએ આ-

વકાર આપી સિદ્ધ કરવું જોઇએ. તે લાભ મેળવે છે અને તે કર્ત્તવ્યને સિદ્ધ કરી શકે છે એ સમજાવવું આવશ્યક હોવાથી હવે પછી આપણેપણ મનઃસમાધાનલાભ એ અધિકારને આવકાર આપીશું અને આ અધિકારની સમાપ્તિ કરીશું.

## मनःसमाधान लाभ–अधिकार.

આંખથી ન જોઈ શકાય તેવાં પરમાણુઓ જ્યારે એકઠાં મળે છે ત્યારે આંખથી જોઈ શકાય તેવી એક વસ્તુ બને છે મનુષ્ય પોતાના મનમાં જે જે વિચારો–શુભ વા અશુભ સંકલ્પો બાંધે છે તેનું ફળ મનુષ્યોને અવશ્ય મળેછે. તેથી સુખી થવા દરેક મનુષ્યે સદ્વિચારજ બાંધવા, નહિંતર તંદુલમત્સ્યની માફક ખરાબ સંકલ્પથી નરકસ્થિતિ ભોગવવી પડશે.

"સમુદ્રમાં જ્યારે મગરમચ્છ પોતાનો આહાર કરવા ઇચ્છે છે ત્યારે પોતાના પહોળા મોઢામાં ઘણું પાણી ભરી લેછે, તે પાણીમાં અનેક જળજંતુઓ પોતાના મોઢામાં આવી જાયછે અને પાણી કાઢી નાખી જળજંતુઓને પોતે ગળી જાયછે તે વખતે કેટલાક નાના જંતુઓ પાણીની સાથે નીકળી જાય છે.

મગરમચ્છની આંખની પાંપણમાં સૃષ્ટિ લીલાથી ચોખાના આકારનો એક મત્સ્ય ઉત્પન્ન થાયછે તેને તંદુલમત્સ્ય એવું નામ આપવામાં આવેછે તે તંદુલ મત્સ્ય મગરમચ્છના મુખમાંથી નીકળી જતા પાણીની સાથે બચી જતા જળજંતુઓને જોઇ વિચાર કરે છે કે જો હું મગરમચ્છને ઠેકાણે હોઉં તો મુખમાં આવેલા જળજંતુઓને બચવા દઉં નહિં. એવા અશુદ્ધ વિચારથી તે તંદુલમત્સ્ય નરકસ્થિતિને પ્રાપ્ત થાય છે. તો વિચારદ્વારા પણ પાપ નહિ બાંધવા ભલામણ કરવા આ અધિકારની યોગ્યતા માની છે.

### મનોનિગ્રહ–તંદુલમત્સ્ય.

अनुष्टुप् १ थी ७.

मनः संवृणु हे विद्वन् असंवृतमना यतः ।
याति तन्दुलमत्स्यो द्राक्, सप्तमीं नरकावनीं ॥ १ ॥ (अ. क.)

"હે વિદ્વન્! મનનો સંવર કર; કારણકે તંદુલમત્સ્ય મનનો સંવર કરતો નથી તો તુરતજ સાતમી નરકે જાય છે." ૧

**વિવેચન**—મનોવ્યાપાર મનોબળ અધિકાર આજ વિષયપર લખાયેલો છે. અત્ર વધારે સ્પષ્ટ શબ્દમાં મનોનિગ્રહ કરવાની ભલામણ કરે છે. સર્વ યોગોમાં મનોયોગનું રૂંધન વધારે મુસ્કેલ છે પણ તે તેટલુંજ વધારે ફળદાયી છે. વળી જો મનોયોગનો નિરોધ કરવામાં આવતો નથી અને મનને ગમે તેમ રખડવા દેવામાં આવે છે તો તે મહા પાપબંધ કરાવે છે. તંદુલમત્સ્ય મનના વેગથીજ મહાતીવ્ર પાપબંધ કરે છે. એનું દૃષ્ટાંત શાસ્ત્રપ્રસિદ્ધ છે. એ તંદુલમત્સ્ય મોટા જબરા મગરમચ્છોની આંખની પાંપણમાં ગર્ભજપણે ઉત્પન્ન થાય છે. [1]અંતર્મુહૂર્ત ગર્ભમાં રહે છે અને પછી તેની માતા મગરમચ્છની પાંપણમાંજ તેને પ્રસવે છે. ગર્ભજ હોવાથી તેને મન હોય છે. તેનું શરીર તંદુલ ( ચોખા ) જેવડું હોય છે, અને આયુષ્ય અંતર્મુહૂર્તનું હોય છે મગરમચ્છની આહાર લેવાની રીત વિચિત્ર છે. એ પાણીનો મોટો જથ્થો મોઢામાં ભરી લે છે અને તેમ કરતાં સંખ્યાબંધ માછલાંઓ તેના મોઢામાં જાય છે. પછી તેના મોઢામાં જાળી હોય છે ( દાંતની બેવડ ) તેમાંથી તે પાણી પાછું કાઢી નાખે છે, પણ આ જાળીનાં છિદ્રો મોટાં હોવાથી સંખ્યાબંધ ઝીણાં ઝીણાં માછલાંઓ નીકળી જાય છે. આ વખતે દુર્ધ્યાની તંદુલમત્સ્ય આંખની પાંપણમાં બેઠો બેઠો વિચાર કરે છે કે જો હું આ મગરમચ્છના સ્થાને હોઉં તો આમાંથી એક પણ માછલાંને નીકળવા દઉં નહિ. આવા દુર્ધ્યાનમાંજ નરકાયુ બાંધી કાળ કરી તેત્રીશ સાગરોપમને આઉખે સાતમી નારકીમાં ઉત્પન્ન થાય છે.[2] ઉક્ત પાપ તદ્દન માનસિક છે, છતાં પણ તેની વૃત્તિ બહુજ ખરાબ હોય છે. મનપર અંકુશ ન હોય તેની આવીજ સ્થિતિ થઈ જાય છે. જેઓ આખો વખત ગામની વાતો કરતા હોય, કુથલી કરતા હોય, તેઓએ આ નાની હકીકતથી બહુ સમજવાનું છે. સ્ત્રીઓએ પણ વિકથા ત્યાગ કરવા ખાસ વિચાર કરવો જોઇએ, એમ આ દૃષ્ટાંત બતાવે છે. વળી જેમ મનથી મહા પાપબંધ થાય છે તેમજ તેનો સંવર ર્ક્યાથી મહા લાભ થાય છે તે માટે હવે જુઓ. ૧

મનના વેગ વિશે પ્રસન્નચંદ્ર રાજર્ષિનું દૃષ્ટાંત.

**प्रसन्नचन्द्राजर्षेर्मनः प्रसरसंवरौ ।**
**नरकस्य शिवस्यापि, हेतुभूतौ क्षणादपि ॥ २ ॥** } (अ. क.)

---

૧ અંતર્મુહૂર્તના ઘણા ભેદો હોવાથી નાનાં નાનાં કેટલાંક અંતર્મુહૂર્તો મળીને પણ અંતર્મુહૂર્તજ ક્હી કહી શકાય.

૨ તંદુલમત્સ્ય તથા પ્રસન્નચંદ્ર રાજર્ષિની હકીકત થોડી થોડી ઉપર લખી છે, તોપણ ખાસ કારણથી તેનું અત્ર પુનરાવર્તન ર્ક્યું છે.

"ક્ષણવારમાં પ્રસન્નચંદ્ર રાજર્ષિને મનની પ્રવૃત્તિ અને નિવૃત્તિ અનુક્રમે નરક અને મોક્ષનું કારણ થઈ." ૨.

**વિવેચન**—મનનો વેગ અત્યંત છે. શુભ અધ્યવસાયની ધારા જ્યારે માનસિક રાજ્યદ્વારા આત્મકુંજપર પડે છે તે વખતે તેનાપરનો મેલ એકદમ ખસી જાય છે, પડી જાય છે, હઠી જાય છે અને જીવ અલ્પ સમયમાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં આવી જાય છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિનું ચરિત્ર શાસ્ત્રપ્રસિદ્ધ છે. તેઓને પણ એજ પ્રમાણે થયું હતું. મેતાર્ય મુનિ, ધન્નાશાળિભદ્ર, ગજસુકુમાળ વિગેરે અનેક મહાપુરૂષો મનોરાજ્યપર અંકુશ પ્રાપ્ત કરી શુભ ગતિના ભાગી થયા છે. ધનવિજયગણિ પ્રસન્નચંદ્ર રાજર્ષિનું ચરિત્ર આપે છે, તદનુસાર અત્ર ટુંકામાં લખીએ છીએ. ક્ષિતિપ્રતિષ્ઠિત નામે એક નગર હતું. વિચિત્ર પ્રકારની શોભાથી આખા વિશ્વને તે પોતાના તરફ આકર્ષણ કરતું હતું. અનેક દુકાન, બજારો અને હર્મ્યોથી તે નગર બહુ શોભતું હતું. પ્રસન્નચંદ્ર નામના રાજા ત્યાં રાજ્ય કરતા હતા. વિશાળ ભુજાબળવાળા આ મહારાજા શત્રુદમનમાં કુશળ અને ન્યાયના નમુના હતા. તેની પ્રજા સર્વ પ્રકારે સુખ ભોગવતી હતી. રાજ્યસુખ ભોગવતા હતા તેવામાં શ્રી વીર પરમાત્મા એક વખત તે નગરની બહાર સમવસર્યા. રાજાએ સમાચાર સાંભળ્યા એટલે વંદન કરવા સારૂ ગયા. સંસારના અસ્થિર ભાવનું સ્વરૂપ સાંભળી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો, સંસારવાસના ઉડી ગઈ અને અંતરદૃષ્ટિ જાગ્રત થઈ. બાલ્યાવસ્થાના પુત્રને રાજ્યપર સ્થાપન કરી તેણે દીક્ષા લીધી અભ્યાસ કરતાં ગીતાર્થ થયા અને રાજર્ષિતરીકે ઓળખાવા લાગ્યા. અન્યદા ધર્મતત્ત્વનું ચિંતવન કરતા અને શુભ ભાવના ભાવતા તે રાજર્ષિ રાજગૃહ નગરની બહાર કાયોત્સર્ગ ધ્યાને રહ્યા છે. હવે તે વખતે વીરપરમાત્મા નજીકના ભાગમાં સમવસર્યા છે, તેમને વંદન કરવામાટે લોકો ટોળે મળીને જાય છે. લોકોના સમૂહમાં ક્ષિતિપ્રતિષ્ઠિતપુરના બે વાણીઆ હતા, આ બન્ને જણા વાતો કરતા કરતા શ્રી વીરપ્રભુને વંદન કરવા જતા હતા, તેવામાં તેઓએ પોતાના આગલા રાજાને દીઠા. એટલે વૃદ્ધ વણિક બોલ્યો. "અહો! રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી આ રાજર્ષિએ તપલક્ષ્મીનો સ્વીકાર કર્યો છે તેથી તે ધન્યાત્મા છે, ભાગ્યશાળી છે." બીજો વાણીઓ બોલ્યો "અરે જવા દેને! આ મુનિને ધન્યવાદ તે શું ઘટે છે? તેને તો ખરેખરો ઠપકો ઘટે છે. એમણે દીક્ષા લીધી ત્યારે પુત્ર બહુ બાળવયનો હતો, બળવગરનો હતો, પણ એ વાતનો વિચાર કર્યાવગર તેને રાજ્યપર સ્થાપી પોતે તો વ્રત લઈ લીધું એટલે કૃતકૃત્ય થઈ ગયા! હવે એના સગાવહાલા બિચારા બાળને હેરાન કરે છે, આખા શહેરને ઉપદ્રવ કરે

છે અને લોકોમાં હાહાકાર વરતાઈ રહ્યો છે. આટલામાટે આ મુનિની તો સામું જોવું પણ યોગ્ય નથી." આવો વાર્તાલાપ કરતા કરતા તેઓ તો કર્ણપથથી દૂર થયા, પરંતુ તેની વાત સાંભળી રાજર્ષિ ધ્યાનભ્રષ્ટ થયા, તેમને ક્રોધ ઉત્પન્ન થયો અને સંસારથી એકવાર નિવૃત્ત થયેલું મન પાછું સંસારમાં રખડવા માંડયું. આર્ત્તધ્યાન ચાલ્યું અને વિચાર થયો કે-અહો ! અહો ! હું બેઠાં પુત્રની આવી હાલત કેમ થાય !! આવા વિચારની સાથેજ મનમાં તેના વિરોધીઓની સાથે યુદ્ધ કરવા માંડયું.

આવી રીતે મુનિમહારાજના મનમાં પ્રચંડ યુદ્ધ ચાલી રહ્યું છે તે વખતે વીરપ્રભુનો પરમભક્ત શ્રી શ્રેણિક નૃપતિ તેમને વંદન કરવા ચાલ્યો. રસ્તામાં મુનિને જોઈ વાંધા, પરંતુ મુનિએ તેનાપર નજર પણ કરી નહિ. શ્રેણિકે ધાર્યું કે આ મહાત્મા આ વખત શુક્લ ધ્યાનારૂઢ થયા હશે. શ્રેણિક પ્રભુ પાસે ગયા સવિનય નમસ્કાર કર્યો, વાંધા, દેશના સાંભળી. પછી પૂછયું "હે ભગવન્ ! જે સ્થિતિમાં મેં પ્રસનચંદ્ર રાજર્ષિને વાંધા તેજ સ્થિતિમાં તે વખતે તેઓ કાળ કરે તો કઈ ગતિમાં જાય ?" ભગવાન્ બોલ્યા-"સાતમી નરકે જાય." શ્રેણિક રાજાને આ પ્રત્યુત્તર સાંભળી બહુ આશ્ચર્યસાથે દિલગિરી થઈ.

હવે પ્રસન્નચંદ્ર રાજર્ષિને શું થયું તે જોઇએ. તેઓ તો મનમાં મોટી લડાઈ કરવા મંડી ગયા. મોટા સમરાંગણમાં સર્વ શત્રુઓને મારી નાખ્યા પણ બાકીમાં એક પ્રધાન શત્રુ રહ્યો. આ વખતે સર્વ શસ્ત્રો ખૂટી ગયાં, હાથમાં તરવારસરખી પણ રહી નહિ, છતાં ક્ષત્રિય વીર ડર્યો નહિ. હિંમત મજબૂત રાખી માથાપરના ટોપથી એને મારી નાખીશ એમ વિચાર કર્યો. હવે પોતાના માથાપરનો ટોપ લેવા હાથ ઉંચો કર્યો અને માથાપર હાથ ફેરવે છે તો કેશ લુંચિત તાલકું મળ્યું. સુજ્ઞ વીર ચેત્યો, જ્ઞાનદષ્ટિ જાગી, વિપર્યાસ ભાવ ભાગ્યો અને સંવેગ પ્રાપ્ત થયો. વિચાર્યું કે અરે જીવ ! આ તું શું કરે છે ? કોના પુત્ર અને કોનું રાજ્ય ? વગર વિચાર્યે તેં પ્રથમ વ્રતનો ભંગ કર્યો. આવા શુદ્ધ અધ્યવસાયમાં ધ્યાનારૂઢ થતાં સ્વઆચરણની નિંદા કરવા માંડી અને અતિચાર આલોચવા માંડ્યા. મનથી બાંધેલાં કર્મ મનથીજ ખપાવી દીધાં અને સાતમી નરકને યોગ્ય દળીયાં એકઠાં કર્યાં હતાં તે વિખેરી નાખ્યાં. હવે વીરપ્રભુને શ્રેણિકે થોડા વખત જવા દઈ ફરીને પ્રશ્ન પૂછયો કે "હે પરમાત્મન્ ! તે રાજર્ષિ કદાચ અત્યારે કાળ કરે તો કયાં જાય ?" પ્રભુએ ઉત્તર આપ્યો કે "અનુત્તર વિમાને દેવ થાય." શ્રેણિકને આ ઉત્તરથી વધારે આશ્ચર્ય થયું, તેથી તેનું કારણ પૂછયું. મનોરાજ્યનું સ્વરૂપ, તેનું જોર, તેને વશ કરવાથી

થતી અનંતગુણની પ્રાપ્તિ વિગેરે પ્રભુએ સમજાવ્યું. તે સમયે દેવદુંદુભિનો અવાજ થયો. શ્રેણિકે પૂછયું કે "હે પ્રભુ! આ દુંદુભિ શેની વાગે છે?" પ્રભુએ કહ્યું કે "શ્રેણિક રાજા! એ રાજર્ષિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે." શ્રેણિક રાજાને આ હકીકત જાણી મનનો વેગ કેવો બળવાન્ હોય છે તે બરાબર સમજાયું. ૧

આ દૃષ્ટાંતથી મનોરાજ્યની વેગવાળી ભાવના સમજાણી હશે. એ અગત્યના વિષયમાં વારંવાર પર્યાલોચન કરવાની જરૂર છે. બંધારણ પણ જાણવા જેવું છે.

### સ્થિર થવાનો ઉપાય.

यथा यथा मनःशुद्धिर्मुनिः साक्षात् प्रजायते ।
तथा तथा विवेकश्रीर्हृदि धत्ते स्थिरं पदम् ॥ ३ ॥ (कस्यापि.)

જેમ જેમ મનની શુદ્ધિ થતી જાય છે તેમ તેમ વિવેક બુદ્ધિવાળો મુનિ અંતઃકરણને વિષે શાંત થતો જાય છે. ૩

### બંધ મોક્ષનું કારણ મન છે.

मन एव मनुष्याणां, कारणं बन्धमोक्षयोः
बन्धने [illegible] मुक्तौ निर्विषयं पुनः ॥ ४ ॥ (पा. च.)

મનુષ્યોને બંધન તથા મોક્ષનું કારણ મનજ છે. વિષયોની આસક્તિથી બંધનનું અને વિષયોથી વેગળું રહેવાથી મોક્ષનું કારણ પ્રાપ્ત થાય છે. ૪

### શુદ્ધ મનથી મોહ દૂર રહે છે.

सततादारहत्ताः, कथासु परिशोलितम् ।
संपन्ननिर्मलं चेतो, मोहपङ्कैर्न लिप्यते ॥ ५ ॥ (शा. प)

હમેશાં થતી શુદ્ધ આચરણવાળી કથાઓને લીધે સમ્યક્ત્વાદિ સંપત્તિથી યુક્ત અને નિર્મળ અંતઃકરણ મોહરૂપી કાદવથી ખરડાતું નથી. ૫

### શુદ્ધ મનઉપર સમૃદ્ધિનો આધાર.

सर्वाः सम्पत्तयस्तस्य, विशुद्धं यस्य मानसम् ।
उपानद्गूढपादस्य, ननु चर्मावृतैव भूः ॥ ६ ॥ (सू. मु.)

જેવી રીતે જોડા પહેરનાર મનુષ્યને આખી પૃથ્વી ચામડાથી મઢેલ ભાસે છે. તેવી રીતે જેનું મન શુદ્ધ છે તેને સર્વ સમૃદ્ધિ હોય છે. ૬

એકાગ્ર મનનું બળ.

एकाग्रमनता ध्याता, देवाः शैलमया अपि ।
अचिरेणैव तुष्यन्ति, किं पुनः चेतनो जनः ॥ ७ ॥ (सू. मु.)

એક મનથી જો પથ્થરના દેવોનું પણ ધ્યાન કર્યું હોય તો તે દેવો ટુંક વખતમાં પ્રસન્ન થાય છે ત્યારે ચૈતન્યમય મનુષ્યનું તે પ્રમાણે ધ્યાન કર્યું હોય તો તે ટુંક સમયમાં પ્રસન્ન થાય એમાં આશ્ચર્ય નથી. ૭

વૈરાગ્યની ખાસ જરૂર.

आर्या (८–थी–१०)

चेतःपशुमशुभपथं, प्रधावमानं निराकर्तुम् ।
वैराग्यमेवमुचितं, गलकाष्ठं निर्मितं धात्रा ॥ ८ ॥ (का. अ. गु.)

અશુદ્ધ રસ્તા તરફ જોસબંધ દોડતા પશુરૂપી મનને અટકાવવાને માટે વિધાતાએ વૈરાગ્યરૂપી ગળે લાકડું લટકાવ્યું છે એ યોગ્ય છે. અર્થાત્ વૈરાગ્ય વિના મનનું અશુદ્ધ વલણ બદલાતું નથી. ૮

વ્યાઘ્રરૂપી મનનો નિરોધ કરવાનો ઉપાય.

अद्वारतुङ्गकुड्ये, गृहेऽवरूद्धो यथा व्याघ्रः ।
बहु निर्गमप्रयत्नैः, श्रान्तस्तिष्ठत्यनुपतन्स तथा ॥ ९ ॥
सर्वेन्द्रियावरोधादुद्योगशतैरनिर्गमं वीक्ष्य ।
शान्तं तिष्ठति चेतो, निरूद्यमत्वं तदायाति ॥ १० ॥ (का. मा. अ.)

જેમ બારરહિત અને ઉંચી ભીંતવાળા ઘરમાં પૂરાયેલો વાઘ બહાર નીકળવાના ઘણા પ્રયત્નો કરી, કૂદવાથી થાકી જઇને શાંત ઉભો રહે છે તેમ મન સર્વ ઇંદ્રિયોના રૂંધાવાથી ( દાબથી ) નીકળવાના સેંકડો ઉપાયો કર્યા છતાં નહિ ફાવવાથી શાંત થઈ ઉભું રહે છે અને ત્યારે નિરૂદ્યમ બને છે. ૯–૧૦

મનોનિગ્રહના કેટલાક ઉપાય.

उपजाति.

स्वाध्याययोगैश्चरणक्रियासु, व्यापारणैर्द्वादशभावनाभिः ।
सुधीस्त्रियोगीसदसत्प्रवृत्ति फलोपयोगैश्च मनोनिरुन्ध्यात् ॥११॥ (अ. क.)

" સ્વાધ્યાય ( શાસ્ત્રનો અભ્યાસ ), યોગવહન, ચારિત્રક્રિયામાં વ્યાપાર,
" બાર ભાવના અને મન વચન કાયાના શુભ અશુભ પ્રવૃત્તિનાં ફળનાં ચિંત-
" વનથી સુજ્ઞ પ્રાણી મનનો નિરોધ કરે. " ૧૧

ભાવાર્થ—શાસ્ત્રાભ્યાસ—સ્વાધ્યાયનાં પાંચ રૂપ છે. વાચના ( ભણવું ), પૃચ્છના ( સવાલો કરવા ), પરાવર્તના ( પુનરાવર્તન—રીવીઝન ), અનુપ્રેક્ષા ( મનમાં ચિંતવન ) અને ધર્મકથા ( ધર્મઉપદેશ ). યોગ એટલે મૂળ સૂત્રોના અભ્યાસની યોગ્યતા માટે ક્રિયા તથા તપશ્ચરણ. આ યોગોદ્વહન મનોનિગ્રહનું પ્રબળ સાધન છે અને ઉત્તમ બીજ વાવવામાટે એ ભૂમિકાને શુદ્ધ કરનાર પ્રબળ ઉપાય છે. એ બન્નેનો એકઠો અર્થ ‘ સ્વાધ્યાયમાં વ્યાપારથી મનનો રોધ કરવો ’ એવો પણ થાય છે. આ અર્થ પણ સુંદર છે. એ રીતે વચનયોગપર જય મેળવવાની સૂચના કરી, અને વળી એમ પણ કહ્યું કે જ્ઞાન એ મુખ્ય મોક્ષસાધન છે.

મનોનિગ્રહનું બીજું સાધન ક્રિયામાર્ગ છે. શ્રાવક યોગ્ય દેવપૂજા, આવશ્યક સામાયિક, પૌષધ વિગેરે તથા સાધુને આહાર, નિહાર, પ્રતિલેખન, પ્રમાર્જન, કાયોત્સર્ગ વિગેરેમાં કાયાની શુભ પ્રવૃત્તિ. જેઓ ક્રિયામાર્ગતરફ કટાક્ષની નજરથી જોતા હોય તેમણે ખાસ યાદ રાખવું કે ક્રિયામાર્ગ એ પણ મનોનિગ્રહનું પરમ સાધન છે. પ્રવૃત્તિવાળા જીવને તો જો નિરાંત મળે તો તે કંઈક જાતનું તોફાન આદરી બેસે; તેને માટે ક્રિયા બહુજ ઉપયોગી છે, એટલુંજ નહિ પણ ખાસ જરૂરની છે. આ રીતે કાયયોગપર જય કરવાની સૂચના કરી.

આ સંસારમાં કોઈ વસ્તુ બેસી રહેવાની નથી—સર્વ નાશવંત છે ( અનિત્ય ), આ જીવને મરતી વખતે કોઈ થોભી રાખનાર નથી ( અશરણ ), સંસારની રચના વિચિત્ર છે ( ભવ ), આ જીવ એકલો આવ્યો છે અને એકલો જવાનો છે ( એકત્વ ), બીજા સર્વથી જૂદો છે ( અન્યત્વ ), શરીર મળ મૂત્ર વિષ્ટા વિગેરેથી ભરેલું છે ( અશુચિ ), મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી કર્મ બાંધી જીવ સંસારમાં રખડે છે ( આશ્રવ ), પણ તેજ જીવ જો સમતા રાખે—મન વિગેરેનો નિગ્રહ કરે તો કર્મબંધને રોકે છે ( સંવર ), અને જો તપસ્યા કરે તો નિકાચિત કર્મોથી પણ મૂકાય છે ( નિર્જરા ), ચૌદ રાજલોકનું સ્વરૂપ ચિંતવવા યોગ્ય છે ( લોકસ્વભાવ ), સમ્યક્ત્વ પામવું ખરેખરૂં દુર્લભ છે ( બોધિ ), ધર્મને કહેનારા ઘણા થયા છે, પણ અરિહંત મહારાજ જેવા નિરાગી કહેનારા બહુ થોડા છે ( ધર્મ ). એવી રીતે બાર ભાવનાઓને વારંવાર ભાવવી, તેપર વિચાર કરવો એ મનોનિગ્રહનો ત્રીજો ઉપાય છે. આ ઉપાયથી મનપર અંકુશ આવે છે.

શુભ પ્રવૃત્તિ કરવામાં આવે તેનું ફળ સારૂં થાય છે અને ખરાબ પ્રવૃત્તિ કરવામાં આવે તેનું ફળ ખરાબ થાય છે એસંબંધી વિચારણા કરવી, આત્મનિરીક્ષણ કરવું, આત્માવલોકન કરવું એ મનોનિગ્રહનો ચોથો ઉપાય છે. જે

પ્રાણી પોતાની પ્રવૃત્તિપર વિચારણા કરે છે તેને મનોનિગ્રહ બહુ જલદી થઇ જાય છે. અત્ર મનોનિગ્રહના ચાર ઉપાય કહ્યા. શાસ્ત્રાભ્યાસ, ચારિત્ર અને ક્રિયામાં શુદ્ધ વર્તન, ભાવનાનું ભાવન અને આત્મનિરીક્ષણ. શાસ્ત્રકાર કહે છે કે આત્માને નિરંતર સંયમયોગોમાં પ્રવૃત્ત રાખવો; તેથી ઘણા જાતના ફાયદા થાય છે. જો એને છૂટો મૂકયો હોય તો ઉપર જણાવ્યું તેમ એ ઘણી જાતનાં તોફાન કરે છે. તેટલા માટે ઉમાસ્વાતિવાચક કહે છે કે–

[1]पैशाचिकमाख्यानं, श्रुत्वा गोपायनं च कुलवध्वाः ।
संयमयोगैरात्मा, निरन्तरं व्यापृतः कार्यः ॥

'પિશાચની વાત અને કુળવધૂનું વૃત્તાંત સાંભળીને આત્માને નિરંતર સંયમયોગોમાં પરોવેલો રાખવો.' એક વાણીઆએ પોતાનું કાર્ય સાધવામાટે એક પિશાચની સાધના કરી. મંત્રયોગે તે પિશાચ સિદ્ધ થયો. તેણે પિશાચને પોતાનું કામ બતાવ્યું. મનકામ સાધ્ય કામ કરનાર પિશાચે અલ્પ સમયમાં કાર્ય સિદ્ધ કરી આપ્યું. પછી તે વાણીઆને કહે કે હવે મને કામ બતાવ નહિ તો તને મારી નાખું. અખંડ ઉદ્યમવાળાઓ નવરા બેસતા નથી. વાણીઓ બુદ્ધિશાળી હતો. તેણે કહ્યું કે અત્રે ખાડો ખોદ; ખાડો ખોદાવી તેમાં પાણી આવ્યું એટલે કહ્યું કે તેમાં એક વાંસ નાખ. પછી એક કાણો વાટકો તેને આપી તે વાંસપર બંધાવ્યો અને કહ્યું કે તારે કુવામાંથી પાણી કાઢી વાટકો ભરી દેવો, અને એનું કાણું પૂરાઈ ન જાય એ ધ્યાનમાં રાખવું. જ્યારે હું તને બીજું કામ ન બતાવું ત્યારે તારે આ કામ કર્યા કરવું.

કુળવધૂનું દૃષ્ટાંત પણ એવુંજ છે. પતિ પરદેશ જવાથી તેને ખરાબ થવાની ઇચ્છા થઇ છે એમ સસરાએ દાસીમારફત જાણ્યું ત્યારે પોતે વહુને માથે ઘરનો સર્વ કારભાર મૂકયો અને એટલા કામમાં નાખી દીધી કે વિષયસંબંધી વિચાર કરવાની પણ ફુરસદ મળે નહિ. આવી રીતે તે સુધરી ગઇ. આ નિયમ ધ્યાનમાં રાખી આત્માને નિરંતર સંયમયોગોમાં પ્રવૃત્ત થયેલો રાખવો, કે જેથી તને અસ્તવ્યસ્તપણે જ્યાં ત્યાં રઝળવાની ટેવ પડે નહિ અને પડી હોય તો મટી જાય. ૧૧

મનઃસમાધાનપર ગુર્જર કવિતાઓ.

મનહર—૧૨ થી ૧૫.

મનવિના હાથ પગ હોય તે ન કામ કરે,
મનવિના કાણા જેવા આંખ કાન નાક છે;

---

૧ પ્રશમરતિ પ્રકરણ–શ્લોક ૧૨૦ મો.

મનવિના મીઠા મેવા પણ ખાણુ જેવા લાગે,
મનવિના મિથ્યા બધું જપ તપ દાન છે.
મનવિના હેત પ્રીત પણ પરખાય નહિ,
મનવિના ભણુતર ભારની સમાન છે;
કેશવ કહે છે એક મનની રમત બધી,
મનવાળા માણુસોને માણુસોમાં માન છે. ૧૨

શરીર સ્યંદનરૂપ ઇંદ્રિયો છે અશ્વરૂપ
મન સારથીથી દૂર દૂર દોડ્યો જાય છે;
મન જેમ લઇ જાય તેમના ઘોડા તણુાય,
મહારાજ જીવ બેસનાર મલકાય છે;
કામકાજ કરવાના મનને આધીન બધા,
મન તારનાર ને બુડાડનાર થાય છે;
કેશવ કહે છે એજ મન હાથ રાખવાથી,
ભારે ભવસાગરને પાર ઉતરાય છે. ૧૩

મનને સુખેથી સુખ મનને દુઃખેથી દુઃખ,
મનને મનાવાથકી સંતોષ મનાય છે;
મન મિત્ર મન પુત્ર મન છે કલત્ર રૂપ,
મનવડે મમતામાં ચડાય પડાય છે;
મન વિના વ્યવહાર સિદ્ધ કોઈ થાતો નથી,
મન વિનાનો માનવ પશુમાં મનાય છે;
કેશવ કહેછે તન મનનો સુયોગ છતાં,
ભાન ભૂલી જાય તેના ભુંડા હાલ થાય છે. ૧૪

ચિત્ત વિના કામ કાજ સાચું ન મનાય કોઈ,
ચિત્ત વિના લેખ પત્ર પીપળાનું પાન છે;
ચિત્ત વિના આરંભ અધુરા રહી જાય બધા,
ચિત્ત વિના કોનું માન કોનું અપમાન છે;
ચિત્ત વિના સુખ દુઃખ દેહને જણુાય નહિ,
ચિત્ત વિના ધૂળધાણી જપ તપ ધ્યાન છે;
કેશવ કહે છે ચિત્ત વિના ચતુરાઇ કેવી,
એક ચિત્ત વિના તન લાકડા સમાન છે. ૧૫

વ્યગ્રમનવાળાં મનુષ્યો સામાન્ય વ્યવહારના કાર્યમાં પણ સિદ્ધિ મેળવી શકતાં નથી. સિદ્ધિ મેળવી શકતાં નથી એટલુંજ નહિ પણ હાથમાં લીધેલાં કાર્યની સ્થિતિ વીંખી નાખી તેને નષ્ટ કરી દેછે. વ્યગ્રમનવાળો રોગી સાધ્ય-રોગના સપાટામાં છતાં અસાધ્ય આપત્તિના પંજામાં સપડાય છે અને અસાધ્ય રોગના પંજામાં પડેલો માણસ પણ જો સ્થિર મનવાળો હોય તો તે પરમાત્માની કૃપાથી સુખી જીવનનો લાભ લઈ શકે છે તેવીજ રીતે સંસારસાગરમાં પડેલા મનુષ્યો મનની વ્યગ્રતાને લીધે તરી શકવાની બીજી સગવડો છતાં તરત ડૂબી જાય છે અને જો તેઓમાં મનઃસમાધાન હોયતો ભયંકર મોજાંઓની સામે થઇને પણ તેમાંથો તરી જાય છે. વળી જેઓનામાં મનઃસમાધાન હોયછે તેઓજ પોતાની સંકલ્પશક્તિને કેળવી શકે છે. સંકલ્પશક્તિ શું? તથા તેનો શો પ્રભાવ છે તે દેખાડવામાટે સંકલ્પશક્તિ અધિકારને સ્થાન આપવાને આ મનઃસમાધાન અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

# संकल्पशक्ति अधिकार.

જે મનુષ્યમાં સંકલ્પશક્તિ હોય છે તે મનુષ્ય આ સંસારમાં પોતાના પ્રત્યેક ધારેલા કાર્યમાં નિઃસંશય સિદ્ધિ મેળવે છે જેઓને મનઃ-સમાધાનની સિદ્ધિ થયેલી હોય છે તેઓજ સંકલ્પશક્તિ મેળવી શકે છે. સંકલ્પશક્તિ મેળવવી, તેને કેળવવી અને જાળવવી એની કેટલી જરૂરીયાત છે, એનો કેવો મોહોટો પ્રભાવ છે અને એનાથી કેવો અતિ-શય ઉંચામાં ઉંચો લાભ થાય છે તે સંક્ષેપથી જણાવવા માટે આ અધિકારને સ્થાન આપવામાં આવ્યું છે.

### સંકલ્પશક્તિ મેળવવાની અને કેળવવાની આવશ્યકતા.

*આગળના ઋષિ મુનિઓ, મહાત્માઓ, અને બ્રહ્મીભૂત સ્થિતિને પ્રાપ્ત કરનાર મનુષ્યો સંકલ્પથી ઘણું સામર્થ્ય દર્શાવતા હતા. કોઈ દેવ પોતાના ભક્તને વરદાન આપતા હતા. તે વરદાન આપવાને માટે માત્ર તમને અમુક ફળ પ્રાપ્ત થાઓ એવા ભાવનો સંકલ્પ કરતા હતા. સંકલ્પશક્તિ એ એક આશ્ચર્ય-

* ભાગ્યોદય. સને ૧૯૧૩ અંક ત્રિજો.

કારક શક્તિ છે. આ શક્તિ પ્રાપ્ત થવાથી બીજું કર્તવ્ય રહેતું નથી. આ શક્તિ મનુષ્યમાત્રમાં રહેલી હોય છે. પરંતુ તે ગાઢ સુષુપ્તિમાં હોવાથી તેને જાગ્રત કરવાની જરૂર હોય છે. જેમ કોઈ મનુષ્ય પોતાની પાસે દિવ્ય આયુધો પોતાનાજ ઘરમાં હોય અને તેમ છતાં જાણતો ન હોય તો તે નકામાં છે, તેવીજ રીતે આ દિવ્ય શક્તિ માણસમાત્રમાં રહેલી છે, તેને કોઈ જાણતું નથી, અને જાણવા છતાં પણ તેનો કેવી રીતે ઉપયોગ કરવો તેનું જ્ઞાન ન હોવાથી નકામાજેવીજ પડેલી હોય છે. સંકલ્પશક્તિ એ એક દિવ્ય શક્તિ છે. અને તેનું સામર્થ્ય અગાધ છે. તેનાથી આપણે જે કાર્ય ધારીએ છીએ તે કરી શકીએ છીએ. અસંખ્ય દ્રવ્યને આકર્ષિ શકીએ છીએ અને આપણે જેવી સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તેવી પ્રાપ્ત કરી શકીએ છીએ. આ શક્તિને માણસ માત્રે કેળવવી જોઇએ અને તે દ્વારા ધારેલું કાર્ય સિદ્ધ કરવું જોઇએ. પોતાના મૃતપતિને સજીવન કર્યા છે. આ શક્તિવડેજ દુષ્ટ મનુષ્યોને સતીઓએ ભયંકર કષ્ટ આપ્યાં છે અને આ શક્તિવડેજ મહાત્માઓએ પોતાના ભક્તોને તાર્યા છે. આ શક્તિ તે કોની છે તે તમો જાણો છો? તે આપણા અંતઃકરણમાં વિલસી રહેલ દૈવિ સામર્થ્ય શક્તિસંપન્ન પરમાત્માનીજ છે. તેનો ઉપયોગ કરવાની રીત આ પ્રમાણે શીખીએ છીએ તો પછી કોઈ પણ કાર્યની સિદ્ધિ થવી એ મુશ્કેલ નથી. આપણા મૂળ સ્વરૂપપ્રતિ લક્ષ આપો. આપણે કોણ છીએ તે તમો જાણો છો? આપણે પરમતત્વાભિન્ન પરબ્રહ્મ છીએ. આપણે બ્રહ્મસ્વરૂપ છીએ. અને જેથી આ શક્તિનો ઉપયોગ કરવો તે આપણું કર્તવ્ય છે. તે શક્તિ તે આપણીજ છે. આપણી વસ્તુનો ઉપયોગ કરવો તે આપણું કર્તવ્ય છે. આપણે પરમાત્મા સ્વરૂપ છીએ એવું આપણાં શાસ્ત્રો ડિંડિમ વગાડીને કહે છે, અને તે ઘણા કાળથી પડેલા ઉલટા સંસ્કારોથી આપણે આપણા મૂળ સ્વરૂપને ભૂલી ગયા છીએ અને તે સાથે આપણા સામર્થ્યની પણ વિસ્મૃતિ થઈ ગઇ છે.

**अहंब्रह्मास्मि.** આ વેદવાકયના આધારે હું બ્રહ્મસ્વરૂપ છું, તેમ પરમાત્મા તે તું પોતેજ છું, એવું આપણાં શાસ્રો કહે છે. અને આપણું ખરૂં સ્વરૂપ દર્શાવે છે તો પછી આપણા ખરા સ્વરૂપનો અને તેના સામર્થ્યનો અનુભવ કરવા કેમ પ્રયત્ન ન કરવો? હવે આપણે પોતેજ પરમાત્મા છીએ અને આપણા પોતાનામાંજ પરમાત્મા વિલસી રહ્યા છે એવું જાણ્યા પછી તે પ્રમાણે કેમ ન માનવું જોઇએ? આપણા ખરા સ્વરૂપનો અનુભવ કરવામાટે આપણે તે ખરા સ્વરૂપના ગુણધર્મો શા છે તે પણ સાથે સાથે જાણવું જોઇએ અને તે જાણ્યાપછી તે તે ગુણધર્મોને આપણામાં પ્રત્યક્ષ કરવા પ્રયત્ન કરવો જોઇએ. પરમાત્માના ગુણોનું

આપણામાં સ્થાપન કરવું જોઇએ. જ્યારે આપણે પરમાત્માજ છીએ ત્યારે પછી એવું મોઢે બોલવામાત્રથીજ તેના સામર્થ્યનો અનુભવ થતો નથી. પરંતુ પ્રયત્નવડે તેના જેવા ગુણોનું આપણામાં સ્થાપન કરીએ છીએ ત્યારેજ આપણે તેના સામર્થ્યનો અનુભવ કરીએ છીએ. સંકલ્પ શક્તિ એ પરમાત્માના સામર્થ્યરૂપ દિવ્ય શક્તિ છે અને તે શક્તિ આપણે જ્યારે આપણા મૂળ સ્વરૂપને આપણામાં જાગ્રત કરી તેના મૂળ ગુણધર્મોનું આપણામાં સ્થાપન કરીએ છીએ ત્યારેજ વાપરી શકીએ છીએ. અંતઃકરણની ઉચ્ચતા, રાગ, દ્વેષ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ, કામ, ભય આદિ શત્રુઓનો ત્યાગ, અને હમેશાં આપણામાંજ આપણા ગુણધર્મોના સ્વરૂપનોજ વિચાર કરી તેનું જ્યારે આપણે આરોપણ કરીએ છીએ, આપણા સ્વરૂપનુંજ વારંવાર ચિંતન કરીએ છીએ ત્યારેજ આ સંકલ્પશક્તિરૂપ દિવ્યશક્તિ આપણે વાપરવાને લાયક થઇએ છીએ. અને ત્યારેજ તે વાપરવાની કળા આપણામાં આવે છે. તેથી સંકલ્પશક્તિ વાપરવાની કળા જોઇતી હોય તો આપણે આપણા ખરા સ્વરૂપનું અને તેના ગુણધર્મોનું આપણામાં સ્થાપન કરવું જોઇએ, આપણા સ્વરૂપનું અખંડ ચિંતન કરવું જોઇએ અને તૈલ ધારાવત્ આપણે આપણા સ્વરૂપના ગુણધર્મોથી વિમુખ થવું જોઇએ નહિ. કોઈ પણ વખતે, કોઈ પણ કામ કરતાં, કે કોઈ પણ વિચાર કરતાંપહેલાં આપણે જોવું કે આ કામ આપણું છે કે કેમ ? ક્રોધ થાય તો વિચાર કરવો કે ક્રોધ શું પરમાત્મામાં હોય છે ? જો પરમાત્મામાં નથી હોતો તો પછી આપણામાં તે ક્યાંથી આવે ? અને આવીજ રીતે આપણામાં પરમાત્માનાજ ગુણો છે કે નહિ તેનું અખંડ ચિંતન કરવું જોઇએ. સંકલ્પશક્તિ પ્રાપ્ત કરવાને માટે એકાગ્રતાની ખાસ જરૂર છે. વિચારની એકાગ્ર સ્થિતિ થતાં આ શક્તિ પ્રાપ્ત થાય છે. વિચાર સર્વ કરવાને શક્તિમાન છે. અદૃષ્ટમાંથી જે કાંઈ ઉત્પન્ન કરવું હોય છે તે વિચારવડે ઉત્પન્ન થાય છે. આજે આપણી નજરે જે જે જણાય છે તે તે સર્વ અદૃષ્ટમાંથીજ થાય છે—ઉત્પન્ન થયું છે. જે જોઇએ તે સર્વ અદૃષ્ટમાં ભરેલું છે, અને અદૃષ્ટમાંથી દૃષ્ટમાં એટલે સૂક્ષ્મમાંથી સ્થૂલમાં પ્રકટ કરવાને માટે વિચારનાં આંદોલનોના બળને મેળવવામાટે સંયમ—એકાગ્રતાની જરૂર છે. અને એકાગ્રતાની સિદ્ધિ થતાં અદૃષ્ટમાંથી દૃષ્ટમાં લાવવાનું સામર્થ્ય આવે છે અને આ સામર્થ્ય આવ્યાપછીજ સંકલ્પદ્વારા વિચારનાં આંદોલનો ફેંકવામાં આવે છે. આગળ આપણે માહાત્માઓના સામર્થ્યોની વાતો આપણાં સૂત્રોમાં વાંચીએ છીએ ત્યારે આશ્ચર્યચકિત થઈ જઇએ છીએ કે વળી આમ તે બનતું હશે ? નાટકોમાં ઋષિમુનિઓનાં પાત્રોદ્વારા સંકલ્પો કરતા વેષધારીઓને આપણે જોઇએ છીએ ત્યારે કેટલું આશ્ચર્ય

લાગે છે ? તો જ્યારે આપણા તે ઋષિમુનિઓનું સામર્થ્ય આપણામાં પ્રાપ્ત થાય ત્યારે કાંઈ ઓછું આશ્ચર્ય ? તેમણે પોતાના વિચારબળને સંયમદ્વારા ઘણું કેળવી તેના ઉપર વિજય મેળવેલો હતો અને તેથીજ તેઓ પોતાના સંકલ્પવડે જે ધારતા હતા તે કરતા હતા. વિચારનું સામર્થ્ય સર્વ સામર્થ્યોકરતાં શ્રેષ્ઠ છે. વિચારસિવાય કશી વસ્તુ દુનિઆમાં બનવી અસંભવિત છે. વિચાર એ સર્વ કરવાને સમર્થ છે. સંકલ્પશક્તિ એ સર્જનશક્તિ છે અને તે વિચારોદ્વારાજ ઉત્પન્ન થઈ શકે છે. વિચારની જેટલા પ્રમાણમાં એકાગ્રતા સાધવામાં આવે છે, તેટલા પ્રમાણમાં તેની સિદ્ધિ થાય છે. વિચારની એકાગ્રતાની સિદ્ધિ કરવામાં એક વિચારનેજ વળગી રહેવું. વિરોધી વિચારનો તેમાં પ્રવેશ થવા દેવાથી આવેલું સામર્થ્ય ક્ષીણ થઈ જાય છે, માટે કોઈ પણ એક વિચારનેજ વળગી રહેવાનો અભ્યાસ સેવવાથીજ વિચારનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. મંત્રો એ શું છે ? તે એકજ વિચારને વળગી રહી તે મંત્રના અર્થમાં વિચારની એકાગ્રતા કરવાની કળ છે. આ મંત્રોના અર્થમાં વિચારની લીનતા જ્યાં સુધી થતી નથી ત્યાં સુધી તે મન્ત્રથી જે સામર્થ્ય આવવાનો સંભવ છે તે સામર્થ્ય પ્રાપ્ત થતું નથી, અને આ સામર્થ્ય તે એકાગ્રતાથીજ પ્રાપ્ત થાય છે. વિચારની એકાગ્રતા થતાં વિચારનાં આંદોલનોના બળદ્વારા સંકલ્પથી કાર્ય સિદ્ધિ કરવાનું સામર્થ્ય મનુષ્યમાં આવે છે. પૂર્વના ઋષિમુનિઓએ આ સામર્થ્યને મેળવ્યું હતું અને તે મેળવવામાટે તેમણે હજારો વર્ષસુધી તપ કર્યું હતું, આ તપ તે બીજું કાંઇજ નહિ પણ વિચારનું એકજ વિષયમાં તલ્લીન થવું અને આ પ્રમાણે એકજ વિષયમાં વિચાર વળગી રહે તેને માટે પૂર્વે હજારો વર્ષ સુધી આપણા ઋષિમુનિઓએ તપ કર્યું હતું અને સંકલ્પદ્વારા મહાન કાર્યો કરવાનું સામર્થ્ય મેળવ્યું હતું. આ સિદ્ધિ હાલ પણ મેળવી શકાય છે. મન—વિચારની એકાગ્રતા થતાં આ સિદ્ધિ દરેક માણસને મળે છે. અને આ સિદ્ધિ પ્રાપ્ત થતાં બીજી કોઇપણ વસ્તુની ન્યૂનતા રહેતી નથી. આ સિદ્ધિનું નામજ સંકલ્પશક્તિ છે. ભક્તિ, યોગ કે તત્વવિચાર એ સર્વ માર્ગો, વિચારની એકાગ્રતાની સિદ્ધિ કરવાને માટેજ છે. વિચાર ઉપર અંકુશ પ્રાપ્ત થતાં સર્વ કાર્યો કરવાનું સામર્થ્ય વિચારબળમાં આવે છે. જે પ્રકારની વિચારની એકાગ્રતા કરવામાં આવે છે તે પ્રકારનું બળ તે વિચારમાં આવે છે. આપણે જેવું બળ મેળવવું હોય, જેવી શક્તિઓ કે સામર્થ્ય મેળવવું હોય, તેવી દિશામાં વિચારની એકાગ્રતાની સિદ્ધિ થવામાટે પ્રયત્ન કરવો. વિચાર માત્ર આંદોલનો પ્રકટાવી શકે છે પણ તેની સિદ્ધિ તે વિચારની એકાગ્રતાઉપર આધાર રાખે છે. માણસ જેવા વિચારને વધારે વખત સેવે છે તેવા સામર્થ્યને તે પોતાના પ્રતિ આકર્ષે

છે. તમે સુખના, આનંદના, સામર્થ્યના, વિગેરે શુભવિચારો વારંવાર કર્યા કરો તો તમને સુખ આનંદ વિગેરે પ્રાપ્ત થયેલું જણાશે. દુઃખના, કલેશના, ભયના અને ક્રોધના વિચારોને વારંવાર સેવો, થોડાજ વખતમાં તમને તે તે પ્રસંગો પ્રાપ્ત થયેલા જણાશે. આવી રીતે તમે જેવા વિચારને વધુ વખત સેવશો તેવા સામર્થ્યને તમે પ્રાપ્ત કરશો. આથી હવે તમને સુખ કે દુઃખ આવવું એ તમારાજ હાથમાં છે. તમારી સ્થિતિ તમેજ માગી લીધી છે, તેમાં બીજા કોઇનો દોષ કાઢવો કે અમુકથી મને અમુક દુઃખ આવ્યું તો તે મિથ્યા છે. કારણ કે તમે જેવા વિચાર કર્યા હશે તેવા તમે હાલ છો, અને હાલ જેવા વિચાર કરશો તેવા તમે ભવિષ્યમાં થશો. જો તમારે સુખ જોઇતું હોય તો સુખના વિચાર કરો અને દુઃખ જોઇતું હોય તો દુઃખના વિચાર કરો. તમારે જેવી સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તેવી સ્થિતિ તમે તમારી મેળેજ પ્રાપ્ત કરો. વિચારોદ્વારા જે આંદોલનો ઉત્પન્ન થાય છે તે સર્વ કરવાને શક્તિમાન છે, અને તે આંદોલનો પ્રેરવાનું સામર્થ્ય મેળવવાને માટે વિચારોની એકાગ્રતા કરવાની જરૂર છે અને તે એકાગ્રતાની સિદ્ધિ થતાં વિચારોનાં આંદોલનોદ્વારા જે સંકલ્પો પ્રેરવામાં આવે છે તે સિદ્ધજ થાય છે. આ વાત આપણા પૂર્વજોનાં દૃષ્ટાંતોથી સાબીત થાય છે. તેમણે વિચારની એકાગ્રતા કરી તે સિદ્ધિને પ્રાપ્ત કરી હતી અને તે વાત તેમનાં દૃષ્ટાંતોથી આપણાં શાસ્ત્રોમાં વાંચતાં મળી આવે છે. સંકલ્પોદ્વારા થતી સિદ્ધિના વિષયને હાલમાં કેટલાંક મનુષ્યો અમેરિકન વિચારોના આ વિષયો છે એવું માને છે પણ તેમનું આ માનવું ભૂલભરેલું છે. તેમણે આવા સામર્થ્યને અનુભવેલ રૂષિમુનિઓનાં જીવન આપણા શાસ્ત્રોમાંથી વાંચી ખાત્રી કરવી.

આપણે સંકલ્પશક્તિનું સ્વરૂપ તથા પ્રભાવ જાણ્યો પણ તે સંકલ્પશક્તિના પ્રત્યેક અંગમાં એકાગ્રતાની કેટલી જરૂર છે તેપણ જાણવું જોઇએ. કારણ કે જો એકાગ્રતા ન હોયતો સંકલ્પશક્તિ વીંખાઈ જવાનો ભય તૈયારજ ઉભો હોય છે. વળી એકાગ્રતાથીજ પ્રત્યેક કાર્યમાં વિજય મળે છે અને એકાગ્રતાના અભાવથી પ્રત્યેક કાર્યમાં પાછા પડવું પડે છે. તેથી એકાગ્રતાના લાભ દેખાડવાને હવે પછી એકાગ્રતા અધિકારને સ્થાન આપવાને આ અધિકારની વિરતિ કરવામાં આવી છે.

# एकाग्रता-अधिकार.

જે ઓમાં એકાગ્રતા નથી તેઓ ઉચ્ચભૂમિકાપર કદીપણ ચડી શકતા નથી એકાગ્રતા વગરનું મન તેઓને હમેશાં પાછા ખેંચતું રહે છે અને સાધેલી એકાગ્રતા મનુષ્યને તેની વિજયભૂમિકા-સિદ્ધિસ્થાન મનુષ્યજન્મના સાફલ્યના લક્ષ્યબિંદુ તરફ આગળ વધાર્યા કરેજ. માટે મનુષ્યે એકાગ્રતા સાધવી જોઇએ ધર્મપ્રવૃત્તિ અને જ્ઞાનપ્રાપ્તિ એ સઘળામાં એકાગ્રતાની જરૂર છે એ દેખાડવા માટે આ અધિકારનો આરંભ છે.

એકાગ્રતા એજ વિજયનો વાવટો છે.

*વિજયથી મળનારા સુખને સર્વ ઝંખે છે, પણ જે પ્રયત્નથી વિજય મળે છે તે પ્રયત્ન કરવા કોઈકજ કમર બાંધે છે. અને વિજય પ્રયત્નવડેજ મળતો હોવાથી પ્રયત્ન ન કરનારા વિજયવિના દુર્ભાગીજ રહે છે.

વિજયને આપનાર પ્રયત્ન તીવ્ર ઇચ્છામાં પ્રકટે છે. કોઈ મનુષ્ય કહે કે મને વિદ્વાન થવાની બહુ ઇચ્છા છે, પણ જો તે અભ્યાસ કરતો નથી, તો તેની 'બહુ ઇચ્છા' તે તીવ્ર ઇચ્છાજ નથી. પ્રયત્નવિનાની મોળી ઇચ્છા તે ઇચ્છાજ નથી. જે અડતાં દઝાડતો નથી તે જેમ અગ્નિ નથી, તેમ જે વૃત્તિ અંતઃકરણમાં પ્રકટતાં, પ્રયત્ન થતોજ નથી તે ઇચ્છાજ નથી. જેમ દ્વારમાં બેસાડેલો માટીનો સિપાઈ દેખવા માત્ર હોય છે, અને તે ઘરનું રક્ષણ કરી શકતો નથી, તેમ પ્રયત્નવિનાની ઇચ્છા દેખવામાત્ર હોય છે તે તીવ્ર ઇચ્છાજ નથી, અને તેથી તે વિજય અપાવતીજ નથી.

તીવ્ર ઇચ્છા જે અંતઃકરણમાં પ્રકટે છે, તે મનુષ્યને પોતાની ઇચ્છાના વિષયવિના બીજું કશુંજ સૂજતું નથી. ઇચ્છાનો વિષય નથી મળતો ત્યાંસુધી તે પૃથ્વી તળેઉપર કરી નાંખે છે. તે ખાતો નથી, પીતો નથી, અને ઉંઘતો નથી.

સર્વોત્તમ વિજય પ્રાપ્ત કરનારા પૂર્વના તથા વર્તમાનકાળના કોઇપણ મનુષ્યના જીવનને તમે જોશો તો તેમાં તમને ઉપર કહેલી તીવ્ર ઇચ્છા અને તેનાથી થતો અખંડ પ્રયત્ન એ બંને વ્યાપી રહેલાં જોવામાં આવશે. તીવ્ર ઇચ્છા આગળ અચળ પર્વતો માર્ગ આપે છે, અને દુસ્તર મહાસાગર ખાબોચીયાજેવડો થઈ જાય છે.

---

* મહાકાળ માસિક.

વિજય શી રીતે પ્રાપ્ત થાય છે, તે વિષે વિદ્યાર્થીઓને કહેવા હુ ઈચ્છું છું. તેઓએ ઇચ્છાના વેગને અંતઃકરણમાં પ્રકટાવતાં શીખવું જોઇએ. ઈચ્છાને હૃદયમાં પ્રકટાવવાનું, અને તે પણ એકજ વિષયની ઈચ્છામાં પોતાનું તનમન અને સર્વસ્વ તલ્લીન થઇજાય, એવી તીવ્ર ઇચ્છા પ્રકટાવવાનું જ્યાંસુધી તેમને નહિ આવડે ત્યાંસુધી જેવા થવાની તેઓએ ધારણા રાખી હશે તેવા તેઓ કદીએ પણ થઈ શકશે નહિ. જે ઇચ્છા, સિદ્ધ નથી થતી ત્યાંસુધી હૃદયમાં શલ્યની-પેઠે વેદનાઉપર વેદના કર્યાજ કરે છે અને એક ક્ષણપણ જંપવા દેતી નથી, એનું નામજ ઇચ્છા છે; અને આ ઇચ્છાજ વિજયને અર્પનારી છે. આવી ઈચ્છાના મહાવેગને આખું જગત્ એકસંપ થઇને પણ અટકાવવાને સમર્થ નથી. ગમેતેટલી નિર્ધનતા અને ગમેતેવો વ્યાધિ, આવી ઈચ્છાને પ્રતિબંધ કરવાને અસમર્થ છે. એક ચકલાસરખાની પણ મદદ ન હોય તોપણ આવી ઈચ્છા જરાપણ નાહિંમત થતી નથી. આવી ઈચ્છા પ્રકટતાં તત્કાળજ પ્રયત્ન થાય છે. ઇચ્છા અને પ્રયત્ન મનુષ્યને ત્રિભુવનનો પતિ બનાવે છે. વિજય મે-ળવવાની અમથી નિર્માલ્ય ઈચ્છાથી વિજય મળતોજ નથી. પણ ઈચ્છાનો વિ-ષય મેળવવાનો પ્રયત્ન કર્યાવિના જેને ખાવું નથી ભાવતું, પીવું નથી ભાવતું ઉંઘવું નથી ભાવતું કે કશુંજ બીજું કરવું ભાવતું નથી તેનેજ—આવી ઈચ્છા વાળાનેજ—વિજય મળે છે.

## એકાગ્રતા વ્યવહારની પણ સર્વોત્તમ સિદ્ધિ કરાવનાર છે.

એકાગ્રતાને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરનાર પુરુષો વ્યવહારમાં પણ કેવા વિજયી થાય છે, એ સંબંધમાં બાબા ભારતીએ અમેરીકામાં કરેલા એક વ્યાખ્યાનમાંનો નીચેનો ફકરો સારો પ્રકાશ પાડનાર હોવાથી તેનું ભાષાંતર આપીએ છીએ:—

“ નેપોલીયનની સૈનિક કારકીર્દિ નિર્દોષ હતી, એમ હુ કહેતો નથી, પ-રંતુ તેનું ઉદાહરણ આપીને સાંસારિક કીર્તિના લોભથી લોભાયલા એક યોગીનું અત્યંત જ્વલંત ઉદાહરણ હું તમને આપું છું. પૂર્વજન્મમાં નેપોલીયન એક યોગી હતો. કોઈ પૂર્વ શરીરમાં તેણે પોતાની મનની શક્તિઓ કેળવી હતી. અત્યંત એકાગ્રતાથી પરમેશ્વરની ભક્તિ કરનારો કોઈ મોટો મહાત્મા તે પૂર્વ-જન્મમાં હશે—હશે શું, કેટલાંક કારણોથી હું જાણુંછું કે તે હતો. કોઈ કર્મને લીધે, કેટલાંક દુષ્કૃત્યોના પ્રભાવથી જગત્માં કીર્તિ સંપાદન કરવાની તેને ઈચ્છા થઈ આવી,—કીર્તિની અમર્યાદ લલુતા થઈ આવી, એમ હું કહેતો નથી, કારણ કે તેમ કહેવું એ તેની બદબોઈ કરવા જેવું છે, અમર્યાદ લોભથી કે લલુતાથી

તેણે કશુંજ કર્યું નથી,—તેણે જે કાંઇક કર્યું છે, તે કીર્તિને માટેજ કર્યું છે પણ **તેની પ્રત્યેક ક્રિયામાં તેણે સંપાદન કરેલા અસાધારણ મનોબળનો ઉપયોગ થયા વિના રહેલો નહિ. એકાગ્રતાથી તેણે પ્રાપ્ત કરેલું યોગબળ તેના આ જન્મમાં કાંઈ નાશ પામ્યું નહોતું (મનને એકવાર એકાગ્ર કરતાં આવડયું કે પછી તે જ્ઞાન કદી નષ્ટ પામતું નથી. મન એ એક એવું શસ્ત્ર છે કે જેને એકવાર ઘડીને તૈયાર કર્યું કે પછી તે આપણને આપણા સર્વજન્મોમાં જયાંસુધી આપણે આપણું મુખ્ય કર્તવ્ય જે મોક્ષને પ્રાપ્ત કરવાનું છે, તે પ્રાપ્ત કરીએ છીએ ત્યાંસુધી આપણા ઉપયોગમાં આવ્યાજ કરે છે.)**

સેંટહેલીનાના કેદખાનામાં નેપોલીયનની સાથે જે ડાકટર હતો તેણે એકવાર તેને પૂછયું, મહારાજ! તમે આજસુધીમાં જે આશ્ચર્યકારક કામો કીધાં તે તમે શીરીતે કર્યા તે કહેશો? કોઇપણ વિષયનો પહેલેથી તમે શી રીતે વિચાર કરી, તેનો તોડ ખોળી કાઢતા, અને તેનો પરિણામ લોકોને જણાવતા? અને તમે કહેલોજ પરિણામ પછીથી તમે શી રીતે આણી શકતા? હવે તમે મને કહો કે તમે જે જિતો મેળવતા તે કયા મૂળ કારણમાંથી મેળવતા અને તે જિતો મેળવ્યા અગાઉ તમે તે મેળવવાનું ભવિષ્ય શીરાતે કહી શકતા?

નેપોલીયને ઉત્તર આપ્યો. મારા આખા જીવનમાં હું લોકોને કહેતો આવ્યો છું કે હું શું કરવાનો છું, તેની અગાઉથી મેં કદીપણ યોજના ઘડી નથી. હું જે કંઈ કરતો, તેનું પરિણામ કેવું આવશે તે સંબંધી વિચારો કરવાનુંજ, ખરેખર હું બંધ કરીદેતો. (હું જે કંઈ કરતો તે મનની અત્યંત એકાગ્રતાથી કરતો અને પરિણામે મને વિજય શી રીતે મળતો તે હું જાણતો નથી.) મારા ઉદ્દેશઉપરજ કેવળ મારૂં મન એકાગ્ર થતું, અને તેવિના બીજા કશાઉપર તે જતું નહિ; અને આ પ્રમાણે મારા ઉદ્દેશમાં મારા મનને તદાકાર કરીને હું મારૂં કર્તવ્ય કર્યેજ જતો અને જે પરિણામ આવતો તે એકાગ્રતાના ફળરૂપજ હતો. આમ જુઓ ડાકટર! હું જે કહુંછું તેઉપર તમને વિશ્વાસ પડતો હોય એમ જણાતું નથી. વળી હું કહુંછું કે મારા ભાગ્યની દોરી મારા હાથમાં લેવાને બદલે હું ભાગ્યનાજ હાથમાં મારાં કૃત્યોનું સ્વરૂપ રચવાનું સોંપી દેતો. તમને મારૂં કહેવું સાચું લાગતું નથી. હવે ડાકટર! હું તમને આ વાતનો એક પુરાવો આપવા ઇચ્છું છું, અને તે પુરાવો પણ હું હમણાંજ આપું છું. મારા મગજમાં, જૂદા જૂદા વિષયનાં, જાણે જૂદાં જૂદાં ખાનાં હોય, એમ મારૂં માનવું છે. મારે રાજનીતિનો વિચાર કરવો હોય છે તો હું મારા મગજમાંથી રાજનીતિનું ખાનું બહાર કાઢું છું, અને રાજનીતિ-

વિના બીજા કોઈપણ વિષયનો હું વિચાર કરતો નથી; બીજો કોઈ વિચાર મારા મગજમાં પ્રવેશતો નથી, અને મને વિક્ષેપ ઉપજાવતો નથી. તે રાજનીતિના વિચારોનો પ્રવાહ મારા મગજમાં અખંડિતપણે, અને બીજા કશાપણ વિચારના ડખલવિના ચાલ્યાજ કરે છે. જો મારે મારી સ્ત્રીવિષેનો વિચાર કરવો હોય છે, તો જે ખાનામાં મારી સ્ત્રીપ્રત્યેનો મારો પ્રેમ છે, તે ખાનાને હું ઉઘાડું છું, અને સ્ત્રીનાજ વિચારોનો પ્રવાહ મારા મનમાં ચાલે છે; તેવિના બીજો કશોજ વિચાર મને સ્ફુરતો નથી, અને વિક્ષેપ કરતો નથી. ડોકટર! આ વાત તમારા માનવામાં આવે છે?

ડોકટરે અવિશ્વાસને સૂચવનારૂં, અત્યંત વિનયવાળું મંદહાસ્ય કર્યું.

નેપોલીયને કહ્યું, હવે ડોકટર! અબઘડી હું તમને આ વાતની સાબીતી આપું છું, હું તમને બીજી એક વાત કહું:—જ્યારે મારા મગજનાં બધાં ખાનાં હું અડકાવી દેઉં છું ત્યારે હું એકદમ, તે ક્ષણેજ ઉંઘી જાઉં છું.

ડોકટરે કહ્યું, આપ નામદાર આ ક્ષણે મને તે બતાવો.

નેપોલીયને કહ્યું, હા, ડોકટર,-ડોકટર, હું બધાં ખાનાં અડકાવી દેઉંછું.

અને આ શબ્દો બોલતાની સાથે તે ધબ લેઇને તેના તકીયાઉપર પડયો, ડોકટર તેની પાસે ગયો, અને પોતાની પાસેનાં સઘળાં ઓજારોવડે તેને પ્રત્યેક રીતે તપાસ્યો, લાંબા વખતસુધી તેને તપાસ્યાજ કર્યો. નેપોલીયન ભરનિદ્રામાં ઘસઘસાટ ઉંઘતો હતો.”

### એકાગ્રતાથી વિઘ્નો પણ વિજયરૂપ થાય છે.

*દરેક કામમાં જ્યારે જ્યારે વિઘ્નો આવે છે ત્યારે ત્યારે એ વિઘ્નો દુઃખ આપવામાટે નહિ પણ ભવિષ્યમાં મળનાર મહાન્ લાભ આપવામાટે આવે છે એમ સમજવું. તે વિઘ્નોમાંથી શીરીતે પસાર થવું તેને માટે આગળથી યોજના કરી મુકવી કે ભવિષ્યમાં તેના ભોગરૂપ થવાય નહિ. જેમ પરીક્ષા પાસ કરતાં પહેલાં તે પરીક્ષામાં આવનાર વિષયોમાં શીરીતે પાસ થવાય તેને માટે અભ્યાસ કરી રાખવામાં આવે છે અને પછીજ તેમાં બેસવામાં આવે છે કે જેથી તે પરીક્ષામાં પાસજ થવાય. તેમ કોઇપણ કામ કરતાં પહેલાં તે કામ નિર્વિઘ્ને શીરીતે પસાર થાય અથવા તેમાં વચ્ચે વચ્ચે આવી પડનાર વિઘ્નો ઉપર જય શીરીતે મેળવવો કે ભવિષ્યમાં નાસીપાસ થવાય નહિ તેને માટે પ્રથમથીજ તજવીજ કરી રાખવી જોઇએ.

કોઇપણ કામ કરવામાં સામર્થ્યની જરૂર છે અને તે સામર્થ્ય અંતઃકર-

* ભાગ્યોદય માસિક સને ૧૯૧૩ અંક ૮ મો.

ણુના બળની ઉચ્ચતા સિવાય મેળવી શકાતું નથી. જેમણે જેમણે સામર્થ્ય મેળવવું હોય તે સર્વેએ પોતાના અંતઃકરણની એવી ઉચ્ચસ્થિતિ કરવી કે ભવિષ્યમાં તે કામ પાર ઉતારી શકાય, અને વચ્ચે વચ્ચે આવી પડનાર વિઘ્નો સામે ટકી શકાય. આ અંતઃકરણની ઉચ્ચતા કરવાને માટે પોતાના આત્મબળઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ. અને તેને માટે દિનપ્રતિદિન સંયમદ્વારા આત્મા સાથે એકાગ્રતા સાધવી જોઇએ. જેમ જેમ એકાગ્રતાની સિદ્ધિ થતી જશે તેમ તેમ આત્માનાં સામર્થ્યો જે ગુપ્તપણે રહેલાં છે તે આપણામાં પ્રકાશવા લાગશે. અને પછી જે જે કામ કરવામાં આવશે તે તે સઘળા કામમાં વિજયજ મેળવી શકાશે.

કટાઈ ગયેલું લોઢું જુઓ. તે અત્યારે કેવું નિરૂપયોગી થઈ પડી રહ્યું છે ? પણ તેજ લોઢાને જ્યારે ભઠ્ઠીમાં તપાવી અને ઘસવામાં આવે છે ત્યારે તેનું ખરૂં સામર્થ્ય તેમાંથી બહાર આવે છે. અને પછી તે દરેક કામમાં યોજી શકાય છે, તેવીજ રીતે મનુષ્યનામાં દરેક કામ કરવાની શક્તિ રહેલી છે. પરંતુ તે શક્તિ ગુપ્તપણે રહેલી હોય છે, તેને જ્યારે એકાગ્રતાદ્વારા જાગ્રત કરવામાં આવે છે ત્યારે તે આપણામાં પ્રકાશી નીકળે છે. અને તેદ્વારા ધાર્યાં કામ થઈ શકે છે. આ સામર્થ્ય મેળવવું એ બીજાના હાથમાં નથી પણ આપણા પોતાનાજ હાથમાં છે. જે પ્રમાણમાં એકાગ્રતા સિદ્ધ થાય છે, તે પ્રમાણમાં આ સામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે દરેક મનુષ્યે એકાગ્રતાની સિદ્ધિ કરવીજ જોઇએ.

કેટલાક મનુષ્યો કહે છે. ભક્તિ કરનારા, એકાગ્રતા કરનારા અને તેવાજ પરમાર્થ સાધનારા મનુષ્યોથી વ્યવહાર સાધી શકાતો નથી, પરંતુ તેમનું આ કહેવું ભૂલભરેલું છે. એકાગ્રતાથી પરમાર્થ સધાય છે એટલુંજ નહિ પણ સર્વોત્તમ વ્યવહાર સધાય છે. અને તેથી દરેક મનુષ્યે પોતે પોતાના કાર્યમાં વિજય મેળવવાને માટે એકાગ્રતાની સિદ્ધિ કરવીજ જોઇએ. જેણે જેટલા પ્રમાણમાં એકાગ્રતા સાધી હોય છે તેણે તેટલા પ્રમાણમાં પોતાના વ્યવહારમાં પણ વિજય મેળવ્યો હોય છે. અને પછી વ્યવહાર સાધવામાં એકાગ્રતાની જરૂર નથી એવું કહેનારા તો અવિજયનેજ મેળવે છે.

જેણે જેણે આ વ્યવહારમાં વિજય મેળવ્યો છે, જેણે જેણે આ સંસારમાં આવી પડનાર વિઘ્નો સામે ટકી રહેવાનું સામર્થ્ય મેળવ્યું છે તે તે સર્વેએ થોડા યા ઘણે અંશે, જાણતાં યા અજાણતાં પણ એકાગ્રતા સાધેલીજ હોય છે. અને તેથીજ તેમને પોતાના કામમાં વિજય મળે છે.

આથી વિઘ્નો આવે ત્યારે બેબાકળા થવાની કે દુઃખ પામી માથે મોંઢ

ઓઢી 'હવે હું શું કરીશ' આવું બોલવાની જરૂર નથી. તેમણે પોતાના ઉપર આવી પડેલાં વિઘ્નોને વધાવી લેવાં જોઇએ. કારણ કે તે વિઘ્નો એ ભવિષ્યમાં મળનાર મહાન્ લાભને અપાવનાર દ્વારરૂપ છે. જો તે દ્વારરૂપ વિઘ્નોમાંથી આપણે અંદર પસાર થયા તો પછી કુદરત આપણા ગળામાં વિજયની વરમાળ પહેરાવવા ઉભીજ છે.

જો તેમાંથી નાસીપાસ થયા અને ગભરાયા તો પછી ભવિષ્યમાં મળનાર લાભ મળતા નથી એટલુંજ નહિ પણ પ્રાપ્ત સુખને પણ ત્યજવું પડે છે. તેથી દરેક માણસે આ વિઘ્નોમાંથી પસાર થવાય તેવું સામર્થ્ય પ્રથમથીજ મેળવી કામનો આરંભ કરવો કે પછી ભવિષ્યમાં પસ્તાવાનો વખત ન આવે.

પરીક્ષા આપવી એ કાંઈ દુઃખદાયક નથી, જો તે દુઃખદાયક હોત તો આજે યુનીવર્સિટીમાં અને બીજી પરીક્ષાઓમાં હજારો વિદ્યાર્થીઓ દર વર્ષે બેસે છે તે બેસત નહિ. તે દુઃખદાયી નથી, પણ ભવિષ્યમાં મેળવી આપનાર સુખદાયી છે. તેવીજરીતે વિઘ્નો આવવાં એ દુઃખદાયક નથી પણ ભવિષ્યમાં સુખને મેળવી આપનાર પરીક્ષારૂપ છે. અને તેથી વિઘ્નોરૂપ પરીક્ષાઓ પાસ કરવાનું દરેક માણસે સામર્થ્ય મેળવવુંજ જોઇએ.

જેમણે જેમણે વિઘ્નોને સહન કર્યાં છે તેમને જઈ પુછો, કે આ વખત તેઓ જે સુખ ભોગવે છે તે શાના પ્રતાપ ? તો તે એજ જવાબ આપશે કે, અમને આવી મળેલાં વિઘ્નોનાજ પ્રતાપ. કારણકે જો તેમણે તે વિઘ્નોઉપર જય મેળવી પોતાની સ્થિતિ ટકાવી રાખી નહોત તો આજે તેમનાં પણ પાટીઆં બેસી ગયાં હોત, અને મોટરો દોડાવવાનો કે સેલ મારવાનો વખત રહેત નહિ. પણ તેમણે વિઘ્નોરૂપી પરીક્ષાઓ પાસ કરી છે, અને તેથીજ હવે તે નિશ્ચિત થઈ પોતાને મળતા લાભોના સ્વાદો ચાખી સુખમાં દિવસ વીતાવે છે. માટે પ્રિય બંધુ! તમારે કોઈપણ કામમાં આવીપડતાં વિઘ્નોથી નિરાશ થઈ ઢીલાઢબ થઈ જવાની જરૂર નથી, પણ તેની સામે ટકી રહેવાનું સામર્થ્ય મેળવી ભવિષ્યમાં મળનાર લાભને ગ્રહણ કરવાની જરૂર છે.

અને આ સામર્થ્ય અંતરાત્માસાથે એકાગ્રતા કરતાં તમારામાં આપોઆપ આવેલું જણાશે. તેને મેળવવામાટે એકાગ્રતા સાધવી એ તમારૂં કામછે. પછી વાંચીને બેસી રહો યાતો તેની સિદ્ધિ કરવા પ્રયત્ન કરો તે તમારી મરજીની વાત છે.

સુજ્ઞ બંધુ! હું ધારૂંછું કે હવે તમો બેસી રહો તેવા નથી. સુખ કોને

ન જોઇએ ? આનંદ કોને ન જોઇએ ? સામર્થ્ય કોને ન જોઇએ ? તે દરેક મનુષ્યને જોઇએ છીએ. અને તે મેળવવું એ દરેક માણસનું કામ છે. તો પછી ચાલો, આપણે આ નવીન વર્ષના આરંભમાંજ સાથે સાથે પ્રયાણ કરીએ. આપણે આપણા અંતરમાં અંતરાત્મા પાસે જઇએ અને ત્યાં સ્થિર થઈ આંતરબળને મેળવીએ.

સંસારમાં જે જે પુરૂષો અથવા જે જે સ્ત્રીઓ ઉત્તમરીતે અસાધારણ પંક્તિમાં પ્રકાશી ગયેલ છે તે તે પુરૂષો અને તે તે સ્ત્રીઓ પોતાના મનની એકાગ્રતાને કદીપણ છોડતાં નથી. નિશાન તાકનારો પુરૂષ એકાગ્રતાવગરનો હોય તો પોતાના કાર્યમાં નિષ્ફળ નિવડે છે પણ જો એકાગ્રતાવાળો હોય તોજ નિશાનને પાડી શકે છે તેમ જન્મસાફલ્યની પ્રવૃત્તિમાં પરાયણ થયેલો પુરૂષ એકાગ્રતાવાળો હોય તોજ પોતાના જન્મને સફળ કરી શકે છે એ આ અધિકારથી સમજાવીને હવે પછી સાવધાનતાવાળો પુરૂષજ એકાગ્રતા જાળવી શકે છે તેથી સાવધાનતા—અધિકારને આદર આપવાને આ અધિકારની વિરતિ કરવામાં આવેછે.

# सावधानता–अधिकार.

જે કાર્ય કે જે વિચારપર આરૂઢ થવામાં આવે તે કાર્ય કે તે વિચાર ઉપર મનોવૃત્તિની સ્થિરતા રહે તે એકાગ્રતા કહેવાય છે અને તેવી આરૂઢ સ્થિતિમાંથી ખસી ન જવાય તેવી સાવચેતી તે સાવધાનતા કહેવાય છે. જેઓમાં આવી સાવધાનતા હોય છે તેઓજ તે એકાગ્રતાને જાળવી રાખીને સિદ્ધિ મેળવી શકે છે માટે સાવધાનતા પ્રત્યેક મનુષ્યને માટે બહુ આવશ્યક છે એ સમજાવવાને આ અધિકારનો આરંભ છે.

સાવધાનતા એ સિદ્ધિની માતા છે.

*આ વ્યવહારમાં જેની જરૂર છે તેને ઘણા માણસો જાણવા છતાં જાળવી રાખતા નથી અને તે ન જાળવી શકવાથી તેઓ વારંવાર ઉન્નતિના રસ્તે જતાં ઠોકરો ખાયા કરે છે. આ જાળવી રાખવાથી તેને ઉન્નતિ થવામાં વિશેષ પ્રતિબંધ નડતો નથી, પરંતુ તેના ઉન્નતિરથનાં પૈડાં આગળ અને આગળ ચાલ્યા કરે છે. આ વસ્તુને જાળવી રાખવી એ માણસમાત્રનું કર્તવ્ય છે. તે જાળવી રાખવી એવું તે વારંવાર વાંચે છે, સમજે છે, અને માને છે છતાં પણ વારં-

* ભાગ્યોદય સને ૧૯૧૩ અંક ૧૦ મો.

વાર ભૂલ કરે છે અને તેતરફ બેદરકાર રહેવાથી થતા નુકશાનને સહન કરે છે. આ શું છે તે તમે જાણોછો ? તે કાંઈ નવિન નથી છતાં તેતરફ જોઇએ તેટલું લક્ષ આપવામાં આવતું નથી અને તેથીજ માણુસ વારંવાર અન્યાય, દ્વેષ, અને ભૂલો કરી પોતાની ઉન્નતિના પ્રતિબંધરૂપ પોતેજ થાય છે.

આ શું છે તે જાણવાની જિજ્ઞાસા થાય છે ? તો ચાલો, સાંભળો તેનું નામ **સાવધાનતા** છે. તે સાવધાનતાનુંજ ગ્રહણ કરી રાખવાથી વારંવાર થતી ભૂલો મટી જાય છે. ઘણા માણસો વાંચે છે વધારે, સમજે છે વધારે, અને વિચારે છે પણ વધારે, પરંતુ તે પ્રમાણે વર્તન કરવામાં ઘણી વખત નિષ્ફળતા પ્રાપ્ત કરે છે, અને તેનું કારણ એટલુંજ છે કે તેઓએ સાવધાનતાનો પરિત્યાગ કર્યો છે.

કોઇપણ કામમાં તમારે વિજય મેળવવો હોય તો તે કામ કરતી વખતે સાવધાનતાને જાળવી રાખજો.

આ સાવધાનતાને જરાપણ દૂર ખસવા દેશો નહિ, તો તેથી તમારા કાર્યમાં ભાગ્યેજ વિઘ્ન આવશે. સાવધાનતા એ દરેક કાર્યમાં ડુબતાને બહાર કાઢનાર છે. ખોટું કામ કરતાં પહેલાં સાવધાન થજો અને વિચાર કરજો કે આ હું શું કરૂંછું ? આ કામ કરવું શું મને યોગ્ય છે ? આમ પોતે પોતાને પ્રશ્ન કરવાની સાવધાનતા રાખજો. તરતજ તમો આડે રસ્તે જઈ ખોટું કામ કરતા હશો તો ચેતી જશો અને સવળે રસ્તે વળશો. સાવધાનતા એ શું છે ? તે માણસ માત્રને ખોટાં કૃત્યોથી બચાવનાર છે.

ન્યાય કરનારાએ અન્યાય કરતાં ડરવું જોઇએ, બીજાઓના વૈરી થતા પહેલાં તેનાપર વૈર રાખતાં અટકવું જોઇએ, બીજાનો દ્વેષ કરવા જતાં પાછાં પગલાં ભરવાં જોઇએ. ચોરી, અન્યાય, લાંચ, વ્યભિચાર વિગેરે દુષ્ટ કર્મો કરતા પહેલાં પોતે પોતાને ઉપરનો પ્રશ્ન પૂછવાની સાવધાનતા રાખવી. અને આ સાવધાનતાને હમેશાં કાયમ રાખવાથી ભાગ્યેજ કોઈ મનુષ્ય ખોટાં કામ કરી શકે છે.

આપણે કોણ છીએ ? તેનો વારંવાર વિચાર કરવો. એક વખત જાણ્યું કે 'હું બ્રહ્મસ્વરૂપ છું' પણ તે જાણ્યા છતાં આચારમાં ઉતારવાની તસ્દી ન લેવી એથી શું લાભ થનાર છે ? જ્યાંસુધી વર્તનમાં બતાવી શકતા નથી ત્યાં સુધી મુખથી પોપટની માફક બોલ્યા કરવાથી કાંઈ લાભ થનાર નથી. અને જેથી પોતે કરેલા તે વિચારને વારંવાર વળગ્યા રહી કોઈપણ ખોટું કામ કરતા પહેલાં સાવધાન થઈ વિચાર કરવો કે શું ચોરી કરવી, અન્યાય કરવો, છળપ્રપંચ કરવો, લાંચ લેવી, બીજાઓના ઉપર દ્વેષ રાખી વૈર રાખવું, બી-

જાઓની નિંદા કરવી, ક્રોધ કરવો, પરસ્ત્રીપર મોહ પામી કામવશ થવું, પારકા પૈસા અન્યાયથી મેળવવાને માટે પ્રયત્ન કરવો; આવાં અને આવાંજ બીજાં અનીતિનાં કાર્યો કરવાં એ શું બ્રહ્મસ્વરૂપ થવા ઈચ્છનારને યોગ્ય છે? અને જો યોગ્ય નથી એવું તમારૂં અંતઃકરણ કબુલ કરતું હોય તો પછી તમે કે જે બ્રહ્મસ્વરૂપ છો એવું માનો છો તો તમને શું તેવાં કામો કરવાં યોગ્ય લાગે છે? જો ના, તો પછી તેવાં કાર્યો કરતાં કેમ અટકતા નથી? આવીજ રીતે દરેક કાર્યોમાં તે કરતા પહેલાં તે કાર્ય કરવાને માટે પોતે યોગ્ય છે કે કેમ તેટલો પ્રશ્ન પૂછવાની સાવધાનતા સેવનારા ભાગ્યેજ ખોટાં કામ કરી શકે છે.

આ સાવધાનતા રાખવી એ માણસમાત્રનું કર્તવ્ય હોવા છતાં, ઘણા માણસો તે જાણવા છતાં ભૂલી જાય છે અને સાવધાનતાથી સો ગાઉ દૂર રહે છે, અને અનીતિનાં કાર્યો કરતી વખતે પોતાની વર્તમાન સ્થિતિના મદમાં અંજાઇ જઈ પોતાના મૂળ સ્વરૂપનું ભાન ભૂલી જાય છે.

કોઈપણ કામ કરતી વખતે પોતાના સ્વરૂપનું ભાન ન ભૂલાય તેને માટે માણસમાત્રે સાવધાનતા રાખવી, સાવધાનતા રાખવાથી પોતાના સ્વરૂપનું વિસ્મરણ થશે નહિ અને પોતાના સ્વરૂપનું ભાન અખંડ જાગ્રત રહેશે. આ પ્રમાણે પોતાના સ્વરૂપનું અખંડ ચિંતન કરનારા ઘણાજ થોડા પરિશ્રમે બ્રહ્મીભૂત સ્થિતિનો અનુભવ કરે છે.

સાવધાનતા એ એક હથીઆરરૂપ છે, તેને હમેશાં અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ ધારણ કરી રાખવું જોઇએ. જેમ રણમાં યુદ્ધ કરવા ઈચ્છનાર બળવાન યોદ્ધો હથીઆરસિવાય રણમાં જતો નથી અને જાય છે તો તેનો વિનાશજ થાય છે તેમ તમારે પણ આ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી પોતાના સ્વરૂપનો અનુભવ કરવામાટે વિકારો ઉપર સામ્રાજ્ય મેળવી, તેમની સાથે યુદ્ધ કરી તેમનો પરાજય કરવામાટે સાવધાનતારૂપી હથીઆર હમેશાં પાસે રાખવાની જરૂર છે. સાવધાનતા રાખનારા મનુષ્યો વ્યવહાર અને પરમાર્થ બંને સર્વોત્તમ રીતે સાધી શકે છે.

જેવી રીતે પરમાર્થનાં સાધનો સાધવાને માટે તેની અગત્ય છે, તેવીજ રીતે વ્યવહારનાં કામોમાં વિજય મેળવવાને માટે પણ તેની જરૂર છે. સાવધાનતા એ એવો ગુણ છે કે તે માણસમાત્રને દુઃખના ખાડામાં પડી જતા બચાવે છે. આમ છતાં તેને ઘણાજ થોડા મનુષ્યો ધારણ કરી શકે છે. તેને ધારણ કરવાનું ઘણાને મન હોય છે, પરંતુ તેનું તેઓ વારંવાર વિસ્મરણ કરી દેછે, અને દુઃખી થાય છે.

સાવધાનતાનેજ માત્ર ધારણ કરી રાખવાથી મહાન કાર્યોમાં વિજય મેળ-વી શકાય છે. અવનતિમાં, સાવધાનતાનું વિસ્મરણ કરવું એ એક મુખ્ય કારણ છે. જેણે જેણે વિજય મેળવવો છે, જેણે જેણે વ્યવહાર અને પરમાર્થનાં ઉપ-યોગી સાધનો સાધવાં છે તે સર્વેએ સાવધાનતા રાખવાની મુખ્યત્વે કરીને જ-રૂર છે. સાવધાનતા એ વિજય અપાવનાર છે એમ કહીએ તો ચાલી શકે તેમ છે.

ઘણા માણસો પુસ્તકો વાંચી ઉન્નતિ શીરીતે કરવી એ જાણે છે છતાં તે રીતે ન વર્તવાથી પોતાની ઉન્નતિ કરી શકતા નથી તેનું કારણ સાવધાનતાનું વિ-સ્મરણ એજ છે. અંધારે જતાં હાથમાં ફાનસ રાખવાથી ખાડા, વિગેરેથી જેમ બચી જવાય છે તેમજ સાવધાનતા એ ઉન્નતિનો માર્ગ બતાવનાર અને દુઃખ-રૂપી ખાડામાં પડી જતાં બચાવનાર ફાનસરૂપ છે. તેને હમેશાં ધારણ કરી રાખ-વાથી સુખને સહજ પ્રાપ્ત કરી શકાય છે. સુખની ઈચ્છાવાળા તમામ મનુષ્યે સાવધાનતાને ધારણ કરી રાખવી જોઇએ.

ન્યાયાધીશ ન્યાય કરતી વખતે પોતે તે વખતે કઈ સ્થિતિને પ્રાપ્ત છે તેનો વિચાર કરી જો ન્યાય કરે છે તો ભાગ્યેજ તેના હાથે અન્યાય થાય છે. ન્યાય કરતી વખતે પોતે જે રાજ્યસત્તાના બળે કામ ચલાવે છે તે રાજ્યસત્તાતરફ તેણે લક્ષ રાખવું જોઇએ. તે વખતે તેણે હું ફલાણો છું, હું મ્હોટો હોદ્દાવાળો છું, હું ધારૂં તે કરી શકું તેવો છું એવું ભાન રાખવું જોઇએ નહિ પણ પોતે પવિત્ર રાજ્યસત્તાના પ્રતિનિધિરૂપ છે એવું માનવાની સાવધાનતા રાખવી અને પોતે અમુક માણસ છું તેનું વિસ્મરણ કરી પોતે એક રાજ્યસત્તાધીશ છે અને જેમ રાજ્યસત્તા અન્યાય કરી શકતી નથી તેમ મારે પણ અન્યાય નજ કરવો જોઇએ એમ માનવાની સાવધાનતા રાખી યોગ્ય ન્યાય આપવો જોઇએ તેવીજ રીતે મનુષ્યમાત્રે પોતે પોતાનું આત્મસ્વરૂપનું વિસ્મરણ ન થાય તેને માટે સાવધાનતા રાખવી અને દરેક કામ કરતી વખતે પોતે મનુષ્ય છે, પોતે પૈસા-વાળો છું, લાગવગવાળો છું કે અમુક સત્તા ધારણ કરવાવાળો છું, તેવા અ-ભિમાનનું વિસ્મરણ કરી મનુષ્યસ્વભાવથી થઈ જતાં અનીતિનાં કાર્યો કરતાં પોતાના આત્મસ્વરૂપના ભાનની સાવધાનતા રાખી ડરવું જોઇએ.

મનુષ્યનું કર્તવ્ય સુખ મેળવવાનું છે અને એ સુખ તે સુખસ્વરૂપ પર-માત્માને પ્રાપ્ત કર્યા સિવાય મળી શકતુંજ નથી અને પરમાત્માને પ્રાપ્ત કરવાને માટે પોતે બ્રહ્મસ્વરૂપ છે તેનું અખંડિતપણે ભાન કાયમ રાખવું એસિવાય બીજો સહેલો ઉપાય નથી.

બ્રહ્મસ્વરૂપનું ભાન અખંડિતપણે કાયમ રહે તેને માટે સાવધાનતાની જરૂર છે અને સાવધાનતાને હમેશાં કાયમ રાખવાથી પોતાના આત્મસ્વરૂપના ભાનથીઃ વિમુખ થતાં બચી જવાય છે અને અખંડિતપણે પોતાના સ્વરૂપનું ભાન કાયમ રાખીશકાય છે.

જેથી વિવેકીએ જો સુખ મેળવવુંજ હોયતો કોઈપણ કામ કરતા પહેલાં તે કામ કરવાનેમાટે પોતે બ્રહ્મસ્વરૂપ હોવાથી યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરવાની સાવધાનતા રાખવી, અને આ સાવધાનતા રાખવાથી હમેશાં આવી પડતાં દુઃખોથી બચાવ કરીશકાય છે અને સુખને સત્વર પ્રાપ્ત કરીશકાય છે.

પ્રિય વાચક! તમારે પણ સુખની ઈચ્છા હોય તો આ સાવધાનતાને ગ્રહણ કરી રાખજો, તેનું કદી પણ વિસ્મરણ કરશો નહિ. તેનું વિસ્મરણ કરવાથી દુઃખને આવતાં વાર લાગવાની નથી અને તેને સતત કાયમ રાખવાથી સુખને આવવાને વિલંબ થવાનો નથી.

વ્યવહારનાં કામો કરતી વખતે પણ આ સાવધાનતાનું વિસ્મરણ કરતા નહિ. દરેક કામમાં તેની જરૂર છે. તેનું વિસ્મરણ મોટા મોટા પણ કરે છે, તો મારા અને તમારાજેવાની તો વાતજ શી! તે જાળવવી ઘણું મુશ્કેલનું કામ છે, અને તે અહર્નિશ જાળવો રાખવી એ પણ એક બહાદુરીનું કામ છે.

અંતમાં આ સાવધાનતાને મનુષ્યમાત્ર ધારણ કરી આવીપડતાં વિઘ્નોથી બચવા પ્રયત્ન કરે એજ શુભેચ્છાસહ વિરમાય છે.

સાવધાનતાને સાચવી રાખવી એ જે પુરૂષ સ્વાશ્રયી હોય તેનાથીજ બની શકે છે. પરાશ્રયી પુરૂષ સાવધાનતાવાળો ન હોતાં ઘણે ભાગે ગાફલજ હોય છે કારણકે તે પરવશ છે. માટે સ્વાશ્રયી કેમ બનવું તથા તેમાં કેવા લાભ છે તે સમજાવવાને સ્વાશ્રય પ્રસંસાને સ્થાન આપવા માટે આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

# स्वाश्रयी अधिकार.

જેઓ પોતાના કોઈપણ કાર્ય માટે બીજાઓની ઉપર આશા રાખી બેઠા રહે છે તેવા પરાશ્રયી પુરૂષો કોઈપણ કાર્યમાં ધારેલી ફતેહ મેળવી શકતા નથી. “ પારકી આશ સદા નિરાશ ” આ એક સામાન્ય કહેવત સૌના લક્ષમાં હોય છે છતાં તેનું રહસ્ય સમજનારા બહુ થોડા નિકળે છે. પોતાના કાર્યમાટે બીજાઓપર આધાર રાખનારા અને આશામાં ને આશામાં ખેંચાતા રહી પરિણામે ખેદનો અનુભવ

કરનારાઓ ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે. આવા પુરૂષો પોતાના વ્યવહારને પણ સિદ્ધ કરી શકતા નથી તો પછી આત્મકલ્યાણરૂપ ઉચ્ચકોટિના કાર્યને કયાંથી સિદ્ધ કરી શકે ? આમ હોવાથી પ્રત્યેક મનુષ્યે સ્વાલંબી અથવા સ્વાશ્રયી થવાની જરૂર છે તે સમજાવવાને આ અધિકારને સ્થાન આપવામાં આવેછે.

પરાશ્રયી દરેક કાર્યમાં પાછોજ પડવાનો સંભવ છે.

*તમે કોઈપણ કામ કરો તે ગમેતો તે નાનું હોય, ચ્હાય મ્હોટું હોય, હલકું હોય, ચ્હાય ભારે હોય, ગમેતેવું હોય તોપણ તે કરવાને માટે તમારે બીજાઓના ઉપર આધાર રાખવો નહિ. જો તે કામ કરવાનું તમારામાં તમને સામર્થ્ય જણાય તોજ તેનો આરંભ કરજો, નહિતો બીજાઓના ઉપર આધાર રાખી તેનો પ્રારંભ કરશો નહિ.

અમુક માણસ આવી મારૂં અમુક કામ કરી આપશે એવું માની જેઓ લમણે હાથ દઈ બેસી રહે છે તે અવશ્ય દુઃખી થાય છે. બીજાઓના આધારે જેઓ કામનો આરંભ કરે છે તેઓ તે કામમાં આખરે પોતાનું બળ હોય છે તોજ ફતેહ મેળવે છે, નહિતો તેમનું ગાડું અધવચશી ઉંધું પડે છે.

સ્વાશ્રયી થાઓ. તમે તમારા પોતાનાજ બળવડે ઝુઝો. શામાટે બીજાઓની આશા રાખો છો ? તમારામાં શું નથી ? તમારામાં સર્વ કરવાનું સામર્થ્ય છે, કારણ તમે પોતેજ સામર્થ્યરૂપ છો દુનિઆમાં મહાન્ કાર્ય કરનારાઓતરફ દૃષ્ટિ આપો, શું તેમણે બીજાઓના ઉપર આશ્રય રાખ્યો હતો ? શું તેઓએ બીજાઓ આપણું કામ કરી આપશે અને આપણે ખાઈશું એવો વિશ્વાસ રાખ્યો હતો ? શું તેમણે બીજાઓની ઓથથી કામનો આરંભ કર્યો હતો ? નહિજ. તે સર્વેએ પોતે પોતાના બળવડે આ દુનિઆમાં વિજયને મેળવ્યો છે. પોતાનાજ સામર્થ્યના વિશ્વાસે કામનો આરંભ કર્યો હતો, પોતાનાજ બળઉપર આધાર રાખી મહાન્ કાર્યો કર્યા હતાં, અને પોતાનાજ બળવડે આજે મહાન્ પુરુષોની ગણનામાં પોતાનું નામ મુકી ગયા છે.

દુનિઆમાં થઇગએલા મહાન્ શોધકો તરફ દૃષ્ટિ નાંખો, શું તેમણે જે જે શોધો કરી છે તે સર્વ બીજાના આશ્રયથી કરી છે ? ના. તેમણે તે સર્વ શોધો પોતાનાજ સામર્થ્યવડે કરી છે. અને આજે પોતાનાજ બળવડે અને પોતાનાજ સામર્થ્યવડે મહાન્ શોધોમાં ફળીભૂત થઈ દુનિઆની દૃષ્ટિએ દૃષ્ટાંતરૂપ થઇપડ્યા છે.

જે માણસો બીજાઓના ઉપર આધાર રાખે છે તે સર્વથા દુઃખ ભોગવે છે. જે માણસો પોતાનાજ બળઉપર ઝઝુમે છે તે ધાર્યા કામ પાર પાડે છે.

---

* ભાગ્યોદય સને ૧૯૧૩ અંક ૧૦ મો.

તમે પણ તમારા કોઈપણ કામમાં બીજાના આશ્રયે ઝઝુમો નહિ, પણ તમારા પોતાના બળવડેજ ઝઝુમો. તમારામાં શું નથી? જે જોઈએ તે સર્વ છે. જ્યારે બીજાનામાં તમારૂં કામ કરી આપવાની શક્તિ છે એમ તમે માનો છો, ત્યારે તે શક્તિ તમારામાં કેમ નથી? ન હોય તો મેળવવા પ્રયત્ન કરો, અભ્યાસ કરો, અને પછી તે કામ કરવાનું તમારામાં સામર્થ્ય આવે ત્યારેજ તમો કામનો આરંભ કરો, અવશ્ય તમે તે કામમાં વિજય મેળવશોજ.

તમારામાં શક્તિ ન હોયતો જેટલી શક્તિ હોય તેટલુંજ કામ કરો, વધુ કામ કરવાનેમાટે અને વધુ શક્તિ મેળવવાનેમાટે પ્રયત્ન કરો, અને જ્યારે તમારામાં તે શક્તિ આવેલી તમને જણાય ત્યારેજ તે કામનો આરંભ કરો. બીજાઓના ઉપર આધાર રાખવાથી તમો પરતંત્ર બની જશો, અને તમારી જે શક્તિ હશે તે પણ જતી રહેશે, અને આખરે તમે ઢીલાઢબ થઇને બીજાઓના મોંસામું જોઈ બેસી રહેશો.

બીજાઓના સામર્થ્ય ઉપર આધાર રાખી દરિદ્રીની માફક બેસી રહેવું એ શું યોગ્ય છે? નહિજ. તમે તમારા સામર્થ્યને મેળવો અને પછી તેના ઉપર વિશ્વાસ રાખી કામ કરવાનો આરંભ કરો.

આ સામર્થ્ય શીરીતે મેળવવું એવો પ્રશ્ન થાય છે? સાંભળો. આ સામર્થ્ય મેળવવું એ ઘણુંજ કઠિન કામ છે એવું માનશો નહિ. આ સામર્થ્ય મેળવવું એ ઘણુંજ સ્હેલું કામ છે પણ તે તમારા પોતાના ઉપર આધાર રાખે છે. તે મેળવવાને માટે પ્રયત્નની જરૂર છે, અને જો તે પ્રયત્ન તમે જરાપણ ચસકયા સિવાય કરશો તો તમને તે સામર્થ્ય મળશે. અને પછી બીજાનો આશ્રય લેવાની તમને જરૂર પડશે નહિ.

આ પ્રયત્ન તે કયો? તે એજ કે તમારે તમારા આત્માસાથે એકતાનો અનુભવ કરવો. અને આત્મામાંથી જે સામર્થ્યનો પ્રભાવ હમેશા તમારા તરફ વહ્યા કરે છે તેનો આશ્રય લેવો. આત્માની સાથે એકતા કરવાનેમાટે તમારે આત્માનુંજ સ્મરણ, મનન અને નિદિધ્યાસન કરવાનું છે, તેમનામાંજ લીન થવાનું છે. તમો પોતે આત્મસ્વરૂપ છો એમ માની આત્માના જે ગુણધર્મો છે તેજ ગુણધર્મો તમારામાં છે એવું અખંડ ભાન કાયમ રાખવું. અને આ ભાન કાયમ રહે તેને માટે તમારે અહોનિશ સાવધાનતા રાખવાની જરૂર છે. તમારે તમારા આત્માના જે ગુણધર્મો છે તે ગુણધર્મોથી ભ્રષ્ટ થવું જોઇએ નહિ, અને અહોકાળ તમે પોતે આત્મસ્વરૂપજ છો એમ માની તેનાજ ગુણધર્મોને ધારણ કરી ફરવાનું છે. આત્મા એ સામર્થ્યનો મહાસાગર છે, અને તેથી તમો

પણ સામર્થ્યના મહાસાગર છો, એવું ભાન હમેશા કાયમ રાખો; એટલુંજ નહિ પણ વર્તનમાં પણ તે પ્રમાણેજ ઉતારો. આવું ભાન કાયમ રાખ્યા પછી નાનાં મોટાં કર્તવ્યો કરવાનાં માથે આવી પડે તે વખતે કાયર બની બીકણુ બિલાડીની પેઠે નાસભાગ ન કરો, પણ તે કર્તવ્યોને સાધવાને માટે કમર કસી તૈયાર થાઓ. મનુષ્ય પ્રયત્નથી પોતાને જેવો ધારે છે તેવો કરી શકે છે. તમે મનુષ્ય છો. તમે પોતે જેવું ધારશો તેવું કરી શકશો. તમારામાં તે કરવાનું સામર્થ્ય છે. તે સામર્થ્યને મેળવો અને પછી કામનો આરંભ કરો. પછી તમારે બીજાના બળઉપર ઝુઝવાનું નહિ રહે. તમારામાં જે જોઇએ તે સર્વ છે, કારણ કે તમો પોતેજ આત્મસ્વરૂપ છો, આત્મા અને પરમાત્મા એક છે.

તમારામાં રહેલા અલૌકિક સામર્થ્યને પ્રકટ ન કરતાં બીજાના સામર્થ્ય-ઉપર વિશ્વાસ રાખી તેના બળવડે ઝઝુમવું એ યોગ્ય નથી. પોતાનીજ પાસે ધનના ભંડારો ભરેલા હોવા છતાં બીજાની પાસે ભીખારીની માફક યાચના કરવા જનાર મનુષ્યને કોણ ડાહ્યો કહી શકશે ? પોતાની પાસે ભરેલા ધનના ભંડારો ન ઉઘાડતાં બીજાઓને ત્યાં પાઈ પૈસાના બાચકા ભરવા જવું એ શું યોગ્ય છે ? તેવીજરીતે તમારામાંજ અખંડ સામર્થ્યના ભંડાર ભરેલા છે તે ન મેળવતાં આડાંઅવળાં ફાંફાં મારવાં એ શું યોગ્ય છે ? તે સિદ્ધ કરવાનું તમા-રામાં સામર્થ્ય છે એમ માની તે સાધવામાટે ઉત્સાહથી મચી પડો. અવશ્ય તે કામ સિદ્ધ થશેજ. આ પ્રમાણે દરેક કાર્યમાં તમારે તમારા સામર્થ્યને ભૂલી જવું જોઇએ નહિ, પણ તે કામ સિદ્ધ કરવાનું તમારામાં સામર્થ્ય છે એવું માની તે કરવાને માટે વળગ્યા રહેવું.

તમારે તો આત્માના સત્, ચિત્, અને આનંદ, આ જે આત્માના મુખ્ય ગુણો છે તેને તમારામાં સ્થાન આપવું. તેના વિરોધી ગુણોનો તમારામાં લેશ પણ સંચય થવા દેવો નહિ. ક્રોધ કરવો, એ આત્માનો ગુણ નથી. ભય, ક્લેશ અને એવાજ બીજા જે ગુણો છે તે પુદ્ગલના ગુણો છે. તેમને તમારામાં સ્થાન ન આપવું. તમારે અહોનિશ તમારા આત્મસ્વરૂપમાં લીન રહેવું અને તેનાજ ગુણધર્મોનું ચિંતન કરવું. નાની નાની બાબતમાં પણ તમારે તમારા આત્મસ્વરૂપનું વિસ્મરણ કરવું નહિ.

આવું ભાન અહોનિશ કાયમ રહેતાં પુદ્ગલભાવના ગુણધર્મો આપો-આપ તમારાથી વેગળા નાસશે, અને તેથી તમારામાં આત્માના તમામ ગુણ-ધર્મોનું સ્થાપન થશે. જેમાં સામર્થ્ય એ પણ આત્માનો ગુણ છે અને તેથી તે સામર્થ્ય તમારામાં પણ આવશે. એટલે પછી કોઈપણ કામ સિદ્ધ કરવાને માટે તમારામાં સામર્થ્ય આવેલું તમને જણાશે. આ સામર્થ્ય આવ્યા પછી તમારે

બીજાઓના આશ્રયની જરૂર રહેશે નહિ, અને કોઈપણ કામમાં બીજાઓના ઓશીયાળા થવાનું તમને પસંદ પણ પડશે નહિ. અને દરેક કામ તમે તમારા સામર્થ્યથી સિદ્ધ કરી શકશો.

સ્વાશ્રયી થવું કે પરાશ્રયી થવું એ તમારૂં કામ છે. સ્વાશ્રયી થશો તો આખરે વિજય મળશે અને પરાશ્રયી થશો તો આખરે શું થશે તેનો વિચાર હું તમનેજ સોંપું છું.

(સ્વાશ્રયીપર દૃષ્ટાન્તો.)

*એક ટંટામાં બે ભાઇઓ એક ન્યાયાધીશસન્મુખ આવ્યા, તેમાંનો એક લક્ષાધિપતિ હતો અને બીજો ગરીબ હતો. ન્યાયાધીશે લક્ષાધિપતિને પૂછ્યું કે "તું આટલો બધો શ્રીમંત શી રીતે થયો? અને ત્હારો ભાઈ આટલો બધો ગરીબ કેમ?" તેણે જવાબ આપ્યો કે–"પાંચ વર્ષપહેલાં અમો બંનેને અમારા બાપ તરફથી સરખીજ મિલકત મળી હતી. દરેકને ભાગ દોઢ દોઢ લાખ રૂપિયા આવ્યા હતા. મ્હારા ભાઇને 'હું ઘણોજ પૈસાદાર છું' એમ લાગવા માંડયું, અને આપને માલમજ હશે કે કેટલાક શ્રીમંતલોકો કામ કરવું એ હલકું સમજે છે તે પ્રમાણે એ પણ આળસુ બન્યો અને બધું કામ નોકરો-ઉપર નાખવા લાગ્યો. એકાદ પત્ર આવે તોપણ નોકરના હાથમાં આપીને 'આ વાંચ અને શું છે, તે સમજી તે પ્રમાણે વ્યવસ્થા કર' એમ કહે. જે જે કંઈ કરવાનું હોય તે સર્વ નોકરને કહે. એ પ્રમાણે સર્વ કાર્ય નોકરોને હવાલે કરી પોતે બધો વખત એશઆરામમાં ગાળ્યો. ખાવું, પીવું અને આનંદ કરવો એજ તેનો આયુષ્યક્રમ હતો. તે સદા પોતાના નોકરોને કહેતો કે "જા પેલું કામ કર, પેલું જો, ફલાણું સંભાળ."

પોતાના સંબંધમાં તે પૈસાદાર મનુષ્ય બોલ્યો–"મને જ્યારે દોઢ લાખની મીલકતનો ભાગ મળ્યો, ત્યારે મ્હારૂં કામ મ્હેં બીજા કોઇને સોંપી દીધું નહિ. જ્યારે જ્યારે કંઇપણ કરવાનું હોય ત્યારે તે કરવાને હું જાતે ઉઠતો અને નોકરોને હમેશાં 'આવો, આવો, મ્હારી પાછળ આવો, મને મદદ કરો' એમ કહેતો. મ્હારા મ્હોંમાં હમેશાં 'આવો આવો' એ શબ્દો રહેતા અને મ્હારા ભાઇના મ્હોમાંથી સદા 'જાઓ જાઓ' એ શબ્દો નીકળતા. તેના સર્વ વિત્તે તેનુંજ કહેવું પાળ્યું. તેના નોકર, તેના મિત્ર, તેની માલમત્તા, તેની સંપત્તિ, સર્વ તેને છોડીને જતાં રહ્યાં! મ્હારૂં તત્ત્વ 'આવો' હતું. તેથી મિત્રો આવ્યા. મિલકત વધી અને સર્વ વસ્તુઓ મને આવી મળી."

આ પ્રમાણે જ્યારે આપણે બીજાઉપર આધાર રાખી બેસીએ છીએ

* સ્વામી રામતીર્થ ભાગ બીજો.

ત્યારે હમેશાં આપણે ‘ જા જા ’ એમ કહીએ છીએ, પરંતુ જ્યારે આપણે આપણા પોતાનાજ ઉપર આધાર રાખીએ છીએ અને આત્માસિવાય બીજા કશાઉપર વિશ્વાસ રાખતા નથી ત્યારે સર્વકંઈ આપણને આવી મળે છે. આપણી આસપાસ કાર્ય એકઠું થાય છે. જો તમે પોતાને ગરીબ, તુચ્છ, કીટ અથવા જંતુ જેવા માનશો તો તમે ખરેખર તેવાજ બનશો. પરંતુ જો તમે પોતાને માન આપી સ્વાવલંબી બનશો તો ઐશ્વર્ય તમને વિજયમાળ આરોપશે. **જેવી તમારી ભાવનાઓ હશે તેવા તમે બનશોજ બનશો.**

હિંદુસ્તાનમાં એકવાર એક નિશાળ તપાસવાને ઈન્સ્પેકટર સાહેબ આવ્યા. એક શિક્ષકે એક છોકરાતરફ આંગળી કરી કહ્યું: “ આ છોકરો એટલો બધો હોંશિઆર છે કે એને મિલ્ટનનું “ પૅરેડાઈઝ લૉસ્ટ મ્હોઢે છે. તેમાંનો ગમે તે ભાગ કહેશો તોપણ તે મ્હોઢે બોલી જશે. ”

તે છોકરાને ઈન્સ્પેકટર સાહેબસામે બોલાવવામાં આવ્યો, પણ તેનામાં વેદાંતનું તત્ત્વ નહોતું. તે તરત શરમાઈ ગયો. અને તેને એ કાવ્ય મ્હોઢે આવડે છે? એમ પૂછતાં તે બોલ્યો કે “ ના સાહેબ! મ્હારામાં કાંઈજ નથી, મને કંઈ આવડતું નથી! ”

‘ આ શબ્દોથી હું વિનયશીલ અને નમ્ર ગણાઈશ ’ એમ તેને લાગ્યું. તે ફરીથી બોલ્યો:–“ ના સાહેબ! મને કંઈ આવડતું નથી. હું તે શીખ્યો નથી! ”

ઈન્સ્પેકટરે ફરીથી પૂછયું તોપણ તેણે એજ જવાબ આપ્યો! બિચારો માસ્તર પણ શરમાઈ ગયો. ત્યાંજ એક બીજો છોકરો હતો તેને તે કાવ્ય આખું મ્હોઢે નહોતું, તોપણ તે બોલ્યો:–“ સાહેબ! મને આવડે છે, હું ધારૂં છું કે તેમાંનો તમે કહેશો તે ભાગ હું બોલી બતાવીશ. ”

ઇન્સ્પેકટરે તેને કેટલાક સવાલો પૂછ્યા, તેણે તુરત તેના જવાબ આપ્યા અને શ્લોક પછી શ્લોક બોલી બતાવીને ઈનામ મેળવ્યું.

**તમે તમારી પોતાની જે કિંમત ઠરાવશો તેના કરતાં અધિક કિંમત કોઈ કરશે નહિ.**

કૃપા કરીને તમારી જાતને બીજાને માખણ લગાડનાર–ખુશામત કરનાર–ડાજી હા કરનાર ક્ષુદ્ર પ્રાણી બનાવશો નહિ.

માનાપમાન, પ્રતિષ્ઠા અને અપ્રતિષ્ઠા, શત્રુઓની ટીકા અને મિત્રોની પ્રશંસા, એ સર્વ દ્વંદ્વો અર્થવગરનાંજ ભાસે. આજ ઉત્કર્ષનું, યશપ્રાપ્તિનું શુદ્ધ તત્ત્વ છે.

નાયગારાના ધોધના જોસભર્યા પ્રવાહમાં બે મનુષ્યો તણાતા જતા હતા. તેમાંના એકને એક મોટું લાકડું હાથ લાગ્યું, અને પોતાના બચાવને માટે તે તેણે પકડયું. બીજાને, તેને બચાવવા માટે કિનારા ઉપરથી કેટલાંક માણસોએ નાખેલી એક નાનીસરખી દોરડી મળી. સદ્ભાગ્યે તે તેણે પકડી લીધી. તે લાકડાના જેવી ભારે નહોતી. તે દોરી દેખવામાં પાતળી અને હલકી હતી, તોપણ તેનો પ્રાણ તો બચ્યો; પરંતુ જેણે પેલું મોટું લાકડું પકડયું હતું તે તો લાકડાની સાથેજ પ્રવાહના જોરમાં ધોધ નીચેના પ્રચંડ મોજાંના ઉછળતા પાણી તરફ ઘસડાઈ ગયો અને ડૂબી ગયો.

તેવીજ રીતે હે સંસારી જનો! બાહ્ય કીર્તિ, વિત્ત, સંપત્તિ, જમીન, જાગીર અને ઐશ્વર્ય ઉપર તમારો ભરોસો છે. અને પેલા લાકડાના ઠુંઠાની પેઠે એ બધાં મોટાં અને ભારે જણાય છે ખરાં પણ તે તારક નથી. તારક તત્ત્વ તો પેલી પાતળી દોરી જેવું છે. તે ભારે નથી, ઇંદ્રિયગોચર નથી, તે હાથમાં લઇને જોઈ શકાય એવું નથી, તેનો તમને સ્પર્શ થતો નથી. એ સૂક્ષ્મ તત્ત્વ, એ સૂક્ષ્મ સત્ય, અણુરૂપ છે. પરંતુ તમને તારનાર એજ સૂક્ષ્મ તંતુ છે. જેના ઉપર અત્યારે તમે વિશ્વાસ રાખો છો તે સર્વ ઐહિક વસ્તુઓ તમારો નાશ કરશે અને તમને નિરાશા, ચિંતા અને દુઃખની ઉંડી ખાઇમાં ફેંકશે. તે માટે ચેતો! ચેતો!! સત્યને મજબૂત પકડી રાખો, અને બાહ્ય વસ્તુઓના કરતાં સત્યઉપરજ વધારે શ્રદ્ધા રાખો. જ્યારે જ્યારે મનુષ્ય બાહ્ય વસ્તુ અને સંપત્તિઉપર પૂર્ણ વિશ્વાસ રાખે છે, ત્યારે તે જરૂર નિષ્ફળ થાય છે. કુદરતનો નિયમજ એવો છે.

જો તમે અપવિત્ર વિચારો મનમા લાવ્યા કરશો; અને અધોગતિએ દોરનાર અનીતિને તમારા હૃદયમાં જગ્યા આપશો, તો તમારી એ સ્વાર્થી વાસનાઓ તૃપ્ત થતાંજ હૃદય વિદીર્ણ કરનારી વેદના, તીવ્ર પીડા અને ચિત્તક્ષોભ કરનારાં દુઃખો તમને પ્રાપ્ત થશે અને શોક તમારા આત્માનો ગ્રાસ કરશે. વિષયોનો આપણે ઉપભોગ લઇએ છીએ એમ મૂર્ખ લોક સમજે છે, પરંતુ અપવિત્ર વિચાર અથવા આચારથી તેમની શક્તિનો વ્યય થઈ તે ક્ષય પામે છે. સ્વાર્થી વૃત્તિથી જ્યારે તમે તેનો દુરૂપયોગ કરો છો ત્યારે કર્મનો કાયદો તેનું વેર લેછે; અને તમને ગભરાવી નાંખે છે.

વાંચનાર સંપૂર્ણ સમજેલ હશે કે પરાશ્રયી પુરૂષ સંસારસાગરમાં અથડામણજ કરે છે અને સ્વાશ્રયીપુરૂષ મોહોટી મુશકેલીઓને પણ ત્રોડીને પોતાના માર્ગને સુગમ કરે છે. પણ સ્વાશ્રયી થવા માટે ઉચ્ચ-શુદ્ધ વિચારની જરૂર છે. દરેક કાર્યમાં યોગ્યવિચાર કરવાની ટેવ પડવી એ જરૂરની છે અને તેથી

વિચાર અધિકારનો વિચાર કરવા આ સ્વાશ્રયી અધિકારની અહીં સમાપ્તિ કરવામાં આવે છે.

# विचार–अधिकार.

હરેક કાર્ય તેનો પરિણામ સુધીનો વિચાર કરીનેજ કરવું અને જે સાહસિક લોકો વિચાર કર્યા સિવાય કાર્ય આરંભે છે તેમને તે બાબતમાં સંકટ આવી પડતાં મહા કલેશમાં પડવું પડે છે ઈત્યાદિ બાબત જણાવવાસારૂ આ અધિકારની યોગ્યતા માની છે.

હરેક કામ વિચારીનેજ કરવું.

अनुष्टुप्. ( १–६ )

अपरीक्षितं न कर्तव्यं, कर्तव्यं सुपरीक्षितम् ।
पश्चाद्भवति सन्तापो, ब्राह्मणी नकुलं यथा ॥१॥ (सिं.प्र.)

વિચાર ( પરીક્ષા ) કર્યા સિવાય કોઈ કામ ન કરવું, પરંતુ પરીક્ષા કરીનેજ કામ કરવું, નહિતર તપાસ્યાસિવાય કાર્ય કરનાર મનુષ્યને જેમ બ્રાહ્મણી સ્ત્રીએ નોળીઆનો નાશ કરી પછી પશ્ચાત્તાપ કર્યો તેમ પાછળથી સંતાપ થાય છે. (આ વાર્તા પ્રસિદ્ધ છે). ૧

વિચારનો મહિમા.

पुंसो निजमनोमोहः, कल्पितोऽनल्पदुःखदः ।
संसारविषवेतालो, विचारेणैव लीयते ॥२॥ (शा.प)

મનુષ્યને પોતાના મનનો મોહ ( અજ્ઞાન ) તે ઘણા દુઃખને આપનારજ કલ્પાય છે એટલે અજ્ઞાનથી સાહસ કરી મનુષ્ય અનેક દુઃખોને પ્રાપ્ત થાય છે પણ એ સંસારના મોહરૂપી ઝેરી વેતાલ–પ્રેત વિચારથીજ લીન થઈ જાય છે અર્થાત્ સદ્વિચારથી તે નષ્ટ થઈ જાયછે. ૨

અવિચારે કાર્ય કર્યાનું ફળ.

यथा कोऽपि पुरा विद्या सिद्धसिंहास्थिदर्शनात् ॥
सिंहाङ्गं सकलं कृत्वा, सजीवं कर्तुमुद्यतः ॥ ३ ॥

वारितः सुहृदा किन्तु, सजीवमकरोन्मदात् ॥
हतोऽसौ तेन सिंहेन, त्वमप्येवं विभावय ॥ ४ ॥ (पा.च.)

જેમ પહેલાં કોઈ વિદ્યાની સિદ્ધિમાન્ પુરૂષ સિંહનાં હાડકાં જોવાથી સિંહનું આખું શરીર બનાવીને તેને સજીવ કરવા તત્પર થયો. તેને સન્મિત્રે વાર્યો છતાં ગર્વથી સજીવ કર્યો તે ( સિદ્ધ ) તેજ સિંહથી હણાયો. તું પણ તેમ જાણ.

આ દૃષ્ટાન્ત કોઈ વિચારહીન અભિમાની શક્તિમાન પુરૂષ અને તેના મિત્રના સંબંધનું છે અથવા વિચારહીનને વિદ્યા વિગેરેનું દાન દેવાઉપર છે. ૩-૪

દુ:ખને ખસેડવાનો સરલ ઉપાય.

विचारदर्पणे लग्नां, धियं धैर्यधुरंगताम् ।
आधयो न विलुम्पन्ति, वाताश्चित्रानलं यथा ॥ ५ ॥ (शा. प.)

જેમ પવનો ચિત્રમાં રહેલા અગ્નિનો નાશ કરી શકતા નથી તેમ વિચારરૂપી આરીસામાં આસક્ત થયેલી, ઉત્તમ ધીરજથી ધોંસરીને પ્રાપ્ત થયેલી બુદ્ધિને મનની પીડાઓ છીનવી શકતી નથી. ૫

અવિચારથી આવતી આપત્તિ અસાધ્ય વ્યાધિજેવી છે.

शल्यवन्हिविषादीनां, सुकरैव प्रतिक्रिया ।
सहसाकृतकार्यस्याऽनुतापस्य तु नौषधम् ॥ ६ ॥ (सू. मु.)

શલ્ય ( બાણનો શરીરમાં ખુંચેલો ભાગ ), અગ્નિ અને ઝેર વગેરે પદાર્થોથી હરકત આવી હોય તો તેની પ્રતિક્રિયા ( તે દુઃખ મટાડવાની ક્રિયા ) સુકર છે એટલે કે સુખેથી કરી શકાય છે પરંતુ સાહસથી કરેલ કાર્યના પશ્ચાત્તાપનું કાંઈ ઔષધ નથી. ૬

વિચારહીન કાર્યનું પીડાકારક પરિણામ.

मालिनी. ( ७-८ )

उचित मनुचितं वा कुर्वता कार्य जातं,
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अति रभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ ७ ॥ (सु. र. भां.)

યોગ્ય કે અયોગ્ય ગમે તેવું કાર્ય કરતી વખતે ડાહ્યા માણસે-પંડિતે અવશ્ય તેનું પરિણામ વિચારવું જોઇએ. ( કારણ કે ) અતિ ઉતાવળે કરેલાં કાર્યોનું પરિણામ વિપત્તિરૂપે શલ્યની પેઠે હૃદયમાં દાહ કરનાર થાય છે. ૭

બુદ્ધિમાન લોકો ક્ષમા કરે છે એટલે સહન કર્યા કરે છે તે પણ વિચારનુંજ કારણ છે.

यदपसहति मेषः कारणंतत्महर्तुं मृगपतिरपि कोपात्सङ्कुचत्युत्पतिष्णुः ।
हृदयनिहितवैरा गूढमंत्रमचाराः, किमपि विगणयन्ते बुद्धिमन्तः सहन्ते ॥८॥ (सू. मु.)

વિશેષ બળથી પ્રહાર કરવામાટે ઘેટો પાછો હઠે છે અને તલપ મારવાની ઇચ્છાવાળો સિંહ પણ પોતાના શરીરને સંકોચે છે તેમ હૃદયમાં વૈરને છુપાવનારા, વિચારવાળી ગોઠવણને ગૂઢ રાખનારા બુદ્ધિમાન પુરૂષો કાંઇપણ ગણુતરી કરીનેજ સહન કરે છે. મતલબ કે વિચાર કરીનેજ પગલું ભરનારા પુરૂષોની સામે તેના શત્રુઓ ફાવવાને બદલે પરિણામે ફસાઈ જાય છે. કારણ કે વિચારશક્તિવાળો પુરૂષ જુસ્સાભર ચડી આવતા શત્રુને પોતે પાછળ હઠી પેચું આપી પોતાનો દાવ આવતાં પકડી પછાડી દેછે. ૮

ઉલટપાલટ નહિ તપાસવાથી પશ્ચાતાપ.

शार्दूलविक्रीडित (९–१०–) .

कश्चिल्लक्षमुदीर्य पृच्छतु शुकं विद्वांसमुच्चेऽत्र कः
सन्देहस्त्वितिमात्रशिक्षितशुकः पृष्टस्तदेवाब्रवीत् ।
तावन्मात्रकृतप्रतीतिधनिना क्रीतो गृहीत्वापणं,
सोऽगादेष रुरोद हन्त परतो भूयः परीक्ष्याश्रयेत् ॥ ९ ॥ (दृ. प.)

એક ઠગારે પોપટ પાળીને બીજાની પાસેથી લાખ રૂપીઆ કઢાવા "એમાં શું સંદેહ છે" એવો અભ્યાસ પોપટને કરાવ્યો. સુવર્ણની ઘુઘરીવાળું રૂપાનું પાંજરૂં બનાવી પોપટને અંદર રાખી એક નગરમાં વેચવામાટે ફરવા લાગ્યો અને ધૂતારો કહેવા લાગ્યો કે આ પોપટ સર્વ શાસ્ત્રનો જ્ઞાતા છે અને પોપટની લાખરૂપીઆની કિંમત છે આવા શબ્દો એક ધનાઢય શેઠે સાંભળ્યા અને તેમને બોલાવીને પોપટને ધનાઢયે પૂછ્યું કે કેમ પોપટ ! તારી લાખરૂપીઆ કિંમત છે? ત્યારે શુકે જવાબ વાળ્યો કે તેમાં શું સંદેહ છે?

ફરી શેઠે પૂછ્યું કે તું સર્વ શાસ્ત્ર જાણે છે? જવાબમાં પોપટે કીધું કે તેમાં શું સંદેહ છે? આવા બે જવાબ ઉપરથી શેઠ ખુશ ખુશ થઇ ગયો અને લાખ રૂપીઆ ગણી આપ્યા, બાદ દુકાને ગયો. ધૂતારો દુકાને જઈ શેઠનાં વખાણુ કરવા લાગ્યો કે આપ ગુણગ્રાહી છો. વિગેરે પ્રશંસા કરતો કરતો ચાલ્યો ગયો અને કહેતો ગયો કે શેઠજી એ પોપટનો ભોજનનો સમય ચાલ્યો ગયો છે

એટલે વધારે ક્ષુધાતુર થયો હશે માટે તેમને દાડમનાં બીયાં ખવરાવી પછી આપ તેની સાથે વાર્તાલાપ કરશો.

કેટલાક દિવસો વિત્યાબાદ શેઠ પોતાના ઘરમાં મિત્રમંડળની સાથે બેઠા હતા તે વખતે પ્રસંગ આવતાં પોપટનું પાંજરૂં મંગાવી તેમાંથી પોપટને બહાર કાઢી એક હાથઉપર બેસારી બીજા હાથવતી તેની પીઠ થાબડીને શેઠે પૂછ્યું કે આપની જન્મભૂમિ કયાં છે? જવાબમાં કીધું કે એમાં શું સંદેહ છે. એ સાંભળી સર્વ મિત્રો હસી પડયા અને શેઠ જંખવાઇ ગયા. ફરી શેઠે પૂછ્યું કે શું મારા લાખ રૂપીઆ પાણી થયા? જવાબમાં પોપટે કીધું કે તેમાં શું સંદેહ છે. વળી શેઠે પૂછ્યું કે ત્યારે હું શું મૂર્ખ? જવાબ મળ્યો કે તેમાં શું સંદેહ છે?

આવા બન્ને જવાબો સાંભળી શેઠ લાખ રૂપીઆ જવાના ભયથી રૂદન કરવા લાગ્યો. માટે બીજા પાસેથી વસ્તુ લેતી વખતે તેની સારી રીતે પરીક્ષા કર્યા બાદ તે વસ્તુને સ્વીકારવી. ૯

તથા—

तस्थौ हस्तचकोरभृच्च तृषितो वृक्षाश्रयेऽहेर्मुखा-<br>
त्त्रोर्ध्वाद्पतद्गरं नृपतिना नीरेच्छयात्तं तदा ।<br>
तद्दूरीकृतमभ्रगेन हि पुनः क्रोधेन वै मारितो,<br>
भूपस्तत्तदनूरगश्च पतितः खेदं तु दृष्ट्वा करोत् ॥ १० ॥ (दृ. श. जै)

એક રાજા હાથમાં ચકોરપક્ષી ધારણ કરી વનમાં એક વૃક્ષનીચે ઉભો છે અને પોતાને ઘણીજ તૃષા લાગી છે તે સમયમાં વૃક્ષઉપરથી અજગરના મુખમાંથી ઝેર પડવા લાગ્યું. રાજાએ તેને પાણી માની પ્યાલો ભરી લીધો. તે પાણી પીવાની તૈયારી કરે છે તે વખતે ચકોરપક્ષીએ પાંખ મારી પાણીનો પ્યાલો ઢોળી નાખ્યો. ફરી રાજાએ પ્યાલો ભર્યો તે પ્રમાણે વળી પક્ષીએ ઢોળી નાખ્યો એટલે રાજાને બહુજ ક્રોધ આવવાથી તે ચકોર પક્ષીને મારી નાખ્યું. થોડી વાર થઈ એટલે વૃક્ષ ઉપરથી મરેલ અજગર–સર્પ પડયો તે ઉપરથી રાજાને વિચાર થયો કે અરે!!! આ સર્પ છે, તેના મુખમાંથી ઝેર પડયું હતું, જો હું તેને પાણી માની પીઇ જાત તો જરૂર મરી જાત. પણ આ ઉપકારી દયાળુ પક્ષીએ મને બચાવ્યો. અરે! મેં તેના ઉલટા પ્રાણ લીધા? હુંજેવો બીજો કોણ દુષ્ટ હશે? મને ધિક્કાર હો? ૧૦

## વિચારનું ઉત્તમ ફળ.

મનહર.

પ્રથમ શ્રવણુ કરી ચિત્તકો એકાગ્ર કરી,
ગુરૂ ઔર આગમ કહે સો ઉર ધારીએ;
દ્વિતીય મનન વારવાર હિ વિચારી દેખે,
જોઈ કછુ સુને તાહિ ફેરિકે સંભારીએ;
તૃતીયે પ્રકાર નિદિધ્યાસન જુ નીકે કરી,
નિસર્ગ વિચાર તે અપનસેં સુ ટારીએ;
તેહીસે સાક્ષાત યાહી સાધન કરત હોઇ,
સુંદર કહત દ્વૈત*બુદ્ધિકું નિવારીએ. ૧૧

એક હિ વિચાર કરી સુખદુઃખ સમજાનો,
એક હિ વિચાર કરી મલ સબ ધોઇએ;
એક હિ વિચાર કરી સંસારસમુદ્ર તરે,
એક હિ વિચાર કરી પારંગત હોઇએ;
એક હિ વિચાર કરી બુદ્ધિ નાનાભાવ તજે,
એક હિ વિચાર કરી દૂસરો ન કોઈ હે;
એક હિ વિચાર કરી સુંદર સંદેહ મીટે,
એક હિ વિચાર કરી એક બ્રહ્મ જોઇએ. ૧૨

---

### શુદ્ધ વિચાર પ્રતિ વિનતિ.

રાગ—ગરબા.

સુર્તી વિનતી કરે શુદ્ધ વિચારને, પિતાજી હું લાગું તમારે પાયજો;
આ નવદ્વારી નગરીના તમે નરપતિ, હું હજુ છું કુંવારી કન્યાયજો. સુ૦ ૧૩
અમરવર વરવાનો મારે નેમ છે, અવિનાશીને અર્પ્યું મારૂં અંગજો;
મન સુબાનું કહ્યું રખે માનતા, રડયો એતો રંગમાં પાડે ભંગજો. સુ૦ ૧૪
શુદ્ધવિચાર પિતાને શાંતિ માવડી, ખોજ કરી ખોળી કહાડો જીવનજો;
મનસુખે માણુક સ્થંભ ચોડયો ચોકમાં, અખંડાનંદ સુર્તીનું છે ધનજો. સુ૦ ૧૫
સ્વયંપ્રકાશક સ્વામિ છે સોહામણા, સુર્તીએ જોયું સ્વામીનું રૂપજો;
સઉસામગ્રી સોંપી કન્યાદાનમાં, મોહન મહા પદમાં ભળવું નામને રૂપજો. સુ૦ ૧૬

મોહન પદ્યાવલી.

---

* આ વેદાંતનો મત છે.

## સરળ વિચારમાંજ સુખ છે.

*એક સસલો, સર્પ અને શિયાળ એ ત્રણે ભાઇબંધ હતા, તેથી તેઓ એક ખડની ગંજીમાં એકઠા રહેતા હતા. એક વખત તે ગંજી દૈવયોગથી સળગી તે જોઈ ત્રણે જણા ગભરાયા, અને એક બીજાને પૂછવા લાગ્યા કે આ વખત સૌ સૌની અક્કલ દોડાવવાની છે, માટે ઉગરવાનો શું ઉપાય સૂઝે છે?

સર્પ-મારી તો કાંઈ ફિકર કરવી નહિ. હું તો લાખ મતિવાળો છું. જેથી ગમે તો સડેડાટ આડો અવળો જમીનપર દોડી જાઉં, કે જમીનમાંહે પેસું અગર ઉંચે ચડી જાઉં, પણ આ વખત તો ઝાડપર ચડી જવું ઠીક લાગે છે, માટે હું તો આ પાસેના ઝાડપર જડી જઇશ.

સસલો-મારી અક્કલ કાંઈ ઓછી નથી. હું સો મતિવાળોછું. હું જમીનપર દોડી જાઉં એટલુંજ નહિ, પણ જમીનની માંહે પણ પેસી જાઉં તેથી હું તો અહિંઆ નીચે મારૂં દર છે તેમાં પેસી જઇશ.

શિઆળ-તમે બધા ઘણી મતિવાળા છો પણ હું તો એક મતિવાળો છું. આપણે તો ફક્ત એકજ તરેહનું જ્ઞાન છે કે કાંઈ સંકટમાં હોઇએ તો ભાગી છુટવું, માટે હું તો ભાગીને દૂર જઈ રહીશ.

એમ કહીને ત્રણે જણાએ સૌ સૌનો રસ્તો પકડયો. ગંજી જોરથી સળગવા માંડી તેની જવાળા પાસેના ઝાડને લાગવાથી ઝાડનાં પાંદડાં તમામ બળી ગયાં, અને સર્પ શેકાઇને તેનું ખોખું લટકતું રહ્યું. સસલો એજ ગંજી નીચે દરમાં પેઠો હતો ત્યાંજ ઉપરના તાપના લીધે સડસડી ગયો.

શિઆળ જે ત્યાંથી ઘણે દુર નાશી ગયો હતો તે માત્ર બચ્યો. તેણે આવીને પોતાના મિત્રોના હવાલ જોયા અને બોલ્યો કે **"લાખમત લડબડી સોમત સડસડી, પણ એક મત બિચારી બાપડી, તે ઉભે માર્ગે મેલ્યાં તાપડી."**

---

### વિચારશક્તિની કસોટી.

**સંકટના વખતમાં ખરેખરી હોંશિઆરીની પરીક્ષા થાય છે. હોંશિઆરીનું અભિમાન ધરાવનારાઓએ તે વખતે પોતાનું અભિમાન છોડી દઈ લાંબો વિચાર કરવો જરૂરનો છે. પણ એમ નહિ કરતા એમાં શું છે, એમ તુચ્છ ગણી કામ કરવા જાય તો સંકટની બેડી તુટવાને બદલે ગળામાં સજ્જડ જડાઈ જાય છે.**

---

* કૌતકમાળા.

## મિઆંભાઇનો ગોખલો.

જુનાગઢમાં એક તીસમારખાં નામે મુસલમાન રહેતો, તે ઘણો મુફલીસ હાલતમાં આવી ગયો તેથી પોતાની હવેલી વેચવા તૈયાર થયો. એક વાણિઆએ તે હવેલી અમુક કિમ્મતથી વેચાતી લીધી. હવેલીમાં એક ગોખલો હતો તે વેચાણના સાટામાં ગણવામાં આવ્યો નહોતો. "એ ગોખલો પોતાના પીરનો છે. તેથી તેમાં ધુપ દીવો કોઈ વખત કરવો પડે છે. તે ગોખલો વેચવામાં આવે તો વેચાણ લેનાર ધણી ગોખલો કાઢી નાંખે તેથી અમોને ખોટું લાગે." એવું બહાનું બતાવી ગોખલાપર મિઆંએ પોતાનો હક રાખ્યો. વાણિઆએ ગોખલાની વાતને દમવગરની ગણી કાંઈ લક્ષ્ય આપ્યું નહિ, ને વિચાર્યું કે "મિઆંભાઈ પોતાની આખી હવેલીની માલેકી લખી આપે છે, તો પછી ગોખલો રહ્યો તોય શું ને આવ્યો તોય શું!!! તેની દરકાર થોડીજ છે." તેથીકરીને ગોખલાપરનો મિઆંનો હક કબુલ રાખ્યો. એ રીતે ઈમારતનું વેચાણખત થયું તેમાં પણ ગોખલો મિઆંભાઇનો છે એમ મજકુર લખવામાં આવ્યો.

વાણિઓ હવેલીમાં જઈ વાસ કરીને રહ્યો, ને સુખચેનમાં દહાડા કાડવા લાગ્યો, મિઆંભાઈ કોઈ કોઈ વખત તેનો તહેવાર હોય, ત્યારે ગોખલાની સંભાળ લેવા આવે, ધૂપ ધુમાડો કરે, થોડીવાર બેસે, કલમો પઢે અને ચાલ્યો જાય. કેટલીક મુદત તો વાણિઆને તેથી કાંઈ હરકત જણાઈ નહિ પણ કોઈ વખત ઘરનાં માણસો બારણું બંધ કરી પોતાનું કામ કરતાં હોય, ત્યારે મિઆંભાઈ અચાનક આવી બુમો પાડે અને બારણું ખોલવામાં વિલંબ થાય તો ધાંધલ મચાવી લોકોનું ટોળું એકઠું કરે. આથી વાણિઆને ઘણું માઠું લાગવા માંડયું. વખતપર સામા થવાનું મન કરે, પણ લાચાર! દસ્તાવેજમાં ગોખલાપર તેનો હક કબુલ રાખ્યો હતો, તેથી ના પાડવાનું ચાલે એમ નહોતું. મનમાં ઘણો પશ્ચાત્તાપ કરવા માંડે કે ખરે! મારૂં હૈયું ફુટી ગયેલું કે મેં મિઆંભાઈના ગોખલાનો હક કબુલ રાખ્યો. તે વખત આ બાબત મને ઘણી નજીવી લાગી પણ હવે તો મહા પીડાકારી થઈ પડી, આ તો "**કાગના વાઘ**" જેવું થયું.

એમ અનેક તરેહનાં વાકયથી ખેદ કરતો હતો. મિઆંભાઇએ આથી **બળતામાં ઘી હોમવું** શરૂ કર્યું, ને વધારે તોરપર ચઢવા માંડયું. પેહેલાં તો તે ખરે તહેવારે આવતો પણ હવે તો તેણે થોડી થોડી મુદતે કાંઈ કાંઈ તહેવારનું બાનું બતાવી આવવા માંડયું. વળી પેહેલાં તો તે પોતે એકલો આવતો

પણ હવેથી પાંચ દશ ભાઇબંધોને સાથે તેડી લાવે, ધાંધલ મચાવે, અને વાણિઆના ઘરનાં બૈરાંની ઠઠ્ઠા મશ્કરી પણ કરે. આવી આવી રીતે ઘણું કનડવા માંડયું. '**હાડિયાને મન હસવું પણ દેડકાનો જીવ જાય**' તેમ આ મિઆંભાઇ તો પોતે ગમત માનતો, પણ વાણિઆને તો ઘણું ભારે પડતું હતું. એક વખત વાણિઆથી તે સહન થઈ શકયું નહિ. તેથી મિઆંભાઈ જોડે મોઢે મોઢે વઢવાડ મચાવી પણ તેથી તેણે ઉલટો '**સર્પ બાંડો કર્યો**'! મિઆંભાઈ તો વધારે જોરપર આવી ગયો ને વાણિઆને પૂરી વિપત્તી પાડવા નિશ્ચય કર્યો.

એવામાં વાણિઆને ત્યાં તેના દીકરાનાં લગ્ન નિરધાર્યાં હતાં. તેથી વિવાહના માંગલિક કામસારૂ સુશોભિત મંડપ કરાવ્યો હતો, ને હાંડીઓ, ઝુમરો તખતા વગેરે બિલોરી કાચથી સારી રીતે શણગારવામાં આવ્યો હતો. એક બાજુ બૈરાંઓ સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરી સમય સમયનાં મંગળ ગીતો ગાતાં હતાં. ગામ પરગામનાં પોતાના સગાંવહાલાંઓ વિવાહ માલવા આવ્યાં હતાં. ન્યાતને જમવાને માટે સાંજના પાંચ વાગતાનાં નોતરા ફરી વળ્યાં હતાં. તેથી નિમેલે વખતે ન્યાતીલાઓ તરેહ તરેહનાં રેશમી વસ્ત્ર પહેરી જમવાના ઉછરંગથી આવવા લાગ્યા ને એક પંક્તિબંધ બેશી ગયા. તે વખત તેમને માટે બનાવેલાં ઊમદા પકવાન વગેરે પિરસવા શરૂ થયાં. માણસો ઘણાં હતાં તેથી એક પછી એક પિરસતાં પા કલાક થઈ ગયો, તોપણ પીરસવાનું કામ ખલાસ થયું નહોતું. પંક્તિમાં પત્રાળી માંડી બેઠેલ જમનારાઓનાં મ્હોમાંથી પાણી છુટવા માંડયું. એક છોકરો તો ઉતાવળો થઈ તેના બાપને પૂછયાજ કરતો કે "હવે આ જમવાની શી વાર છે" એક ગામડીઓ જમવા આવેલ તે તો જોડેના આદમીને પૂછતો કે "આતે જેટલું પીરસ્યું છે એટલુંજ ખાવાનું કે બીજું જોઇતું હશે તો મળશે?" તેમ બીજાઓ પણ પેટની પૂજાને માટે ટાંપી રહ્યા હતા. પણ કાળની ગતિ ન્યારી છે. જમવાને મ્હોં આગળ ધરેલ પત્રાળી ખાવી છેજ એમ બેધડકથી કોણ કહી શકનાર છે? "**આદર્યા અધબીચ રહે ને હરિ કરે સો હોય.**" એ વાકય કોણ ખોટું પાડનાર છે? અહીં જે વખત જાય છે તેમાં જમવામાં–આડું ભયંકર વાદળ ચડી આવશે એમ કોના જાણવામાં હોય!

સર્વ પીરસાઈ રહ્યું ને ન્યાતને જમવાનો આરંભ કરવાની આજ્ઞા આપવામાં આવી. એટલામાં મિઆંભાઈ પોતાના ચાર પાંચ સોબતી સાથે એક બકરૂં લઈ હવેલીના ગોખલાઆગળ હાજર થયા, અને બકરૂં ગોખલા નજીક

મૂકી, એક જણને તેનો વધ કરવા હુકમ કર્યો. આ સાંભળતાં જમવાનું જમવાને ઠેકાણે રહ્યું ? જેના પત્રાળીમાં હાથ તેના પત્રાળીમાં, મોઢામાં તેના મોઢામાં રહ્યા; જમવાનો કોળીઓ ગળે ઉતરે કે કરે ! વળી જમતાં ઉઠાય પણ કેમ ! તેથી હાં ! હાં ! હાં ! એમ મનાઇનો પોકાર સર્વતરફથી ઉઠયો, બે ચાર મોટા શેઠીઆ હતા તેમણે મિઆંને વિનવવા માંડયો કે, "તમે હિંદુના ઘરમાં આ શો ગજબ કરવા બેઠાછો ? અરે ! વળી આ વખતેજ ?" મિઆંએ કહ્યું, "ક્યા હમ બીનહકસે કરતે હે ? ઘરકા માલિકસેં વાકિફ હોકે પીછે તકરાર કરનેકું આઓ. એ ગોખલેકી નજીક હમ ચાહે સો કર શકે. બિચમે બોલનેકા દુસરેકા કયા અખત્યાર !"

મિઆંનું આવું જુસ્સાબંધ બોલવું સાંભળી લોકો ચૂપ થઈ ગયા. ઘરધણી બિચારો ઘણી મુશ્કેલીમાં આવી પડયો. આંગણે ન્યાત જમવા બેઠેલી, તેથી ટંટો કર્યો પાલવે નહિ. તેમજ મિઆં હકદાર હોવાથી ઉલટા સરકારના વાંકમાં આવી જવાની દેહેસત વાણિઆને લાગી. અંતે ન્યાતીલાઓની સલાહ મુજબ કાંઇક રૂપિઆ આપી, ગોખલાપરથી મિઆંનો હક ઉઠાવું તો હમેશને માટે સુખ થાય એમ વિચારી મિઆંને પુછયું, "મિઆં સાહેબ ! તમારો ગોખલાપરનો હક કેટલે રૂપિએ વેચવા ખુશીછો ?" મિઆંને લાગ્યું કે આ વખત આપણે માગશું તે પ્રમાણે મળશે તેથી તેણે કહ્યું કે, "જીતને રૂપિએ હવેલીકે દીએહે, ઇતને રૂપિએ ગોખલેકા દો તો મેરા હક છોડું."

લાઇલાજે વાણિઆએ તેટલી રકમ આપી મિઆંને વિદાય કર્યો.

---

કાંઇપણ કરાર યા કબુલત વખત ખુબ સંભાળથી કામ લેવાનું છે. સામા ધણીનો કાંઈ હક, હિસ્સો, પગપેસારો યા લગતી વાત બનતાં સુધી રાખવી કે કબુલત કરવી નહિ, પણ સૌ સૌનો સ્પષ્ટ હક હિસ્સો કરી અલગપણું થાય તેમ કરવું. નહિતો સદાનો ટંટો ઉભો રહે છે. ને વખતપર નઠારૂં માણસ હોય તો ઘણુંજ કપટ કેળવીને દુઃખ આપે છે. એ બતાવવાનો આ વાતનો હેતુ છે.

### * મેંસાણાના ભાટ જમે કાલ.

ગાયકવાડના કડી પરગણામાં મેસાણા કરીને ગામ છે, ત્યાં ભાટ લોકોની વસ્તી વધારે છે. તે ભાટોના વાણિઆપર કેટલાક પ્રસંગે જમવાના હક કરેલા હતા. એક વખત વાણિઆ મહાજનમાં કાંઈ પ્રસંગ હતો તે પ્રસંગમાં ભાટ લોકો જમવાનો હક કરવા લાગ્યા. વાણિઆ તે હકનો ઇનકાર કરતા હતા.

---

* કૌતકમાળા.

આથી ભાટ લોકો ભેગા થઈ મહાજનના ઉપર લાંઘવાને બેઠા. બરાબર બે દિવસ ભુખ્યા તરસ્યા લાંઘ્યા, પણ તેથી પક્કા ઠરાવના મહાજન કાંઈ ડગ્યા નહિ, એટલે ભાટ લોકોએ ત્રાગાં કરીને મહાજનના મુખીઓને લોહી છાંટવાનો નિશ્ચય કર્યો. તેઓ હાથમાં છરા, છરી, કટાર, તલવાર લઇને એકદમ ધશી આવ્યા. આવી રીતનું ધાંધલ જોઈ ધર્મઘેલા ને વેહેમી લોકોને અરરાટ વછૂટયો, અને કહેવા લાગ્યા કે, “આતો હમણા મોટો ગજબ થશે, ભાટના લોહીના તરસ્યા વાણિઆ કાંઈપણ માનતા નથી, લોહી પડાવવામાં તેમના ઉપર ઈશ્વરનો કોપ થશે ને ભુડું થઈ જશે! બિચારા ભાટ, વાણિઆપાસે હક્ક કરીને કહેવા નહિ જાય તો બીજા કોની પાસે જશે? એતો મહાજનની ગાયો છે. ‘ગાયના ઉપર પલાણ’ મહાજનને જોઈએ નહિ.” આવી રીતની ભાટના પક્ષની વાતો કહેવા લાગ્યા ને વાણિઆઓને તિરસ્કાર આપવા લાગ્યા. આખર ગામની દરેક કોમના મુખ્ય મુખ્ય માણસો વાતમાં પડ્યા ને મહાજનને કહ્યું કે, “ભાટ લોકોનો તમે ત્રાસ લેવો રહેવા દ્યો ને તેમને જમાડો.” ઘણું આગ્રહવાળું બધાનું કહેવું સાંભળી મહાજને કબુલ કર્યું, પણ તે વખતે તો જમવાનું હતું નહિ તેથી “કાલ જમાડશું” એમ કહ્યું. ભાટ લોકોએ એ વાત મુખજુબાનપર રાખવા દુરસ્ત ધારી નહિ, તેથી લખિત ઠરાવ કરી આપવા કહ્યું. એ વાત સૌને ગમી ને મહાજન પાસેથી કાલરોજ જમાડવાનું લખત માગ્યું. કાએલ તથા ભાટની કાંગારોળથી કંટાળી ગુસ્સે થએલ વાણિઆઓનું દિલ ચોખ્ખું નહોતું, જો કે ભાટની માગણી મુજબ એક લખત કરી આપ્યું ખરૂં, ને ‘મેસાણાના ભાટ કાલે જમે’ એમ કબૂલત લખી આપી ખરી; પણ તેમાં તારીખ નાખવામાં આવી નહોતી, એ એક પેચ હતો. ભાટ લોકોને પણ તારીખનું યાદ આવ્યું નહિ. લખત લઈ તે રોજ સૌ ભાટ પોતપોતાને ઘેર હરખાતા હરખાતા ગયા. ભૂખ્યા હતા તેથી ઘેર ખાધું, ને બીજે રોજ જમવાની રાહ જોઈ બેઠા.

પક્કા વાણિઆઓએ નક્કી કર્યુ હતું કે જમાડવા નથી; કેમકે એક વખત રહેમ નજરથી જમાડયા તો પછી હમેશનું લાકડું ભાટ બ્રાહ્મણનું પેઠું તે નીકળવાનું નહિ. કહેવાય છે કે, “સામું જુવે ત્યાં ઉભો રહે, ને આવો કહે ત્યાં બેસે; ભાટ બ્રાહ્મણનું લાકડું તે, વણ છોલ્યું પેસે.”

બીજે રોજ જમવાનેમાટે સીધું લેવા મહાજન પાસે ભાટ લોકોએ આવી માગણી કરી, પણ મહાજન એમ કહીને બેઠા કે આજ નહિ કાલે જમાડશું. ભાટોએ કહ્યું કે, “ભલે કાલે જમાડે. એક દિવસમાં કયાં ખાટું મોળું થઈ જવાનું છે?” વળી બીજે રોજ જઇને સીધું આપવાનું કહ્યું, ત્યારે પણ જવાબ

મળ્યો કે, "કાલે વાત." એમ ૩–૪ રોજ મહાજને કાઢી નાખ્યા ત્યારે ભાટ-લોકો તકરાર કરી કહેવા લાગ્યા કે, "તમે કાલ કાલ કર્યેજાઓ છો અને અમને ફેરા ખવરાવો છો, તેમ કરવાનું કારણ શું? તમારાજ હાથનું દીવા જેવું લખત છે. એમાં કાલ એક દિવસની વાત હતી ને તમે તો હવે વાયદા કરો છો પણ એમ છુટકો થવાનો નથી!"

મહાજને કહ્યું કે, "અમારૂં લખત લાવીને જુઓ; તેમાં એક દિવસની વાત ક્યાં લખી છે?"

તુરત લખત લાવીને વંચાવ્યું તો માંહેથી લખાણુ નીકળ્યું કે '**મેસાણાના ભાટ કાલે જમે,**' તેનો જવાબ મહાજને દીધો કે, "કાલ જમાડવાની કબુલત છે, આજ જમાડવાની નથી, માટે જ્યારે કાલ થાય ત્યારે આવજો."

ભાટે કહ્યું કે, "આજનો દહાડો તે પાછલા દહાડાથી ગણે તો કાલ થાય છે કે નહિ? માટે જમાડો."

મહાજને કહ્યું કે, "એમાં કાંઈ તિથિ નાખી છે? અથવા ફલાણી તિથિથી ગણવાનું અમે લખી આપ્યું છે? લખતમાં તિથી નથી માટે હવે તો જ્યારે કાલ થાય ત્યારે આવજો." ભાટોએ કહ્યું કે, "એમ તો કાલનો કોઈ દિવસ છેડો આવે નહિ."

મહાજને કહ્યું કે, "તેમાં અમે શું કરીએ? જો તમારે જરૂર હતી તો લખતમાં બરાબર ચોકસ લખાવી લેવું હતું."

ભાટોની રીસ ઉતરી ગયેલી તો હતી ને તેમનો ફરીથી તકરાર કરવાનો જુસ્સો રહેલ નહોતો, તેથી વગર બોલ્યા પોતાની ભૂલને તાબે થઈ બેશી રહ્યા. તે દિવસથી '**મેસાણાના ભાટ જમે કાલ**', એ કહેવત પ્રસિદ્ધ થઇ.

---

કાંઇપણ કૃત્ય અંતઃકરણથી કરવાનું ન હોય ને ફક્ત મોઢેથી હા કહી, વાયદે ચઢાવવાનું હોય તેવા કામના પ્રસંગમાં '**મેસાણાના ભાટ જમે કાલ**' એ કહેવત વપરાય છે. તેમજ મુદ્દાના વિચાર વગરનાં લખાણથી કેવાં પરિણામ નિપજે છે તે પણ આ વાત બતાવે છે.

## શુદ્ધ વિચારના વિસ્મરણથી થતી હાનિ.

* પરમાત્માનું વિસ્મરણ થવાથી ભય, દુઃખ, ક્લેશ આદિ પ્રસંગો આપ-

* ભાગ્યોદય અંક ૫ સને ૧૯૧૩

ણુને ત્રાસ આપે છે. પરંતુ જ્યાં આપણે આપણી વૃત્તિઓ પરમાત્મામાં જોડી રાખીએ છીએ ત્યાં તેવા દુઃખકર પ્રસંગો આવી શકતા નથી.

પરમાત્મા એજ જ્યારે આપણું ખરૂં સ્વરૂપ છે અને તેજ ભાન જ્યારે આપણે અહોનિશ કાયમ રાખી રહીયે છીએ, તો પછી તેમનું જે સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું, આદિ સામર્થ્ય આપણને કેમ પ્રાપ્ત ન થવું જોઇએ ? (જ્યાં સુધી સામર્થ્ય આપણને પ્રાપ્ત થતું નથી ત્યાંસુધી આપણે માત્ર મુખથીજ બો- લીયે છીએ અને તે માત્ર મુખથી બોલી લોકોની આગળ આડંબર બતાવવા જેટલુંજ.) નહિતો જ્યારે તમો ખરા અંતઃકરણથીજ માનતા હોતો પરમાત્માના સર્વ સામર્થ્યનો તમારામાં આવિર્ભાવ થવોજ જોઇએ.

તમો હું પરમાત્મા છું તેવું મોઢે બોલો, બીજાને કહો કે ભાઈ આપણે તો બ્રહ્મસ્વરૂપ છીએ. અને દેવપૂજા કે ઇશ્વરોપાસના કરતી વખતે હું આત્મ-સ્વરૂપ છું એવી ભાવના કરો તેથીજ કાંઈ આત્માનું સામર્થ્ય તમારામાં આવી શકવાનું નહિ. કારણ કે જ્યાંસુધી માત્ર મોંઢે બોલવાપણુંજ છે, ત્યાંસુધી માત્ર શબ્દમાંજ આત્મા બોલાય છે. આપણામાં નહિ, આપણામાં છે પરંતુ નહિ શાથી કે તેના ખરા સ્વરૂપનો આપણામાં આવિર્ભાવ થયો નથી, અને તેથીજ આપણામાં બોલવામાત્રથીજ આત્માનું સામર્થ્ય આવતું નથી.

તમો મોઢે બોલોછો કે હું આત્મા છું, હું પરમાત્માસ્વરૂપ છું અને સામર્થ્યમાત્રનો મહોદધિ છું. પરંતુ પરમાત્મા તો માત્ર મુખથી બોલવા મા-ત્રમાંજ સમાઈ રહેલા હોય છે. જ્યાંસુધી પરમાત્માની શક્તિઓ આપણામાં આવી નથી, ત્યાંસુધી હું પરમાત્મસ્વરૂપ છું એવું બોલવું તે માત્ર શબ્દમાંજ રહેલું હોય છે, પણ વર્તનમાં નથી.

અને આનું કારણ આપણે તપાસીશું તો માત્ર એકજ છે અને તે એ કે આપણી વૃત્તિઓ પરમાત્મામાં સંધાયેલી હોતી નથી.

એક માણસ ચીંથરેહાલ હોય, લોકોને ત્યાં 'માબાપ ચપટી આપજો' આવું બોલી ભીખ માગી ખાતો હોય અને તેમછતાં બોલે કે હુંતો રાજાછું. તમો સર્વ મારી રૈયત છો. અને હુંતો ચક્રવર્ત્તી રાજા છું. તો તેવા મનુષ્યને ગમેતેવો અણસમજુ મનુષ્ય પણ શું કહેશે ? તેને રાજા છે તેવું કહેશે ? અ-થવા રૈયત તેનો રાજાતરીકે સ્વીકાર કરશે ? કદીજ નહિ. તેને દરેક મનુષ્ય એક ગાંડાતરીકે ગણી કાઢશે અને મૂર્ખ છે એવોજ ઇલ્કાબ આપશે, પણ રાજા તો કોઈ કહેશેજ નહિ.

રાજા કોને માનશે કે જે રાજ્યપદે સ્થિત હશે, રાજાના વસ્ત્રાલંકારોથી, તેની રાજ્યસત્તાના સામર્થ્યથી અને તેના પ્રમાણમાં સમૃદ્ધિયુક્ત હશે તેનેજ રાજા માનશે.

તેવીજ રીતે તેવા લાખો તો શું પણ કરોડો ચક્રવર્ત્તી રાજાઓ પણ જેના દર્શનની ઇચ્છા કરે છે, જેના સામર્થ્યની ઇચ્છા કરે છે અને જેદ્વારા પોતે સુખી થવા માગે છે તે એક આખા વિશ્વના પતિ પરમાત્મા થવું તે કાંઈ મોઢે બોલવામાત્રથીજ થવાતું નથી.

આપણે માનીએ છીએ કે આપણે પરમાત્મસ્વરૂપ છીએ પરંતુ આ વિચાર આપણા મનમાં એક વખત કરી અને તેને વળગી રહેતા નથી. દિવસમાં એકાદ વખત આવો વિચાર કરી બાકીનો બધો વખત તેથી ઉલટા, દુઃખના, કામના, શોકના અને કલેશના વિચારો કરીએ તો પછી આપણામાં પરમાત્માના ગુણો શી રીતે આવી શકે?

આપણે બ્રહ્મસ્વરૂપ છીએ એ વાત સાચી છે. પરંતુ માત્ર મોઢે બોલવામાત્રથી નહિ, આપણે જ્યારથી આ વાત જાણી ત્યારથીજ આ વિચાર આપણામાં અખંડિતપણે જાગ્રત રાખવો.

જ્યારે પરમાત્મા તેજ આપણું સ્વરૂપ છે તો પછી પરમાત્માના જે ગુણધર્મો તે આપણામાં આવવાજ જોઇએ.

અને તે જ્યાંસુધી આવ્યા નથી ત્યાંસુધી આપણે બ્રહ્મસ્વરૂપ છીએ એ વાત મુખથી બોલીએ તે માત્ર ઢોંગજ છે. અને બીજાને બતાવવા અને ઉપદેશ કરવા ખાતરજ છે એમ સમજી શકાય છે.

આપણે પરમાત્મસ્વરૂપ છીએ એવું માનવા લાગ્યા કે તેજ ક્ષણથી પરમાત્માના ગુણધર્મોને આપણે જાણવા જોઇએ. અને જાણી તે ગુણધર્મોને આપણામાં સ્થાન આપવું જોઇએ.

મોઢેથી બોલીયે કે હું પરમાત્માસ્વરૂપ છું અને પછી બહાર નીકળી બજારમાં ગયા અને ત્યાં શાક લેતાં કાછીઆને જરા તાજવું ઉંચું જતું જોઇ, 'સાળા જોતો નથી કે આતે ઘી છે કે શાક? આંખો છે કે નહિ? આટલું બધું ઓછું શાક તે હું લઈશ?' આમ કહી બે ચાર ગાળો ચોપડી દેવી, અને સામી તેની સાંભળવી, એ કાંઈ પરમતત્વનું લક્ષણ છે? ઘરમાં પોતાની સ્ત્રીથી અજાણતાં પાણીનો ઘડો ફુટી ગયો કે તેને પણ બે ચાર સંભળાવી લાકડી લઈ પુષ્પાંજલિ આપવી, આ શું પરમાત્માનું લક્ષણ છે? કદીજ નહિ. આવા પ્રસં-

ગોમાં આપણા વિચારને આપણે વળગી રહેતા નથી અને આપણે કરેલા વિચારનું વિસ્મરણ કરી ક્રોધાદિ જીવભાવના જે ગુણો તેને આમંત્રણ કરીએ છીએ. પરંતુ તેજ વખતે જો આપણામાં હું બ્રહ્મસ્વરૂપ છું, આવો વિચાર કાયમ રહેતો હોય તો પછી બ્રહ્મમાં ક્રોધનો આવિર્ભાવ થાયજ શી રીતે, ગમેતો ગમે તેટલું નુકશાન થાય તોપણ શું થઈ ગયું.

શું પરમાત્મા ક્રોધસ્વરૂપ છે? કદીજ નહિ. અને જો તેમને ક્રોધ નથી તો આપણામાં ક્રોધ આવેજ શી રીતે.

અને આવીજ રીતે વ્યવહારના આઠે પહોર સાવધાનતા સેવવાની જરૂર છે. અને આપણે એકવાર જે વિચાર કરીએછીએ તે વિચારને વળગી રહી વારંવાર તેનું સ્મરણ કર્યા કરવું.

પરમાત્માના મુખ્ય ત્રણ ગુણ છે. સત્, ચિત્ અને આનંદ. આ ત્રણ ગુણથી પરમાત્માનું નામ સચ્ચિદાનંદ પણ પડેલું છે. અને તેથી વ્યવહારના કોઈપણ સમયમાં એક પણ મિનીટ જો આપણે આ ગુણથી વિમુખ થઇએ છીએ તો આપણે પરમાત્મા છીએ એવું મિથ્યા બોલીએછીએ એમ જાણવું.

પરમાત્મા આનંદસ્વરૂપ છે તો પછી આપણામાં આનંદ હંમેશાં વ્યાપી રહેલજ હોવો જોઇએ.

કોઈપણ પ્રસંગ કલેશનો પ્રાપ્ત થતાં વિચાર કરવો કે શું પરમાત્મામાં કલેશાદિ દુર્ગુણો છે? જો નથી તો પછી તે આપણામાં શી રીતે પ્રવેશ કરી શકે. સહેજ સહેજ બાબતમાં ક્રોધ કરવો, સહેજ સહેજ બાબતમાં કલેશ કરવો, જરાપણ કોઇએ આપણા તરફ અણગમો બતાવ્યો કે તેના ઉપર ક્રોધે ભરાવું, આ શું બ્રહ્મનું લક્ષણ છે? નહિજ. કારણ કે આ બધાથી આપણા આનંદનો નાશ થાય છે. અને આનંદ કે જે પરમાત્માનો ધર્મ તેને આપણામાંથી જરા પણ નષ્ટ થતો આપણે કેમ જોઈ શકીએ?

આવીજ રીતે ઘણા મનુષ્યો જાણે છે છતાં કરે છે. જરાક કોઇએ આપણું અપમાન કર્યું તો પછી તે વખતે ભલેને મુખથી આપણે કહેતા હોઇએ કે અમો તત્ત્વજ્ઞાની છીએ. અમો બ્રહ્મસ્વરૂપ છીએ. તોપણ તે વખતે તેમના બ્રહ્મસ્વરૂપ અને તત્ત્વજ્ઞાનને ભૂલી જવાય છે. અને માત્ર એક અપમાન, તેનીજ ખાતર મોટો મહાજંગ મચાવી મુકે છે, અંદર અંદર ક્રોધ કરે છે, કલેશ જગવે છે, અને બીજાના ઉપર દ્વેષ લાવી તે ગમે તો પ્રતિષ્ઠાવાળો હોય તોપણ તેને ઉતારી પાડવા કેડ કસી મચી પડે છે. તે વખતે નથી જોતો ગુરૂ

કે નથી જોતો પુત્ર. ગમેતે હો પણ હું, અને મારૂં વળી એ અપમાન કરે? આજ તેના મનમાં રમી રહે છે. અને નાહક દ્વેષ ઉત્પન્ન કરી પોતાના આત્મબળનો ક્ષય કરી પોતાનું ખરૂં સ્વરૂપ જે બ્રહ્મત્વ તેથી વિમુખ થાય છે.

આવું મોટા મોટા વિદ્વાનો, પંડિતો અને ધર્મરક્ષકો પણ કરે છે. તો બીજા કરે તેમાં તો નવાઈજ શી?

આજ પ્રમાણે આપણે જરાપણ આપણા મૂળસ્વરૂપને વિસારી દઇએ છીએ કે તરતજ આપણા દુશ્મનો કે જે રાગદ્વેષાદિ છે તે આપણા ઉપર ચઢી બેસે છે, અને આપણને આપણા મૂળ સ્વરૂપથી ભ્રષ્ટ કરે છે.

માટે જો આપણે આપણામાં પરમાત્માના સામર્થ્યને આકર્ષવાં હોય તો આપણા સ્વરૂપનું જરાપણ વિસ્મરણ કરવું જોઇએ નહિ.

અને આપણામાં આપણા મૂળ ધર્મોને અખંડિતપણે સ્થાન આપવું જોઇએ.

પ્રાણીમાત્ર પ્રતિ પ્રેમ રાખવો એ પરમાત્માનું લક્ષણ છે. તો આપણે પણ પ્રાણીમાત્રપ્રતિ પ્રેમ ન રાખવો? અવશ્ય આપણે પણ સર્વ પ્રસંગમાં પ્રાણીમાત્ર પ્રતિ પ્રેમ રાખવોજ જોઇએ.

પ્રેમ એ ઇશ્વરનો ગુણ છે, તો તે પ્રેમને આપણામાં કેમ સ્થાન ન આપવું જોઇએ?

જ્યારે આપણે સર્વતરફ પ્રેમ રાખીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિ વિશાળ થાય છે. **वसुधैव कुटुंबकम्** આ દુનિયા તે આપણા કુટુંબરૂપ થાય છે. અને પછી ત્યાં આ મારો દુશ્મન કે આ મારો મિત્ર એ ભાવ છૂટી જાય છે. અને સર્વ મિત્ર તુલ્યજ આપણી સાથે વર્તે છે.

પ્રેમ એ એવો ગુણ છે કે જો તેને આપણામાં સર્વદા સ્થાન આપતાં આપણે શીખ્યા તો પછી આપણાતરફ દરેક વ્યક્તિ આકર્ષાય છે, દરેક વ્યક્તિ આપણાતરફ પ્રેમ રાખે છે, અને તેથી સર્વ આપણા મિત્રો થઇને રહે છે.

જો કોઈ માણસ આપણો બિગાડ કરી જાય તોપણ તેના તરફ તમો પ્રેમની નજરથી જુઓ, તે તમારા સમાગમમાં આવે તે વખતે તમો તેને તમારૂં તેના ઉપર હેત છે તેવું બતાવો, તેના ઉપર પ્રેમ ધરો, તેણે કરેલાં કૃત્યનો બદલો વાળવા ન જાઓ, પરંતુ તેનો બદલો તેના ઉપર પ્રેમ લાવી અને વાળો, તો પછી તે તેના કરેલા કૃત્યને માટે આપોઆપ પસ્તાશે. અને જેમ કોઈ તરવારને વજ્રમાં મારવાથી વજ્ર તુટતો નથી કે તેમાં ઘા થતો નથી પરંતુ તે તરવાર લોચો થઈ જઈ પાછી પડે છે અને પાછી પડવાથી તેનો

આંચકો તે તરવાર મારનાર મનુષ્યના હાથનેજ વાગી હલકો કરે છે, તેવી રીતે તમો તમારૂં અંતઃકરણ તેનો દ્વેષ ન કરે તેવું વજ્ર જેવું બનાવો કે જેથી તમારૂં અશુભ ઇચ્છનારને તમારા વજ્રરૂપ અંતઃકરણપરથી પાછી પડેલી દ્વેષરૂપ તરવાર એને આપોઆપ વાગશે અને તેણે કરેલા કૃત્યને માટે તે પોતાની મેળેજ પસ્તાશે. તે તમારા સમાગમમાં આવે તે વખતે તેણે કરેલા કૃત્યનું વિસ્મરણ કરી જજો અને જાણે તે પ્રસંગ બન્યોજ નથી તેવી રીતે તેના તરફ પ્રેમભાવ બતાવજો. તમો તેના સાચામાં સાચા મિત્ર હો તેટલો તેને પ્રેમ બતાવવો. કે તરતજ તેના અંતઃકરણમાં તેણે કરેલા કૃત્યનો બદલો મળી જશે. અને તેથી શાંત થઈ તમારા તરફ માનની નજરથી જોશે. તે તમારા તરફ પ્રેમ બતાવશે અને એક સારામાં સારા મિત્રની ગરજ સારશે.

માટે તમારે કોઇનું પણ દ્વેષથી કે ક્રોધથી અશુભ કરવું નહિ. જો તમો કોઇનું પણ અશુભ કરો છો અથવાતો અશુભ કરવા વિચારસરખો પણ કરો છો કે તરતજ તમારામાં વ્યાપી રહેલા પરમાત્માનું તમો પ્રેમરૂપી ગુણને તિલાંજલિ આપવારૂપી અપમાન કરો છો. તમો પ્રેમરૂપી ગુણનું વિસ્મરણ કરવાથી બીજાનું અશુભ નથી કરતા પણ તમો તમારૂં પોતાનુંજ અશુભ કરો છો.

માટે ભલેને ગમેતેવી હાનિ થાય તોપણ શું થઈ ગયું? ગમેતેવા ક્રોધને ઉત્પન્ન કરે તેવો પ્રસંગ આવી પડે તોપણ શું થઈ ગયું? ગમે તે થાય તોપણ તમારા આત્માના ધર્મથી વિમુખ થાઓ નહિ. હાનિ અને ક્રોધને ઉત્પન્ન કરે તેવા પ્રસંગ તે ખરેખર તમને દુઃખદ જણાતા હોય તોપણ તે ખરૂં જોતાં દુઃખદ નથી. કારણ કે તેતો માનવામાત્રજ છે. પરંતુ તમો તમારા આત્માના ધર્મથી વિમુખ થાઓ છો, ત્યારેજ તમારે માથે ખરા દુઃખદ પ્રસંગો આવે છે એ નક્કી સમજજો.

## વિચારની સાચી દિશા સમજવાની જરૂર.

* જેમ કોઈ રાજાનો દિવાન રાજાનું તમામ કામ કર્યા કરતો હોય અને તેના ઉપર રાજા વિશ્વાસ રાખી તે જે કાર્ય કરે તે બરોબર કરે છે એમ માની રૈયતતરફ નજર રાખતો ન હોય તેવે વખતે રાજાના આવા વિશ્વાસનો ગેર-ઉપયોગ કરી તે દિવાન તે રાજ્યના પ્રદેશ ઉપર ઘણા વખત પછી પોતેજ રાજા છે એવું ઠસાવી પોતાને રાજા મનાવતો હોય અને તેની અજ્ઞાન બિચારી પ્રજા, ખરા રાજાને બદલે આ દિવાનને રાજા માની તેનો વિશ્વાસ રાખી મહેસુલ આપ્યા કરે અને ન્યાય અન્યાય વેઠયા કરે તેમજ આપણે પણ આપણું

* ભાગ્યોદય અંક ૭ સને ૧૯૧૩

જે મૂળ સ્વરૂપ આપણું વાસ્તવ હું છે તેને વિસારી દઈ તેના ગાઢ સંબંધમાં રહેનાર આ મનને હાલ આપણે આપણા વાસ્તવ હું તરીકે ઓળખીએ છીએ.

આથી આપણા વાસ્તવ હુંનોજ પરમાત્મા સાથે ગાઢ સંબંધ છે તે તરફ નજર રાખતાં મનના પ્રદેશમાં રખડી હર્ષ શોક અને કલેશને પ્રાપ્ત થઈ આપણે સુખી અને દુઃખી એવા ભેદને ગ્રહણ કરીએ છીએ.

પરમાત્મા સામર્થ્યસંપન્ન અને સુખના મહોદધિ છે. પરમાત્માજ જ્ઞાનસ્વરૂપ છે, અને પરમાત્માનો આપણા વાસ્તવ હું જે પરમાત્મા તેમની સાથે ગાઢ સંબંધ છે. જેથી યથાર્થ સુખ અને જ્ઞાનને પ્રાપ્ત કરવા ઇચ્છનારે મનના પ્રદેશમાં રખડવાનું નથી પણ આપણું વાસ્તવ હું જે આત્મા તેના પ્રદેશમાં પ્રવેશ કરવાનો છે.

આત્મામાંથીજ યથાર્થ જ્ઞાન થઈ શકે છે; માટે મનુષ્યોએ મનના પ્રદેશમાં રખડવાથી આત્મામાંથી ઉઠતાં જ્ઞાનનાં સ્ફુરણોને તેઓ જાણી શકતા નથી.

જેમ કાચ એ દીવાના તેજથીજ પ્રકાશે છે તેમ મન એ અંતરાત્માના પ્રકાશથીજ પ્રકાશે છે. જેમ દીવો લઈ લેવાથી કાચનું તેજ જતું રહે છે તેમ અંતરાત્માના પ્રકાશસિવાય મન એ કેવળ જડ છે. અને તેથી ચૈતન્ય સ્વરૂપ જે અંતરાત્મા તેનાજ પ્રદેશમાં પ્રવેશ કરી યથાર્થ જ્ઞાન મેળવવું જોઇએ.

એકાગ્રતા અને મનની શાંત સ્થિતિ એ બે અંતરાત્માના પ્રદેશમાં જવાને માટે અગત્યનાં છે. અને આ બે પ્રાપ્ત કરવાથી અંતરાત્માના પ્રદેશમાં જઈ શકાય છે.

અંતરાત્માના પ્રદેશમાં જવાને માટે બાહ્યપ્રદેશ, અને અંદરનો પ્રદેશ. આ બે પ્રદેશમાં થઈ અંદર જવાનું હોય છે.

બાહ્યપ્રદેશઉપર જય મેળવવાને માટે જ્ઞાનેંદ્રિયોને કબજામાં રાખવી પડે છે, કારણ કે મન એ પાંચ જ્ઞાનેંદ્રિયવડે બાહ્ય જગતનું જ્ઞાન મેળવી શકે છે, અને તે જ્ઞાન સત્ય નથી પણ ભ્રાંતિવાળું છે. વ્યવહારના વિવિધ ભોગો, અને વ્યવહારના પદાર્થો મળવાથી યથાર્થ સુખ મળતું નથી. કારણ કે તે નાશવાન હોય છે અને જેની તે પદાર્થોમાંથી આસક્તિ છુટી ગઈ હોય છે તેને યથાર્થ જ્ઞાનના અધિકારી ગણવામાં આવે છે.

ઇંદ્રિયોદ્વારા થતું જ્ઞાન એ અસત્ય જ્ઞાન છે. જ્યારે ઇંદ્રિય વિના જે જ્ઞાન થાય છે તે સત્યજ્ઞાન છે. ઇંદ્રિયોના જ્ઞાનમાં મશગુલ રહેનાર કોઇપણ મહાન્ કાર્ય કરી શકતા નથી. જેઓ વિષયોમાં મશગુલ રહે છે તેઓમાં જ્ઞાનની ઝાંખી પ્ર-

કરેલી હોતી નથી. નવા નવા શોધો અને કળાઓ શોધી કાઢનાર મહાન્ પુરૂષો વિષયોમાં મશગુલ રહેતા નથી પણ વિષયોથી દૂર રહે છે.

ઉત્તરદિશા તરફ જનાર મનુષ્ય દક્ષિણ દિશામાં શી રીતે પ્રવેશ કરી શકે? ઘરમાં જવા ઇચ્છનાર ઘરની બહાર દોડ્યા કરે તો ઘરમાં ક્યારે જઈ શકે ? તેવીજ રીતે બાહ્યજગતમાં જે માણસો પોતાની ઇંદ્રિયોને અને મનને ફેંકી તેમાંજ મશગુલ રહે છે તે અંતરના પ્રદેશોને ઓળંગી અંતરાત્માના પ્રદેશમાં શી રીતે જઈ શકે ?

એક નદી પૂર્વથી નીકળી પશ્ચિમમાં વહેતી હોય તો પછી તે નદી પશ્ચિમમાં વહેવાની કે પૂર્વમાં ? તેનું જળ પૂર્વમાંજ એકઠું થવાનું. તેમજ આપણું મન અને ઇંદ્રિયો બહાર ફાંફાં મારતાં હોય તો પછી તે અંદર શી રીતે જઈ શકે ? અંદરજવાને માટે તો તેમને બહારના પ્રદેશમાંથી પાછાં વાળી અંતરના પ્રદેશમાં વાળવાં જોઇએ.

ઇંદ્રિયોના વિષયોને જેઓ જેટલેઅંશે ત્યજે છે અને વિષયો શોધવાને દોડતી ઇંદ્રિયોને તથા મનને જેટલેઅંશે જ્ઞાન જ્યાં ઉદ્ભવ પામે છે ત્યાં એટલે અંતરાત્માના પ્રદેશમાં જોડે છે તેટલેઅંશે તેઓ ઉંચા ઉંચા જ્ઞાન અને સામર્થ્યને મેળવીશકે છે.

એકજ વખતે બે દિશાપ્રતિ કોઇપણ વખત પ્રવેશ થઈશકતો નથી. એકજ વખતે એકજ દિશાતરફ પ્રયાણ થઈશકે છે. માટે જો આપણે બહાર ફાંફાં મારી નાશવાન પદાર્થોમાં મોહવશ થઈ તે મેળવવા ફાંફાં મારવાં હોય તો ઇંદ્રિયો અને મનને બહાર દોડાવવાં, પરંતુ સત્યજ્ઞાન અને અખંડ સુખને મેળવવું હોય તો તો પછી અંતરમાં આપણા અંતરાત્માના પ્રદેશમાં આપણી ઇંદ્રિયો અને મનને જોડવું જોઇએ.

કોઈપણ કામ કરવું હોય, પછી નાનું હોય કે મોટું, તોપણ તે જો સારૂં કરવું હોય તો, શાંત અને એકાગ્રતાવાળી સ્થિતિમાંજ થઈશકે છે, નહિકે બહાર ફાંફાં મારતા હોઇએ કે આપણું મન બહાર વિચાર દોડાવતું હોય અને આપણે તે કામ સારૂં કરી શકીએ.

વ્યવહારનું કામ સર્વોત્તમ કરવું હોય તોપણ એકાગ્રતાની જરૂર હોય છે, તો પછી પરમાત્મસ્વરૂપનું જ્ઞાન મેળવવું હોય તેમાં એકાગ્રતાની કેમ જરૂર નહિ.

**એકાગ્રતા અને શાંતસ્થિતિ સિવાય કોઈપણ કામ સર્વોત્તમ થઈ શકતુંજ નથી.**

આત્માના સામર્થ્યો પ્રાપ્ત કરવા, અખંડ સુખને પ્રાપ્ત કરવું હોય અને દુઃખમાત્ર ઉપર જય મેળવવો હોયતો આત્માવલંબી થાઓ. આત્મામાંજ શ્રદ્ધા રાખો, અને આત્માનોજ આશ્રય લ્યો. વિષયોની આસક્તિ ત્યજી, વિષયોનાં ચિંતન ત્યજી આત્મામાંજ આસક્તિ ધરો અને આત્માનુંજ ચિંતન કરો. તમારી યથાર્થ ભક્તિ થતાં આત્મા પોતાના યથાર્થસ્વરૂપનો પ્રકાશ તમારા મન ઉપર નાંખી, તેમનાં સામર્થ્યોનું દાન તમને કરશે.

સુખ મેળવવાને માટે આ એકલોજ સર્વોત્તમ રસ્તો છે. આ સિવાય સુખ મેળવવાનો બીજો એકપણ રસ્તો નથી અને તેથી જો તમારે સુખજ જોઇતું હોય તો અત્યારેજ તમારા આત્માના પ્રદેશમાં પ્રવેશ કરો. આત્માના પ્રદેશમા પ્રવેશ કરવો એ સુખના ભંડારમાં પ્રવેશ કરવા બરાબર છે.

એકાગ્રતા સિવાય એકપણ મનુષ્યે મહાન્ કાર્ય કર્યું નથી અને કરવાનો પણ નથી. જે જે માણસોએ મહાન્ કાર્ય કર્યા છે તે તરફ દૃષ્ટિ સ્થાપો. તે-ઓએ પોતાનો ઘણો સમય એકાંત અને એકાગ્રતામાંજ ગાળેલો જણાશે.

એકાગ્રતા સિદ્ધ થતાં થોડા કે ઘણા અંશે આત્માનો સાક્ષાત્કાર થાય છે અને તેના પરિણામરૂપ તે મહાન કાર્ય કરી શકે છે.

બહાર ભટકતા મનનો માણસ કશું કરી શકવાને સમર્થ નથી. આત્મા તે જ્ઞાન અને સામર્થ્યનો અખૂટ ઝરો છે. જ્ઞાન અને સામર્થ્યને ઈચ્છનાર મનુષ્યે આત્માતરફ વળવું જોઇએ. જેમ તૃષા નિવૃત્ત કરવા ઈચ્છનારે જળ મેળવવા નદી કે સરોવરનો આશ્રય લેવાની જરૂર છે, તેમજ જ્ઞાન અને સામર્થ્યને ઈચ્છતા મનુષ્યે આત્માના આશ્રયની જરૂર છે. આત્મામાંથી પ્રકાશ પામતું યથાર્થજ્ઞાન તેજ જ્ઞાન છે. તે બહાર ફાંફાં મારવાથી કે પુસ્તકોમાં શોધ્યા કરવાથી મળતું નથી, પણ આત્માસાથે સંબંધવાળા થવાથીજ મળે છે. પુસ્તકો વાંચો પણ તે ઉપયોગી અને સારભૂત પુસ્તકો વાંચો, એક વાંચ્યું, બીજું વાંચ્યું એમ ન કરો. સારભૂત થોડાં પુસ્તકો વાંચો અને મનન કરો અને એકાંતમાં આત્માસાથે સં-બંધવાળા થઈ સત્યના પ્રકાશનો અનુભવ કરો.

અન્નની દરેક માણસને જરૂર પડે છે. દિવસમાં એક કે બે વખત જમવાની જરૂર પડે છે. જમવાનો વખત થાય છે ત્યારે વૃત્તિ વલવલે છે. જરા વહેલું-મોડું થાય છે તો ધુંવાપુંવા થઈ જાઓ છો, અને તે સિવાય ચાલતું નથી. આ બધું શાને માટે ? માત્ર શરીરના પોષણમાટેજ છે. અન્નનું ગ્રહણ કરવાથી શરીર ટકીશકે છે, છતાં પણ ગમેતેવા અન્નનો સ્વિકાર કરતા નથી પણ જે રૂચિકર અને સ્વાદિષ્ટ હોય, જે શરીરને પોષણ આપી શરીરને પુષ્ટ કરનાર હોય તેવા અન્નનેજ ગ્રહણ કરવામાં આવે છે.

શરીરના પોષણમાટે અન્નની જરૂર છે. અને તે અનુકૂળ અન્ન કે જેથી શરીર પુષ્ટ થાય તેવું; તો પછી મનના પોષણમાટે કશાની જરૂર નથી? શરીર કરતાં મનની અધિક ઉપયોગિતા છે. અને તેથી મનના પોષણમાટે સારાં પુસ્તકો વાંચવાની પણ જરૂર છે. પુસ્તકો વાંચવાથી મન પોષાય છે. જેવાં પુસ્તકો વાંચવામાં આવે છે અથવા તો જેવી સોબત કરી જેવા વિચારનો સંગ કરવામાં આવે છે તેવા પ્રકારનું મન બને છે.

એક પુસ્તક વાંચ્યું વળી બીજું વાંચ્યું તેથી કાંઈ સફળતા નથી, વાંચી વિચાર કરતાં શીખવું એ જેટલું જરૂરનું છે તેથી અધિક વર્તનમાં ઉતારવાની જરૂર છે.

બહાર ભટકતાં મન અને ઇંદ્રિયોને એકાંતમાં સ્થિર કરી પરમાત્માના સંબંધને સેવવો એ કાર્ય ઘણું દુર્ઘટ લાગશે, પરંતુ દરેક કાર્ય પ્રયત્નથી સિદ્ધ થાય છે. દરરોજ પ્રયત્ન કરી મનને બહાર ભટકતું અટકાવી અંતરમાં ઉતારો. મન અને ઇંદ્રિયોના વેગને થોડો વખત સ્થિર કરી હૃદયમાં વાળી જુઓ કે ત્યાં આગળ મનના બહાર વાળેલા ગોટાળાનાં કેટલાં ગુંચળાં આવી ખડાં થાય છે? આ બધા તરફ દૃષ્ટિ ન નાંખો અને તમારી વૃત્તિઓ અંતરાત્માપ્રતિ ઉંડાણમાં ઉતારો. મન અને મનના વિચારતરફ લક્ષ આપો નહિ, કેવળ શાંત સ્થિતિનો અનુભવ કરો, ત્યાં તમને તમારા આત્માનો સ્વર સંભળાશે, અને આવી એકાગ્રતાવાળી શાંત સ્થિતિમાં આત્મામાંથી જે સ્વર સંભળાય છે તે કેવળ સત્ય હોય છે. આવી સ્થિતિમાંજ મહાન્ કાર્યો મહાન્ શોધકોએ કર્યા છે. આત્માના શાંત સ્વરની મદદથીજ મહાન્ વિદ્યાકળા અને શોધો પેદા થઈ છે.

જેટલે અંશે બહાર ભટકતા મનને પાછુંવાળી અંતરાત્માસાથે જોડાશો તેટલે અંશે તમારામાં મહાન્ કાર્યો કરવાનું સામર્થ્ય આવશે. ઇંદ્રિયોના વલવલાટને રોકો અને તમારા અત્યંત નજીકમાં રહેલા સત્યજ્ઞાન અને સામર્થ્યના મહોદધિમાં ડુબકી મારો, ત્યાં જ્ઞાન અને સામર્થ્યરૂપ મોતી શોધો. ઉતાવળા ન થાઓ, ગભરાઓ નહિ. જેમ જેમ તમો તમારાં ઇંદ્રિયોના વેગને બહાર ભટકતો અટકાવશો તેમ તેમ તમારો પ્રયત્ન સફળ થયેલો તમને જણાશે.

**સત્યજ્ઞાન, સુખ અને સામર્થ્ય મેળવવાનો આ સિવાય બીજો રસ્તો નથી.**

## સુખ કે દુઃખને લાવનાર વિચારજ છે.

*મનુષ્ય જેવા વિચાર કરે છે તેવો તે થાય છે, તમો જેવા વિચાર કરશો

* ભાગ્યોદય અંક ૯ સંવત ૧૯૧૩

તેવા તમો થશો. હવે તમારે જેવા થવું હોય તેવા થાઓ. સારા થવું યા નરતા થવું એ તમારાજ હાથમાં છે. બીજા માણસના ઉપર આધાર રાખી જેઓ રોદડાં રડતા ફરે છે તેઓ હંમેશાં રોદડાં રડયાજ કરે છે. માટે તમારે તમારી સ્થિતિના સંબંધમાં બીજાને દોષ દેવાની બીલકુલ જરૂર નથી. તમારી હાલ જે સ્થિતિ છે, તે દુઃખી હોય તોપણ તેને તમેજ બોલાવી છે, અને સુખી હોય તોપણ તે તમારા વિચારોનાજ પ્રતાપ છે.

× × × × × ×

દુઃખી થવું એ પણ તમારા હાથમાં છે, સુખી થવું એ પણ તમારા હાથમાં છે, એક હાથમાં અમૃત અને બીજા હાથમાં વિષ. બેમાંથી જેને તમો ઈચ્છતા હો તેને ગ્રહણ કરો. અમૃત ગ્રહણ કરશો તો તેથી તમનેજ લાભ છે, અને વિષનું પાન કરવાથી પણ તમનેજ હાનિ છે. તેવીજ રીતે સુખ અને દુઃખ એ બંનેમાંથી તમને જે પ્રાપ્ત હોય તેમાં તમેજ કારણભૂત છો. દુઃખના વિચાર કર્યા કરો, તમારા આગળ દુઃખનાજ ડુંગરો જણાયા કરશે. સુખના વિચાર કરો, તમને સુખનાજ ભંડારો જણાશે. તમો જેવા વિચારો કરશો તેવું ફળ તમને પ્રાપ્ત થયેલું જણાશે.

× × × × × ×

મનુષ્ય જો આનંદના વિચારો સેવે છે તો તેને હંમેશાં આનંદજ પ્રાપ્ત થાય છે. આનંદ એ મનુષ્યમાત્રને પ્રિય છે. આનંદથી જડતા જતી રહી શરીરમાં કાંઈક નવિનજ જાગૃતિ પેદા થાય છે. શરીરસંપત્તિમાં પણ એક આનંદિત મનુષ્યને જુઓ, તેનું શરીર કેવું તેજસ્વી અને સુદૃઢ હોય છે. તેના મુખ ઉપરનો આનંદનો પ્રભાવ કેવો! બીજા મનુષ્યોને પોતાના તરફ આકર્ષી લાવે તેવો હોય છે. તેને બદલે એક ક્રોધી મનુષ્યને જુઓ! તેનું મુખ કેવું નિસ્તેજ અને દમવિનાનું લાગે છે, શરીર કેટલુંબધું કૃશ થઈ ગયું છે, નેત્રો કેવાં ફીકાં પડી ગયાં છે, બંને મનુષ્ય છે. છતાં પણ એકે આનંદને સ્થાન આપ્યું છે, જ્યારે બીજાએ ક્રોધને સ્થાન આપ્યું છે તેમાં કેટલો ફેરફાર લાગે છે. તેવીજ રીતે માણસ જેવા વિચારોને રાત્રિ દિવસ પોતાના મગજમાં સેવ્યા કરે છે તેવાજ સુખ કે દુઃખોને તે મેળવે છે.

× × × × × ×

તમો આનંદને ઇચ્છતા હોતો હમેશાં આનંદમાં રહો આનંદનાજ વિચારોને સેવો, મુખ ઉપર પ્રસન્નતાને ધારણ કરો, તમારૂં મુખ શામાટે રાત દિવસ આનંદથી મલકાતું ન રહે, અભ્યાસ કરો, ખંતથી પ્રયત્ન કરો અને આનં-

દને તમારામાં સ્થાન આપો. આનંદ એ ઇશ્વરનું સ્વરૂપ છે. જો તમો ઇશ્વરના રૂપ થવા ઇચ્છતા હોતો પછી ઇશ્વરનાજ ગુણધર્મરૂપ જે આનંદ તેને તમો શામાટે વિસારી મુકોછો? તેને દૂર કરવાથી ઇશ્વર દૂરજ રહેશે. તેને ધારણ કરવાથી ઇશ્વરરૂપ પરમાત્મા તમારામાંજ પ્રકટ થશે.

× × ૫ × × ×

આનંદ એ એકજ ગુણને વળગી રહો. આનંદનુંજ ચિંતન કરો. મુખથી નહિ પણ વર્તનમાં પણ આનંદનેજ લાવો. તમારા મુખ ઉપરથીજ બીજા મનુષ્યને તમો આનંદીપુરૂષ છો એવું પ્રત્યક્ષ ભાન થાય તેવો પ્રયત્ન કરો. જુઓ પછી તમને સુખના ભંડારોની કુંચી પ્રાપ્ત નથી થતી? અવશ્ય થશેજ. આનંદ છે ત્યાંજ સુખ છે. જ્યાં આનંદ છે ત્યાંજ લક્ષ્મી છે અને આનંદ છે ત્યાંજ પરમાત્મા છે. જો તમારે પરમાત્મપદને પ્રાપ્ત કરવું હોય તો આજે આ નવિન વર્ષના આરંભમાંજ નિશ્ચય કરો કે 'હું હંમેશાં આનંદમાંજ રહીશ.' ગમે તેવા વિપત્તિના પ્રસંગ આવે તોપણ હું હંમેશાં આનંદ આનંદ અને આનંદમાંજ લીન રહીશ' આવોજ નિશ્ચય આજથી કરો, કાલથી તેજ નિયમે વર્તો. જુઓ પછી તમારાં વ્યવહાર અને પરમાર્થનાં કાર્યો કેવાં સર્વોત્તમરૂપે સધાય છે.

× × × × × ×

ક્રોધ, ભય કે દુઃખના પ્રસંગો કોનેમાટે છે? તે તમારેમાટે નથી, તેનું તમારા આગળ કશું પણ ચાલતું નથી. કારણ કે તેમના બળકરતાં તમારૂં આનંદનું બળ વિશેષ છે. જો તમે તમારા હાથમાં માત્ર આ એકજ હથીઆરને સાચવી રાખશો તો પછી તે હથીઆર તમારા હાથમાં જ્યાંસુધી હશે ત્યાંસુધી ક્રોધ, ક્લેશ અને દુઃખજેવા નિર્માલ્ય શત્રુઓ તમારા ઉપર સામ્રાજ્ય મેળવીશકશે નહિ. પણ જ્યાં તમારા હાથમાંથી તે હથીઆર ગમેતો બેભાન અવસ્થામાં, જાગ્રતમાં કે નિદ્રામાં નીચે પડી ગયું કે તુરતજ તમારા શત્રુઓ તમારા ઉપર ચઢી બેસશે અને પોતાનું જોર ચલાવશે. માટે તેને બહુજ સાવચેતીથી સાચવવાનું કામ છે. આ સાચવવાનું કામ થોડોક વખત નવેનવું હશે ત્યાંસુધી તમને કઠિન જણાશે. પણ જ્યાં મહાવરો થયો કે પછી તે હમેશાં તમારી પાસે અને પાસેજ રહેશે. પછી તેને બહુ સાચવવાની તમારે જરૂર પડશે નહિ. માટે હાલ તે છટકી ન જાય તેટલામાટે બહુજ સાવધાનતા રાખવાની જરૂર છે.

× × × × × ×

ઘરમાં કામ કરતાં કરતાં સ્ત્રી, પુત્ર કે ભાઇથી કાંઈ નુકશાન થયું તો તેથી તમારો પિત્તો કેમ ખસી જાય છે! તે વખતે તમો તમારા આનંદને એક ખૂણે

સુવાડી દેઈ શામાટે ક્રોધના તાબેદાર થઈજાઓ છો? આ તમારા સંબંધી વર્ગથી થયેલું નુકશાન તમો ક્રોધી થઈ ધમપછાડા કરશો તેથી કાંઈ સુધરવાનું છે! એતે થયેલું નુકશાન સુધરતું હોય તો તો જુદી વાત છે. પણ તેમ તો બનવાનું નથી, ત્યારે શામાટે ધમપછાડા કરી આનંદરૂપ પરમાત્માનો ત્યાગ કરી ક્રોધરૂપ પિચાશને તમારામાં સ્થાન આપોછો? આથી થયેલું નુકશાન સુધરતું નથી એટલુંજ નહિ, પણ તમે તમારી સ્થિતિ ફજેતી કરી નાખોછો. આ ક્રોધને સ્થાન આપવાથી તમારા મનમાં કેટલો ઉદ્વેગ થાય છે અને તેથી તમારા હૃદયમાં કેટલો ધક્કો પહોંચે છે, તેનો વિચાર કરો, તે વખતે તેજ વિચારમાં તમે ગાંડા જેવા થઈ જાઓછો. નુકશાન કરનાર તમારૂં ખાસ સ્નેહી હોય તોપણ તમે તેને તે વખતે દુશ્મન દેખોછો. અને એક બે કલાકસુધી તમારો જીવ ઠેકાણે બેસતો નથી. શાંતિ ખોઈ બેસોછો, કામમાં મન ગોઠતું નથી અને માત્ર નુકશાન અને તે કરનાર મનુષ્ય બંનેના વિચાર તમારામાં વારંવાર આવી ઉદ્વેગને ઉત્પન્ન કરે છે. આથી એક નજીવી વસ્તુનું નુકશાન થવાથી જે હાનિ થઈ હોય છે તેના કરતાં તમો તમારા અંતઃકરણની સ્થિતિ આનંદમાંથી પલટાવી ક્રોધમાં લઈ જાઓ છો તેથી તમને વિશેષ હાનિ પહોંચે છે. આવા વખતે ક્રોધ કરવો નહિ પણ નુકશાન કરનાર મનુષ્યના તરફ ક્ષમાની દૃષ્ટિથી જોવું, તમારા અંતઃકરણની આનંદની સ્થિતિ સાચવી રાખવી અને તે મનુષ્યને તેનાથી થયેલા નુકશાનના પરિણામમાં તેને થયેલા ખેદને ભૂલી જવા કહેવું અને ક્રોધને બદલે તેને આશ્વાસન આપી કહેવું કે હોય! આથી કાંઈ ગભરાવા જેવું નથી, ફરી લાવીશું. માટે ખેદ કરવો નહિ. આવું કહી તેને ધીરજ આપવી. એકતો નુકશાન થવાથી તેનું અંતઃકરણ ચિંતાવશ તો થયું હોય તેમાં તમે તેના ઉપર સવાર થઇ જાઓ એ કેટલુંબધું નિર્દયપણું કહેવાય? આવું કરવાથી તમો ઘણુંજ નુકશાન વેઠો છો અને તમારી આનંદની અમૃતમય સ્થિતિમાં ક્રોધરૂપ વિષને રેડી આનંદને વિષમય કરી મુકોછો. જે ફરી પાછી આનંદની સ્થિતિ લાવતાં લાવતાં મહામૂશ્કેલી પડે છે. એટલુંજ નહિ પણ વ્યસની માણસ જેમ એક વખત ચંટાકા કરવા બીડી પીએ છે અને ફરી 'એમાં શું! લાવો જરા પી લઇએ' એથી કાંઈ વળગી જવાની છે એમ માની ફરી પીએ છે. એમ કરતાં કરતાં ગારૂડી બની જાય છે તેવીજ રીતે તમે એક વખત ક્રોધવશ થયા કે ફરી વારંવાર તે તમારા ઉપર સ્વામિત્વ ભોગવશે અને આખરે તમારામાં આનંદરૂપ પરમાત્માને બદલે ક્રોધરૂપ પિશાચનું સ્થાન થશે. અને જ્યાં આનંદસ્વરૂપ પરમાત્માના રાજ્યમાં સુખ અને સામર્થ્યોનો ભોગ કરતા હશો ત્યાં પિશાચરૂપ ક્રોધનું સામ્રાજ્ય થવાથી તે દુઃખ, કલેશ આદિ વિષ્ટાનાં કુંડેકુંડાં તમારામાં જમાવ કરી દેશે.

માટે તમો તમારામાં કોઇપણ પ્રકારે ક્રોધનો આવિર્ભાવ ન થાય તેને માટે બરોબર સાવચેત રહેજો, અને આનંદને હમેશાં કાયમ રાખજો.

× × × × × ×

જો તમારે સુખ જોઇતું હોય તો પછી શામાટે કલેશના અને ક્રોધના વિચારોને સેવી દુ:ખને વહોરી લોછો ? શામાટે આનંદનાજ વિચારોમાં મગ્ન રહી આનંદ આનંદ અને આનંદમાંજ મસ્ત રહેતા નથી ? આનંદ એ પરમાત્મસ્વરૂપ છે. તમે આનંદને તમારા હૃદયમાં સ્થાન આપો કે પછી જુઓ તુરતજ તમારાં દુ:ખો વિલાઈ જશે અને તમે સુખને પ્રાપ્ત કરશો.

## અંદરના દુશ્મનોને ઓળખવામાં ગાફલ રહો નહિ.

*દુશ્મનોથી તમામ મનુષ્યો સાવધ રહે છે. ચોરોથી તમામ મનુષ્યો સાવધ રહે છે અને એવીજ રીતે પોતાને નુકશાન કરનારાઓથી દરેક માણસ સાવધ રહેવા બરોબર કાળજી રાખે છે. તોપણ તેઓ પોતાને થતા નુકશાનથી બચવા પામતા નથી. કારણકે તેઓ શત્રુઓથી અને ચોરોથી જેવા સાવધ રહે છે તેવી રીતે તેની નજીકમાં નજીક જે શત્રુઓ છે તેનાથી સાવધ રહેતા નથી અને તેથી તે શત્રુઓ તેમના ઉપર ચઢી બેસે છે. અને નુકશાન કરે છે.

× × × × × ×

જો એકવાર એમ જાણવામાં આવે કે અમુક મનુષ્ય પોતાના ઉપર વૈરભાવ રાખે છે તો તે મનુષ્યનો તે ફરી વિશ્વાસ રાખતો નથી, અને તેનાથી હમેશાં સાચવીને કામ લેછે. તેમજ ઘણા એવા મનુષ્ય છે કે આવાજ વૈરભાવ રાખનાર અને તેથીપણ ઘણુંજ અહિત કરનારા તેમના ઘણા શત્રુઓ છે એવું જાણવા છતાં પણ તેમનાથી સાવધ રહેતા નથી.

× × × × × ×

શરીરના શત્રુઓ બહારથી હાનિ ર્ક્યાસિવાય જેમ રહેતા નથી તેવીજ રીતે માનસિકશત્રુઓ પણ હાનિ કર્યાસિવાય રહેતા નથી. બહારથી જણાતા શત્રુઓ જ્યારે શરીરથી દૂર રહી હાનિ કરે છે ત્યારે આ માનસિકશત્રુઓ શરીરની અંદર પ્રવેશ કરી અને નુકશાન કરે છે.

× × × × × ×

બહારના શત્રુઓથી સાવચેત રહેવામાટે ગમેતેમ પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે આ માનસિક શત્રુઓથી બચવાને માટે બીલકુલ કાળજી રાખવામાં આવતી નથી. શારીરિક શત્રુઓ જેટલી હાનિ કરે છે તે કરતાં આ માનસિક

* ભાગ્યોદય અંક ૧૨ સંવત ૧૯૧૪

શત્રુઓ ઘણીજ હાનિ કરે છે. અને તે જાણવા છતાં પણ તેનાથી બચવાને માટે જેટલી સાવચેતી રાખવી જોઇએ તેટલી ઘણા રાખતા નથી.

× × × × × ×

આ શત્રુઓ તે બીજા કોઈ નહિ પણ તે કામ, ક્રોધ, ભય, શોક વિગેરે છે. આ સર્વ અનર્થ કરનારા છે એવું જાણ્યા છતાં પણ કેટલાક મનુષ્યો તેની દરકાર રાખતા નથી અને તેમની મૈત્રી કરે છે. આખરે આ શત્રુઓ જામી જાય છે અને પછી પોતાની સોબતનું જે દુઃખરૂપી ફળ તે પોતાના મિત્રને આપેછે અને જ્યારે ગાઢ મૈત્રી થાય છે અને દુઃખ પડે છે ત્યારે તેને છોડવા પ્રયત્ન કરવામાં આવે છે પણ તે પ્રયત્ન નકામો જાય છે, અને આ શત્રુઓથી બચાવ થતો નથી.

× × × × × ×

બહારના શત્રુઓથી બ્હીવાની જેટલી જરૂરછે તેના કરતાં આ શત્રુઓ કે જે આખું આયુષ્ય ખરાબ કરી મુકનાર છે તેમનાથી વધારે ડરવાની જરૂર છે. બહારના શત્રુઓ કદાચ નિંદા કરશે, કદાચ કોઈ કામમાં આડા આવી નુકશાન પહોંચાડશે અથવાતો એવોજ કોઈ ગેરલાભ કરશે, પણ આ શત્રુઓતો આપણામાં ધીમે ધીમે પ્રવેશ કરી આખરે આખી જીંદગી દુઃખમય કરી મુકે છે. અને પછી આખરે ઘણા દિવસનો સહવાસ થવાથી તેમને છોડવાનો બીજો કોઈ ઉપાય રહેતો નથી.

× × × × × ×

સુખને ઇચ્છનાર દરેક મનુષ્યે જેવી રીતે વ્યવહારમાં શત્રુઓથી સાવધ રહેવું જોઇએ તેવીજ રીતે આ માનસિક શત્રુઓથી પણ સાવધ રહેવું જોઇએ. અને તેમનો આપણી સાથે જરાપણ સંબંધ ન થાય તેને માટે ખાસ કાળજી રાખવી જોઇએ.

× × × × × ×

કર્તવ્યનું મૂળ વિચાર છે. પ્રથમ વિચાર ઉત્પન્ન થાય છે અને ત્યારપછી કર્તવ્ય જન્મ પામેછે. આ વિચાર જેટલે દરજ્જે શુદ્ધ તેટલે દરજ્જે કર્તવ્યની સિદ્ધિ થાય છે. શુદ્ધ વિચારનું સેવન કરનારાઓનું લક્ષ્યસ્થાન સુખ મેળવવાનું હોય છે અને અશુદ્ધ વિચારરૂપી કામ ક્રોધાદિ દુશ્મનોનું સેવન કરવાથી તે તેમને દુઃખને રસ્તે દોરી જાય છે. માટે કર્તવ્ય કરવામાં જેટલી સાવધાનતા રાખવી જોઇએ તે કરતાં વિશેષ સાવધાનતા પોતે કેવા વિચારોનું સેવન કરેછે તે રી રાખવી જોઇએ. કેમકે જેવા વિચારોનું તે સેવન કરેછે તેવા ફળને તે પામેછે.

× × × × × ×

જો તમારે દુ:ખને મેળવવું હોય તો કામના, ક્રોધના અને ભયના વિચારોનું સેવન કરો કે તરતજ તમને કલેશાદિ દુ:ખો આવી વળગવાનાંજ. જો તમારે સુખને મેળવવું હોયતો શ્રદ્ધા, શાંતિ, આનંદ, વિગેરે શુદ્ધ વિચારોનું સેવન કરો તો તેમના સેવનથી અંતે સુખજ મળશે.

× × × ×

મનુષ્ય જો કોઇપણ કામમાં શ્રદ્ધા રાખે છે, તો તેને તે કાર્યમાં વિજય મળવો મુશ્કેલ નથી. શ્રદ્ધાના વિચારોનું સેવન કરો. કોઈપણ કામ કરતી વખતે તે કામમાં વિજય મળશેજ, અથવા અમુક આમ બનશેજ. એ પ્રમાણેના વિચારને વળગી રહેવું, અને શંકાના વિચારો રાખવા નહિ તેનું નામ શ્રદ્ધા છે.

× × × × × ×

શ્રદ્ધા રાખનારા સુખી થાય છે. દેવ કે ઇષ્ટ પણ શ્રદ્ધા રાખ્યાસિવાય ફળતા નથી. જો તેમના ઉપર શ્રદ્ધા રાખવામાં આવે છે તો ધારેલું કાર્ય સિદ્ધ થાય છે. શંકાની નજરથી જોવામાં આવે છે તો કાર્યની સિદ્ધિ થતી નથી, તેવી રીતે દરેક કાર્યમાં શ્રદ્ધા રાખવી એ કાર્યસિદ્ધિમાં કારણરૂપ છે.

× × × × × ×

શંકાના વિચારો કરવા, ભયના વિચારો કરવા અને એવીજ રીતે કોઈપણ કામ કરવામાં તેનું ફળ મળશે કે કેમ ? એવી અશ્રદ્ધા રાખ્યા કરવી એ ખરેખર નિષ્ફળતા પ્રાપ્ત કરાવનાર છે. શંકાથી કાર્યમાં ઉત્સાહ રહેતો નથી, મન છગડગ થાય છે. અમુક કામ થશે કે કેમ ? એવો છગડગ વિચાર કરી તે કાર્યમાં ફળ મળશે કે કેમ તે બાબત શંકા રાખી જો કોઈ કાર્ય કરવામાં આવે છે તો તે સિદ્ધ થતુંજ નથી. તેવીજ રીતે શંકા રાખ્યાસિવાય તે કાર્યમાં વિજય મળશે એવી શ્રદ્ધાપૂર્વક કરેલું કામ ફળની સિદ્ધિ કરાવે છે.

× × × × × ×

માટે શંકાના અને ભયના વિચારો આપણામાં ન પ્રવેશ કરી જાય તેને માટે સાવચેતી રાખવી. આ વિચારો તેવા શંકાશીલ મનુષ્યોની સોબતથી આપણામાં પ્રવેશ કરી જાય છે. તેવા મનુષ્યો પોતે શંકાશીલ હોય છે અને જેમ એક અફીણી બીજાને અફીણ ખાતાં શીખવે છે, એક વ્યસની બીજાને વ્યસની બનાવે છે તેમ તેવા મનુષ્યો બીજાને શંકાશીલ બનાવી દેછે. તેમને વારંવાર તેમના કાર્યમાં ભય બતાવી શંકાશીલ કરે છે. અને આવી રીતે ઘણે પ્રસંગે આવા મનુષ્યો દરેક કાર્યમાં શંકા કરતાં શીખે છે. જેમજેમ શંકાના વિચારોનું સેવન કરતાં શીખે છે તેમતેમ કાર્યમાં વિશેષ અને વિશેષ નિષ્ફળતાને મેળવે છે.

× × × × × ×

જેમ બહારથી ઘરમાં ચોર ન પેસી જાય તેની કાળજી રાખવામાં આવે છે તેવીરીતે બહારથી આવા શંકાના, ભયના અને અશ્રદ્ધાના વિચારોરૂપી ચોરો આપણા મનમાં પ્રવેશ ન કરે તેને માટે સાવચેતી રાખવી જોઇએ. જેમ ચોરોથી રક્ષણ મેળવવા બારીબારણાં બંધ કરી પૂર્ણ જાપતો રાખવામાં આવે છે તેમ આ કુવિચારોરૂપી ચોરોથી બચવાને માટે તેઓ આપણા મનમાં પ્રવેશ ન કરે તે માટે આપણે તેમને પ્રવેશ કરવાનાં બારીબારણાં બંધ કરવાં જોઇએ.

× × × × ×

કુવિચારોનું સેવન કરનારાઓની સોબતથી આવા વિચારો આપણામાં દાખલ થાય છે. માટે જે મનુષ્યો આવા શંકા, ભય અને અશ્રદ્ધાના વિચારોનું સેવન કરનારા હોય તેમની સોબત કરવી જોઇએ નહિ અને તેમની વાતો સાંભળવી નહિ. જેમ બને તેમ તેમના વિચારો આપણામાં પ્રવેશ ન કરી જાય તેને માટે સાવચેત રહેવું.

× × × × × ×

મનને શુદ્ધ વિચારમાં જોડી રાખવાથી અશુદ્ધ વિચાર તેમાં પ્રવેશ કરી શકતો નથી. શ્રદ્ધા અને ઉત્સાહના વિચારોમાંથી મનને છુટું ન પડવા દેવાથી તેમાં શંકાના કે ભયના વિચારો પ્રવેશ કરીશકતા નથી. માટે હમેશાં મનને શુદ્ધ વિચારમાંજ જોડી રાખવું. ઉન્નતિને કરવી હોય, વિજયને મેળવવો હોય અને કાર્યસિદ્ધિ કરવી હોય તો શ્રદ્ધા અને ઉત્સાહના વિચારોનું સેવન કરવું અને ભય, શંકા અને અશ્રદ્ધાના વિચારોને તિલાંજલિ આપવી એજ સુખ મેળવવાનો સરળ રસ્તો છે.

---

## શુદ્ધ વિચારોનું સેવન

*પ્રવેશના નિયમોનું પાલન અવશ્ય કર્તવ્ય છે, અને શુદ્ધ વિચાર અને શુદ્ધાચરણ એજ આ નિયમોનું પાલન છે. આ જન્મમાં અવશ્ય મને ઇષ્ટસાક્ષાત્કાર અથવા સ્વરૂપસાક્ષાત્કાર થશેજ, એવી દૃઢ શ્રદ્ધાથી સ્વરૂપ સાક્ષાત્કારની વાટ જોયા કરવી, એપણ શુદ્ધ વિચાર છે. આ આદિ અનેક પ્રકારોની શુદ્ધવિચારમાં ગણના થાય છે. આવા વિચારોને નિરંતર સેવવા, એજ ચિતિ શક્તિના અનંત સામર્થ્યને હૃદયમાં પ્રકટાવવાની અમોઘ કળા છે. મનુષ્ય જેવા વિચાર કરે છે, તેવો તે અવશ્ય થાયજ છે. શુદ્ધ વિચાર મનુષ્યને શુદ્ધચિતિ શક્તિસ્વરૂપ અવશ્ય કરી મૂકેજ છે. અખંડ સુખનો, અનંત સામર્થ્યનો આ

* મહાકાળ માસિક.

વિના અન્ય કોઈ ઉપાય પૂર્વે હતો નહિ, આજે છે નહિ, ભવિષ્યમાં હશે નહિ. સાધનમાત્રનો ઉદ્દેશ પછી તે ભક્તિ હોય, યોગ હોય, સાંખ્ય હોય કે ગમે તે હોય પણ વિચારની અત્યંત શુદ્ધિ સાધવી, વિચારને ચિતિશક્તિમય કરી દેવો એજ છે. શુદ્ધવિચારને સેવો. શુદ્ધવિચારનુંજ સેવન કરો. **શુદ્ધ વિચારનેજ અંતઃકરણમાં સર્વદા પ્રકટ રાખો.** અશુદ્ધવિચાર તત્કાળ ત્યજીદો, હમણાં ત્યજો, આ ક્ષણે ત્યજો. તમે દેવ થશો, દેવના પણ દેવ થશો. ત્રિભુવનમાં તમારૂં સ્વામિત્વ પ્રવર્તશે. ધન, ઐશ્વર્ય આરોગ્ય બળ, વિદ્યા, જે જોઇશે તે સર્વ તમારે ચરણે પડશે. તમને કંઈપણ દુર્લભ નહિ રહે. તમે સર્વાધિપતિ પૂર્ણપુરૂષોત્તમ થશો. શુદ્ધ વિચાર સેવવો કઠિણ જણાય છે? શુદ્ધ આચરણનું પાલન અશકય જણાય છે? શામાટે મિથ્યા ભડકો છો? સરળને કઠિન ભ્રાંતિથી શામાટે માનો છો, તમારા અંતઃકરણમાં સર્વાધિપતિ ચિતિશક્તિ વિરાજે છે. સિંહની સમીપમાં રહીને સસલાથી બીહો છે? લજ્જા પામો. અસંખ્ય મહારથીઓને પૂરો પડે એવો અર્જુનસમાન ચિતિશક્તિરૂપ અતિરથી તમારા હૃદયરથમાં છતાં બીકણ ઉત્તરકુમારની પેઠે પાછેપગે નાસો છો શું? સ્થિર થાઓ, શ્રદ્ધા ધરો, ભયને પરિત્યજો શુદ્ધવિચાર સેવવો એ બહુજ સરળ છે, શુદ્ધવિચાર સ્વાભાવિક છે. અશુદ્ધ વિચાર અસ્વાભાવિક છે. સ્વાભાવિકને સેવવું એમાં કઠિન શું?

જ્યારે અંતઃકરણમાં ભય પ્રકટે, અને સંતાપ આપે, ત્યારે ભય એ જાણે કોઈ મનુષ્ય હોય તેમ નેત્ર મીંચી મનમાં તેને કહેવું, ભય! મારા હૃદયમાંથી આ ક્ષણે ચાલ્યોજા. આખી દુનિયામાં ફરીઆવ, અને સર્વ સ્થળેથી મારેમાટે પ્રેમને લેઈ આવ. જા, હમણાજ જા.

વિકારોની સાથે આ પ્રમાણે વાતચીત કરવાનો અને આપણા અંતઃકરણમાંથી તેમને કાઢીને વિશ્વમાં ફરવા મોકલવાનો ઉત્તમ સમય રાત્રિએ પથારીમાં સુતા પછીનો છે. તે સમયે સઘળું શાંત હોય છે, અને તેથી આપણું કાર્ય વિકારો બહુ સત્વર કરે છે.

જે પ્રકારનો ભય આપણુને સ્ફુરતો હોય તે પ્રકારના ભયને કહેવું, ભાઈ ભય! જા, વિશ્વમાં ફરીને મારે માટે નિર્ભયતા અને હિંમતને સત્વર શોધી લાવ.

ક્રોધને કહેવું, ક્રોધ! મારે રાત્રે તારૂં કશું કામ નથી, માટે હું નિદ્રાવશ થાઉં છું, તે સમયમાં વિશ્વમાં ફરીઆવ, અને શાંતિને જ્યાંત્યાંથી શોધીને મારે માટે લેઈ આવ.

દ્વેષને મનમાંજ કહેવું, ભાઈ દ્વેષ! તું પણ હમણાજ મારી પાસેથી જા.

અને આખા જગતમાં ફરીને મારે માટે પ્રેમને લેઈ આવ. સમજ્યોકે ? જા, હમણાંજ જા.

નિર્ધનતાની, વ્યાધિની, મૃત્યુની અને એવીજ વિવિધ પ્રકારની ચિંતાને કહેવું, ચિંતા ! તારૂં પણ અત્યારે મારે પ્રયોજન નથી; માટે તું પણ અહીંથી હમણાં જા, અને આખા જગતમાં સ્થળે સ્થળે ફરજે, અને પરમેશ્વરની રક્ષક સત્તામાં વિશ્વાસને અને શ્રદ્ધાને શોધીને મારે માટે લેતી આવજે. જા, સત્વર જા.

આ પ્રમાણે બીજા પણ જે જે વિકારોને કહેવું ઘટે તેને કહેવું. ખરા મનથી આમ કરવું. અજ્ઞાન અવિદ્યાને પણ તેજ પ્રમાણે કહેવું, કે સૃષ્ટિમાં બધે ફરીને જ્ઞાનને અને વિદ્યાને લેઈ આવ.

આ પ્રમાણે વિકાર વગેરેને આજ્ઞા કરી શાંતિથી નિશ્ચિત થઈ ઉંઘવું, આપણે પ્રેરેલા વિચાર બહાર જશે, અને વિશ્વમાંથી આપણે જે મંગાવ્યું છે, તે અવશ્ય લાવી, આપણા હૃદયમાં સ્થાપશે, એવો વિશ્વાસ રાખવો. વિચારો, એ એક અદ્ભુત સામર્થ્ય છે; અને જાગ્રતમાં આપણે પ્રેરેલા વિચારો, નિદ્રામાં આપણે ન જાણીએ તેમ આપણામાં વિવિધ ફેરફારો કરે છે, માટે આ ક્રિયાને કોઇએ હસવાલાયક ગણી કાઢવા જેવી નથી. આપણે નિદ્રામાં હોઇએ છીએ ત્યારે વિશ્વમાં પ્રવર્તતાં વિચારનાં હજારો આંદોલનો, આપણા અંતઃકરણની સ્થિતિ પ્રમાણે આપણને સારી અથવા નઠારી અસર કરે છે. ઉપર વર્ણવેલી ક્રિયાથી સારા વિચારનાં આંદોલનોજ આપણા તરફ આકર્ષાઈ આવે, એવી આપણે આપણા હૃદયની સ્થિતિ કરીએ છીએ, અને તેથી જો નિત્ય આપણે આ અભ્યાસને સેવીએ છીએ તો આપણે આમંત્રણ કરેલા ગુણો આપણામાં આવે છેજ.

---

## વ્યર્થ વિચારોનો ત્યાગ કરવો જોઇએ.

*એક માણસ સારી સ્થિતિનો હતો તોપણ તે બહુ ફિકર કર્યા કરતો, ને પોતાની બાયડીપાસે બેશી રોજરોજ ભવિષ્યનાં દુઃખોની ગણત્રી કર્યા કરતો. તે કહેતો કે, હવે આપણને છોકરાં થશે ને ખર્ચ વધશે, છોકરાંની સગાઈ કરવી પડશે ને વેવાણો ખરાબ મળશે તો પંચાતી. આપણામાં રીતભાતો વધી ગઈ. એક વહુ લાવતાં ત્રણહજાર રૂપિઆનો દાગીનો જોઇએ. જો ચાર પાંચ છોકરા થાય તો લાગ મળે ના ? રોજગાર ઘટી ગયા, રસકસ ઓછા થયા, વેપારમાં સાર રહ્યા નહિ ને ખરચ વધ્યાં જાય છે. હવે કરવું કેમ ? મારી મા પણ હવે માંદી સાજી. તે કેસ પણ પાંચ પંદર દિવસે ખોટો છે, એટલે કાંઈ દહાડોપાણી

*સ્વર્ગનું વિમાન.

ર્ક્યાવિના ચાલશે? છ મહિના પછી તારી સુવાવડ આવશે ત્યારે વળી પં-ચાતી. સુવાવડ કરવા કોને બોલાવશું? બ્હેન તો કાંઈ આવે તેમ નથી; એને ને તારેતો બારમો ચંદ્રમા. આવતે વરસ તારો ભાઈ પરણશે ત્યારે વળી દે-શમાં જવું પડશે. મારો કાકો પણ મરવા પડયો છે; કાણે ગયાવિના કાંઈ છુટકો છે? ઉપરાઉપર ખરચ. હવે તે કરવું કેમ? શેઠનો છોકરો જુવાન થતો જાય છે તેમ તેમ તેનો મીજાજ પણ ફાટતો જાય છે. એની સાથે પણ વખત જતાં પાધરૂં ચાલે તેમ નથી. નાની બેનનો વર પણ માંદો સાજો. તારા બાપનો મીજાજ તો ઓરજ, એની તરફથી પણ કાંઈ દોકડો મળવાની આશા છે? આપણું જુનું ઘર પણ કાંઇ ઉખેળ્યાવિના ચાલે તેમ છે? એ ઉખેળશું ત્યારે બારી મૂકવાસારૂ પાડોશીજોડે કજીયો કર્યાવિના છુટકો નથી. આફત તે કાંઈ થોડી છે? આટલાંબધાં દુઃખ તો કોઇને હોય નહિ. એટલીબધી જંજાળ તે કેમ ખમાય? આવી રીતે બીજાઓપાસે ને પોતાની બાઈડીપાસે તે રોજ રોજ રોદણાં રોયા કરતો. એ ફિકરમાં ઉદાસ રહેતો, ને હલકા વિચારો કરતો; તેથી બાઇડીને લાગ્યું કે પોતાની મૂર્ખાઈથી વગર દુઃખે દુઃખી થતો આ તો કોઈક દિવસ મફતની ફિકરમાં આપઘાત કરી બેસશે. માટે તેને કાંઈ સમજા-વવો જોઇએ. એમ ધારી એક દિવસ બાઇડીએ ઘરમાં કાંઈ કામકાજ કર્યું નહિ, તે જાણીજોઇને ઉદાસજેવો ચેહેરો કરીને સૂઈ રહી. રાતે ધણી ઘરમાં આ-વ્યો ત્યારે જુવે છે તો દીવો કરેલો નહિ, ઝાડુ કહાડેલું નહિ, વાસણ માંજેલાં નહિ, રસોઇ કરેલી નહિ ને પાણી પણ ભરેલું નહિ. ત્યારે ધણીએ ગુસ્સે થ-ઇને પૂછયું કે, આજે શું છે? બાઇડીએ કહ્યું કે, મારા દુઃખનો કાંઈ પાર નથી. આજે એક બ્રાહ્મણ આવ્યોતો, તે કહી ગયો કે તમારૂં આયુષ સાઠ વરસનું છે તેમાં હજીતો મને વીશ થયાં, બાકી ચાળીશ રહ્યાં, તે ચાળીશ વરસમાં મારે શું શું કરવું પડશે? તેની મેં ગણત્રી કરી તે જરા સાંભળો, પછી મારી ઉપર ગુસ્સે થાઓ. રોજ બે પાલી મને દળવું પડે છે તે મહિનાનું સાઠ પાલી ને વરસનું ૭૨૦ પાલી થયું; અને ચાલીશ વરસનું અઠાવીશ હજાર ને આઠસો પાલી થયું. રોજ દસ ઘડા પાણી ભરવું પડે છે, તે મહિનાનું ત્રણસો ઘડા ને વરસનું ત્રણહજાર છસો ઘડા થયું; ને ચાલીશ વરસનું એક લાખ ચુમાલીશ હજાર ઘડા પાણી થયું. રોજ બેય વખતનાં મળીને નાનાં મોટાં ચાલીશ વા-સણ માંજવાં પડે છે, તે મહિનાનાં બારસો વાસણ થયાં, વરસના ચૌદહજાર ચારસો વાસણ થયાં ને ચાલીસ વરસનાં પાંચ લાખ છોંતેરહજાર વાસણ મારે માંજવાનાં થયાં. હવે તમે વિચાર કરો કે અઠાવીશ હજારને આઠસો પાલી ઘઉં હું કેમ દળી શકું? એક લાખ ને ચુમાલીશહજાર ઘડા હું પાણી કેમ ભરી

શકું ? અને પાંચ લાખ ને છોતેરહજાર વાસણ મારા બાપનો બાપ ને તેનો બાપ આવે તોપણ હું કેમ માંજી શકું ? વળી તે બ્રાહ્મણ કહી ગયો કે તમને ચૌદ છોકરાં થશે. એક છોકરૂં હજીતો ત્રણ મહિનાનું પેટમાં છે, એટલામાં તો મરવા પડી છું. ત્યારે ચૌદ છોકરાં ! ઓય મારા બાપલિયા ! એટલું બધું દુઃખ કાંઈ આપણાથી ખમાય નહિ; એ કરતાં તો મરી જવું સારૂં. ત્યારે ભાઈડાએ કહ્યું કે, રાંડ મૂર્ખી ! દિવાની કેમ થઈગઈ છે? એ બધું તારે એક દહાડામાં થોડુંજ કરવાનું છે ? ચૌદ છોકરાં કાંઇ તારે ભેળાં જણવાં છે ? તારે તો રોજના જેટલુંજ કામ કરવાનું છે. એમાં વળી એવી ગણત્રી શાની ? ત્યારે બાઇડીએ કહ્યું કે, તમે છોકરાંના છોકરાંની ફિકર શું કરવા કરો છો ? જેમ મારાં વાસણ, પાણી મને ખબર નહિ પડે તેમ થઈ જશે, તેમજ તમારાં દુઃખો પણ તમને બહુ ખબર ન પડે તેમ ચાલ્યાં જશે. એમાં ભવિષ્યનાં દુઃખોને યાદ કરીને વિનાકારણ શામાટે દુઃખી થાઓ છો ? ભક્તિમાન્ બાઇડીનો એ ઉપદેશ તેને સચોટ લાગી ગયો, ને તે દિવસથી ભવિષ્યની મફતની ફિકર તેણે છોડી દીધી.

સંસારમાં ઉત્તમ પંક્તિમાં સ્થિતિ મેળવી, આત્મકલ્યાણ કરવું વગેરેનો આધાર વિચારની વિશુદ્ધતા ઉપરજ છે. વિચારશીલ મનુષ્યના હાથથી કદીપણ હીનકર્મ થતું નથી અને શુભાશુભ સ્થિતિનો આધાર વિચારઉપરજ છે. મનુષ્ય જેમ જેમ વિચારવંત થતો જાયછે તેમ તેમ પોતાના અવગુણોને પણ સમજે છે, એટલુંજ નહિ પણ બીજાઓની પરીક્ષા કરવામાં તેની બુદ્ધિ વિકાસ પામે છે અને સત્યાસત્યને શોધતાં શીખે છે. વિચાર કરવાથી પરીક્ષા કરવાની ટેવ પડે છે તો પરીક્ષા કેમ કરવી એ અનુભવ મેળવવા હવે પછી પરીક્ષા અધિકાર લેવો યોગ્ય માની આ વિચારઅધિકારને અહિ વિરમ્યો છે.

## परीक्षा-अधिकार.

દરેક પદાર્થની પરીક્ષા સમય આવ્યેજ થાય છે, સમય આવ્યા સિવાય તેની સત્ય પરીક્ષા થઈ શકતી નથી, મનુષ્યને સંપત્તિમાં ઘણા મનુષ્યો મદદ કરવામાં તત્પર રહે છે પણ ખરી સ્થિતિમાં તેઓ બધાં ખસી જાય છે. તેમજ કોઇ સાથે સંબંધ બાંધવો, કોઇ મંડળમા ભળવું, કોઇપણ ચીજ ગ્રહણ કરવી. એ સઘળું પરીક્ષા કર્યા બાદજ કરવું જરૂરનું છે. ઈત્યાદિ બાબત સમજાવવા સારૂ આ અધિકાર આરંભાય છે.

## પ્રસંગે પરીક્ષા થઇ જાય છે.

### अनुष्टुप् (१ थी ३)

हंसः श्वेतो बकः श्वेतः, को भेदो बकहंसयोः ।
नीरक्षीरविभागे तु, हंसो हंसो बको बकः ॥ १ ॥ (सु. र. भां.)

હંસ પણ ધોળો છે અને બગલો પણ ધોળો છે, માટે હંસ તથા બગલામાં શો ભેદ ? ઉત્તર–દુધ તથા પાણીને જુદાં પાડવામાં તો હંસ તે હંસ છે અને બગલો તે બગલો છે. એટલે સજ્જન પુરુષની પરીક્ષા તેના કાર્યમાંજ થઈ શકે છે અને ત્યાં મૂર્ખનું મૂર્ખપણું પણ જણાઈ રહેછે, એવો ભાવ છે. ૧

## વાણીથી સજ્જન તથા દુર્જનની પરીક્ષા થાય છે.

न विना मधुमासेन, अंन्तरं पिककाकयोः ।
वसन्ते च पुनः प्राप्ते, काकः काकः पिकः पिकः ॥ २ ॥ (सू. मु.)

વસન્ત ( ચૈત્ર ) માસવિના કાગડા તથા કોયલનો ભેદ જાણી શકાતો નથી, પરંતુ વસન્તઋતુ પ્રાપ્ત થતાં કાગડા તે કાગડા છે અને કોયલ છે તે કોયલ છે. અર્થાત્ વસંતઋતુમાં કોયલનું બોલવું થાય છે. એવી રીતે વિદ્વાનની પરીક્ષા તેના બોલવાથીજ થઈ શકે છે. ૨

## નિકટના કુટુંબની પરીક્ષાનો સમય.

जानीयात्प्रेषणे भृत्यान्, बान्धवान् व्यसनागमे ।
मित्रमापदि काले च, भार्यां च विभवक्षये ॥ ३ ॥ (सू. मु.)

કોઈપણ સ્થાનમાં મોકલી ચાકરોની પરીક્ષા કરવી એટલે પોતાની પાસે જ્યાંસુધી નોકર હોય ત્યાંસુધી તો તે બરાબર ધ્યાન આપી કાર્ય કરે પરંતુ જ્યારે પરોક્ષમાં ચિત્ત દઈ નોકરી બજાવે ત્યારેજ તેની પરીક્ષા થઈ શકે. સંકટ વખતે બાંધવ–સગાઓની પરીક્ષા થાય છે અને દુઃખ વખતે મિત્રની પરીક્ષા થાય છે, તેમજ જ્યારે ઘરમાં કાંઈપણ વૈભવ ( ધન વિગેરે ) ન હોય ત્યારે સ્ત્રીની પરીક્ષા થાય છે. ૩

## કોની કોની પરીક્ષા કયાં કયાં અને કયારે કયારે થાય છે.

### उपजाति. (४–५)

वन्हौ सुवर्णस्य रणे भटस्य, गतौ तुरंगस्य नये नृपस्य ।
नार्याश्च नैःस्वे व्यसने स्वबन्धोर्दातुः पुनर्दुःसमये परीक्षा ॥ ४ ॥ (म. च.)

અગ્નિમાં સોનાની, રણસંગ્રામમાં યોદ્ધાની, ચાલવામાં ઘોડાની, ન્યાયમાં રાજાની, નિર્ધનસ્થિતિમાં સ્ત્રીની, સંકટમાં પોતાના બંધુની અને ખરાબ સમય ( નિર્ધન અવસ્થા) માં દાતા પુરુષની પરીક્ષા થાય છે, અર્થાત્ કે ખરો સમય આવ્યાસિવાય ખરી પરીક્ષા થઈ શકતી નથી. ૪

## કોણ કોની પરીક્ષા કરી શકે છે. ?

योगी समाधिं विरहं वियोगी, मृगो निनादं सुरतं च भोगी ।
जानाति शूरं सुभटावतंसः, कविः कवींद्रं गुणिनं गुणाढ्यः ॥५॥ (म. च.)

યોગી પુરુષ સમાધિની, વિયોગી ( વિરહી ) પુરુષ વિરહની, મૃગ સંગીતના નાદની, ભોગી ભોગના સુખની, ઉત્તમ શૂરવીર શૂર પુરુષની, કવિ ( કાવ્યકર્તા ) કવીન્દ્રની અને ગુણાઢ્ય પુરુષ ગુણી પુરુષની પરીક્ષા કરી શકેછે. ૫

## અનુભવીવગર પરીક્ષા થઇ શકતી નથી.

**वंशस्थ.**

गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणो, बली बलं वेत्ति न वेत्ति निर्बलः ।
पिको वसन्तस्य गुणं न वायसः करी च सिंहस्य बलं न मूषकः ॥ ६॥ (सु.र.भां.)

ગુણી પુરુષ ગુણને જાણી શકે છે પણ ગુણહીન પુરુષ ગુણને જાણી શકતો નથી. બળવાન્ પુરૂષ બળને જાણી શકે છે પણ નિર્બળ મનુષ્ય બળને જાણી શકતો નથી. વસન્તઋતુના ગુણને કોયલ જાણે છે પણ કાગડો જાણી શકતો નથી, અને સિંહના પરાક્રમને હાથી જાણી શકે છે પણ ઉંદર તેના પરાક્રમને જાણી શકતો નથી. ૬

---

## કેટલાંએક સુપરીક્ષક દૃષ્ટાંતો.

* મનહર છંદ.

તાણતાં તણાય નહિ તાણનાર તાણી મરે; તે તો ધર્મ કુસંપી ધંધામાં કે [1]ધરાળમાં;
ઉત્તમ મધ્યમ સર્વ એકઠુંજ કુટી મારે, એતો ગુણ અવિવેકી પ્રાણી કે પરાળમાં;
ઉત્તમ મધ્યમ મળ્યાં અલગ અલગ કરે, એતો ગુણ મહા મતિમાન કે મરાળમાં;
ઊંચી ગતિ ચઢેને ચઢાવે દલપત કહે, એતો ગુણ વડાવડા લોક કે વરાળમાં. ૭

---

* દલપતકાવ્ય ભાગ બીજો.

૧ ગાડાને ધાંસરા તરફ ઓઝો ભાર થાય તે ધરાળ, અને પાછળ ઓઝો ભાર થાય, તેને ઉલાળ કહે છે.

પરીક્ષા કરીને ગ્રહણ કરેલ કોઇપણ માર્ગ, કોઇપણ ચીજ કે કોઇપણ મનુષ્ય, ધર્મ કે દેવ પરિણામે સુખકારક થાય છે પણ વગર પરીક્ષાએ જેમાં તેમાં ફસાઈ જવું એ દુઃખકારક છે ગુણવાન્ મનુષ્યો હોય છે તેઓ એકબીજાની પરીક્ષા કરીને પરસ્પર સ્નેહસબંધ બાંધે છે. પણ એક ગુણવાન્ અને એક ગુણહીન એઓ વચ્ચે સંબંધ બંધાતો નથી. કદાચ બંધાય છે તો તેમાં પરીક્ષાના અભાવને લીધે દુઃખજ થાય છે.

ગુણગ્રાહી પુરૂષો મળે ત્યારે જેટલો પરસ્પર આનંદ થાય છે. તેટલો આનંદ અણસમજુ માથાકુટીઆ પુરૂષો મળે ત્યારે થતો નથી, તો તે અણસમજુ કેવા હોય તે દર્શાવવા પરીક્ષા અધિકાર પૂર્ણ કરીને અપરીક્ષક અધિકારની પ્રાપ્તિ માની છે.

## अपरीक्षक अधिकार.

ગર્દભ ઉત્તમ અશ્વની પંક્તિમાં ગણાતો હોય, વેશ્યાસ્ત્રી સતીભાવમાં ગણાતી હોય, વિદ્વાનને મૂર્ખની પંક્તિમાં બેસાડવામાં આવતો હોય, ન્યાયાધીશ ધનેચ્છાથી અગડંબગડં કરતો હોય, ઉપદેશક ઢોંગી છતાં મહાત્માની ગણનામાં મેલાતો હોય એવા અપરીક્ષક સ્થાનમાં વસવું એ હિતકર નથી. કારણ કે “ ટકે શેર ભાજી ટકે શેર ખાજા” એ વાતની માફક શિષ્યની જેમ કઢંગી સ્થિતિ થઇ તે પ્રમાણે આપણે પણ ભોગ થવા સંભવ છે. એમ માનીને તે સ્થાનનો દૂરથી ત્યાગ કરવો. એ દેખાડવાને આ અધિકારનો આરંભ છે.

### તરછોડાયેલા ખેદાતુર ગુણવાનનું આશ્વાસન.

अनुष्टुप्.

अयि त्यक्तासि कस्तूरि, पामरैः पङ्कशङ्कया ।
अलं खेदेन भूपालाः, किं न सन्ति महीतले ॥ १ ॥ (सु. र. भां.)

હે કસ્તૂરિ! પામર મનુષ્યોએ કાદવની શંકાથી તને તજી દીધી છે પણ ખેદ નહિ કર. શું ત્હારા ગ્રાહક ભૂમિપાલો (રાજાઓ) પૃથ્વીમાં નથી. ૧

તથા —

वसन्ततिलका.

हे राजहंस किमिति त्वमिहागतोऽसि,
योऽसौ बकः स इह हंस इति प्रतीतः ।
तद्गम्यतामनुपदेन पुनः स्वभूमौ,
यावद्वदन्ति न बकं खलु मूढलोकाः ॥ २ ॥ (सु. र. भां.)

હે રાજહંસ ! અહીં તું શા વાસ્તે આવ્યો છે ? કારણ કે જે આ બગલો હતો તે અહિં હંસ એવી રીતે પ્રસિદ્ધિને પામ્યો છે એટલે રાજહંસ થઇ બેઠો છે. તેથી જ્યાંસુધીમાં મૂર્ખલોકો તને બગલો ન કહે ત્યાંસુધીમાં આવ્યો તેમ તરત પોતાના સ્થાનપર પલાયન કરી જા. ૨

કેવળ મૂર્ખતાની સમજણ.

शार्दूलविक्रीडित्.

छेदश्चन्दनचूतचम्पकवने रक्षापि शाखोटके,
हिंसा हंसमयूरकोकिलकुले काकेषु नित्यादरः ।
मातङ्गेन खरक्रयः समतुला कर्पूरकार्पासयो-
रेषा यत्र विचारणा गुणिगणे देशाय तस्मै नमः ॥३ ॥ (सु. र. भां.)

ચંદન, આંબો તથા ચંપકનાં વનોને કાપવાં અને બોરડી બાવળના ઝાડની રક્ષા કરવી, તેમજ હંસ, મોર, કોકિલનાં કુલોની હિંસા કરવી અને કાગડા તરફ સ્નેહ રાખવો તથા હાથી આપીને ગધેડા ખરીદવો; કપાસ અને કપૂરની સરખી કિંમત, ગુણી અને મૂર્ખની સરખી ગણના, એવી પરીક્ષા જે દેશમાં હોય તે દેશને નમસ્કાર છે એટલે તે દેશમાં વસવું નહિ. ૩

બુદ્ધિહીનમાં પરીક્ષાની ખામી.

મનહર.

*સાધારણ કનકની કિંમત ન કરી જાણે, કુંદનની કિંમત તે કેમ કરી જાણશે;
હળદીની કિમ્મત હયાતિમાં ન કરી હોય, કેસરની કિમ્મત તે કેમ ઉર આણશે;
કિડિયાં મોતીની કાંઇ કિમ્મત ન કરી જાણે, મોંઘાંમુલાં મોતીને શું વિવિધ વખાણશે;
કહે દલપત કાંઇ કવિતા ન કંઠે કરી, કવિતાની કિમ્મત તે શી પેરે પ્રમાણશે. ૪

બુદ્ધિની ખામીને લીધે આ અધિકારમાં બતાવ્યા પ્રમાણે પરીક્ષાની રીતિ મળી શકતી નથી તો આવા દુર્ગુણમાંથી મુક્ત થવાને માટે અવશ્ય બુદ્ધિની જરૂર છે. વળી બુદ્ધિની ખામીને લીધે કુટુંબમાં કલેશ, જ્ઞાતિમાં ઝઘડા, ગામ કે શહેર અથવા દેશમાં ઉથલપાથલ થાય છે. તો બુદ્ધિ કેવાં કેવાં કાર્યો કરે છે તે દર્શાવવા બુદ્ધિઅધિકારને હવે પછી યોજવા યોગ્યતા માની છે.

---

* દલપત કાવ્ય ભાગ ૧ લો.

# बुद्धि अधिकार.

**यस्य नास्ति स्वयं प्रज्ञा, शास्त्रं तस्य करोति किम्**

જેને સ્વાભાવિક બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરી શકશે ? બુદ્ધિ-વિચારશક્તિ આ મનુષ્યોનું ઉત્તમ મનુષ્યત્વ કહેવરાવનારૂં લક્ષણ છે. માટે તેનું સંરક્ષણ કરવું એ ઉત્તમ પ્રકારનું કર્તવ્ય છે. ઈત્યાદિ બાબત જણાવવા સારૂ આ અધિકાર શરૂ થાય છે.

### બુદ્ધિથીજ સારગ્રાહી થવાય છે.

**अनुष्टुप्. (१-थी-५)**

**षट्पदः पुष्पमध्यस्थं यथा सारं समुद्धरेत् ।**
**तथा सर्वेषु कार्येषु, सारं गृह्णाति बुद्धिमान् ॥ १ ॥** (सू. मु.)

ભમરો પુષ્પના મધ્યમાં રહેલા સારને જેમ ખેંચી લે છે. તેમ સર્વ કાર્યોમાં બુદ્ધિમાન્ મનુષ્ય સારને ગ્રહણ કરે છે. ૧

### બુદ્ધિમાન્‌ની બુદ્ધિની સત્તા.

**एकं हन्यान्न वा हन्यादिषुर्मुक्तो धनुष्मता ।**
**बुद्धिर्बुद्धिमता त्यक्ता, राष्ट्रं हन्यात्सराजकम् ॥ २ ॥** (सू. मु)

ધનુર્ધારી પુરુષે મુકેલું બાણ એક મનુષ્યને હણી શકે અથવા ન હણી શકે, પરંતુ બુદ્ધિમાન્ પુરુષે મૂકેલી બુદ્ધિ રાજાસહિત દેશનો નાશ કરે છે. ૨

### બુદ્ધિ અવસ્થાઉપર પણ આધાર રાખે છે.

**वयोऽनुरूपाः प्रायेण, प्राणिनां हृदि बुद्धयः ।**
**रसाम्रस्य कषायाम्लमधुराः क्रमशो रसाः ॥ ३ ॥** (सू. मु.)

પ્રાણીઓને ઘણુંકરીને હૃદયમાં અવસ્થાપ્રમાણે બુદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ત્યાં દૃષ્ટાંત કહે છે કે—આંબામાં (કેરીમાં) ક્રમેથી તુરો, ખાટો, મધુર (મીઠો), આવા રસો તે વૃક્ષની અવસ્થા પ્રમાણે ક્રમથી ઉત્પન્ન થાય છે. ૩

### પાણી આવ્યાપહેલાં પાળ બાંધવી.

**उत्पन्नपरितापस्य बुद्धिर्भवति यादृशी ।**
**तादृशी यदि पूर्वं स्यात्कस्य स्यान्न समीहितम् ॥४॥** (सू. मु.)

(કુકૃત્યના પરિણામરૂપ) પીડા જેને ઉત્પન્ન થઈ છે એવા મનુષ્યની બુદ્ધિ જેવી તે વખતે થાય છે તેવી જો (તે કાર્ય કરવા) પહેલાં થાય તો કયા મનુષ્યનું ઇચ્છિતફળ સિદ્ધ ન થઇ શકે? ૪

## કોપેલ દૈવની ખુબી બતાવે છે.

दैवं रुष्टं चपेटां किं, विश्राणयति जातुचित्।
किंतु तां दुर्मतिं दत्ते, यया रोदिति रंकवत् ॥ ५ ॥ (सू. मु.)

રૂષ્ટ થયેલ દૈવ કદીપણ તમાચો લગાવતું નથી પણ તે ખરાબ બુદ્ધિ આપે છે કે જે ખરાબ બુદ્ધિવડે મનુષ્ય રાંકની પેઠે રૂદન કરે છે. અર્થાત્ ઉંધે રસ્તે ચડી એવાં કામ કરે છે કે પરિણામે તેને રોવું પડે છે. ૫

## શુદ્ધબુદ્ધિ તે ખરેખર કામધેનુ છે.

उपजाति.

श्रियं प्रसूते विपदं रुणद्धि, श्रेयांसि सूते मलिनं प्रमार्ष्टि।
संस्कारयोगाच्च परं पुनीते, शुद्धा हि बुद्धिः किल कामधेनुः ॥६॥ (सू. मु.)

શુદ્ધબુદ્ધિ ખરેખર કામધેનુ ગાયજેવી છે, તે લક્ષ્મી (ધન) ને ઉત્પન્ન કરે છે, દુઃખનો નાશ કરે છે. કલ્યાણોને જન્મ આપે છે. મલ (અપયશ-પાપ) નો નાશ કરે છે અને સંસ્કારના યોગથી જીવને પણ શુદ્ધ કરે છે. અર્થાત્ શુદ્ધબુદ્ધિ મનુષ્યોની તમામ કામનાઓને સિદ્ધ કરીશકે છે. ૬

## બુદ્ધિબળથી થતો લાભ.

शार्दूलविक्रीडित.

जीवान् हन्ति हरिस्तदा वनचराः प्रोचुः किमर्थं हरे,
प्रत्येकोप्यपरे वरं हि शशको घस्रे विलम्ब्यागतः।
पृष्टो वक्ति हरे वने तव रिपुर्भो दर्शये हन्मि तं,
कूपे स्वं प्रतिबिम्बमीक्ष्य पतितस्तेनाशु बुद्ध्या हतः ॥ ७ ॥ (ह.श.जै.)

એક સિંહ (વનમાં) સર્વ પશુઓને મારવા લાગ્યો, ત્યારે પશુઓ બોલ્યાં કે હે સિંહ! શામાટે સર્વ પશુઓને તમે ત્રાસ આપો છો. તમોને વારા પ્રમાણે હમેશાં એક એક પશુ આપીશું એટલે બીજાં પશુઓ સુખે રહે. તે તહનામું સિંહે કબુલ રાખ્યું. એક દિવસે સસલાનો વારો આવ્યો અને તે જરા મોડા ગયો, એટલે ક્રોધાયમાન થયેલો સિંહ બોલ્યો કે કેમ મોડા આવ્યો? સસલે જવાબ આપ્યો કે હે ભાઇ! વનમાં તારો શત્રુ છે અને તેમણે મને

રોકી રાખ્યો એટલે મારે આવવાને વિલંબ થયો. કહોતો તેને દેખાડું. સિંહે કીધું કે મને તે બતાવ. એટલે તેને હણી નાખું. પેલો સસલો તે સિંહને વનમાં જ્યાં એક કૂવો હતો ત્યાં લઇ ગયો. કૂવાના કાંઠાઉપર ઉભો રાખીને કીધું કે જો આ કૂવામાં તારો શત્રુ છે, એટલે સિંહે કૂવામાં જોયું તો પોતાનું પ્રતિબિંબ દેખાયું કે તરત તે કૂવામાં પડ્યો. આવી રીતે સિંહ સસલાની બુદ્ધિથી મરણ પામ્યો. ૭

## બુદ્ધિનો પ્રભાવ.

### દોહા.

વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ. ૮
જે નિજ બળ જાણે નહિ, વરતે પર આધીન;
હાથી અજ્ઞાને રહે, માવત આગળ દીન. ૯

### મનહર.

બુદ્ધિ વિના વિવેક વિચાર રહી શકે નહિ બુદ્ધિ વિના ધન ધામતણો ડાટ વળે છે;
બુદ્ધિ વિના રૂપ બળ શલ્યની સમાન થાય, બુદ્ધિ વિના ઉદ્યમનું ફળ કોને મળે છે
બુદ્ધિ વિના દુઃખ કોઈ દૂર ન કરી શકાય, બુદ્ધિ વિના મોટા હોય તોય પણ [illegible]છે;
બુદ્ધિ વિના બેલબેય લોકને બગાડવાને, કેશવ કહેછે હીન લોક સાથે હળે છે. ૧૦
બુદ્ધિમાન પાસે ધનધામ કામ દૂર નથી, બુદ્ધિમાન બળવાન લોકને દબાવે છે;
બુદ્ધિમાન બાલ હોય વૃદ્ધની સમાન તોય, બુદ્ધિમાન વિદ્યા કલા કુશલતા લાવેછે;
બુદ્ધિમાન સમય વિચારી સુખ શોધી શકે, બુદ્ધિમાન લોક નિજદેશને બચાવેછે;
કેશવ કહેછે દેહ મનને વાણીનાં દુઃખ, વિવેક વિચારવડે બુદ્ધિ વિસરાવે છે. ૧૧

---

## બુદ્ધિની કસોટી.

* અકબરશાહના રાજ્યમાં દિનપ્રતિદિન બીરબલનું માન અધિક અધિક વૃદ્ધિ થતું ચાલ્યું, તેમજ શાહ પણ બિરબલના ચાતુર્યબળથી કેવળ ઇષ્ટમિત્રની મુજબ તેને નિરંતર ચાહતો હતો. તે જોઇ ઇર્ષ્યાખોરોનાં અંતઃકરણ અત્યંત ધખી ઉઠયાં. ઘણી વખત તેઓના હાથ હેઠે પડ્યા હતા, અને શાહે પુષ્કળ વખત અપમાન કરેલ તદપિ ‘કુતરાની પુંછડી ગમેતેટલી વખત ભોંયમાં રાખો તોપણ બહાર કહાડી કે વાંકીને વાંકીજ’ “પડી ટેવ તેતો ટળે કેમ ટાળી” તે પ્રમાણે પોતાની હમેશાંની બુરી આદતને

* બીરબલ અને બાદશાહ.

આગળ વધારી વખતોવખત હુરમ સાહેબને સમાચાર આપતા કે "નામદાર! બિરબલે બાદશાહ સાહેબને શું ભુરકી નાંખી છે કે તેનીજ આંખ્યે જૂએ છે!" અમે આપના ભાઇને વજીરાત મળી જોઈ સર્વકોઈ હર્ષવંત થયા હતા અને ખુદા પાસે દુવા માગતા હતા કે 'સદાકાળ નેકબંદાઉપર આવીજ નીઘાહ રાખી ઉમેદ બર આણુશો.' પરંતુ તે હર્ષ તો વાદળની છાયા જેટલોજ વખત ટકવા પામ્યો! હશે એતો હવે એકવાર કદિ મનને સમજાવી લઇએ, પણ સભાના દેખતાં આપના ભાઈ પાસેથી વજીરાતનો હોદ્દો છીનવી લેઈ બિરબલને સુપરદ કર્યો, એ અપમાન થયું જોઇ અમોને કારી જખમ થયો; પરંતુ કરવું શું? "સત્તા અગાડી શાહણુપત શું કામ આવે?" એમ સમજી મુંગે મ્હોઢે બેસી રહેવું પડયું; પરંતુ આપ હરકોઈ રીતે તે ભાઈનું અપમાન થયાનો બદલો વાળવા બિરબલને આપણા રાજ્યમાંથી પદચ્યુત કરવા ન ભૂલવા અમારી વારંવાર ભલામણ છે. આ પ્રમાણે હુરમ સાહેબને સમાચાર ઉપરાઉપર લાગતાવળગતા મારફતે પહોંચાડવા લાગ્યા, તેથી હુરમ સાહેબને પણ પોતાના ભાઈનું અપમાન થયું તેવિષેનો બદલો લેવા તરફ બહુજ મન ઉશ્કેરાયું. અહા! દુષ્ટજનોની દુષ્ટવૃત્તિવિષે શાસ્ત્રકારોએ કહ્યું છે કે "मन्ये दुर्जनचित्तवृत्तिहरणे धातास्ति भग्नोद्यमः" અર્થાત્ વિધાતા સર્વપ્રકારનાં કઠિન કાર્યો સાધ્ય કરવામાં ફતેહમંદ નિવડેલ છે, પણ દુર્જનના ચિત્તની વૃત્તિ હરવામાં તેનો ઉદ્યમ ભાંગી પડ્યો છે (નિષ્ફળજ-નિવડ્યો છે). ખરેજ એ વાકય ઉક્ત વાર્તાની પૂર્ણ પ્રતીતિ આપી રહ્યું છે.

એક સમય તે હુરમ સાહેબના મહેલમાં શાહનું પધારવું થયું તે વખતે અનેક હાવ-ભાવ-હાસ્ય-વિલાસની ગમ્મતો કરતાં જ્યારે શાહનું પ્રસન્ન (રાજી) ચિત્ત પોતાના સ્નેહમાં લીન થયું જણાયું ત્યારે સમય વિચારી બિરબલને ખસેડવાની યુક્તિ આદરી તેણે કહ્યું કે "આપ આટલો બધો પ્યાર રાખો છો તદપિ તે પ્યારના પ્રમાણમાં મારા જીવને આનંદ આપવામાં બહુજ ભેદબુદ્ધિ રાખો છો તેથી ચોખું જણાઈ આવે છે કે સ્વાર્થના જેટલીજ સગાઈ ધરાવો છો. સત્ય અને શુદ્ધ પ્રેમની કોઈ અલૌકિકજ ખુબી પ્રકાશે છે! પરંતુ તે પ્રેમની મજાહ લુંટવા હજી હું ભાગ્યશાળી થઈજ નહિં! તેથી હવે મને ઘણો કંટાળો આવે છે કે આવા પ્રપંચી પ્રેમભાવ કરતાં પ્રાણને પરલોક પાઠવી દેવો એ વધારે સારૂં છે." એમ કહી સ્ત્રીચરિત્ર બતાવી અશ્રુપાત કરવા લાગી. તે જોઈ શાહે બહુ પ્રકારે તેનું મન રાજી કરવા અનેક યુક્તિ લડાવી કહ્યું કે "દિલોજાન! તું શામાટે ઉદાસ થાય છે? હું તારા કહેવા પ્રમાણે શું નથી કરતો કે તું આવા મર્મમાં બોલ બોલી મારા કોમળ કાળજાને કંટાળો ઉપજાવે છે!

જે તારા મનમાં ખટક હોય તે બેધડકથી કહે. એટલે તેનો નિકાલ આવે. ગભરાય છે શાને !" આ પ્રમાણે શાહનું પ્રીતિયુક્ત બોલવું સાંભળી પોતાની ધારણાને પાર પાડવા બોલી કે "શું તમે મારૂં કહેવું માનો છો ? કોક તો પાછળ બોલે પણ હું તો આપના મ્હોંડેજ કહું છું કે એક રતિભાર મારૂં મન આપ રાખતાજ નથી ! અને જો રાખો છો એ વાર્તા સિદ્ધ હોય તો તેની મને ખાત્રી કરાવવા એક સુકન આપને અત્યારે કહુંછું કે બિરબલને એકદમ તેના હોદ્દા ઉપરથી દૂર કરી મારા ભાઈના પાસેથી છીનવી લીધેલી જગ્યા પાછી મારા ભાઇને સુપરદ કરો ! જો નહિં કરો તો તુરત આપના પ્રેમપતંગનો રંગ દેખાડી દેઈશ, એટલુંજ નહિ પણ તે સાથે હું મારા વ્હાલા પ્રાણને અકાળે જીનતમાં મોકલી દેઈશ ! બસ આ છેલ્લું જે કહેવાનું હતું તે કહી દીધું" આવાં 'છેલ્લે કયારે પાણી પહોંચ્યાં' સરખાં દુઃખદ વચનો સાંભળી શાહ મહા મુંજવણના વંટોળીઆમાં ઘેરાયો. અહા ! સ્ત્રીઓ કેવી મૂર્ખ હોય છે ? કેવળ પોતાની વાત સાચી કરવા, સર્વેનું અકલ્યાણ કરવા યત્ન આદરે છે ? ધિઃક્કાર છે સ્ત્રીહઠને ! ! ભલે તેણી સ્ત્રીહઠ કરી પ્રાણ ત્યજી દે તેની મને જરા દરકાર નથી ! એક કરતાં એકાશી તેવી સ્ત્રીઓ મને મળશે, પરંતુ બિરબલ સરખો વિદ્વાન્ બુદ્ધિશાળી નરરત્ન મંત્રી મને મળવો મહા મુશ્કેલ છે. માટે હું તેના હઠ પ્રમાણે કદિપણ ચલાવવા ચાહિશજ નહિ ! સાચી મહોબત મરદની કે ખરી વખતે માથું કુરબાન કરે ! રાંડનું મ્હોં સાચવવાથી શું દ્રારિદ્ર મારવાની હતી ? શું એક સ્ત્રીનું કહ્યું માની મારૂં વચન ફોક કરૂં ? '**વચન પાળે તે રાય બાકી તો રાંડીરાંડો !**' માટે ગમે તે થાય પણ જે મેં ટેક પકડી તે જાળવતાં '**याकुलकानरहोनरहो परएकहीटेकग्रहीसोग्रही**' એવા નિશ્ચય ઉપર આવી શાહે આવેશસાથે કહ્યું કે 'તને બિરબલના બુદ્ધિબળવિષેની અનેક વખત પ્રતીતિ મળી છે છતાં ત નરરત્નનું નિકંદન થવા ચાહે છે એનું પરિણામ સારૂં આવશેજ નહિં ! જે વાતમાં પાછળથી પસ્તાવો થાય તે વાતમાં પ્રથમ વિચાર કરી પોતાનો લાભાલાભ તપાસી પ્રવેશ કરીએ તો વિશેષ લાભ થાય છે ! માટે હૈયું ઉઘાડી ઉંડું તપાસી જો ! તેમ કરતાં પણ તને મારી સુશિક્ષા અસર ન કરતી હોય તો ભલે ! તું પ્રાણ ત્યજીશ એમાં તનેજ હાનિ છે ? પરંતુ હું મારી રાજનીતિ, ટેક અને નેકને એબ લગાડવા વ્હાલા વિવેકી બિરબલને ત્યજીશ નહિ ? કેમકે કસુર શિવાય તેને એક સુખન પણ કેમ કહેવાય ? માટે જે કસુર હોય તે બતાવ તો તેને ઠબકો દઉં; પણ તેને પદભ્રષ્ટ કરવો એ મારાથી તો નહિંજ બને' વાહ ધન્ય છે એવા અટંકી ગુણગ્રાહી નીતિવાન નરવરોને ! ! !

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી હુરમે વિચાર્યું કે 'જો હું વધારે હઠ કરીશ તો હવે સારમાં 'કોઠી ધોએ કાદવ નિકળે' તેવો પ્રકાર બનશે! ઘણું તાણવા જાઉં તો તુટી જતાં વાર લાગવાની નથી, અને શાહની શુદ્ધ પ્રીતિ બિરબલ ઉપર છે, એટલે મારી ખટપટ હવે નકામી છે જેથી શાહનું મન જાળવી ઉપાય આદરૂં તોજ ઠીક થાય, નહિ તો 'ડાહ્યપણુથી દાટ વળશે.' એમ વિચારી શાહ પ્રત્યે કેહેવા લાગી કે 'ખુદાવિંદ ધન્ય આપની નેક ટેકને ? હું એજ જોવા ચાહતી હતી કે દિલ્હીપતિ દિલદારપણાના ધર્મને પૂર્ણપણે ઓળખે છે કે નહિં; પણ હવે મને પૂર્ણ ખાત્રી થઈ તેથી હું આપના અવિરલ પ્રેમને શતકોટિ ધન્યવાદ આપું છું ?

તદનંતર શાહે હુરમ પ્રત્યે જણાવ્યું કે 'જો આ વાકયો તમારા ભેદભાવરહિત હશે તો તેથી હું ઘણોજ સંતોષ પામું છું અને ભલામણ કરૂં છું કે—જો બિરબલનું બુદ્ધિબળ કોઈપણ યુક્તિ આગળ શાંત કરી શકો તેવી યુક્તિ શોધી કહાડો તો તમારા ભાઈના અપમાન થયા બદલનો બદલો વળી શકે તેવો રસ્તો મારી પાસે છે.' આવાં શાહનાં વાકયો સાંભળી હુરમ નમ્રતાસાથે બોલી કે ' જો આપ ગુસ્સો ન કરો તો ગમ્મતખાતર એક યુક્તિ રચીએ કે—કાલે પ્રાતઃકાળે આપ મારા ઉપર ગુસ્સો બતાવી કોપભુવનમાં નિવાસ કરો અને બિરબલને એવો તાકીદી હુકમ આપો કે આજે હુરમસાહેબ પોતાની મેળેજ અહીંયાં આવી મને મનાવી જાય તેવી યુક્તિ લઢાવો. જો એ યુક્તિમાં પછાત પડશો અને કોઈ બીજો એ કામ પાર પાડશે તો હું તમારી જગ્યા (હોદ્દો) બીજાને સોંપી દઈશ! આજે મારી ટેક રાખવા એ યુક્તિ રચવાની અત્યાવશ્યક્તા છે. 'લાખ જતાં પણ સાખ રહેવી જોઇએ.' માત્ર નોકચોકનાં નાણાં છે જેથી તે કામ જલ્દી પાર પાડો. તેમજ બીરબલ મને સમજાવવા આવશે તોપણ હું કોઈપણ પ્રયત્નવડે એનું કહેવું માનીશજ નહિં, એટલે તે કામ તેનાથી પાર ન પડયું જાણી તેનો ચાર્જ હુસેનખાંને આપવામાં કશી અડચણ રહેશે નહિં. પરંતુ આપ આ વાતનો ભેદ તેને કશો આપશો નહિ.

આ પ્રમાણે હુરમની પ્રપંચરચના જાણી શાહે વિચાર્યું કે "બીરબલ હરેક પ્રયત્ને તેને મારી પાસે મોકલ્યાવિના રહેનારજ નથી એવી મને પક્કી ખાત્રી છે." એમ જાણી તે વારતા શાહે કબુલ રાખી તેજ ગોઠવણ મુજબ પ્રાતઃકાળે હુરમસાથે દરબારી લોકો જાણે તેમ તકરાર ઉઠાવી પ્રપંચરચના અમલમાં લીધી અને બીરબલને પૂર્વોક્ત પ્રમાણે તાકીદ આપી. તે સાંભળી બીરબલે વિચાર્યું કે "દંપતિ (ધણી ધણીઆણી) ની તકરાર લાંબો વખત ટક-

વાની છેજ નહિ; પરંતુ એની મેળેજ હુરમસાહેબ શાહને મનાવા જાય એવી યુક્તિ રચું તોજ મારૂં નામ બીરબલ." તદંતર બીરબલ હુરમસાહેબને મહેલે ગયો અને સલામ કરી અગાડી ઉભો રહ્યો. તેને જોઈ હુરમ મનમાં વિચારવા લાગી કે-"અરે! મારા ભાઈનું માનખંડન કરનાર આવી પહોંચ્યો, ખરેખર આજે એનો ઘાટ ઘડી નાખું! ઘણા દિવસથી માતેલા સાંઢની માફક જ્યાં ત્યાં માથું ઘાલી સહુને સ્હેજમાં દબાવતો હતો, પરંતુ "ઘણું કરે એ થોડાને માટે" આવા આવા સ્ત્રીબુદ્ધિને લાયક તર્ક કરી ફુલાતી હતી, તેટલામાં બીરબલે કરી રાખેલ સંકેતથી એક પટાવાળો આવી કહેવા લાગ્યો કે, 'નામદારે હુકમ ફરમાવ્યો છે કે થયેલી વાર્તા આપણા હેતુ જલદી પાર પાડવા ઠીક સંબંધ ધરાવે છે માટે એવિષે બીજા બિલકુલ યત્નો આદરશો નહિ; પણ આપણું ધારેલું કાર્ય જેમ જલદીથી સિદ્ધ થાય તેમ તેમાટે ઝટપટ ધ્યાન આપવું; નહિં તો વચમાં કાંઈ રાજખટપટનાં વિઘ્નો આવી નડશે.' એમ કહી પટાવાળો ત્યાંથી રૂખશત થયો. પટાવાળાના બોલવાતરફ ખાસ હુરમ સાહેબે ધ્યાન ચોંહટાડ્યું હતું તેથી તે સમાચાર સાંભળી મનમાં વિચારવા લાગી કે "એવી શું વાર્ત્તા? ગમેતેમ હોય પણ કાંઈ છુપા ભેદભરેલી વાર્તા છે? એમતો એ શબ્દનો અર્થ વિચારતાંજ સ્પષ્ટ માલુમ પડે છે" એમ વિચારી બીરબલ પ્રત્યે પૂછવા લાગી કે "બીરબલજી! આ કહી ગયો તે વાર્તાનું રૂપ શું છે?" ત્યારે બીરબલે હાથ જોડી કહ્યું કે "જહાંપનાહનો એવો હુકમ છે કે, આ વાર્ત્તા હાલ બે દિવસ સુધી કોઈને પણ જણાવવી નહિ અને પછી જે થશે તે એની મેળે પ્રકાશમાં આવશે, એવો હુકમ છે એટલે તે વાર્ત્તાનું રહસ્ય સમજાવવા લાચાર છું! આપની સ્હેજ સલામી કરવા આવ્યો હતો. હાલ મને જરાપણ અવકાશ મળી શકતો નથી એટલેજ આપની હજુર પણ વધારે વખત હાજર રહી શકતો નથી. અહા! અણધાર્યું શું બની આવે છે! મારા જીવને એ વાતથી ઘણોજ પરીતાપ ઉપજ્યો છે; પરંતુ જેનું નિમક ખાવું તેનું કહ્યું માથે ચઢાવી લેવું એ માણસનો સત્યધર્મ છે!" આવું ભેદભર્યું બીરબલનું બોલવું સાંભળી હુરમ ઘણાજ ઉંડા વિચારમાં પડી ગઈ અને એવી શંકા ઉત્પન્ન થઈ કે "જ્યારે મને કહેવાય તેવી વાર્ત્તા નથી ત્યારે ખાસ એમ સમજાય છે કે-બાદશાહ સરકાર બીજી સ્ત્રીસાથે સાદી કરવાના હશેજ! તે શિવાય આટલી છુપી બાબત હોય નહિ? તેમજ મને ખાત્રી થાય છે કે હાલમાં મારા ઉપરથી પ્રેમ પણ તેમણે ઉતારી દીધો છે, મારા ભાઈનું અપમાન પણ તેજ કારણથી થયું અને મારા કહેવા પ્રમાણે રૂસણું કરવું પણ કબુલ કર્યું તેનું પણ એજ કારણ હોવું જોઈએ. મને સારૂં લગાડવા મારી યુક્તિ કબુલ રાખી, પરંતુ મુદ્દામાં તો એકાંતમાં રહી પો-

તાનો પેચ પાર પાડવા યુક્તિ ઝડપથી આદરી છે એમાં જરા શંકા નથી! મારા સારા નસીબેજ પટાવાળો આવી બોલી ગયો તેથી પ્રથમ મારા સમજવામાં આવ્યું. હું મારા ડહાપણમાં બીરબલને ખસેડવામાં યુક્તિ રચતાં હુંજ કયાંક ખસેડાઈ જઈશ અને સરકારને એકાંતમાં રહેવા દેવા, એથી મારે માથે અપાર દુઃખનો ડુંગર ડોલશે. તેથી ડાહાપણ ડોળવું મૂકી દેઈ ઝટપટ ખુદાવિંદની હજુર જવું એમાંજ સાર છે. નહિ તો બાજી હાથથી ગયા પછી પસ્તાવાનો પાર રહેશે નહિ." એમ વિચારી જ્યાં શાહે કોપભુવનમાં નિવાસ કર્યો હતો ત્યાં એકદમ છડીસ્વારીએ જઈ પહોંચી અને ખાવિંદ આગળ પોતાના ભાઈબદલ દીધેલી હઠવિષેની બનેલી કસુરની માફી માગવા લાગી. તે જોઈ શાહને ભારે આશ્ચર્ય ઉત્પન્ન થયું અને હુરમ પ્રત્યે કહેવા લાગ્યો કે "પ્યારી! આપણો કરેલો ઠરાવ કેમ ભૂલી ગઈ?" તે સાંભળી હુરમે કહ્યું કે "શું ત્યારે રૂસણું રાખવા દેઈ આપને બીજી સ્ત્રીસાથે લગ્ન કરવા દેઉં કે? '**એવું સોનું શું કામનું કે કાન તોડે**' એવા રૂસણામાં મારો મનખો લાસ થઈ જાય. માટે સંકેતને શું કરવો!" તે સાંભળી શાહે જણાવ્યું કે "આ વ્હેમ તને કોણે ઠસાવી દીધો? હું કુરાનના સોગંદ ખાઇને કહું છું કે મારો એવો વિચાર બિલકુલ છેજ નહિ! હું ખાત્રીપૂર્વક સમજી ચુકયો છું કે તને બીરબલે એ ફંદમાં ફસાવી હશે! અને જે વાર્ત્તા આપણી ધારેલી પાર પાડવાની હતી તેમાટે ફોકટજ દોડાદોડ થઈ. છેવટે '**રળીઆ ગઢવી કયાં ગયા હતા કે ઘેરના ઘેર અને ભરકડા ભેર**' તેવું બન્યું." આ પ્રમાણે પ્રતિજ્ઞાપૂર્વક શાહનું બોલવું સાંભળી હુરમને ખાત્રી થઈ કે "હું ભરમમાં ભૂલી અને મારી અક્કલનું તોલ કરાવ્યું અને બીરબલના બુદ્ધિબળને અધિક બળવાન બનાવ્યું તથા હાથે કરીને મારો દાવ હું હારી બેઠી. હશે ભાઈનું '**નસીબ ચાર ડગલાં આગળનું આગળ.**' રહે છે? હું શું કરૂં? એની ખટપટથી ઉલટો બીરબલને વિશેષ લાભ થયો '**ભાગ્યશાળીને માટે ભૂત રળે**' એ વાત સર્વાંશે સત્યજ છે. એમ વિચારી બીરબલનું બુદ્ધિબળ જોઇ પોતે શરમીંદી બની ગઇ અને શાહે બીરબલની બુદ્ધિનાં વખાણ કરી તેના માનમાં વધારો કર્યો.

---

વસંતતિલકા છંદ.

જેને અનીતિ પ્રિય હોય સદાજ ઝાઝી, તેને સુનીતિ પથ ગાતી જણાય પાજી;
પાપી પ્રપંચ કરી પૂષ્કળ દ્વેષ ધારે, સીઝે ન અર્થ તદપિ ન મતિ સુધારે.

## બિરબલ અને તાનસેનની બુદ્ધિનો મુકાબલો.

*દિલ્લીપતિ નામદાર અકબરશાહની હજુર બિરબલ નામનો પ્રધાન (દિવાન)

---

* બિરબલ અને બાદશાહ.

મહા ચતુર, ધૂર્ત અને અક્કલવાન હતો તેથી કદરદાન બાદશાહ સલાહ લીધા શિવાય આગળ ડગ ભરતો નહોતો; તેવા સંબંધથી તમામ મુસલમાનવર્ગ ઘણોજ નારાજ રહેતો અને નિરંતર એજ વિચાર થતા કે "આપણા મુસલમાની રાજ્યમાં વળી "**કબાબમાં હડ્ડી**" સમાન નડનાર એ બ્રાહ્મણે મોટા રાજ્યના કારોબારની લગામ કેવળ પોતાને હાથ કરી લીધી અને આપણને તેની તેહેનાતમાં રહેવું પડે છે, ખરેખર હીણપદ છે! માટે કોઇપણ પ્રકારે તે પદભ્રષ્ટ થાય અગર અહીયાંથી દૂર ટળે તો તેની જગ્યા આપણી કોમના માણસને હાથ આવે!" એમ નિશ્ચય કરી એક તાનસેન નામનો ગવઇયો કે જેણે તમામ હિંદુ મુસલમાનોને પોતાની ગાયનકળાવડે કેવળ વશ્ય કરી લીધા હતા, તેને તે જગ્યાઉપર દાખલ કરવો! એમ ધારી એક દિવસ તાનસેનને ગાયન કરવા એક અમીરે બોલાવ્યો અને શાહ નામદારને આમંત્રણ કર્યું કે "આજ આપ મીજલસમાં પધારવા મહેરબાની કરશો." તદનંતર સર્વ અમીર ઉમરાવ અને બાદશાહ વગેરેનું પધારવું થયું. મીજલસ ભરાણી તેવચ્ચે તાનસેને પ્રથમ દીપક રાગ છોડયો કે તે રાગના પ્રભાવથી રોશનીમાટે કરી રાખેલી બત્તીઓએ એની મેળેજ તત્કાળ જ્યોતિ પ્રકાશી દીધી અને જ્યાંત્યાં રોશની ઝગઝગાટબંધ દીસમાન થઇ, તેથી બાદશાહ અને સર્વ મીજલસના મનુષ્યો અત્યંત આશ્ચર્યયુક્ત થઈ ગયા; તદનંતર તાનસેને સર્વ પ્રકારની સમય સમયની રાગરાગણીઓ ઉત્તમ આલાપસહ ગાઇ બતાવી, તે વખતે સર્વ મંડળ આનંદમય બની એકે અવાજે વાહ! વાહ!! સાબાશ છે!!! એમ કહી તાનસેનના ગુણની પુષ્કળ તારીફ કરવા લાગ્યું કે "**તાનસેનકી તાનમે સબી તાન ગુલતાન**" બાદ ગાયન બંધ કર્યા પછી અમીર ઉમરાવ અને તમામ મુસદ્દી વર્ગ વગેરે બાદશાહની મરજી સુપ્રસન્ન નિહાળી કહેવા લાગ્યા કે "જહાંપનાહ! બિરબલથી તાનસેન કેટલા ગુણવાન અને જ્ઞાનવાન છે? તેનો પ્રત્યક્ષ દાખલો કિંવા મુકાબલો હજુરની હજુરજ મોજુદ છે એટલે વિશેષ તારીફ કરવાની જરૂર નથી! માટે સેવકો ચાહે છે કે એવા અક્કલવાન્ પુરૂષને કદાચ બિરબલની જગ્યા આપવામાં આવે તો ઘણુંજ ઉત્તમ ગણાય." આવું તેઓનું બોલવું સાંભળી બાદશાહે જણાવ્યું કે "તમારૂં કહેવું ખરૂં છે, અને બિરબલ કરતાં ગમે તેટલા તાનસેન વધારે ગુણવાન છે; તદપિ બિરબલના બુદ્ધિબળઅગાડી તાનસેનના ગુણ વખતે માન્ત થઇ જાય એમ હું માનું છું! અને એ વાતની ખાત્રી તમોને થોડાજ વખતમાં બતાવીશ." એ પ્રમાણે કેટલીક વાતચીત થયા બાદ પાનગુલાબ વહેંચ્યા પછી મીજલસ બરખાસ્ત થઇ.

બીજે દિવસે બાદશાહે ઇરાનના શાહને એક પત્ર લખ્યો કે "આપ તરફ

બિરબલ અને તાનસેનને મોકલ્યા છે તેમનાં આ પત્ર દેખતાં શિરચ્છેદ કરાવશો.” એવી મતલબનો પત્ર લખી પોતાની મોહોર છાપ કરી તે પત્રસાથે તમે ઇરાનના શાહ પાસે જાઓ અને આ પત્રનો પ્રતિઉત્તર લઇ આવો.” એમ કહી તે બન્નેને ત્યાં રવાના કર્યા.

બાદશાહની આજ્ઞા પ્રમાણે બીજેજ દિવસે બન્ને જણાએ ઘટીત દબદબાસાથે પ્રયાણ કર્યું, કેટલેક દિવસે ત્યાં જઇ પહોંચ્યા બાદ દરબારમાં જઈ યોગ્ય રીતિ પ્રમાણે વંદન કરી અદબ સાથ રહી અકબર બાદશાહે આપેલો પત્ર હાજર કર્યો, તે પત્ર શાહે વાંચવાની સાથેજ સેવકોને હુકમ કર્યો કે આનાં મસ્તક ઉડાવી દ્યો. આવી શાહની આજ્ઞા થવાથી સીપાઇઓ બન્નેને પકડી વધસ્થાનકે લેઈ ચાલ્યા; ત્યારે તાનસેન ઘણોજ ભયભીત થઈ રડવા લાગ્યો તે જોઇ બિરબલ બોલ્યો કે “હવે રડવાથી શું વળવાનું છે? કષ્ટવખતે ઘણું ધૈર્ય ધારણ કરી આવી પડેલી આપદામાંથી બચવું એજ ડહાપણ અને ચાતુરી છે; તેમજ મારા કરતાં આપ ગુણમાં અધિક શ્રેષ્ઠ છો; કારણ કે બિરબલની જગ્યા આપને અપાવવી એવી તમારા જાતિભાઇઓએ ખુદ બાદશાહને વિનતિ પણ કરી છે; માટે બાદશાહે આપણ બન્નેની અક્કલનો મુકાબલો કરવા આવો પ્રસંગ આણેલો છે તેથી આપ ગુણના પ્રભાવવડે સંકટ નિવારણ કરો. આ સાંભળી તાનસેન હાથ જોડી બોલ્યો કે “ભાઇ! તમો મોટા પરોપકારી છો અને આપનું બુદ્ધિબળ અગાધ છે, હું આપને શરણ છું! જેથી મારો ઉપહાસ ન કરતાં પ્રાણરક્ષણ કરવાની યુક્તિ યોજી મને જીવિતદાન આપો.” આ પ્રમાણે દીનવાણીયુક્ત તેનું બોલવું સાંભળી બિરબલે કહ્યું કે “બ્હીશો નહિં! ધૈર્ય ધારણ કરો અને હું કહું તે પ્રમાણે કરો એટલે સંકટરહિત થશો.”

તાનસેને તે કબુલ કર્યું. બાદ બિરબલે જણાવ્યું કે “જે વખતે આપણને આ સીપાઇઓ વધસ્થાનકે લેઇ જાય તે વખતે ઘણાજહર્ષસાથે મને પાછળ હઠાવી સીપાઇઓને કહેવું કે “ભાઇઓ! પહેલું મારૂં માથુ કાપો! અને હું તમને પાછળ હઠાવી કહીશ કે ભાઈ! એનાથી પહેલું મારૂં માથું કાપો! એ પ્રમાણે અત્યંત ઉત્સાહ બતાવવો; પછી જે મારે બોલવું હશે તે હું બોલીશ.”

તદનંતર ચાલતાંચાલતાં કેટલાક વખતે વધ કરવા (મારી નાખવા)ની જગ્યાએ પહોંચ્યા એટલે પ્રથમ કરી રાખેલી ગોઠવણ મુજબ બન્ને જણે ધામધુમ આદરી, તે જોઈ વધકારો અત્યંત આશ્ચર્યવંત થયા કે “આ બન્ને કેવા મૂર્ખ છે! સાક્ષાત્ મરણનો સમય આવ્યો છે છતાં આનંદવૃત્તિથી માંહોમાંહે ધામધુમ મચાવી રહ્યા છે કે પેહેલાં મારૂં માથું કાપો અને બીજો કહે છે કે પેહેલું મારૂં માથુ કાપો! માટે આ આશ્ચર્યજનક વાર્તા શાહને જાહેર કરવી

જોઇએ, પછી જેમ તે નામદારનો હુકમ હશે તેમ કરીશું. એમ વિચાર કરી તે બન્નેને શાહની હજુર લેઈ ગયા અને સઘળી હકીકત જાહેર કરી; જેથી શાહ પણ તાજુબ થયો અને કહ્યું કે "મનુષ્યમાત્રને પ્રાણથી વધારે વ્હાલી કોઈ ચીજ નથી! તેમ છતાં તમે બન્ને જણ બેપ્રીકરા બની અંદર અંદર પ્રથમ જાન (જીવ) આપવામાં આકળા થઈ રહ્યા છો એનું શું કારણ છે? એવું શાહે પુછ્યું ત્યારે બિરબલ બોલ્યો કે "નેકનામ કદરદાન! એ વાત આપ અમોને પુછશોજ નહિ અને ક્હીશું પણ નહિ. કારણ કે એથી અમોને ઘણુંજ નુકશાન થાય છે અને જે આશા પાર પાડવા અમારા ધણીએ આપની પાસે મોકલેલા છે તેમની આશા પૂરી થશે નહિ. અમારા પ્રાણ લેવા એવો અમારા ખાવિંદે આપને પત્ર લખેલો છે તો જાણવુંજ જોઇએ કે તેમાં કાંઈ ખાસ મતલબ હોવીજ જોઇએ! એમ આપના દિલમાં ખ્યાલ સ્હેજ આવવોજ જોઇએ; કેમકે જો અમારા ફક્ત પ્રાણજ અમારા ધણીને લેવા હોત તો તેમને કાંઈ ત્યાં મુશ્કેલ નહોતું; પરંતુ આપની તરફ શિરચ્છેદ કરવા મોકલ્યા માટે ખાસ જરૂરનું કારણ છે એ તો સિદ્ધજ થાય છે, માટે વાર ન કરતાં એકદમ મારૂં શિરચ્છેદ કરો અને પછી તાનસેનનું." આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહને ઘણીજ આતુરતા વધી કે અત્રે વધ કરવા મોકલ્યા તેનું સબળ કારણ હશેજ તેથી કહેવા લાગ્યો કે "જ્યાં સુધી તમે તે ખરી વાત મારા અગાડી જાહેર નહિ કરો ત્યાંસુધી શિરચ્છેદ કરવામાં આવનારજ નથી" ત્યારે બિરબલ બોલ્યો કે "જ્યારે આપ એ વાત બરોબર જાણી લ્યો ત્યારે તુરત અમારા શિરચ્છેદ કરવા અને એ વાત અમારા બાદશાહને કાને બિલકૂલ જવા દેવી નહિ!" શાહ બોલ્યો કે "કબુલ છે." પછી બિરબલ હાથ જોડી શાહ પ્રત્યે અરજ કરવા લાગ્યો કે "અમારા ધણીને આપનું રાજ્ય પોતાના તાબામાં લેવા માટે ઘણી વખતથી આતુરતા ભરી આશા લાગી રહી છે, પરંતુ ખુદ આપ તો સમશેરબહાદુર છો! એથી લઢાઈ કરી મનની મુરાદ બર આવે એમ ન જણાવવાથી ના (લા) ઇલાજ થયા હતા, પણ હાલ મક્કેથી બાદશાહ સરકારને ત્યાં એક પીરજાદા પધારેલા છે તેમને હાથ જોડી નમ્રતાથી પૂછ્યું કે "ઈરાનના શાહનું રાજ્ય મારા તાબામાં શી રીતે આવે?" તેના ઉત્તરમાં પીરજાદાએ કહ્યું કે "ઇરાનનો શાહ મ્હોટો પુણ્યશાળી પ્રતાપવંત છે; માટે એનું રાજ્ય તમારા તાબામાં આવશે નહિ; પણ જો તેમના હાથથી બે મનુષ્યો નાહક–બેગુન્હેગાર મરાય તો એની મેળેજ તે શાહ ગુજરી જશે. પરંતુ બે જણા વગરવાંકે મરાય તેમાં જેનો પહેલો વધ થાય તે શાહની ગાદીનો માલીક થશે અને પછી વધ થશે તે બિરબલની પદવી પામશે! એવું પીરજાદાનું બોલવું સાંભળી બાદશાહે અમને બે જણને વિશેષ

પ્યારના કારણથી આતરફ આ યુક્તિ લઢાવી મોકલ્યા છે માટે હવે વાર લગાડવાનો વખત નથી. પહેલાં મારૂં અને પછી તાનસેનનું શિરચ્છેદ કરો જેથી વ્હેલું કાર્ય સિદ્ધ થાય" શાહે કહ્યું કે "જ્યારે એમ છે ત્યારે હું મારૂં પોતાના હાથેજ નિકંદન કરવા શામાટે તૈયાર થાઉં! બળતી લાહ્યમાં કોણ પડશે? માટે જેવા આવ્યા તેવા તમારા ઘેર તુરત ચાલ્યા જાઓ અને હું તમારા શાહને મુરબ્બી સમજતો હતો પણ હવે એના બુરા કાવતરાથી એના લખેલા પત્રને માન્ય કરતો નથી" આ પ્રમાણે શાહનાં વચનો સાંભળી જાણે બન્ને ઘણા નારાજ થયા અને ઉતરેલે મ્હેરે ત્યાંથી વિદાય થયા. કેટલેક દિવસે દિલ્હી આવી પહોંચ્યા અને બાદશાહને મળ્યા તેમ ત્યાં બનેલી સઘળી હકીકત અને પત્ર રજુ કરી ઉભા રહ્યા. પત્ર વાંચી બાદશાહે દરબાર ભર્યો અને તાનસેન તથા બિરબલને સભાસમક્ષ પૂછ્યું કે "તમો શી રીતે જીવતા આવ્યા? તે સાંભળી તાનસેને ત્યાં બનેલી સઘળી હકીકત કહી અને બોલ્યો કે "ગરીબપરવર! બિરબલની અક્કલને ધન્ય છે અને એની અજબ ચાતુરીથી મારો પ્રાણ બચ્યો" એ સાંભળી બાદશાહે પોતાની જાતવાળાઓને કહ્યું કે "મેં તમોને પ્રથમજ કહેલું હતું કે બિરબલની અક્કલ આગળ તાનસેનના ગુણ દટાઈ જાય! તેનો પ્રત્યક્ષ દાખલો જોયો?" આવું બાદશાહનું બોલવું સાંભળી બિરબલનું દ્વેષી મંડળ પૃથ્વી ભણી નિહાળતું જણાયું અને ફરીથી બિરબલવિષે ઝાઝી અદેખાઈ ન કરવા તેમના મનસાથે તેમણે પ્રતિજ્ઞા કરી.

---

## બુદ્ધિનો ચમત્કાર.

*એક વખત શાહ આનંદભુવનમાં મીજલસ ભરી દરબારી સહવર્તમાન ગમ્મતમાં ગુલતાન બન્યા હતા. તે વખતે શાહે ઉંચા એક અત્તરની શીશી કાહાડી, પરંતુ તેમાંથી અત્તર કાહાડતાં થોડું ગાલીચાપર ઢળી ગયું તેથી કોઇના જાણવામાં ન આવે તેમ ગાલીચાઉપરથી આંગળી વડે પાછું લેવા યત્ન કર્યો પરંતુ નકામો ગયો; કેમકે તે અત્તર તો ગાલીચા ઉપર પડ્યું તેવુજ ગાલીચો પી ગયો હતો.

આ બનાવ કોઇના જોવામાં આવ્યો નહોતો; પરંતુ નજીક બેઠેલ શાણા સરદાર બિરબલે તે બનાવ જોયો તેથી શાહને સંકોચ થયો. કારણ કે "હિંદના બાદશાહ થયા છતાં પણ મારી કંજુસ પ્રકૃતિ રહી ગઈ છે એમ આ બનાવથી બિરબલના મનમાં આવશે અને તે કોક વખતે મારી મશ્કરી કરશે." એમ વિચારી બીજે દિવસે શાહે એક પાણીનો હોજ ખાલી કરાવી

* બિરબલ અને બાદશાહ.

તે અત્તરથી ભરી કઢાવ્યો અને શહેરના લોકોને બોલાવી તેને લૂંટાવ્યો; અર્થાત્ જે જેની મોજમાં આવે તેમ તેમાંથી અત્તર લઈ જવા હુકમ આપ્યો. આ બનાવ બિરબલના જોવામાં આવવાથી તે હોજનજીક આવ્યો અને તેને જોઈ શાહે કહ્યું કે "કેમ બિરબલ! કેવી મજાહ ઉડી રહી છે?!" તે સાંભળી બિરબલ બોલ્યો કે "હજૂર બેઅદબી માફ કરશો પણ જે બુંદથી ગઈ છે તે હોજથી સુધરવાની છે?"

આ પ્રમાણે બિરબલનું ભાષણ સાંભળી શાહને ગુસ્સો આવ્યો કે "બિરબલે મારી હલકાશ બતાવી! પરંતુ તે ગુસ્સો પ્રગટ કરવો એ વધારે હલકાશ બતાવવાને થઈ પડે; માટે અત્યારે કશું ન બોલવું પણ પછી વાત!" એમ વિચારી ત્રીજે દિવસથી બિરબલની સલામ લેવી બંધ કરી અને નિત્યના નિયમ પ્રમાણે તેને બોલાવવો બંધ કર્યો. તે જાણી બિરબલે વિચાર્યું કે "શાહને મારા ખરા બોલથી માઠું લાગ્યું, હશે! ખેર તે સઘળું ઠીક કરીશું; પરંતુ મારે હાલ અહીંયાં રહેવું એ ઠીક નહિ; કેમકે શહેરમાં રહેવું અને દરબારમાં જવું નહિ! તે બનાવ જાણી પ્રતિપક્ષીઓ રાજી થાય તથા શાહની અને મારી મિત્રાઇનો અભાવ સમજાય, તેવો લાગ પ્રતિસ્પર્ધીઓને મળવા દેવો નહિજ જોઇએ; માટે બ્હારગામ જવું એ વધારે સારૂં છે." એમ વિચારી બુદ્ધિનિધાન બિરબલ શહેરમાંથી ગુપચુપ રીતે પ્રયાણ કરી એક ન્હાના ગામડામાં પાટીદારના ઘરમાં પોતાનું નામઠામ ખરૂં ન બતાવતાં અન્ય નામ ઠામ બતાવી ત્યાં રહ્યો.

બાદશાહે બિરબલની સાથે દિલની ઓછાશ દેખાડી તો ખરી; પણ બિરબલની સાથે એવો સજ્જડ સંબંધ જોડાઈ ગયો હતો કે તે શિવાય એક દિવસ પણ ચાલી શકે નહિ; તોપણ ગુસ્સાને લીધે આઠ દિવસ તેની ખબર લીધી નહિ; પરંતુ કચેરીમાં તો દરરોજ નવા ચમત્કારિક કેસો (ફરીયાદો) આવ્યાજ કરતા હતા અને તેના ફેંસલા આપવા વખતે બિરબલ યાદ આવ્યા વગર રહેતો નહોતો. છેવટે તેના વિના ન રહેવાયાથી સીપાઇઓને મોકલી તેડું કર્યું પણ 'તે ગામ ગયો છે' એવા સમાચાર મળ્યા; તેથી જાણ્યું કે "સ્નેહના હક્કમાં હું મોટાઇમાં તણાઈ સલામ બંધ કરી તેથી તેને પણ માઠું લાગ્યું, માટે રીસનો માર્યો ગામ ચાલ્યો ગયો હશે પણ ગમે તે પ્રકારે એની શોધ કરી પાછો બોલાવી લેવો એમાંજ મારૂં ભૂષણ છે! રાજ્યમાં એવા સલાહકારવિના તમામ બાજી રદ્દ થઈ જાય." એમ વિચારી ગામોગામ ખોળ કરાવી પણ પત્તો લાગ્યોજ નહિ. એમ કરતાં છ માસ વીતી ગયા તેથી દેશોદેશ વાર્તા ફેલાઇ કે "અકબરશાહના રાજ્યમાં (હજૂરમાં) જે ચતુર અક્કલવાન અને

હિમ્મતબાહાદૂર પ્રધાન હતો તે રીસાઈ ગયો છે." આ વાર્ત્તા જાસુદ મારફતે શાહના શત્રુ રાજાઓએ જાણી, તેથી તે તકનો લાભ લેઈ દિલ્લીપતિનું રાજ્ય હસ્ત કરવા મસલત ચલાવી અને તે શત્રુરાજાઓ પૈકી તુર્કસ્થાનનો શાહ આગેવાની ધરાવતો હતો તેણે વિચાર્યું કે "બિરબલ હતો ત્યાંસુધી દિલ્લી ઉપર હલ્લો કોઈ કરી જય મેળવી શકે એ આશા ફોકટ હતી અને હવે સહેલાઇથી તે જગ્યો ઉપર હાથનું બળ અજમાવી રાજ્ય હાથ કરી લેઇએ તોપણ કશો વાંધો નથી; તોપણ હજુ જાણવું જરૂરનું છે કે દિલ્લીપતિના આગળ હવે બીજો કોઈ બુદ્ધિમાન પ્રધાન છે કે નહિ? જો કોઈ તેવોજ બુદ્ધિમાન પ્રધાન વિદ્યમાન હોય અગર છુપી રીતે બિરબલ સલાહ આપતો હોય તો જીત મેળવવી મુશ્કેલ થઈ પડે માટે પ્રથમ તેની ખાત્રી કરીલેવા યુક્તિ રચવીજ જોઇએ." એમ વિચારી એક પત્ર લખ્યો અને તેમાં લખ્યું કે "આ પત્ર વાંચી એક ઘડો ભરીને અક્કલ ચાર માસની અંદર મોકલાવી દેવી અને જો ન મોકલો તો લઢાઈ માટે તૈયાર થજો." આ પ્રમાણે પત્રમાં હેતુ લખી સાંઢણીસ્વાર હલકારા સાથે વિદાય કર્યો. કેટલીક મુદતે તે દિલ્લી શહેરે આવી પોહોચ્યો અને અકબરશાહને તે પત્ર આપ્યો. શાહે વાંચી વિચાર્યું કે "બિરબલના અભાવથી શત્રુરાજ્યો મારા પ્રત્યે ત્રાપ મારવા ટમટમી રહ્યાં છે, બિરબલનો પત્તો લાગતો નથી; તેમજ આ કાગળનો ઉત્તર અથવા માગણી પાર પાડવા એનાશિવાય બીજો કોઈ શક્તિમાન નથી! હવે કરવું શું! મારી મૂર્ખાઇનાં ફળ મનેજ મળ્યાં! '**હાથનાં કર્યાં હૈયે વાગે**' એમાં બીજાનો શો દોષ? '**પાણી પીને ઘર પુછ્યું**' એવો ઘાટ મેં કર્યો છે! રીસાવી કહાડયો અને હવે શોધી કહાડવો એ કેટલી બધી ભૂલ? પરંતુ તેમ કર્યાસિવાય સિદ્ધિજ નથી. સબળ શત્રુઓ ડોળા ઘુરકાવી રહ્યા છે; માટે એક યુક્તિ રચી બિરબલને શોધી કાહાડું." એમ વિચારી પોતાના રાજ્યના દરેક ગામે મુખી પટેલઉપર હુકમ લખી મોકલ્યો કે "જે અમારા માણુસ સાથે બોકડો મોકલ્યો છે તેને દરરોજ પાંચશેર દાણો તથા ઘાસ વગેરેનો ખોરાક આપવો છતાં આજે જેટલા વજનથી બોકડો તમારી તરફ રવાના કરવામાં આવ્યો છે તેટલાજ વજનવાળો એક માસની આખર તારીખે રહેવો જોઇએ; જો વધારે ઓછો વજનમાં થશે તો દેહાંત (શુળી) ની શિક્ષા દેવામાં આવશે." એવી યુક્તિવાળો હુકમ ગામોગામ લખી એકેક બોકડો અને એકેક તેના રક્ષણમાટે માણુસ મોકલાવી દીધું.

જે ગામમાં બિરબલ છુપી રીતે રેહેતો હતો તે ગામમાં પણ તે હુકમ આવી પહોચ્યો તેથી ગામના લોકો બહુજ ફીકરમાં પડ્યા. બોકડાને પુષ્કળ

ખોરાક આપવા છતાં વજનમાં વધારો ઘટાડો ન થવા દેવો એનો શી રીતે ઘાટ ઉતરે ? ખોરાક મળે એટલે વજનમાં વધવોજ જોઇએ, તેમ એને ખોરાક ઓછો આપવા હુકમ નથી ! માટે સહુનું મ્હોત ફરી વળ્યું છે, બાકી કશો ઉપાય થવાનો નથી !" એમ વિચારી સઉકો ઉદાસ બની ગયા. તે વાત બિરબલના જાણવામાં આવી. તે જાણી ચેતી ગયો કે "મને શોધી કહાડવાનીજ આ યુક્તિ છે." એમ વિચારી બીરબલે ઘરવાળા પટેલને કહ્યું કે "પટેલ ! આજસુધી તમારે આશરે હું રહ્યો તેનો બદલો વાળવા મારાથી કશું બની શક્યું નથી; પણ આજે તમારા ઉપર જે સંકટ આવી પડયું છે તે દૂર થવાનો રસ્તો મને સૂઝી આવ્યો છે તે તમોને બતાવું છું. જો તે પ્રમાણે તમો કરશો તો તમારા ઉપર આવેલું દુઃખ દૂર ટળશે."

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી પટેલ બોલ્યો કે "ભાઈ ! જો તમે આ દુઃખમાંથી છુટવાનો રસ્તો બતાવશો તો હું તમારો જન્મસુધી ગુણ ભુલીશ નહિ અને તમેજ જીવિતદાન આપ્યું એમ સમજીશ." બીરબલે કહ્યું કે "તમારા ગામમાં ફકીરે જે વાઘ પાળ્યો છે તે વાઘની પાસે આ આવેલા બોકડાને થોડીવાર લેઈ જઈ બાંધવો તેથી તે વાઘના ભયથી રોજ દાણોચારો ખાતાં છતાં પણ વજનમાં વધશે નહિ; અર્થાત્ આજે જેટલો વજનમાં છે તેટલોજ મહીનાની આખર તારીખે રહેશે, વધારે ઓછો થશેજ નહિ. પરંતુ આ યુક્તિ મેં બતાવી છે એવું કોઇના જાણવામાં આવવું ન જોઇએ." બીરબલના કહેવા પ્રમાણે પટેલે યુક્તિ અમલમાં લીધી તેથી આખર તારીખે બોકડો તેટલોજ વજનમાં રહ્યો અને તે બાદશાહકને પહોચાડવા પોતે પણ સાથે ગયો. બાદશાહે દરેક ગામથી આવેલા બોકડા જોખી જોયા તો તે વજનમાં વધારે ઓછા થયા પણ આ પટેલના ગામમાં રહેલો બોકડો સરખા વજનનો થયો જાણી શાહને ખાત્રી થઇ કે તેજ ગામમાં બીરબલ છુપાઈ રહ્યો છે; પછી પટેલને પૂછતાં ઉત્તર મળ્યો કે "નામદાર ! અમારે ત્યાં એક મેમાન ફરતો ફરતો આવી ચઢયો હતો તેણે આ ઉપાય બતાવ્યો હતો, તે પ્રમાણે મેં અજમાવ્યો." તે જાણી શાણા શાહે મોટા ઠાઠથી સ્વારી મોકલી તેજ ગામથી બીરબલને તેડી મંગાવ્યો તથા પ્રથમ કરતાં પગાર માનઅકરામ વધારી પ્રધાનપદનો પોશાક બક્ષ્યો.

તદનંતર તુર્કસ્થાનના શાહનો આવેલો રૂક્કો વંચાવ્યો. ઘડો ભરીને અક્કલ મોકલવી તે વિષે તજવીજ કરવા શાહે બીરબલને ભલામણ કરી, તેથી બીરબલે એક માટીનો ઘડો લાવી તેમાં એક તુંબડાના વેલાએ વળગેલું ન્હાનું તુંબડું ગોઠવી દીધું. દિવસે દિવસે તે તુંબડું મોટું થતું ગયું. ઘડો તુંબડાના

વધવાથી ભરાઈ ગયો તે જોઈ તેને ડીંટડેથી કાપી અલગ કર્યું. બાદ બાદશાહને જણાવ્યું કે "નામદાર અક્કલથી ઘડો ભરાઇ ગયો છે, માટે તુર્કસ્થાનના શાહની પાસે મોકલી દેવડાવો અને પત્ર લખી જણાવો કે આપના પત્ર પ્રમાણે ઘડો ભરીને અક્કલ મોકલી છે. માટે ઘડો ન ભાંગતાં, અક્કલનો ચૂરો ન કરતાં, અકબંધ અક્કલને કહાડી લઇ અમારો ઘડો પાછો સાજોતાજો એનો એજ જલ્દી મોકલાવી દેશો. જો એમ ન બને તો અર્થાત્ ઘડાનો કે અક્કલનો નાશ કર્યો તો તે અક્કલની કિમ્મત ત્રણ ક્રોડ રૂપિયાની છે, માટે તે રકમ મોકલી આપશો; જો એમ પણ ન બને તો લડાઇ કરવા તૈયાર થજો, અમો લડાઈ કરવા તૈયાર છીએ!"

આ પ્રમાણે પત્ર અને અક્કલનો ભરેલો ઘડો શાહે તુર્કસ્થાનના શાહ હજૂર સાંઢણી સ્વાર સાથે મોકલાવી આપ્યો. કેટલીક મુદતે તે સ્વાર ત્યાં જઈ પહોંચ્યો અને તુર્કસ્થાનના શાહ હજૂર જઈ ઘડો તથા પત્ર રજુ કર્યો. તુર્કસ્થાનના શાહે પત્ર વાંચી તમામ દરબારીઓને તેની બીના જાહેર કરી તેથી સર્વેકોઇએ પોતપોતાની અક્કલ પ્રમાણે ઘડાને ખાલી કરવા પ્રયત્ન ચલાવ્યા; પરંતુ તમામ ઇલાજ નકામા ગયા. તેથી જાણ્યું કે અકબર બાદશાહની હજૂર હજી અક્કલવાન્ બીરબલ મોજુદ છે માટે જો લડાઇનો મામલો ઉઠાવશું તો કેવળ લાખોની નુકસાની સિવાય કશો ફાયદો મળનાર નથી, તેમજ અક્કલને કહાડી લેઈ ઘડાને પાછો મોકલવાનું કામ પણ બનવાનું નથી માટે ત્રણ ક્રોડ રૂપીઆ આપી ચુપચુપ બેસી રહેવું એ વધારે સારૂં છે!" એમ સર્વાનુમતે સિદ્ધ વિચાર કરી ત્રણ ક્રોડ રૂપીઆ અકબરશાહને મોકલાવી આપ્યા અને તે રૂપીઆ અકબરશાહે ખજાનાને શરણ કર્યા.

---

આણંદ કહે પરમાણંદા, માણસે માણસે ફેર;
એક તો લાખ રૂપીયે ન મળે, (અને) એક તાંબીઆના તેર.

## બુદ્ધિવંતની બલિહારી.

*એક સમયે અકબરશાહે વિચાર કર્યો કે "હુરમ પોતાના ભાઇવિષે જબ્હેરાત સમજે છે, માટે તેનામાં કેટલી ઝબ્હેરાત (અક્કલ-ચાતુરી) છે? તે દર્શાવવા એક અજબ યુક્તિ રચી હુરમને પ્રતીતિ કરાવી આપું." એમ વિચારી હુરમને બોલાવી કહ્યું કે "રૂમશ્યામના શાહને એક ભેટ દાખલ અમૂલ્ય ચીજ મોકલીએ તો ઠીક; કેમકે તે શાહ તરફથી ઉત્તમ નિવાજેશો માનમરતબો

* બી. બા.

વગેરે મળવા સંભવ છેજ; માટે હુસેનખાંને મોકલવા નિશ્ચય કરેલ છે, તે વિષે તમારો શું અભિપ્રાય છે?" તે સાંભળી હુરમ બોલી કે "જે આપે મારા ભાઈ માટે વિચાર્યું હશે તે યોગ્ય હશે એટલે મારો અભિપ્રાય તે વાર્તાને પૂર્ણ ટેકો આપે તેમાં શી નવાઈ?" શાહે જણાવ્યું કે "ઠીક છે! ત્યારે કાલે તેમને તે કાર્યમાટે અવશ્ય પ્રયાણ કરાવીશું!" એમ કહી શાહ રાજ્યકાર્યમાં પ્રવર્ત્યો. તદનંતર બીજે દિવસે એક સુંદર સોનાની દાબડી ચિત્રવિચિત્ર ચિત્રો અને અમૂલ્ય નંગોથી જડિત તેમાં મહિપુત્રીને ભરી બંધ કરી તે ઉપર કારચોપી કામ કરેલા તથા જરીદાર, કીનખાપ, રેશમી અને નકશીદાર ગલેફો એક પછી એક વીંટી કલાબતુની દોરીથી કુસુમગુચ્છ પ્રમાણે આકૃતિ કરી તે દડો હુસેનખાંને બોલાવી સુંપરદ કર્યો અને કહ્યું કે "હાથી, ઘોડા, પૈદલ અને અન્ય સુશોભિત સરંજામ સહિત યોગ્ય દબદબાથી બીરબલની પદવી સાથે આ અમૂલ્ય ભેટ આપવા માટે રૂમસ્યામના શાહ હજૂર જાઓ અને શાબાશી મેળવી વહેલા આવો." તે સાંભળી હુસેનખાં હર્ષઘેલો બની ગયો અને સલામ કરી શાહના હુકમ પ્રમાણે દબદબાસહ રૂમસ્યામભણી પ્રયાણ કર્યું. મજલ દરમજલ કરી કેટલાક દિવસે રૂમસ્યામની સરહદ નજીક પહોંચ્યો. તે બાતમી ત્યાંના શાહને મળી કે તુરત હર્ષવંત થઈ યોગ્ય સ્વારી સાથે પોતાના દિવાનને બિરબલ જેવા શાહમેમાનને માનઆવકાર આપવા મોકલ્યો અને ધામધુમસાથે શહેરમાં પ્રવેશ કરાવી ઘટતો સત્કાર કર્યો. બાદ બનાવટી બિરબલે (હુસેનખાંએ) શાહની મુલાકાત લેઈ નમ્રતાસહ અકબરશાહે આપેલી ડબ્બી (દાબડી) શાહના આગળ ભેટ કરી કહ્યું કે "નેક નામદાર! અકબરશાહે આ દાબડીમાં પેક કરીને કાંઈ અમૂલ્ય વસ્તુ મોકલી છે તે વસ્તુ મસ્તક અને દાઢીમાં નાંખવામાટે દિલ્લીપતિએ ભલામણ કરી છે." તે સાંભળી શાહ પરમ ઉત્સાહથી દડો છોડવા લાગ્યો, જેમ જેમ છોડતો જાય છે તેમ તેમ નવિન અમૂલ્ય ગલેફની રચના નિહાળી "વાહ! શોભાન અલ્લાહ! કયા મેરે અજીજ બિરાદરને મેરે વાસ્તે તજવીજ બનાકે દડા ભેજા હે! ઉસકી કોનસે સુખનોંસે તારીફ કરૂં? નયા નયા રંગ, ઔર નયે નયે કીસમકી કારીગિરીકે બડે કિમ્મતી કપડુંકે અલેફ લપેટ કે જો ચીજ ખુબસૂરત ઔર જવાહીરોંસે જડીહુઈ ડબ્બીમેં રખ્ખકર ભેજી હૈ, વ્હો ચીજ કયા ઉમદા હોગી! ઔર વુસ ચીજસે મેરા બેહેતર–શુકર હો જાય વૈસી ઈકિમોંસે ભરી હુઈ હોગી! યા પાક પરવરદિગાર! યા મેરે મૌલા! તેરી અજબ તરકીબ હૈ" એવા હર્ષમાં મગ્ન થયેલા શાહે જ્યારે દાબડી જોસબંધ ઉઘાડી કે અંદર તો ઝીણી રેત ભરેલી હતી? તે એકદમ ઉડી અને આંખ તથા મ્હોંમાં પડી તેથી શાહે અત્યંત

વિસ્મયતા સાથે પૂછ્યું કે "અએ બીરબલ ! એહ કયા ચીજ હૈ ?" બિચારો ભાડુવાતી બીરબલ તો એ પ્રશ્ન સાંભળતાં ઝાંખોઝખ બની બોલ્યો કે "નામદાર એ તો ધુલ માલમ હોતી હૈ !" તે સાંભળી શાહ ગુસ્સે થઈ બોલ્યો કે 'કયા મેરે ઘોલેમેં ધૂલ ડાલનેકે લીયે તુજે યહાં ભેજા હૈ ? ઔર દિલ્હીકે શાહનેભી મેરે જઈફ્કી મશ્કરી કરનેકું અહૈ ચીજ ઈતને ધામધૂમકે સાથ ભેજી ? કયા કરૂં તું બિરબલ હૈ જીસ્સે મેરે ગુસ્સેકું દબા રખતા હું લેકીન ઔર જો કોઈ સખ્સ હોતા તો સમશેરકે તાબે કર ડાલતા ! બસ અબ એહ ચાહતા હું કે તમારા કાલા મુંહ લેકે જલ્દી ઈધિરસેં રૂખસદ હો જાઓ" બિરબલ (હુસેનખાં) તો એ સુખન સાંભળી એવો શ્યામ અને ઠંડો થઇ ગયો કે કાપો તો ખૂન પણ ન નિકળે ! મુંગે મ્હોડે કુરનસ બજાવી દિલ્હી ભણી રસ્તો માપ્યો. રોતી સિકલે દિલ્હી પહોંચ્યો અને શાહ હજૂર જઈ વિતેલી વિતક નિવેદન કરી અરજ કરી કે "નામદાર ! ઠીક મારો ઘાટ ઘડાવવા મ્હોટા દબદબા સાથે બિરબલનો ચાંદ આપી મોકલ્યો હતો ! મારો સિતારો પાંસરો અને ખુદાતાલા વ્હારે ચઢ્યા તેથી જીવતો આવ્યો, નહિ તો ત્યાંજ સોએ વર્ષ પૂરાં થઇ જાત." તે સાંભળી શાહ બોલ્યો કે "અરે ! ગાંડા થયા ? તમારો ઘાટ ઘડાવવા મારો વિચાર સ્વપ્ને પણ થાય ? અરે ! મેં તો તમને સારા માટે મોકલ્યા હતા પણ તમારામાં ઉત્તર આપવાવિષે અક્કલ ન હોય ત્યાં હું શું કરૂં ? 'ગોર પરણાવે છે, પણ ઘર સુતર ચલાવી આપતો નથી !' હવે એજ દાબડી બિરબલને કશું પણ જણાવ્યાવગર તેજ શાહ પાસે મોકલું છું. જુઓ એ પછી કેવી ખુબી લઢાવે છે ? તે સહુકો જોઈશું ?" એમ વારતા થયા બાદ હુસનખાંના મનને શાંત કરવા મીઠી મીઠી વાતો કહી સમજાવી ઘેર મોકલ્યો. જ્યારે શાહ રાત્રે હુરમના મહેલે ગયો કે હુરમ તો તાતી ઉન્હી થઇ એકદમ કહેવા લાગી કે "વાહ ! શાબાશ છે ખાવિંદ ! મારા ભાઇનું કાસલ કહાડવા ઠીક પેચ રચી ઉંચે ચઢાવી નીચે પછાડવા મોકલ્યો હતો ? એ બિચારાને મોટી પદવી હવે જોઇતીજ નથી ! અને હું કોઈ દિવસ એના બદલ આપને કશું પણ કહેનાર નથી ! શું દાબડીમાં ધૂળ ભરી બિચારાનું માથું કપાવાનો વિચાર આદરી મોટો બનાવી મોકલ્યો હતો ? નાહક હજારો રૂપીઆને માથે પાણી ફેરવ્યું !" આવું હુરમનું બોલવું સાંભળી શાહ બોલ્યો કે "પ્યારી જાન ! જો તારા મનમાં એવો વ્હેમજ ઠસી ગયો હોય તો સવારે તેજ દાબડી તારા દેખતાં બિરબલને આપી તેજ શાહ હજૂર મોકલું, પછી જો કે તે કેવી અક્કલ કેળવે છે ? પંડમાંજ અક્કલ ન હોય તો પછી બીજો શું યુક્તિ ચલાવે ? એ તારો ભાઈ તો તારા ભાગ્યથી ભાગ્યશાળી ગણાય છે !" એવી વારતા કરતાં કરતાં બન્ને જણાં નિદ્રાદેવીને આધીન થયાં.

પ્રાત:કાળે બિરબલને બોલાવી કહ્યું કે "હુસેનખાંસાથે રૂમશ્યામના શાહને એક કુદરતી કારીગરીવાળી અમૂલ્ય વસ્તુ મોકલાવી હતી; પરંતુ જે વિશેષ અગત્યની ચીજ હતી તે ભૂલથી અત્રેજ રહી ગઈ હતી માટે તે વસ્તુ અવશ્ય પહોંચતી કરવીજ જોઇએ. હુસેનખાં શ્રમસહિત છે તેથી આ વખ્તે તમે જાઓ અને અમૂલ્ય ભેટ આપી પાછા જલ્દી આવો." એમ કહી પૂર્વોક્ત દાબડી બિરબલને સુપરદ કરી, સારા દબદબા સાથે પ્રયાણ કરી બિરબલે રૂમશ્યામભણીનો માર્ગ લીધો. કેટલાક દિવસે તેની સરહદે જઈ પહોંચ્યો એટલુંજ નહિ, પણ તેજ પાયતખ્તના શહેરમાં જઈ પહોંચ્યો! ત્યાંના શાહને રાજદ્વારીઓએ ખબર આપી કે "પ્રથમ તો નામનો કહેવાતો બિરબલ આવ્યો હતો; પરંતુ આતો ખાસ પ્રખ્યાત ભારતભૂષણ બિરબલજ જાતે આવ્યો છે. એમ સાંભળી શાહે કહ્યું કે "ઠીક હૈ ઉનકી અક્કલ દેખે, જીસ પીછે માન અકરામ દીયા જાયગા."

એમ કહી શાહે બિરબલની ચાતુરી જોવા એકસરખા બાર તંબુ ખડા કરાવ્યા, અને સરખી ઉમ્મર, તથા સરખી સીકલના, સરખા પોષાકથી સરખા દબદબાથી બાર પાદશાહ બેસાડી દીધા; અર્થાત્ અગ્યાર તંબુમાં અન્ય દરબારી માણસોને શાહરૂપ બનાવી બેસાડયા: અને છેલ્લા બારમા તંબુમાં ખુદ શાહ બીરાજમાન થયો. જ્યારે બીરબલ નજીક આવી પહોચ્યો ત્યારે રાજ્યના સાધારણ કારભારીઓ સામા જઈ શહેરમાં લેઈ આવ્યા અને દરબારગઢમાં દાખલ થયા. બીરબલે તે રાજ્યકારભારીઓને પૂછયું કે "નામવરની સ્વારી હાલ ક્યાં હશે! અને કયા ટાઇમે (વખતે) મુલાકાત થશે?" વગેરે વગેરે પ્રશ્ન પૂછતાં તેઓએ જણાવ્યું કે "ખુદાવિંદ આ સામેના ચોકમાંજ બીરાજમાન થયેલા છે." આ પ્રમાણે બોલવું સાંભળી બીરબલ તે ચોકમાં જઈ પહોંચ્યો અને ત્યાં જઈ જુવે છે તો બાર તંબુની અભિનવ રચના રચેલી જણાઇ. બારે તંબુએ ફરી તમામ પાદશાહને જોઈ જ્યાં રૂમશ્યામનો શાહ બીરાજમાન થયો હતો ત્યાં જઈ સલામ કરી ઉભો રહ્યો તે જોઈ શાહે આશ્ચર્યતા સાથ આદરસત્કાર આપી પુછયું કે "મેરેકું કીસ તરહસેં પહેચાન લીયા?" બિરબલે નમ્રતા સાથે જણાવ્યું કે "નેક નામદાર! બનાવટી હીરા અને સાચા હીરા છુપા રહી શકતા નથી, જે માત્ર બિચારા બે ઘડીના મેમાનરૂપ શાહનો પોષાક પહેરી બેઠેલા તેમનું તેજ અને આપનું તેજ કાંઈ છુપું રહે? મેં જ્યારે સરવેની મુખમુદ્રા તરફ જોયું તો તે સર્વે દબદબામાં આપની સમાનતા ધરાવતા હતા; પરંતુ તે એક રતિ વિના એક રતિના જણાતા હતા; તેમજ તેઓની દષ્ટિ તિરછી ગતિએ છેલ્લા (આપના) તંબુ તરફ હતી અને આપની નિર્ભય—અચળ દષ્ટિ હતી તેથી સ્પષ્ટ

જણાઈ આવ્યું કે આ અગ્યાર નામના પાદશાહ છે! એમ જાણી આપ નામદારને કુરનસ બજાવી.”

આ પ્રમાણે બુદ્ધિકૌશલ્યભરી વાર્તા સાંભળી શાહ હર્ષવંત થયો અને બિરબલ અક્કલ બહાદુર છે એમ ખાત્રી થઈ! બાદ બિરબલે અકબરશાહની આપેલી દાબડી કહાડી શાહ આગળ રજુ કરી તે જોઇ શાહે વિચાર્યું કે “યહ જો પહેલે બિરબલ બનકે ડબ્બી લે કે આયાથા વોહી હૈ મગર દેખું કે અંદર કયા હૈ?” એમ વિચારી એક પછી એક ગલેફ ઉકેલી દાબડી ઉઘાડી જોયું તો પ્રથમ પ્રમાણે તેમાં ધુળજ ભરેલી હતી તે જોઈ શાહ ગુસ્સે થઇ બોલ્યો કે ‘ક્યું બિરબલ! પહેલા બિરબલ બનકે આયાથા વહોભી મેરે ઘોલેમેં ધૂલ ડાલનેકે લીયે યેહી ડબ્બી લેકે આયાથા ઔર તું નામાંકિત અક્કલ બહાદુર હોકે ભી ફીર વોકી વોહી ધુલ લેકે હાજર હુવા? જબ યહાં પેહલે આયા વોહ સખ્સકું મેને જીતા છોડા તબ ફીર મેરી મશ્કરી કરનેકે વાસ્તે તું આયા અબતો યહી ઠીક હૈ, હે ઈસ તલવારકે તાબે કરકે ખુદાકે હજૂર ભેજ દઉં.” આ પ્રમાણે વિપત્તિસૂચક વાક્યો સાંભળતાંવેંતજ તર્કશક્તિ ફેલાવી હાથ જોડી બોલ્યો કે “નામદાર! મોટા પુરૂષો તુચ્છ વાત તરફ લક્ષ આપે એ પણ સમયનીજ બલિહારી છે, કેમકે એવી ધૂળ જેવી હલકામાં હલકી ચીજ આપ તરફ લાખો રૂપીઆ ખર્ચ કરી દિલ્લીપતીએ મોકલી તો તેમાંએ મહત્તા હોવીજ જોઇએ. કાંઈ ધૂળમાટે આટલા પરિશ્રમ લેવાય ખરો! ખુદાવિંદ એ ધૂળની વાત જ્યારે પૂરેપૂરી રીતે સાંભળશો ત્યારે આપ આપના હાથથીજ માથામાં, દાઢીમાં અને આખા કુટુંબના માથામાં તથા મ્હોમાં હસી હસીને નાખશો. નામદાર! દિલ્લીપતી દરરોજ પોતાના રાજમહેલમાં કુવા ઉપર એક મોટી ચાદર પાથરી તે ચાદરને ચાર ખૂણે ચાર લીંબુ મૂકી તે ચાદરના મધ્ય ભાગે અકબરશાહ બેશી પાંચ વખત નિમાજ પડતા અને ખુદાની બંદગી કરતા હતા. એમ કરતાં જ્યારે છ મહિના વિતી ગયા ત્યારે ખલકકે ખાવિંદ ખુદા શાહની નેકી ઉપર ખુશ થઈ નિમાજના વખતે અકબરશાહની સામા આવી ઉભા રહ્યા જોઇ અકબરશાહ અત્યંત ખુશી થઇ ખુદાના પગમાં પડી ઘણીજ અરજ ગુજારી અને ખુદાએ પણ ભારી દુવા દીધી. તે વખતે જે જગ્યો ઉપર ખુદા રસુલ પાકપરવરદિગાર આવી ઉભા હતા તે જગ્યાની ધૂળ એકઠી કરી તે ધૂળ પોતાની દાઢી તથા પોતાના માથામાં, મ્હોમાં અને આખા જનાનખાનામાં તથા બિરાદર બાળ બચ્ચાં વગેરે સરવેને માથે ખુદાતાલાની ખાસ પ્રસાદીરૂપ જાણી નાંખી અને પોતાની જીંદગી સફળ કરી. તે પ્રસાદીમાંથી આપ નામદારમાટે લાખોનું ખર્ચ કરી આપની પાસે મોકલી,

તે પ્રસાદીનું એક વખત અપમાન કર્યું, તદપિ ફરી અકબરશાહે પોતાનો સાચો નાતો જાળવવા મને મોકલ્યો. છતાં આપ તેને ધૂળ ગણી ફરી અપમાન કરો છો એ ખુદાતાલાનું અપમાન કરવા જેવોજ પ્રકાર છે! આપ ગુણને બદલે અવગુણ લેઇ પ્રસાદી આપવા આવનારને તરવારને તાબે કરવાનું કહોછો એ પણ એક ભાગ્યની રચના છે?"

આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહ તો હર્ષઘેલો બની ગયો અને તે દાબડીમાંથી ધૂળની ચપટીઓ ભરી ખુદાની પ્રસાદી મોઢામાં માથામાં અને દાઢીમાં પોતાને હાથે નાંખવા મંડી પડયો અને કહેવા લાગ્યો કે "યા ખુદાતાલા યા પાકપરવરદીગાર યા ગફુરે હીમ, યા મૌલા મે તેરા ગુન્હેગાર હું, મેં તોબાહ પુકારતા હું, મેરી બડી સૂક હુઇ હૈ. મેરા બીરાદરને ઐસી ઉમદા ચીજ ભેજી, તોભી મૈ કેસા બેવફાદાર બેમુરવત હું? યા ખુદા રસુલ! તેરી મહેરબાનીસેં આજ મેં નિહાયત ન્યામતઆબાર હુવા હું, ઔર સબ અલાબાદ દફે હુઇ. વાહ! અયે અજીજ બીરાદર અકબર! તેરાભી ગુન્હેગાર હું" એમ કેટલીક માફી માગ્યા. બાદ પોતાના જનાનખાનામાં તથા બાલબચ્ચાં અને બીરાદરને તે પ્રસાદીની ભેટ લેવા સૂચવ્યું. તદનંતર બિરબલઉપર ઘણોજ ખુશી થઈ બોલ્યો કે "શાબાશ! અક્કલ બહાદુર બિરબલ! મૈંતો બેવાકેફ-ગારીસે અચ્છે માયનેવાળી વાતકુ બુરી માનકર માલિકકા બડા ગુન્હેગાર હોતાથા લેકીન તુંને સચ્ચી બાત સમજાઈ જીસ્સે સબ અચ્છા હો ગયા, ઇસલીયે તેરાભી મેં એસાનમંદ હું, ઔર તેરી કયા તારીફ કરૂં? જૈસી તારીફ મેંને મેરે કાનુંસે સુનીથી વીસ્સેભી જ્યાદે દેખી! ખુદાતાલા હમેશાં તેરેકું અલાલા ઔર હર આફતોસેં બચાવે ઔર જીંદગીભર ખુદા મોજમજાહ વ તંદુરસ્તીમેં રખ્ખે" એમ કહી ઉમદા પોશાક પહેરાવી એક સારૂં પરગણું તથા મોટી રકમ બક્ષિસ કરી. બાદ કેટલાક દિવસ ત્યાં રાખી સારી મેમાનગત દાખવી. જ્યારે બિરબલે જવાની રજા માગી ત્યારે નાઇલાજ થઈ શાહે રજા આપી અને બિરબલને માનપત્ર તથા શાહને ખુશાલીનો પત્ર લખી આપી માન અકરામ સાથે વિદાય કર્યો. બિરબલ પોતાના રસાલા સાથે મજલ દરમજલ કરતાં દિલ્હી આવી પહોંચ્યો અને અકબરશાહની ભેટ લેઇ પોતાને મળેલું માનપત્ર તથા બક્ષેલી જાગીરોનો રૂક્કો અને આભારવંત ખુશાલીના પત્ર રજુ કરી ઉભો રહ્યો. શાહે તે પત્રોથી વાકેફ થઇ આશ્ચર્યતાસાથ બનેલી હકીકત વિષે પૂછયું તેથી બિરબલે સઘળી હકીકત નિવેદન કરી. તે સાંભળી શાહ ઘણો પ્રસન્ન થયો અને સુંદર પોષાક બક્ષ્યો. બાદ દરબારીઓને તથા હુસેનખાં અને હુરમ સાહેબને તે સઘળી બીના કહી સંભળાવી તથા હુસેનખાં અને બીરબલની અક્કલમાં કેટલો

તફાવત છે? તેનો તાદૃશ દાખલો આપ્યો તેથી સર્વકોઈ ચુપ થઇ ગયા. ગુણિજનો ગર્વાનંદ બન્યા અને દુર્જનો ઈર્ષાગ્નિમાં બળી ખાખ થઇ ગયા.

---

'સમય વર્તે તેજ સુજાણ, નહિં તો નર નહિં પણ ખર જાણ.

## અક્કલની કસોટી.

*એક દિવસ બાદશાહ સવારના પહોરમાં મોઢું ધોઈ ખીજમતદારોની અક્કલ જોવા ખીજમતદારોને કહ્યું કે "જાઓ જલ્દી બોલાવી લાવો." કોને બોલાવી લાવો તે માટે કશું જણાવ્યું નહોતું; તેમ ફરી પૂછાય પણ કેમ? તેથી ખીજમતદારો આમથી તેમ દોડાદોડ કરવા લાગ્યા અને કોને બોલાવી લાવવો તે વિષે ગડમથલ કરવા લાગ્યા; તેવા સમયે બીરબલે આ લોકોને ઘાભરા બનેલા જોઈ પૂછ્યું કે "કેમ આમ દોડાદોડ કરી રહ્યા છો?" તે સાંભળી અરજ કરી "સાહેબ ખુદાવિંદે હુકમ કર્યો છે કે જાઓ જલ્દી બોલાવી લાવો, પણ કોને બોલાવી લાવવો તે ફરમાવ્યું નથી માટે મહા મુંઝવણમાં પડ્યા છીએ, આપ કાંઈ રસ્તો બતાવો તો જીવીએ, નહિ તો નોકરી જવાનો સમય સાંપડ્યો છે" એવી દીનતાયુક્ત વાણી સાંભળી બિરબલે પુછ્યું કે "તમોને હુકમ કર્યો તે વખતે બાદશાહ શું કરતા હતા?" હજુરીઓએ ઉત્તરમાં જણાવ્યું કે "મુખ ધોઈ ઉભા રહ્યા હતા." બિરબલે કહ્યું કે "જાઓ ત્યારે હજામને બોલાવી લાવો," આ હુકમ થતાં તેજ પ્રમાણે હજામને બોલાવી બાદશાહ હજુર ગયા અને અરજ કરી કે "ખુદાવિંદ બોલાવી લાવ્યો." બાદશાહે કહ્યું "કોને" ખીજમતદારે જણાવ્યું "નામદાર! હજામને બોલાવી લાવ્યો" તે જાણી શાહને વિસ્મય થયો અને વિચાર્યું કે આ બુદ્ધિચાતુર્ય ખીજમતદારો પૈકી કોઈનું હોય એમ સંભવ નથી; પરંતુ કોઈ અન્યની હોવી જોઇએ! એમ વિચારી ઉલટપુલટ તપાસ કરતાં જણાયું કે આ બિરબલનું બુદ્ધિચાતુર્ય છે! તે જાણી શાહ ઘણો બિરબલની તારીફ કરતો પોતાની હજૂરમાં બુદ્ધિનિધાન નરરત્નો છે એવા તરંગમાં ગર્વાનંદ પામ્યો.

---

## બુદ્ધિબળ.

*દિલ્હી શહેરમાં એક મહા કુટિલ કોભાંડી અને તરકટ રચનાર સ્ત્રી રહેતી હતી, તે સ્ત્રીને એક દિવસ તેની પડોસણની સાથે કાંઇ કારણસર તકરાર થઇ તેથી તે (પડોસણ) નો ઘાટ ઘડવા તેણે પોતાના છોકરાને મારી નાખી મોટેથી બુમ મારી. તે પાપણી પ્રપંચ રચી બિચારી પડોસણને ગળે પડી કે

---

* બી. બા.

"મારા છોકરાનું ખુન કરનાર આ રાંડજ છે. હાય! હાય રે! એણે મારૂં સત્યાનાશ વાળી મુકયું. ગઇ કાલે ટંટો થયો હતો તેનું વેર રાખી આજે મારા નિરપરાધી બાળકનો હત્યારીએ જીવ લીધો. પણ હું એને મારા છોકરાને મારી નાખ્યાનો બદલો અપાવ્યા વગર કદિ છોડનાર નથી." એમ કપટકળા કેળવતી ફુતવા કરતી પડોસણને જઇને વળગી અને બોલી કે "રાંડ, કાળા કર્મની કરનારી! આ કામને પહોંચી? બસ. ચાલ તું સરકારમાં ત્યાં તારા દુષ્ટ કૃત્યનો બદલો અપાવું. છિનાળ! ઘણા વખતનો તારો પાપનો ઘડો ભરાયો છે તે આજે ફોડી નાંખું, જ્યારે મારા છોકરાના ખુન માટે તને શૂળો ઉપર ચઢેલી જોઉં ત્યારેજ મારી ઉછળતી છાતી અને ઉકળતું લોહી શાંત થશે." એમ કહી બિચારીને ગમેતેમ બોલી સાડલાનો છેડો પકડી કચેરીમાં ઘસડી ગઈ. "**તમાસાને તેડું હોતું નથી**" કેટલાક લોકો તે તમાસો જોવા કચેરીમાં સાથે ગયા, ત્યારે ન્યાયાસન ઉપર ખુદ બિરબલ બિરાજમાન થયો હતો, તેની આગળ કઉભાંડખોર સ્ત્રીએ ફરીયાદ કરી ત્યારે તેની પડોસણ બાઇને બિરબલે તેના ઉપર તહોમત મુકવાનું કારણ અને ખુનની હકીકત પુછી; તે વિષે તે બાઈ બોલી કે "હું તે ખુનના સંબંધમાં કશું જાણતીજ નથી. કેવળ ખોટું આળ મારા માથે મુકી નાહક મને દોષિત ઠરાવવા તરકટ રચેલું છે. આપ આ કેશમાં દીર્ઘદષ્ટિ નહિ વાપરશો તો હું નિરદોષ અબળા દોષવાન ગણાઈશ." પછી તે બન્નેની અરસપરસ ઉલટ પાલટ તપાસ કેટલોક વખત સુધી ચલાવી. પરંતુ સત્ય શું છે? તે કળવામાં આવ્યું નહિ, તેમ સાથે આવેલા માણસોની સાક્ષી લેતાં પણ ફરિયાદીની વાત ખરી છે એમ જણાયું; તેમ પ્રતિવાદણ આવું ઘોર કર્મ કરે પણ નહિ, એમ સ્વાભાવિક રીતે તેની મુખમુદ્રાપરથી ભાસતું હતું. તે જોઇ બીરબલે તર્કશક્તિ ફેલાવી ફરીયાદણને કહ્યું કે 'તમો બ્હાર જઇને બેસો, થોડીવાર પછી તમને બોલાવું છું." ફરીયાદણના ગયા બાદ પ્રતિવાદીયણને કહ્યું કે "જો તમે ફરીયાદણ બાઈના છોકરાનું ખુન કર્યું નથી એમ કહો છો એ વાત ખરી હોય તો કચેરીને ખાત્રી થવા કચેરીસમક્ષ તમારાં વસ્ત્ર ક્હાડી નગ્ન થઈ ઉભાં રહો." એટલે બસ છે. તે સાંભળી બાઈ બોલી કે "સાહેબ મારો જીવ જાય તે શિક્ષાને પાત્ર થવા ખુશી છું; પરંતુ જીવ જતાં પહેલાં કોઈકાળે પણ આપે હુકમ ફરમાવ્યો તે અમલમાં આણીશ નહિ. ભલે આપ માલિક છો. દોષિત ઠરાવી શિરચ્છેદ કરાવશો તો મારૂં શિર હાજર છે." આ પ્રમાણે બાઇનું બોલવું સાંભળીને તેને બ્હાર જવા કહ્યું અને ફરીયાદણને અંદર બોલાવી કહ્યું કે "જો તમારા છોકરાને તમારી પડોશણેજ માર્યો છે એ વાત ખરી છે તો કચેરીને ખાત્રી થવા કચેરી સમક્ષ-

તમામ વસ્ત્ર દૂર કરી નગ્ન થાઓ, એટલે બસ. બીજા કશા પુરાવાની જરૂર નથી." આ સાંભળતાં પોતાની ધારેલી ધારણા બર આવવાની આશાએ ઝટપટ નગ્ન થવા હિલચાલ ચલાવી. તે આચરણ જોઈ બીરબલને ખાત્રી થઈ કે આ ફરીયાદણ નિર્લજજ, નીચ અને કેવળ તરકટખોર છે એમાં જરા શક નથી. નહિ તો આવી બાબત સભાસમક્ષ કરવા તૈયાર થાયજ નહિ. એમ વિચારી ફરીયાદણને માર મારવાનો હુકમ કર્યો, સીપાઇઓએ ચૌદમું રત્ન શરૂ કર્યું કે ખરી વાત કબુલ કરી, તે જોઈ બાદશાહ વગેરે સરવ કોઈ તાજુબ થયા. તરકટખોર બાઇને જીવતી બાળી મુકવી એવો કઠોર હુકમ કર્યો, કારણ કે ફરીથી એવાં તરકટ કરવા કોઇપણ પગલું ન ભરે માટે તેને એજ નશીયત ઠીક હતી અને એનો ધડો લઈ અન્ય પણ બુરાં આચરણો આદરે નહિ. તેવીજ રીતે પેલી પડોશણને સદાચરણવાળી જાણી મોટા સન્માન સાથે પ્રશંસા કરી ઘેર પહોંચતી કરી અને બાદશાહ તથા શેહેર નિવાસિઓ બીરબલની બારીક તપાસમાટે વખાણ કરવા લાગ્યા. **કરશે તેજ ભરશે.**

---

## બિરબલની બુદ્ધિ.

*એક વિશ્વાસુ માણસે પોતાના વિશ્વાસુ વાણિયાને ત્યાં એક હજાર રૂપિયા અનામત મૂક્યા હતા, કારણ કે પોતાના છોકરાઓથી છાની રકમ વૃદ્ધાવસ્થામાં કામ લાગે તેવા ઇરાદાથી મૂકી હતી, તેને કેટલોક વખત થઈ ગયો બાદ જરૂર પડવાથી તેણે વાણીયાપાસે જઈ પોતાની મુકેલી અનામત પાછી માગી, ત્યારે વાણિયો બિલકુલ ઇન્કાર ગયો. તેણે ઘણા કાલાવાલા કર્યા પણ "સાકરનો હીરો ગળ્યો" તે મુજબ કરી ઉલટો તકરાર કરવા લાગ્યો; છેવટે બન્ને જણા કચેરીમાં લઢતા લઢતા ગયા. થાપણ મુકનારે ફરીયાદ નોંધાવી. પ્રતિવાદીને પુછતાં તેણે જણાવ્યું કે "ગરીબપરવર ! આ ડોસો ગળેપડુ છે ! પૂછો એના ત્રણે છોકરાઓને બોલાવીને, જો તેઓ ફરીયાદીની વાતને વજનદાર કહે તો પછી આપ જેમ ફરમાવશો તેમ હું હુકમને તાબે થઇશ. આ સાંભળી સરકારે સીપાઇ મારફતે ફરીયાદીના છોકરાઓને બોલાવી રૂપિઆવિષેની વાત પૂછી તો તેઓએ જણાવ્યું કે "સરકાર સાહેબ ! અમારા બાપની હમણાં ડાગળી છટકી ગઇ છે. દિવાનો થઈ ગયો છે; માટે તેની ફરીયાદી ઉપર કશું પણ વજન રાખવા જેવું નથી; પણ કોઈ આબરૂદારની આબરૂપર નાહક હુમલો કરે તેવી

---

* બિરબલ અને બાદશાહ.

કઢંગી રીત માટે ઘટતો ઉપાય લેઈ તેને શાસન અપાય તો ઠીક; કારણ કે તે શિવાય તેમનો જીવ ઠેકાણે આવશે નહિ!" આ પ્રમાણે ફરીયાદીના છોકરા-ઓનું બોલવું સાંભળી ફરીઆદીને પુછયું કે "આવિષે હવે શું બોલવા માગો છો?" તે સાંભળી ડોસે અરજ કરી કે "નેકનામદાર! એ બોલવા માગું છું કે હું દિવાનો નથી! છોકરા કે કોઈ મનુષ્ય પૈસાસાથેજ સગાઇ ધરાવે છે એ આપ સાહેબથી અજાણ્યું નથી! મારી પાસે કશું નથી એમ મેં છોકરાઓને દર્શાવ્યું તેથી મને તેઓએ ત્યજી દીધો છે; મેં વૃદ્ધાવસ્થામાં કામ આવે એવા હેતુથી આ વિશ્વાસુ વાણિઆને છોકરાઓ ન જાણે તેમ રૂપિયા સોંપ્યા હતા. તે વખતે કોઇ સાક્ષી નહોતું, માત્ર આંબાના ઝાડતળે ગણી આપ્યા અને એ લઈ ગયો!" આ પ્રમાણે ફરીઆદીનું બોલવું સાંભળી બિરબલે પુછયું કે,— "જ્યારે આંબાના ઝાડનીચે બેસી ગણી આપ્યા છે ત્યારે શું ફીકર છે? જાઓ આંબાને જઇને કહો કે "નામદાર સરકાર તને મારીવતી સાક્ષી પુરવા ફરજ પાડે છે માટે તે વિષે તારો શું વિચાર છે? અને તું કેવા પ્રકારે સાક્ષી આપવા ચાહે છે?" આવું બિરબલનું બોલવું સાંભળી સર્વ સભાજનોને નવાઈ જેવું લાગ્યું! વાદી ત્યાંથી આંબા તરફ ચાલ્યો. આશરે ઘડી થવા આવી એટલે બિરબલે બહુજ તાકીદ બતાવી કહ્યું કે " હજુઃસુધી વાદી ઝાડપાસે જઇને કેમ આવી પહોંચ્યો નહિ? કેટલીબધી વાર! તે સાંભળી પ્રતિવાદી કહે સાહેબ તે આંબો દૂર છે તે સાંભળી બિરબલ બોલ્યો કે જ્યારે તેં ફરીયાદીની થાપણ રાખીજ નથી અને તે વાતજ તદન ખોટી છે તો તને શું ખબર? કે તે ઝાડ દૂર છે! માટે મારી ખાત્રી આ તારા શબ્દથીજ થાય છે કે તેં તેજ આંબાના ઝાડતળે ફરીયાદીની થાપણ ગ્રહણ કરી છે એમાં જરા શક નથી! માટે જલદી આપી દે નહી તો સખ્ત શિક્ષાને પાત્ર થઈશ!" આથી પ્રતીવાદી ગભરાયો અને ગુપચુપ તે થાપણના ૧૦૦૦ રૂપિયા લાવી ફરીયાદીને સ્વાધીન કર્યા. આ જોઈ બાદશાહ અને કચેરીમંડળ બિરબલના બુદ્ધિબળની ઘણીજ તારીફ કરવા લાગ્યું.

---

## બુદ્ધિથી અદલ ઇનસાફ

*એક સમય કોઈ બે સ્ત્રીઓ શાહ હજુર આવી, તે પૈકી એક જણીએ ફરીયાદી કરી કે "મારો દીકરો આ છિનાળ ધુતારીએ ફોસલાવી ફટાવી પોતાના કબજે કરી લીધો છે માટે મારે હવાલે કરાવવો જોઇએ." શાહે બીજી સ્ત્રીને

* બિરબલ અને બાદશાહ.

પુછયું કે–તારી શું ફરીયાદ છે? બીજી સ્ત્રીએ જણાવ્યું કે “નેક નામદાર! મારી એ ફરીયાદ છે કે આ સ્ત્રીએ જે આપ હજુર ફરીયાદ કરી છે, તે તદ્દન પાયા વગરની છે; ઉલટો ચોર કોટવાળને દંડે તેવું તેણે કરવા માંડયું છે; કેમકે એ દીકરો મારોજ છે; છતાં કેવળ બદદાનતથી ‘મારો છોકરો છે’ એવો દાવો ધરાવે છે; પરંતુ છેવટ ન્યાયીનામદાર આગળ દુધના દુધમાં અને પાણીના પાણીમાં વિભાગ પડશે.” આ પ્રમાણે પરસ્પર વિરોધી ફરીયાદ સાંભળી શાહ ભારે મુઝવણમાં પડયો તેથી બીરબલે અરજ કરી કે–મુંઝવણમાં પડવાનું કશું કારણ નથી, માત્ર કરવતવડે એ છોકરાના બે ભાગ કરી બન્નેને આપી દેવા એટલે તકરાર પતી. એમ કહી વધ કરનારને બોલાવવા સીપાઇને હુકમ આપ્યો; એટલે જે છોકરાની સાચી મા હતી તે ગભરાઇને બોલી કે–ગરીબપરવર! મારે એ છોકરાની જરૂર નથી, એતો હું મારો દાવો પાછો ખેંચી લઉંછું; કેમકે છોકરાને કાપી તકરાર પતાવવી તેથી તો એ બહેતર છે કે, ભલે એજ છોકરાને લઈ જાય. જો જીવતો હશે તો હું તેને દૂરથી નિહાળી આનંદ પામીશ; પરંતુ નાહક તેનું નિકંદન કરાવવું એ હું દુરસ્ત ધારતી નથી. ભલે એ છોકરાને આ બાઈ લઈ જાય. પ્રભાકર પંડિતના' સરખું અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ થવાથી પરિણામે પશ્ચાત્તાપનો પાર રહે નહિ. શાહે પુછયું કે–તે પ્રભાકર શી રીતે બન્ને તરફથી ભ્રષ્ટ થયા? અને પરિણામે કેવા પ્રકારે પશ્ચાત્તાપ કરવો પડયો?'

સ્ત્રી બોલી કે ‘પ્રભાકર નામનો એક પંડિત પરદેશથી વિદ્યાભ્યાસ કરી પોતાના ઘરભણી પાછો ફર્યો, તે વખતે એક ગામમાં રાત્રિએ વિશ્રામ લેવા માટે લોકને પુછયું, કે આ ગામમાં કોઈ બ્રાહ્મણનું ઘર છે? લોકોએ કહ્યું કે હા. એક બ્રાહ્મણનું ઘર છે, શું તમારે રાતવાસો કરવો છે? જુઓ પેલું સ્હામું દેખાય તેજ ઘર. પછી પ્રભાકરે ત્યાં જઈ ઉતારો લીધો અને તે ઘરવાળા બ્રાહ્મણની સ્ત્રીએ સત્કાર કર્યો. તથા ખાનપાનની પણ સગવડ સાચવી શયનમાટે ગોઠવણ કરી આપી. પ્રભાકર પણ તે લોકની બરદાસથી ખુશી થયો અને નિદ્રાને સ્વાધીન થઈ આરામમાં રાત્રિ વ્યતીત કરી પ્રાતઃકાળે ન્હાઇધોઈ સંધ્યા પૂજા કરી ભોજન આરોગી આરામમાં બેઠો; તે વખતે પ્રભાકરને તે બ્રાહ્મણી પુછવા લાગી કે મહારાજ! આ મારા બે છોકરા છે તેને જનોઇઓ દેવી કે સુનત કરાવવી? આ વાકય સાંભળી પ્રભાકર તો બિચારો વિચારમાં પડયો કે બ્રાહ્મણના છોકરાંને સુનત કરવી કેવી?! એમ વિચારી પ્રભાકર બોલ્યો કે ‘બાઈ! બ્રાહ્મણના દીકરાને તો જનોઇનોજ અધિકાર છે. પણ તમે સુનત કહો છો તેનું કારણ શું?! બાઈ બોલી કે ‘વીરા, હું પહેલાં તો બ્રાહ્મણી હતી

પણ આ છોકરાનો બાપ સૈયદ તેની સાથે મારે નેહ બંધાવાથી તેમના ઘરમાં આવીને બેઠી. ત્યાં પછી આ બે છોકરા થયા. આ ગામમાં કોઈ બ્રાહ્મણનું ઘર નહોતું તેથી ગામના લોકોએ મળીને વિચાર્યું કે કોઈ પંડિત, પુરાણી કે વટેમારગુ બ્રાહ્મણ આવે છે ત્યારે તેને ઉતરવા ખાવાપીવાની અડચણ પડે છે માટે એક બ્રાહ્મણનું ઘર હોય તો વધારે સારૂં. માટે આપણા સૈયદના ઘરમાં બ્રાહ્મણી છે, તેથી તે સૈયદને બ્રાહ્મણ બનાવવો એટલે થયું.' એમ વિચારી અમોને બ્રાહ્મણ બનાવ્યાં, તેથી હવે આ છોકરાઓને જનોઇ આપવી કે સુનત આપવી તે-વિષે મને વારંવાર વિચાર થવા લાગ્યા, પણ કોઇ સમજુ બ્રાહ્મણ મળે તો પૂછું, એવા ઇરાદામાં હતી; તેટલામાં તમે આવ્યા તેથી બહુ રાજી થઇ અને મારા મનનો ખુલાસો પણ કર્યો. માટે હવે આપ જે સલાહ આપો તે કરીએ,' પ્રભાકરે આ ઇતિહાસ સાંભળ્યો. બિચારો ચિત્રામણના પૂતળાની પેઠે સ્તબ્ધ થઈ ગયો અને મહા પશ્ચાત્તાપ કરતો વિચારવા લાગ્યો કે 'અરે પ્રભુ! મારૂં બ્રહ્મત્વ સમૂળગું નાશ પામ્યું. યવનનું અન્ન પાણી આરોગ્યું જેથી વિદ્યા, કર્મ, ધર્મ અને દેહ ભ્રષ્ટ થયાં, પણ હવે ઉપાય શો?' બ્રાહ્મણી બોલી કે–'મહારાજ! કેમ મારી વાત સાંભળી નિસ્તેજ બની ગયા? મારા પૂછેલા પ્રશ્ન માટે શું આપનો અભિપ્રાય છે? તે તો મને જણાવો.' મહારાજ બોલ્યો કે–'બાઇ શું મારૂં કપાળ અભિપ્રાય આપું? તારે તો જનોઇ કે સુનત જે થવાનું હશે તે થશે; પણ મારી ઘોર કે ચિતા? તેજ મોટી મુંઝવણમાં પડ્યો છું. હું ન બ્રાહ્મણ રહ્યો કે ન મુસલમાન. ધોબીનો કુતરો ઘરનો કે ઘાટનો એકેમાં ન રહ્યો. આ પ્રમાણે અપાર પશ્ચાત્તાપ કરતો પોતાના દેહની શુદ્ધિ કરવા ગંગાજીના શરણમાં ગયો અને શુદ્ધ થઈ તપશ્ચર્યામાં પોતાનું જીવન ગાળ્યું. કહેવાનો ભાવાર્થ એ છે કે, એ સૈયદના છોકરાં તો મુસલમાનપણામાં મોજથી રહ્યાં; પરંતુ બિચારો પ્રભાકર વિનાકારણે જગતથી વિરત થયો. તેજ પ્રમાણે અમો બન્ને જણીઓ પોતપોતાના તાનમાં રહીએ, પણ બિચારા છોકરાનો નાહક જીવ જાય માટે એમાં કશો પણ હું ફાયદો સમજતી નથી, તેથી ખુશીની સાથે મારા છોકરાને એ સ્ત્રી લઇ જાય,

આ પ્રમાણે વિચારયુક્ત કરૂણાનાં વાત્સલ્ય પ્રેમભક્તિનાં વચનો સાંભળી બિરબલ બોલ્યો કે–'બાદશાહે આલીજહાં! આ બાઈનોજ તે છોકરો છે એમાં જરા શંકા નથી; કારણ કે, જે અંતરનું સગુ હોય છે તેનાજ અંતરમાં પ્રેમનો અંશ ઉત્પન્ન થાય છે. અને એજ હેતુ માટે છોકરાનું મૃત્યુ થવા વિષેનો પ્રકાર તેને ગમ્યો નહિ, તથા પોતાનો દાવો રદ કરવા તૈયાર થઈ. માટે માના પેટમાંજ આંતરડાની સગાઈ હોય છે એ કહેવત સિદ્ધ થાય છે. અને આ

બીજી સ્ત્રી છે તે કેવળ ગળેપડુ છે. તેમ તેનો એ છોકરો નથી, જેથી તેને કાપી બે ભાગ કરી વહેંચી લેવા હુકમ થયો છતાં તે કશું બોલી નહિ, માટે એ તરકટખોર છે, તેથી તેને યોગ્ય નશીયત આપવી ઘટે છે; આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે તે છોકરો સમજુબાઇના સ્વાધીન કર્યો અને ગળેપડુ રાંડને વિનાભાડાની કોટડીમાં મોકલાવી દીધી.

---

## વાણિઆ મગનું નામ પાડે નહિ. તે પણ બુદ્ધિ.

*એક વખત બાદશાહ કચેરી ભરીને બેઠો હતો, તે વખતે તેને વિચાર થયો કે સર્વથી દૂરઅંદેશી જાત કઈ હશે ? તેથી તેણે લહુવાને પૂછયું. "અબે લહુવા સબસેં દુરઅંદેશી જાત કોનસી ?"

**લહુવો**—સાહેબ, વાણિઆની.

**બાદશાહ**—છટ્ ! ઓતો ગંડુજાત હૈ, ઉસ્કી શિકલતો દેખો કૈસી ગુમારમુઆફક લગતી હૈ !

**લહુવો**—ગરિબપરવર, આપ ન માનો તો મરજી. પરંતુ હુંતો ધારૂંછું કે વાણિઆ જેવી બીજી કોઈપણ જાત દૂરઅંદેશી નથી.

**બાદશાહ**—તબતો હમારી ખાતરી કરદે કે બનિઆકી જાત દૂરઅંદેશી હૈ. લહુવાએ કોઠારમાંથી તરત એક મણ મગ મગાવી ઢગલો કર્યો, ને બજારમાંથી બે ચાર વાણિઆઓને બોલાવી, તેમને મગનો ઢગલો બતાવી પૂછયું કે "આ શી ચીજ છે ?" વાણિઆતો બહુ વિચારમાં પડયા કે આ મગ છે તે લહુવો તથા બાદશાહ બંને જાણે છે, તેમ છતાં આપણને પૂછે છે, તો એમાં કાંઈપણ ભેદ હશેજ, તેથી તેઓ એક બીજાની સલાહ પૂછવા લાગ્યા કે જવાબ શો દેવો ?

**પહેલો**—આપણને વાંકમાં લાવવાનો બાદશાહનો ઇરાદો હશે, તેથી પૂછતા હશે.

**બીજો**—"નવરો બેઠો નખોદ ઘાલે" તેમ બાદશાહને કાંઈ કામ નથી લાગતું, આંટો ખાવો પડે છે તો આપણે, ખોટી પણ આપણે થઇશું, ઉભા રહીને પગ આપણા દુખશે અને ભૂખે તરસે પણ આપણે મરીશું. એને કાંઈ ઉચાટ છે ? મોઢેથી બોલવાનું પણ આળસ તેથી લહુવા પાસે પ્રશ્ન પૂછાવે છે ? પણ કાંઇક મર્મવિના આમ હોય નહિ.

**ત્રીજો**—ભાઈ ગમેતેમ હોય, પણ ઉત્તર આપ્યા વગર કાંઈ છૂટકો છે ?

* કૌતકમાળા.

કદાપિ આપણી પરીક્ષા કરવા પૂછતા હોય માટે જવાબ તો દેવોજ જોઇએ ?

**ચોથો વાણિયો**—તમે બધા નાનાં છોકરાં જેવી વાતો કરો છો, આમાં જરૂર કાંઈ દગો છે, માટે મગનું નામજ પાડવું નહિ. એજ ખરો રસ્તો છે.

આ પ્રમાણે માંહોમાંહે સંતલસ કરતા હતા, તેવામાં ફરીથી લહુવાએ હાકોટો મારી પૂછયું, "ભાઇઓ! શું વિચાર કરો છો ? આ શી ચીજ છે ? તે જલદીથી કહીદો."

**એક વાણિઓ**—આતો કાંઈ અનાજ જણાય છે.

**બીજો ,,** —હા, કઠોળ જેવું કાંઈ લાગે છે ખરૂં.

**ત્રીજો ,,** —કઠોળતો ખરૂં, પણ પેલા....કેવારે....અરે ! તેનું શું નામ (યાદ આવતું નથી એવો ડોળ કરી) નાના દાણા જેવું લાગે છે તે ?

**ચોથો વાણિઓ**—આતો મરી જેવા ઝીણા ઝીણા દાણા છે. અડદના હોય તો ના નહિ.

**બાદશાહ**—(ગુસ્સે થઇને) સબ બનીએ અંધે હોગયે કે કયા ? એ મુંગ હૈ સો દેખતે નહિ.

બધા વાણીઆ બોલી ઉઠયા, હા, આ આ ! સાહેબ એજ, આપે નામ દીધું એજ.

**લહુવો**—શું નામ ?

**વાણિઆ**—બાદશાહે કહ્યું એએએજ એનું નામ.

**લહુવો**—તમે ફરીથી બોલો એનું શું નામ ?

**વાણિઆ**—( ભુલી ગએલું યાદ કરતા હોય એમ ) પેલું કેવુંરે, બાદશાહે કહ્યું, એજ, એજ, એતો બાદશાહ સાહેબ બોલશે ત્યારે યાદ આવશે. આમ રગઝગ થઈ પણ ફરીથીએ મગનું નામ દીધું નહિ. તેથી બાદશાહને ખાત્રી થઈ કે વાણિઆની જાત બડી ખબરદાર છે. પછી એ વખત તો સૌને રજા આપી.

---

(૨)

બાદશાહ ઉપલી વાતથી સમજ્યો કે વાણિઆની જાત પહોંચેલીતો ખરી પણ કોઈ પ્રકારે એમને ફાંદામાં લાવી શિક્ષા કરવી એમ નિશ્ચય કર્યો. તેના ડાહ્યા પ્રધાન લહુવાએ યુક્તિ બતાવી કે "સાહેબ, આપ શિકારમાં સૂવર મારીને લાવો, તેને દરવાજાની વચોવચ્ચ ટાંગી વાણિઆઓને બોલાવીને પૂછવું કે, 'આ શું જનાવર છે'? વાણિઆ કહેશે કે "સાહેબ સૂવર છે;" એટલે આપ સાહેબને અપશબ્દ કહ્યાનું તહોમત મૂકી શિક્ષા કરી શકાશે." બાદશાહને

આ વાત ગમી. બીજે દિવસે શિકારમાં સૂવર મારી લાવી દરવાજા વચ્ચે ટાંગી, વાણિઆઓને બોલાવવા મોકલ્યા. સિપાઇઓ તેડવા આવેલા જોઈ વાણિઆ-ઓએ વિચાર કર્યો કે, બાદશાહ આપણને બોલાવે છે, તો આપણે કાંઈ વાંકમાં આવ્યા હઇશું. અથવા તો વાંકમાં લાવવા હશે. અગાઉ પણ મગ જેને સઘળા-એ ઓળખે, એવી ચીજનું નામ આપણી પાસે કહેવરાવવાનો યત્ન કર્યો હતો માટે જુવાનીઆઓનું કામ નહિ. ચાર ઘરડા વાણિઆઓ જવા તૈયાર થયા. ને ડેલી આગળ પહોંચ્યા કે તરતજ તેમને સવાલ કર્યો કે, "અબે બનિયા યહ કોનસા જાનવર હૈ?" આવા સવાલથી વાણિઆઓ તાજુબ થઈ ગયા, ને કાંઇપણ ખટપટવાળો નવો બુટ્ટો છે, એમ અગમ બુદ્ધિવડે ધ્યાનમાં સહેલા-ઇથી આવી ગયું. તેથી તેઓએ એનું ખરૂં નામ સૂવર કહેવું નહિ, એમ સંત-લસ કર્યો. બાદશાહતો સૂવરના શિકારસાથે વાણિઆઓનો શિકાર નજીક આ-વેલો જોઇ ખુશાલીને ચેહેરે મંદ મંદ હસતો હતો. આથી વાણિઆઓના મન-પર એ મર્મની અસર વધારે થઇ. આખરે તાકીદથી જવાબ માગવાથી વાણિ-આઓ એક પછી એક કહેવા લાગ્યા:—

**પહેલો વાણિઓ**—(મોં ઉંચું કરી આંખઉપર ચાર આંગળા ધરી, ધારીને જોતો હોય એવો ડાળ કરી) સાહેબ, કદાપિ હાથી સૂકાઈ સૂકાઇને આવો થઇ ગએલ હોય તો ના નહિ.

**બીજો વાણિઓ**—[આસપાસ ફરીને] સાહેબ, હુ ધારૂં છું કે બિલાડી ખુબ જાડી થઈ ગઈ હોય તેના જેવું આ જનાવર છે!

**ત્રીજો વાણિઓ**—સાહેબ, આતો અમારી ગોળની વખારમાં વણિઅર આવે છે તેવું છે!

**ચોથો વાણિઓ**—અરે સાહેબ, આતો રીંછનું બચ્ચું છે!

બાદશાહ આવા જૂદા જૂદા ઉત્તર સાંભળવાથી ગુસ્સામાં આવી જઇ કહે છે, "તુમ સબ દેખતે હો કે નહિ? એતો સૂવર હૈ."

**સઘળા વાણિઆઓ**—હા આ આ, એજ, સાહેબ.

**બાદશાહ**—[ફરીથી] કયા નામ ઉસકા?

**વાણિઆઓ**—આપ સાહેબે કહ્યું એજ.

આ ઉપરથી બાદશાહને લહુવાના કહેવાની વિશેષ ખાત્રી થઇ.

---

ઉપરની બંને વાતો ઉત્તમ પ્રકારની દીર્ઘદૃષ્ટિનો ચિતાર બરાબર આપે છે. હરેક જાતના કામકાજમાં તેવી શક્તિ મુંઝવાડામાંથી નિખાલસ કરી સા-બાશી અપાવે છે.

## બુદ્ધિથી ચોરને વિંછી કરડાવનાર વાણિઓ.

*એક વખત નાંદોદ ગામમાં વાણિઆવાડમાં રોજ રાતના ચોરો ફરતા અને ચોરી કરવાનો લાગ જોયા કરતા હતા. શેરીનાં તમામ માણસોના જાણુવામાં આ વાત આવી હતી તેથી તેઓ સઘળાઓ સાવધપણે રહેવા લાગ્યા. કોઇએ આખી રાત જાગતાજ રહેવાનો ઠરાવ કર્યો, તો કોઇએ આખી રાત દીવો બળતો રાખવાનું વાજબી ધાર્યું. કોઈ ચોકીદાર માણસ સૂવાડવા લાગ્યાં તો કોઈ કલાક બે કલાક ખોંખારા હાકોટા કર્યા કરે. પરંતુ એક હોંશીઆર અને વિચક્ષણ વાણિઆએ કાંઇ નવીજ યુક્તિ કરી. તેણે એક વાઘરીપાસે વિંછી પકડાવી મંગાવ્યો. તે એક દાબડામાં મૂકી તે વાતથી પોતાની બાઇડીને વાકેફગાર કરી દાબડો ઘરમાં મૂકવા આપ્યો. ભોગજોગે તેજ રાત્રે તેના ઘરમાં ચોરોએ ખાતર પાડયું અને એક ચોર માંહે પેઠો. ચોર પેઠાની વાણિઆને ખબર પડી એટલે ધીમેથી ચોરને સંભળાવવામાટે પોતાની સ્ત્રીને કહે છે કેઃ—

વાણિઓ—સાંભળે છે કે ? અરે ! સાંભળે છે કે ?

વાણિઅણુ—હા, હાં, શું કહો છો ?

વાણિઓ—આજ મેં તને પેલો દાબડો આપ્યો તે ક્યાં મૂક્યો છે ?

વાણિઅણુ—તે તો સામેની ભીંતના ગોખલામાં મૂકયો છે.

વાણિઓ—અરે રાંડ ! એમ ગોખલામાં તે મૂકાતો હશે ! એ દાબડામાં તો લાખો રૂપીઆના હીરા માણેક ને રત્ન છે.

વાણિઅણુ—બળ્યું. હવે રાત્રિએ તો નિરાંતથી ઊંઘો ને ઊંઘવા દો. એ તો જ્યાં મૂકયો હશે ત્યાંનો ત્યાં હશે ! સવારમાં ઉઠીને પટારામાં મૂકી દઈશું, તમે દિવસે નચિંત નહિ તો નહિ, પણ રાત્રે પણ તેવાજ !

વાણિઓ—નચિંત તે શાના હોય ? રળીને લાવવું હોય તો ખબર પડે. "તારે તો ખાધે પીધે દીવાળી ને ઉગરે ઉચાટ."

ઘરધણીના કહેવા ઉપરથી દાબડામાં લાખો રૂપિઆનાં જવાહિર જાણી ચોર ઘણું હરખાયો, અને તે ચોરી જવાનું ધારી, વાણિઓ અને તેની સ્ત્રી બંને જણાં પાછાં જપી જાય તેની રાહ જોતો બેઠો થોડીવારે બોલતાં ચાલતાં બંધ થયાં, એટલે ચોરે ગોખલામાંનો દાબડો ખોળવા માંડયો. થોડી વારમાં તે હાથ લાગ્યો કે ચોરે ઉઘાડીને માંહે હાથ નાંખ્યો. એટલે તરત વિંછીએ ડંખ

*કૌતકમાળા.

માર્યો. ચોરને ઘણુંજ વસમું લાગ્યું પણ પકડાઈ જવાની ધાસ્તીએ રાડ નહિ પાડતાં હાથપર ફુંક મારવા મંડયો. આ સાંભળી વાણિઓ બોલી ઉઠયો, "ચોર ભાઇ, જરા થુંક ચોપડો થુંક, અને હાથ જરા ઊંડો નાંખો એટલે બીજાં સારાં રત્ન જડશે." આ સાંભળી તે વાણિઆનો પ્રપંચ જાણી ગયો, અને કાંઇપણ ચોર્યા સિવાય શરમીંદો થઈ લાગલો નાશી ગયો.

જેનામાં પોતાનું હિત કે અહિત સમજવાની યુક્તિ નથી તે આ જગતમાં પશુતુલ્ય જીવન ગાળે છે, માટે સારાસાર સમજવાની શક્તિ આવે તેવાં પુસ્તકો વાંચવાં તથા તેની યોગ્ય સંગતમાં રહેવું તે ભલામણ આપી હવે બુદ્ધિહીન મૂર્ખ લોકોની સ્થિતિ કેવી અયોગ્ય છે તે બતાવવાને મૂર્ખ-અધિકારને સ્થાન આપવા આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

## मूर्ख-अधिकार.

દુનીયામાં મૂર્ખતાથી અધમ એકપણ પદાર્થ નથી. મૂર્ખતાથી જોઇએ તેવો ધનવાન પણ તિરસ્કારને પાત્ર થાય છે. મૂર્ખતા એક જાતની નથી તેના ઘણા અવાંતરભેદો છે. એક તો જે તદ્દન કાંઈ ભણ્યોગણ્યો ન હોય તે પોતાને આવડે તેમ હોય છતાં કહે છે કે ભણનાર પણ મરે છે ને આપણે પણ મરવું છે, નાહક મગજને શામાટે તસ્દી આપીએ ! આવા વિચાર કરે તે, ખોટું બોલવાથી કોઇ જીભ કાપી લેતું નથી તેમ તાળવામાંથી ખરીપણ પડતી નથી; માટે ઇચ્છા પ્રમાણે જાણ્યુંઅજાણ્યું બેધડક બકનાર, પોતાના ગુરૂની વિદ્યાથી અભિમાન રાખનાર, આપકમાઇ ઉપર મોજમજા ઉડાવનાર, સારાસારા પદાર્થો અને બીજાની સ્ત્રીઓ તરફ અવળું વલણ રાખનાર, કોઈની ખોટી ખોટી વાતોમાં ખુશી રહેનાર, ખૂબ મોં ફાડીને દાંત દેખાડી ખડખડાટ હસનાર, વગર કારણે વાતની વાતમાં હસનાર અને બીજાઓને પણ આરોપી બનાવવામાં ખોટા ખોટા કુતર્કો બાંધનાર, આવી રીતે મૂર્ખોના ઘણા ભેદો છે કે જેઓ પોતાનો અમૂલ્ય મનુષ્યજન્મ વૃથા ગુમાવે છે. તેમ ન થવા અને તેવી મૂર્ખતામાંથી છુટવા માટે આ સ્થળે દૃષ્ટાન્તસહિત લખવાની જરૂર પડી છે, તો દરેક મનુષ્યે તે વાંચી તેવી મૂર્ખતામાંથી નિર્મુક્ત રહી શુભ માર્ગ કે જેમાં લોકમાં યશ વધે અને પરલોકમાં કલ્યાણ થાય તેવે માર્ગે ચાલવું. એવા અભિપ્રાયથી આ અધિકારને સ્થાન આપ્યું છે.

### મૂર્ખનું હૃદય શૂન્ય હોય છે.

અનુષ્ટુપ્. (૧—થી—૫)

अपुत्रस्य गृहं शून्यं, दिशः शून्या अबान्धवाः ।
मूर्खस्य हृदयं शून्यं, सर्वशून्या दरिद्रता ॥ १ ॥ (प्र.नी. श.)

પુત્રહીનનું ( વાંઝીયાનું ) ઘર શૂન્ય છે, બન્ધુઓવિનાની દિશાઓ શૂન્ય છે, મૂર્ખનું હૃદય શૂન્ય હોય છે અને દરિદ્રતા સર્વ રીતે શૂન્ય હોય છે. અર્થાત્ જ્યારે પુત્ર ન હોય ત્યારે ઘરમાં કોઈ ન રહેવાથી શૂન્ય ( ખાલી ) થાય અને દિશાઓમાં ( પરદેશમાં ) મામા, માસી, ફઇ—વગેરે સંબંધી ન હોય તેથી જવું ન પડે માટે તે પણ શૂન્ય અને મૂર્ખને કોઈ જોઇએ તેટલાં હિતવાકયો કહે પણ તેના હૃદયમાં ન રહે તેથી તે પણ શૂન્ય તેમજ દરિદ્રતાવાળાને કાંઈપણ ન સુઝે તેથી તેને સમગ્ર જગત્ શૂન્ય ભાસે છે. ૧

### નિરૂદ્યમી મૂર્ખનો વિચાર.

पठितेनापि मर्तव्यं शठेनापि तथैव च ।
उभयोर्मरणं दृष्ट्वा, कण्ठशोषं करोति कः ॥ २ ॥ (ज्ञा. पं. क.)

ભણનારો પણ મરેછે અને મૂર્ખ પણ તેમજ મરે છે, માટે બેયનું મરણ જોઇને કંઠશોષ કોણ કરે ( ગળું કોણ તાણે )? જો વિદ્વાન ન મરતા હોય તો તો ભણવું ઠીક છે, આતો તેઓ પણ મહેનત કરીને મરી જાય છે. આવા કુવિચારથી તે પોતાના જીવિતને નિષ્ફળ કરે છે. ૨

### બીજાની મોટાઇથી મોટાઇ માનવી એ મૂર્ખતા છે.

गुरुणा विद्यया विद्वान्, पितृवित्तेन वित्तवान् ।
शूरः परसहायेन, नन्दिष्यति कियच्चिरम् ॥ ३ ॥ (सू. मु.)

ગુરૂની વિદ્યાથી પોતાને વિદ્વાન માનનાર અથવા જરૂર હોય ત્યારે ગુરૂપાસે જાય ત્યારેજ જાણી શકનાર, બાપના પૈસાથી પૈસાવાળો ( પોતે કમાવાની શક્તિવગરનો ) અને બીજાની મદદથી શૂરવીર હોય તે પુરૂષ કેટલો સમય આનંદ કરી શકે? અર્થાત્ ગુરૂ ન હોય ત્યારે તેનું પોગળ ખુલ્લું થાય છે. બાપ ન હોય ત્યારે બીજા ભાઇઓવગેરે સાથે વેંચણ થતાં તેમાંથી માંડ ભાગે પડતું મળે છે અને પોતાનામાં કમાવાની શક્તિ નથી હોતી તેથી પાછળથી તે દુઃખીજ થાય છે તથા પોતાનામાં સામર્થ્ય (બલ) ન હોય અને બીજાના

જોરથી જીતતો હોય તો કોઈ જગ્યોએ એકલો હોય ત્યારે અથવા બીજાને આપવા દ્રવ્ય ન હોય ત્યારે તેની સામે ભય આવીને ઉભો રહે છે. આવી રીતે તેઓ પરિણામે દુઃખી થાય છે. ૩

## મૂર્ખનું લક્ષણ.

परकाव्यैः कवित्वं यद्गर्वो याचितभूषणैः ।
या च याचनया वृत्तिस्तदेतन्मूर्खलक्षणम् ॥ ४ ॥ (सू. मु.)

બીજાની બનાવેલી કવિતાઓથી પોતાનું કવિપણું જણાવે, માગેલા દાગીના પહેરીને અભિમાન કરે અને ભીખ માગીને પોતાની આજીવિકા ચલાવે એ મૂર્ખનું લક્ષણ છે. ૪

તથા—

## મૂર્ખશિરોમણિ કોણ ?

चारुप्रियोऽन्यदारार्थी सिद्धेऽन्ने गमनादिकृत् ।
निःस्वो गोष्ठीरतोऽत्यर्थं, निर्बुद्धीनां शिरोमणिः ॥५॥ (सू. मु.)

શ્રેષ્ઠપણાની ચાહના રાખનાર છતાં પરસ્ત્રીની ઇચ્છા કરે તે, રસોઈ તૈયાર છતાં ત્યાંથી ચાલ્યો જાય અથવા કંઈ કામમાં લાગી જઇ વિલંબ કરે અગર કલેશ કરે તે અને નિર્ધન છતાં મોજમજાહ કરવાની ઝંખના કરતો હોય તે મૂર્ખોમાં શિરોમણિ ગણાય છે. કારણ કે પરસ્ત્રીની ઈચ્છા કરનારનું શ્રેષ્ઠપણું હયાત રહેતુંજ નથી, તૈયાર રસોઇને તરછોડનારો પોતાનુંજ બુરૂં કરે છે અને દરિદ્ર છતાં મોજમજાહના વિચાર કરે તેમાં તે વિચાર પાર ન પડવાથી ખાલી તેનું લોહી બળે છે. ૫

## પોતાની ભૂલ છતાં અન્ય ઉપર આરોપ.

आर्या ( ६–७ )

विपुलहृदयाभियोग्ये, खिद्यति काव्ये न मौर्ख्ये स्वे ।
निन्दति कञ्चुकमेव मायः शुष्कस्तनी नारी ॥ ६ ॥ (सु. र. भां.)

મૂર્ખ છે તે જ્ઞાનીથી સમજી શકાય તેવા કાવ્યમાં ( કવિતામાં ) ખેદ પામે છે, પણ પોતાની મૂર્ખતામાં ખેદ પામતો નથી, કે જેથી તેના ભાવને તે જાણી શકતો નથી. ઘણુંકરી સંકુચિત સ્તનવાળી સ્ત્રી કમખાને ( ચોળીને ) નિન્દે છે પણ પોતાનાં સ્તન સુકાઈ જવાથી કમખો મોટો જણાય છે એ તરફ તેનું ધ્યાન જતું નથી. ૬

## અધિક મૂર્ખતા.

वाचयति नान्यलिखितं लिखितमनेनापि वाचयति नान्यः ।
अयमपरोऽस्य विशेषः स्वयमपि लिखितं न वाचयति ॥ ७ ॥ (सु. र. भां.)

બીજાનું લખ્યું તો વાંચતો નથી અને તેનું લખ્યું બીજો કોઈ વાંચતો નથી. પણ આમાંતો આટલું વિશેષ કે પોતે લખ્યું પણ પોતે વાંચે નહિ. ૭

એ પ્રમાણે—

## મૂર્ખ તથા સજ્જનમાં અંતર.

उपजाति.

प्रकाशिताशेषनिजास्यरंध्रा, लघुत्वमायान्ति जडा हसन्तः ।
किंचिच्चलच्चारुकपोलपालाः, सन्तो न दन्तानुपदर्शयन्ति ॥ ८ ॥ (सू. मु.)

જેઓએ હસતાં હસતાં આખા મોમાં રહેલા દાંત તાળવા વગેરેના ભાગો ખોલી દીધેલા છે એવા મૂર્ખો ( મો ફાડીને હસનારા ) હલકાઇને પામે છે. અને સજ્જન પુરૂષો જ્યારે હસે છે ત્યારે કાંઇક સુન્દર તાળવાના ભાગથી કપોલ ( ગાલનો ભાગ ) હાલે છે અને તેઓ દાંત દેખાડતા નથી. તેથી પણ મૂર્ખની અને વિદ્વાનની પરીક્ષા થાય છે. ૮

## લઘુતા ( હલકાઇ ) પમાડનારાં કારણો.

॥ दोधक ॥

बालसखित्वमकारणहास्यं, स्त्रीषु विवादमसज्जनसेवा ।
गर्दभयानमसंस्कृतवाणी, षट्सु नरो लघुतामुपयाति ॥९॥ (सु. र. भां.)

નીચે લખેલાં છ કાર્યમાં પુરૂષ લઘુતા (હલકાઈ) ને પામે છે. એક બાળકની સાથે મિત્રતા, બીજું કારણવગર હસવું, ત્રીજું સ્ત્રીઓસાથે વાદવિવાદ કરવા, ચોથુ નીચ લોકોની સેવા કરવી, પાંચમું ગધેડાની સ્વારી કરવી, અને છઠ્ઠું વગર વિચાર્યું ઘડાવિનાનું જેમતેમ બોલવું. આ છ કાર્યો હલકાઈ લાવવાનાં કારણરૂપ છે. ૯

## મૂર્ખના આઠ ગુણ.

शार्दूलविक्रीडित (१०–११)

मूर्खत्वं सुलभं भजस्व कुमते मूर्खस्य चाष्टौ गुणा,
निश्चिन्तो बहुभोजनोऽतिमुखरो रात्रिंदिवा स्वप्नभाक्
कार्याकार्यविचारणान्धबधिरो मानापमाने समः,
प्रायेणामयवर्जितो दृढवपुर्मूर्खः सुखं जीवति ॥ १० ॥ (ज्ञा. पं.)

હે તુચ્છ મતિવાળા! મૂર્ખતા મેળવવી સુલભ છે, માટે તે મૂર્ખતા મેળવ. મૂર્ખના આઠ ગુણો છે. જેમકે નિશ્ચિત રહેવું, બહુ જમવું, અતિ બકવું, રાત દહાડો સુઈ રહેવું (આઠ કલાક કરતાં વધારે ઉંઘવું), સારાનરસા કાર્યમાં આંધળા અને બહેરાતરીકે વર્તવું, માન અપમાનમાં સમાનતા, ઘણે ભાગે રોગવર્જિત અને મજબુત શરીરવાળો મૂર્ખ સુખે જીવે છે. ૧૦

## મૂર્ખનું ઔષધ શું ?

शक्यो वारयितुं जलेन हुतभुक्छत्रेण सूर्यातपो,
नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ।
व्याधिर्भेषजसङ्ग्रहैश्च त्रिविधैर्मन्त्रप्रयोगैर्विषं,
सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम् ॥ ११ ॥ (भ. नी. श.)

અગ્નિ પાણીવડે શાંત કરાય છે, સૂર્યનો તડકો છત્રીવડે વારી શકાય છે બહેકી ગયેલો હાથી તીક્ષ્ણ અંકુશવડે વશ કરાય છે, ગાય કે ગધેડું લાકડીવતી વાળી શકાય છે, વિવિધ પ્રકારનાં ઔષધોથી વ્યાધિ મટાડી શકાય છે અને મંત્રોના બળથી ઝેર ઉતારી શકાય છે એટલે સર્વનાં ઔષધો શાસ્ત્રોએ બતાવ્યાં છે પણ મૂર્ખનું ઔષધજ નથી. ૧૧

## ઉપરાઉપરી મૂર્ખાઇનું દૃષ્ટાંત.

स्रग्धरा.

कश्चिन्मर्त्त्येष्टदेवीं किल निजरमणीं पूजयन् प्राप कांचिन्,
मूर्त्तिं लम्बोदरीयां तदधिकबलिनं मूषकं तद्भुजं च ।
श्वानं संसेवमानः पुनरपि रमणीं स्वां च तत्ताडयित्री—
मानर्चातीव मूर्खः कलयति न मतिं स्वल्पमात्रोपदेशैः ॥ १२ ॥ (दृ. प.)

કોઈ એક મૂર્ખ વાણીઓ વિચારવા લાગ્યો કે મારે કોની પૂજા કરવી જોઇએ? છેવટે વાણીઓ નિર્ણય ઉપર આવ્યો કે મારી સ્ત્રી હમેશાં મને અન્ન રાંધીને ભોજન કરાવે છે, માટે તે મહાદેવીની પૂજા કરવી યોગ્ય છે; એમ વિચારીને સ્ત્રીની પૂજા કરવા લાગ્યો. એક દિવસે વાણીઆને ત્યાં કોઈ મહાત્મા આવ્યા તેમણે આ વાત જાણીને વાણીઆને કીધું કે અરે મૂર્ખ! ઓકી ક્યા પૂજા કરતે હો, કોઈ દેવદેવીકી પૂજા કરો, ત્યારે વાણીએ કીધું કે મહારાજ કોની પૂજા કરૂં? આપ સમજાવો. એટલે મહાત્માએ એક પત્થરની નાની ગણેશની મૂર્તિ આપી. તે વાણીઓ હમેશાં ગણપતિની મૂર્તિની પૂજા કરવા લાગ્યો.

એક દિવસે ઉંદર ગણેશની મૂર્ત્તિને એક દરમાં લઈ ગયો. શોધતાં શોધતાં ઉંદરના દરમાંથી મૂર્ત્તિ હાથ લાગી. એટલે વાણીઓ સમજ્યો કે આ મૂર્ત્તિકરતાં ઉંદર બળવાન્ છે માટે તેની પૂજા કરવી યોગ્ય છે એમ વિચારી લાડુવિગરેનું નૈવેદ્ય ઉંદરને આપી તેની પૂજા છેટેથી કરવા લાગ્યો. તેવામાં એક બિલાડીએ આવીને ઉંદરનો મોક્ષ કરી નાંખ્યો એટલે વાણીઓ સમજ્યો કે આ ઉંદર કરતાં તો બિલાડી દેવી મોટી જણાય છે માટે બીલાડીની પૂજા કરવી યોગ્ય છે એમ વિચારીને બીલાડીની પૂજા શરૂ કરી. થોડા દિવસ ગયા બાદ એક કુતરો આવ્યો એટલે બીલાડી બેન તો રસ્તો માપી ગયાં એટલે વાણીઓ સમજ્યો કે બીલાડી કરતાં ગ્રામરક્ષક (કૂતરો) મહાન્ દેવ જણાય છે તેથી દહીં ભાત વિગેરે ખવરાવી તેની પૂજા કરવા લાગ્યો. કોઇ દિવસે ગ્રામદેવ ભસવા લાગ્યા એટલે વાણીઆની સ્ત્રીને ક્રોધ ઉત્પન્ન થયો એટલે તેણીએ લાકડી લઇને ગ્રામદેવને વધાવ્યો એટલે ખાંઉં ખાંઉં કરતા ગ્રામદેવ તો પલાયમાન થયા એટલે વાણીઓ સમજ્યો કે આપણે તો જ્યાં ત્યાં મફત ભટકયા કારણ કે બળવતી એવી આ ગૃહદેવી (સ્વસ્ત્રીને) છોડીને બીજાની તે શામાટે પૂજા કરવી ? આમ વિચારીને ગૃહદેવીને સાષ્ટાંગ પ્રણામ કરીને નિત્ય પૂજા કરવા લાગ્યો.

આ ઉપરથી એમ જણાઈ આવે છે કે અલ્પ ઉપદેશથી મૂર્ખ સમજી શકતો નથી. ૧૨

## મૂર્ખને કેમ ઓળખવો ?

દોહા.

*જગમધ્યે જુદાં નથી, ગાંડા જનનાં ગામ; ગુણહીણા તે ગાંડીયા, કહિ દલપતરામ.૧૩
મૂરખ ન ચહે સ્વર્ગસુખ, ખાનપાન ગુલતાન; શિશુ શું કરે સુવર્ણને, ભક્ષ કર્યાનુ ભાન.૧૪
મોટાસાથે માન લે, ગુણહિણ નહિ વખણાય; હરિ સાથે પૂજાય પણ, મૂર્ખજ શંખ ગણાય.૧૫
ભણ્યો નથી હું ભવવિષે, લખી ન જાણું લેશ; માટે કામ મુસદ્દિનું, સોંપો મને નરેશ.૧૬
તાબુત શું જોશો તમે, મન રાખો મજબુત; સમજાવ્યું સમજે નહિ, તે પંડે તાબુત.૧૭

## વિવાહના વરશી.

ચોપઇ

વધામણી વીવાની કહી, મૂરખને મોકલીઓ તહીં;
અવળુંસવળું જઈ ઉચરે, વીવાની વરશી તે કરે. ૧૮
ઓળખિ ન શકે અક્ષર એક, છૂટો ફર્યો રમતમાં છેક;
વળી વેપાર વડા આદરે, વીવાની વરશી તે કરે. ૧૯
હરફ ન જાણે હોય હજામ, કરે વળી વૈદકનુ કામ;

* દલપતકાવ્ય.

પછી પરાયા પ્રાણુજ હરે, વીવાની વરશી તે કરે. ૨૦
બોલિ ન જાણે વિગતે બોલ, તેનો તે શો કહિયે તોલ;
સભા વિષે પછિ જો સંચરે, વીવાની વરશી તે કરે. ૨૧
નીતીનું તો ન મળે જ્ઞાન, પૃથ્વીપતિનો થાય પ્રધાન;
સંધિવિગ્રહ શું સાંભરે, વીવાની વરશી તે કરે. ૨૨
ભય નિર્ભયનું ન મળે ભાન, એને કરિયે આગેવાન;
તો લશ્કર તે સઘળું મરે, વીવાની વરશી તે કરે. ૨૩
સજે ભલો શોભીતો વેષ, લાયક ગુણ તો ન મળે લેશ;
તેનાથી કંઇ શું સુધરે, વીવાની વરશી તે કરે. ૨૪

## એ પણ એક ગમાર.

### દોહા.

આખાની આશાથકી, અરધો તજે આહાર; પછી પૂરો પસ્તાયછે, એ પણ એક ગમાર.૨૫
જે વસ્તુ જાતી રહે, એનો શોક અપાર; કરે સદા સંભારીને, એ પણ એક ગમાર.૨૬
જેની સોબતથી થયું, અતિ દુખ એકેવાર; વળી તેની સાથે વસે, એ પણ એક ગમાર.૨૭
સહસા કામ સમેટીને, વળતી કરે વિચાર; પાણીપીને ઘર પૂછે, એ પણ એક ગમાર.૨૮
વાદે નાણું વાવરે, આપે બની ઉદાર; કરજ કર્યાનો ડર નહિ, એ પણ એક ગમાર.૨૯
ભૂતળમાં ભુંડાઇનો, ભરે ભલો ભંડાર; સાબાશી સપને ન લે, એ પણ એક ગમાર.૩૦
સારૂંનરસું શોધિને, જુએ ન સારઅસાર; ગોળ ખોળ સરખાં ગણે, એ પણ એક ગમાર.૩૧
છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર; કૃપણપણું પોતે કરે, એ પણ એક ગમાર.૩૨
ઘરધણિયાણીથી લડી, બાળીદે ઘરબાર; વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર.૩૩
કરી ન પાળે કોઈ દિન, વળતી વધે વિકાર; ભારે પીડા ભોગવે, એ પણ એક ગમાર.૩૪
વિખનું જોવા પારખું, તે મુખમાંહી લગાર; મોહિ વગર મોતે મરે, એ પણ એક ગમાર.૩૫
સમજે જે જન સર્વથી, હુંજ ઘણો હુંશિયાર; પછી ન પૂછે કોઇને, એ પણ એક ગમાર.૩૬
ચડે નજર જન ચાલતાં, ચાલે લારોલાર, પ્રીછે નહિ પરિણામને, એ પણ એક ગમાર.૩૭
વિરૂદ્ધ દીસે વિશ્વમાં, એમ સજે શણગાર; અપજશથી નવ ઓસરે, એ પણ એક ગમાર.૩૮
કરે ખુશામતખોર જન, વખાણ વારંવાર; સાચું માને સર્વતે, એ પણ એક ગમાર.૩૯
ઉપજ ખરચના આંકનો, શોધે નહિ શુમાર; વણલેખે ધન વાવરે, એ પણ એક ગમાર.૪૦
ભોળપણાથી ભૂમિમાં, ઠગાય વારોવાર; કપટ કશું ન કળી શકે, એ પણ એક ગમાર.૪૧
તનની પીડા ટાળવા, કરે નહિ પ્રતિકાર; ભરૂંસો કરે ભવિષ્યનો, એ પણ એક ગમાર.૪૨
માલ તજી મીઠાશનો, વિખની ભરે વખાર; સાલે સૌને સાલસમ, એ પણ એક ગમાર.૪૩
ઉદ્યમને અળગો ધરી, જૈને રમે જુગાર; ઇચ્છે ધન એમાં થકી, એ પણ એક ગમાર.૪૪
પાપે પેટભરે સદા, ચહે સ્વરગ સંચાર; ભભકો રાખે ભગતનો, એ પણ એક ગમાર.૪૫

પક્ષા પાખંડીતણો, પણ રાખે પતિયાર; ખત્તા ખાય ખરો પછી, એ પણ એક ગમાર.૪૬
જોતાં કઇક જતા રહ્યા, જન જમરાજદ્વાર; તોપણ તેનો ત્રાસ નહિ, એ પણ એક ગમાર.૪૭
વેગે કલાક વહિગઇ, ઉગ્યા પછી અગ્યાર; તોય ન ચેતે ચિત્તમાં, એ પણ એક ગમાર.૪૮
પોતે સોંપે પુત્રને, અનધનને આગાર; વેઠે સંકટ વૃદ્ધ થઈ, એ પણ એક ગમાર. ૪૯
વૃદ્ધપણે પરણે વળી, નાની સરખી નાર; વળતી હેરે હેરણાં, એ પણ એક ગમાર. ૫૦
પ્રભુ કરૂણાથી પૃથ્વીપર,થઇ સુબો સરદાર;આશિષ લે નહિ અવરની,એ પણ એક ગમાર.૫૧

## અભણની અચરત.

હરિ ભજન વિના. એ રાગ.

*મન શરમાશે, જંગલી જન આગળ કાગળ નવ બોલે;
જે જન પાસે, કાગળ નવ બોલે તે જંગલી તોલે. એ ટેક.

એક મહેતો જંગલી જન સાથે, મોકલ્યાં ફૂળ કાગળ દઈ હાથે;
ગયો જંગલી ગાંસડી લઇ માથે. મન શરમાશે. ૫૨
કહે જંગલી જ્યાં ફૂળ ગણી લેશે, કેટલાં છે તે ત્યાં કોણ કહેશે;
કહે મહેતો કાગળ કહી દેશે. મન૦ ૫૩
અરધે રસ્તે તે તો આવ્યો, ત્યાં વિચાર તે મનમાં લાવ્યો;
કાગળ દઇ મુજને બીવરાવ્યો. મન૦ ૫૪
કાગળને મુખ કે જીભ નથી, તો કહેશે કથન કિયા મુખથી;
સંતાડું ફૂળ હું તો સુખથી. મન ૫૫
કહેવા લાગ્યો કાગળ લઇને, ભાઈ જો તું બોલે ત્યાં જઇને;
તો બોલ અહિં સનમુખ થઇને. મન૦ ૫૬
કાંઈ કાગળ નવ બોલે વાણી, જંગલીએ વાત જુઠી જાણી;
તેથી લીધાં માંહીથી ફૂળ તાણી. મન૦ ૫૭
જઈ ફૂળ ઢગલો નૃપ પાસ કર્યો, કાગળ પણ નૃપ આગળજ ધર્યો;
દીલમાં મુરખો કાંઇયે ન ડર્યો મન૦ ૫૮
કાગળ વાંચી ફૂળ ગણી લેતાં, તે લખ્યાથકી ઓછાં રહેતાં;
પૂછ્યું જંગલીને ધમકી દેતાં. મન૦ ૫૯
કહે જંગલી કોણ ઓછા કહે છે, નૃપ કહે આ કાગળ કહી દેછે;
કહે જંગલી વાત જુઠી એ છે. મન૦ ૬૦
જો કાગળ કહે મુજ સાંભળતાં, જે દીધા પ્રમાણે નથી મળતાં;
તો દંડ કરો મારો વળતાં. મન૦ ૬૧

* દલપતકાવ્ય.

રાજા કહે મુરખ જન પાસે, કાંઈ કહેતાં કાગળ શરમાશે;
સમજુ સાથે બોલવા ચહાશે. મન૦ ૬૨
સુણી જંગલી અચરજ ઉર ધરે, આ માણુસ નહિ પણ દેવ ખરે;
જડવસ્તુ જો સંગ વાત કરે. મન૦ ૬૪

---

## ચલ જાઊં કે ટપ જાઊં !!!

*કાઠિયાવાડના એક એજન્સી થાણુદારની કચેરીમાં જમાલભાઈ કરીને એક નવો સિપાઈ રાખવામાં આવેલ હતો. જમાલભાઈ બિચારો અવસ્થાવાન, ઓલંચો, ને સર્વ વાતે જુના જમાનાના સિપાઇનો નમુનો હતો. એવા માણુસને સરકારી નોકરીમાં રહેવું પડયાથી "જૂની આંખે નવા કૌતક" જેવું હતું. પ્રથમની તમામ નોકરી રજવાડામાં કરેલી, જેથી તે વખતની નોકરી નહિ પણ સાહેબીતરીકે અણી મિઆંએ દિવસ ગુજારેલા; પણ આ સરકારી નોકરીમાં કાંઈ તેમ ચાલે નહિ?

જમાલભાઇને નોકરીમાં રહ્યાને થોડી મુદત થઈ એટલામાં અણીયાળી ગામ જવાનો તેમનો વારો આવ્યો. થાણુદાર તરફથી મુખીને બોલાવી લાવવા હુકમ થયો. જમાલભાઈ અણીયાળી જવાનું સાંભળી ચમકયા! "અરે ખુદા! ઐસા ગામ તો મૈને કભી મેરી જીંદગાનીમેં નહિ સુનાહૈ! યે ગામ કિધર આયા! કૌનસા રસ્તા! એ અપનકું તો માલૂમ નહિ. અરે! દુસરાતો કુછ નહિ, લેકીન ગામકા નામ કીસ તરેહસે યાદ રહા જાયગા? યાદ રહેતેથે તો તો ખુદા વિલાતસેભી ઢુંઢલાવે ઐસા હૈ! મગર નામ બડા અટપટા હૈ!" એમ ફડફડવા માંડયું. તે જોઈ ભલા નાયકે એક સોટીને અણી કાઢી જમાલભાઇના હાથમાં આપી કહ્યું કે, "અણીઆળી નામ મોઢે બોલતા જાઓ ને કદાચ ભુલી જાઓ તો આ સોટીની અણીસામું જોજો, એટલે ગામનું નામ અણીયાળી યાદ આવશે."

મિઆં સોટી લઈ અણીયાળી બોલતા રસ્તે પડયા. ચોમાસાનો વખત હતો, તેથી રસ્તામાં ગારો, કીચડ, અને ઘણાં ખાડા આબોચીયાં પાણીભરેલાં આવતાં હતાં. એક પાણીનો વહેળો આવ્યો, ત્યાં આગળ પાણી અને કીચડ હતો. તે જોઈ મિઆં વિચારમાં પડયો કે જો પગરખાં ઉતારીને ચાલીશ તો પગે કીચડ ચોંટશે માટે આટલો નાનો વેહળો કૂદી જવો એજ ઠીક છે. પણ કદાચ પડી જવાયું તો વાગશે ને હાથપગ કીચડવાળા પણ થશે, તો ચાલીને જવું કે કૂદીને જવું? એ એકે વાત સૂઝે નહિ, પણ "ચલ જાઉં કે ટપ જાઉં !!!" એમ વિચાર થયા કરે. આખર મિઆંએ પોતાના હાથની સોટીનો ટેકો

* કૌતુકમાળા.

દઈ ઠેકી જવા નિશ્ચય કર્યો, ને તેમ કરી ઠેકીને પેલી તરફ તે પડયો ખરો, પણ સોટી પાતળી અણીસહીત ભાંગી કડકા થઇ, તે કડકા જમાલભાઇએ નાખી દીધા.

હવે તો જમાલભાઇને "ચલ જાઉં કે ટપ જાઉં" એ બોલ મોઢે ચઢયો હતો, તેનો તે યાદ રહી ગયો. પોતાને જવાના ગામનું નામ પણ એજ ધારી બેઠો. ગામનું નામ સૂચવનાર સોટીની અણી હતી તે ભાંગી ગઈ હતી એટલે મીઆંને ખરૂં નામ યાદ આવવાપણું રહ્યું નહિ. મીઆં રસ્તો કાપતો જાય ને ઉપર મુજબ બોલતો જાય. રસ્તામાં મળે તે માણસને "ચલ જાઉં કે ટપ જાઉં" ગામ કેટલે દૂર એમ પૂછે, ત્યારે લોકો આશ્ચર્ય પામી કહેતા કે "એવું ગામ તો કોઈ જગ્યોએ છે નહિ." એમ પાંચ છ જણાએ કહ્યું, એટલે મિઆંનો હાથ ઉપર આવ્યો ને બોલવા લાગ્યો કે "મેંને અવલથીજ બોલદીયાથા કે ઐસા ગામ તો મેરી જીંદગાનીમેં સુના નહિ હૈ! આખરભી ઐસાને ઐસાજ હુવા! સરકાર બડી દિવાની હૈ? ઐસે ઐસે ઇસ્કુલમેં પઢતે સબ લડકેકુ થાનદાર બનાતા હૈ ઉસ્કું ગામકા નામભી માલૂમ નહિ હોતા. જો દરબારી [1]દોતીઆ હોવે તો ઐસા ગામકું કભી ભેજનેવાલા નહિ. ચલ જીવ! પીછા? યે થાનદારકી પાસ જાકે અછી તરેહસેં ઉસ્કી ધૂલ ઝટકના."

એમ કહી જમાલભાઈ પાછો વળીને થાણુદાર પાસે સાંજે આવ્યો. થાણુદારે પૂછયું "તમને જે ગામ મોકલ્યા હતા ત્યાં જઈ આવ્યા?" ત્યારે જમાલભાઇએ કહ્યું, "અરે? તુમને ખાલીપીલી મેરેકું 'ચલ જાઉં કે ટપ જાઊં' ગામ ભેજા ઐસા ગામ તો દુનિયાકી બિચમેંભી નહિ હૈ!"

થાણુદારે કહ્યું, "તમને અણીયાળી ગામ મોકલ્યા હતા ને 'ચલ જાઊં કે ટપ જાઊં' નું નામ કયાંથી લાવ્યા. બોલાવો નાયકને?"

નાયકે આવી જમાલને પૂછયું, "જમાલભાઈ! તમને અણીયાળી ગામ જવા કહ્યું હતું, ને તેની નિશાનીસારૂ સોટીને અણી કાઢી આપી હતી, તેમ છતાં તમે કેમ ત્યાં ન ગયા? સોટી કયાં ગઈ! કેમ દેખાતી નથી?"

જમાલભાઈ—હાઆઆઆ! અબ યાદ આયા! સચ્ચબાત! સોટીકું અણી નીકાલ દીઇથી એ એક પાનીકે ખડુપર મેં કૂદા, તબ ટુકડા હો ગઈ. લેકીન ઉસીબખ્ત મૈંને "ચલ જાઉં કે ટપ જાઉં" એસા બિચાર કિયાથા સો યાદ રેગયા.

આ સાંભળી સૌ હસવા લાગ્યા. ફરીથી કાગળમાં નામ લખી આપી તેને મોકલ્યો.

---

[1] મેહેતા, કારકુન, વહીવટદાર, દવાત રાખનાર તે દોતીઆ. કમરમાં લાંબી પેતળની દવાત રાખી ફરવાની રીત રજવાડામાં હોય છે તે ઉપરથી કહેવાય છે.

આ વાત તદન ભોળા અને અક્કલવગરના અગાઉના રજવાડી સિપાઈના નમુના વિષેની છે.

---

## જીવ તો ગયો પણ રંગ તો રહ્યો.

* એક મેવાસી કોળી પરણેલો હતો, પરંતુ તેની ઓરત ઘેર આવતી નહોતી. વારંવાર બિચારો કોળી તેડવા જાય, ત્યારે ઓરતનો પક્ષ કરી, તેનાં માબાપ એવું બહાનું બતાવતાં કે, તેના પગપર મેંદીનો રંગ મૂકેલો છે, તે રંગ રસ્તામાં રહે નહિ, માટે હમણા મોકલીશું નહિ. તજવીજ પણ એમજ રાખેલી કે ધણી તેડવા આવે કે તેજ વખત પગ ઉપર મેંદીનો રંગ નવેસરથી મૂકે, અને જ્યાંસુધી તે રહે, ત્યાંસુધી તે રંગને ઘણી તરેહથી સાચવી રાખે. પગ ધૂએ નહિ, બહાર તળાવ કે નદીએ જાય નહિ. એવી રીતે પોતાના ધણીને દેખાડવા ઢોંગ કરી મૂકે. જ્યારે ધણી વીલે મોઢે પાછો ઘેર જાય એટલે પાછું કાંઇજ નહિ.

આવી રીતે દશ વીશ વખત તે કોળીને નકામા આંટાફેરા થવાથી ઘણો ગુસ્સે થયો, ને પોતાની ઓરતને છાની રીતે ઉપાડી લઈ જવાનો નિશ્ચય કર્યો. પણ પ્રથમ કોઈ ચાર પાંચ ન્યાતીલાઓને જાહેર કરવું એ વધારે સારૂં છે, એમ સમજી તે થોડા ન્યાતિલાઓને જાહેર કરી, ઓરતને તેડવા જોડે લઈ ગયો. તે લોકોને જોઈ ઓરતે પગ ઉપર મેંદીનો રંગ લગાવી દીધો. ઓરતને મોકલવાનું કહેતાં તેનાં માબાપે રંગ જતો રહેવાનું બહાનું બતાવ્યું, તેથી સાથેના ન્યાતિલાઓએ ઘણો ઠપકો દીધો કે, **"મોટાં છોરૂ સાસરે સારાં."** રાજાને શું કમી હોય છે; પણ તેની દીકરીએ પરઘેર જાય છે. કેમકે **દીકરી તો સાસરે કે મસાણ શોભે!** આમ ઘણી રીતે સમજાવતાં પણ હઠીલાં સાસરીઆં એકનાં બે થયાં નહિ. છેવટે નાતબાર મૂકવાનો ભય બતાવ્યો. એથી એ બાઇને તેના ધણીસાથે સાસરે મોકલવા ઠરાવ્યું તો ખરૂં, પણ તેને પગે મેંદીનો રંગ છે, તે રંગને કાંઇપણ હરકત ન થાય એવી શરતે કબુલ કર્યું. આ શરત કરવાનો તેમનો હેતુ એ હતો, કે રંગને હરકત થયા સિવાય તે લઈ જઈ શકે તેમ નથી, તો **"એ પાણીએ ટોઠા મગ ચડવાના નથી"** પણ તેમાં તેઓ નિષ્ફળ થયા. ધણીનો ઈરાદો તો ગમેતેમ કરી **"દળણું દળતાં પણ વસ્તી રાખવા"** નો હતો, તેથી તે કંટાળી ગયેલ ધણીએ રંગ રહેવા દેવાની શરત કબુલ કરી, ઓરતને પોતાની જોડે લીધી. પગના

---

* કૌતુકમાળા.

રંગને કાંઈ હરકત ન થાય એટલા સારૂ જોડા પેહેરાવી લીધા. ચાલતાં ચાલતાં એક મોટી નદી આવી. ઓરતે જાણ્યું કે હવે તેનું ફાવશે નહિ. ને મને રજા આપી દેશે; પણ રંગને હરકત થવા ન દેવી, એ તેનાં ધણીના ધ્યાનમાંજ હતું, તેથી ઓરતને પ્રથમ પોતાના ખભા ઉપર નાખી નદીમાં ચાલ્યો. જરા દૂર ગયો એટલે ઓરતના પગ બરાબર પાણી થવા આવ્યું, ને રંગ ભીંજાવાનો સંભવ લાગ્યો, એટલે તરત ખભા ઉપરથી ઉતારી બે હાથવતી બે પગ ઉંચા ઝાલી રાખી ચાલવા માંડ્યું. ફક્ત શરત મુજબ પગના રંગને બચાવવાતરફજ તેણે પોતાનું લક્ષ રાખ્યું. આમ થવાથી પગ ઉંચા રહ્યા ને ઉંધે માથે આખું શરીર પાણીમાં ઘસડાતું ચાલ્યું. તે બાઇએ ઘણું કલ્પાંત કરવા માંડ્યું પણ જંગલી સાંભળેજ શું કામ? મોઢામાં પાણી પેસવા લાગ્યું ને તેથી મૂંઝાવા માંડી. પણ આ કોળીભાઇ લીધી વાત મુકે તો લાજ જાય! ધીરે ધીરે નદી ઉતરી ગયો. ઓરત ઉંધે મસ્તકે પાણીમાં ઘસડાવાથી બેભાન થઈ મરણ પામી. કાંઠાપરના લોકોએ કોળીને ઠપકો આપી પૂછ્યું, "અરે! મૂર્ખ, આમ ઢોરની માફક ઘસડી કેમ લાવ્યો? આ જો, એનામાં જીવ પણ નથી. અરે! રામ રામ! તે બિચારીનો નાહક જીવ લીધો, તારે એમ શામાટે કરવું પડ્યું? કોળીએ કહ્યું, "જીવતો ગયો પણ રંગતો રહ્યો." માણસોએ કહ્યું, 'રંગતો રહ્યો" એ શું? તે કોળીએ કહ્યું તેના માબાપની સાથે મારે શરત હતી કે તેના પગની મેંદીના રંગને કાંઈ હરકત આવવા દેવી નહિ. જૂઓ એના પગ? બરાબર જાળવ્યા છે કે નહિ! જાળવતાં મરી જાય તેમાં મારો વાંક શાનો? આવી રીતનું કોળીનું બોલવું સાંભળી લોકો તેની મૂર્ખાઇને હસવા લાગ્યા, ને કોળીભાઇ તો ઘરતરફ ચાલતા થયા.

---

જંગલી ને જડસા જેવા માણસોને જે હકીકત કહેવામાં આવી હોય, તેનું પરિણામ પોતાને ભયંકર ને દુ:ખદાયક થતું હોય તેમ છતાં પણ કહેલી વાત છોડતા નથી, તે બતાવવાનો આ વાતનો હેતુ છે.

---

## ના ભાના હમ, હું ભૂછચો નથી.

*એક [1]ધાણધાર મૂલકનો કણબી, પોતાના, દૂરના સગાનો સગો અમદાવાદમાં રહેતો હતો. તેને ત્યાં કામ પ્રસંગે આવીને ઉતર્યો. દૂર ગામનો સગો પોતાને ત્યાં ઘણે દિવસે આવ્યો, તેથી તેને સારૂ, સારી સારી ને સ્વાદિષ્ટ ર-

* કૌતુકમાળા. | ૧ પાલણપુરની આસપાસનો મુલક.

સોઈ બનાવી પીરશી. ધાણુધાર મૂલકના જડભરથજેવા કણબીએ તેવી રસોઈ સ્વપ્નામાં પણ જોએલ નહિ, તેથી અચ્છો તડાકો માર્યો, બે પેટ કરી જમ્યો ને છેવટ તૃપ્ત થઈ ઉઠયો. જમી રહ્યાબાદ ઘરધણીએ પાનની બીડી આગળ ધરી કહ્યું કે, " આ લ્યો. " પટેલે કહ્યું, "એ શું છે. " ઘરધણીએ કહ્યું, "એ પાનની બીડી છે." પટેલે વિચાર્યું કે, વળી આ બલા તે ક્યાંથી વળગી ! પેટમાં જો જરાએ મારગ હોત, તો જેમ પાંચ વખત પીરસાવ્યું, તેમ એક વખત વધારે પીરસાવીને વધારે જમત નહિ ? હવે તો જરાએ ભૂખ્યો નથી, ને આ શું કામ પાનની બીડી આપતા હશે ? એમ વિચારીને ઘરધણીને કહ્યું કે, "હું નથી ભૂખ્યો માટે મારે નથી ખાવી, તમે ખાઓ." ઘરધણીએ કહ્યું " અરે લ્યો, લ્યો, તમે પરોણા ન ખાઓ ને અમારાથી કેમ ખવાય ? " પટેલે કહ્યું, "ના, પણ હું ભૂખ્યો નથી." ઘરધણીએ કહ્યું, " પટેલ, આગ્રહ શામાટે કરાવો છો, મારા સમ આ બીડી લ્યો " પટેલે કહ્યું, " ના ભાના હમ, હું નથી ભુખ્યો " જો ભૂખ્યો હોઉં તો ઝીનું લ્હબ્હતું પાંદડું ચમ રેવા દઉં " ( કેળનાં પાંદડાંમાં જમવાને પીરસેલ તે પત્રાળી પડતી મૂકેલ માટે ) આથી ઘરધણી સમજ્યો કે આ જડસાજેવા પટેલને પાનની બીડી તે શું હશે, ને કયારે ખવાય, તેના વિવેકની ખબર નથી ! " ગદ્ધા કયા જાને 'જાફરાનકી બાત !' તેને જો તેનું અજ્ઞાનપણું બતાવી આગ્રહ કરીશ તો વખતે ખોટું લાગશે. માટે આ વખત વધારે કાંઈપણ કહેવું નહિ એમ દુરસ્ત ધારી વગર બોલ્યા રહ્યો.

---

ગામડાના લોકો શહેરના લોકોની રીતભાત ને વિવેકથી કેટલા અણુવાકિફ હોય છે, તે બતાવવાને ઉપરની વાત ઉપયોગી છે.

---

## કર્યું ભગાના જેવું.

*ખેડામાં ભગવાનદાસ કરીને એક વાણિઓ રહેતો હતો. તે ભગાના ઉપનામથી ઓળખાતો હતો. પોતે સારા કુળનો હોવાથી નાનપણમાં મહેમદાવાદ પરણ્યો હતો. તેનો બાપ તેને નાનો મૂકીને મરી ગયો હતો. તેથી તેની રાંડેલી માને હરીફરીને તેના સામું જોઈ રંડાપો ગાળવાનો હતો. તે તેને આંધળાની આંખ માફક ગણતી હતી. જરાવાર પણ તેને વિલો મૂકતી નહિ. રમવા તો શું, પણ ભણવાએ ઘરબહાર જવા દેતી નહિ. આથી ભગો ૧૮–૨૦ વર્ષનો થયો ત્યાંસુધી કેવળ વ્યવહારની માહિતીવગર મૂર્ખ રહ્યો.

---

૧ કેસર. * કૌતુકમાળા.

ભગાને સાસરે લગ્ન હોવાથી તે અવસરે તેને તથા તેની વહુને તેડાવ્યાં. વહુ બિચારી માંદી રહેતી હતી તેથી તેનાથી જવાય તેમ નહોતું. ભગાને કોઈ દહાડો બારણુબહાર કાઢેલો નહિ, તેથી તેને એકલો મોકલવાની તેની માની હિમત ચાલતી નહોતી. પણ મોકલ્યા વિના છૂટકો નહોતો. હોંશીલા સાસુ સસરા આવા શુભ અવસરે પોતાના જમાઈ ભગાભાઇને ઘેર આવેલા ન જૂએ તો ઘણું ખોટું લાગે એમ હતું. આખરે ભગાને મોકલવો એમ એની માએ નક્કી કરી જવાના દિવસે તેને પોતાની પાસે બોલાવી કહ્યું. "ભાઈ, તારે સાસરે લગ્ન છે માટે તારે આજે મહેમદાવાદ જવું છે, તો તૈયાર થા." ભગો તૈયાર થઇ પોતાની મા પાસે રજા લેવા આવ્યો. માએ શીખામણ દીધી કે "દીકરા, તું હજી બાળક છે. કોઈ દિવસ પરગામ એકલો ગયો નથી, તેમાં વળી આતો સાસરે જવું છે માટે ઠાવકા થવું, થોડું બોલવું, પૂછે તેનો ઉત્તર ધીમેથી આપવો, એક વાતની હા કહેવી તો એક વાતની ના કહેવી, એમ ડાહ્યો ડમરો થઇને રહેજે." ભગાએ કહ્યું, "મા! તારે ફીકર રાખવી નહિ; તારા દીકરામાં કાંઇપણ કહેવાપણું આવવા નહિ દઉં. પછી કાંઇ?" આમ કહી વિદાય થયો. તેની અધિરી મા ભાગોળ સુધી વળાવા ગઈ, ત્યાંપણ ફરીથી એની એ શિખામણ દીધી.

સાંજ વખતે ભગો મહેમદાવાદ આવી પહોંચ્યો. સાસરાને ઘેર જુહાર કરી બેઠો. જમાઈ પોતાને આંગણે આવેલો જોઈ માયાળુ સાસુએ ઉલટભેર આવી તેનાં *મીઠડાં લીધાં. રસીલી સાળીઓએ પાણી લાવી મૂક્યું. હોંસીલો સાળો પાનસોપારી તૈયાર કરી આપવા બેઠો. એમ ભગાભાઇને ચારે તરફથી આદર સત્કાર થવા લાગ્યો. સાસુએ સમાચાર પૂછવા માંડયા.

**સાસુ**--(પોતાની દીકરી ન આવી તેથી) એકલાજ આવ્યા છો કે?

**ભગો**--હા.

**સાસુ**--અમારી દીકરી નથી આવી?

**ભગો**-- ના.

**સાસુ**--તમારી મા સારાં છે?

**ભગો**--હા.

**સાસુ**--બધાંએ હેમખેમ છે?

---

*ઓવારણાં. સામા માણસના માથા તરફ પોતાના હાથ લઇ જઈ તે હાથ પાછા પોતાના લમણા સાથે દાબી ટાચકા બોલાવી ઇચ્છવું કે તારાં દુઃખ ભાંગો. આવી રીતે બાયડીઓમાં માન આપવાની રીત છે.

ભગો--ના.

સાસુ--અમારી દીકરી હજી માંદી છે ?

ભગો--હા.

સાસુ--હજી સારૂં થયું નથી ?

ભગો--ના.

સાસુ--ઓસડ વેસડ કરતા હતા ?

ભગો--હા.

સાસુ--કોઇ ઔષધની ટીક્કી લાગતી નથી ?

ભગો--( ઘણા જવાબ દેવાથી કાયર થઈ ગયો હોય તેમ મોઢું કહાણું કરીને ) ના.

સાસુ--( જમાઇએ મોં બગાડયું તેથી વહેમ આવવાથી, ) શું કાંઇ છાનું રાખવા જેવું છે ?

ભગો--હા.

સાસુ--( કોરે બોલાવીને ધીમેથી ) છોકરીતો જીવતી છેકની ?

ભગો--ના.

સાસુ--અરર ! મરી ગઈ ?

ભગો-- હા ! ! !

આથી ઘરમાં રડારોળ થઇ રહી. એવામાં ભગાનો સાસરો બહાર ગયો હતો ત્યાંથી આવ્યો. તેની જોડે ખેડાનો રહેનાર ભગાનો પાડોશી કામનો પ્રસંગ હોવાથી આવ્યો હતો. તેઓ રડારોળ જોઇ ગભરાઇ ગયા, અને પૂછતાં માલમ પડયું કે ખેડામાં પરણાવેલી તેની દીકરી ગુજરી ગઇ. પેલો પાડોશી એ બાઇને નજરથી જોઈ તુરતનો આવેલ હતો તેણે કહ્યું. " હું તમારી દીકરીને નજરે જોઈ ઘોડાપર બેશી હમણાંજ ચાલ્યો આવું છું. અને આવા માઠા સમાચાર તમને કોણે કહ્યા ? " એટલે સૌએ ભગાભાઇનું નામ દીધું, જે ત્યાં હાજર હતો. ત્યારપછી તે બંનેની રજુઆત થઈ તેમાં ભગાભાઇનું ભોપાળું ઉઘાડું થયું કે, તેની ઓરત તો જીવે છે, પણ માંદી છે તેથી આવી શકી નથી. તેની માએ એક વાતની "હા" ને બીજી વાતની "ના" કહેવા શીખામણ દીધી હતી તે ઉપર સુરત રાખી જવાબ દીધો છે તેથી આમ થયું, એમ ખુલ્લું તેણે કહી દીધું. આથી સૌએ તેને ઢોર જેવો મૂર્ખ કહી ફિટકાર આપ્યો ! આ વાત ગામોગામ અને દેશોદેશ પ્રસરી ગઇ, અને તે દિવસથી કોઇ માણસ જો બહુ ખોટું કામ કરે તો "કર્યું ભગાના જેવું" એમ કહેવાયું.

કાંઈપણ કામમાં નહિ ધારેલું ઘણું ખોટું પરિણામ લાવનારને આ વાતમાંના "ભગા" ના જેવો અને તેના કૃત્યને "ભગાના જેવું કર્યું." એમ કહેવામાં આવે છે. આ વાતનો હેતુ ખોટું કૃત્ય બતાવવાનો છે.

## મૂર્ખાઈથી એક કામમાં અનેક કામ કરવાબાબત.

*પોરબંદર ગામમાં એક શેઠને ત્યાં પુષ્કળ દોલત હતી. શેઠની દુકાનનું સઘળું કામકાજ તેનો ઘણા વર્ષનો જૂનો ને વિશ્વાસુ મુનિમ ચલાવતો હતો. તે પૂરો ખબરદાર, સર્વ વાતનો અનુભવી હોવાથી શેઠને દુકાનતરફના કાંઇ ઉચાટ–ફિકર હતાંજ નહિ. એ મુનિમના તરફનો શેઠને ઘણોજ સંતોષ હતો. તેમજ મુનિમ ઉપર શેઠનો પ્રેમ પણ ઘણોજ હતો. દરેક કામકાજમાં તેને પોતાની બરાબર માન આપતો હતો. મુનિમને ત્યાંના કોઈ કામ અવસર ઉપર પાંચ પચાસની બક્ષિસ પણ શેઠ કરતો હતો. મુનિમ શેઠના તરફ બરાબર વફાદાર રહેતો, ને પોતાના ઘરના કામની માફક પૂરી કાળજી અને ઉલટથી શેઠનું કામ બજાવતો હતો.

શેઠની પાસે મુનિમનું આવું માનપાન હોવાથી શેઠાણીથી ખમાયું નહિ. શેઠાણીનો ભાઈ કાંઈ કામધંધાવગર બેઠેલ હતો, તેને એ મુનિમની જગોપર રાખવા તેની વૃત્તિ થઇ. સ્વાર્થને અંગે માણસ આંધળું ભીંત થાયછે. તેથી જે વખતે શેઠ મુનિમનાં વખાણ કરવા કે તેના કામની તારીફ કરવા બેસે, તે વખત શેઠાણી તેમાંથી કાંઇ નહિ ને કાંઇ ખોડ કહી બતાવે. પ્રસંગ જોઈ તેના કામની ટીકા કરી વાંકું પણ બોલે. શેઠને શેઠાણીની વાત કાંઇ પસંદ નહોતી આવતી, પણ હઠીલી સ્ત્રીની સામી માથાફોડ કરવી, એમાં કાંઇ ફળ નહિ, એમ સમજીને શેઠ કાંઇ જવાબ આપતો નહોતો. એક વખત લાગ જોઇ શેઠાણીએ હઠ લીધી કે તમે મુનિમને પગાર ખવરાવોછો તે શું તમારો સગો છે? પોતાના સગાંનો તો ભાવ પૂછતા નથી! મારો ભાઈ કેટલા દિવસથી વગરધંધે બેઠો છે, તો પરાયા પગાર લઇ જાય છે તેથી તે ઘરનો માણસ શું નરતો! એને મુનિમનું કામ સોંપશો તો એ પણ મુનિમના જેવુંજ કરશે.

શેઠ જાણતો હતો કે મુનિમનું કામ એનાથી નહિ બની શકે, પણ શેઠાણીના આગ્રહને તાબે થઈ સારૂં લગાડવા મુનિમને રજા આપી. પોતાના સાળાને તે જગોએ રાખ્યો. સ્ત્રીને દેખાડવા માત્ર મુનિમને રજા હતી; તેનો પગાર ચાલુ રાખ્યો હતો, તેથી મુનિમ દુકાનપર આવ્યા સિવાય શેઠના તરફનું કામકાજ કર્યે જતો હતો.

---

* કૌતકમાળા.

અનુભવવગરનો અણઘડ નવો મુનિમ દુકાનનું કામ શું કરી શકે ? બિચારા, શેઠાણીના ભાઈના બાપગોત્રમાં કોઇએ તે કામ કરેલ હોય તો જાણેકની ? અનુભવવગરનું કાચું. એક વખત ગામને પાદર પરદેશી ઘીનાં ૫૦૦ કુડલાં વેચવાને આવ્યાં હતાં, તે લેવા નવા મુનિમને મોકલવામાં આવ્યો, પ્રથમ તે ઘીનો ભાવ પૂછી આવ્યો, ફરીને મોકલતાં બીજી વખત કેવો તોલ તે પૂછી જોયો. ત્રીજી વખત કેવા રૂપિઆનો ભાવ કહ્યો છે, એમ જૂદા જૂદા ત્રણ ચાર આંટા ખાધા ત્યારે એક ઘીનો ભાવ નક્કી થયો. તે પછી એ ઘી લેવું કે નહિ, એ સારૂ ગામમાં ઘીનો શો ભાવ ચાલેછે એ તપાસ કરવા મોકલ્યો. પોતાને કાંઈ ભાન નહિ એટલે શેઠ કહે એટલું કરે, આથી શેઠ પણ કાયર થઇ ગયો.

એટલામાં જૂનો મુનિમ સવારમાં પાદર ગયો હશે, તેના જોવામાં ઘીના કુડલાં આવ્યાથી તુરત ત્યાંજ તમામ પાંચસે કુડલાનું સાટું કરી, પોતે શેઠના નામથી લઈ લીધાં. તે વખત બીજા ગામના વેપારીઓ ઘી લેવા હાજર હતા, તેમને થોડાં થોડાં ઘીનાં કુડલાં એકેક રૂપિઆના નફાથી પરભાર્યાં વેચી દીધાં ને રૂ. ૫૦૦ નફાના ગાંઠે બાંધી શેઠની આગળ મૂકી બધી વાત કહી આપી.

શેઠ ઘણોજ પ્રસન્ન થયો ને શેઠાણીને કહ્યું કે, "આ જો તારો ભાઈ ચાર વખત ઘી આગળ જઈ આવ્યો. જેટલું કહ્યું તેટલું કરીને આખર પાછો આવ્યો અને આ જૂના મુનિમે વગર પૂછે પોતાની અક્કલથી ઘી ખરીદ કરી વેચી પણ દીધું, જેના નફાના રૂ. ૫૦૦) લાવી આગળ ધર્યા છે. હવે કહે, બેમાંથી કોણ હોશિઆર ને સારો ? તારો ભાઈ બતાવ્યુંજ કામ કરે તે શા કામનું ? **એક કામમાં અનેક કામ** તેની અક્કલના જોરથી કરી લાવે તો તે મુનિમપણાને લાયક કહેવાય."

શેઠાણી—ઓહો ! કોઈ કામમાં એમ પણ થાય, તેમાં તમે તેનું વાંકું તે શું જોવો છો ? કામ કરવાથી ધીરે ધીરે આવડે ! કોઇ **શીખીને અવતરતું નથી** !

શેઠાણીનાં વચન સાંભળી શેઠ વગર બોલ્યા રહ્યા. શેઠાણીએ છાની રીતે પોતાના ભાઈને કહ્યું કે, "હવેથી હુશીઆરી રાખતો જા. આજે શેઠ વઢતા હતા, માટે એક કામમાં અનેક કામ સાથે કરવાની ટેવ રાખવી."

શેઠને એક છોડી બાર વર્ષની થવા આવી હતી. તેના લાયક હુશિઆર સોળ વર્ષનો વર જોવા સારૂ શેઠાણીએ તેના ભાઇને મોકલવાનું પસંદ કીધું, અને તેને તૈયાર કર્યો. જતી વખત તેને શીખામણ આપી કે "સારા કુળનો, ખાનદાન, હુશિઆર ને સોળ વરસનો વર શોધી લાવજે હો ! વર્ષ વધારે કે ઓ-

છાનો ન જોઇએ. બરાબર સોળ વર્ષનો જોઇને સગપણ કરજે. વળી બીજો ફેરો થાય નહિ, માટે વિચારીને જે કાંઈ પૂછવું હોય તે પૂછી લેજે.

શેઠાણીના ભાઇએ વિચાર્યું કે આમાં બીજું કાંઈ પૂછવાનું નથી, પણ કદાચ સોળ વર્ષનો વર ન મળ્યો, તો વળી પૂછવાનો ફેરો રહે. માટે આ વખત ખુલાસો કરૂં તો ઠીક. તેથી કહ્યું કે "જો સોળ વર્ષના એક વર ન મળે તો આઠ આઠ વર્ષના બે શોધી લાવું તો ચાલેકની?"

આથી શેઠાણી ઘણું રીસે ભરાઈ કે મૂર્ખને એટલી અક્કલ નથી કે બે વર તે હોય! પણ પોતાનો ભાઈ એટલે તેને વધારે શું કહી શકે! ટુંકામાં કહ્યું કે "જા, તું તારે દુકાનનુંજ કામ કર." એમ કહીને મોકલવો બંધ કર્યો.

શેઠ તો આ બધી મૂર્ખાઇ કાંઇ બોલ્યાવગર જોયાજ કરતો હતો, કેમકે તેના મનને નક્કી હતું કે શેઠાણીનો ભાઈ મુનિમની જગોએ નભવાનો નથો. તેના કામથી એની મેળે તેની બેનને વાંક સૂજશે ને રજા દેશે.

થોડે દહાડે શેઠને શરીરે મંદવાડ થયો, તે એકદમ વધી ગયો, તેથી વૈદને બોલાવવા સારૂ શેઠાણીએ તેને મોકલ્યો. વૈદને બોલાવીને ઘેર આવતાં તેણે વિચાર કર્યો કે, **એક કામમાં અનેક કામ** કરવાની ભલામણ મારી બેનતરફથી થઈ છે, આ વૈદને બોલાવી જાઉંછું પણ શેઠને કસર વધારે છે ને કદાચ આરામ ન થયો તો વળી ખાંપણ, નાળિએર, સૂતર, વાંસ વગેરે લાવવાના આંટા ઘણા થશે, એ ઠીક નહિ. માટે એ બધાં વાનાં લઈ જવાય તોજ **એક કામમાં અનેક કામ** કર્યાં કહેવાય. એમ ધારી વૈદને પરભારો શેઠપાસે ઘેર મોકલી પોતે ખાંપણ ઇત્યાદિક લઈ ઘરતરફ વળ્યો. વળી સૂજી આવ્યું કે દૈવ ઇચ્છાથી નઠારૂં પરિણામ આવ્યું તો સગાંવહાલાંને કહેવા જવું પડશે; માટે તે પણ બે ચાર સગામાં કહેતો જાઉં કે ફરીને આંટો ન પડે. એથી સગાંઓને કહેતો ગયો કે "શેઠને બહુ કસર છે તો તમે સૌ તાકીદે આવી પહોંચજો."

શેઠાણીના ભાઇએ સૂતર, વાંસ વગેરે ઘેર લાવીને એક ખૂણામાં નાખ્યાં. તે જોઇને તેની બેહેને પૂછ્યું કે "આ બધું શું લાવ્યો?" તેણે ઉત્તર આપ્યો કે "તું કહેતી હતી કે **એક કામમાં અનેક** કામ કરવાં જોઇએ, તેથી વૈદને તેડવા ગયો તે ભેળાં રસ્તામાંથી ખાંપણ, સૂતર, શ્રીફળ, વાંસ વગેરે સામાન પણ લેતો આવ્યો ને સગાંને કહેતો પણ આવ્યો છઉં. કદાચ તેમનો જીવ ન રહ્યો તો મારે બીજો ફેરો રહે એમ મેં રાખ્યું નથી."

આટલી વાત થઈ એટલામાંતો બારણે ચાર પાંચ બાઇડા ઓ ઓ ઓઃ ઓ ઓ ઓઃ ઓ ઓ ઓઃ કરતા આવી પહોંચ્યા! આથી શેઠાણીને પણી

માથાસુધી જ્વાળા ઉઠી ને તેના ભાઇને કહ્યું કે, "અરે, પીટયા, ગજબના કરનાર! તું તારા બનેવીને મારવાનું ધારેછે ને મને રંડાપો આણેછે! જા! તું તારૂં કાળું કર! તું તો એવો મૂર્ખ છું કે તું **એક મૂર્ખામાંથી સો સો મૂર્ખા થાય!**"

એમ કહી શેઠાણીએ તેને રજા આપી, એટલે શેઠે જૂના મુનિમને બોલાવી પાછો રાખ્યો. આ ઉપર એક સાખી છે કે:—

**આણંદ પૂછે પરમાણંદ, માણસે માણસે ફેર;**
**એક નાણું ખરચે ન મળે, એક ત્રાંબીયાના તેર.**

---

માણસ સૌ સરખાં હોતાં નથી. માણસની કિંમત તેના ગુણ કર્મપરથી થાયછે. એ બતાવવાનો આ વાતનો હેતુ છે.

---

## ઘી ખાતા, ગુડ ખાતા ને બરાબર [1]ચલતા કયું નહિ.

*એક અબુધ નામનો આરબ એક રાજાની નોકરીમાં હતો. એક વખત ત્રીજોરી પરગામ મોકલવાની હતી, તે સાથે તેની નોકરીની ફરમાસ થઈ. તેથી સળગતી જામગરીવાળી–રૂપાનું પતરૂં જડેલ બંદુક ખાંધપર મૂકી, કમરમાં જમૈઆ, છરી, તલવાર અને માબર વગેરે લટકાવી તૈયાર થયો, ને ત્રીજોરીની ગાડી જોડે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં ગાડીનું [2]ઠાંઠું છોડે નહિ. ગાડી ઉભી રહે તો પોતે ઉભોજ છે, ને જ્યાં ચાલી કે તે પણ ચાલ્યોજ છે. નહિ ભૂખ કે તરસની દરકાર! નહિ ટાઢ કે તડકાની અને નહિ અંધારી કે અજવાળી રાતની દરકાર! આરબની નિમકહલાલ જાત જે ગુણોથી પંકાઈ છે, તે સર્વ ગુણ તેનામાં હતા. મુખ્ય એક નિમકહલાલીપર બરાબર સુરત હતી. રસ્તામાં ઘી ગોળની રાતબ આપવા રાજાનો હુકમ હતો, તે મુજબ આ આરબને પણ ઘી ગોળ મળતાં હતાં. ચાલતાં ચાલતાં એક છાણનો પોદળો ભોંયપર પડેલ તે પ્રથમથી અબુધના જોવામાં નહિ આવ્યાથી તે ઉપર અચાનક પગ પડયો, ને તે ઢળતી જમીન ઉપર હોવાથી પગ લપસ્યો. એટલે શરીર હાથમાં રહી શકયું નહિ, ને અબુધ ભોંયપર પડી ગયો. તે જોઈ જોડેના તમામ માણસો ખડખડ હસ્યા.

આથી તમોગુણી આરબે પૂરી રીતે પોતાની મશ્કરી થવાનું માન્યું, ને તેમ થવાનું કારણ, તેનો પગ જે બરાબર રીતે ચાલ્યો નહિ ને લપસી ગયો,

---

* કૌતકમાળા. ૧ ચાલતા. ૨ ગાડાંનો પછવાડાનો ભાગ.

તે માટે પગના એ મોટા વાંક બદલ તેને શિક્ષા કરવાનો તેણે નિશ્ચય કર્યો. તુરત કમરપર હાથ નાખી રૂપેરી મ્યાનમાંથી જમૈયો બહાર કાઢી, પોતાના પડી જનાર પગ પ્રત્યે બોલ્યો કે, "**એ પગકું ઘી ગુડ ખિલાયા, ઔર તેરેકું નહિ ખિલાયા? તું બી ઘી ખાતા, ગુડ ખાતા ને બરાબર સલ્તા કયું નહિ? બરા નિમકહરામ!**" એમ કહી જોતજોતામાં જમૈયો તે પગ ઉપર લગાવી દીધો, ને જાણે પોતાના પગને શિક્ષા કરી મગ્ન થતો હોય એવું ડોળ બતાવ્યું. એ જોઈ સર્વ કોઈ તેની સમજણને માટે વિસ્મય પામ્યા; પણ કરે શું! જે બન્યું તે નહિ બન્યું થવાનું નહિ, પગમાંથી લોહી વેહેવા માંડયું! જરાવાર થઈ ત્યાંતો ઘા ઠર્યો ને તેથી તેના પગ ભોંયપર માંડી શકાય તેમ રહ્યું નહિ, એટલે ગાડી ઉપર બેસારી મુકામપર લાવ્યા. ત્યાં કેટલાક દિવસ દુઃખ પામી, પાટા પીંડી ને દવા દારૂ કરવાથી આખર આરામ થયો.

---

આ વાત એકજ તરેહનું જ્ઞાન ધરાવનારાઓનું ભોળાપણ બતાવે છે.

---

## સૂર્યસામે લડાઇ ચલાવનાર મિઆં.

*ગુજરાતમાં મુસલમાનનો એક નાનો કસબો હતો. ત્યાંથી નજીક ત્રણ ગાઉ ઉપર એક શેહેર આવેલું હતું. ત્યાં સરકારનો મુખ્ય કચેરી હતી, તથા કસ્બાતીઓનો લેવડ દેવડનો સર્વ રીતનો સંબંધ હોવાથી હરવખત તેમને શેહેરમાં આવવું પડતું હતું. કસ્બાતી મિઆં સાહેબો પૂરા બંધાણી હતા. બંધાણીઓની આ કહેણી છે કે, "**શિયાલેકા પરોઢ, ઉન્હાલેકા દુપેર, ઔર ચોમાસેકી રાત; અલ્લા મરણ દીજીઓ, મગર ગમન મત દીજીઓ.**" તે મુજબ તડકામાં જવા આવવાને બદલે તો મરણને વધારે પસંદ કરતા. આથી મિઆંભાઇ સવારમાં [1]શીરાવીને નીકળતા તે હુકો ગડગડાવતા ઠશુક ઠશુક કરતાં કલાક નવ દશને સુમારે શેહેરમાં આવી પહોંચતા. કચેરીના ને બીજા કામથી ફારક થઇને ચાર પાંચ વાગતાને સુમારે પાછા વળતા તે સાંજના છેક સાત વાગતે ઘરભેળા થતા. કસબાથી કચેરીનું શહેર ઉગમણી દિશાએ હતું, તેથી સવારમાં જતી ને સાંજના આવતી બેઉ વેળા તેમને સૂર્ય સામો આવતો હતો. સૂર્યનો તડકો બરાબર મ્હોં ઉપર આવતો હોય તો ગમેતેવા માણસને પણ આકરો લાગ્યા વિના રહે નહિ. તો અફીણના બંધાણી મિઆં સાહેબોને લાગે તેમાં શું આશ્ચર્ય! નિત્યની આ તડકાની પીડાથી મિઆંભાઈ

* કૌતુકમાળા. ૧ બાદને-સવારમાં ખાવાની ક્રિયાને શીરાવવું કહેછે.

તદ્દન કંટાળી ગયા અને દુઃખ ટાળવાને માટે ઇલાજ ખોળવાના ઇરાદાથી તમામ કરબાતીઓએ ભેગા થવા નિશ્ચય કર્યો. સૌને દુઃખરૂપી કુવો આડો આવતો હતો તેથી તે બાબત કોઇએ આનાકાની નહિ કરતા ઉલટથી એક પછી એક ચોરાપર આવી બેઠા એટલે વાત શરૂ થઇ.

**એક મિઆં**—દેખો યારો, યે સૂરજ અપને પીછે લગાહૈ, જીસ વખ્ત શેહેરકું જાતે ઉસ વખ્ત સામને આતા હૈ, ઔર પીછે આતે ઉસ વખ્તભી સામનેકા સામને !

બીજો—તોબાહ અલ્લાહ ! સામને આતા ઇતનાહિ નહિ હૈ મગર આંખુંમેં પૈઠકે અંધે કર ડાલતા હે. ઇસ્કા કુચ્છ ઇલાજતો કરનાહી ચાહીયે.

ત્રીજો—બડે ભાઇ, તુમ સચ કહેતેહો, ઐસા ઇલાજ કરના કે ફીરસે સામને આના ન પાવે !

**એક વૃદ્ધ મિઆં**—તુમ સબ લડકોંકી મુઆફક બાતચીત કરતેહો, ઈસસે કયા ફાયદા હોગા ? ઇલાજ કરના હોવે તો ચલો સબ ફજરમેં મેરી સંગ અપને અપને હથિઆર-ઢાલ, તલવાર, બંદુક, બરછી, ઓર તીરકામઠે સબ લેકે ! કમબખ્ત સૂરજકી કયા ઓકાત કે અપની સામને રહ શકે ? અપને સબ અઢારે ભાઇહું ઓર સામને યે એકીલા સુરજ ! ગોલી ઓર તીરકે મારસેં સૂરજકા ટુકડે ટુકડા કર ડાલેંગે !

આ વૃદ્ધ મિઆંની વાત ટુંક અક્કલના અને ઉછાંછળા મનના મિઆંભાઇઓને ગમી ને સૌ એક મતે તે પ્રમાણે કરવા કબુલ થઈ ઘેર ગયા. રાત્રિએ સૂતા પણ ઊંઘ આવી નહિ, અનેક પ્રકારના તુરંગ આવવા લાગ્યા. ક્યારે સવાર થાય અને હથિઆર બાંધી મેદાનમાં નીકળી મર્દાઈ બતાવીએ ! એકાદ સૂરજનો ટુકડો હાથમાં આવે તો તો આપણે ઢાલપર જડી દઇશું. વગેરે ભિન્ન ભિન્ન હવાઇ તુરંગમાં વહાણું વાયું.

સવાર થતાં ચાંદભાઈ, સુલતાનભાઈ, અહમદમિઆં, મહમદમિઆં, અક્કડખાં, ફક્કડખાં વગેરે અઢાર ભાઇઓ હથિઆરબંધ થઇ ગામ વચ્ચેથી નીકળ્યા. આ તમાસો ગામના એક સમજુ પણ પ્રપંચી વાણિઆના દીઠામાં આવતાં, પૂછવા લાગ્યો કે, “મેહેરબાનો, આ સર્વ હથિઆર બાંધી તૈયારી કરીને ક્યાં ચાલ્યા ?” એક મિઆંએ ઉત્તર આપ્યો કે, “સૂરજકી સામને લડાઈ કરનેકું ઔર ઉસકું માર મારકે નીચે ગીરાનેકું જાતે હૈં. કયા હમ કુચ્છ કમતી હય ?” વધારે પૂછગાછ કરતાં ઉપરની તમામ હકીકત વાણિઆના જાણવામાં આવી તેથી મનમાં હસ્યો. આ મૂર્ખના સરદારો કેવળ અશક્ય કામ પાર પાડવા ઇચ્છે

છે તો તેમાં કાંઇ એઓનુ વળવાનું નથી એ એમની મોટી મૂર્ખાઇનો લાભ આપણે ન લઇએ તો વાણિઆના દીકરા શાના!

આમ વિચારી સમય ઓળખીને ઝાંપા બહાર તમામ મિઆંભાઈ એકઠા થયા હતા ત્યાં જઈ વાણિએ કહ્યું કે "તમે એકદમ સૂરજની સામે લડાઇ કરવાને તૈયાર થયા છો, પણ તેને આગળથી ખબર આપી છે? અગર તેનો મત વઢવાનો કે તાબે થવાનો છે તે તમે કાંઇ જાણ્યો છે? શૂરા પુરૂષો આમ અણચીંતા કોઇ ઉપર ચઢાઈ કરતા નથી, માટે તમારે પ્રથમથી વિષ્ટિ ચલાવવીજોઇએ."

વાણિઆનું આ કહેવું સર્વને વ્યાજબી લાગ્યું. એક ડાહ્યામાં ખપનાર મિઆંએ કહ્યું કે, "તુમ્હારી બાત તો સચ્ચી હૈ લેકીન ઉસ્કી ઔર હમારી પંચાતમે કોન પડેગા? ઔર ઉસ્કી પાસ પેગામ કોણ લે જાયગા.

વાણિઓ—અરે મિઆં સાહેબ, **નેળનાં ગાડાં કાંઈ નેળમાં રહ્યાં સાંભળ્યાં** છે! પાંચ પૈસા ખરચ કરવા હોય તો બધુંએ થાય.

મિઆં—ખર્ચકી કુચ્છ ગીનતી નહિ; ઓતો ચઇએ ઉતના કરેંગે, લેકીન કામ કરનેવાલા કોન હૈ?

વાણિઓ—કામ કરવાવાળો હું તૈયાર છું. રૂપિઆ પાંચસેં તમારે આપવા પડશે. તો તમારો અને સૂર્યનો કજીઓ હું પતાવી દઈશ.

મિઆં—પાંચસો રૂપિઆ કુછ બડી બાત નહિ. દો પાંચસો કયું નહિ હોતા! હમ કુછ *મુજીખાં નહિ હૈ કે દેનેસે પીછા હઠે? હમ સબ દેનેકું તૈયાર હે.

વાણિઓ—ઠીક ત્યારે, અત્યારે તો સૌ સૌને ઘેર જાઓ; રાત્રે હું સૂર્યની સાથે વિષ્ટિ કરી તમને એ બાબતના સમાચાર દેવા આવીશ.

સઘળા મિઆં સાહેબો પોત પોતાને ઘેર ગયા. વાણિઓ પોતાની દુકાને જઇને વિચાર કરવા બેઠો કે અરે દૈવ! **ગાંડાના ગામ કાંઈ જૂદાં વસતાં નથી**, પણ તેઓ બીજા માણસોની ભેળા ગામમાંજ વસે છે! શેહેર અહીંથી ઉગમણી દિશાએ છે તેથી જતી આવતી વખત સૂર્ય સામો આવેજ આવે! એટલી સહેલી બાબત પણ તેના મગજમાં આવતી નથી! કુદરતી નિયમ તો કોઈથી ફરી શકે એમ નથી, પણ મિઆંઓ પોતાનો વખત બદલે એટલે શેહેરમાં જવાનો વખત સાંજનો ને પાછા વળવાનો વખત સવારનો રાખે તો પીડા મટી શકે ખરી, માટે એ ગાંડીઆઓપાસે જવા આવવાનો ટાઈમ ફેરવાવવો અને રૂપીઆ પાંચસે પડાવી લેવા ચુકવું નહિ.

* લોભી.

આવો ઠરાવ કરી રાત્રે વાળુ કરીને મિઆંભાઈ પાસે ગયો. ત્યાં તમામ તેની રાહ જોઈ બેઠા હતા; હોકાનો ગડગડાટ થતો હતો, કોઈ અફીણના જોરથી માથું નમાવી ઝોકાં ખાતા હતા; તો કોઇ અગાઉના બાદશાહોની વાતો કરતા હતા, તે સાંભળી બીજા હોંકારા આપી રાજી થતા હતા. ને વાણિઆને આવતો જોઇ તેમણે તેને આદરમાન આપી બેસાર્યો ને એક બુઢ્ઢાએ પૂછયું. “ક્યું શેઠ, કૈસી ખબર હૈ ?”

વાણિઓ—ખબરમાં શું પૂછવું! તમારા સામે આજ ચારખુંટ ધરતીમાં કોણ થઇ શકે એમ છે! જ્યાં સૂરજને વાત કરી કે “અમારા કસ્બાતી તમારી સાથે લડાઇ કરવા તૈયાર થયા છે.” તેવાંજ તેના તો ગાત્રજ શિથિલ થઇ ગયાં! જાણે તેલમાં માંખી ડૂબી હોય તેવો થઈ ગયો! તેણે કહ્યું જે “મિઆં સાહેબો કહે તેમ કબૂલ છે. હું કાંઇ તેમનાથી બહુ નથી, પણ તેણે—

બુઢો મિઆં—(વચ્ચે બોલી ઉઠયો) દેખો સૂરજ કૈસા નરમ ઘેંસ જેસા હો ગયા! હં અં અં! પીછે કયા? (વાણિઆને આગળ વાત ચલાવવા કહ્યું.)

વાણિઓ—(કહેવું જારી રાખ્યું) પણ તેણે કહ્યું છે કે એક મારી વાત પણ કસ્બાતિઓએ મંજુર રાખવી.

મિઆં—ઓ બાત કયા હૈ. સૂરજ ઐસા ડર ગયા હૈ, તબ હમ કાયકું ઉસ્કી બાત મંજુર ન રખે! અલબત રખે.

વાણિઓ—તેનું કહેવું એવું છે કે ‘તમારે સાંજે શહેરમાં જવું અને સવારે પાછા આવવું, એટલે કોઇ વખત સામે આવીશ નહિ.”

બુઢા મિઆં—યે બાતકી ફિકર નહિ. અપના ડરાયા ડરગયા તો ઓ જો મંગતા હૈ સો હમારે કબૂલ હૈ. લેકીન ઉસ્કી પાસ ફીર જાકે કેહઆના કે અબ કભી સામને આયગાતો ટુકડે ટુકડા કર ડાલેંગે!!!

વાણિઓ—એમાં શો શક? હું જઇને એને કહી આવીશ. માટે ઠરાવમુજબ રૂપિઆ મને આપવા જોઇએ.

કસ્બાતીના ઘરમાં તો કાંઇ રૂપિઆ હતા નહિ તેથી તુરત કરજે કાઢી રૂપિઆ પાંચસે આપ્યા તે લઈ વાણિઓ મિઆં સાહેબોની મૂર્ખાઇને હસતો હસતો ઘેર આવ્યો.

આ વાત કુદરતના નિયમવિરૂદ્ધ અશકય બીના બનવાની ઇચ્છા રાખનારા મૂર્ખ ને અક્કલના દુશ્મન માણસોના દૃષ્ટાંત તરીકે વપરાય છે. તેમજ તેવા બેવકૂફ લોકોને પ્રપંચી લોકો કેવી યુક્તિ વાપરી સંતોષ પમાડી ઠગેછે, તે બતાવી આપે છે.

---

## અલ્લાજો ડર હોય તો અસાંજે માલીએ અચ !

*કાઠિઆવાડના મચ્છુકાંઠામાં માળીઆ તાલુકો આવેલો છે. તળ માળીઆમાં અને તેની આસપાસના ગામોમાં મિઆણાં જાતના મૂસલમાન વસેછે. તેઓ શરીરે કદાવર, હીમતે બહાદુર, લડવે શૂરાપૂરા, નોકરીએ નિમકહલાલ, અને જેનું એક વખત જરા અન્ન ખાધેલ હોય તો તેને માથું આપનાર તરીકે જાણીતા છે.

એ જાતનો એક મિઆણો પરગામથી આવતો હતો. રસ્તામાં ધર્મચુસ્ત આરબ પોતાના હમેશના રીવાજ મુજબ નિમાજ પઢતો હતો. નિમાજ પઢતાં કોઇવાર ઉભા રહીને, તો કોઈવાર વાંકા વળીને, કોઇવાર ઘુટણભેર બેશીને તો કોઈવાર ભોંયસાથે માથું અડાડીને ખુદાની બંદગી કરવી પડેછે; તેમ આ આરબ કરતો હતો. તે જોઇ અજ્ઞાન મિઆણાના મનમાં આવ્યું કે, "આ આરબ જરાવાર ઉભો રહે છે. બેશી જાય છે, અને વળી વાંકો વળે છે એનું શું કારણ હશે ? જરૂર તે કોઈનાથી ડરે છે ને ધાસ્તીનોમાર્યો આમતેમ કરે છે, માટે તેને પૂછી જોઉં તો ખરો !" એમ ધારી:—

મિઆણો—અરે, જમાદાર, તું આમ ઉંચો નીચો થયા કરે છે તે કોનાથી ડરે છે, અને શામાટે ડર રાખવો પડ છે ?

આરબ— નારે ભાઇ, મારે કોઈ માણસનો ડર છેજ નહિ.

મિઆણો—ત્યારે તું આમ શામાટે ઉંચો નીચો થયા કરે છે ?

આરબ—આતો હું નિમાજ પડું છું. અલ્લાની બંદગી કરૂં છું.

મિઆણો—અલ્લા કોણ છે ? અને શામાટે તેની બંદગી કરવી પડેછે ?

આરબ—અલ્લાએ આપણને પેદા કરેલ છે. તે આપણું પોષણ કરેછે. આપણને જે જોઇએ તે મળી આવે છે તે એની રહેમીઅત છે. આથી કરીને તેની બંદગી કરી તેના ગુણ ગાવા જોઇએ, અને આપણા હાથથી ઘણી તકસીર બને છે તે બાબતની માફી ચાહવી જોઇએ; તેથીજ આ તેની બંદગી કરૂંછું.

મિઆણો—તું અલ્લાની આમ બંદગી ન કરે તો તે શું કરે ?

આરબ—તેમ ન કરીએ તો તે ગેબી શિક્ષા કરેછે. માટે એક અલ્લાનો ડર રાખુંછું અને તેનાથી ડરીને આમ કરૂંછું.

મિઆણો—"અલ્લાજો ડર હોય તો અસાંજે માળીએ અચ !

* કૌતુકમાળા.

જ્યાં અલ્લાજો ડર નહીં!" મતલબ કે જો પરમેશ્વરનો તારે ડર હોય તો અ-મારે માળીએ ચાલ જ્યાં પરમેશ્વરનો ડર પણ નથી. આવી રીતનું ઇશ્વર સં-બંધી અજ્ઞાનતાનું બોલવું સાંભળી આરબ વગરબોલ્યો રહ્યો.

---

મિઆણા લોકો પોતાના બળ ને હિંમતને લીધે બીજા બધાથી કેવું નિડ-રપણું રાખતા, તે આ વાત બતાવી આપે છે; તે એટલેસુધી કે પરમેશ્વરનો ડર સૌને હોવો જોઇએ તે ડર પણ લેખતા નહિ. ને માનતા હોય કે જાણે પોતાના શૂરના આવેશથી "ડર" એ ચીજ નાશ થઈ ગએલ છે; તોપછી પર-મેશ્વરનો ડર પણ કયાંથી હોય! આ ઇશ્વરસંબંધી પૂરી અજ્ઞાનતા અને જંગ-લીપણું કહેવાય. આવા લોકોને ભણાવી ગણાવી સારા સહવાસમાં રાખી, સુધા-રવામાં આવે તો તે શૂરવીર જાત ઘણી ઉપયોગી થઈ પડે. આ વાત અગા-ઉના વખતની કહેવાય છે પણ હાલમાં તે લોકો કેટલેક દરજ્જે સુધરતા જાયછે.

---

## માલ ભલે લૂતી ગયા, પન ભરટીઉં મારી પાસે છેકની!!!

*ઇડરમાં લુકમાનજી વોહોરા રહેતો હતો, તેને અસમાલજી કરીને વાણો-તર હતો. પોતાનો કેટલોક માલ મુંબાઇથી અમદાવાદ આવેલો હતો તે લાવવા માટે અમદાવાદ અસમાલજીને મોકલવામાં આવ્યો. તમામ માલ ભરતીઆ મુજબ તપાશીને લાવે તેસારૂ તે માલનું ભરતીઉં તેને આપવામાં આવ્યું હતું.

અસમાલજીએ અમદાવાદ આવી પોતાના શેઠનો માલ ભરતીઆ મુજબ તપાશી લીધો; ને બે ગાડાં ભરી રાત્રિના અગીઆરેક વાગતાને સુમારે અમ-દાવાદથી ઈડર આવવા નીકળ્યો. અસમાલજીને ચોરોનો ડર બહુ લાગતો હતો. તેથી ગામના પાદરમાંથી ગાડાવાળાઓસાથે મોટે મોટે સાદે વાતો કરી વખત ગાળવા લાગ્યો. ગાડાવાળાઓ જરાક ઝોકું ખાય કે અસમાલજીનો જીવ તળે ઉપર થઇ જાય! તુરત તેમને જગાડી વાતો ચાલતી કરે.

રસ્તામાં કેટલાક કોળીઓએ [1]ઠેઠું રાખ્યું હતું. થોડાક કોસ આવ્યા એ-ટલે કોળીઓ જૂદી જૂદી દિશામાંથી ઉઘાડી તરવાર સહિત આવી ગાડા ઉપર ચઢી ગયા. ગાડાવાળાઓ હેઠે ઉતરી એક જગાએ જઈ બેઠા. અસમાલજી ધ્રૂ-જતો ધ્રૂજતો ચોરોને કહેવા લાગ્યો કે, "મારો જાન લેસો નહિ; ટમારે જોટું હોય ટે બઢું લઈ જાઓ. હુ જરીપન બોલવાનો નથી." ચોરો ગાડામાંથી જે જે કિંમતી માલ હતો તે લઈ ગયા.

---

* કૌતુકમાળા. [1] પીંછા.

ચોરો ગયા પછી ગાડાવાળા ગાડાપર આવી બેઠા, અને અસમાલજીની સાથે વાતો કરવા માંડી. ગાડાવાળાએ કહ્યું કે, "આ ગામ નજીક આવે છે ત્યાંના મુખીપટેલને આ ચોરીની વાત આપણે જાહેર કરીએ" અસમાલજીએ કહ્યું, "આપરો માલ ગેરવલ્લે જનાર નઠી, માટે અહિં રસ્તામાં મુખી થાનદાર પાસે નકામા અથડાવાની જરૂર શી? પન હવેતો બાકીનો માલ ઇદર તાકીદે લઈ જવો એજ થીક છે." એ રીતે કોઇને જાહેર કર્યા વગર અસમાલજી ઈડર આવી પંહોચ્યો. ગાડામાંનો માલ ઘણો ઓછો જોઈ શેઠે પૂછયું:—

લુકમાનજી—કેમ અસમાલજી! આતલોજ માલ જણાય છે!

અસમાલજી—વાટમાં ચોરલોકો મલા ઊટા ટે લઈ ગયા! પન ફિકર જેવું નઠી.

લુકમાનજી—શું ટમે પટ્ટો મેલવો છો! અઠવા ટો ટમે સરકારમાં જાહેર કરૂં હોય ને કાંટો માલ ને કાંટો વલટર મલવાની ઉમેદ જેવું છે? એમ હોય ટો ટો ફિકર જેવું નહિં!!

અસમાલજી—જાહેર બાહેર ટો કરૂં નથી. જાહેર કરવાઠી સરકાર કાંઇ માલ આપટા નઠી, એટો ચોર પકરી લાવો ટો ટેને સજા કરે, માતે જાહેર કરીને ઉલતા સરકાર કચેરીમાં અઠરાવું શું કામનું! વરી આટો એમ ચોર એની મેલે આપનને પુછવા આવે એમછે, ટેઠી ચંટા જેવું નઠી.

લુકમાનજી—માલ લુતી ગયા, ટે પુછવા આવે એમ ટે વરી બને?

અસમાલજી—"માલ ભલે લુટી ગયા પન ભરટીયું મારી પાસે છે કેની?" હરામખોરો, ભાવ ટાલ જાના વગર વેચશે શી રીતે!!! અલબટ આપની પાસે ટેમને આવવું જરૂરનું છે? ટે વખત પકરાવી ડઇશું! હાલ ફરિઆદી કરીએ ટો ચોર લોકો ભરટીઉં જોવા આવે નહિ!

લુકમાનજી—અરે ગદ્ધા ટેને ભરટીઆનું શું કામ? ટેને શું રૂપિઆ આપીને માલ લીધો છે કે નફો ચરાવા સારૂ ભરટીઆની જરૂર પરે! ટેનેટો જે ઉપજે ટે ટમામ નફોછે માટે જાહેર કરૂં નહિ એથીજ મને નુકશાન ખમવું પરવાનું!

આવી રીતે કેટલોક ઠપકો અસમાલજીને આપવામાં આવ્યો પણ અવસર ગયા પછી બધું નકામું હતું.

લુકમાનજીને પોતાનો માલ ગયો તેની ઘણી દિલગીરી થઈ અને પેલા મૂર્ખા અસમાલજીને નોકરીમાંથી રજા દીધી.

આ વાત એક જાતની મૂર્ખાઇ બતાવી આપેછે.

---

મૂર્ખવિષે વધારે વિવેચન કરવું એ અયોગ્ય છે. કારણ કે મનુષ્ય જેવો ભાવ અથવા રજકણો સેવે તેવો ભાવ અંતઃકરણમાં જામતો જાય છે-જેમકે મનુષ્ય કામપ્રદીપક પુસ્તકો વાંચે અથવા કામપ્રદીપક વાતો સાંભળે તો જરૂર મનમાં કામવાસના જાગે છે. તેવીજ રીતે કોઈ સ્ત્રી કરૂણાજનક જો રૂદન કરતી હોય તો અવશ્ય વજ્રમય પુરૂષની આંખમાંથી અશ્રુપાત શરૂ થાય છે તેવીજ રીતે પ્રભુ ભક્તિમય વાર્તાલાપ થતો હોય તો જરૂર હૃદયમાં નાસ્તિક જેવાને પણ થોડે અંશે ભક્તિભાવ ઉદ્ભવે છે, તો દિવ્ય પુરૂષને તેની પૂર્ણ અસર થાય એ સ્વાભાવિક છે.

મૂર્ખોના જૂદા જૂદા પ્રકારોપર લક્ષ આપતાં તેમાંથી એક એવું સામાન્ય લક્ષણ આપણા ધ્યાનમાં આવે છે કે પરિણામે પોતાનું હિત ન સમજે તે મૂર્ખ કહેવાય. વ્યવહારમાં પોતાનું હિત જાળવતો હોય છતાં પોતાના પાર લૌકિક હિતને ગુમાવતો હોય તો તે વ્યવહારમાં ડાહ્યો ગણાવા છતાં પરિણામમાં મોહોટી પીડાનું પાત્ર બનવાનો હોવાથી મોહોટો મૂર્ખ ગણાય છે. આજ કાલ ઇશ્વરને, તેના ભક્તોને તથા ધર્મને માનવામાં શંકા કરનારાઓ અથવા તેને એક જાતની ઘેલછા ગણનારાઓ ઘણાએક નાસ્તિકલોકો પોતાને સૌથી ડાહ્યા ગણે છે અને ભગવાનની પૂજા કરનારાઓને, ભવિકજનોનો સત્કાર કરનારાઓને તથા ધર્મમાં ચુસ્ત રહેનારાઓને મૂર્ખ કહે છે તથા તેનો ઉપહાસ કરે છે. સર્વવ્યાપક જ્ઞાનવાળા સર્વેશ્વરમાં પોતાની ચંચલ ચિત્તવૃત્તિને સ્થિર કરવા માટે જેઓ મૂર્ત્તિમાં ઈશ્વરભાવનાના અભ્યાસી હોય છે તેમને તેઓ અણસમજુ ગણે છે અને પોતે મૂર્ત્તિપૂજાના નિંદક બની પોતાને સમજુ અને વિદ્વાન ગણાવવાની કોશીસ કરે છે. આવી વિકળ વિદ્વત્તાના ઝભ્ભા નીચે ઢંકાએલા એવા ખરા મૂર્ખાઓ સમજતા નથી કે મૂર્ત્તિપૂજામાં ખરી શ્રદ્ધા રાખી ઈશ્વરભક્તિ કરનારાઓ ચિત્તની નિર્મળતા અને એકાગ્રતાને પામીને બહુ સહેલથી તત્વવેત્તા બની ઈશ્વરરૂપજ થાય છે. જ્યારે નાસ્તિકલોકો સેંકડો જન્મે પણ તેવાને તેવાજ એટલે માત્ર પાણી વલોવવાવાળાજ રહે છે. માટે મૂર્ખતાની મોહોટામાં મોહોટી નિશાની નાસ્તિકપણું છે તેનો ત્યાગ દૂરથીજ કરવાની ભલામણ છે.

કદાચ કોઇને પ્રશ્ન થાય કે ત્યારે આવા મિથ્યાત્વ અથવા અજ્ઞાન અથવા મૂર્ખ વિગેરેના અધિકારોજ ન વર્ણવ્યા હોય તો ઘણું સારૂં. છતાં એવા અધિકારો આદ્ય શામાટે માન્યા છે, તો તેનું સમાધાન કરવામાં આવે છે કે—

જગતમાં જો દુર્જન હોય નહિ તો આપણે સજ્જન કોને કહેત ? માટે

સજ્જનને અને ડાહ્યાને ઓળખવા ખાતર દુર્જનને તથા મૂર્ખને જાણવાની જરૂર છે. જેમ સુવર્ણ અને પીતળની લગડીઓ સાથે પડી હોય તો પીતળની લગડી છોડી દેવી ને સોનાની લગડી લઇને ઘરેણાં ઘડાવવાં એ પીતળની માહેતી વિના કેમ જાણી શકાય! એ નિયમને આધારે મૂર્ખ વિગેરે અધિકારની ગણના કરી છે.

## मूर्ख स्वयं प्रगटे-अधिकार.

મૂર્ખ મનુષ્ય જેમ ગુરૂ વગેરેને સંતાપ આપનાર હોય છે તેમ તેવા અક્કલહીન વગરજરૂરનાં વાકયો ઉચ્ચારીને કે વગરજરૂરની કાંઈ ચેષ્ટાઓ કરીને પણ જનસમૂહમાં પોતાની મૂર્ખતાને પોતેજ જાહેર કરનારા હોય છે તે બતાવવા માટે આ અધિકારને સ્થાન આપવામાં આવે છે કે જે વાંચી તેવાઓ કાંઇ સમજણ ધરાવતા થાય.

### મૂર્ખ મનુષ્યો ચુપ રહી શકતા નથી.

#### शार्दूलविक्रीडित.

लोलामात्यवशाश्चतुर्मुखसमाः श्रुत्वा नृपस्तद्गृहे,<br>
गत्वा पश्यति ताः पतिर्वदति भो मौनं विधेयं तदा।<br>
तद्भोज्ये नृपवर्णिता सुवटिका तिस्रो गिरोचुः स्वतो,<br>
हर्म्यां क्रोशति तूर्यका हि हसतःमोचे न किं कां पयः ॥१॥ (दृ. श. जै.)

કોઇએક પ્રધાનને ચાર સ્ત્રીઓ હતી. તે ચારે સ્ત્રીઓ બોબડીઓ હતી એ વાત રાજાએ સાંભળી અને વિચાર કર્યો કે આપણા પ્રધાનની ચારે સ્ત્રીઓ બોબડી છે એ વાત ખરી છે કે ખોટી છે એ જાણવા સારૂ તેની તપાસ કરૂં. એમ વિચારીને પ્રધાનને ઘેર જમવાનો વિચાર બતાવ્યો એટલે પ્રધાને પોતાની સ્ત્રીઓને મૌન ધારણ કરવા ફરમાવ્યું. એ વાત ચારે સ્ત્રીઓએ કબુલ કરી. બાદ રાજા ઘેર જમવા આવ્યા ત્યારે સર્વ સ્ત્રીઓને હસવું આવે એવી રીતે વાત કહીને વડીનું શાક ઘણુંજ સારૂ થયું છે એમ પ્રશંસા કરવા લાગ્યા, ત્યારે એક સ્ત્રીથી રહેવાયું નહિ એટલે બોલી કે "એ વવીઆં તો મેં તવીઆં" ત્યાં તો બીજી બોલી કે "એ વવીઆં તો તેં તવીઆં જો માઈ આઈઆં તેલાઈ પઇઆં" ત્યારે ત્રીજી બોલી કે "આહિયાં ડીંગડઈઆં" આવું સાંભળી રાજા

હસ્યો! ત્યારે પ્રધાને આંખ કરડી કરીને ચોથી સ્ત્રીના સામું જોયું. ત્યારે તે બોલી કે "મર્દમાએ બોયાં નહિ, ચાયાં નહિ, ડોયાં શું કાઢી આવો.' ૧

---

## પટેલકી જોરૂને તલ ચોરકર ખાયા, યે બાત પાડા કહે સો માનીઓ મત.

---

*એક ભોજો પટેલ કરીને નાના ગામડાનો પટેલ હતો. પટલાણીનું નામ રાધા હતું. પટેલ પોતાની ખેતીવાડીનું કામ ઉલ્લાસથી કરીને કાળ ગુજારતો હતો. પટલાણી ઘર આગળનું ઢોરાંઢાંખર બાંધવાં, છોડવાં, ખડ પાણી નીરવાં, અને રાંધવાસીંધવાનું કામ કરવામાં આખો દિવસ ગુંથાએલી રહેતી.

પોતાના ખેતરની નીપજના થોડા તલ આવ્યા હતા તે પટેલે ઘરમાં રાખી મૂક્યા હતા. તે તલ બહાર કાઢી એક વખત પટલાણી ખાતી હતી. એવામાં ફળીમાં બાંધેલ પાડું તેના સ્વભાવ પ્રમાણે આરડયું. પટલાણી પટેલથી છાના પૂછયાગાછ્યા સિવાય તલ લઈ ખાતી હતી તેથી બિચારી ભોળીભટુકને ઉગી આવ્યું કે "પાડે આ વાત જાણી છે તે રખેને કોઇને કહી દેશે તો મારા વિષે ઘરમાંથી છાનું ચોરી ખાનાર તરીકે લોકોને હલકો વિચાર આવશે ! અરે ! પછી તો આ જીવતર શા કામનું !" તેથી તે બાબતના ઈલાજની તજવીજમાં તે પડી.

પટેલને આવવાના વખતઉપર મોઢું ચઢાવીને તોબરા જેવું કર્યું ! તેને આવતો દેખી આડું જોઇને બેઠી ! પટેલે આવી પાણી માગ્યું પણ સાંભળેજ કોણ ! તેનો બાપ ? પટલાણીને બોલાવવા લાગ્યો તો બહુવારે જવાબ દીધો કે, "તમારૂં કાંઈ ઠેકાણું છે ? આજકાલનું પાડું તે પણ મારી મશ્કરી કરવા શીખ્યું ! મારે તો આ ઘરમાં રહ્યું પાલવવાનું નથી. તમારે ગમેતો પાડાને રાખો ને કાંતો મને રાખો ! કાંતો પાડું નહિ ને કાંતો હું નહિ !"

પટલાણીનાં આવાં જુસ્સાભરેલાં આકરાં વચન સાંભળવાપરથી પટેલ ડરી ગયો ને ગુસ્સે થવાનું કારણ ધીમે ધીમે પૂછવા લાગ્યો. પટલાણી આંખો ફેરવી બોલી કે, "આજે તમારા ગયા પછી તલ સાફ કરતાં કરતાં બેદાણા મ્હોમાં નાખ્યા, કે તરત મૂઆ પાડાએ આરડી મારી ફજેતી કરવાનું કર્યું ! એ આજકાલનું પાડું મારી ફજેતી કરનાર કોણ ! હું ઘરધણીઆણી છઉં ! તલ ખાધા તો મારા ધણીના ખાધા ! એમાં એના બાપનું શું લીધું ? તમને કહે એનીતો ફિકર નહિ, પણ કોઇ બીજાને મોઢે કહે તો લોકો તલ ચોરી ખાધાનું

---

* કૌતુકમાળા..

માને; તેથી મારી આબરૂ અને સાચવટને બટ્ટો લાગે, માટે એ મારી ફજેતી લૂટાવનારા પાડાને અહીંથી કાઢી મૂકો. બસ મારે ઘેર નહિ."

**પટેલ**--આપણે જો અહીંથી તેને બહાર કાઢી મૂકશું તો રીસનું બળ્યું બધે ફજેતી કરશે. માટે કાઢી મૂકવું એ ઠીક નહિ.

**પટલાણી**--હા. તમારે તો ઠીકજ છેતો. હાલ પણ આપણે ઘેર છતાં બીજાને મોઢે કહીને ફજેતી કરશે તો તેને કોણ ના કહેનાર છે?

**પટેલ**--અરે! તું ફિકર મૂક. ભલેને પાડું બધાને કહેતું ફરે, પણ કોઇ માનેજ નહિ એવો સારો ઇલાજ મારી પાસે છે, હું ગામનો પટેલ છું એટલે મને કાંઇ વાર નથી.

આમ બોલી તુરત પટેલે હવાલદાર પાસે જઇને તે વાત કરી, એટલે પટેલના આગ્રહ મુજબ હવાલદારે ભંગીઆને બોલાવી સાદ પાડવા હુકમ કર્યો કે, **"પટેલકી જોરૂને તલ ચોર કર ખાયા, યે બાત પાડા કહે સો માનીઓ મત!"** ભંગીઓ એ મુજબ ગામમાં દાંડી પીટી સાદ પાડી આવ્યો.

આથી પટલાણી ખુશી થયાં કે હવે ઠીક થયું. મારૂંપીટયું છોને બધે કહેતું ફરે! પણ હવે તેનું કહેવું માનશે કોણ! ગામના લોકો વાત જાણતા નહોતા તેમણે તે વાત જાણી અને પટેલ પટલાણીની મૂર્ખાઇને હસી પડયા.

---

આ વાત પોતાની છુપી બિના જાહેરમાં મૂકનાર મૂર્ખનો ચિતાર બતાવે છે.

---

મૂર્ખ મનુષ્યો જો આગળપડતો ભાગ ન લે અને ચુપ રહે તો તેમની મૂર્ખતા જાહેર થતી નથી અને લોકોમાં તેમની પ્રતિષ્ઠા પણ જતી નથી. પણ ઘણાઓ એવા હોય છે કે પોતાની મેળે પોતાની મૂર્ખાઈ જાહેર થાય તેવી ચેષ્ટા લોકોની હાજરીમાં કરી તેઓને મશ્કરીનું કારણ આપે છે. માટે મૂર્ખજનોએ નિપુણજનોની સમક્ષ પોતાનું ડહાપણ ન ડોળતાં ચુપ રહેવું એજ તેઓને માટે સારૂં છે. એ જણાવવા હવે પછી મૂર્ખભૂષણ અધિકારને સ્થાન આપવાને આ અધિકારની સમાપ્તિ કરી છે.

# मूर्खभूषण–अधिकार.

મૂર્ખને જો પોતાનું માન જાળવવું હોય તો મૌન જેવો બીજો કોઈપણ રસ્તો નથી. જે મૌનમાં ને મૌનમાં સારા લુગડાંલતાં પહેરી રૂડારૂપાળા બેઠા હોય અને જીભ ન ચલાવે તો તો વાત ભારમાં રહે, પણ જો જીભ હાલીતો તોલ થઇ જાય. માટે તેઓએ જ્યાંસુધી યોગ્ય જનરંજક સમયાનુકૂલ બોલતાં ન આવડે ત્યાંસુધી મૌન (મુંગે મોડે) રહેવામાંજ માલ છે એમ દેખાડવા આ અધિકારનો આરંભ છે.

## ન બોલવાથી મૂર્ખને અનેક ગુણ.

अनुष्टुप् (१ थी ४)

रूपवांश्चापि मूर्खोऽपि, गत्वा च विपुलां सभाम् ।
रक्षेच्च स्वकां जिव्हां, भार्यां दुश्चारिणीं यथा ॥ १ ॥ (सु. र. भां.)

પુરૂષે જેમ પોતાની ખરાબ ચાલની સ્ત્રીને વશ રાખવી જોઇએ, તેમ મૂર્ખ પુરૂષે પોતે રૂડો રૂપાળો હોય તોપણ મોહોટી સભામાં જઇ પોતાની જીભને કાબુમાં રાખવી જોઇએ. ( જીભને વશ ન રાખતાં જો કાંઇ બોલવા જાયછે તો તેથી તેની મૂર્ખતા જાહેર થાયછે. ) ૧

## મૌનમાં ગુણ.

मुखदोषेण बध्यन्ते शुकसारसतित्तिराः ।
बकास्तत्र न बध्यन्ते, मौनं सर्वार्थसाधनम् ॥ २ ॥ (सू. मु.)

પોતાના મુખના ( મ્હોઢાના ) દોષથી પોપટ, સારસ અને તેતર બંધાય છે ( પાંજરામાં પુરાય છે ), પણ બગલાઓ તેમાં બંધાતા નથી. માટે મૌન છે તે તમામ અર્થનું સાધન છે ( મૌનથી બધાં કામ સધાય છે ). મૂર્ખ જો મોઢાથી બોલે તો બંધાય છે ? વિદ્વાનો બોલે તો બંધન આવે પણ મૂર્ખ ન બોલે તો શેનો બંધાય ? વિદ્વાનતો વિદ્વત્તાથી છુટી શકે, પણ જો મૂર્ખ બોલે તો બંધાઈ જાય માટે તેમણે ન બોલવું તેજ સારૂં છે. ૨

## જીભની વ્યર્થતા ( નકામાપણું ).

प्रस्तुतं हेतुसंयुक्तं शुद्धं साधुजनप्रियम् ।
यो वक्तुं नैव जानाति, स जिह्वां किं न रक्षति ॥ ३ ॥ (सू. मु.)

જે માણસ સમયાનુકૂલ, હેતુના સંબંધવાળું, શુદ્ધ, સારાં માણસોને પ્રિય લાગે તેવું, બોલી જાણતો નથી તે પોતાની જીભને શાવાસ્તે ( વશ ) નથી રાખતો ? અર્થાત્ મૌન રાખી બેસી રહે તો અત્યંત સારૂં છે. ૩

## મૌન રાખવાનું દૃષ્ટાન્ત.

वरं मौनेन नीयन्ते कोकिलैरिव वासराः ।
यावत्सर्वजनानन्ददायिनी गीः प्रवर्तते ॥ ४ ॥ (सू. मु.)

કોયલ જ્યાંસુધી બધાં માણસોને ખુશ કરનારી વાણી થાય ત્યાંસુધી વગરબોલે દિવસો કાઢેછે, તેમ મૂર્ખ પણ માણસોને પ્રિય લાગે તેવી વાણી બોલતાં ન આવડે ત્યાંસુધી મુંગા રહેવું સારૂં છે. ૪

## મૂર્ખોપર વિધાતાની કૃપા (!)

### उपजाति.

स्वायत्तमेकान्तगुणं विधात्रा, विनिर्मितं छादनमज्ञतायाः ।
विशेषतः सर्वविदां समाजे, विभूषणं मौनमपण्डितानाम् ॥५॥ (सु. र. भा.

પંડિતોની સભામાં અપંડિતોએ વિશેષે કરીને ચુપ રહેવું એ મૂર્ખોને ઘરેણારૂપ છે. કારણ કે મૌનપણું એ મૂર્ખતાને ઢાંકી દેવાનાર બ્રહ્માએ પોતા ( મૂર્ખો ) ને આધીન એવો ઉત્તમ ગુણ સર્જ્યો છે. ૫

## મૂર્ખને ઓળખવાની સમજણ.

દોહા— *કરે વિચાર કર્યા વિના, અવસર વિરૂદ્ધ ઉચ્ચાર;
સમય વિશેષ સમજે નહિ, એ પણ એક ગમાર. ૬
અંતરકેરા ઉભરા, બકીને કહાડે બહાર;
યોગ્ય અયોગ્ય જુએ નહિ, એ પણ એક ગમાર. ૭
કથને જનનાં કાળજાં, કાપે જેમ કટાર;
ચતુરપણું ચિત્તમાં ગણે, એ પણ એક ગમાર. ૮
વણ તેડાવ્યે વળી વળી, આવે વાર અઢાર;
વણ બોલાવ્યો બહુ બકે, એ પણ એક ગમાર. ૯
હસે ભસે લડવા ધસે, ભરી સભા મોઝાર;
માણસની મરજાદ નહિ, એ પણ એક ગમાર. ૧૦

ચોપાઈ-બોલી ન જાણે વિગતે બોલ, તેનો તે શો કહીએ તોલ;
સભાવિષે પછી જો સંચરે, વિવાહની વર્શી તે કરે.

* દલપતકાવ્ય.

## કણબીલોકોની મૂર્ખતા.

ચોપાઈ *સાંભળ એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન;
પુત્ર પટેલતણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ. ૧૨
કરી ટુંકારો ઉચર્યો કામ, શિર નમિને નહિ કરી સલામ;
ભાસ્યો નહિ ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ. ૧૩
ભૂખણ તેનો મોટો ભાઈ, ચાલ્યો સુણી ચોંપે ચિત્ત ચાઈ;
ધાર્યુ જે ધીરજ મન ધરૂં, સલામ બેવડી સારી કરૂં. ૧૪
દુંદાળો દીઠો સુલતાન, હરખે જૈ બોલ્યો હેવાન;
સલામ દિલ્લીના શાહને, વળી સલામ વડી દુંદને; ૧૫
ખરેખરો સુણી ઉપજ્યો ખેદ, કીધો તેને પણ ત્યાં કેદ;
એની વાત સુણી તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ. ૧૬
પ્રેમ ધરીને કરી પ્રણામ, ઠીક ઠરી બોલ્યો તે ઠામ;
લોકતણી તમ હાથે લાજ, માફ કરો અવગુણ મહારાજ. ૧૭
શાહ કહે તારો સુત એક, સમજ્યો નહી સલામ વિવેક;
મુખે સલામ બીજે કહી મુને, દુજી સલામ કહી દુંદને. ૧૮
કારણ એથી કેદજ કર્યો, એવું પટેલ સુણી ઉચર્યો;
તમને સલામ ન કરી તેજ, મોટો મુરખ માણસ એજ. ૧૯
બીજો પણ છે બહુ બકનાર, ચિત્તમાં ચેતી ન કર્યો વિચાર;
સાહિબને કરીયેજ સલામ, કહોને દુંદતણું શું કામ. ૨૦
હેતૂ તો સુલતાનજ હતા, દુંદે ધરવો, તો દેવતા;
ઝાઝી એ સુણી લાગી ઝાળ, કેદ કર્યો તેને તત્કાલ. ૨૧
સુણી પટેલતણો જે સગો, ભૂપતિ આગે આવ્યો ભગો;
કરી સલામ કહ્યું તતકાલ, પટેલને છોડો ભૂપાલ. ૨૨
છે મારે સાંકડી સગાઈ, અમે બન્ને આંગળીયા ભાઈ;
રાજી થઇને પૂછે રાય, કેને આંગળીયા કહેવાય. ૨૩
દેતોતો ઉત્તર દીવાન, હું કહું કહી બોલ્યો હેવાન;
પાછયાનો મરી જાય પિતાય, પાછયાની મા નાત્રે જાય. ૨૪
પ્રસવે પુત્ર સુવાવડ ખાઇ, એ પાછયા આંગલીયા ભાઇ;
કાપત સુણી માથું તે કાળ, હુકમ કર્યો જે પૂરો હાલ. ૨૫
ચારે ચકલે ચાલી વાત, જથે થઈ કણબીની જાત;

* દલપતકાવ્ય.

દીઠા બે જણ ડા'પણદાર, તેને ત્યાં કીધા તૈયાર. ૨૬
સાહિબ પાસે તમે સંચરી, કહો ઘણી આજીજી કરી;
જીવાડો તોતો જીવીએ, છેક તમારા છોરૂ છીએ. ૨૭
પ્રજાતણા છો માતા પિતા, શબ્દ કહો એવા શોભિતા;
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છુટે પુત્ર સહિત. ૨૮

દોહા.

જુગતી સુણીને બે જણા, અંતરમાં ધરી આશ;
આવ્યા અરજી ઉચારવા, પાદશાહની પાસ. ૨૯
બી'તા બી'તા બે જણા, ઉચર્યા એવું આપ;
તમે અમારા છોકરા, અમે તમારા બાપ. ૩૦
શબ્દ સુણી સુલતાન તે, ખીજી પામ્યો ખેદ;
હાલ હાલ હુકમે કરી, કીધા તેને કેદ. ૩૧
કોઇએ વાત જઇ કહી, જ્યાં કણબીની જાત;
પ્રધાન પાસ ગયાં પછી, નર જે કણબી નાત. ૩૨
પ્રીતે કહી પ્રધાનને, વળી વળી વિગતે વાત;
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સહુ સાક્ષાત. ૩૩
અધિપતિ આવે અવસરે, માને નહી મુજ વેણ;
બેગમ બોલે બે કથન, કાંઇક માને કેણ. ૩૪
પછે બેગમ પાસે ગયા, કણબી કરી વિચાર;
પ્રણામ કરીને પ્રેમથી, એવો કર્યો ઉચાર. ૩૫
સંકટ પડીયું સામટું, તે માટે તુજ પાસ;
આજ સર્વ આવ્યા અમો, ઉગરવાની આશ. ૩૬
ઘણી અરજ નથી ધારતા, વાત ન સુણે વજીર;
તોય અમારી પ્યારી તું, ધણીયાણી છું ધીર. ૩૭
બોલી બેગમ બોલતાં, ભારે રીસ ભરાય;
કણબીની ધણિયાણી તો, કણબણ તે કહેવાય. ૩૮
એમ કહી એ અવસરે, હુકમ કરીને હાલ;
કેદ કરાવ્યા કણબીને, ક્રોધ કરી તત્કાળ. ૩૯
વાત વિગતવારે કહી, પૃથ્વીપતિની પાસ;
પતિયે કહ્યું પ્રધાનને, કરશો નહિ ક્યાશ. ૪૦
મૂરખ એવા માનવી, જે જે કણબી જાત;
મારી કાઢો મુલકથી, રહે ન એકે રાત. ૪૧

ચોપાઈ.

પ્રધાનમાં ડાંપણ ભરપૂર, હેતે બોલ્યો શાહ હજુર;
કણબી આકરી ચાકરી કરે, કણ પકવી કોઠારો ભરે. ૪૨
મને હુકમ આપો મહારાજ, કેને લૈ સોંપું એ કાજ;
પૃથ્વપતિ વિચારે પડયો, જન એકે એવો નહિ જડયો. ૪૩
કરી શકે કણબીનાં કામ, હૈયામાં રાખીને હામ;
પછી બોલ્યો પોતે પરધાન, કથન કથું તે ધારો કાન. ૪૪
રૂડું કણબીથી છે રાજ, એમાં તો સંશે નહિં આજ;
અધિક વસેછે વરણ અઢાર, કણબી સૌના પોષણકાર. ૪૫
નહિ તિથિ વણ મહિનાનું નામ, ગણાય નહિ કણબીવણ ગામ;
તે કણબીના ગુણ અતોલ, પણ બોલી નહિ જાણે બોલ. ૪૬
રૂઠે કણબી શિર જે રાય, પછી ઘણા મનમાં પસ્તાય;
તમે તજો તે માટે રીસ, આપો કણબીને આશીષ. ૪૭
શીતલ થયો સુણી સુલતાન, મેલ્યા કણબીને દૈ માન;
જમ્યા રમ્યા કણબી ઘર જઈ, મશ્કરી તો મહિપતિની થઇ. ૪૮

વિદ્વાનોની સભામાં કે અન્ય જનસમૂહ જેમાં કોઈ કોઈ પણ નિપુણજનો હોય તેમાં મૂર્ખજનો પણ સારાં કપડાં પહેરી મૌન ધારણ કરી બેઠા હોય ત્યા લગી તેઓ પણ સભ્ય પંક્તિમાં ગણાય છે. પણ જો તેઓ મૌન રાખી ન શકતાં કાંઇપણ ઉચ્ચાર કરે છે તો તેઓની કિંમત થઇ જાય છે, એટલા માટે તેઓએ મૌન રાખવું એમાંજ તેઓની શોભા છે. માત્ર મુંગા મુંગા બેસી રહી વિદ્વાનો અને નિપુણજનો સાથેનો પરિચય વધારતા રહે તો તેઓની મૂર્ખતા ધીમે ધીમે ઘટતી જાય છે અને તેઓનામાં બોલવાનું ચાતુર્ય પણ ક્રમે ક્રમે આવે છે. માટે મૂર્ખજનોએ પોતાના ભલાને માટે યોગ્ય પંક્તિના મનુષ્યોના પરિચયમાં રહેવું અને તેમના ઉપદેશો સાંભળી તેનું મનન કરવું એ બહુ આવશ્યક છે એમ સમજાવીને પઠિતમૂર્ખ ( વેદીયાં ઢોર ) અધિકાર લેવા યોગ્યતા માની છે. કેટલાક ભણી ગયા હોય છે પણ વ્યવહારને બિલકુલ જાણતાજ નથી તે પણ એક જાતના મૂર્ખોજ છે અને ચાલતું પ્રકરણ પણ તેજ સંબંધનું હોવાથી ઉક્ત અધિકારને સ્થાન આપવા આ ચાલતો અધિકાર બંધ કરેલ છે.

# પઠિત—મૂર્ખાધિકાર.

કેવળ મનુષ્ય શાસ્ત્ર ભણ્યાજ કરે અને ચાલતો વ્યવહાર સમજી શકે નહિ તો એ મનુષ્ય જગતને વધારે ઉપયોગી નીવડતો નથી. કારણ કે, મનુષ્યો જેવી રીતે સમજે તેવી રીતે દાખલા દલીલોથી જો સમજાવી ઉચ્ચ કળાઓ પામે તો તે જીવો સદ્વર્તનમાં અને આત્મદશામાં આગળ વધે. માટે ઉત્તમ શાસ્ત્રવેત્તાએ પણ વ્યાવહારિક જ્ઞાન મેળવવાની જરૂર છે. તે જ્ઞાન ન હોય તો દરેક શાસ્ત્રવેત્તા વેદીઆ ઢોરમાં ખપે છે એમ સમજાવવા આ અધિકારને ઉપયોગી માન્યો છે.

## વેદીઆ ઢોર.

### ભણ્યા પણ ગણ્યા નહિ.

*સોજીત્રામાં રહેનાર વેદમૂર્તિ ગફલશંકરને વિદ્યાધર નામનો પુત્ર હતો. તેને સાત પૂરાં થઇને આઠમું વર્ષ બેઠું, એટલે શાસ્ત્રની આજ્ઞાનુસાર ઉપવીત-સંસ્કાર કર્યો. અને તેજ વર્ષે કોઈ સારા કુલીન ગૃહસ્થની કન્યા સાથ લગ્ન પણ કરી દીધાં. ગફલશંકરના બાપદાદા વેદીઆ હતા, તેથી ઘરમાં અગ્નિહોત્રનો કુંડ હતો. ત્યાં વેદોક્ત રીતિપ્રમાણે સદા ક્રિયા થતી હતી. પોતાનો ચાલતો આવેલો ધંધો છોકરો પણ ચલાવે તે માટે ગફલશંકર ઘણો ખંતીલો હતો. તે સારૂ ગફલશંકરે ગાફલ ન રહેતાં વિદ્યાધરને વેદનો અભ્યાસ કરાવવો આરંભ્યો. પ્રાતઃકાળમાં સ્નાન કરી ફળીમાં દર્ભની સાદડીપર સામસામા બેશી છોકરાને મોઢેથી વેદનાં મંત્ર ભણાવવા માંડ્યા.

ગફલશંકર—ૐ गणानान्त्वा गणपति–

વિદ્યાધર—ઉમ ગણુનન—

ગફલશંકર—રાંડના! સ્પષ્ટ ઉચ્ચાર કર—

વિદ્યાધર—(ઉઉ કરી ગળગળો થઇ જઈ) उमगनानांत्ता.

છોકરાથી બરાબર શુદ્ધ ઉચ્ચાર નહિ થયા, તેથી ક્રોધમાં આવી જઈ ગફલશંકરે તેના વાંસામાં બે ચાર સોટી ખેંચી કાઢી; આથી છોકરાએ તાણીને રોવા માંડ્યું. તેની મા આવી પહોંચી, ને પોતાના ધણીને કહેવા લાગી કે "છોકરાને મારી નાખવો છે કે શું? એમ વિદ્યા આવતી હશે? હવેથી જો એને મારવો હોય તો મારે ભણાવવો નથી."

---

* કૌતકમાળા.

આમ થવાથી ગફૂલશંકરે વિચાર્યું કે ઘેર રહીને છોકરો ભણશે નહિ માટે પરદેશ મોકલવો. તેથી છોકરાને કાશીએ ભણવા મોકલી દીધો. ત્યાં ગુરૂની આજ્ઞા મુજબ વિદ્યાધરે ચાલવા માંડયું. રાત્ર દિવસ મેહેનત કરી ગુરૂ આપે તે પાઠ કરવા ચૂકે નહિ, અગત્યનાં કામ સિવાય શાળા બહાર જતો નહિ. આવી રીતે વેદ ભણવામાં પોતાનું લક્ષ ચોંટાડી પોપટીઉં જ્ઞાન સંપાદન કર્યું. વ્યવહારની બાબતપર બિલકૂલ લક્ષ આપતો નહિ, તેથી તેવા જ્ઞાનથી તદન અજાણ્યો રહ્યો. સુમારે દશ વર્ષ કાશીમાં રહ્યો તે અરસામાં ચારે વેદ મોઢે કર્યા. તે એવી રીતે બોલતો કે જાણે ગંગાની ધારા છૂટી. તેમાં વળી હ્રસ્વ દીર્ઘનો પણ દોષ આવે નહિ. ગુરૂએ તેના આવા સારા અભ્યાસથી પ્રસન્ન થઈ તેને ઘેર જવાની આજ્ઞા આપી, તેથી પોતાની અઢાર વર્ષની વયે તે વતનભણી વળ્યો. કેટલેક દિવસે સોજીત્રાથી ત્રણ ગાઉ ઉપર ગામ છે ત્યાં આવી પહોંચ્યો. મધ્યાન્હનો વખત થયો હતો તેથી તે ગામના પાદરે એક નદી વહેતી હતી તેમાં સ્નાન કરી કંઇક ટીમણ કરી લેવાનો વિચાર કરતો હતો. તેવામાં તેના ગામના પિછાનવાળા ત્રણ ચાર જણ મળ્યા. ઘણા દહાડે વિદ્યાધરનો મેળાપ થયો તેથી ખૂબ હર્ષથી ભેટયા. તેઓમાં એક જરા ટીખળી હતો તેણે પૂછ્યું–"મહારાજ કયાં સુધી અભ્યાસ કર્યો?"

વિદ્યાધર––ચાર વેદ પૂરા.

ટીખળી––શાબાશ! હવે તમારી બરાબરી કરે એવો આ પ્રાંતમાં કોઈ નથી.

વિદ્યાધર––મારે ઘેર સૌ કુશળ છે?

ટીખળી––હા. સૌ ક્ષેમ કુશળ છે. પરંતુ (વેદમૂર્તિની વ્યવહારના જ્ઞાનમાં કેવી કુશળતા છે તેની પરીક્ષા કરવા માટે) એક શોકકારક બનાવ બન્યો છે.

વિદ્યાધર––(અધીરો થઇને) તે શો મને ઉતાવળે કહો ભાઇ.

ટીખળી––તમો વસ્ત્ર ઉતારીને નદીમાં ઉભા રહો એટલે કહું.

વિદ્યાધર––(નદીમાં ઉભો રહી) લો, હવે કહો.

ટીખળી––તમારી સ્ત્રી રાંડી છે.

વિદ્યાધર––શિવ! શિવ! શિવ! આવો કોપ!! (આમ બોલી ન્હાતો ન્હાતો પોક મૂકીને રોવા લાગ્યો).

ટીખળી––હવે તમે છાના રહો અને ઘેર જલદી જાઓ.

વિદ્યાધર––હું શું મોઢું લઇને ઘેર જાઉં! મારા તો પગજ ઉપડતા નથી!!

ટીખળી––શું કરીએ! એમાં આપણો ઈલાજ નથી!

વિદ્યાધરે કપડાં પહેરી ઘરભણી ચાલવા માંડયું. બે ત્રણ ખેતરવા ચાલ્યો એટલે વિચાર થયો કે, "મારે ઘેર જવું તે શી રીતે? મને કાંઈ આવી બાબ-

તનું જ્ઞાન નથી." તેથી પાછો વળી પેલા ટીખળીને પૂછ્યું કે "મારે ઘેર પાધરા જવું કે કેમ?"

ટીખળીએ સલાહ આપી કે, "તમારે માથે ધોતીઉં ઓઢી દરવાજેથી પોક મૂકવા માંડવી તે ઘર સુધી ચાલુ રાખવી. પછી ઘેર પહોંચ્યા કે ત્યાં બેશી થોડી વાર રોયા કરવું, ને ઘરનાં માણસો આવી છાના રાખે એટલે રહી જવું."

વિદ્યાધર તો પેલા ટીખળીની સલાહ પ્રમાણે પોક મૂકતો ઘર આંગણે જઈ બેઠો. આડોશીપાડોશી જોવાને એકઠાં થયાં. તેના રોવાનો સાદ સાંભળી તેની વિધવા બેન ઘરમાંથી બહાર આવી, અને જુએછે તો પોતાના ભાઇને પોક મૂકતો દીઠો, તેથી ઘણું આશ્ચર્ય પામીને પૂછવા લાગી કે, ભાઇ, તમે આજ દશ વર્ષે ઘેર આવ્યા તેથી અમારે દીવાળીના દિવસ જેવો આનંદ થયો, પણ તમે રોતા કેમ આવ્યા?

**વિદ્યાધર**—મહા દૈવકોપ થયો!

**બહેન**—શો કોપ થયો?

**વિદ્યાધર**—મારી સ્ત્રી રાંડી છેને!!

**બહેન**—અરે! ભાઇ, એ શું બોલોછો! તમે બેઠાછો અને તમારી સ્ત્રીતે રાંડે!!

**વિદ્યાધર**—જોને બેન, હું બેઠાં, તું રાંડી છે, તો તે કેમ ન રાંડે?

વિદ્યાધરનું આવું અતિ મૂર્ખાઈ ભરેલું બોલવું સાંભળી તેની બહેન શરમાઇને ઘરમાં જતી રહી. ભેગા મળેલા લોકોએ કહ્યું કે, "તમે કાશીએ જઇને ગમે એટલું વેદનું જ્ઞાન મેળવી આવ્યા પણ આખર "**વેદીઆં ઢોર**," "ભણ્યા પણ ગણ્યા નહિ."

---

### मम गुरुः कूपे पतितः धावन्तु लोकाः ।

*એક શિષ્ય ગુરૂની પાસે ઘણી મુદતથી શાસ્ત્રનો અભ્યાસ કરી સંસ્કૃત સારી રીતે શીખ્યો હતો. પોતાને સંસ્કૃત આવડે છે એમ બતાવવાની એક તરફથી અપેક્ષા પૂરી હતી, તેમાં વળી ગુરૂનો હમેશનો બોધ એજ હતો કે બોલવા ચાલવાનો વ્યવહાર ગીર્વાણ ભાષામાં રાખવો. ગીર્વાણ તે દેવવાણી છે. પ્રાકૃત ભાષા નિષિદ્ધ છે, તે યાવની ભાષાથી શેળભેળ છે. યાવની ભાષા તો કંઠે પ્રાણ આવ્યો હોય તોપણ બોલવી નહિ, એમ શાસ્ત્રની આજ્ઞા છે, માટે બ્રાહ્મણના દીકરાને સંસ્કૃત ભાષા વાપરવી યોગ્ય છે.

ગુરૂના બોધમુજબ શિષ્યે બોલવા ચાલવાના ને લખવાના પ્રસંગમાં સંસ્કૃત ભાષા વાપરવા માંડી. તેને ગુરૂ સિવાય બીજા લોકોજોડે પ્રસંગ થોડો

---

* કૌતુકમાળા.

પડતો હતો, કેમકે વિદ્યાર્થી અવસ્થામાં તે હતો; તેથી પ્રાકૃત ભાષાવગર અડચણ કવચિતજ આવતી.

ગુરૂને કાંઈ કારણસર પરગામ જવાનું હોવાથી શિષ્યને સાથે લીધો. રસ્તામાં ગુરૂને તૃષા લાગવાથી એક કુવાપર જઇને માંહે પાણીની તપાસ કરવા માંડી. ગુરૂ કુવામાં નજર કરવા જાય ત્યાં અકસ્માત રીતે ખશી જવાયું, તેથી માંહે પડી ગયા. આજ્ઞાંકિત સેવક બહાર હતો તે ગભરાઈ ગયો, ને બુમો પાડવા લાગ્યો કે, "मम गुरुः कूपे पतितः धावन्तु लोकाः" એમ સંસ્કૃત ભાષામાં કેટલીક બુમો પાડી તે પાસેના ખેતરોમાં કામ કરનાર ખેડુતોએ સાંભળી તો ખરી, પણ તે બિચારા તેનો અર્થ સમજ્યા વિના શી રીતે આવે! ગુરૂની આજ્ઞા પ્રાકૃત ભાષા બોલવાની નહોતી, તેથી પ્રાકૃત ભાષા બોલે તો ગુરૂની આજ્ઞા ભંગ કરવાનો દોષ બેસે!

ગુરૂતો એકદમ પાણીમાં કૂવાને તળીએ ઉતરી ગયા, પણ તેમને પાણીએ ઉછાળો મારી ઉપર આણ્યા; તે વખત તેમને તરવાની યુક્તિ થોડી થોડી આવડતી હતી તે કામે લગાડી, એટલે પાણીની સપાટી ઉપર મોઢું રાખી શકયા, ઉપરથી શિષ્યની બુમો સંસ્કૃત ભાષાની સાંભળી વિચાર થયો કે આ ભાષાથી કોઈ લોકો આવી ભેગા થઈ શકશે નહિ, ને આખર મારે મૂંઝાઈ મરી જવું પડશે. વળી શિષ્યને તે બાબતનો કાંઈ વિચાર નથી, કે લોકો એ બોલવું સમજી શકશે નહિ. તેથી તુરત માંહેથી હાક મારી કે "यादृशः समयः तादृशो विधिः" (જેવો સમય હોય એમ ચાલવું.) એટલી સૂચના કરવાથી શિષ્ય સમજી ગયો ને પ્રાકૃતમાં બુમો મારી કે, "મારો ગુરૂ કૂવામાં પડી ગયેલ છે માટે દોડજોરે લોકો." આ સાંભળી તુરત ખેતરના ખેડુતો દોડી આવ્યા ને ગુરૂને બહાર કાઢયા.

---

આ વાત માત્ર કહેલું કાર્ય કરનારા, પણ પોતાની અક્કલથી સમયને અનુસરીને નહિ વર્તનાર લોકોના દાખલા તરીકે બોલાય છે.

હમેશાં શાસ્ત્રની, કે ધર્મ સંબંધી જે આજ્ઞાઓ છે તેમાં દેશ, કાળ ઇત્યાદિ જોઈ વર્ત્તવાનો અપવાદ મૂકેલોજ હોય છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

---

## घृताधारे पात्रं ? किंवा पात्राधारे घृतं ?

* એક પરભો કરીને વિદ્યાર્થી નાના પ્રકારના વિદ્યાભ્યાસ કરતો હતો. એક વખત તેના શિખવામાં આકર્ષણ વિષયની વાત આવી. આકાશમાં ચંદ્ર સૂર્ય,

---

* કૌતુકમાળા.

અને લાખો તારાનું મંડળ દેખાઈ રહ્યું છે, તે સર્વ અદ્ધર કેમ કરી રહેલા છે? શામાટે જમીન ઉપર પડી નથી જતા? વળી આપણે રહીએ છીએ તે પૃથ્વી પણ શા આધારે (થાંભલા વગર) રહે છે? તેનો વિચાર કરતાં આકર્ષણશક્તિઉપર વાત આવી. સર્વ પદાર્થને આકર્ષણશક્તિ વળગેલી છે, તેથી એક બીજા અદ્ધર રહી શકે છે. આવી વાત તેના મનમાં ઉપલક રીતે ઠશી ગઈ હતી. આ વાત કારણોસાથે શીખવવામાં આવેલ તે મુજબ તેના મગજમાં ઉતરેલું નહિ, અને તેથી ખરી રીતે સમજ્યાવગર ખોટા ડોળથી સમજણ પડયાનું માની લીધું હતું. હવે તેને એ અચંબાભરેલ વાત યાદ રહી, તેથી હાલતાં ચાલતાં કાંઇ ચીજ જોવામાં આવે કે તેના ઉપર આકર્ષણ શક્તિનું યાદ લાવે. અરે! આતે શા આધારે રહેલ હશે? એમ તજવીજ કરેજ કરે. પણ ખરી રીતનું પરિપકવ જ્ઞાન એ સંબંધીનું નહિ હોવાથી ભાંગાખોખરા વિચારથી સમાધાન કરી સંતોષ માને.

એક વખત કોઈ ગૃહસ્થતરફથી પરભા વિદ્યાર્થીને શેર ઘીનું સીધું મળ્યું, તે વાડકામાં લઇને મુકામપર આવતો હતો. રસ્તામાં વિચાર થયો કે, " घृताधारे पात्रं? किंवा पात्राधारे घृतं? " અરે આતે ઘીને આધારે વાસણ છે કે વાસણને આધારે ઘી રહ્યું છે? એ સવાલ નક્કી કરવો જોઇએ! વાસણને આધારે ઘી રહેલ છે એતો નજરે જોયાથી માલમ પડે છે, પણ ઘીને આધારે વાસણ છે કે કેમ, એ મોટી શંકા છે માટે લાવને અજમાવી તો જોઉં કે તેનો નિશ્ચય થાય? એમ વિચારી પોતાના હાથમાંનું વાસણ ઊંધું નમાવ્યું કે ઘી તુરત નીચે ઢળી ગયું! ખાલી વાસણ હાથમાં રહી ગયું અરે! આતો નુકશાન થયું! પણ ઘીના આધારે વાસણ નથી, એ નક્કી થયું. તે નવી શોધનો બધો વૃત્તાંત હરખાતો હરખાતો જઈ ગુરૂને કહ્યો, ગુરૂ તેની મૂર્ખાઈસામું જોઇને હશી પડયા.

---

કાંઇપણ અધુરૂં શીખ્યાથી તેનું પરિણામ સારૂં થતું નથી. એ વાત સૌ કોઇના જાણવામાં છે. અધુરો ઘડો છલકાય, એટલે ઢળી પડે, તેમજ અધુરૂં શીખેલ પણ છલકાય ને નુકશાનકારક થઈ પડે.

---

માત્ર ગોખણીયા બની રહે અને ચાલુ વ્યવહારને, ચાલુ પ્રસંગને, લોકોની મનોવૃત્તિને કાંઈ સમજેજ નહિ તે ઉપહાસપાત્ર થાય છે એટલુંજ નહિ પણ પોતાનું કાંઇપણ હિત સાધી શકતા નથી. વિદ્યા ભણીને પણ વ્યવહાર,

ચાલુ પ્રસંગ વિગેરેમાં પોતાની વિચારશક્તિને દોરતાં શિખવું જોઇએ, જેથી પોતાને અને અન્યને પણ લાભ થાય. અને જો એમ કરતાં ન આવડે તો વિદ્યા ભણાવવામાં ગુરૂએ લીધેલી મેહેનત ફોકટ જાય છે. કારણ કે તેવા વેદીયાં ઢોરને સદ્ અસદ્‌નો વિચાર બિલકુલ હોતો નથી. એ બતાવી હવે મૂર્ખવિચાર અધિકારને સ્થાન આપવા આ અધિકારની સમાપ્તિ કરી છે.

# मूर्ख विचाराधिकार.

વિદ્યા ભણ્યા છતાં પણ જેઓ મૂર્ખ રહે છે તેઓ પંડિત મૂર્ખ કહેવાય છે. આની પહેલાંના અધિકારમાં એ પંડિત મૂર્ખ કેવા હોય છે તેવું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. હવે આ અધિકારમાં વિદ્યા ન ભણવાથી અથવા સુસંગતિના અભાવથી જંગલી જેવા રહેલા દુનિયાના વ્યવહારના ભાનવગરના મૂર્ખ લોકોમાં કદીપણ વિચાર કરવાની શક્તિ હોતી નથી અને આવતી પણ નથી તેઓ વિચાર વગરનાજ હોય ને અથવા ક્ષુદ્ર વિચારના કે વિચિત્ર વિચારના હોય છે અને તેમ હોવાથી તેઓ જનસમાજને ઓછા ઉપયોગી નિવડે છે બિલકુલ ઉપયોગી નથી થતા અથવા વખતે હાનિકારક પણ નિવડે છે એ બતાવવાને આ અધિકારને સ્થાન આપવામાં આવ્યું છે.

## આપણે ચ્યાં 'આઢહું'?

*શવદાસ અને નાજો એ બે ભરવાડને ઘણી મૈત્રી હતી. તેઓ હમેશાં સાથે ઢોર ચરાવવાને જતા હતા. વગડામાં ઢોરને ચરવા મેલી પોતે લાકડીના ટેકાવતી આખો દિવસ ઉભા રહેતા હતા. ભૂત જેવી ભરવાડની જાતને તેથી જરાપણ થાક વર્ત્તાતો નહિ. કોઇ વખત કાનમાં આંગળીઓ ખોશી સામસામા દૂહા ઝણુકાવતા હતા. તે જાણે કૃષ્ણ, ગોપીઓ અને ગાયોને બોલાવવાને વેણુ વગાડતા હોય તેની નકલ જેવું લાગતું હતું. કોઇ વખત મોઢાથી ડચકારા, પડકારા, રણકારા, વગેરે બોલીને જાણે ઢોરાંની ભાષાથી સમજાવતા હોય એવો ડોળ લાગતો હતો. સાંજ વખતે ઢોરોને હાંકી, ખભે આડી લાકડી રાખી,

૧ ઢોરાંને ચરાવવા જવું તે. * કૌતુકમાળા.

પાછળ પાછળ આનંદભેર આવતા હતા. તેઓનાં *નેશડાં છેટે છેટે હતાં. તેમની વચ્ચે આડી નદી હતી.

એક વખત આખી રાત વરસાદ થયો, તેથી નદીનાળાં ભરાઇ ગયાં, ને કીચડ પણ થઈ ગયો, તેથી સવારમાં ઉઠતાં નાજાને વિચાર થઈ આવ્યો કે, આપણે આજે કયાં ઢોર ચરાવશું? રાત્રે વરસાદ થયો છે. તો કઇ જગો નદીનાળાંની અડચણ વગર ઢોરાંને લઈ જવાય એવી ઠીક હશે? એ બાબત શવદાસને પૂછું તો ખરો? તે શું કહેછે, એવા ઇરાદાથી શવદાસને બોલાવવા લાગ્યો.

નાજો—શવદાસ! હે એએએ!!! આંઇ આવ આંઇ.

શવદાસ—હે એએએ! શું કામ સે શું કામ!!!

નાજો—હે એએએ! આંઇ આવ!!! મારી પાહે.

શવદાસ—અલ્યા, હે એએએ!! કાંઇ કામ બામ કહેતો ખરો.

નાજો—હેએએએ! કામવાળાના દીચરા! હે એએ! આંઇ આવ આંઇઇઇ.

શવદાસે જાણ્યું કે, પોતાનો મિત્ર આટલો આગ્રહ કરીને બોલાવે છે તો જરૂર જવું જોઇએ. કદાપિ કાંઈ મોટે સ્વરેથી ન કહ્યા જેવું જરૂરનું કામજ હોય! આતો વગડો છે તેથી સો જણા આવતા જતા હોય તે સાંભળે, માટે મારે જવું એ ઠીક છે, એમ ધારી કછોટો વાળી લીધો, ને ધાબળો ડાંગપર ભરાવી લીધો. નદીમાં જતાં જતાં પાણી છાતીપુર થઈ ગયું, કપડાં પલળી ગયાં; ફક્ત ધાબળો ડાંગપર ભેરવી અદ્ધર રાખવાથી કોરો રહ્યો. એ રાતે પોતાના મિત્ર પાસે ગયો.

શવદાસ—ભાઈ નાજા! હું કામ સે?

નાજો—કામ વના તે બોલાવ્યો હશે?

શવદાસ—તારે હું કામ સે તે કહી દેને?

નાજો—લે! આવ્યો તો ઘોડે ચડીને હું આવ્યો સું? ઉતાવળો હું થાય સે!! ધીરે ધીરે કહેવાય સે.

શવદાસ—પણ ચટ સરીખો બોલીદેને કે હું કામે મને બોલાવ્યો?

નાજો—મેંતો એટલા હારૂ બોલાવ્યો કે આખી રાત મે' વરહ્યો સે તો હવે "આપણે ક્યાં આહડું?"

શવદાસ—તો બાળા ભૂત! એટલું પૂછવું હતું તો મને અહીં સુધી હું કામ બોલાવ્યો? હું ત્યાં, બેઠા બેઠા કહેત નહિ! આતો મારાં લુગડાં પલળી ગયાં ને ઉતરતાં દુઃખી થયો. તેતો થાત નહિ.

નાજો—ભૂતના ભાઇ! મને હું ખબર કે તું આવો આળસુ થઇ ગીયો હઇશ?

---

* વગડામાં રહેનાર ભરવાડ વિગેરે પોતાનું રહેઠાણ કરે છે તેને નેશડો કહે છે.

આથી શવદાસ પોતાને નાહક ફેરો ખવરાવ્યો તે સારૂ ગુસ્સે થયો પણ ખામોશ પકડી. પછી બંનેએ ઢોરાંને ચરાવા લઈ જવાની જગ્યા મુકરર કરી. છેલ્લે શવદાસ નદી ઉતરી પાછો પોતાને નેશડે આવ્યો.

---

કેટલાક અક્કલહીન માણસો તથા અક્કલ ખરચવાની આળસ કરનારાઓ સામા ધણીને નાહકના આંટા ફેરા અને તસ્દી આપે છે, તેમની મૂર્ખાઇનો ચિતાર આ વાત બતાવી આપે છે.

---

## હીરો ગોઘે જઈ આવ્યો.

*ભાવનગર શેહેરમાં કમળશી કરીને એક મોટો વેપારી હતો. તેને ત્યાં હીરો કરીને એક વાણોતર હતો. હીરાને અને અક્કલને હજારો ગાઉનું છેટું હતું, પણ દયાળુ શેઠે તેનો નિભાવ કરવા રાખ્યો હતો, તેથી તેને પરગામ આગળ પત્ર લઈ જવાનું અથવા તો કોઇ ઉઘરાણી જાય તેની સાથે જવાનું કામ સોંપવામાં આવતું, તોપણ હીરો દરેક વખતે પોતાંની ચાલ કી બતાવવા ચુકતો નહિ.

એક વખત રાત્રે કમળશી શેઠ ગુમાસ્તાસાથે વાત કરતા હતા કે "હીરાને કાલે ઘોઘે મોકલવો છે." તે હીરાના સાંભળવામાં આવ્યું. હીરાને રાત્રે સૂતાં સૂતાં વિચાર થયો કે, શેઠજીનો ઇરાદો મને ઘોઘે મોકલવાનો છે તો શેઠજી કહે અને કામ કરવું તે કરતાં વગર કહ્યે કરૂં ત્યારેજ મારી હોંશિઆરી! મારા બાપ મને રોજ કહેતા હતા કે "કહ્યું કામ તો ઢોર પણ કરે પણ જ્યારે વગર કહ્યે પોતાની સમજણથી કરીએ ત્યારેજ ખરી માણસાઇ." આવો વિચાર કરી પાછલી રાત્રે ચાર વાગે ઉઠી ઘોઘે જઇ સવારમાં આઠ વાગે પાછો આવ્યો. તુરત હરખાતો હરખાતો શેઠ પાસે ગયો, અને જશ લેવાની આશાએ ઉતાવળથી બોલી ઉઠયો કે "શેઠજી, હું હીરો ઘોઘે જઇ આવ્યો." શેઠે કહ્યું, "તું કયારે, શું કામ, કોના કહેવાથી ઘોઘે ગયો હતો?" હીરાએ કહ્યું, "શેઠજી, તમો રાત્રે મને ઘોઘે મોકલવાની વાત કરતા હતા તો આપ કહો અને પછી જાઉં તે કરતાં વગર કહ્યેજ જાઉં તો જશ મળે એ સારૂ ગયો હતો." આથી શેઠ તેની મૂર્ખાઇપર હશી, ફોકટ ફેરો ખાધો તે માટે જશને બદલે જુતીઆં (ઠપકો) આપ્યાં.

---

* કૌતુકમાળા.

આ વાત ફોગટના ફેરા ખાનાર મૂર્ખાઓની અક્કલનો નમુનો બતાવે છે, ને તેવા પ્રસંગમાં આ દૃષ્ટાંત બોલાયછે.

## સબસેં બાંકી લેકીન સરકારકે સિપાઇસેંભી બાંકી હય. ?

*સૂરત જીલ્લામાં એક વાંકી નામની નદી આવેલી છે જે વખત તેમાં પૂર આવે તે વખત ઉતરવાની મહા મુશ્કેલી! નદીનો પાટ ઘણોજ સાંકડો હોઇને કમરપુર પાણીમાં ઉતરતાં પણ વખતે માણસથી તણાઈ જવાય!

એક વખત એક લશ્કરી સિપાઇ કામસર સૂરતથી દમણ જતો હતો. રસ્તામાં એ નદીના હવાલામાં સિપાઇભાઇને આવવું પડયું. ચોમાસાની રૂતુ એટલે નદીમાં પાણીનું પૂર ઉતર્યું કે ચડયું એમ થયા કરતું હતું. મિઆંભાઇની પાસે જે સામાન હતો તેનો એક ગાંસડો બાંધી માથા ઉપર લીધો, ને નદીમાં છાતી પૂર પાણી છે એમ બીજાઓથી જાણી ઉતરવાની તૈયારી કરવા માંડી.

આટલાં પાણીની કાંઈ દરકાર મિઆંભાઇએ કરી નહિ. તેથી કિનારાપરના લોકોએ કહ્યું કે, "મિઆંસાહિબ, એટલું પાણી છે પણ ઉતરાશે નહિ; એમાં વમળ ઘણા થાય છે ને તાણ પણ વધારે છે, તેથી તમોને આરામાંથી પાણી દૂર ખેંચી લઈ જશે. પછી ઉંડાં પાણી આવ્યાં કે નીકળી શકશો નહિ. એનું નામ વાંકી નદી છે ને તેનાથી સૌ વિચારીને ચાલેછે માટે કાલે પાણી ઉતરે, ત્યારે જાજો."

મિઆં કહે છે "છાતીપૂર પાણીસેં કયા હોતા ? ઔર નદીબી કૈસી છોટી હૈ ? હમ ઉસ્કી દરકાર કરતા નહિ. ઉસ્કા નામ બાંકી હોવે તો હોને દો **સબસેં બાંકી લેકીન સરકારકા સિપાઇસેંભી બાંકી હૈ**! બડી ગજબકી બાત! હમ લશ્કરી લોક! એ છોટી નદીસેં ડર જાવે તો કિસ તરેહસેં લડાઇમેં દુશ્મનકું હઠા શકે!"

મિઆંની પતરાજી જોઈ કોઈ વધારે બોલ્યું નહિ. મિઆંએ માથે ગાંસડો લઈ નદીમાં ઝોકાવ્યું. ચાલતાં ચાલતાં વચ્ચોવચ ગયો ત્યાં તાણ વધારે લાગવા માંડયું. ને ડોકી નમી જતાં બચકો નદીમાં પડી ગયો. તે લેવા મિઆં પાછળ પડયો, પણ આરા બહાર નીકળી જવાથી પાણી વધારે થયું ને મિઆં ડૂબી મૂઓ!

---

પાણીની સાથે બાથ ભીડવી નહિ. તેમજ અમલના જોરથી કાંઇપણ સહસા કામ ન કરવું એ હકીકત આ વાત સૂચવે છે.

---

મૂર્ખલોકોના વિચારો કેવા વિચિત્ર અને ઉપહાસપાત્ર હોય છે એ ઉપર-

* કૌતુકમાળા.

ના દાખલાઓથી બતાવવામાં આવ્યું છે. પણ તેઓ મૂર્ખ હોવા છતાં જો કોઈ તેમની ભૂલ જણાવે અથવા તેમને સમજાવવા જાય તો તેઓ એવા દુરાગ્રહી હોય છે કે પોતાની ભૂલ માનતા નથી એટલુંજ નહિ પણ સામા માણસને હલકો પાડવાનોજ યત્ન કરેછે માટે તેવા મૂર્ખ લોકોના સમૂહમાં ડાહ્યા માણસે ચુપ રહેવું એ વધારે સારૂં છે એમ દેખાડવાસારૂ પછી હવે પછી " મૂર્ખસમીપે વિદ્વન્મૌન " અધિકારને લેવામાટે આ અધિકારની વિરતિ કરવામાં આવેછે.

## मूर्खसमीपे विद्वन्मौन-अधिकार.

મૂર્ખોની સભામાં સમય આવ્યા શિવાય વિદ્વાને મૌન રહેવું યોગ્ય છે કારણ જે સ્થળે મૂર્ખોનો કોલાહલ મચી રહ્યો હોય ત્યાં વિદ્વાનનું ભાષણ સંભળાય પણ ક્યાં ! જેમ કાગડાના કીકાટામાં કોયલનું ટવકવું વ્યર્થ છે તેમ વિદ્વાનોએ બોલેલું મૂર્ખોના બોલવામાં વ્યર્થ છે તેથી સમય આવતાં સૂધી મૌન રાખી બેસવામાં વિદ્વાનોની ખામી ગણાતી નથી મૂર્ખો બોલતા હોય ત્યાં પોતાથી શ્રવણ ન કરાય તો ચાલી નિકળવું અથવા મૌન રહેવું પણ મૂર્ખોને બોલતાં બંધ રાખવા જતાં તેને ન સમજાવી શકતાં પોતાને પણ તેમની પંક્તિમાં ગણાવું પડે છે, માટે સર્વથા મૌન શ્રેષ્ઠ છે ઇત્યાદિ સમજાવા આ અધિકારનો આરંભ છે.

મૂર્ખોની સભામાં વિદ્વાને મૌન રહેવું.

**अनुष्टुप्.**

युक्तमेव कृतं मौनं, काले प्रावृषि कोकिलैः ।
वक्तारो दर्दुरा यत्र, तत्र नष्टं सुभाषितैः ॥ १ ॥ (सु. मु.)

વર્ષાઋતુમાં ( ચોમાસામાં ) કોયલ મૌન રાખે છે તે યોગ્ય છે. કારણ કે જેમાં દેડકાં બોલનારાં છે તેમાં સુભાષાવાળાએ બોલવું નષ્ટ ( વ્યર્થ ) છે માટે જે જગ્યોમાં મૂર્ખોનો સમાજ હોય ત્યાં વિદ્વાનોએ મુંગા રહેવુંજ ઉચિત છે. ૧

તથા--

**आर्या.**

अपसरणमेव शरणं, मौनं वा तत्र राजहंसस्य ।
कटु रटति निकटवर्ती, वाचाटष्टिट्टिभो यत्र ॥ २ ॥ (सु. र. भां.)

જે જગ્યાએ સામે બેઠેલા બહુ બોલકા ટિટોડા કડવું બોલે છે ત્યાં રાજહંસે મૌન રાખવું અથવા ત્યાંથી ચાલી નિકળવું સારૂં છે.

તેમ રાજમાન્ય પુરૂષે જ્યાં વાતુડા સામો બેઠો અપ્રિય બોલતો હોય ત્યાં કાંતો મૌન બેઠું રહેવું અથવા ચાલી નિકળવુંજ ઠીક છે. ૨

વળી—

उपजाति.

कोलाहले काककुलस्य जाते, विराजते कोकिलकूजितं किम्।
परस्परं संवदतां खलानां, मौनं विधेयं सततं सुधीभिः ॥ ३ ॥ (सु.र.भां.)

જ્યાં કાગડાઓનો કોલાહલ મચી રહ્યો હોય ત્યાં શું કોયલનો શબ્દ શોભે? માટે જે ઠેકાણે મૂર્ખો પરસ્પર વાદ કરતા હોય ત્યાં ડાહ્યા માણસે સદા શાંત રહેવું. ૩

## મૌનથી વિદ્વાનના ગુણમાં ખામી ગણાતી નથી.

शिखरिणी.

अमुष्मिन्नुद्याने विहगखल एष प्रतिकलं
विलोलः काकोलः क्वणति किल यावत्पटुतरम्।
सखे तावत्कीर दृढय हृदि वाचंयमकलाम्
न मौनेन न्यूनीभवति गुणभाजां गुणगणः ॥ ४ ॥ (शा.प.)

કોઇની પાસે પોપટને ઉદ્દેશીને વિદ્વાનપ્રત્યે અન્યોક્તિ છે.

હે મિત્ર પોપટ! જ્યાંસુધી આ બગીચામાં પક્ષીઓમાં ધુતારો ચપલ આ કાગડો બહુજ ચપલપણે મિષ્ટતાવગરનું બોલે છે ત્યાંસુધી તારા હૃદયમાં મૌનકળાને મજબૂત કર. કારણ કે ગુણવાનનો ગુણસમૂહ મૌનથી કંઈ ન્યૂન થતો નથી. જ્યાં વચનોની પરીક્ષા ન હોય અથવા જ્યાં અનાદર કે ઉપહાસ થવા સંભવ હોય ત્યાં વચનનો ઉચ્ચાર કરવો નહિ. એ વિદ્વાનો કે જેઓ માનપાત્ર છે તેઓને માટે વાજબી છે. ૪

## ગધેડાના બોલવા તરફ ઘોડાની ઉપેક્ષા.

स्रग्धरा.

वक्रेवल्गप्रकर्षः समरभुवि तव प्राणरक्षापि दैवा–
त्त्वत्सं[illegible]रो न चास्ते नहि भवति तथा भारवाहो नितान्तम्
इत्युक्तोऽश्वः खरेण प्रहसितवद[illegible] मूक एवावतस्थे
तस्मा[illegible] म[illegible]न्तोऽधमजनविषये मौनमेवाश्रयन्ते ॥५॥ (सु. र. भां.)

એક ગધેડા ઘોડાને કહે છે કે તારે હમેશાં ભાર વહન કરવો પડતો નથી, પણ તારા મુખમાં લગામનું આકર્ષ રહે છે. કોઈ વખતે રણસંગ્રામમાં તારાં પ્રાણ પણ દૈવયોગેજ બચે છે. વળી સ્વેચ્છા મુજબ હરવું ફરવું તને થતું નથી, વિગેરે કહ્યા છતાં પણ ઘોડો હસતું મોઢું રાખીને મૌન રહ્યો, માટે જેઓ જાતિવંત છે તેઓ નીચ લોકોના વચનથી મૌનજ રહે છે (અને તેજ નીચને જીતવાનું શસ્ત્ર છે.) ૫

## મૂર્ખ વિદ્વાનને પણ ભીણ કહેવરાવે છે.

### शार्दूलविक्रीडित.

मूर्खज्ञो पथि गच्छतः कुसुमितं ताभ्यां पलाशद्रुमं,<br>
दृष्ट्वा वक्ति हि पाटलं जडमतिर्भो मूर्ख नो पाटलः ।<br>
वादं तौ कुरुतो जडेन सुकविर्यष्ट्यादिभिस्ताडितो,<br>
यष्ट्या मुष्टिवशाद्विमुञ्च जड हे भो पाटलः पाटलः॥६॥ (दृ. श. जै.)

એક રસ્તાને વિષે મૂર્ખ અને પંડિત બન્ને જણ ચાલ્યા જાય છે તેઓએ ફુલવાળું ખાખરાનું વૃક્ષ જોયું એટલે મૂર્ખ બોલવા લાગ્યો કે આ વૃક્ષ પાટલનું છે ત્યારે પંડિત બોલ્યો કે હે મૂર્ખ! એ પાટલ નથી પણ ખાખરાનું વૃક્ષ છે. આમ પરસ્પર વાગ્યુદ્ધ ચાલ્યું. છેવટે મૂર્ખે લાકડી અને મુંઠીના પ્રહારથી પંડિતની પૂજા કરી એટલે તે પ્રહારથી પંડિત મૂર્ખને કહે છે કે અરે મૂર્ખ! મને છોડીદે એ ખાખરો નથી પણ ભાઈ! પાટલ છે પાટલ છે. ૬

## મૂર્ખની સામે વાદવિવાદ કરવાથી દૂર રહેવું.

### દોહા.

*ગણે નહિ ગંભીર જન, દુર્જનતણા અવાજ;<br>
શ્વાન ભસે સો સામટાં, ગણે નહિ ગજરાજ. ૭<br>
ઉઘાડવો સંડાસ તો, ઢાંકો નાક નિદાન;<br>
જો છંછેડો નીચને, કરો બંધ નિજ કાન. ૮

### મનહર.

દેખવા પરાયા દોષ ચક્ષુ જો ચંચળ થાય, અંચળ તો આપણીજ આંખ આડું ધરીએ;<br>
મિથ્યા મુખ સ્વાદ માટે કરે જો વિવાદ કોઇ, રાખીએ વદન બંધ વેણુ ન ઉચરીએ;

* દલપતકાવ્ય.

સમજી વિચારી કદી સંડાસ ઉઘાડીએ ન, જો ઉઘાડીએ તો નાક બંધ કરી ફરીએ;
કહે દલપત્તરામ જો કદાપિ કોઈ ઠામ, ખળ મુખ બોલે ત્યારે કાન બંધ કરીએ. ૯
માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે, નગરીના લોક છેક નબળા નરમ છે;
હું તો ભસું સર્વને મને ભશી ન શકે કોઈ, કેવું મોટું મારૂં ચોખું બઢતું કરમ છે;
ત્યારે તેને તેજ ઠામ કહે દલપત્તરામ, ખોટો એવો મોટો તારા મનમાં મરમ છે;
ભસવાનો ભાઈ તેતો તારોજ ધરમ ધાર, સજ્જનને ભસવાની અતિશે શરમ છે. ૧૦

મૂર્ખ લોકોની વાતો તથા તકરારો ઢંગધડા વગરની હોય છે, કોઈ ડાહ્યો માણસ તેનો યોગ્ય જવાબ આપે તેનાપર તેઓ ધ્યાન દેતા નથી તેઓ કદાચ ધ્યાન દેછે તોપણ તેનું રહસ્ય સમજવાની તેઓનામાં શક્તિ હોતી નથી તેઓ પોતાનોજ કક્કો ખરો હોવાનુંજ કૂટયા કરે છે અને પદ્ધતિસર વાત કરનાર ડાહ્યા માણસનું માથું પકવે છે. માટે તેવા મૂર્ખોના સમાગમમાં કોઈ કારણ-સર આવી જવાયું તે વખત ડાહ્યા માણસે મુંગા રહેવું એજ ઉત્તમ છે.

બનતાંસુધી મૂર્ખ લોકોના સમાગમમાં ન આવવાની સંભાળ રાખવી એજ વધારે ઉત્તમ છે રાજા ભર્તૃહરિ એમજ કહે છે કે પશુઓની સાથે જંગલમાં ભટકવું પડે તો તે કબુલ કરવું પણ સ્વર્ગ જેવા સ્થાનમાં પણ મૂર્ખનો સમા-ગમ કરવાથી દૂર રહેવું.

આ દશમ પરિચ્છેદમાં આવા પ્રકારના પણ અધિકારો લઈને દેખાડવામાં આવ્યું કે બુદ્ધિહીન લોકો દુનિયામાં નિંદાને પાત્ર થાય છે અને તેઓ પોતાનું કંઈપણ હિત સાધી શકતા નથી ધર્માચરણ અને આત્મવિચાર કરવાનો રસ્તો તેઓને માટે ખુલ્લો કયાંથીજ હોય ? કારણ કે તેઓની બુદ્ધિ કુંઠિત હોય છે માટે બુદ્ધિ કેવા કેવા પ્રયત્નોથી ખૂલે તેવા પ્રયત્નોનું તથા બુદ્ધિ શ્રેષ્ઠ હોય છતાં શરીર રોગગ્રસ્ત હોય તો બુદ્ધિને વ્યગ્રતારૂપી પિશાચી વળગી તેનો રસ-કસ ચુસી જાય છે માટે આરોગ્ય પણ જાળવવું જેથી બુદ્ધિ સ્વસ્થ રહે અને આત્મહિત સધાય તે સમજાવાને હવે પછીના પરિચ્છેદમાં યથાશક્તિ પ્રયત્ન કરવાનું ધારી આ અધિકારની સાથે આ પરિચ્છેદની પણ સમાપ્તિ કરવામાં આવે છે અને આ ગ્રંથના વાંચનારાઓને માટે ઇચ્છવામાં આવે છે કે તેઓ સુબુદ્ધિવાળા અને સુપ્રયત્નશીલ બની સમગ્ર સંસારનું તથા પોતાનું પણ કલ્યાણ થાય તેવી પ્રવૃત્તિમાં પરાયણ રહી પરિણામે નિવૃત્તિનું શાશ્વત સુખ ભોગવે. તથાસ્તુ.

## ॥ ग्रन्थं संग्रहिता ॥

गीति.

दशमपरिच्छेदोऽयं विनयविजयमुनिवरप्रणीतेऽस्मिन् ।
ग्रन्थे समाप्तिमगमत्करोतु शं सर्वदा सतां गुणिनाम् ॥

શ્રીવિનયવિજય મુનિવરે કરેલા આ ગ્રંથમાં આ દશમો પરિચ્છેદ સમાપ્ત થયો તે સર્વ ગુણવાન સજ્જનોને સુખ કરનાર થાઓ.

## दशम परिच्छेद परिपूर्ण.

# एकादश परिच्छेद.

દશમ પરિચ્છેદમાં લીધેલા અધિકારોનું મનન કરનાર મનુષ્યને નીચત્વ તથા મૂર્ખત્વ વગેરેપર તિરસ્કાર ઉત્પન્ન થઈ ઉત્તમતા વિદ્વત્તા વગેરે તરફ માનવૃત્તિ પેદા થાય એ સ્વાભાવિક છે. મનુષ્યે પોતાનું મનુષ્યત્વ શોભાવવાને ઉત્તમ થવું જોઇએ અને તેને ઉપયોગી બનાવવાને વિદ્વાન થવું જોઇએ. સારા ગુણો મેળવવા અને વિદ્યાનો આદર કરવો તથા ગુણની પરીક્ષા થાય તે માટે અને વિદ્યાનું સહેલાઇથી સંપાદન થઈ શકે તે માટે વિવિધ પ્રયત્નોથી બુદ્ધિને કેળવવી જોઇએ. બુઠ્ઠી ધારવાળાં હથિયારથી એક નાનું સરખું દાતણ પણ કાપી શકાતું નથી પણ તેજ હથિયારને સજવામાં આવે તો તેનાથી લોઢાની છડી પણ કપાઇ જાય છે તેવી રીતે કેળવણી વગરની બુદ્ધિ સાદી વાત સમજવામાં પણ પાછી પડી જાય છે અને કેળવાયેલી બુદ્ધિ સૂક્ષ્મ શાસ્ત્રીય વિષયોમાં પણ આરપાર જાય છે તો પછી વ્યાવહારિક વિષયોના તત્વને હસ્તગત કરવામાં તે સહેલાઈથી ફત્તેહ મેળવતી રહે તેમાંતો નવાઇજ શું? એટલામાટે બુદ્ધિને કેળવવાના વિષયોમાં શ્રમ લેવો આવશ્યક છે તથા શરીરની અસ્વસ્થ દશામાં કેળવાયેલી બુદ્ધિપર પણ વ્યગ્રતાનું આવરણ આવે છે માટે શરીરની સ્વસ્થતા જાળવવામાં બેદરકાર ન રહેતાં પ્રયત્નશીલ રહેવું એ પણ જરૂરનું છે વગેરે હકીકતો સમજાવવા માટે આ ૧૧ મા પરિચ્છેદનો આરંભ છે.

## प्रहेलिका–अधिकार.

મનુષ્યોની બુદ્ધિની ચાતુરી–કેટલીક અસંભવિત જેવી જણાતી, પણ ખરી માર્મિક વાતોથી બહુ સારૂં કામ કરી શકે છે, વળી તે વિચારશક્તિને વધારેછે તેમજ પ્રહેલિકાની કવિતાઓ સમજવાથી મનને વિનોદ થાયઃછે તેની સાથે

ગૂઢ અભિપ્રાયો શોધી કહાડવાનું અને સમજવાનું સામર્થ્ય વધે છે, જે સામર્થ્ય ગૂઢ અભિપ્રાયવાળા તત્વ વિષયોનું રહસ્ય તેમાં ઉંડા ઉતરીને બરાબર સમજવામાં પણ રસ્તો ખુલ્લો કરે છે. આવાં દૃષ્ટાન્તો જેમને ભાષામાં વ્રત ( વરત ) કહેવામાં આવે છે તેનાથી આશ્ચર્યજનક ચમત્કારિક કથનશક્તિ પણ વધે છે વગેરે જણાવવાને આ અધિકારનો આરંભ થાય છે.

## ભ્રાંતિ ઉત્પાદક રચના,

### अनुष्टुप् (१ थी २)

अपदो दूरगामी च, साक्षरो न च पण्डितः ।
अमुखः स्फुटवक्ता च, यो जानाति स पण्डितः ॥१॥ } ( शा. प. )

પગ વિનાનો છે પણ દૂર જનારો છે, સાક્ષર (અક્ષરવાળો) છે પણ પંડિત નથી. મુખવગરનો છે પણ ચોખ્ખું બોલનાર છે. આમાં તમામરીતે વિરોધાભાસ થાય તેવું છે પણ તેમ નથી આ સમસ્યા છે અને તેનો પ્રત્યુત્તર–પત્ર ( કાગળ ) થાય છે. ૧

## કાગડાનો કોલાહલ.

तिमिरारिस्तमो हन्ति, चिन्ताचकितमानसाः ।
वयं काका वयं काका, वदन्ति वायसा इति ॥ २ ॥ } ( कस्यापि. )

સૂર્ય અંધારાને હણે છે એવી ચિન્તાથી આકુલ વ્યાકુલ મનવાળા કાગડાઓ અમો કાકા ( કાગડા ) અમો કાકા ( કાગડા ) છીયે આમ બોલે છે અર્થાત્ સૂર્યનો ઉદય થાય તેથી અંધારૂં હણાય છે માટે કાગડાઓને ભય લાગ્યો કે આપણે પણ કાળા અંધારાજેવા છીયે માટે ક્યાંક આપણને પણ હણી નાખશે તો? આવી શંકાથી પ્રાતઃકાળમાં સૂર્યના ઉદયના સમયમાં કાકા કાકા શબ્દ બોલીને અમોતો કાગડા છીયે અંધારૂં નથી આમ તેઓ સૂચવે છે. ૨

## શ્રી પાર્શ્વનાથસ્વામી.

### आर्या ( ३ थी ४ )

अड मुह नयणा सोलस, पनरस जीहाउ चलणजुअलंच ।
दुन्निजिअ दुन्नि करयल, नमाम्यहं एरिसंदेवम् ॥ ३ ॥ } (रु. च.)

સોળ નયનવાળા, પંદર જીભવાળા, બે પગવાળા, બે જીવવાળા અને બે હાથવાળા એવા દેવને હું નમુંછું ( અર્થાત્ પાર્શ્વનાથ ).

ખુલાસો—શ્રી પાર્શ્વનાથસ્વામીના શરીર ઉપર સાત ફણવાળો સર્પ છે. તે સહિત ભગવાનનું આ વર્ણન છે. સાત ફણા હોવાથી ચૌદ નેત્ર સર્પનાં અને

બે નેત્ર ભગવાનનાં એમ સોળ નેત્રો, સર્પની એક એક ફણામાં બબે જીભ હોય તેથી સર્પની ચૌદ જીભ અને એક જીભ ભગવાનની એમ કુલ પંદર જીભ, બે પગ અને બે હાથ તે માત્ર ભગવાનનાજ. સર્પને તે હોય નહિ. અને બન્નેના મળીને બે જીવ. આ પ્રમાણે વિશિષ્ટ સ્વરૂપનું વર્ણન કરી તે શ્રી પાર્શ્વનાથસ્વામીને નમન કરેલું છે જે વર્ણન સમજાયા પછી ભક્તજનોનાં અંતઃકરણમાં વિશેષ ભક્તિભાવ અને અલૌકિક આનંદ ઉત્પન્ન કરે છે. ૩

## સ્વપ્ન.

उप्पणविमणनाणो, लोयालोयप्पयासदक्खोवि ।
जक्केवली न पासइ, तंदिट्ठं अज्जराईए ॥ ४ ॥ (कु. च.)

શુદ્ધ જ્ઞાનવાળા, લોક અને અલોક જોવામાં સમર્થ એવા જે કેવલી જેને જોઈ શકતા નથી તેને મેં આજ રાત્રિમાં જોયું, (અર્થાત્ મેં સ્વપ્ન જોયું.)

ખુલાસો—ચાર પ્રકારનાં ઘાતી અને ચાર પ્રકારનાં અઘાતી એવાં આઠ પ્રકારનાં કર્મો દરેક જીવને હોય છે જ્યારે ઘાતીકર્મનો ક્ષય થાય ત્યારે જીવ કેવલી બને છે. અને ઘાતીકર્મમાં બીજું કર્મ જે દર્શનાવરણીય છે તેનો જ્યારે ઘાત થાય છે ત્યારે કેવલીને નિદ્રા હોતી નથી કારણ કે નિદ્રા દર્શનાવરણીય કર્મનો ભેદ છે તેથી કેવલીને સ્વપ્નું હોઇ શકે નહિ. ૪

## નાળીએરની સમસ્યા.

उपजाति. (५–६)

वृक्षाग्रवासी न च पक्षिराजस्त्रिनेत्रधारी न च शूलपाणिः ।
त्वग्वस्त्रधारी न च सिद्धयोगी जलं च बिभ्रन्न घटो न मेघः ॥५॥ (सु. र. भां.)

ઝાડના અગ્ર ભાગ ઉપર નિવાસ કરનાર છતાં પક્ષીરાજ (ગરૂડ કે ઉત્તમ પક્ષી) નથી, ત્રણ નેત્ર છતાં શંકર નથી, છાલરૂપી વસ્ત્રને ધારણ કર્યા છતાં સિદ્ધયોગી નથી, જળને ધારણ કર્યા છતાં ઘડો કહેવાતો નથી તેમ વાદળું પણ કહેવાતું નથી. એટલે તેનો જવાબ નાળિયેર. ૫

## આંબા (કેરી) ની સમસ્યા.

वृक्षाग्रवासी न च पक्षिजातिस्तृणं च शय्या न च राजयोगी ।
सुवर्णकायो न च हेमधातुः पुंसश्च नाम्ना न च राजपुत्रः ॥६॥ (सु. र. भां.)

ઝાડના અગ્રભાગ ઉપર રહેનાર છતાં ઉત્તમ પક્ષીજાતિ નથી, ઘાસની પથારી

ઉપર શયન કર્યા છતાં રાજયોગી નથી, સુવર્ણ જેવી પીળી કાંતિ છતાં સુવર્ણ નથી અને નરજાતિ છતાં રાજપુત્ર નથી. પણ " આંબો " છે. ૬

## વૃષભની સમસ્યા.

### इन्द्रवज्रा.

चक्री त्रिशूली न हरो न विष्णुर्महान्बलिष्ठो न च भीमसेनः।
स्वच्छन्दचारी नृपतिर्न योगी सीतावियोगी न च रामचन्द्रः ॥७॥ (सु. र. भां.)

ચક્ર ધારણ કર્યા છતાં વિષ્ણુ નથી, ત્રિશૂળ ધારણ કર્યા છતાં શંકર નથી, મહા બલિષ્ઠ છતાં ભીમસેન નથી, સ્વેચ્છાચારી છતાં રાજા કે યોગી નથી સીતા ( કોશ ) નો વિયોગ છતાં રામચંદ્રજી નથી એટલે આનો જવાબ આંકેલ વૃષભ ( ખુંટ ) છે. ૭

---

## અનેકાર્થ શબ્દથી થતો ચમત્કાર.

### દોહો.

હરિઆવ્યો, હરિ ઉપન્યો, હરિપુંઠે હરિધાય;
હરિગયો ઝટ હરિ વિષે, હરિ બેઠો વા ખાય. ૮ કસ્યાપિ.

( હરિ ) વરસાદ આવવાથી ( હરિ ) દેડકો ઉત્પન્ન થયો અને ( હરિ ) સર્પ ( હરિ ) દેડકાની પાછળ દોડયો ( હરિ ) દેડકો ઝટ ( હરિ ) પાણીમાં પેશી ગયો એટલે ( હરિ ) સર્પ દેડકાની ગેરહાજરીમાં વાયુભક્ષણ કરવા લાગ્યો. અર્થાત્ સ્થળચર સર્પો પાણીમાં રહી શકતા નથી તેથી દેડકો બચ્યો અને સર્પ ફાંફાં મારીને પાછો વળ્યો. ૮

## બન્ને બાજુથી શણગાર,*

### સવૈયો.

વાહરે વાહ રસાળિ મહીજ, જહીં મળિ સાર હવારે હવા
વાસ વસે જહિ ચાહિતપીક, કપિ તહિ ચાહીજશે વસવા;
વાદ કરે હજિ તાગ નહીંજ, જહીં નગ તાજિ હરેક દવા;
વાજબિ તાશિર યાર કહીશ, સહી કર યાર શિતાબી જવા. ૯ (દલપત.)

---

* આ સવૈયો સંસ્કૃત કાલિદાસ કવિ જેવાની કવિતાની સાથે ટકે તેવો છે એટલે આનાં ચારે ચરણો અવળાં વાંચવાથી તેનાતેજ શબ્દો આવે છે એ કવિની ઊંચી શક્તિનું ભાન બતાવે છે. વળી તેમાં આબુના પર્વતની જમીન, હવા, ત્યાંનાં જાનવરો તથા ત્યાંની વનસ્પતિ વિગેરેને વખાણી, ત્યાં જવા માટે કવિએ ભળામણ કરી એક સામાન્ય બખાણને અમરપટો આપ્યો છે એ ખુબી છે.

પ્રહેલિકા એટલે બાળકો જે ઉખાણા કહે છે તે સમજવાં. આવી પ્રહેલિકાથી તર્કશક્તિ વધે છે તેમજ કવિ કે શ્રોતાઓને આનંદ ઉપજે છે. પ્રહેલિકા સમજવામાટે વધારે શબ્દજ્ઞાનની જરૂર છે. આપણા દેશમાં એવી પ્રહેલિકા અરસપરસ પુછવાનો વધારે પ્રચાર હતો, એટલુંજ નહિ પણ લગ્નવખતે વરકન્યા પણ એવી સમસ્યાના શ્લોકો પરસ્પર પુછતાં હતાં. તર્કશક્તિને ખિલવવાનો તે એક સરલ રસ્તો છે. આ પ્રહેલિકા એ અર્થકૂટ છે તેથી તેની સાથે સંબંધ ધરાવતો શબ્દકૂટ અધિકાર લેવા આ અધિકાર અત્રેજ પૂર્ણ કર્યો છે.

# શબ્દકૂટ—અધિકાર.

જે કવિતાનો અર્થ સરલતાથી ન સમજાય એટલે ગુંચવાડાભરેલો હોય તે કૂટ કવિતા અથવા શ્લોક કહેવાય છે. એનો અર્થ પંડિતો પણ બહુધા મુશ્કેલીએ કરી શકે છે અથવા કોઈવાર તો તેનો કર્ત્તા પોતેજ જો ખરો અર્થ કહે છે ત્યારેજ સમજાય છે. આવા કાવ્યમાં કવિઓ ઉપરટપકે જોતાં માણસને ભૂલાવામાં નાખે એવા અર્થવાળા શબ્દો તથા ઐતિહાસિક અને પૌરાણિક પ્રસિદ્ધ કથાઓ ગોઠવે છે એટલુંજ નહિ પણ કેટલેક ઠેકાણે સાદી વાત કહેલી હોય પણ તેને બદલે લાંબીકરીને ગુંચવાડો ઉભો કરે છે જેમ કે બીલાડી ઉંદર પકડીને ઘરમાં દોડે છે એટલી કહેવી હોય તેને બદલે નીચલા બે દોહરા બોલે છે.

> વૃષભ વિધાતા થાય તે, વિષ્ણુ ગાય થઈ ધાય;
> દાનવ સુધાપતિ ઘરે, પય પીવાને જાય.　　　૧
> તેના અરિના પુત્રનું, વેગી વાહન જેહ;
> તેની ગળચી દાબતી, બીલ્લી દોડે ગેહ.　　　૨

સ્પષ્ટાર્થ—દાનવ ( દૈત્ય ) ની સુધા ( અમૃત ) તેનો અધિપતિ મયદાનવ તેને ઘેર વિધાતા ( બ્રહ્મા ) વૃષભ ( વાછડા ) બનીને અને વિષ્ણુ ગાય બનીને પય ( અમૃત ) પીવાને જાય છે. આ કથા ભાગવતના સપ્તમ સ્કંધના ૧૧ મા અધ્યાયમાં પ્રસિદ્ધ છે તે મય દાનવના અરિ (શત્રુ) શંકર તેનો પુત્ર ગણપતિ, તેનું વેગવાળું વાહન ઉંદર તેની ગળચી દાબીને બીલાડી ઘરમાં દોડે છે.

આથી જણાશે કે કૂટ એ " ખોદવો ડુંગર અને કાઢવો ઉંદર " એવી ઘણી મહેનતે થોડા સાર શોધતાં તર્કશક્તિ અને સ્મરણશક્તિ ખીલે છે તથા બહુશ્રુતપણું પમાય છે.

## ગુણમાં દોષારોપણ.

अनुष्टुप् ( १-२ )

किं कुर्मः कस्य वा ब्रूमो मोहस्य गतिरीदृशी ।
दुषेर्धातोरिवास्माकं. दोषनिष्पत्तये गुणः ॥ १ ॥ (क. सु.)

શું કરીયે અને કોની આગળ કહીયે? મોહની આવી ગતિ છે કે જે ગુણ કરીયે તે પણ દુષ્ધાતુના ગુણની માફક દોષ થાય છે. દુષ્ ધાતુ છે તેમાં ગુણ કરીયે એટલે ઉનો ઓ થવાથી દુષને ઠેકાણે દોષ થાય તેમજ અમારો કરેલો ગુણ ( ઉપકાર ) પણ દોષરૂપ થઈ પડયો. ૧*

## સુલભ વસ્તુતરફ અણગમો.

सुवृत्तोऽप्येक एवार्च्यो, लघुतापि तयोर्द्वयोः ।
वर्णेष्वेकः शिरस्योऽभूत्, बिन्दुस्तद्युगमग्रगम् ॥ २ ॥ (सू. मु.)

દરેક વર્ણમાં ( જાતિમાં ) સુવૃત્ત ( સદાચારવાળો-ગુણવાન ) એક હોય તોજ પૂજાય ( મનાય ) તે બે થાય તોપણ તેમની ( ગુણવાનોની ) હલકાઈ થાય છે ( કિંમત ઘટી જાય છે ). તો પછી ઝાઝા થાય ને તેમ બને તેમાં તો શું કહેવું? જેમ વર્ણમાં ( અક્ષરોમાં ) સુવૃત્ત ( સારી રીતે ગોળ ) બિન્દુ ( અનુસ્વાર-મીંડું ) એક હતું ત્યાં સુધી સૌની માથે હતું ( ચડતું ) અને જો બે મીંડાં થયાં તો તુરત તે વિસર્ગ થઇને આગળ આવે છે અને જો તેથી ઝાઝાં થયાં તો પછી તે નકામાં ગણાય છે. ૨

આવાં શબ્દકૂટનો ફુરસદ વખતે ઉપયોગ કરવાથી બુદ્ધિ ખીલી શકે અને વિશેષ અભ્યાસથી પંડિતની પંક્તિમાં ગણાય તેમાં આશ્ચર્ય નથી. હવે તેની અત્રેજ સમાપ્તિ કરતાં વળી પણ તેનેજ લગતો કર્તૃકર્મ અને ક્રિયાદિ ગુપ્ત અધિકાર અહીં લેવો ઉચિત ધારેલ છે.

---

* આ દૃષ્ટાંત શ્રી મહાવીરસ્વામીના જન્મનું છે કે જ્યારે તે પોતાની માતાના ઉદરમાં હતા ત્યારેજ તેમને વિચાર થયો કે જો હું હાલીશ ચાલીશ તો માતાને દુઃખ થાશે તેથી સ્થિર થઈ રહેવું તે સારૂં છે આમધારી સ્થિર થઈ ગયા ત્યારે તેમનાં માતુશ્રીને ઉલટો ખેદ થયો કે આ ગર્ભ તે શું ગળી ગયો અથવા છોડ થઇ ગયો હશે શું? આવા વિચારથી મહા શોકાકુલ બની ગયાં માટેજ કહેવું પડયું કે મોહની કેવી ગતિ છે કે જે સુખને માટે કર્યું તેપણ દુઃખ મનાય છે અને ગુણ દોષરૂપ થાય છે.

# कर्तृकर्मक्रियादिगुप्ताधिकार.

આ અધિકારના શ્લોકોનો પણ અર્થ વાંચ્યાવિના તેમાંથી કર્ત્તા-કર્મ તથા ક્રિયા વગેરે ગોતવાં બહુ કઠણ પડે તેમ છે અને તેથી તેમાં બુદ્ધિનો વધારે ઉપયોગ કરવો પડે એ સ્વાભાવિક છે. વ્યાકરણ ભણેલાને તો આવા શ્લોકો તેના અર્થ વાંચ્યા વિનાજ શિખવાનો મહાવરો રાખવાથી ઘણો ફાયદો થવા સંભવ છે. આ પણ એક વિદ્વાનોને વિનોદકારક અધિકાર હોવાથી અત્રે તેને સ્થાન આપ્યું છે જેથી તે સુજ્ઞજનોને આનંદકારી થશે.

### એકથી આઠ સુધિના આ શ્લોકોમાં કર્ત્તા ગુપ્ત છે.

अनुष्टुप्. १ थी ६

गौरीनखरसादृश्यश्रद्धया शशिनं दधौ ।
इहैव गोप्यते कर्ता वर्षेणापि न लभ्यते ॥ १ ॥ (सु. र. भां.)

ઉમાના નખની સમાનતાની શ્રદ્ધાથી ચંદ્રને ધારણ કર્યો. અહીં કર્ત્તા ગુપ્ત છે. એક વરસ સુધી ( શોધે ) તોપણ જડે નહિ.

સ્પષ્ટીકરણ—ઉત્તરાર્દ્ધમાં इहैव છે તેમાં इहा અને एव એ પ્રમાણે પદ મળે છે. इ એટલે કામદેવ તેને हा એટલે હણનાર એવા જે શંકર તે અહીં કર્ત્તા છે. ૧

अन्नवस्त्रसुवर्णानि रत्नानि विविधानि च ।
ब्राह्मणेभ्यो नदीतीरे ददाति व्रज सत्वरम् ॥ २ ॥ (सु. र. भां.)

( હે ભાઈ ! ) અન્ન, વસ્ત્ર, સુવર્ણ અને અનેક પ્રકારનાં રત્નો નદીના કાંઠા ઉપર બ્રાહ્મણોને આપે છે માટે જલદી તું જા.

સ્પષ્ટીકરણ—આ શ્લોકમાં ब्राह्मण અને इभ्यः એમ બે શબ્દો જુદા પાડવાથી इभ्यः એટલે ધનાઢ્ય કર્ત્તા નીકળે છે. એટલે હે બ્રાહ્મણ ! કોઈ એક ધનિક નદીકાંઠે અન્ન, વસ્ત્ર વિગેરે આપેછે. માટે તરત જા એવો અર્થ થાયછે. ૨

राक्षसेभ्यः सुतां हृत्वा, जनकस्य पुरीं ययौ ।
[illegible] मर्यादा [illegible] ॥ ३ ॥ (सु. र. भां.)

રાક્ષસો પાસેથી પુત્રી હરિને જનકની પુરીમાં ગયો. અહીં કર્તાપદ ગુપ્ત છે તેને શોધવામાટે દશ વર્ષનો અવકાશ છે.

સ્પષ્ટીકરણ—राक्षसेभ्यः એમાં બે પદ છે. राक्षसानां इभ्यः (રાક્ષસોનો સ્વામી ) રાવણ જનકની પુત્રી સીતાને હરીને લંકામાં ગયો. ૩

श्यामौ तव स्तनावेतौ पिबन्ति सततं मुदा ।
अत्रे कर्तृपदं गुप्तं, मर्यादा दशवार्षिकी ॥ ४ ॥ (सु. र. भां.)

તેઓ હમેશાં હર્ષથી આ તારા કાળા બે સ્તનને પીએ છે અહીં કર્તા પદ ગુપ્ત રહેલ છે તેને શોધવાની મર્યાદા દશ વર્ષની છે.

સ્પષ્ટીકરણ—श्यामौतवः ( કાળા રંગના બીલાડા ) એ શબ્દ અહીં કર્તા છે એટલે તે બિલાડાં આનંદથી પોતાની માતાના બે સ્તનનું પાન કરેછે. ૪

व्यपवासाः पञ्चशिरा, यरिर्वीनारिभूषणः ।
अ[illegible] क्रियादुर्वः श[illegible]लायनवीक्षणः ५ ॥ (सु. र. भां.)

વસ્ત્ર વગરનાં એટલે દિગંબર, પાંચ મસ્તકવાળા, યરિ એટલે કામદેવના શત્રુ वीनारीभूषण પક્ષીઓના સ્વામી ગરૂડના શત્રુ સર્પોરૂપી આભૂષણોવાળા, અસિતુલ્ય રોમવાળા અને ચંદ્ર સૂર્યરૂપ નેત્રોવાળાં उ એટલે મહાદેવજી તમારૂં કલ્યાણ કરો.

સ્પષ્ટીકરણ—આ શ્લોકમાં यरि, वीनारिभूषण એ બે વિશેષણો મુશ્કેલીથી ધ્યાનમાં આવે તેમ છે क्रियादुर्वः એમાં પદચ્છેદ કરવા જતાં પ્રમાદ થાય તેવું છે. જેમકે क्रियात्—उः અને वः એમ ત્રણ પદો એની અંદર છે તે સમજાય ત્યારે અર્થ કરવો સહેલ પડે છે. આ ઉદાહરણ પણ કર્તૃગુપ્તનુંજ છે. ૫

व्यामोहं तव भिन्दन्तु छिन्दन्तु दुरितानि च ।
कर्तृगुप्तमिमं श्लोकं, ये जानन्ति विचक्षणाः ॥ ६ ॥ (सु. र. भां.)

તારા પુષ્કળ મોહનો નાશ કરો, અને પાપોને છેદી નાખો. આ શ્લોકમાં કર્તા ગુપ્ત રીતે રહેલ છે તેને જેઓ જાણે તે વિચક્ષણ ગણાય.

સ્પષ્ટીકરણ—આમાં ( व्याः ) એ કર્તા છે. उ મહાદેવ, इ બ્રહ્મા અને अ વિષ્ણુ એ ત્રણે પદોનો સમાસ થતાં પહેલી વિભક્તિનું બહુવચન व्याः થાય છે. તેનો અર્થ એ ત્રણે દેવો તારા મોહનો અને પાપોનો નાશ કરો એ અ-

માલૂમ થાય. આમાં પણ વ્યામોહમ્ એ એક પદ જણાતાં કર્ત્તારૂપ વ્યાઃ એ પદ છૂટું તરતમાં ધ્યાનમાં આવતું નથી. ૬

आर्या ७ थी १०.

न करोति नाम रोषं, न वदति परुषं न हन्त्ययं शत्रून् ।
रञ्जयति महीमखिलां, तथापि धीरस्य वीरस्य ॥ ७ ॥ (सु. र. भां.)

ખરેખર આ પુરુષ કોઇના ઉપર રોષ કરતો નથી, કઠોર બોલતો નથી અને શત્રુઓને હણતો નથી; તોપણ ધીર, વીરની આખી પૃથ્વીને રંજન કરેછે.

સ્પષ્ટીકરણ—આ શ્લોકના धीरस्य આ એક જણાતા પદમાં धीः કર્ત્તા છે. આ વીરની બુદ્ધિ સઘળી પૃથ્વીને રંજન કરેછે. એમ ખરો અર્થ થાય છે. ૭

शरदिन्दुकुन्दधवलं, नगपतिनिलयं मनोहरं देवम् ।
यैः सुकृतं [illegible], तेषामेव प्रसादयति ॥ ८ ॥ (सु. र. भां)

જેઓએ હમેશાં પુણ્ય કર્યું છે તેઓનુંજ, શરદ ઋતુના ચંદ્ર તથા ડોલર પુષ્પના જેવા ધોળા, હિમાલયમાં રહેનારા, મનોહર દેવને પ્રસન્ન કરે છે.

સ્પષ્ટીકરણ—આ શ્લોકમાં मनोहरं પદમાંથી मनः કર્ત્તા નીકળે છે. એટલે તેઓનું મન શંકરને પ્રસન્ન કરે છે. ૮

૯—૧૦ માં કર્મની ગુપ્તતા.

सुभग तवाननपङ्कजदर्शनस[illegible]रमीतेः ।
शमय ते [illegible]न्दिवसः, पुण्यवतः कस्य रमणीयः ॥ ९ ॥ (सु. र. भां.)

હે સુંદર કાંતિવાળા પુરુષ ! તારા મુખરૂપી કમળના દર્શનથી ઉત્પન્ન થયેલી પ્રીતિવાળા ભાગ્યશાળી કયા પુરુષનો રમણીય દિવસ શાંત કરે છે.

સ્પષ્ટીકરણ—આમાં शमयति પદમાં शं કલ્યાણ એ કર્મ નીકળે છે. અને તેથી શાંત કરે છે તેને બદલે કલ્યાણને આપેછે. એવો અર્થ થાય છે. ૯

एहि हे रमणि पश्य, कौतुकं धूलि[illegible]सरतनुं [illegible]दगम्बर[illegible] ।
सापि तद्वदनप[illegible]जं, पपौ भ्रातरुक्तमपि किं न बुध्यते ॥१०॥ (सु. र. भां.)

હે મનોહર સ્ત્રી ! અહીં આવ અને ધૂળથી ધૂસર અંગવાળા તથા નાગા કૌતુકને જો. તે સ્ત્રી પણ આવીને તેના મુખરૂપી કમળને પીવા લાગી. હે ભાઇ ! આમાં કર્મ કીધું છે છતાં કેમ સમજતો નથી ?

સ્પષ્ટીકરણ—कौतुकं—कौ પૃથ્વી ઉપર અને तुकं બાળકને એ પ્રમાણે તુક શબ્દ કર્મ છે એટલે પૃથ્વીપર ધૂળથી ભરાઈ રહેલ નગ્ન બાળકને જો. ૧૦

## ૧૧–૧૨ માં કરણ (તૃતીયા વિભક્તિ) ગુપ્ત.

### अनुष्टुप् ११ थी २१.

पूतिपङ्कमयेऽत्यर्थं कासारे दुःखिता अमी ।
दुर्वारा मानसं हंसा गमिष्यन्ति घनागमे ॥ ११ ॥ } (सु. र. भां.)

ખરાબ ગંધવાળા કાદવમય સરોવરમાં દુઃખી થયેલા આ વારી શકાય નહિ એવા હંસો વર્ષાઋતુમાં માનસરોવરમાં જશે.

સ્પષ્ટીકરણ— दुर्वारा એ કરણ વિભક્તિ છે એટલે ખરાબ પાણીને લીધે હંસો માનસરોવરમાં જશે. ૧૧

अहं महानसायातः कल्पितो नरकस्तव ।
मया मांसादिकं भुक्तं, भीमं जानीहि मां बक ॥ १२ ॥ } (सु. र. भां.)

महानसायात: (મોટા રસોડામાંથી આવેલો) તારા કાળરૂપ કલ્પાયેલો હું છું. મેં સર્વ માંસાદિક ખાધું છે હે બકાસુર! હું ભીમ છું એમ મને તું જાણ.

સ્પષ્ટીકરણ—महानसा એ કરણ વિભક્તિ છે એટલે મોટા ગાડાવડે હું ભીમ આવ્યો છું. ૧૨

## ૧૩–૧૪ માં સંપ્રદાન (ચતુર્થી વિભક્તિ) ગુપ્ત.

अम्भोरुहमये स्नात्वा वापीपयसि कामिनी ।
ददाति भक्तिसंपन्ना पुत्रसौभाग्यकाम्यया ॥ १३ ॥ } (सु. र. भां.)

કોઈ એક સ્ત્રી કમળથી ભરપૂર વાવના પાણીમાં સ્નાન કરીને ભક્તિસંપન્ન થઈને પુત્ર અને સૌભાગ્યની ઇચ્છાથી આપે છે.

સ્પષ્ટીકરણ—अम्भोरुहमये એ પદમાં અંભોરુહં અને અયે એવા બે શબ્દો છે, તેમાં અયે એ ચતુર્થી વિભક્તિ છે તેનો અર્થ કામદેવને માટે થાય છે. કામદેવને માટે તે સ્ત્રી કમળ આપે છે. ૧૩

प्रशस्त्यायुक्त मार्गस्य, तव सम्मानितां श्रिताः ।
स्पृहयन्ति न के नाम, गुणरत्नालय प्रभो ॥ १४ ॥ } (सु. र. भां.)

હે ગુણરત્નાકર પ્રભુ! યોગ્ય માર્ગે ચાલનારા આપના આશ્રિત જનો કોણ આપના સન્માનની ઇચ્છા રાખતા નથી?

સ્પષ્ટીકરણ—प्रशस्त्यैहक्त એમ બે પદ છૂટાં કરવાથી સંપ્રદાન વિભક્તિ નીકળી આવે છે, એટલે કલ્યાણને માટે આપે કહેલા માર્ગથી કોણ સન્માનની ઇચ્છા કરતા નથી! એવો અર્થ થાય છે ૧૪

## અપાદાન ( પંચમી વિભક્તિ ) ગુપ્ત.

शिलीमुखैस्त्वयावीर दुर्वारैर्निर्जितो रिपुः ।
बिभेत्यत्यन्तमलिनो वनेऽपि कुसुमाकुले ॥ १५ ॥ (सु. र. भां.)

હે વીર! તેં દુર્વાર બાણોવડે શત્રુને જીતી લીધો છે તેથી અત્યંત મલિન તે પુષ્પ સમુદાયવાળા વનમાં પણ બીહે છે.

સ્પષ્ટીકરણ—अत्यन्तमलिनः એમાંથી બે પદ છૂટાં કરતાં પુષ્પિત વનમાં ( अलिनः ) ભમરાથી પણ તે અત્યંત બીહે છે. એમ અપાદાન વિભક્તિ ધ્યાનમાં આવતાં અર્થ નીકળે છે. ૧૫

## સંબન્ધ ( છઠ્ઠી વિભક્તિ ) ગુપ્ત.

भानुर्वै जायते लक्ष्म्या, सरस्वत्याथवा मता ।
अत्र षष्ठीपदं गुप्तं, मर्यादा दशवार्षिकी ॥ १६ ॥ (सु. र. भां.)

લક્ષ્મી અથવા સરસ્વતીવડે સૂર્ય ઉદય પામે છે. આ વાત મનાયેલી છે આમાં છઠ્ઠી વિભક્તિ ગુપ્ત છે તેની મર્યાદા દશ વર્ષની છે.

સ્પષ્ટીકરણ—भानुः એમાં भा અને नु એમ બે પદ છૂટાં પડવાથી नृ શબ્દની છઠ્ઠી વિભક્તિનું नुः એવું રૂપ ધ્યાનપર આવે છે. એટલે સરસ્વતી અથવા લક્ષ્મીવડે પુરૂષની भा કાંતિ ઉદ્ભવે છે એમ મનાય છે એવો અર્થ નિકળે છે. ૧૬

## અધિકરણ ( સાતમી વિભક્તિ ) ગુપ્ત.

या कटाक्षच्छटापातैः पवित्रयति मानवम् ।
एकान्ते रोपितप्रीतिरस्ति सा कमलालया ॥ १७ ॥ (सु. र. भां.)

જે જરા જોવા માત્રથી મનુષ્યને પવિત્ર કરે છે અને એકાંતસ્થાનમાં પ્રીતિ રાખનાર છે તે કમળનિવાસી લક્ષ્મી છે.

સ્પષ્ટીકરણ—एकान्ते આમાં ए અને कान्ते એમ બે પદ છૂટાં પડે છે એટલે अ વિષ્ણુ તેની સપ્તમી ए પતિરૂપ વિષ્ણુને વિષે પ્રીતિવાળાં લક્ષ્મીજી છે એવો અર્થ થાય છે. ૧૭

૧૮-૧૯ માં સંબોધન (આઠમી વિભક્તિ) ગુપ્ત.

कमले कमले नित्यं, मधूनि पिबतस्तव ।
भविष्यति न सन्देहः, कष्टं दोषाकरोदय ॥ १८ ॥ (सु. र. भां.)

કમળે કમળે હમેશાં સારી રીતે મધુ પીતાં તને દોષાકર (દોષ સમૂહ તથા ચંદ્ર) ઉદય થયા છતાં નિઃસંદેહ કષ્ટ થશે.

સ્પષ્ટીકરણ—कमले આમાંથી कं जले એમ બે પદ નીકળે છે.તેમાં अले એ સંબોધન છે. તેથી હે ભમરા! કમળમાં સુખથી નિત્ય મધુ પીતાં જ્યારે ચંદ્રોદય વખતે તે કમળ બીડાઇ જશે ત્યારે તને કષ્ટ થશે એમાં કાંઇ સંદેહ નથી એવો અર્થ થાય છે. ૧૮

सर्वज्ञेन त्वया किञ्चिन्नास्त्यविज्ञातमीदृशम् ।
मिथ्यावचस्तथा च त्वमसत्यं वेत्सि न कचित् ॥१९॥ (सु. र. भां.)

તને સર્વજ્ઞને કંઇપણ અજ્ઞાત નથી આમ કહેવાય છે તે મિથ્યા છે કારણ કે તું કયારેય પણ અસત્યને જાણુતો નથી.

સ્પષ્ટીકરણ—सर्वज्ञेन આમાં सर्वज्ञ અને इन એમ બે શબ્દો છે તેથી सर्वज्ञेन એ ત્વયાના વિશેષણરૂપે ત્રીજી વિભક્તિનું એકવચન નથી પણ सर्वज्ञेन એમાં બન્ને સંબોધનજ છે. એટલે હે સર્વજ્ઞ સ્વામી! એવો અર્થ થાય છે. ૧૯

૨૦ થી ૨૨ સુધિ ક્રિયાપદ ગુપ્ત.

प्रातः प्रातः समुत्थाय, द्वौ मुनी च कमण्डलू ।
अत्र क्रियापदं गुप्तमवधिर्ब्रह्मणो वयः ॥ २० ॥ (सु. र. भां.)

હમેશ પ્રાતઃકાળમાં બે મુનિઓ ઉઠીને બે કમંડળોને. આમાં ક્રિયાપદ ગુપ્ત રહેલું છે તે શોધવા માટે બ્રહ્માનાં સો વર્ષ સુધીની હદ છે.

સ્પષ્ટીકરણ—प्रातः એ ક્રિયાપદ છે प्रा= પૂરવું. ત્રીજો પુરૂષ દ્વિવચન વર્તમાનકાળનું प्रातः એવું રૂપ થાય છે. એટલે બે મુનિઓ બે કમંડળોને પ્રાતઃ કાળમાં ભરે છે. ૨૦

તથા—

ललाटतिलकोपेतः, कृष्णः, कमललोचनः ।
गोकुलेऽत्र क्रियां वक्तुं मर्यादा दशवार्षिकी ॥ २१ ॥ (सु. र. भां.)

લલાટમાં તિલકવાળા, કમળનાં જેવાં નેત્રવાળા, કૃષ્ણ ગોકુળમાં. અહીં ક્રિયાપદ કહેવાને દશ વર્ષની હદ બાંધી છે.

સ્પષ્ટીકરણ—ललाट એ પરોક્ષભૂતકાળ ત્રીજા પુરૂષનું એકવચન છે એ. ટલે કૃષ્ણ બાળક્રીડા કરે છે. ૨૧

द्रुतविलम्बित.

घनघनाघनकान्तिघनोऽघनुद्दनुजपुञ्जमिनाक्षिजगुर्विगः ।
सकमलोऽपिनदर्थसमां क्रियामिह विलोकयितुं च सकर्तृकाम् ॥२२॥ (सु. र. भां.)

પુષ્કળ પાણીથી ભરપૂર વાદળાંની કાંતિ જેવા સુંદર, પાપનો નાશ કરનાર, સૂર્ય અને ચંદ્રરૂપી નેત્રવાળા, ગરૂડ ઉપર બેસનારા, લક્ષ્મીજી સહિત એવા ( કૃષ્ણ અથવા રામચંદ્રે ) દૈત્ય સમૂહને. અહીં કર્ત્તા સહિત ક્રિયાપદ ઓળખવાને છ માસની મર્યાદા છે.

સ્પષ્ટીકરણ—આમાં अपिनद् એટલે પીસી નાખ્યો એ ક્રિયાપદ અને તે હ્યસ્તન ભૂતકાળ ત્રીજો પુરૂષ એકવચનનું રૂપ છે. ( અર્થાત્ કૃષ્ણે રાક્ષસ સમૂહને દળી નાખ્યો ) અને विग: ( ગરૂડ ઉપર બેસનારા ) એ કર્ત્તા છે. ૨૨

કર્ત્તા, કર્મ તથા ક્રિયાપદ ગુપ્ત.

अनुष्टुप् २३ थी २५.

भवानिशंकरोमेशं प्रति पूजापरायणः ।
कर्तृकर्मक्रियागुप्तं, यो जानाति स पण्डितः ॥ २३ ॥ (सु. र. भां.)

પૂજામાં પરાયણ થયેલ ભવાનીશંકર મારૂં કલ્યાણ. આ શ્લોકમાં કર્ત્તા, કર્મ અને ક્રિયાપદ ગુપ્ત છે. તેને જે જાણે તે પંડિત કહેવાય.

સ્પષ્ટીકરણ—આ શ્લોકના પ્રથમ ચરણમાંથી भव अनिशं कर उमेशं એમ પદો છૂટાં પાડતાં ઇચ્છિત સંબંધ મળી આવે છે. હે કર ! ( હાથ ) તું ઉમેશ ( શંકર ) પ્રતિ અનિશં ( નિરંતર ) પૂજાપરાયણ થા. આમાં કર એ કર્ત્તા, શંકર એ કર્મ, અને ભવ એ ક્રિયાપદ ગુપ્ત જોવામાં આવે છે. ૨૩

સમાસ ગુપ્ત.

विषादी भैक्ष्यभक्षी स सदारोगं न मुञ्चति ।
रुष्टेनापि त्वया वीर शम्भुनारिः समः कृतः ॥ २४ ॥ (सु. र. भां.)

હે વીર ! તેં રોષવાળા થઇને પણ તારા શત્રુને શંભુના જેવો કર્યો. જેમકે શંભુ વિષાદી ( કાલકૂટ વિષનું ભક્ષણ કરનારા ) છે તેમ તારો શત્રુ પણ વિષાદી ( દુ:ખને લીધે કંટાળીને ઝેર ખાનારો ) થયો છે તથા શંભુને માટે આપણે કહીએ કે सदा रोगं न मुंचति (सदार: अगं न मुंचति) એટલે અર્ધા-

અના—પાર્વતી સહિત છે અને અગ—કૈલાસને છોડતા નથી તેથી તારા શત્રુને માટે પણ सदारोगं न मुंचति એટલે હમેશાં રોગને છોડતો નથી અર્થાત્ હમેશાં માંદો રહે છે. ભિક્ષા માગીને ખાય છે એ વિશેષણ સાદી રીતે બન્નેને માટે સમાન છે. ૨૪

## વિભક્તિ ગુપ્ત.

प्रमोदं जनयत्येव, सदारा गृहमेधिनः ।
यदि धर्मश्च कामश्च, भवेतां सङ्गताविव ॥ २५ ॥ (सु. र. भां.)

ધર્મ અને કામ એ બન્ને જો સાથે હોય તો સદારા (સ્રીવાળા) ગૃહસ્થો આનંદ ઉત્પન્ન કરેજ છે.

સ્પષ્ટીકરણ—આમાં ગૃહસ્થો અનેકવચનમાં છે અને ક્રિયાપદ એકવચનમાં છે તેથી એ વાકયમાં દોષ જણાય છે માટે गृहमेधिनः એ ષષ્ઠી વિભક્તિ એકવચન સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે થઈશકે છે અને सदारा એમાં सदा रा એમ બે પદ છૂટાં પાડવાં તેથી रा એટલે ગૃહસ્થની લક્ષ્મી જો સાથે ધર્મ અને કામ હોય તો હમેશ આનંદ આપે છે એ ખરો અર્થ થાય છે. ૨૫

સમજવાના અને સમજીને યાદ રાખવાના ઉપયોગી વિષયો સામાન્ય ભાષાવડે જો કે તરત સમજાઈ જાય છે પણ તેમાં બુદ્ધિને મહેનત ન પડેલી હોવાથી તેને તે સાચવી રાખવાનો વિશેષ આદર હોતો નથી. વગર મહેનતે મળેલું ધન સાચવી રાખવાના પ્રયત્ન કરતાં હમેશાં પૂર્ણ પ્રયત્નને પરિણામે જે વસ્તુ મળે છે તે બહુ આદરપૂર્વક સાચવી રાખવામાં—તેનું પૂર્ણ રક્ષણ કરવામાં આવે છે અને વારંવાર તેનાતરફ ધ્યાન ખેંચાયા કરે છે. તેમ જે વિષય સમજવામાં બુદ્ધિને વિશેષ શ્રમ પડયો હોય તેવા વિષય વિશેષ યાદ રહે છે. તત્વવિચારના કઠિન વિષયો સમજવામાટે કંટાળો ન લાવતાં પૂરતો શ્રમ લેવાનો બોજો ઉઠાવવાની બુદ્ધિમાં યોગ્યતા પ્રાપ્ત થાય તે માટે તેની કસોટી કરનારા આવા શબ્દકૂટ અને અર્થકૂટના સાહિત્યના શ્લોકો બહુ ઉપયોગી છે અને તે બુદ્ધિને ખીલવે છે અને સમજાયા પછી જેમ કોઈપણ વિષયમાં ફત્તેહ મેળવનારને આનંદ અને સંતોષ થાય છે તેમ આનંદ અને સંતોષ આપનાર બને છે. માટે આવા સાહિત્યનું પણ થોડું આસ્વાદન કરાવી આ અધિકાર સમાપ્ત કરવાની સાથે હવે પછી શકુન અધિકાર કે જે બુદ્ધિને માટે ભાવિ અનુમાનો કરવામાં કસોટીરૂપ છે તેને સ્થાન આપવામાં આવે છે.

# શકુન–અધિકાર.

લોકમાં શકુન જોવાની ઘણી રીતિ છે, તેમાં કેટલાંક શુભ સુચવનારાં છે, કેટલાંક અશુભ દર્શાવનારાં છે, કેટલાંક શકુનથી પોતાનું, દેશનું, રાજાનું, વર્ષનું, વ્યાપાર–ધંધાનું હિતાહિત જાણી શકાય છે. કેટલાંક શકુન આંતર છે અને કેટલાંક બાહ્ય છે. આંતરનામાં પોતાના અંગસ્ફુરણનાં શકુનો જાણવાં, અને બાહ્યમાં ઘૂવડપક્ષી, કાગડા, કૂતરા તે સિવાયનાં બીજાં પશુપક્ષીઓની ચેષ્ટા સમજવી. તેઓનાં જેવાં જેવાં દ્રષ્ટાંતો દર્શાવ્યાં છે તેવાંજ ફળ આપનારાં થાય છે માટે જો અશુભ શકુન થાય તેમની કોઈ સારા વિદ્વાન્ અનુભવીને મળીને શાન્તિ કરવાથી આરોગ્ય આદિ મળે છે. માટે ઉપરનું જ્ઞાન મેળવવાસારૂ આ અધિકારની જરૂરીઆત માની છે.

## ઉત્તમ શકુનો.

अनुष्टुप्. ( १ थी ४ )

पोतकी पिङ्गला काको, जम्बुकी भषणस्तथा ।
पञ्चैतान्युत्तमान्याहुः, शकुनानि मुनीश्वराः ॥ १ ॥ } ( शा. प. )

ઘરમાં માળો બાંધી રહેનારી ચકલી, ચંડુલ નામનું પક્ષી, કાગડો, શિયાળ અને કૂતરો એ પાંચનાં શકુનો મુનીશ્વરોએ ઉત્તમ કહેલાં છે. ૧

## ઘૂવડના બોલવાથી લાભ.

शान्तायां दिशि वृक्षेषु, ग्रामदूरे च शब्दितः ।
घूकः स्यात्सर्वलोकानामृद्धिवृद्धिसुखार्थकृत् ॥ २ ॥ } ( शा. व. )

પોતાની પૂર્વદિશામાં ઝાડ ઉપર અને ગામથી છેટે ઘૂવડ બોલ્યું હોય તો તમામ માણસોને સમૃદ્ધિ વૃદ્ધિ ( વધારો ) સુખ, અને પૈસાનો લાભ કરે. ૨

## શશલો કેવે સ્થળે દેખાવાથી લાભ થાય.

केदारपाल्यां गेहे वा, शशको दृश्यते यदि ।
महासुभिक्षं जानीयाद्भीतानां चापि निर्भयम् ॥ ३ ॥ } ( शा. प. )

વાડીમાં ખેતરનું રક્ષણ કરનારને રહેવાની ઝુંપડીમાં અથવા ક્યારાની

પાળ ઉપર જો શશલો ( પેઠેલો ) દેખાય તો અત્યન્ત સોંઘવારી જાણવી અને જેઓ ભયવાળા હોય તે નિર્ભય થાય ( કોઈ પ્રકારની બીક રહે નહિ ). ૩

## વરસાદ વરસવાનો નિર્ણય.

नीरतीर्थे तटस्थश्चेदङ्गं कम्पयते शुनः ।
तत्र देशे घनां मेघवृष्टिं वदति भाविनीम् ॥ ४ ॥ } ( शा. प. )

પાણીવાળા તીર્થના કિનારા ઉપર જો કૂતરો શરીર કંપાવે તો ત્યાં (તે દેશમાં ) ઘણો વરસાદ થવાનો એમ કહે છે. ૪

## અંગસ્ફુરણ ( શરીરના ભાગો ફરકે તે ) નાં શુભાશુભ ફળ.

आर्या. ( ५ थी ७ )

दक्षिणमङ्गं पुंसः स्त्रियाश्च वामं शुभावहं स्फुरितम् ।
नीचोच्चमध्यमात्रः, फलति च गात्रोचितः स्पन्दः ॥ ५ ॥ } ( शा. प. )

પુરૂષનું દક્ષિણ [ જમણું ] અંગ અને સ્ત્રીનું વામ [ ડાબું ] અંગ ફરકે તો સારૂં કરે, શરીરના નીચા ભાગમાં ઉંચા ભાગમાં, અને વચલા ભાગમાં તથા થડીનો ભાગ એટલે જેને પેડુ કહેવામાં આવે છે તે જગ્યો પૈકી કોઇપણ ભાગ સ્ફૂરે તો શરીરની યોગ્યતા પ્રમાણે ફળ આપે છે. ૫

વળી––

[illegible], नाभिस्पन्दः स्वदेशनाशाय ।
पृष्ठे पराजयाय, स्फुरणं हृदयस्य विजयाय ॥ ६ ॥ } ( शा. प. )

થડી ( જેને જલાશય વૈદક રીતે કહેવામાં આવે છે ) તે ફરકે તો ધનની વૃદ્ધિ થાય, નાભિના ભાગમાં ફરકે તો પોતાના દેશનો નાશ થાય, વાંસાનો ભાગ ફરકવાથી પરાજય થાય અને હૃદય (છાતી) ફરકતું હોય તો વિજય થાય. આ પ્રમાણે શરીરના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ભાગનાં ફળ આપે. ૬

તથા––

प्रियसङ्गमाय बाह्वोः, कम्पो हृत्कम्पसम्भवो भीत्यै ।
मूर्ध्नि स्फुरिते राज्यं, लभते सीमन्तिनीमक्ष्णोः ॥ ७ ॥ } ( शा. प. )

બેય હાથ ફરકવાથી પ્રિય–(સ્નેહી) સાથે મેળાપ થાય, અંતઃકરણ થડકતું હોય તો ભય ઉત્પન્ન થાય, માથું ફરકે તો રાજ્યનો ( રાજા તરફથી ) લાભ આપે અને આંખો ફરકે તો સ્ત્રીનો લાભ થાય (ઇચ્છિત સ્ત્રી મળે ). ૭

## કોશ ( ખજાનો ) જ્ઞાન.

उपजाति.

वसुन्धरायाः कमपि प्रदेशं, मूर्ध्नां स्पृशन्यद्यवलोकते श्वा ।
ध्रुवं तदा तत्र महानिधानमस्तीति सिद्धैः कथितं रहस्यम् ॥८॥ (शा. प.)

ભૂમિના કોઈપણ ભાગને ઉંધું જોઈ પોતાનું માથુ અડાડીને જો કુતરો જુવે તો તે સ્થળે અવશ્ય મોટો ભંડાર હોવો જોઇયે. આમ સિદ્ધપુરુષોએ ગુપ્ત વાત જણાવી છે. ૮

## અરિષ્ટ ( બુરૂં ) સૂચન.

इन्द्रवज्रा. ( ९–१० )

ग्रामं निशायां खरसारमेयाः, शून्यं विधातुं सहिता रुदन्ति।
ग्रामे भषित्वा भषणा स्मशाने, रुदन्ति नाशाय च मुख्यपुंसः ॥९॥ (शा. प.)

જો રાત્રિમાં ગધેડાં અને કૂતરાં સાથે રૂવે એટલે ગધેડાં ભુંકે તેની સાથે કુતરાં પણ રોવા માંડે તો જાણવું કે તે ગામને ખાલી કરવામાટે રૂએ છે. અર્થાત્ ગામમાં અનેક પ્રકારના રોગાદિ ઉપદ્રવો થાય અને ગામમાં ભસીને સ્મશાનમાં જઇને રૂએ ત્યારે જાણવું કે કોઈ મુખ્ય પુરૂષનો નાશ થશે. ૯

તથા—

निष्कारणं सम्मिलिता रुदन्तो, ग्रामेऽन्ननाशाय भवन्ति काकाः।
रोधं च चक्राकृतयो वदन्ति, सव्यापसव्यभ्रमणाद्भयं च ॥१०॥ (शा. प.)

કારણવિના એકઠા થઇને કાગડાઓ રોતા હોય ( કળેળાટ કરતા હોય ) તો ગામમાં અનાજનો નાશ કરે [ મોંઘવારી કરે ], ચક્ર [ ગોળાકારે ] ફરતા હોય અને બોલતા હોય તો કાર્ય રૂંધે એટલે ન થવા દે. અને આડા ને અવળા જાય ને આવે તેમ કરતા બોલે તો ગામમાં ભય થાય. ૧૦

તેમજ—

उपजाति. ( ११ थी १७ )

निष्कारणं यः प्रपलायते श्वा विरौति, वा वारिणि योऽवतीर्य।
मृताङ्गरक्तास्थिमुखो रुगार्त्तगृहंविशेद्यः स च मृत्युमाह ॥११॥ (शा. प.)

વગર કારણે કુતરો દોડાદોડ કરતો હોય [ ભાગી જાતો હોય ] અથવા

પાણીમાં ઉતરીને રડતો હોય તો તે તથા મુવેલાં પ્રાણીનું અંગ, લોહી, અને હાડકું મોમાં લઇને આવેલો કુતરો રોગીના ઘરમાં પેઠો હોય તો તે મૃત્યુ સૂચવે છે તેમ જાણવું. ૧૧

તે પ્રમાણે—

रात्रौ गृहस्योपरि भाषमाणो, दुःखाय घूकः सुतमृत्यवे वा ।
गृहस्थनाशाय च सप्तरात्रान्नाशाय राज्ञो द्विगुणानुबन्धी ॥१२॥ (शा. प.)

રાત્રિમાં ઘર ઉપર આવીને ઘૂવડપક્ષી બોલે તો દુઃખ આપે અથવા પુત્રનો વિનાશ કરે, સાત રાત્રિ સુધી બોલે તો ઘરધણીનો નાશ કરે અને બે અથવા તેથી વધારે બોલે તો રાજાનો નાશ કરે. ૧૨

વળી—

त्र्यहं गृहद्वारि रुवत्युलूके, हरन्ति चौरा द्रविणं प्रसह्य ।
तस्मिन्प्रदेशे निशि शाकयुक्तस्तद्दोषनाशाय बलिःप्रदेयः ॥१३॥ (शा. प.)

ઘરના આંગણામાં ત્રણ દિવસ સુધી ઘૂવડ બોલે તો બલાત્કારથી ચોરલોકો તેનું દ્રવ્ય હરિ જાય [ લુંટી લેય ] તેથી તેની શાન્તિને માટે જે જગ્યોએ તે બોલતું હોય ત્યાં શાકસાથે બલિ–બાકુળા રાત્રે મૂકવા. ૧૩

## કાગડાનું ભયકારક શકુન.

मध्यन्दिने वेश्मनि यस्य काको, विरौति रौद्रं विधुनोति चाङ्गम् ।
हरन्ति चौरा द्रविणानि तस्य, ध्रुवं तथान्यो भवति प्रमादः ॥१४॥ (शा. प.)

મધ્યાન્હ [ બપોર ] સમયે ઘર ઉપર કાગડો બોલે અને શરીર ધ્રુજાવે [ કંપાવે ] તો તે ઘરધણીને ત્યાં ચોરી થાય અથવા ચોક્કસ તેવોજ બીજો કાંઈ પ્રમાદ થાય [ ધનહાનિ થાય ]. ૧૪

## કાગડાના શકુનથી ભોજનની પ્રાપ્તિ

गोपृष्ठदूर्वातरुगोमयेषु, तुण्डं विकर्षन्नवलोकितोऽग्रे ।
आहारमन्यस्य मुखे ददाति, ददाति भोज्यं बलिभुग्विचित्रम् ॥ १५॥ (शा. प.)

જાનાર આદમી આગળ ગાય અથવા બળદની પીઠ [ વાંસા ] ઉપર, ધ્રો-ખડ ઉપર, ઝાડ ઉપર અને છાણ ઉપર પોતાની ચાંચ કાગડો તાણતો હોય અને બીજાના મોડામાં આહાર આપતો હોય [ ખવરાવતો હોય ] એવી રીતે દેખે તો તે દિવસે તે જોનારને સુંદર પકવાન્નો વિગેરે ભોજન કરવાના પદાર્થો મળે. ૧૫.

તથા—

धान्यंपयोवादधिवाप्यवाप्य विरोतिपश्यन्निधिलाभकारी ।
करोति लाभं पुरतः स दृष्टो यस्यास्ति वक्रे तृणमप्यशुष्कम् ॥१६॥ (शा. प.)

અનાજ, દુધ, દહિં ખાઇને અથવા લઇને આગળ [ સામા ] કાગડો બોલે તો દ્રવ્યના ભંડારનો લાભ કરે અને લીલું ઘાસ [ ખડ ] મોમાં હોય ને આગળ જોયો હોય તો લાભ આપે. ૧૬

વળી—

कां कामिति क्षेमविधौ विरावः, कींकीमितीष्टाशनपानहेतुः ।
करोति क्रूंक्रूमिति चार्थलाभं, कं कवं ध्वनिः काञ्चनलाभमाह ॥१७॥ (शा. प.)

જો કાગડો કવાં કવાં એવા શબ્દ બોલતો હોય તો સુખશાતા સમજવી, અને કીં કીં એવી રીતે બોલે તો ઇચ્છિત ભોજન કરાવે, ક્રૂં ક્રૂં એ પ્રમાણે બોલે તો દ્રવ્યનો લાભ કરે, કવં કવં એવા શબ્દ કરતો હોય તો સોનાનો લાભ થાય. ૧૭

## અંગસ્ફુરણ ફળ.

मंदाक्रान्ता.

वामस्याधः स्फुरणमसकृत्संगरे भङ्गहेतु-
स्तस्यैवोर्ध्वं हरति नितरां मानसं दुःखजालम् ॥
नेत्रोपान्ते हरति च धनं नेत्रकोणे च बन्धुं,
सव्ये चैतत्फलमविकलं व्यत्ययं चापसव्ये ॥ १८ ॥ (शा. प.)

ડાબું અંગ નીચેના ભાગમાં [ કેડથી નીચે ] વારંવાર ફરકે તો લડાઇમાં ભયનું કારણ સમજવું, તે તરફનુંજ જો નાભિના ઉપરના ભાગમાં ફરકે તો મનની સમગ્ર ચિન્તાને હરે [ મનનાં દુઃખ મટે ]. આંખની ઉપાંતે ફરકે તો ધનનો નાશ કરે અને નેત્રનો ખુણો ફરકવાથી બન્ધુનો નાશ કરે. આ પ્રમાણે ડાબા ભાગનું ફળ યથાર્થ જાણવું અને જમણી બાજુનું તેનાથી ઉલટું જાણવું એટલે ડાબી બાજુમાં શુભ હોય તો જમણી બાજુએ અશુભ અને ડાબીબાજુ અશુભ તે જમણી તરફ શુભ જાણવું. ૧૮

અનુભવી પુરૂષો ખાસ કહે છે કે શકુન એ ઉપયોગી વસ્તુ છે—અહિં જેમ સ્થાયિ શકુનનું વર્ણન કર્યું છે તેમ હવે પછી પ્રસ્થાન [ પરદેશ જવા સંબંધિ ] શકુન વર્ણન કરવા ધારી આ ચાલતો શકુનાધિકાર પૂર્ણ કર્યો છે.

## प्रस्थांन शकुन—अधिकार.

લોકમાં શકુન છે તે ખરેખરૂં પ્રત્યક્ષ પ્રમાણ છે તેને (શકુનને) થોડી સમજવાળા લોકો પણ સ્વીકારે છે, માટે હરેક શુભ કાર્યમાં પ્રસ્થાન કરવું હોય ત્યારે સારાં શકુન જોઇને પ્રયાણ કરવાથી ઈચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે, એ બતાવવા આ અધિકારને અત્ર યોજ્યો છે.

### શુભ શકુન જાણવાની રીતિ.

अनुष्टुप्.

शुभः प्रागशुभः पश्चादशुभः प्राक्शुभस्ततः ।
पाश्चात्यः फलदोऽवश्यं, शकुनः सर्वकर्मसु ॥ १ ॥ (शा. प.)

ચાલતાં પ્રથમ શુભ શકુન થાય અને પાછળથી અશુભ થાય અથવા પ્રથમ અશુભ થાય અને પાછળથી શુભ શકુન થાય તો પાછલા શકુનનુંજ ફળ આપે છે. ૧

### ગામડે વા પરદેશ જવાની તૈયારી કરવાની સમજણ.

आर्या. ( २ थी ३ )

प्रीतोवदातवेषः, कृतमङ्गल्यः प्रणम्य गुरुदेवान् ।
अप्रतिरथं जपित्वा, शुभे मुहूर्ते प्रतिष्ठेत ॥ २ ॥ (शा. प.)

પ્રસન્નતાપૂર્વક સારાં કપડાં વિગેરે પહેરી, મંગલતિલક વિગેરે કરી, શુભ શબ્દો શ્રવણ કરી, દેવગુરૂને નમન કરી અપ્રતિરથ-ઇષ્ટમંત્રનો જપ કરીને શુભ મુહૂર્તમાં પ્રયાણ કરવું. ૨

### પ્રસ્થાનને દિવસે વર્જ્ય કાર્યો.

मुण्डनवपनविकर्तनतैलाभ्यङ्गाश्रुमोक्षमुख्यानि ।
मैथुनमद्यदुरोदरकलहानपि वर्जयेत्तदहः ॥ ३ ॥ (शा. प.)

જે દિવસે પ્રસ્થાન કરવું હોય તે દિને મુંડન ન કરાવવું, વપન ન કરાવવું અને વિકર્તન ન કરાવવું, શરીરે તેલ ચોળીને ન્હાવું નહિ અથવા તેલ ચોળવું નહિ, આંખમાંથી આંસુ પાડવાં નહિ, મૈથુન ( સંભોગ ), મદ્યપાન કોઈ પણ જાતની હોડ ( રવદ-અથવા સટ્ટા જુગાર ) કજીયો વિગેરે પણ ન કરવાં.

ખુલાસો—મુંડન, વપન અને વિકર્તન એ ત્રણે હજામત કરાવવાના ભેદો

છે એટલે જે ચોટલી ઉતરાવવામાં આવે તે મુંડન; માથામાં ચોટલી રહેવા દઈ હજામત કરાવવી તે વપન અને કાતર વિગેરેથી વાળ કપાવવા તે વિકર્તન કહેવાય. ૩

આ શકુન હમેશાં વિદેશ જવાને માટે નક્કી કર્યાં છે અને કઈ કઈ વસ્તુ દૃષ્ટિગોચર થઈ હોય તો શુભ ફળ આપે, એ બતાવવા હવે શુભ શકુનનો અધિકાર લેવા યોગ્ય ધારી આ પ્રસ્થાન શકુન અધિકાર પૂર્ણ કર્યો છે.

# શુભશકુનાધિકાર.

"શકુનં ચ બૃહસ્પતિઃ" બૃહસ્પતિ મુનિ શકુનને ઉત્તમ માને છે અને અનુભવથી પણ સિદ્ધ થઈ શકે છે કે શકુન તે દીવો છે; માટે શુભ શકુનો કોને કહેવાં ? તે જાણવાની પ્રત્યેક મનુષ્યને ઘણી અગત્ય છે ઇત્યાદિ બાબત સ્પષ્ટ સમજાવવા સારૂ આ અધિકારને સ્થાન આપ્યું છે.

## શુભ શકુનની સમજણ.

અનુષ્ટુપ્ (૧ થી ૪ સુધી.)

સદ્યઃ પ્રસૂતા સુરભી, સવત્સાઃ કામધેનવઃ ।
રશ્મિબદ્ધો વૃષઃ શ્રેષ્ઠો, દ્વૌ ચેદ્ દત્યન્તતઃ શુભૌ ॥ ૧ ॥ (શા. પ.)

તુર્ત જેણે વાછરડાને જન્મ આપ્યો છે એવી ગાય, વાછરડા સહિત એવી કામદુધાઓ (ગાયો) અને રાશથી બંધાયેલો બળદ પ્રયાણ વખતે સન્મુખ મળે તો શ્રેષ્ઠ છે. તથા જો તેવા બે બળદ સામા મળે તો અત્યન્ત શુભ સમજવા. ૧

## રાજા વગેરેનાં શુભશકુન કહેવાય છે.

દૃષ્ટઃ શ્રુતો વા ભૂપાલશ્ચાશ્વઃ કેકી કરી વૃષઃ ।
પ્રસ્થાને વા પ્રવેશે વા, સર્વસિદ્ધિકરઃસ્મૃતાઃ ॥ ૨ ॥ (શા. પ.)

રાજા, ઘોડો, મોર, હાથી, બળદ, આ પાંચ વ્યક્તિઓ પ્રયાણ વખતે અથવા પ્રવેશ વખતે જોવામાં અગર સાંભળવામાં આવે તો તે સર્વે કાર્યની સિદ્ધિ કરનાર થાય છે. એટલે સર્વ વાંચ્છિત અર્થીને તેઓ સિદ્ધ કરે છે એવો ભાવ છે. ૨

## કુતરા વગેરેનું શુભ શકુન.

स्पष्टचेष्टः शुभः श्वानो, निर्भीको निकटस्थितः ।
सर्वथा सिद्धये ग्राह्याः शकुनाः स्पष्टदर्शनाः ॥ ३ ॥ (शा. प.)

કર ચરણ વિગેરેની સ્પષ્ટ ચેષ્ટાવાળો ભયરહિત સમીપમાં ઉભો રહેલ કુતરો શુભ સમજવો. તેમ ખુલ્લાં દેખાતાં પક્ષીઓ હમેશાં કાર્યની સિદ્ધિને માટે શુભ શકુનરૂપે ગ્રહણ કરવાં એટલે તે પક્ષીઓ શુભ છે એમ સમજવું. ૩

## કુંજડા નામના પક્ષીનું શુભ શકુન.

समकालं सजातीया, वामदक्षिणराविणः ।
शकुनास्तोरणासंज्ञाः, सिद्धिं कुर्युर्गमागमे ॥ ४ ॥ (शा. प.)

એક વખતે સરખીજાતના વામ અથવા દક્ષિણ તરફ બોલનારા તોરણના આકારમાં ગોઠવાયેલાં કુંજનામના પક્ષીઓ પ્રયાણ વખતે અથવા આગમન વખતે મળે તો શુભ સમજવાં. ૪

## શુભ શકુનમાં ૧૪ વસ્તુની ગણના.

आर्या. ( ५-६ )

दधिदूर्वाक्षतपल्लवशङ्खश्रीखण्डकुसुमानि ।
आदर्शामिषमृत्स्नागोमयगोरोचनायुधमधूनि ॥ ५ ॥ (शा. प.)

દહિં, દૂર્વા, [ ધ્રો ] ચોખા, પલ્લવ, શંખ, ચંદન, પુષ્પ, આરીસો, માંસ, માટી, ગાયનું છાણ, ગોરોચન [ એક જાતનું ચંદન ] હથીયારો અને મધ આ બધાં શુભ શકુન જાણવાં. ૫

## રોવા સંબંધી શુભ અને અશુભ શકુન.

वामं रोदनमाहुः, शस्तं यदि रोदिता न दृश्यः स्यात् ।
शंसन्ति द्वेष्याणां तोरणरुदितं च संसिद्ध्यै ॥ ६ ॥ (शा. प.)

જો રુદન કરનાર મનુષ્ય દેખી શકતો ન હોય તો ડાબી તરફ થતું રુદન [ રોવું ] શ્રેષ્ઠ કહેલું છે અને તોરણમાં [ દ્વાર દેશમાં ] કરાતી રોવાની ક્રિયાને દુશ્મનોની ઉત્તમ સિદ્ધિને માટે સુજ્ઞ પુરુષો કહે છે એટલે દ્વાર દેશમાં થતી રુદન ક્રિયા શત્રુઓનો વિજય કરાવે છે અને પોતાનો પરાજય કરાવે છે—એવો તેનો ભાવ છે. ૬

આ અધિકારમાં કેવળ શુભ શકુનજ દર્શાવ્યાં છે, તો હવે પછી એકજ વસ્તુથી કારણુસર શુભ અને અશુભ શકુન ઉત્પન્ન થાય છે તે સમજાવવા આ શુભ શકુન અધિકાર પૂર્ણ કર્યો છે.

# शुभाशुभ शकुनाधिकार.

કેટલાંક શુભ શકુન હોય છે અને કેટલાંક અશુભ શકુન હોય છે પણ કેટલાક પ્રકાર તથા સમયના ભેદને લીધે શુભાશુભ ( સારા નરતાં ) આમ મિશ્રરૂપે થાય છે. આ બાબત જણાવવા સારૂ આ અધિકારની પાત્રતા માની છે.

## અનાજથી ઉત્પન્ન થતાં શુભાશુભ શકુન.

अनुष्टुप्.

पिष्टान्नमशुभं सर्वं, भृष्टं धान्यं न सिद्धये ।
सिद्धमन्नं सर्वसिद्ध्यै, क्वथितं कष्टहेतवे ॥ १ ॥ (शा. प.)

સર્વ પ્રકારનું દળેલું અનાજ, એટલે તમામ જાતના અનાજનો લોટ તથા ભુંજેલું ધાન્ય, જો શકુનમાં મળે તો તે અશુભ ગણાય અને કાર્યની સિદ્ધિ ન થાય. અને જો સિદ્ધ કરેલું ( રાંધેલું ) અનાજ સામું મળે તો સર્વ કાર્યની સિદ્ધિ થાય અને બગડેલું અનાજ સામું મળે તો સંકટની પ્રાપ્તિ થાય. ૧

## વચનથી ઉત્પન્ન થતાં શુભાશુભ શકુન.

आर्या ( २ थी ६ )

सिद्ध्यै केनाप्युक्तं पृष्ठे गच्छेति पुरत एहीति ।
मागाः क्व यासि तिष्ठेत्येवं, रूपं निषेधाय ॥ २ ॥ (शा. प.)

પ્રયાણ કરતી વખતે કોઇ પછવાડેથી એમ કહે કે જા, અને આગળથી એમ કહે કે આવ, તો કાર્યની જરૂર સિદ્ધિ થાય. અને કોઈ એમ કહે કે જા માં, ક્યાં જાય છે ? ઉભો રહે. આવા પ્રકારનું જે વચન તે નિષેધને માટે છે. એટલે અપશુકનરૂપ હોવાથી કાર્યસિદ્ધિ થવા દેતું નથી. ૨

## શબ ( મુડદા ) નાં શુભાશુભ શકુન.

दृष्टः शवः प्रवासे रोदनबन्धः प्रियाणि साधयति ।
यत्ने स तु प्रवेशे दीर्घरुजं दीर्घनिद्रां वा ॥ ३ ॥ (शा. प.)

પરદેશ પ્રયાણ સમયે રૂદનના ધ્વનિથી રહિત એવું મુડદું જોવામાં આવે તો તે મનુષ્યનાં પ્રિય કાર્યોને સિદ્ધ કરી આપે છે. અને ગામમાં પ્રવેશ કરતી વખતે મુડદું સામું મળેતો મહાન્ રોગ તથા લાંબી નિદ્રા ( મરણ ) ને ઉત્પન્ન કરે છે. ૩

### મનુષ્યોમાં ત્યાગી વિગેરેના મળવાથી થતાં શુભાશુભ શકુન.

दीनक्षपणोन्मत्तप्रव्राजकविकृतवेषहीनाङ्गाः ।
न शुभाः शुभास्तु सर्वे यतयो भिक्षोल्लसत्पात्राः ॥४॥ ( शा. प. )

કંગાલ, ક્ષપણ (બૌદ્ધભિક્ષુ), ગાંડો, સંન્યાસી, વિકૃત (ખરાબ) વેષવાળા પુરુષો, હીન અંગવાળા જેવા કે આંધળા, લંગડા વગેરે. આ સર્વ પ્રયાણ વખતે સામા મળે તો શુભ નહિં અને જો ભિક્ષાથી ભરપૂર પાત્રવાળા યતિ–સાધુ મળે તો શુભ જાણવા. ૪

### શબ્દોથી થતું શુભાશુભ શકુન.

आर्तद्रुतस्वरज्ञा विभिन्नदीनप्रभिन्नलघुरौद्राः ।
निन्द्याः शुभास्तु शब्दाः प्रमुदितपरिपूर्णदृढशान्ताः ॥ ५ ॥ (शा. प.)

પીડાયુક્ત, ઉતાવળા, સ્વરને જણાવવાવાળા જુદા જુદા દીનલોકોના જુદા જુદા નીચેથી બોલાતા ( કંગાલીભરેલા ) ભયંકર શબ્દો પ્રયાણ વખતે સંભળાય તે. તે નિંદાને પાત્ર કહ્યા છે અને આનંદયુક્ત સંપૂર્ણ દૃઢ ( મજબુત ) અને શાંત શબ્દો જો સંભળાય તો તેને શુભ જાણવા. ૫

### આશીર્વાદરૂપે જે રક્ષણ તેનાથીજ ભક્ષણ તેથી તે અપશકુન.

संहारबीजबहुला केनचिदुक्ता प्रशस्यते नाशीः ।
गमने यद्वत्साक्षात्त्र्यक्षः क्षपयति विपक्षं ते ॥ ६ ॥ ( शा. प. )

ગમન ( પ્રયાણ ) સમયે સંહારનાં બીજો જેમાં ઘણાં છે એવી વાણીવાળી આશીષ કોઈ મનુષ્યથી કહેવાયલી હોય તો તે શુભ શકુન કહેવાતું નથી. સંહારબીજવાળી વાણી કેમ જાણવી ? ત્યાં કહે છે કે, સાક્ષાત્ ત્રણ નેત્રવાળા હર ( શિવજી ) તારા દુશ્મનનો નાશ કરે તેવી, એટલે પ્રયાણ સમયે તેવી વાણી બોલવી તે વિચારીનેજ બોલવી એવો ભાવ છે. ૬

આ અધિકારમાં શુભ અને અશુભ એમ બન્ને શકુન જણાવ્યાં. હવે કેવળ અશુભ શકુનોમાં જેની ગણત્રી કરી છે તેતરફ દૃષ્ટિ ખેંચવા આ ચાલતો શુભાશુભ શકુન અધિકાર પૂર્ણ કર્યો છે.

# અશુભ શકુનાધિકાર.

મનુષ્ય અશુભ શકુનો થતાં હોય છતાં પ્રયાણ કરે તો તે કર્તવ્યકાર્યમાં વિજય મેળવી શકતો નથી. માટે તે અશુભ શકુનો કોને કહેવાં? તે જાણવાની જરૂર છે. કારણ કે જો તે અપશકુન થાય તો પાછા ફરવું અને પુનઃ પાછળના અધિકારમાં કહ્યા પ્રમાણે કરવું તેથી મનુષ્યને અશુભ ફળ થતું નથી. ઇત્યાદિ બાબત જણાવવા સારૂ આ અધિકારની ગોઠવણ કરી છે.

### યુદ્ધ વિગેરે અપશકુનો જણાવે છે

आर्या (१ थी ५)

मार्जारमहिषयुद्धं, स्तनितं गृहदाहबन्धुकलहाद्यम् ।
विद्युद्वात्यादुर्दिनमयात्रिकं सूतके द्वे च ॥ १ ॥ (शा. प.)

બીલાડાનું તથા પાડાનું યુદ્ધ (લડાઈ), મેઘની ગર્જના, ઘરોનું બળવું, બંધુઓમાં કલહ વગેરે, વિજળી, વંટોળીઓ (પવન), મેઘ (વાદળાં) થી ઢંકાયેલો દિવસ અને મરણ તથા જન્મસંબન્ધી આમ બે પ્રકારનાં સૂતકો; આ બધાં પ્રયાણમાં નિષેધ છે, એટલે અપશકુનરૂપ છે. ૧

### ઉલ્કાપાત વિગેરે અપશકુન કહે છે.

प्रतिसूर्यदर्शनोल्का प्रपातकेतुप्रबोधनिर्घाताः ।
वृष्टिः करकापातः, पुंसां प्रस्थानविघ्नाय ॥ २ ॥ (शा. प.)

આકાશમાં બે સૂર્ય દેખાય, ઉલ્કાપાત થાય, કેતુ નામનો પુંછડીઓ તારો દેખાય, વજ્રપાત થાય, એકદમ વર્ષાદ પડે, કરા પડવા માંડે, આ બધાં મનુષ્યોને પ્રયાણ વખતનાં વિઘ્નો (અપશકુનો) કહ્યાં છે. ૨

### યુદ્ધ પ્રયાણનું અપશકુન.

क्षोभपलायनभङ्ग[illegible]र्यासभङ्गवेगादि ।
यन्मुख्यवाहकानां, तदपि निषेधाय गमनस्य ॥३॥ (शा. प.)

(રણસંગ્રામમાં પ્રયાણ સમયે) અગ્રેસરોમાં ખળભળાટ, પલાયન (ભયથી ચાલ્યું જવું તે), ભંગાણ પડવું, ઠેસ આવવી, ઉંધા પડી જવું, અને વેગનો ભંગ થવા વગેરે જે થાય તે પણ પ્રયાણના નિષેધનેજ સૂચવે છે. એટલે એ અપશકુનો છે એમ સમજવું. ૩

### પદાર્થોનું અપસકુન જણાવે છે.

निन्द्यानि लोहशृङ्खलभस्मेन्धनरज्जुरिक्तभाण्डानि ।
कर्पासकेश विटास्थीनि गुडचर्मलवणानि ॥ ४ ॥ } ( शा. प. )

પ્રયાણ સમયે લોઢાની સાંકળ, ભસ્મ ( રાખ ), ઇંધણ, દોરડું, ખાલી વાસણ, કપાસ, કેશ, વિષ્ટા, હાડકાં, ગોળ, ચામડું અને મીઠું સામું મળે તો અપશકુન જાણવું. ૪

તથા—

तक्रवसातृणकर्परपिण्याकाङ्गारभुजगमार्जाराः ।
निन्द्यास्तुमुण्डमलिना स्तैलंरिपु महिष गर्दभारूढाः ॥५॥ } ( शा. प. )

છાશ, ચરબી, ઘાસ, માથાની ખોપરી, તલનો ખોળ, ધૂમાડાવાળો અગ્નિ, સર્પ, બીલાડો, મુંડન કરાયેલો, મલિન શરીરવાળો, તેલ, શત્રુ, પાડો તથા ગધેડા ઉપર સ્વારી કરનાર મનુષ્ય આ બધાં અપશકુન સમજવાં. ૫

જે જે કારણોથી નુકશાની થાય તે તે કારણો પણ જાણવાની જરૂર છે અને તેનું નિવારણ કરવાની પણ ખાસ જરૂર છે. જેથી અપશકુન નિવારણ અધિકારને સ્થાન આપવા આ અશુભ શકુન અધિકાર પૂર્ણ કર્યો છે.

## अपशकुन निवारण-अधिकार.

અપશકુન કુત્સિત ફળને ન આપે તે માટે તે અપશકુનોનું નિવારણ જાણુવાની આવશ્યક્તા છે. તે જણાવવામાટે આ અધિકારને આદ્ય ગણ્યો છે.

### શુભ શકુન મેળવવાનું સાધન.

अनुष्टुप्. ( १ थी २ )

प्राणायामादिकं कुर्यादाद्ये द्विगुणितं द्वये ।
तृतीये शकुने दुष्टे, तद्दिनं गमनं त्यजेत् ॥ १ ॥ } ( शा. प. )

પ્રયાણ કરતાં પ્રથમ જો અપશકુન થાય તો પ્રાણાયામ વગેરે કરવું, અને બીજી વખત પ્રયાણ કરતાં અપશકુન થાય તો પ્રાણાયામ વગેરે બમણું કરવું, અને ત્રીજી વખત પ્રયાણ કરતાં અપશકુન દેખાય તો તે દિવસે જવાનું કામ તજી દેવું એટલે જવું નહિ. ૧

### અપશકુનમાં દેવને શરણે જવું.

नरस्यात्यन्तिके कार्ये जाते दुःशकुनं भवेत् ।
यदा तदा जपेत्तत्र, मन्त्रं सुशकुनाप्तये ॥ २ ॥ } ( शा. प. )

કોઈ કાર્યમાં અવશ્ય જવાનું હોય અને તેના પ્રયાણમાં અપશકુન થાય તો શુભ શકુનની પ્રાપ્તિમાટે ત્યાં મંત્રનો જપ કરવો. એટલે ઇષ્ટદેવના મંત્રનો યથાશક્તિ જપ કરીને પ્રયાણ કરવું. એવો ભાવ છે. ૨

શકુન તથા અપશકુનનો નિર્ણય કરવામાં બીજા પદાર્થોઉપર આધાર રાખવામાં આવે છે, કદાચ તેમાં સમજણફેર થવાથી શકુનના નિર્ણયમાં ભૂલ થવા સંભવ છે તો આ કિલષ્ટ પ્રયત્ન ઓછો કરવા સ્વરોદય પ્રકરણ ઉચ્ચ જ્ઞાન દર્શાવનારૂં હોવાથી આ અપશકુન નિવારણ-અધિકારની સમાપ્તિ કર્યાબાદ સ્વરોદયતરફ વાચકનું ધ્યાન ખેંચ્યું છે.

## स्वरोदय-अधिकार.

“સ્વર” ડાબી જમણી નાસિકામાં ચાલતો પ્રાણવાયુ ભાવિ શુભાશુભને સૂચવે છે, તેનો સ્વરજ્ઞ પુરુષો સારી રીતે અનુભવ કરે છે અને તેનો ફલાદેશ પણ કહ્યામુજબજ મળતો આવે છે તેમ સ્વરના બળઆગળ શકુન વગેરેનું ફળ પણ કાંઈ કામ કરી શકતું નથી. આ બાબતને સ્પષ્ટ સમજાવવાસારૂ આ અધિકારની ખાસ જરૂર માની છે.

### શકુનોકરતાં સ્વરની ઉત્તમતા.

अनुष्टुप्. ( १ थी ५ )

स्वरोदये शुभे जाते, शकुनैः किं प्रयोजनम् ।
तस्मिंश्चाप्यशुभे जाते, शकुनैः किं प्रयोजनम् ॥ १ ॥ } ( शा. प. )

સ્વરનો ઉદય જો શુભ હોય તો શકુનોથી શું પ્રયોજન છે ? એટલે જો ઉત્તમ પ્રકારનો સ્વર ચાલતો હોય તો અપશકુન થાય તોપણ તે કાંઈ વિઘ્ન કરી શકતાં નથી. અને તે સ્વરજ જો અશુભ થઈ ગયો હોય તોપણ શકુનોથી

શું પ્રયોજન છે ? એટલે સ્વર અશુભ ચાલતો હોય અને શકુનો શુભ થતાં હોય તોપણ તે કાંઈ ફળ આપી શકતાં નથી માટે સ્વર સર્વોપરિ છે. ૧

### સ્વરના જ્ઞાનમાટે પ્રથમ નાડીજ્ઞાન કહે છે.

इडा सोमस्य नाडी स्यात्पिङ्गला सूर्यनाडिका ।<br>
इडा सौम्या भवेद्वामा, पिङ्गलोग्रा च दक्षिणा ॥ २ ॥ } ( शा. प. )

ઇડા તે ચન્દ્રની નાડી છે, અને પિંગલા તે સૂર્યની નાડિકા છે તેમ ઇડાનાડી ડાબી તરફની છે અને શાંત છે, અને પિંગલા નાડી જમણી બાજુની છે અને ઉગ્ર છે. ૨

### પવનની ગતિ કહે છે.

हंसाभिधानः पवनो, नाभिमूलात्समुत्थितः ।<br>
नाडीमार्गेण जन्तूनां, प्रकरोति गतागतम् ॥ ३ ॥ } ( शा. प. )

મનુષ્યની નાભિના મૂળમાંથી હંસ નામનો પવન નાડી (ઉપર જણાવેલી છે તે ) ના માર્ગથી આવવું જવું કરી રહ્યો છે. ૩

### પ્રાણવાયુનું શુભાશુભત્વ કહે છે.

इडया सञ्चरन् वायुः, सौम्ये कार्ये शुभःस्मृतः ।<br>
पिङ्गलायां तथा दीप्ते, द्वयोः क्वापि न शोभनः ॥ ४ ॥ } ( शा. प. )

પ્રાણવાયુ જો ઈડા ( ડાબી તરફની નાસિકાની) નાડીથી ચાલતો હોય તો શાંત કાર્યમાં શુભ કહેલો છે અને પિંગલા ( જમણી તરફની નાસિકાની નાડી ) માં પ્રાણવાયુ ચાલતો હોય તો ઉગ્ર ( તેજવાળા ) કામમાં શુભ કહેલ છે; પરંતુ જો પ્રાણવાયુ બન્ને નાસિકામાં સમાનગતિથી ચાલતો હોય તો સૌમ્ય તથા દીપ્ત બન્નેમાંથી કોઇપણ કાર્યમાં શુભ નથી. ૪

### પ્રાણવાયુના પ્રવેશ તથા નિર્ગમનનું ફલ કહે છે.

शुभः स्यात्प्रविशन्नन्तर्मारुतो न तु निःसरन् ।<br>
सौम्ये वा दीप्तकार्ये वा, सर्वत्रैषा विचारणा ॥ ५ ॥ } ( शा. प. )

( પ્રશ્ન વખતે ) શાંત કાર્યમાં અથવા ઉગ્ર કાર્યમાં જો પ્રાણવાયુ નાસિકાની અંદર પ્રવેશ કરતો હોય તો તે શુભ સમજવો. પરંતુ બહાર નિકળતો હોય તો તે શુભ ન જાણવો. ૫

### કાર્યપરત્વે ચન્દ્ર સ્વરનું ફળ કહે છે.

आर्या. ( ६ थी ८ )

अध्ययनमित्रसङ्गप्रवेशयात्राविवाहदानेषु ।
शुभकार्येष्वखिलेष्वपि शस्तः सोमाध्वगः पवनः ॥६॥ } ( शा. प. )

વિદ્યાભ્યાસ, મિત્રનો સંગ, કોઈ સ્થાનમાં પ્રવેશ, યાત્રા, ( વિદેશ જવું, ) વિવાહ, અને દાન; આ કાર્યોમાં તથા સમગ્ર શુભ કાર્યોમાં પણ ચંદ્રની (ડાબી) નાડીથી ચાલતો પવન ઉત્તમ કહેલો છે. ૬

### સજીવ નાડી કોને જાણવી ?

यस्यां प्रवहति वायुर्नाडी, सा जीवसंयुता गदिता ।
यस्यां नैष प्रवहति, निर्जीवा सा समाख्याता ॥ ७ ॥ } ( शा. प. )

જે નાડીમાં પ્રાણવાયુ ચાલતો હોય તે નાડી જીવયુક્ત કહેલી છે, અને જે નાડીમાં પ્રાણવાયુ ન ચાલતો હોય તે નિર્જીવ કહેલી છે. ૭

### કાર્યસિદ્ધિનો નિર્ણય.

दीप्ते कार्ये नाडी परदिशि निर्जीवितां सदा कुर्यात् ।
शान्ते च जीवसहितां, ततस्तु सिध्यन्ति सर्वकार्याणि ॥ ८ ॥ } (शा. प.)

દીપ્ત કાર્યમાં સદા પશ્ચિમ ( ચંદ્ર ) નાડીને નિર્જીવ કરવી, અને શાંત કાર્યમાં સજીવ કરવી તેથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ૮

### કાર્યપરત્વે સૂર્યસ્વરનું ફળ કહે છે.

रथोद्धता.

युद्धवादरतिवस्तुविक्रिय द्यूतभोजनभयोग्रकर्मसु ।
सूर्यमार्गगमनः समीरणस्तत्त्वदर्शिभिरतीव शस्यते ॥९॥ } ( शा. प. )

યુદ્ધ કરવું, વાદ કરવો, સ્ત્રીસંગ કરવો, વસ્તુઓને વેંચવી, દ્યૂત, ભોજન, ભય તથા ભયંકર કર્મોમાં સૂર્યમાર્ગથી ગતિ કરનારો પવન તત્ત્વદર્શી પુરુષોએ અત્યન્ત વખાણ્યો છે. ૯

આ અધિકારમાં જેમ સ્વરઉપરથી શુભ અથવા અશુભ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તેમ હાથના પંજા ઉપરથી પણ મનુષ્યનું ભવિષ્ય જન્મોત્તરીની માફક કહી શકાય છે. ખરેખર કોઈ વિદ્વાન સામુદ્રિકવિદ્યામાં તથા જ્યોતિષ-

શાસ્ત્રમાં નિપુણ હોય તે સામુદ્રિક જ્ઞાન અને જન્મોત્તરી એ બન્નેનું ભવિષ્ય ફળ મળતું કહી શકે છે, અને જે મનુષ્યોના જન્માક્ષર નથી હોતા તેવા મનુષ્યોને હવે પછી લેવામાં આવતો સામુદ્રિક–અધિકાર ઉપયોગી થઈ પડશે એવી મતલબથી તે અધિકારની સમજુતી આપવા આ સ્વરોદય અધિકારને પૂર્ણ કર્યો છે.

## सामुद्रिक–अधिकार.

“સામુદ્રિક” શાસ્ત્ર કેટલું ગંભીર અર્થને બતાવવાવાળું છે? આ બાબતનું ભાન જિજ્ઞાસુ પુરુષને આ અધિકારનું સમાલોચન કર્યા પછીજ થશે. અને આ સામુદ્રિકશાસ્ત્રના જ્ઞાનની દરેક મનુષ્યવ્યક્તિને ઘણીજ આવશ્યકતા છે. કારણ કે કોઈ મનુષ્યની ઉત્તમાધમતાની પરીક્ષા કરવી હોય તો તેમાં આ શાસ્ત્ર ઘણુંજ ઉપયોગી છે. અને મનુષ્યને જોવામાત્રથી તેના ગુણદોષ જાણી લેવા એજ વિદ્વાન્ પુરુષની વિદ્વત્તા છે અને તે જાણવાના જ્ઞાનનો આધાર આ શાસ્ત્રઉપર છે. નીતિમાં કહ્યું છે કે—“आकारैरिङ्गितैर्गत्या, चेष्टया भाषणेन च । मुखनेत्रविकारेण, दृश्यतेऽन्तर्गतंमनः” આકારથી, અંદરનાં ચેષ્ટિતોથી, ગતિ (ચાલ) થી, બહારની ચેષ્ટાઓથી, ભાષણથી અને મુખ તથા નેત્રના વિકારથી અંદરનું મન ઓળખી શકાય છે. આમ શાસ્ત્રજ્ઞ પુરુષો જે મનુષ્યની પરીક્ષા કરી તેની ઉત્તમાધમતા વિષે ઘડો બાંધે છે, તેમાં મુખ્ય સાધનભૂત સામુદ્રિક શાસ્ત્ર છે. એમ ઉપયોગી જાણી આ અધિકારનો આરંભ કરવામાં આવે છે.

### મનુષ્યનાં અંગોઉપરથી સ્વભાવવિગેરેની પરીક્ષા.

अनुष्टुप् ( १ थी ४२ )

यथा नेत्रे तथा शीलं, यथा नासा तथार्जवम् ।
यथा रूपं तथा वित्तं, यथा शीलं तथा गुणाः ॥ १ ॥ (क. सु.)

મનુષ્યનાં જેવાં નેત્ર હોય તેવો સ્વભાવ જાણવો, એટલે સ્વભાવની પરીક્ષા આંખ ઉપરથી થાય છે. જેવી નાસિકા (નાક) હોય તેવી નમ્રતા જાણવી. એટલે નમ્રતાની પરીક્ષા નાક ઉપરથી જણાય છે. જેવું રૂપ હોય તેવું ધન સમજવું; એટલે ધનનું અનુમાન રૂપ ઉપરથી થઈ શકે છે; અને જેવું આચરણ હોય તેવા ગુણો જાણવા. ૧

## આવર્તઉપરથી શુભાશુભની પરીક્ષા.

आवर्तो दक्षिणे भागे दक्षिणः शुभकृन्नृणाम् ।
वामो वामेऽतिनिन्द्यःस्याद्, दिगन्यत्वे तु मध्यमः ॥२॥ (क. सु.)

મનુષ્યના જમણા ભાગમાં દક્ષિણ તરફનો આવર્ત—જમણા ભાગ તરફ વળેલી વર્તુલ (ગોળ) રેખા હોય તો તે શુભકારી છે, અને ડાબા ભાગમાં ડાબી તરફનો આવર્ત હોય તો તે નિંદવા યોગ્ય છે. અન્ય—બાકીની દિશા (ભાગ) માં આવર્ત હોય તો તે મધ્યમ જાણવો. ૨

## હથેળી એ દર્પણ છે.

अरेखं व हुरेखं वा, येषां पाणितलं नृणाम् ।
ते स्युरल्पायुषो निःस्वा, दुःखिता नात्र संशयः ॥ ३ ॥ (क. सु.)

જે મનુષ્યોનું હાથનું તળ (તળીયું) રેખાવગરનું હોય અથવા બહુ (ઘણી) રેખાવાળું હોય તે મનુષ્યો અલ્પ (થોડી) આયુષ્વાળા, નિર્ધન, અને દુઃખી જાણવા. આમાં સંશય નથી. ૩

## ટચલી આંગળીની લંબાઇ ઉપરથી ધનની પરીક્ષા.

अनामिकान्त्यरेखायाः कनिष्ठा स्याद्यदाधिका ।
धनवृद्धिस्तदा पुंसां, मातृपक्षो बहुस्तथा ॥ ४ ॥ (क. सु.)

અનામિકા એટલે ટચલી આંગળી પાસેની આંગળી તેની છેલ્લી રેખાથી જો ટચલી આંગળી અધિક એટલે લાંબી હોય તો તેથી પુરુષોને ધનનો વધારો થાય છે તેમ તેની માતાનો પક્ષ ઘણો હોય એમ સમજવું. ૪

## હાથની ત્રણ મુખ્ય રેખાઓનું સ્વરૂપ જણાવે છે.

मणिबन्धात्पितुर्लेखा, करभाद्विभवायुषोः ।
लेखे द्वे यान्ति तिस्रोऽपि तर्जन्यङ्गुष्ठकान्तरम् ॥ ५ ॥ (क. सु.)

મનુષ્યના હાથની હથેળીના મૂળમાંથી જે રેખા નિકળી ચાલે છે તે પિતા (બાપ) ની (આયુષ્ વગેરેને સૂચવવાવાળી) જાણવી. અને હથેળીના પડખા-માંથી જે બે રેખાઓ ચાલે છે તે ધન તથા આયુષ્ની રેખાઓ જાણવી. એટલે આંગળીઓતરફની, આયુષ્ની અને કાંડાતરફની ધનની જાણવી. કોઈ મનુ-ષ્યની બે રેખાઓ અથવા ત્રણ રેખાઓ પણ તર્જની (અંગુઠાપાસેની આં-ગળી) તથા અંગુઠાના મધ્યમાં જાય છે એટલે કે કોઇની ત્રીજી રેખા આયુ-

ષ્ની ત્યાં પહોંચી શકતી નથી. તો બે રેખા ધન તથા પિતાની છે, તે ત્યાં સુધી જાય છે એવો ભાવ છે. ૫

### ઉપરના શ્લોકમાં કહેલી રેખાઓનું ફળ કહેછે.

येषां रेखा इमास्तिस्रः, सम्पूर्णा दोषवर्जिताः ।
तेषां गोत्रधनायूंषि, सम्पूर्णान्यन्यथा तु न ॥ ६ ॥ (क. सु.)

ઉપરના શ્લોકમાં જણાવેલી આ ત્રણ રેખાઓ જે મનુષ્યના હાથમાં સંપૂર્ણ અને દોષવર્જિત હોય, એટલે મધ્યમાં અથવા બીજા કોઈ સ્થાનમાં ખંડિત ન થઇ હોય તે મનુષ્યનું કુલ ( કુટુંબ ), ધન અને આયુષ્ સંપૂર્ણ જાણવાં એટલે તેઓ લાંબા વખત જીવી શકે તથા ધન, કુટુંબનું પણ સુખ રહે. અને બીજી રીતે એટલે આ રેખાઓ ત્રુટી ગએલી તથા દોષવાળી હોય તો ઉપરનું સુખ રહેતું નથી. ૬

### આયુષનો નિર્ણય.

उल्लङ्घयन्ते च यावन्त्योऽगुल्यो जीवितरेखया ।
पञ्चविंशतयो ज्ञेयास्तावन्त्यः शरदाम्बुधैः ॥ ७ ॥ (क. सु.)

આયુષ્રેખા જેટલી આંગળીઓને ઓળંગી જાય છે, તેટલાં પચીશ વર્ષો તે મનુષ્યનું આયુષ્ સુજ્ઞ પુરૂષોએ જાણવું. એટલે તે રેખા ટચલી, તેની પાસેની અનામિકા તથા વચલી આમ ત્રણ આંગળીઓને ઓળંગી ગઈ હોયતો પોણોસો વર્ષનું આયુષ્ તે મનુષ્યનું જાણવું. અને ચાર આંગળીઓને ઓળંગી જાય તો સો વર્ષનું આયુષ્ જાણવું. ૭

### શરીરના વર્ણઉપરથી સુખના સાધનનો નિર્ણય.

न स्त्री त्यजति रक्ताक्षं, नार्थः कनकपिङ्गलम् ।
दीर्घबाहुं न चैश्वर्यं, न मांसोपचितं सुखम् ॥ ८ ॥ (क. सु.)

જે પુરુષનાં લાલ નેત્ર હોય તેને સ્ત્રી તજતી નથી. એટલે વશ રહે છે. જે પુરુષનો વર્ણ સુવર્ણના સમાન પિંગલો હોય તેનો ધન ત્યાગ કરતું નથી. જે પુરુષના લાંબા હાથ હોય તેનો ઐશ્વર્ય ત્યાગ કરતું નથી. અને જેનું શરીર પુષ્ટ હોય તે મનુષ્યનો સુખ ત્યાગ કરતું નથી ૮

### અંગુડાના મધ્યના જવનું ફળ.

यवैरङ्गुष्ठमध्यस्थैर्विद्याख्यातिविभूतयः ।
शुक्लपक्षे तथा जन्म, दक्षिणाङ्गुष्ठगैश्च तैः ॥ ९ ॥ (क. सु.)

મનુષ્યના અંગુઠાના મધ્યમાં રહેલ એવાં જવનાં ચિન્હોથી તેઓની વિદ્યા, કીર્તિ અને લક્ષ્મી જાણી શકાય છે એટલે અંગુઠાના મધ્યનો જવ સ્પષ્ટ દેખાતો હોય તો તે મનુષ્યમાં વિદ્યા, કીર્તિ, લક્ષ્મી જરૂર હોય છે તેમ દક્ષિણ (જમણા) હાથના અંગુઠામાં રહેલા તે જવોથી શુકલપક્ષમાં થયેલો મનુષ્યનો જન્મ પણ જાણી શકાય છે. ૯

### અંગોની સ્નિગ્ધતા (કોમળતા)નું ફળ.

चक्षुःस्नेहेन सौभाग्यं, दन्तस्नेहेन भोजनम् ।
वपुःस्नेहेन सौख्यं स्यात्पादस्नेहेन वाहनम् ॥ १० ॥ (क. सु.)

નેત્રની સ્નિગ્ધતાથી (અમીથી) સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે અને દાન્તોની સુકોમલતાથી ભોજનની પ્રાપ્તિ થાય છે. શરીરના રસભરપણાથી સુખની પ્રાપ્તિ થાય છે અને ચરણોના સુકોમળપણાથી વાહન (ઘોડા વિગેરે) ની પ્રાપ્તિ થાય છે. ૧૦

### સામુદ્રિક શાસ્ત્રનો ઉપક્રમ કહે છે.

उक्तं सामुद्रिके शास्त्रे, नराणां यच्छुभाशुभम् ।
लक्षणं तत्समासेन, नखकेशाग्रमुच्यते ॥ ११ ॥ (पा. च.)

સામુદ્રિક શાસ્ત્રમાં પુરુષોનું જે લક્ષણ શુભ અથવા અશુભ કહેલું છે તે નખથી કેશના અગ્ર ભાગ સુધી સંક્ષેપથી કહેવાય છે. ૧૧

### પગની શ્રેષ્ઠતાનું વર્ણન.

अस्वेदौ पाटलौ श्लिष्टाङ्गुली कूर्मोन्नतौ मृदू ।
उष्णौ ताम्रनखौ गूढगुल्फौ पादौ नृणां शुभौ ॥ १२ ॥ (पा. च.)

જેમાં પ્રસેવો થતો નથી એટલે જે ઓગળતા નથી, તેમ લાલાઇવાળો શ્વેત જેઓનો રંગ છે, તેમ જેની આંગળીઓ એક બીજી સાથે મળીને રહે છે, અને કાચબાની માફક ઉંચાઇવાળા, કોમળ, ગરમ, લાલ નખવાળા અને ગૂઢ (અંદર રહેલી) ઘુંટીવાળા આવા જે પુરુષોના ચરણ (બે પગ) છે તે શુભ છે એમ જાણવું. ૧૨

### અશુભ પગો કહેવામાં આવે છે.

शूर्पाकारास्तथा भग्ना, वक्राः शीताः शिरायुताः ।
सस्वेदाः पाण्डुरा रूक्षाश्चरणास्त्वतिनिन्दिताः ॥१३॥ (पा. च.)

સુપડાના આકારવાળા, તેમ પીંડીથી ભંગવાળા, વાંકા, ઠંડા, નાડીઓથી વિંટાયેલા, ઓગળતા, ફીકા રંગવાળા, રૂક્ષ ( લુખા–નિસ્તેજ ) આવા પ્રકારના મનુષ્યોનાં ચરણો ( પગ ) ઘણા નિંદિત છે એટલે અશુભ છે એમ જાણવું. ૧૩

## ચરણમાં રહેલા ધ્વજ વગેરે ચિન્હો તથા શુભ આંગળીઓનું ફળ.

राज्याय पादयो रेखा, ध्वजचक्राङ्कुशोपमाः ।
अङ्गुल्योऽपि समा दीर्घाः संहिताश्च समुन्नताः ॥ १४ ॥ ( पा. च. )

જે મનુષ્યના પગમાં ધ્વજ, ચક્ર, અંકુશજેવી રેખાઓ હોય તેને રાજ્યની પ્રાપ્તિ થાય છે. તેમ પગની આંગળીઓ પણ સમાન, લાંબી, મળેલી તથા ઉંચી હોય તે હિત ( શુભ ) ને આપવાવાળી જાણવી ૧૪

## પગના અંગુઠાનું શુભાશુભ ફળ કહે છે.

अङ्गुष्ठैर्विपुलैर्दुःखं, सदाऽध्वगमनंनृणाम् ।
वृत्तैस्ताम्रनखैः स्निग्धैः, सहितैस्तु सुखं भवेत् ॥ १५ ॥ ( पा. च )

મનુષ્યોના પગના અંગુઠા જો જાડા હોય તો તેથી હમેશાં રસ્તામાં પંથ કરવો પડે તેમ સંકટની પ્રાપ્તિ થાય અને તે અંગુઠા ગોળ, લાલ નખવાળા, કોમળ અને કલ્યાણકારી હોય તો તેથી સુખની પ્રાપ્તિ થાય છે. ૧૫

## અંગુઠાકરતાં તેની પાસેની આંગળી મોટી હોય તો તેનું ફળ.

ह्रस्वात्क्लेशाय भोगायाङ्गुष्ठाद्दीर्घा प्रदेशिनी ।
समा तु मध्यमाश्लिष्टा धिये दीर्घा कनिष्ठिका ॥ १६ ॥ ( पा. च. )

મનુષ્યના પગનો અંગુઠો ટુંકો હોય અને તેના કરતાં તેની પાસેની આંગળી લાંબી હોયતો તેને કલેશની તથા વિષયભોગની પ્રાપ્તિ થાય છે. એટલે આવી આંગળીવાળો મનુષ્ય કલેશ કરનાર તથા વિષયી ( કામી ) હોય છે. અને તે આંગળી અંગુઠા બરોબર હોય તેમ વચલી આંગળી સાથે ભેટીને રહેતી હોય તથા ટચલી આંગળી લાંબી હોય તો તેથી મનુષ્ય બુદ્ધિમાન છે એમ જાણવું. ૧૬

### મનુષ્યની ટુંકી આંગળીઓનું ફળ કહે છે.

असंहिताभिर्ह्रस्वाभिरङ्गुलीभिस्तु मानवः ।
दासो वा दासकर्मा वा, सामुद्रवचनं यथा ॥ १७ ॥ } ( पा. च. )

સામુદ્રિકના વચન પ્રમાણે જૂદી અને ટુંકી એવી આંગળીઓથી તો મનુષ્ય કોઇનો ચાકર અથવા તો ચાકરતુલ્ય કામ કરવાવાળો થાય છે. ૧૭

### મનુષ્યની ચાલવાની ઢબ ઉપરથી શુભાશુભ કહેવાય છે.

हंसेभवृषभक्रौञ्चसारसानाङ्गतिः शुभा ।
खरोष्ट्रमहिषश्वानगतयस्तु महाधमाः ॥ १८ ॥ } ( पा. च. )

જે મનુષ્યની ચાલ ( ગતિ ) હંસ, બળદ, હાથી, ક્રૌંચપક્ષી અને સારસ નામના પક્ષીસમાન હોય તો તે ગતિ શુભ જાણવી અને ખર ( ગધેડો ) સાંઢીયો, પાડો અને કૂતરાના જેવી હોય તો તે ગતિ મહા અધમ જાણવી. ૧૮

### જંઘા ( પીંડી-ગોઠણની નીચેના ભાગ ) નું શુભાશુભ ફળ કહે છે.

दुःखिनः काकजङ्घाःस्युर्दीर्घजङ्घाः स्युरध्वगाः ।
बन्धनं चाश्वजङ्घानां, मृगजङ्घस्तु पार्थिवः ॥ १९ ॥ } ( पा. च. )

જે મનુષ્યોની કાગડાતુલ્ય પીંડીયો હોય તે દુઃખી થાય છે. અને જો લાંબી ( પ્રમાણથી અધિક ) હોય તો તે મનુષ્યોને સદા ચાલવું પડે છે. અને જેઓની ઘોડાના જેવી પીંડીયો હોય તો તે મનુષ્યોને બંધનની પ્રાપ્તિ થાયછે અને જો મૃગલાસમાન પીંડી હોય તો તે મનુષ્ય રાજા થાય છે. ૧૯

### ગોઠણ, સાથળ, કેડ તથા મધ્ય ભાગની ઉત્તમતા.

जानुनी मांसलस्निग्धे, उरू विस्तीर्णवर्तुले ।
इष्टिकाभा कटी शस्या, मध्यं तु कुलिशोपमम् ॥ २० ॥ } ( पा. च. )

માંસથી ભરેલ કોમળ એવા બે ગોઠણ, વિશાળ અને ગોળ એવી બે સાથળ, ઇંટસમાન કટી ( કેડ ) અને વજ્રસમાન પાતળો મધ્ય ભાગ, આ બધા ઉત્તમ કહેવાય છે. ૨૦

### હવે ઉદર ( પેટ ) નું શુભાશુભપણું કહે છે.

मृगव्याघ्रोदरो भोगी, श्वशृगालोदरोऽधमः ।
मण्डूकसदृशं यस्योदरं स स्यान्महीपतिः ॥ २१ ॥ } ( पा. च. )

મૃગ તથા વાઘનીસમાન પેટવાળો મનુષ્ય સંસારના ભોગમાં આસક્ત હોય છે. અને કૂતરા તથા શિયાળનાસમાન પેટવાળો મનુષ્ય અધમ (નીચ) જાણવો. પરંતુ જે મનુષ્યનું દેડકાનાતુલ્ય ઉદર હોય તે પૃથ્વીપતિ-રાજા થાય. ૨૧

## નાભિ તથા કુક્ષિ ( કાખ ) નું શુભાશુભ ફળ.

**वर्त्तुलावर्तगम्भीरा नाभिश्शस्या न तून्नता ।**
**गम्भीरे भूपतिः कुक्षावुत्ताने स्त्रीमुखेक्षिकः ॥ २२ ॥** ( पा. च. )

મનુષ્યની ગોળ, ઉંડી અને ગંભીર નાભિ ( ડુંટી ) હોય તો તે નાભિ શ્રેષ્ઠ જાણવી. પરંતુ ઉંચી નાભિ હોય તો તે ઉત્તમ ન જાણવી. અને જો કુક્ષિ ( પડખાંનો ભાગ ) ગંભીર હોય તો તે મનુષ્ય રાજા થાય અને ચિતો હોય તો તે મનુષ્ય સ્ત્રીઓના મુખોને જોયા કરે. અર્થાત્ વિષયી થાય. ૨૨

## વાંસા તથા હૃદયનું શુભ ફળ કહે છે.

**ईश्वरो व्याघ्रपृष्ठः स्यात्कूर्मपृष्टस्तु पार्थिवः ।**
**समोपचितविस्तीर्णहृदयेन स भोगभाक् ॥ २३ ॥** ( पा. च. )

જે મનુષ્યનો વાઘના સમાન વાંસો હોય તે ઇશ્વરતુલ્ય થાય. અને કાચબા જેવા વાંસાવાળો મનુષ્ય રાજા થાય. સમાન કુલેલ વિસ્તારવાળા હૃદય ( હૈયા ) થી તે મનુષ્ય ભોગને ભોગવવાવાળો થાય. ૨૩

## બાહુનું શુભાશુભ ફળ કહે છે.

**प्रलम्बबाहुः स्वामी स्याद् ह्रस्वबाहुस्तु किङ्करः ।**
**स्वच्छारुणनखौ दीर्घाङ्गुली रक्तौ करौ श्रिये ॥ २४ ॥** ( पा. च. )

લાંબા હાથવાળો મનુષ્ય શેઠ થાય અને ટુંકા હાથવાળો પુરુષ ચાકર થાય છે. સ્વચ્છ ( નિર્મળ ) અને લાલ નખવાળા, લાલ રંગવાળા, લાંબી આંગળીઓવાળા હાથ જો હોય તો તે મનુષ્ય લક્ષ્મી મેળવે છે. ૨૪

## રાજા થવાનાં ચિન્હો.

**शक्तितोमरदण्डासिधनुश्चक्रगदोपमा ।**
**यस्य हस्ते भवेद्रेखा, राजानं तं विनिर्दिशेत् ॥ २५ ॥** ( पा. च. )

જે પુરુષના હાથમાં શક્તિ, તોમર, દંડ ( લાકડી ), તરવાર, ધનુષ, ચક્ર અને ગદાસમાન રેખા હોય તે પુરુષને રાજા જાણવો. ૨૫

### ખાસ વિષ્ણુનાં ચિન્હો કહે છે.

ध्वजवज्राङ्कुशच्छत्रशङ्खपद्मादयस्तले ।
पाणिपादेषु दृश्यन्ते, यस्यासौ श्रीपतिः पुमान् ॥२६॥ (पा. च.)

ધ્વજ, વજ્ર, અંકુશ, છત્ર, શંખ અને પદ્મ વિગેરે ચિન્હો જે પુરુષના હાથ તથા પગના તળીયામાં દેખાતાં હોય તે પુરુષને સાક્ષાત્ લક્ષ્મીના પતિ વિષ્ણુસમાન જાણવો. ૨૬

### સ્વસ્તિક ( સાથીયા ) વગેરેના ચિન્હનું ફળ કહે છે.

स्वस्तिके जनसौभाग्यं, मीने सर्वत्र पूजितः ।
श्रीवत्से वाञ्छिता लक्ष्मीर्गवाद्यं दामकेन तु ॥ २७ ॥ (पा. च.)

જે મનુષ્યના હાથમાં સાથીયાનું ચિન્હ હોય તેને સૌભાગ્યની પ્રાપ્તિ થાય અને માછલાનું ચિન્હ હોય તો તે મનુષ્ય સર્વ ઠેકાણે માન મેળવે અને શ્રીવત્સ ( નામે સાથીયો ) નું ચિન્હ હોય તો તેને લક્ષ્મીની પ્રાપ્તિ થાય અને દામ ( નોજણાં ) નું ચિન્હ હોય તો તે મનુષ્યને ગાય ભેંસ વગેરે પશુઓની પ્રાપ્તિ થાય. ૨૭

### હથેળીના પડખાની તથા અંગુઠા પાસેની રેખાનુ ફળ કહે છે.

पुत्रदा करभे रेखा, कनिष्ठाधः कलत्रकृत् ।
अङ्गुष्ठमूलरेखा तु, भ्रातृभाण्डानि शंसति ॥ २८ ॥ (पा. च.)

કરભ ( હાથની હથેળીના પડખા ) ની રેખા પુત્રને આપવાવાળી જાણવી એટલે ત્યાં જેટલી રેખાઓ હોય તેટલાં સંતાન સમજવાં, અને ટચલી આંગળીની નીચે અને આયુષ્યની રેખાના મૂલના થડમાં જે રેખા છે તે સ્ત્રીસંબંધી જાણવી એટલે જેટલી રેખા હોય તેટલી સ્ત્રી તે મનુષ્યને પ્રાપ્ત થાય. અને અંગુઠાના મૂળની રેખા ભાઈભાંડુને જણાવે છે. ૨૮

### જવ તથા ઉર્ધ્વરેખાઓનું ફળ.

अङ्गुष्ठेषु यवैर्भाग्यं, विद्या चाङ्गुष्ठमूलजैः ।
उर्ध्वाकाराः पुनः पाणितले रेखा महाश्रिये ॥ २९ ॥ (पा. च.)

અંગુઠામાં રહેલી જવતુલ્ય રેખાઓથી ભાગ્યની પ્રાપ્તિ થાય છે અને

અંગુઠાના મૂલમાં રહેલા જવનાં ચિન્હોથી વિદ્યા પ્રાપ્ત થાય છે. અને જો મનુ-ષ્યના હાથમાં ઉંચા આકારવાળી રેખાઓ હોય તો તે ઘણું ધન આપે છે. ૨૯

### આયુષ્રેખાનું સિંહાવલોકનથી પુનઃ ફળ જણાવે છે.

यान्त्यां कनिष्ठिकामूलरेखायां तर्जनीं प्रति ।
वृद्धिः स्यादतिवृद्धायां, हीनायां हानिरायुषः ॥ ३० ॥ (पा. च.)

ટચલી આંગળીના મૂળમાંથી નીકળી જે રેખા તર્જની ( અંગુઠા પાસેની આંગળી ) તરફ જાય છે તે રેખા જો અતિ મ્હોટી હોય તો આયુષ્ મ્હોટું સમજવું અને તે ન્હાની હોય તો આયુષ્ ટુંકું જાણવું. ૩૦

### જાડી, સૂક્ષ્મ, ખંડિત અને ફુટેલ રેખાનું ફળ.

स्थूलरेखा दरिद्राः स्युः सूक्ष्मरेखा महाधनाः ।
खण्डितस्फुटिताभिः स्यादायुषः क्षय एवहि ॥ ३१ ॥ (पा. च.)

જાડી રેખાવાળા મનુષ્યો દરિદ્ર થાય, સૂક્ષ્મ ( ઝીણી ) રેખાવાળા મનુષ્યો ઘણાજ ધનાઢય થાય અને ખંડિત તથા ફુટેલી રેખાઓથી આયુષનો નાશજ સમજવો. ૩૧

### ડોક, હોઠ તથા મુખના આકારનું ફળ.

शंखग्रीवाः प्रशस्यन्ते, शुकोष्ठग्रीवकौ नतु ।
सम्पूर्णवदनं फुल्लकपोलफलकं शुभम् ॥ ३२ ॥ (पा. च.)

જો મનુષ્યની શંખતુલ્ય ગ્રીવા ( ડોક ) હોય તો તે પ્રશંસાને પાત્ર છે. પરંતુ પોપટનાતુલ્ય હોઠ અને ડોક હોય તો તે પ્રશંસાપાત્ર નથી. ફુલેલા ગાલના ફલકવાળું સંપૂર્ણ મુખ શુભ કહેલું છે. ૩૨

### દાંતનું શુભાશુભ ફળ કહે છે.

कुन्ददन्तो भवेद्भोगी, विद्यावान्दन्तुरः पुनः ।
दुःखितो विकृतै रूक्षैर्दन्तै र्मूषकसन्निभैः ॥ ३३ ॥ (पा. च.)

જો મનુષ્યના ડોલરની કળીસમાન દાંત હોય તો તે અનેક પ્રકારના ભોગ ભોગવવાવાળો થાય છે. દન્તુર ( ઉંચા દાંતવાળો ) વિદ્વાન થાય છે અને વિકારને પામેલા, લુખા અને ઉંદરડાના દાંતસમાન દાંતોથી મનુષ્ય દુઃખી થાય છે. ૩૩

## દાંતની સંખ્યાનું ફળ.

द्वात्रिंशद्दशनो राजा भोगी स्यादेकहीनकः ।
त्रिंशद्दन्ताश्च सुखिन एतद्धीनास्तु दुःखिताः ॥ ३४ ॥ (पा. च.)

જે મનુષ્યને બત્રીશ દાંત હોય તે રાજા થાય અને એકત્રીશ હોય તો અનેક પ્રકારના ઉત્તમ ભોગ ભોગવવાવાળો થાય. અને જો ત્રીશ દાંત હોય તો સુખી થાય અને આટલી સંખ્યાથી ઓછા દાંત હોય તો દુઃખી થાય છે. ૩૪

## જીભ તથા સ્વરનું ફળ કહે છે.

पद्मपत्रसमा जिह्वा रक्ता सूक्ष्मा सुशोभना ।
हंसक्रौञ्चस्वरो धन्यः, क्षीणभिन्नस्वरोऽधमः ॥ ३५ ॥ (पा. च.)

જે મનુષ્યની કમલના પત્રસરખી લાલ અને પાતળી જીભ હોય તો તે શુભ જાણવી ( અને જાડી તથા ફીકા રંગની હોય તો અશુભ જાણવી. એમ ઉપરના કથનથી અનુમાન કરી લેવું ) અને જે મનુષ્યનો સ્વર હંસ તથા ક્રૌંચ નામના પક્ષીસમાન હોય તો તે સ્વર ઉત્તમ જાણવો. અને ક્ષીણ તથા ફાટી જતો સ્વર હોય તો તે અધમ સમજવો. ૩૫

## નાસિકા ( નાક ) નું ફલ કહે છે.

पार्थिवः शुकनासः स्याद्ध्रस्वनासस्तु धार्मिकः ।
स्थूलाग्रा विकृता नासा येषां ते पातकप्रियाः ॥३६॥ (पा. च.)

જે મનુષ્યની પોપટના સરખી નાસિકા હોય તે રાજા થાય અને નાનું નાક હોય તો તે મનુષ્ય ધાર્મિક થાય છે અને જેઓની જાડા અગ્રભાગવાળી અને ભયંકર નાસિકા ( નાક ) હોય તે લોકોને પાપ ઘણુંજ પ્રિય હોયછે. ૩૬

## આંખ ઉપરથી પુરુષની પરીક્ષા.

श्वानतुल्येक्षणाश्चौराः पिङ्गाक्षाः क्रूरकर्मगः ।
गवाक्षाः शुभगा निम्नकेकराक्षा दुराशयाः ॥ ३७ ॥ (पा. च.)

જે મનુષ્યોનાં કૂતરા જેવાં નેત્રો હોય તે ચોર થાય. પિંગળી આંખોવાળા પુરુષો ક્રૂર કર્મ કરનારા હોય છે અને બળદસમાન નેત્રો હોય તો તે શુભ જાણવાં તથા ઉંડાં ( નીચાં ) અને ઉંચ જોયાં નેત્રવાળા પુરૂષો દુષ્ટ અંતઃકરણવાળા હોય છે. ૩૭

## કાન, ભ્રૂકુટિ તથા ગળાનું ફળ.

आवर्तकर्णा धनिनः, स्निग्धकर्णा महासुखाः ।
भ्रूयुग्मे मिलिते कूपावर्तगल्ले कुशीलता ॥ ३८ ॥ (पा. च.)

ગોળ કાનવાળા પુરુષો ધનાઢ્ય હોય છે. કોમળ કાનવાળા પુરુષો મહા સુખી હોય છે. અને બે ભમર સાથે મળી ગઈ હોય તેમ કુવાના ખાડા સમાન ગાલ હોય તો તે મનુષ્યનો ખરાબ સ્વભાવ હોય છે. ૩૮

## લલાટ ઉપરથી ફળ કહે છે.

ललाटे चार्धचन्द्राभे राजा धार्मिक उन्नते ।
विद्याभोगी विशाले स्याद्विषमे नैःस्वदुःखित ॥ ३९ ॥ (पा. च.)

જે મનુષ્યનું લલાટ અર્ધચન્દ્ર જેવું હોય તે રાજા થાય અને ભાલ ઉંચું હોય તો તે ધાર્મિક થાય. પહોળું હોય તો વિદ્વાન્ તથા ભોગી ( ભોગ ભોગવવાવાળો ) થાય અને ઉંધું કપાળ હોય તો તે મનુષ્ય નિર્ધનપણાથી દુઃખી થાય છે. ૩૯

## લલાટની રેખાઓ તથા સ્વરૂપ ઉપરથી ફળ.

रेखाः पञ्च ललाटस्थाः समाः कर्णान्तगोचराः ।
भणितं यस्य गम्भीरं तं विद्यात्सकलायुषम् ॥ ४० ॥ (पा. च.)

જે મનુષ્યના લલાટમાં સરખી કાનપર્યંત પહોંચેલી પાંચ રેખાઓ હોય, તેમ જે મનુષ્યનો સ્વર [ અવાજ ] ગંભીર હોય તેને દીર્ઘાયુષ્યવાળો જાણવો. ૪૦

## મસ્તક ઉપરથી શુભાશુભ ફળ.

छत्राकारं नरेन्द्राणां, शिरो दीर्घं च दुःखिनाम् ।
अधमानां घटाकारं, पापिनां स्थपुटं पुनः ॥ ४१ ॥ (पा. च.)

રાજાઓનું મસ્તક છત્રના આકારવાળું હોય છે. દુઃખી મનુષ્યોનું મસ્તક લાંબું હોય છે. નીચ મનુષ્યોનું ઘડાસમાન આકારવાળું હોય છે અને પાપી પુરુષોનું મસ્તક પડીયા જેવું હોય છે. ૪૧

## કેશ ( વાળ ) ઉપરથી શુભાશુભ ફળ કહે છે.

मृदुभिश्श्यामलस्निग्धैः सूक्ष्मैर्भवति भूपतिः ।
स्फुटितैः कपिलैः स्थूलै, रूक्षैः केशैस्तु दुःखितः ॥४२॥ (पा. च.)

કોમળ, શ્યામ [ કાળા ] ચળકતા અને સૂક્ષ્મ [ ઝીણા ] કેશોથી મનુષ્ય રાજા થાય છે. અને ફુટેલ, પીંગળા, જાડા અને બરછ કેશોથી દુઃખી હોયછે. ૪૨

## કયો પુરુષ બત્રીશ લક્ષણવાળો કહેવાય ?

### आर्या.

इह भवति सप्तरक्तः, षडुन्नतः पञ्च सूक्ष्मदीर्घश्च ।
त्रिविपुललघुगम्भीरो, द्वात्रिंशल्लक्षणः स पुमान् ॥४३॥ (क. सु.)

જેના સાત સ્થાનમાં લાલાશ હોય, છ ભાગ ઉંચા હોય, પાંચ કોમળ ને ઝીણા હોય, પાંચ લાંબા હોય, ત્રણ જાડા, ત્રણ ન્હાના અને ત્રણ સ્થાનના ભાગ ગંભીર હોય. *આ પુરુષ બત્રીશ લક્ષણવાળો કહેવાય. ૪૩

## ચાર વિશાળ સ્થાનનું ફલ કહે છે.

### उपेन्द्रवज्रा.

उरोविशालो धनधान्यभोगी, शिरोविशालो नृपपुङ्गवश्च ।
कटीविशालो बहुपुत्रदारो, विशालपादः सततं सुखी स्यात् ॥४४॥ (क. सु.)

જે મનુષ્યની છાતી વિશાળ હોય તે ધન તથા ધાન્યને ભોગવનાર થાય અને મસ્તક વિશાળ હોય તો ઉત્તમ રાજા થાય. કટિ ( કેડ ) વિશાળ હોય તો ઘણી સ્ત્રી તથા પુત્રવાળો થાય અને વિશાળ ચરણવાળો હોય તો હમેશાં સુખી થાય. ૪૪

## ઉત્તમ રાજચિન્હો.

### शार्दूलविक्रीडित.

छत्रं तामरसं धनूरथवरो दम्भोलिकूर्माङ्कुशा,
वापी स्वस्तिकतोरणानि च सरः पञ्चाननः पादपः ।
चक्रं शङ्खगजौ समुद्रकलशौ प्रासादमत्स्याय वा,
यूपस्तूपकमण्डलून्यवनिभृत्सच्चामरो दर्पणः ॥ ४५ ॥ (क. सु.)

---

* ૭ લાલ—નખ, ચરણ, જીભ, હોઠ, તાલુ, હસ્ત, નેત્રના છેડા.
૬ ઊંચા—કાખ, હૃદય, ડોક, નાક, નખ, મ્હોઢું.
૫ કોમલ—(સૂક્ષ્મ) દાંત, ચામડી, કેશ, આંગલીના વેઢા, નખ.
૫ લાંબા—નેત્ર, હૃદય, નાક, હાસડી, હાથ.
૩ વિશાળ—કપાળ, છાતી, મુખ.
૩ ટુંકા—ડોક, પીંડી, પુરુષચિન્હ.
૩ ગંભીર—બળ, સ્વર, નાભિ.

---

૩૨ એવી રીતે બત્રીશ લક્ષણો જાણવાં.

છત્ર, કમળ, ધનુષ, ઉત્તમ રથ, વજ્ર, કાચબો, અંકુશ, વાપી ( વાવ ) સાથીયો, તોરણ, તળાવ, સિંહ, વૃક્ષ, ચક્ર, શંખ, હાથી, સમુદ્ર, કળશ, મહેલ, મત્સ્ય ( માછલું ), યવ, ( જવ ) યૂપ, [ સ્તંભ ] કીલ્લો, કમંડલ, ઉત્તમ પ્રકારનો ચામર, [ ચમરી ગાયના પુછડાના વાળનો બને છે તે ] અને અરીસો આવાં ચિન્હવાળો પુરુષ રાજાજ થાય છે. ૪૫

જાગૃત અવસ્થામાં પક્ષી તથા હાથના પંજા ઉપરથી ભવિષ્યની સ્થિતિ જાણી શકાય છે પરંતુ નિદ્રાને તાબે થયા પછી પણ જેવાં જેવાં સ્વપ્નાં આવે છે તેવાં તેવાં એટલે તે ઉપરથી અમુક જાતનાં ફળ આપણને મળે છે એમ ઘણે ભાગે ચોકસ જેવું અનુમાન બાંધી શકાય છે. એ વિષય ધ્યાનમાં લેવા આ સામુદ્રિક ગ્રંથનું જરૂર જેટલું જ્ઞાન આપી તે અધિકારને સમાપ્ત કર્યો છે

## स्वप्न-अधिकार.

મનુષ્યોને શકુન, સ્વર અને સામુદ્રિક શુભાશુભ ફળનું સૂચન કરે છે તેમ સ્વપ્ન પણ શુભાશુભ ફળનું સૂચન કરે છે. પરંતુ તે સ્વપ્નો શીરીતે ઉત્પન્ન થાય છે ? અને કયા કયા મનુષ્યને કયે કયે વખતે સ્વપ્ન થાય તો ફળ આપી શકે છે ? વિગેરે બાબતો જાણવાની દરેક સુજ્ઞ પુરુષોને આવશ્યક્તા છે, તો ઉક્ત બાબતનું દિગ્દર્શન કરાવવા સારૂ આ અધિકારની જરૂર માની છે.

### છ પ્રકારથી સ્વપ્નની ઉત્પત્તિ.

अनुष्टुप् (१ थी ६ सुधी.)

अनुभूतः श्रुतो दृष्टः प्रकृतेश्च विकारजः ।
स्वभावतः समुद्भूतश्चिन्तासन्ततिसम्भवः ॥ १ ॥ (क. सु.)

પ્રથમ તો જે વસ્તુઓ અનુભવેલી હોય તેમાંથી સ્વપ્ન થાય છે અથવા કાને સાંભળેલ હોય વા આંખેથી જે પદાર્થ જોયેલ હોય તેના સંબંધમાં સ્વપ્ન ઉત્પન્ન થાય છે અથવા મનુષ્યની [ કફ વિગેરે ] પ્રકૃતિના વિકારમાંથી સ્વપ્ન ઉત્પન્ન થાય છે અથવા સ્વભાવમાંથી ઉદ્ભવે છે તેમ ( કાર્યો સંબંધી ) ચિન્તાના સમૂહમાંથી સ્વપ્ન ઉત્પન્ન થાય છે. ૧

### સ્વપ્નોત્પત્તિનું બીજ.

देवताद्युपदेशोत्थो, धर्मकर्मप्रभावजः ।
पापोद्रेकसमुत्थश्च, स्वप्नः स्यान्नवधा नृणाम् ॥ २ ॥ (क. सु.)

મનુષ્યોને સ્વપ્ન *દેવતા વિગેરેના ઉપદેશથી ઉત્પન્ન થાય છે અથવા ધર્મ કાર્યના પ્રભાવથી ઉત્પન્ન થાય છે અને પાપના વધી જવાથી ઉત્પન્ન થાય છે. તે ( આ બન્ને શ્લોકમાં કહ્યા ) પ્રમાણે સ્વપ્નના નવ પ્રકાર થાય છે. ૨

### સ્વપ્નના ફળની નિષ્ફળતા.

प्रकारैरादिमैः षड्भिरशुभश्च शुभोऽपि वा ।
दृष्टो निरर्थकः स्वप्नः, सत्यस्तु त्रिभिरुत्तरैः ॥ ३ ॥ (क. सु.)

પ્રથમ શ્લોકમાં કહેવાયેલા છ પ્રકારોથી જે શુભ અથવા અશુભ સ્વપ્ન જોવામાં આવે છે તે જો બીજા શ્લોકમાં જણાવેલા ત્રણ પ્રકારોથી રહિત હોય તો નિરર્થક થાય છે પરંતુ જો તે ત્રણ પ્રકારોથી યુક્ત હોય તો સત્ય થાય છે. એટલે શુભાશુભ ફળ આપે છે. ૩

### રાત્રિના પહોર પ્રમાણે સ્વપ્નના ફળનો સમય કહે છે.

रात्रेश्चतुर्षु यामेषु, दृष्टः स्वप्नः फलप्रदः ।
मासैर्द्वादशभिः षड्भिस्त्रिभिरेकेन च क्रमात् ॥ ४ ॥ (क. सु.)

રાત્રિનો પહેલો, બીજો, ત્રીજો, ચોથો એમ ચાર પહોરમાં સ્વપ્ન જોવામાં આવે તો તે અનુક્રમે બાર, છ, ત્રણ અને એક માસે ફળ આપે છે એટલે જો સ્વપ્ન રાત્રિના પહેલા પહોરમાં જોવામાં આવે તો બાર માસે, બીજા પહોરમાં સ્વપ્ન થાય તો છ માસે, ત્રીજા પહોરમાં સ્વપ્ન થાય તો ત્રણ માસે અને ચોથા પહોરમાં સ્વપ્ન થાય તો એક માસે ફળ આપે છે. ૪

### પ્રાતઃકાળના સ્વપ્નના ફળનો નિર્ણય.

निशान्त्यघटिकायुग्मे, दशाहात्फलति ध्रुवम् ।
दृष्टः सूर्योदये स्वप्नः, सद्यः फलति निश्चितम् ॥ ५ ॥ (क. सु.)

રાત્રિની છેલ્લી બે ઘડીમાં સ્વપ્ન થાય તો દશ દિવસમાં નક્કી ફળ આપે છે. અને જો સૂર્યોદય વખતે સ્વપ્ન જોવામાં આવે તો તે તુર્ત ફળ આપેછે. ૫

---

* એટલે સ્વપ્નમાં દેવતા આવી અમુક જાતનો શુભ ઉપદેશ આપી જાય છે કે તારે આમ કાર્ય કરવું વિગેરે.

## સ્વપ્નની નિષ્ફળતા.

मालास्वप्नोऽह्नि दृष्टश्च, तथाधिव्याधिसम्भवः ।
मलमूत्रादिपीडोत्थः, स्वप्नः सर्वो निरर्थकः ॥ ६ ॥ (क. सु.)

એક પછી બીજો, બીજા પછી ત્રીજો એમ પરંપરાથી જોએલ સ્વપ્નજાળ તથા જે સ્વપ્ન દિવસે જોવામાં આવે તથા જે મનની પીડા અને શરીરની પીડા [ રોગ ] થી ઉત્પન્ન થાય અથવા જે મળમૂત્ર વિગેરેની પીડાથી એટલે દીર્ઘશંકા લાગી હોય, લઘુશંકા લાગી હોય તેથી ઉત્પન્ન થાય તે સર્વ પ્રકારનું સ્વપ્ન નિરર્થક જાણવું. ૬

## સ્વપ્નને અનુસરીને ફળ મળવાની યોગ્યતા.

आर्या. ( ૭ થી ૧૨ )

धर्मरतः समधातुर्यः स्थिरचित्तो जितेन्द्रियः सदयः ।
प्रायस्तस्य प्रार्थितमर्थं स्वप्नः प्रसाधयति ॥ ७ ॥ (क. सु.)

જે મનુષ્ય ધર્મમાં પ્રીતિવાળો છે. તેમ સ્વસ્થ પ્રકૃતિવાળો અને જે સ્થિર ચિત્તવાળો છે, જે જિતેન્દ્રિય ( ઇન્દ્રિયોને જીતનારો ) છે અને દયાલુ છે તે પુરુષને ઘણુંકરીને સ્વપ્ન ઇચ્છિત અર્થ આપે છે. ૭

## સ્વપ્નની વાર્તા જાહેર મેલવામાં ઉઠતી શંકાનું સમાધાન.

न श्राव्यः कुस्वप्नो, गुर्वादेस्तदितरः पुनः श्राव्यः ।
योग्यश्राव्याभावे, गोरपि कर्णे प्रविश्य वदेत् ॥ ८ ॥ (क. सु.)

ગુરુ વિગેરે મ્હોટા પુરુષ આગળ ખરાબ સ્વપ્નની વાત ન કરવી પરંતુ જો શુભ સ્વપ્ન હોય તો તે વાર્તા તેઓ પાસે કરવી અને વખતે શુભ સ્વપ્ન સંભળાવવાને યોગ્ય એવા ગુરુ વિગેરે મહાત્માઓ ન મળી શકે તેમ હોય તો ગાયના કાનમાં મ્હોઢું રાખીને સ્વપ્નની વાર્તા કહેવી. ૮

## શુભ સ્વપ્ન થયા પછી નિદ્રા ન કરવી.

इष्टं दृष्ट्वा स्वप्नं, प्रसुप्यते नाप्यते फलं तस्य ।
नेया निशापि सुधिया जिनराजस्तवनसंस्तवतः ॥ ९ ॥ (क. सु.)

જો મનુષ્ય ઇચ્છિત સ્વપ્નનું દર્શન કરી શયન કરી [ ઉંઘી ] જાય છે તો તેને તે સ્વપ્નનું ફળ પ્રાપ્ત થતું નથી માટે શુભ સ્વપ્ન લાધ્યા પછી બુદ્ધિમાન્ મનુષ્યે શ્રી જિનેશ્વર ભગવાનનાં સ્તોત્રોના સ્તવન [ વર્ણન ] થી સંપૂર્ણ રાત્રિ ગાળવી, પણ નિદ્રા ન કરવી. ૯

## દુષ્ટ સ્વપ્ન થાય તો મનુષ્યે પુનઃ ઊંઘી જવું.

स्वप्नमनिष्टं दृष्ट्वा, सुप्यात्पुनरपि निशामवाप्यापि ।
नैतत्कथ्यंकथमपि, केषाञ्चित् फलति न स यस्मात् ॥१०॥ } ( क. सु )

અનિષ્ટ સ્વપ્ન દેખીને પાછું પણ મનુષ્યે શયન કરવું અને રાત્રિને પામ્યા પછી પણ એટલે રાત્રિ ગયા બાદ આ દુષ્ટ સ્વપ્ન કોઈપણ રીતે કોઇને પણ ન કહેવું. કારણ કે તે દુષ્ટ સ્વપ્ન શયન કર્યું છે માટે ફળતું નથી. ૧૦

## શુભ પછી અશુભ અને અશુભ પછી શુભ સ્વપ્ન આવે તો તેના ફળનો નિર્ણય.

पूर्वमनिष्टं दृष्ट्वा स्वप्नं यः प्रेक्षते शुभं पश्चात् ।
स तु फलदस्तस्यभवेद्द्रष्टव्यं तद्वदिष्टेऽपि ॥ ११ ॥ } ( क. सु. )

પહેલાં અશુભ સ્વપ્નને જોઈ પછીથી જે મનુષ્ય શુભ સ્વપ્નને દેખે છે તો પછી દેખેલું શુભ સ્વપ્ન તેને ફળદાન કરનાર થાય છે તેમ ઈષ્ટ સ્વપ્નમાં પણ જાણવું એટલે પ્રથમ ઈષ્ટ ( શુભ ) સ્વપ્ન થયેલ હોય ને પછી અશુભ સ્વપ્ન થાય તો અશુભ સ્વપ્ન ફળ આપે છે એમ જાણવું. એટલે છેલ્લા સ્વપ્નનું ફળ મળે છે. ૧૧

## કેવું સ્વપ્નું પોતાને અથવા બીજાને ફળ આપે તેની સમજુતી.

दृष्टाः स्वप्ना ये स्वम्प्रति तेऽत्र शुभाशुभा नृणां स्वस्य ।
ये प्रत्यपरं तस्य ज्ञेयास्ते स्वस्य नो किञ्चित् ॥ १२ ॥ } ( क. सु. )

અહિં મનુષ્યોએ જે સ્વપ્નાંઓ પોતા તરફનાં જોયાં છે તે પોતાને શુભાશુભ ફળ આપનારાં થાય છે અને જે સ્વપ્નાંઓ બીજા મનુષ્ય તરફનાં જોયા છે તે તે મનુષ્ય તરફ શુભાશુભ ફળ આપનારાં થાય છે. તેમાં સ્વપ્નના દેખનાર મનુષ્યને કાંઈ શુભાશુભ ફળ નથી. ૧૨

સામાન્ય હકીકતતરીકે સ્વપ્નનું વર્ણન કરવામાં આવ્યું પણ શુભ સ્વપ્ન કોને કહેવાં એ જાણવાની અભિલાષા ઉત્પન્ન થાય છે તેથી તે સમજાવવા હવે પછી શુભ સ્વપ્ન અધિકાર લેવા યોગ્ય માની આ સ્વપ્ન અધિકારને અહિં પૂર્ણ કર્યો છે.

# शुभस्वप्न–अधिकार.

શકુન તથા સ્વરની માફક સ્વપ્ન ફળ આપે છે એમ આગળના અધિકારમાં કહેવામાં આવ્યું છે. તેમાંથી શુભ સ્વપ્ન કયું કહેવાય ? અને તેનું શું ફળ થાય ? વિગેરે બાબત જણાવવાસારૂ આ અધિકાર આરંભાય છે.

## સ્વપ્નમાં ઉત્તમ વાહન ઉપર બેસે તેનું ફળ.

आर्या. ( १ थी ९ )

स्वप्ने मानवमृगपतितुरङ्गमातङ्ग वृषभसिंहीभिः ।
युक्तं रथमारूढो, यो गच्छति भूपतिस्स भवेत् ॥ १ ॥ ( क. सु. )

જે મનુષ્ય સ્વપ્નમાં મનુષ્ય, સિંહ, ઘોડા, હાથી, બળદ અને સિંહી [ સિંહણ ] આ પ્રાણીઓથી જોડાયેલા રથમાં બેસી [ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ] જાય છે, તે મનુષ્ય રાજા થાય. ૧

## સ્વપ્નમાં સૂર્ય ચન્દ્રના બિંબને ગળી જાય તેનું ફળ.

यः सूर्यचन्द्रमसोर्बिम्बं ग्रसते समग्रमपि पुरुषः ।
कलयति दीनोऽपि महीं, ससुवर्णां सार्णवां नियतम् ॥ २ ॥ ( क. सु. )

સ્વપ્નમાં જે પુરુષ સંપૂર્ણ એવા સૂર્ય તથા ચન્દ્રના બિંબને ( પોતાના મુખમાં ) ગળી જાય છે તે મનુષ્ય દીન [ કંગાળ ] હોય તોપણ સમુદ્રસહિત સુવર્ણયુક્ત સમગ્ર પૃથ્વીના રાજ્યને ભોગવે છે. ૨

## નદીને કાંઠે ધોળા હાથીઉપર બેસી ચોખા જમે તેનું ફળ.

आरूढः शुभ्रमिभं, नदीतटे शालिभोजनं कुरुते ।
भुङ्क्ते हि भूमिमखिलां, स याति हीनोऽपि धर्मधनः ॥३॥ ( क. सु. )

જે મનુષ્ય શ્વેત હાથી ઉપર ચડી નદીના કાંઠા ઉપર ચોખા [ ભાત ]નું ભોજન કરે છે, ધર્મરૂપી જેને ધન છે એવો તે પુરુષ હીનજાતિનો હોય તોપણ સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત થાય છે અર્થાત્ રાજા થાય છે. ૩

## સ્વપ્નમાં જમણે હાથે ધોળો સર્પ કરડે તેનું ફળ.

शुभ्रेण दक्षिणस्यां यः फणिना दश्यते निजभुजायाम् ।
आसादयति सहस्रं कनकस्य स पञ्चरात्रेण ॥ ४ ॥ (क. सु.)

સ્વપ્નમાં જે મનુષ્યને દક્ષિણ [ જમણી ] પોતાની ભુજામાં ધોળો સર્પ કરડે તો તે મનુષ્ય પાંચરાત્રિમાં હજાર સોનામહોર મેળવે છે. ૪

## સ્વપ્નમાં અંગભક્ષણનું ફળ.

यो मानुषस्य मस्तकचरणभुजानां भक्षणं कुरुते ।
राज्यं कनकसहस्रं, तदर्धमाप्नोत्यऽसौ क्रमशः ॥५॥ (क. सु.)

જે મનુષ્ય સ્વપ્નમાં મનુષ્યનું મસ્તક, ચરણ [ પગ ] ભુજ આ ત્રણ અંગોનું ભક્ષણ કરે છે, તે મનુષ્ય ક્રમેથી ( મસ્તક ભક્ષણ કર્યું હોય તો ) રાજ્ય, ( ચરણનું ભક્ષણ કર્યું હોય તો ) હજાર સોનામહોર અને ( ભુજાનું ભક્ષણ કર્યું હોય તો ) પાંચસો સોનામહોર મેળવે છે. ૫

## સ્વપ્નમાં તળાવ, સમુદ્ર, નદી વિગેરેના દર્શનનું ફળ.

कमलाकररत्नाकरजलसम्पूर्णापगासुहृन्मरणम् ।
यः पश्यति लभतेऽसावनिमित्तं वित्तमतिविपुलम् ॥ ६ ॥ (क. सु.)

જે મનુષ્ય સ્વપ્નમાં કમળની ખાણરૂપી તળાવ, રત્નાકર [ સમુદ્ર ], જલથી પૂર્ણ એવી નદીઓ અને મિત્રના મરણને જુવે છે. તે મનુષ્ય નિમિત્ત [ કારણ ] વિના ઘણું ધનને મેળવે છે. ૬

## સ્વપ્નમાં દેવની પ્રતિમાની પૂજાવિગેરેનું ફળ.

देवस्य प्रतिमाया यात्रास्नपनोपहारपूजादीन् ।
यो विदधाति स्वप्ने, तस्य भवेत्सर्वतो वृद्धिः ॥ ७ ॥ (क. सु.)

જે મનુષ્ય સ્વપ્નમાં દેવની મૂર્તિની યાત્રા, અભિષેક, ભેટ અને પૂજાવિગેરે કરે છે, તે મનુષ્યને સર્વ તરફથી [ ધન વગેરેની ] વૃદ્ધિ [વધારો] થાય છે. ૭

## સ્વપ્નમાં ઘીવિગેરેના ભોજનનું ફળ કહે છે.

आज्यं प्राज्यं स्वप्ने यो विन्दति वीक्षते यशस्तस्मात् ।
तस्याभ्यव रणं वा, क्षीरान्नेनैव सह शस्तम् ॥ ८ ॥ (क. सु.)

જે મનુષ્ય સ્વપ્નમાં શુદ્ધ એવા ઘીને મેળવે છે તે તેથી પોતાના યશનું

દર્શન કરે છે. એટલે તેની કીર્તિ વધે છે એમ સમજવું અથવા દુધપાકનીજ સાથે તે [ ઘૃત ] નું ભોજન કરે તો તે શુભ સમજવું. ૮

### શ્વેત તથા શ્યામ વસ્તુના દર્શનનું ફળ.

**कृष्णं कृत्स्नमशस्तं, मुक्त्वा गोवाजिराजगजदेवान् ।**
**सकलं शुक्लं च शुभं, त्यक्त्वा कर्पासलवणादीन् ॥ ९ ॥** (क. सु.)

ગાય, ઘોડા, રાજા, હાથી અને દેવતાઓને છોડીને બાકીની સમગ્ર કૃષ્ણ [ કાળી ] ચીજ સ્વપ્નમાં દેખાયતો તે અમંગલ જાણવી. અને કપાસ, લવણ [ મીઠું ] વિગેરે વસ્તુઓને છોડીને સમગ્ર ધોળી ચીજ સ્વપ્નમાં દેખાયતો તે શુભ સમજવી. ૯ *

મનુષ્યોને એટલાં બધાં સ્વપ્ન આવે છે કે તેની ગણના કરવી એ કાળક્ષેપ કર્યા જેવું છે તથા ગ્રંથનો પણ વિસ્તાર થવા ભય રહે છે તેથી આ નવમા શ્લોકથી સર્વત્ર લાગુ પડે તેવી ટુંક સમજણ સારી અપાઈ ગઈ છે એમ માની હવે અશુભ સ્વપ્ન કોને કહેવું ? એ સમજુતી ગ્રાહ્ય હોવાથી તે અધિકાર તરફ મનને ફેરવી આ શુભ સ્વપ્ન અધિકારની સમાપ્તિ કરી છે.

## अशुभ स्वप्नाधिकार.

જેમ શુભ સ્વપ્ન જાણવાની અગત્ય છે તેમ અશુભ સ્વપ્નો પણ જાણવાની જરૂર છે. કારણ કે તેના ફળને મનુષ્ય જાણતો હોય તો તેનું નિવારણ આ પછીના અધિકારમાં બતાવવામાં આવેલ છે તેમ કરે અને તેથી સંકટમાંથી બચી શુભ ફળને પ્રાપ્ત કરે. આ કારણથી આ અધિકારની અપેક્ષા માની છે.

### સ્વપ્નમાં ઘોડાવિગેરેની ચોરી થયાનું ફળ.

आर्या (१ थी ९)

**अपहारो हयवारणयानासनसदननिवसनादीनाम् ।**
**नृपशङ्काशोककरो बन्धुविरोधार्थहानिकरः ॥ १ ॥** (क. सु.)

---

* આ શ્લોકમાં શુભસ્વપ્ન તથા અશુભ સ્વપ્ન એમ બન્ને સ્વપ્નનું કથન કરવામાં આવ્યું છે.

સ્વપ્નમાં જે મનુષ્યનાં ઘોડા, હાથી, રથ, આસન, ઘર અને વસ્ત્ર વિગેરેની ચોરી થાય તો તેને રાજા તરફની શંકા ( બીક ) ની તથા શોકની પ્રાપ્તિ થાય, ભાઇઓમાં વિરોધ થાય, અને પૈસાનું નુકશાન થાય. ૧

### હથીયાર વિગેરેનું હરણ થાય તો તેનું ફળ.

हरणं प्रहरणभूषणमणिमौक्तिककनकरूप्यकुप्यानाम् ।
धनमानम्लानिकरं, दारुणमरणावहं बहुशः ॥ २ ॥ }( क. सु. )

સ્વપ્નમાં જે મનુષ્યનાં હથીયાર, ઘરેણાં, મણિ, મોતી, સોનું, રૂપું અને કાંસાના પાત્રો વિગેરેનું હરણ થાય તો તે મનુષ્યનું ધન અને માનનો નાશ થાય અથવા બહુવાર તેવું દુઃસ્વપ્ન થયા કરે તો ભયંકર એવા મરણની પ્રાપ્તિ થાય. ૨

### સ્વપ્નમાં પોતાની સ્ત્રીના હરણ વિગેરેનું ફળ કહે છે.

निजभार्याया हरणे, वसुनाशः परिभवे च संक्लेशः ।
गोत्रस्त्रीणां तु नृणां, जायेते बन्धुवधबन्धौ ॥ ३ ॥ }( क. सु. )

જે મનુષ્ય સ્વપ્નમાં પોતાની સ્ત્રીનું હરણ દેખે તો તેના ધનનો નાશ થાય અને સ્વપ્નમાં કોઈ પરાભવ કરી જાય તો ક્લેશની પ્રાપ્તિ થાય. અને પોતાના કુળની સ્ત્રીઓનું હરણ જુવે તો તે મનુષ્યોના ભાઇઓનો નાશ થાય અથવા બંધ ( કારાગૃહ વિગેરે ) થાય એમ સમજવું. ૩

### સ્વપ્નમાં શયન વિગેરેના હરણનું ફળ.

जायेत यस्य हरणं निजशयनोपानहां पुनः स्वप्ने ।
तस्य म्रियते दयिता, निबिडा स्वशरीरपीडा च ॥ ४ ॥ }( क. सु. )

સ્વપ્નમાં જે મનુષ્યના પોતાનાં શયન ( પર્યંક વગરે ) તથા ઉપાનહ ( પગરખાં ) નુ હરણ થાય તો તેની સ્ત્રી મરણને પામે અથવા પોતાના શરીરમાં ઘણી પીડા થાય એમ જાણવું. ૪

### સ્વપ્નમાં બાર વિગેરે ભાંગી પડે તો તેનું ફળ.

द्वारपरिघस्य शयनप्रेङ्खोलनपादुकानिकेतानाम् ।
भञ्जनमपि यः पश्यति तस्यापि कलत्रनाशः स्यात् ॥५॥ }( क. सु. )

સ્વપ્નમાં બારણું, તેની ભોગળ, શયન, ( ઢોલીયો વિગેરે ) હીંડોળો, ચાંખડી અને ઘરનું ભાંગી પડવું એમ જે પુરૂષ જુવે છે તે પુરૂષની સ્ત્રીનો નાશ થાય. ૫

## કેટલાંક સ્વપ્ન ઉપરથી મરણની અટકળ.

अतितप्तं पानीयं, सगोमयं गरलमौषधेन युतम् ।
यः पिबति सोऽपि नियतं म्रियतेतीसाररोगेण ॥ ६ ॥ } ( क. सु. )

જે મનુષ્ય સ્વપ્નમાં છાણ સહિત અત્યંત તપેલું પાણી પીએ, અથવા ઔષધની સાથે ઝેર પીએ તે મનુષ્ય પણ અતિસાર ( ઝાડા ) ના રોગથી નક્કી મરણ પામે છે. ૬

તથા—

स्वप्ने हृदयसरस्यां, यस्य प्रादुर्भवंति पद्मानि ।
कुष्ठविनष्टशरीरो, यमवसतिं याति स त्वरितम् ॥ ७ ॥ } ( क. सु. )

સ્વપ્નમાં જે મનુષ્યના હૃદયરૂપી તલાવડીમાં કમલો પ્રકટ થતાં દેખાય છે તે મનુષ્યનું શરીર કોઢથી નષ્ટ થઈ જાય છે અને તુર્ત યમપુરીમાં જાય છે. એટલે તુર્ત મરણ પામે છે. ૭

## સ્વપ્નમાં હસે, નાચે અને ભણે તેનું ફળ.

हसने शोचनमचिरात्प्रवर्तते नर्तने च वधवन्धाः ।
पठने कलहश्च नृणामेतत्प्राज्ञेन विज्ञेयम् ॥ ८ ॥ } ( क. सु. )

જો મનુષ્ય સ્વપ્નમાં હસે તો તેને થોડા વખતમાં શોક થાય અને નૃત્ય કરે તો મરણ અથવા બંધન થાય તથા અભ્યાસ કરે તો મનુષ્યોની સાથે ક્લેશ ( કજીયો ) થાય એમ વિદ્વાન પુરુષે જાણી લેવું. ૮

## દુષ્ટ સ્વપ્ન નિવારણની ભલામણ.

दुःस्वप्ने देवगुरून्पूजयति करोति शक्तितश्च तपः ।
सततं धर्मरतानां, दुःस्वप्नो भवति सुस्वप्नः ॥ ९ ॥ } ( क. सु. )

દુષ્ટ સ્વપ્ન પ્રાપ્ત થતાં જે મનુષ્ય દેવતાઓ તથા ગુરુઓની પૂજા કરેછે, શક્તિ પ્રમાણે તપશ્ચર્યા કરે છે તથા જે મનુષ્યો હમેશાં ધર્મમાં પ્રીતિવાળાં છે તેઓને દુષ્ટ સ્વપ્ન સુસ્વપ્નરૂપ થઈ જાય છે. અર્થાત દુષ્ટ સ્વપ્ન હોય તોપણ તે શુભ ફળને આપે છે. ૯

## દુષ્ટ સ્વપ્નને નિષ્ફળ કરવામાં દેવદર્શનનો પ્રભાવ.

अनुष्टुप्.

अमोघा वासरे विद्युदमोघं निशि गर्जितम् ।
अमोघा देवतावाणी, अमोघं देवदर्शनम् ॥ १० ॥ } ( रू. च. )

દિવસે વિજળીનું ઝબકવું, રાત્રિએ મેઘનું ગાજવું, દેવથી બોલાયેલી વાણી અને દેવદર્શન એ ચાર બાબત નિષ્ફળ જતી નથી. ૧૦

સારાંશ—દિવસે વીજળી ઝબુકે અથવા રાત્રિએ વરસાદ ગર્જના કરે તો જાણવું કે અવશ્ય મેઘવૃષ્ટિ થવાની છે. તેમજ દેવતાઓએ કોઇને આપેલ વચન નિષ્ફળ જતું નથી એટલે કહ્યા પ્રમાણે ફળ પ્રાપ્ત થાયછે તેજ પ્રમાણે દેવનું દર્શન પણ નિષ્ફળ નિવડતું નથી. તેમજ—

દોહરો.

દિવસે ઝબુકે વીજળી, રાતે ગાજે મેઘ,<br>
દેવ વાણી મુનિ વચન તે, નિષ્ફળ થાય ન છેક. ૧૧

ઘણાં સ્વપ્નો શરીરમાં થયેલી રોગાદિ વિકૃતિને લીધે પણ થાય છે અને ઘણાં દુષ્ટ સ્વપ્નો જે સ્વસ્થ અને અસ્વસ્થ બનાવવાનું ફળ આપનારૂં હોય છે તેઓ અસ્વસ્થ એટલે રોગીને મૃત્યુના મોહોડામાં મૂકનારાં બને છે. માટે પ્રત્યેક મનુષ્યે શરીરરક્ષણમાં તત્પર રહેવું જોઇએ. કારણ કે શરીર સ્વસ્થ હોય તોજ સાંસારિક કામો તેમજ ધાર્મિક કાર્યો બની શકે છે; માટે પોતાના શરીરની સ્વસ્થતા માટે તથા પોતાના પુંત્રાદિક વા શિષ્યાદિકની સ્વસ્થતા જાળવવા આયુર્વેદસંબંધી સામાન્યજ્ઞાન મેળવવું આવશ્યક હોવાથી તેના સંબંધમાં જરૂર જેટલું દિગ્દર્શન કરાવવાને આ અધિકારની સમાપ્તિ કરવામાં આવે છે.

## आयुर्वेद-ज्वरसम्बंधि-अधिकार.

મનુષ્યોના સુખરૂપ જીવનમાં દુઃખ આપનારા વ્યાધિઓ છે; તે શેનાથી ઉદ્ભવે છે. તેનું નિદાન જાણવામાં હોય તો સુજ્ઞજનોને તે વ્યાધિઓ દુઃખપ્રદ થતા નથી અને તે સર્વ રોગોમાં અગ્રેસર-રાજા જ્વર ( તાવ ) છે અને તેમની પાછળ આખું દળ ( લશ્કર ) ક્રમે ક્રમે ચડાઈ કરીને આવી સ્થાન મેળવે છે તો પ્રથમથીજ રાજાને રોકવામાં પ્રયત્ન કર્યો હોય તો લશ્કરને આવવા સમય મળતો નથી. એ રાજા જ્યારે ચડવાનો હોય છે ત્યારે અગાઉથી તેના દૂતોને મોકલે છે, જે શરીરમાં ત્રુટ થવી, માથું દુઃખવું, વ્યર્થ શોક, ભ્રમ વિગરે પ્રથમથી આક્રમણ કરે છે કે તુરત રાજાસાહેબની સ્વારી આવી પહોંચે છે તેની જો સારી રીતે ઉપેક્ષા અથવા સરભરા (બરદાસ) થાય તો પછી ત્યાંથી જવાનો વિચાર ન કરતાં તેનું શરીર નગર પચાવી પાડવામાં તે પછાત રહેતો નથી. માટે પૂર

પહેલાં પાળ બાંધવી યોગ્ય છે કે તેનો જન્મજ ન થાય અર્થાત્ તેમને આવવાનો સમય ન મળે તે પ્રસંગ સમજવા માટે આ અધિકારનો આરંભ છે.

## તાવ આવવાનાં ચિન્હો.

अनुष्टुप्. ( १ थी ६ )

अङ्गभङ्गिर्भ्रमिः स्फोटिः, शोकः श्वासः शिरोऽव्यथा ।
दाहो ज्वरस्य वक्राणि, सप्तापि स्फुटतामगुः ॥ १ ॥ ( पा. च. )

શરીરનું ત્રુટવું, ભ્રમ, શરીરનું ભારી થઇ જવું, શોક, બગાસાં, માથાનું દુખવું, દાહ થવો આ સાત તાવના મુખ્ય ( ચિન્હો ) તાવની પ્રસિદ્ધિને પ્રગટ કરે છે. ૧

## મુખ્ય જ્વરોની સંખ્યા.

तत्र ज्वरा दश द्वौ च, मलाजीर्णत्रिदोषजाः ।
स्वेदजो रक्तकालोत्थौ, दृष्ट्यैकद्वित्र्यहान्तराः ॥ २ ॥ ( पा. च. )

તેમાં મુખ્ય બાર જાતના તાવ છે તે મલ, અજીર્ણ અને વાતપિત્ત ને કફના દોષથી ઉત્પન્ન થાય છે. તે શિવાયના આગન્તુક જ્વરના તેરં ભેદો છે તેમાં સ્વેદ જ્વર ( પરસેવા વળીને આવતો ) રક્તજ્વર ( લોહી બગડવાથી ) કાલજ્વર ( ચાતુર્માસાદિમાં આવતો ) દૃષ્ટિદોષથી આવતો, એકાંતરો નિત્ય, તરીયો, ચોથીયો વગેરે મળી કુલ ૨૫ પ્રકારના છે. ૨

## પહેલો જ્વર આવે ત્યારે શું કરવું તેની સમજણ.

ज्वरस्य प्रथमोत्थाने, भेषजज्ञैर्दिनत्रयम् ।
न देयं कथितं तोयं, भेषजञ्च न रोगिणः ॥ ३ ॥ ( पा. च. )

પહેલો જ્વર આવે ત્યારે કુશલ વૈદ્યોએ-ડાકટરોએ ત્રણ દિવસ સુધીતો બિલકુલ રોગીને કાંઇ ક્વાથ ( ક્હાડા ) કે ઔષધ આપવું નહિ. ૩

## તાવને માટે શું ક્રિયાઓ યોજવી?

प्रवातं नातिनिर्वातमपथ्यं नैव लङ्घनम् ।
क्रिया साधारणी कार्या, मानुषे ज्वरसंस्थिते ॥ ४ ॥ ( पा. च. )

મનુષ્યને જ્યારે તાવ આવે ત્યારે બહુ પવન આવતો હોય તેવા સ્થાનનું કે બિલકુલ પવન નજ આવે તેવા સ્થાનનું સેવન તેને ન કરવા દેવું. અપથ્ય—નુકશાન કરે તેવા ભારે પદાર્થો તેને ન આપવા. તેમ લાંઘણ પણ ન કરાવવી પણ સાધારણ ક્રિયાની યોજના કરવી. ૪

## લંઘનનો નિષેધ.

भूततापश्रमानङ्गशोकशङ्कादिसम्भवे ।
ज्वरे पित्ताधिके चापि न लङ्घनविधिर्मतः ॥ ५ ॥ }( पा. च. )

ભૂત બાધાથી, પશ્ચાત્તાપથી અથવા કોઈ સાથે ક્લેશ વિગેરે કરવાથી, ખેદ કરવાથી, મહેનત કરવાથી, કામથી, શોકથી અને શંકા આદિથી આવેલા તાવમાં અને પિત્તજ્વરમાં લંઘન ( લાંઘણુ ) ની મનાઈ છે. ૫

## કાયિક અને માનસિક રોગોને માટે ઉપાય.

वातपित्तकफोद्भूतो, रोगः शाम्यति भेषजैः ।
मानसो ज्ञानविज्ञान स्मृतिधैर्य समाधिभिः ॥ ६ ॥ }( पा. च. )

વાતપિત્ત અને કફથી ઉત્પન્ન થયેલો રોગ ઓસડથી શાંત થાય છે અને મનની નબળાઇથી અથવા વિચારોથી ઉદ્દભવેલો રોગ જ્ઞાન, અનુભવ, સ્મૃતિ ( ધર્મશાસ્ત્રો ) ના અવલોકનથી, ધીરજથી અને સમાધિ ( ચિત્તની એકાગ્રતા ) થી તમામ વિચારો છોડી એકજ નિશ્ચય રાખવાને લીધે શાંત થાય છે. ૬

## જ્વર શાંતિ માટે ઔષધ સેવન.

### उपजाति.

सशर्करानिम्बफलप्रयोगै र्दिनत्रयं भक्षति तस्य हन्ति ।
दाहज्वरं शीतजपित्तजं वा, एकान्तरं कामलकं च हन्यात् ॥ ७ ॥ }(कस्यापि)

સાકર સહિત લીંબડાના ફલના પ્રયોગ સાથે પ્રકૃતિ અને રોગનું નિદાન સમજી યુક્ત ઔષધ ત્રણ દિવસ સેવન કરે તો દાહજ્વર ( ઉનો તાવ ) શીત જ્વર અને પિત્તજ્વર એકાંતરીયો વિગેરે તમામ તાવને દૂર કરે અને કમળાને પણ ખસેડે. ૭

કફ, પિત, અને વાયુમાંથી સર્વ રોગોની ઉત્પત્તિ જણાય છે તેથી કફ, પિત્ત અને વાયુ શા કારણથી કોપે છે અને કોપ્યા પછી તેમનું કયા ઔષધવડે શમન કરાય છે એ જણાવવાનો હવે પ્રસંગ ઉત્પન્ન થાય છે તેથી તે અધિકાર દર્શાવવા આ આયુર્વેદ જ્વરસંબંધી અધિકાર ટુંકામાં સમાપ્ત કર્યો છે.

# व्याधिनिदान–अधिकार.

વર્ષના બાર માસ છે અને છ રૂતુઓ છે તેમાં કયા માસમાં કોના પ્રકોપથી કયો વ્યાધિ થાય છે અને તે શું અનુપાનથી તે દોષ શાંત થાય છે તે જાણવાથી આરોગ્ય જાળવી સુખી રહેવાય છે તેને માટે દિગ્દર્શન ન્યાયથી આ અધિકાર લેવામાં આવે છે.

## કફ, પિત્ત અને વાયુનો કઇ કઈ ઋતુમાં કોપ હોય છે તેની સમજુતી.

अनुष्टुप्. ( १ थी २ )

**पित्तं राजा शरत्काले, वैशाखज्येष्ठयोरपि ।**
**चैत्रफाल्गुनयोः श्लेष्मा, शेषेषु पवनः पुनः ॥ १ ॥** (पा. च.)

શરદ ઋતુમાં ( એટલે વિશેષે ભાદરવા આસો માસમાં ) પિત્તને રાજા સમજવો તેમજ વૈશાખ અને જેઠમાં પણ પિત્ત રાજા છે કારણ કે તે ચારે માસમાં સૂર્ય બહુ ઉગ્ર તપે છે તેથી પિત્તનો પ્રકોપ થવાનો સંભવ છેજ અને ચૈત્ર અને ફાગણમાસમાં કફનું પ્રાધાન્ય સમજવું તથા તે શિવાયનાં બાકીના માસોમાં વાયુનો પ્રકોપ સમજવો. ૧

## કફ, પિત અને વાયુના શમનનો ઉપાય.

**कट्वम्ललवणैर्वायुः, कषायस्वादुतिक्तकैः ।**
**पित्तमेति शमं तिक्तकषायकटुभिः कफः ॥ २ ॥** (पा. च.)

કડવાં, ખાટાં અને ખારાં ઔષધો સેવવાથી વાયુ શાંતિ પામે છે, તુરાં, મધુર અને કડવાં ઔષધોના સેવનથી પિત્ત શમે છે તથા કડવાં તુરાં અને તીખાંથી કફ શાંત થાય છે. ૨

કફ, પિત્ત અને વાયુને નિયમમાં નહિ રાખવાથી રોગો ફાટી નીકળે છે માટે કેવું વર્તન રાખવાથી કફ વિગેરે કોપે છે તે બતાવવા રોગોદ્ભવ અધિકારની હવે પછી યોગ્યતા માની આ વ્યાધિનિદાન અધિકારની સમાપ્તિ કરીછે.

# आयुर्वेद-रोगोद्भव-अधिकार.

રોગોની ઉત્પત્તિ અનિયમિતરીતે પદાર્થોનું સેવન કરવાથીજ થાય છે, અતિશય ભોગો ભોગવવાથી, પાચન થાય નહિં તેવું ભોજન કરવાથી, પુષ્ટિને માટે બહુજ ધાતુઓ સેવવાથી, દિવસે સુવાથી, રાત્રિએ જાગવાથી, ઝાડો પેસાબ વિગેરે રોકવાથી તમામ રોગો શરીરમાં ઉદ્ભવી સમય આવે ત્યારે ચાતુર્માસમાં બીજોની પેઠે બહાર આવે છે. જેથી આત્મહિત ચાહનારાઓએ તેવા રોગજનક પદાર્થોનો અને તે પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ.

## રોગોની ઉત્પત્તિનું વર્ણન.

अनुष्टुप् ( १ थी ६ )

अत्यम्बुपानतो घस्रशयनान्निशि जागरात् ।
विण्मूत्रादिनिरोधाच्च, विषमाशनतस्तथा ॥ १ ॥ } ( पा. च. )

ઝાઝું પાણી પીવાથી, દિવસના સુઈ રહેવાથી, રાત્રિમાં ઉજાગરા કરવાથી, ઝાડો અને પેસાબ રોકવાથી અને વિષમ ( ન પચે તેવું ) જમવાથી અથવા વાસી થઈ ગયેલાં અતિશય ખાટાં તીખાં અને બગડેલાં અન્ન વિગરે પદાર્થો ખાવાથી રોગ થાય છે. ૧

તથા—

शोकक्रोधादिचिन्ताभ्यो, वनितात्यन्त सङ्गतः ।
अजीर्णाच्च भवेद्रोगो, धात्वतुल्याशनेन च ॥ २ ॥ } ( पा. च. )

શોક, ક્રોધ, મદ, મોહ, મત્સર વિગેરે અનેક ચિંતાઓથી, સ્ત્રીઓ સાથે ઝાઝો સંગ કરવાથી, જમેલું અનાજ ન પચવાથી અને પ્રકુતિને વિરૂદ્ધ પડે તેવું ભોજન કરવાથી રોગો ઉદ્ભવે છે. ૨

## અજીર્ણના પ્રકારો.

તેમજ—

अजीर्णप्रभवा रोगास्तच्चाजीर्णं चतुर्विधम् ।
आमं विपक्कं विष्टब्धं, रसशेषं तथापरम् ॥ ३ ॥ } ( पा. च. )

રોગો અજીર્ણથી થાય છે અને તે અજીર્ણ આમ, વિપકવ, વિષ્ટબ્ધ અને રસશેષ એમ ચાર પ્રકારનું છે. ૩

## અજીર્ણનાં લક્ષણો.

आमे सदृशगन्धः स्याद्विदग्धे धूमगन्धता ।
गात्रभङ्गश्च विष्टब्धे, रसशेषे च जाड्यता ॥ ४ ॥ (पा. च.)

આમ સંબંધી અજીર્ણ હોય તો તેના ઓડકાર, અધોવાયુ, દસ્ત વિગેરેમાં આમના જેવીજ ગંધ હોય છે, વિદગ્ધ ( અધપચા ) માં ધૂમાડા જેવી ગન્ધ આવે છે; વિષ્ટબ્ધમાં શરીરમાં ત્રુટ ( કળતર ) થાય અને રસશેષમાં જડતા ( કોઇનું બોલવું સમજાય નહિ, ધ્યાનમાં રહે નહિ, કોઈ સ્થળે મહેનત થાય નહિ તેવી સ્થિતિ ) થાય છે. ૪

## અજીર્ણના મુખ્ય ઉપાયો.

आमे च वमनं प्रोक्तं, विदग्धे तूष्णमापिबेत् ।
विष्टब्धे स्वेदनं कुर्याद्रसशेषे पुनः स्वपेत् ॥ ५ ॥ (पा. च.)

જો આમ અજીર્ણ હોય તો તેને વમન [ ઉલટી ] કરાવવું, વિદગ્ધ હોય તો ખૂબ ગરમાગરમ કઢી અથવા ગરમ પાણી પાવું, વિષ્ટબ્ધમાં પરસેવો લાવવોઅને રસશેષમાં નિદ્રા લેવી. ૫

## શત્રુરૂપ થનારા વિષયો.

पौषमासे निराहारा बह्वाहाराश्च कार्तिके ।
चैत्रे मासे गुडाहारा भवन्तु तव शत्रवः ॥ ६ ॥ (सू. मु.)

પોષમાસમાં ઉપવાસ કરવામાં આવ્યા હોય, કાર્તિકમાં બહુ ખાવામાં આવ્યું હોય અને ચૈત્ર મહિનામાં ગોળનો આહાર કરેલો હોય, તો તેવા દિવસો તારા શત્રુઓ થાય છે; અર્થાત્ પોષમાસમાં ભોજન નહિ કરવાથી, કાર્તિક માસમાં વિશેષ ભોજન કરવાથી અને ચૈત્રમાસમાં ગોળ ખાવાથી શરીરમાં રોગ ઉદ્ભવે છે. ૬

## રોગ થવાનાં મુખ્ય છ કારણો.

उपजाति.

अत्यम्बुपानाद्विषमाशनाश्च, दिवाशयाज्जागरणाच्च रात्रौ ।
सन्धारणान्मूत्रपुरीषयोश्च षड्भिः प्रकारैः प्रभवन्ति रोगाः ॥७॥ (सू. मु.)

બહુ પાણી પીવાથી, વિષમ–ન પચે તેવા પદાર્થો ખાવાથી, દિવસે નિદ્રાથી, રાત્રિમાં જાગવાથી અને મૂત્ર તથા વિષ્ટાને રોકવાથી એમ છ પ્રકારે રોગો થાય છે. ૭

પ્રતિકૂળ વર્તનથી રોગોની ઉત્પત્તિ બતાવ્યા બાદ આવતા રોગાંગ અધિકારમાં રોગીને લગતાં કેટલાંક સાધનો બતાવવાની જરૂર જણાવાથી આ રોગોદ્ભવ-અધિકાર પૂર્ણ કર્યો છે.

## आयुर्वेद-रोगाग-अधिकार.

રોગોની શાંતિ માટે યોગ્ય વૈદ્ય અને રોગીની પૂર્ણ શ્રદ્ધા વગેરેની જરૂર છે. તેમ ન હોય તો તે રોગ એકદમ મટતો નથી; તેમાં રોગીની સરભરામાટે સારો ચાલાક માણસ હોવો જોઇયે કે જ રોગીની તમામ હકીકત વૈદ્યને કહી સંભળાવે. તેમ થવાથી વૈદ્યને તે બહુજ મદદગાર થાય છે અને રોગીને પણ તે યથાયોગ્ય પ્રકૃતિ જાણીને યોગ્ય દવા આપે તેથી તથા સારવારથી એકદમ આરામ થાય છે.

### ચાર અંગથી ચિકિત્સાની પરિપૂર્ણતા.

अनुष्टुप्. ( १ थी ३ )

भिषक् द्रव्याण्युपस्थाता रोगीपादचतुष्टयम् ।
चिकित्सितस्य निर्दिष्टम्प्रत्येकं तच्चतुर्गुणम् ॥ १ ॥ ( क. सु. )

વૈદ્ય, દ્રવ્ય, ઓષધને માટે સરભરા કરનાર માણસ અને રોગી આ પ્રમાણે ચિકિત્સાનાં ચાર પાદ છે. અને તે એક એક પાદ અથવા અંગના ચાર ચાર ગુણો છે તે હોય તોજ તે અંગ રોગ મટવામાં ઉપયોગી થાય છે. ૧

### વૈદ્ય તથા ઔષધના ચાર ગુણ.

दक्षो विज्ञातशास्त्रार्थो, दृष्टकर्मा शुचिर्भिषक् ।
बहुकल्पं बहुगुणं सम्पन्नं योग्यमौषधम् ॥ २ ॥ ( क. सु. ]

કુશલ, શાસ્ત્રોના અર્થને જાણનાર, ઘણો અનુભવી, અને પવિત્ર, વૈદ્યકનો ધંધો કરનારો વૈદ્ય ચાર ગુણવાળો હોવો જોઇયે, અને ઔષધ પણ ચૂર્ણ અવલેહ વિગેરે જૂદી જૂદી બનાવટો થઈ શકે તેવું, ઘણો ફાયદો કરે તેવું, નહિ બગડેલું તથા જે રોગપર વાપરવું તે રોગને મટાડવાની યોગ્યતાવાળું એમ ચાર ગુણવાળું હોવું જોઇએ. ૨

## પરિચારક તથા રોગીના ચાર ગુણ.

अनुरक्तः शुचिर्दक्षो, बुद्धिमान् प्रतिचारकः ।
आढ्यो रोगी भिषग्वत्सो, ज्ञापकः सत्ववानपि ॥ ३॥ (क. सु.)

પ્રીતિવાળો, પવિત્ર, ચતુર અને બુદ્ધિવાળો એ ચાર ગુણવાળો પરિચારક હોવો જોઇએ અને રોગી પણ સાધનસંપન્ન, વૈદ્યપર આસ્થાવાળો, પોતાને થતી પીડા વગેરે બરાબર જણાવી શકનારો અને હિંમતવાળો એ ચાર ગુણવાળો જોઇએ. ૩

રોગાંગ એટલે રોગવાળી સ્થિતિમાં જે જે મુખ્ય અંગો છે તે તે યોગ્ય ગુણવાન હોય તો રોગ તરત મટે છે અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. એ આરોગ્યની આવશ્યક્તા દેખાડવા આ અધિકારની વિરતી કરવામાં આવી છે

# आयुर्वेद-आरोग्य अधिकार.

જે ઓ પોતાનું આરોગ્ય જાળવી જાણતા નથી અથવા પોતાના આરોગ્યને માટે બેદરકાર રહે છે તેઓ પોતાના શરીરનેજ હાનિ કરે છે એટલુંજ નથી પણ આ લોક અને પરલોકને પણ બગાડે છે. કારણ કે આરોગ્ય એટલે તંદુરસ્તી લથડવાથી તેઓ પોતાના કુટુંબનું પોષણ વગેરે વ્યવહાર ચલાવવા કાંઈ ઉદ્યોગ કરવા સમર્થ થતા નથી તેમ ધર્મનું ઉપાસન પણ કરી શકતા નથી. કારણ કે શરીર નીરોગ હોય તોજ કોઇપણ જાતની પ્રવૃત્તિ થઈ શકે છે. માટે આરોગ્ય મેળવવું અને જાળવવું એ બહુ જરૂરનું છે એ સમજાવવાને આ અધિકારને સ્થાન આપવામાં આવે છે.

### * આરોગ્ય નહિ જાળવવાથી થતી હાનિ.

તંદુરસ્તી, જાળવિ જાણે નંજ ઘણા જન જંગલી;
નાની વયમાં-મરણ થતાં દે દોષ વૃથા પ્રભુને વળી. ટેક૦

કાયા કુંચીમાં ચૂક પડે, દરદો દિલમાં તેવાર ગડે,
નહિતો માંદગી દુખ નંજ નડે, તંદુરસ્તી૦ ૧

* સુબોધચિંતામણી.

જો તોડે કુદરતનો કાયદો, તો જાય તંદુરસ્તી ફાયદો,
આ મત અર્વાચિન ઇલાયદો, તંદુરસ્તી૦ ૨
આકસ્મિક જૂજ બનાવ બને, બાકીનાં મર્ણ બધાં નિપજે–
તે રોગથીજ નિજ પ્રાણ તજે, તંદુરસ્તી૦ ૩
માબાપ ચૂકથી બાળ મરે, જૂવાનો જાતે ચૂક કરે,
ત્યારેજ મરે મોટા ઉચરે, તંદુરસ્તી૦ ૪
જરિ જાય વસ્ત્ર ત્યારે ફાટે, ધોખો ન ધરે કોઈ ઊચાટે,
તેમ દુઃખ નહીં ઘરડા માટે, તંદુરસ્તી૦ ૫
પણ વસ્ત્ર નવે ખાંપો આવે, તે વાંકા ચાલ્યાવણ નાવે,
તેમ મોત જુવાનોમાં ફાવે, તંદુરસ્તી૦ ૬
તે સૃષ્ટિ નિયમને સંભારી, તનજતન કરો બહુ નરનારી,
ખાનપાને થઈ મીતાહારી, તંદુરસ્તી૦ ૭
ખાતાં ફરે જે શરીરે ન સદે, પછિ વ્યર્થ નસિબનો વાંક વદે
કદિ ઓધ શોધને તે ન વદે, તંદુરસ્તી૦ ૮
બહુ પ્રીત બતાવે અણઘટતી, તેથી બાળક બગડીજાય અતી,
તેમ કેમ ઉછેરવું તે ન મતી, તંદુરસ્તી૦ ૯
જેતે ખાઈ માંદું બાળ પડે, સંભાળવિના દરદો ઉપડે,
પછિ મરતાં મોઢું વાળિ રડે, તંદુરસ્તી૦ ૧૦
થાય ગુણાકાર સૌ રોગતણો, ત્યારે દરદી પંડ પિડાય ઘણો,
પછિ હાથ રહી નહિ બાજિ ગણો, તંદુસ્તી૦ ૧૧
શિખવી જોઇએ તન કેળવણી, તે એક જાતની ફરજ ગણી,
તો ઉમ્મર વધશે અંગતણી, તંદુરસ્તી૦ ૧૨
જો બાળ જાળવે જતન કરે, બહુ લાડ લડાવી ન હામ હરે,
તન કસરત ખૂબ કરાવિ ખરે, તંદુરસ્તી૦ ૧૩
નુર બાળલગ્નથી બાળે નહિ, વિશ વર્ષ સુધી પરણાવે નહિ,
વળિ કદી કજોડ કરાવે નહિ, તંદુરસ્તી૦ ૧૪

---

## * જૈનધર્મની કેટલીક શાસ્ત્રોક્ત પ્રવૃત્તિઓ અને તેની સાથે તંદુરસ્તીનો ગાઢ સંબંધ.

૧. 'પ્રાતઃકાળે નવકારશી કરવી અર્થાત્ બે ઘડી સૂર્ય ચઢ્યા પછી

* જૈનધર્મ પ્રકાશ. માસિક પુસ્તક ૩૧ મું અંક ૧૦ મો,

ભોજન કરવું.' આ નિયમથી જઠરાગ્નિ તેજ થયા પછીજ તેનાપર અન્નનું વજન પડે છે, તેની મંદતાના સમયમાં વજન પડતું નથી.

૨. 'સૂર્યાસ્ત થયા પછી ભોજન ન કરવું, અર્થાત્ સૂર્યાસ્ત થયા અગાઉજ જમી લેવું.' આ નિયમથી રાત્રિએ જ્યારે અગ્નિ મંદ પડે છે અને નાડીઓ સંકુચિત થાય છે તેવે વખતે તેનાપર વજન પડતું નથી. તેમજ રાત્રિને વખતે દીપકનો પ્રકાશ છતાં ન દેખી શકાય તેવા અને દીપકના પ્રકાશને લઇને ઝંપલાઇને પડતા એવા અનેક સૂક્ષ્મ જંતુઓ ખોરાકમાં આવતા બંધ થાય છે, જેથી તંદુરસ્તી બગડતી નથી. આ સિવાય બીજા પણ ઘણા લાભો છે.

૩. 'ઘી, તેલ, દુધ, દહીં વિગેરે પ્રવાહી પદાર્થનાં ભાજનો ઉઘાડાં મૂકવાં નહીં અને ઉઘાડાં રહેલાં હોય તો બનતાંસુધી તે ચીજો ભોજનના ઉપયોગમાં લેવી નહીં.' આ નિયમથી એવા પ્રવાહી પદાર્થોમાં પડીને તદ્રૂપ થઈ ગયેલ જંતુઓ અથવા તેમાં પડેલી અન્ય શરીરને હાનિકારક વસ્તુઓ ઉપભોગમાં લેવાતી નથી અને તેથી તંદુરસ્તી બગડતી નથી.

૪. 'થુંક, બડખો વિગેરે જેમ તેમ જ્યાં ત્યાં નાખવું નહીં અને જ્યાં નાખવું ત્યાં તેનાપર રક્ષા કે ધૂળ ઢાંકી દેવી.' આ નિયમથી વ્યાધિવાળા શરીરના થુંક કે બડખાથી તેમાંના જંતુઓ વિસ્તરતા નથી અને અન્યને હાનિ કરતા નથી.

૫. 'સામટા મનુષ્યો જ્યાં પેશાબ કરતા હોય ત્યાં કોઇના પેશાબ ઉપર પેશાબ કરવો નહીં, પણ તદ્દન કોરી, છુટી ને તડકો આવે તેવી જમીનપર પેશાબ કરવો.' આ નિયમથી મૂત્રજન્ય વ્યાધિઓ જે પરસ્પરને લાગુ પડી શકે છે તેનો અવરોધ થાય છે.

૬. 'જેમ બને તેમ દૂર અને સૂકી જગ્યાએ જ્યાં લોકોનો અવરજવર ન હોય ત્યાં દિશાએ જવું.' આ નિયમથી વસ્તીની અંદર દુર્ગંધી ફેલાતી નથી. અને બીજો પણ તજ્જન્ય રોગાદિ ઉપદ્રવ થતો નથી.

૭. 'દિશાએ જવાનાં અથવા બીજી રીતે અપવિત્ર થયેલાં વસ્ત્રો તરતજ સ્વચ્છ કરી નાખવાં, તેવાં વસ્ત્રોસહિત પુસ્તક વાંચવું નહીં, એટલુંજ નહીં પણ તેનો સ્પર્શ પણ કરવો નહીં.' આ નિયમથી અશુચિનાં પુદ્ગળો કે વ્યાધિકારક જંતુઓ જે વસ્ત્રમાં ભરાઇ રહેલાં હોય તેની માઠી અસર શરીરને થઈ શકતી નથી.

૮. 'સાધુએ તો નિરંતર અને શ્રાવકે બનતાસુધી ઉકાળેલું પાણી પીવું.' આ નિયમથી જળની અંદર રહેલી અનેક પ્રકારની માઠી અસર શરી-

રને હાનિ કરતી નથી, દેશપરદેશનું પાણી નુકશાન કરતું નથી ( લાગતું નથી ) અને તંદુરસ્તીમાં સુધારો થાય છે.

૯. 'જમવાને ઠેકાણે, પાણી રાખવાને ઠેકાણે, અનાજ રાખવાને–દળવાને–ખાંડવાને ઠેકાણે ઈત્યાદિ સ્થાનકે ચંદરવા જરૂર બાંધવા.' આ નિયમથી તે તે સ્થાન ઉપરના ભાગમાંથી અથવા છાપરામાંથી રજ કચરો અને ઝીણા જીવ-જંતુઓ તેમજ ઝેરી જીવજંતુની ગરલ વિગેરે ખાવાના પદાર્થોમાં પડતાં નથી. અને શારીરિક તંદુરસ્તીને તેમજ પ્રાણુને હાનિકારક કારણોનો અટકાવ થાય છે.

૧૦. 'અભક્ષ્ય–નહીં ભક્ષણ કરવા લાયક પદાર્થો–ફળફળાદિનો ત્યાગ કરવો. તેમાં મુખ્યતાએ વડના, પીપરના, અને ઉંબરા વિગેરેનાં ફળો ખાવાંજ નહીં.' આનાથી આવી વસ્તુઓની અંદર જે અનેક ઝીણા ઉડતા જંતુઓ ભરેલા હોય છે, તેવા જંતુઓ ખોરાકમાં આવવાથી તંદુરસ્તી બગડે છે, એ ડાકટરી તેમજ દેશી વૈદ્યકીય બંનેનો સિદ્ધાંત છે તો તેવા જંતુઓનો ભય નાશ પામે છે.

૧૧. 'માંસ ભક્ષણ કદાપિ કરવું નહીં.' એની અંદર નિરંતર અનેક જીવોનું ઉપજવું ચ્યવવું થયા કરે છે. એમ શાસ્ત્રકારો કહે છે. તે સાથે એ પદાર્થ ક્રૂરતાથી વાસિત છે. તેની ઉત્પત્તિ ક્રૂરતાવડેજ થાય છે, ખાનારની વૃત્તિ ક્રૂર–નિર્દય રહે છે અને એવી વૃત્તિ રૂધિરને તપાવનાર તેમજ તંદુરસ્તીને બગાડનાર છે.

૧૨. 'મદિરાપાન કદાપિ કરવું નહીં' મદિરાપાન કરવાથી મનુષ્ય ઉન્મત્ત બની જાય છે, કૃત્યાકૃત્ય ભૂલી જાય છે. ન કરવાનું કાર્ય કરી બેસે છે. એવાં અનેક દૃષ્ટાંતો મોજુદ છે. વળી દારૂ તંદુરસ્તીનો નાશ કરે છે એ પણ સિદ્ધ થયેલ છે.

૧૩. 'મધ, માંખણ ખાવાં નહીં.' એ પણ અનેક ત્રસ જીવવાળાં હોય છે. માત્ર એ જીવો બહુ સૂક્ષ્મ હોવાથી આપણે તેને દેખી શકતા નથી, અને કોઈ પણ પદાર્થ જીવવ્યાપ્ત હોય તે ખાવાથી તંદુરસ્તીને નુકશાનજ કરે છે એ સિદ્ધ હકીકત છે.

૧૪. 'રાત્રિ વ્યતીત થયેલ રાંધેલા પદાર્થો–રોટલી, શાક, દાળ, શીરો, પુરી, લાપશી ઇત્યાદિ બીજે દિવસે ખાવાં નહીં.' આ તમામ પદાર્થોમાં એક જાતિનો કોહવાટ શરૂ થાય છે અને તે ખાવાથી તંદુરસ્તી બગડે છે એ ચોકસ છે. તેથી એ નિયમ શરીરસંબંધે ખાસ ઉપયોગી છે.

૧૫. 'બે રાત્રિ વ્યતીત થયેલું દહીં ખાવું નહીં.' એની અંદર પણ જીવો-ત્પત્તિ થઈ જાય છે અને તે અમુક પ્રયોગવડે જોઈ પણ શકાય છે, તેથી તે

પદાર્થ તંદુરસ્તીને હાનિ કરનાર છે. કોઈ પણ પદાર્થ તાજો ખાવો તેજ શરીરને હિતકારક છે એ વાત ચોકસ છે.

૧૬. 'કોહી ગયેલાં-બગડેલાં-ગંધાઈ ગયેલાં ફળફળાદિ ખાવાં નહિ.' આ નિયમ શરીરસુખાકારીને માટે ખાસ ઉપયોગી છે. કારણ કે પોતાના અસલ રસથી ચ્યુત થયેલ (ચલિત રસ) કોઈ પણ પદાર્થ શરીરને અનુકૂળ નથી, પણ પ્રતિકૂળ છે. ફળફળાદિનું કે અન્ય પદાર્થોનું કોહી જવું તે એની અંદર ત્રસ જીવોની ઉત્પત્તિનું સૂચક છે અને ત્રસ જીવ સંયુક્ત પદાર્થ શરીરને હાનિકારકજ છે.

૧૭. 'બોળ અથાણું ખાવું નહીં.' આવા અથાણામાં પુષ્કળ ત્રસ જીવો પડે છે-ગંધ બદલાઈ જાય છે-દુર્ગંધ આવે છે, છતાં જિહ્વાના રસીયા મનુષ્યો તેનો સ્વાદ છોડતા નથી. પરંતુ તે શરીરને પણ નુકશાન કરે છે. એવાં અથાણાં બે બે વરસનાં રાખી મૂકવામાં આવે છે, તેની અંદર પ્રત્યક્ષ રીતે હાલતા ચાલતા જીવો નજરે દેખાય છે. તેથી શારીરિક તંદુરસ્તી ઇચ્છનારમાટે પણ તે ત્યાજ્યજ છે.

૧૮. 'કાચાં એટલે ઉષ્ણ કર્યા વિના દુધ, દહીં ને છાશની સાથે મગ, ચણા, અડદ, તુર, વાલ, વટાણા, મેથી વિગેરે બે દાળ થાય તેવા (દ્વિદળ) પદાર્થો મેળવીને ખાવાં નહીં.' આ વસ્તુનો મેળાપ જીવોત્પાદક છે એ તો શાસ્રોક્ત હકીકત છે, પરંતુ શરીરના હિતમાટે પણ એ પદાર્થ મેળવીને ખાવા લાભકારક નથી. પાચનક્રિયાને બાધ કરનાર છે, દુધ દહીં કે છાશ ઉષ્ણ કરેલાં હોય છે તો તે મેળવણી શરીરને નુકશાન કરતી નથી.

૧૯. 'વેંગણ-રીંગણાં ખાવાં નહીં.' આ પદાર્થ ખાવાનો પ્રચાર જૈન-સિવાય અન્ય કોમમાં ઘણો વિસ્તરી ગયેલો છે, પરંતુ એ પદાર્થ કામોત્પાદક છે, અને જેટલા પદાર્થો કામોત્પાદક હોય છે તેટલા રૂધિરને બગાડનારા હોય છે. વેંગણ બુદ્ધિને જડ કરનાર છે અને બીજી રીતે પણ એ પદાર્થ નુકસાન કરનાર છે.

૨૦. 'અફીણ, ગાંજો, તમાકુ વિગેરે કોઈ પણ વસ્તુનું વ્યસન કરવું નહીં.' આ નિયમ શરીરને અત્યંત લાભકારક છે. વ્યસનમાત્ર શરીરને નુકશાન કરે છે. મનને પરાધીન બનાવે છે, મોહને ઉત્પન્ન કરે છે, પ્રમાણમાં વધી જાય છે તો પ્રાણહાનિ પણ કરે છે. લાભ કોઈ જાતનો નથી. વળી તેવી ઝેરી ચીજનો સંગ્રહ પણ હાનિકારક છે.

૨૧. 'કાચી માટી-ભૂતડો વિગેરે ખાવાં નહીં.' આ પદાર્થો શરીરને

બહુજ નુકશાન કરે છે, પેટને ફુલાવી દે છે, અનેક જાતિના રોગ ઉત્પન્ન કરે છે, પીળા પચકેલ બનાવી દે છે, તંદુરસ્તીનો નાશ કરે છે, તથા જઠરાગ્નિને બુઝાવી નાખે છે તેથી તે ત્યાજ્યજ છે.

૨૨. 'બરફ કે કરા ખાવા નહિ.' આ પદાર્થ શરીરમાંના બળની હાનિ કરે છે અને શરદી ઉત્પન્ન કરે છે, અગ્નિ મંદ કરે છે તેથી તે અપેક્ષાએ પણ તે ત્યાજ્ય છે.

૨૩. "બહુ બીજવાળાં ફળો ખાવા નહિ.' જે ફળાદિમાં સંખ્યાબંધ માત્ર બીજજ ભરેલાં હોય છે તેવા પદાર્થ શરીરને હાનિ કરે છે. તેનાથી કેટલાક રોગ ઉત્પન્ન થાય છે તેથી તેવા પદાર્થો ન ખાવાનો નિયમ હિતકર છે.

૨૪. 'તુચ્છ ફળ કે જેની અંદર ખાવું થોડું અને ફેંકી દેવું વધારે પડે તે ખાવાં નહિ.' આ નિયમ શરીરને પણ હિતકર એટલા માટે છે કે એવા પદાર્થો વધારે ખાનારના શરીરમાં અમુક અમુક પ્રકારની રોગોત્પત્તિ થાય છે. આર્થિક દૃષ્ટિએ પણ એવા પદાર્થો ત્યાજ્ય છે.

૨૫. 'અજાણ્યું ફળ કે કોઇપણ અજાણી વસ્તુ ખાવી નહિ.' આ નિયમથી અનેક લાભ થાય છે. કેટલીક વખત તેથી પ્રાણ પણ બચી જાય છે. નામ વિગેરે નહિ જાણ્યા છતાં એવાં ફળ વિગેરે ખાનારનાં પ્રાણ ગયાના દૃષ્ટાંતો મોજુદ છે. વળી કેટલાક પદાર્થો વ્યાધિ ઉત્પન્ન કરનારા હોય છે તે પણ અજાણતાં ખવાઈ જાય છે. તેથી જે પદાર્થ બીજાનો જાણીતો હોય, જેના ગુણદોષ જાણવામાં આવેલા હોય, અને જે ખાનપાનમાં વપરાતો હોય તે પદાર્થજ ખાવો, પણ રૂપ, રસ કે ગંધથી મોહ પામીને અજાણ્યો પદાર્થ ખાવો નહીં.

૨૬. 'મીઠાઈ–પકવાન્ન ચોમાસામાં ૧૫ દિવસ, ઉનાળામાં ૨૦ દિવસ ને શિયાળામાં ૩૦ દિવસ પછી ખાવું નહિ.' આ નિયમ શરીરમાટે ખાસ હિતકર છે. કારણકે ત્યારપછી તેની અંદરનો રસ અવશ્ય બદલાઈ જાય છે, ગંધ ફરે છે, પુગી વળે છે અને તેમાં જીવોત્પત્તિ થાય છે. તેથી તેવી મીઠાઈ ખાવાથી અવશ્ય તંદુરસ્તી બગડે છે.

૨૭. 'આર્દ્રાનક્ષત્ર બેઠા પછી કેરી ખાવી નહિ.' આ નિયમ જ્યાં ચૈત્ર માસથી કેરી આવે છે તેને અનુસરતો છે. જ્યાં શ્રાવણ માસમાંજ કેરી આવે છે તેને માટે નથી. આપણા દેશમાં ( કાઠીઆવાડ–ગુજરાતમાં ) તેની ઋતુ ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ એ ચાર માસ છે. તેને માટે આર્દ્રાનક્ષત્ર પછી ન ખાવાનો નિયમ જરૂરનો છે. આ દેશમાં આર્દ્રાનક્ષત્રમાં ઘણી વખત વરસાદ

પણ થઈ જાય છે. હવા તો અવશ્ય બદલાયછે અને તેથી પાકેલી કેરીની અંદર જીવોત્પત્તિ થાય છે, એ સાંભળેલી નહિ પણ નજરે જોયેલી અને દેખાતી હકીકત છે. જીવોત્પત્તિ પદાર્થ કોહ્યા વિના થતી નથી અને કોહેલો પદાર્થ શરીરને હાનિ કરે છે તે ચોક્કસ છે. તેથી એ નિયમ ગ્રહણ કરવા યોગ્ય છે.

૨૮. 'ફાલ્ગુન માસ પછી પત્રશાક ખાવું નહિ' દરેક જાતની ભાજીઓમાં તેમજ પાંદડાંઓમાં ત્યારપછી ત્રસ જીવોની ઉત્પત્તિ નજરે પડે છે, અને એવા જીવોત્પત્તિવાળા પદાર્થો શરીરને નુકશાનજ કરે છે. પરંતુ ખાવાના રસવાળા મનુષ્યો મૂળા વિગેરેનાં પાંદડાંઓ બીજા જીવોએ કોરી ખાધેલાં હોય છે છતાં તેને ખાધા સિવાય રહીશકતા નથી.

૨૯. 'સૂકો મેવો—ખજુર, ખારેક, દ્રાક્ષ, આલુ, કાજુ, પસ્તાં, બદામની મીંજ, ચારોળી, સૂકાં અંજીર વિગેરેમાંથી કેટલાક પદાર્થ ફાગણ સુદિ ૧૫ પછી ને કેટલાક અષાડ સુદિ ૧૫ પછી ખાવા નહિ.' આ નિયમ શરીરને માટે પણ હિતકર છે; કારણકે એમાં ને એની ઉપર ફુગી વળેલી, ગંધ ફરેલી અને ત્રસ જીવ ઉપજેલા વારંવાર નજરે પડે છે, છતાં જીહ્વાના રસને લીધે કેટલાક મનુષ્યો તેને છોડી શકતા નથી, પરંતુ તે તંદુરસ્તીને પણ હાનિ કરે છે એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

૩૦. 'અનંતકાય—કંદમૂળ વિગેરે ભક્ષણ કરવું નહિ.' એની અંદર જીવોત્પત્તિ અતિ વિશેષ કહેવામાં આવે છે એ હકીકત તો શાસ્ત્રોક્ત છે. પરંતુ તે ખાવાથી શારીરિક પણ બીજી હાનિ હોવાનો સંભવ છે. આવા પદાર્થોના ભક્ષણથી કામોત્પત્તિ વિશેષ થાય છે, અને તેનાથી શરીરને બહુ હાનિ થાય છે, માટે તેવા પદાર્થો ત્યાગ કરવાયોગ્ય છે.

૩૧. 'દર પંદર દિવસે એક ઉપવાસ કરવો (પાક્ષિક તપ)' આ નિયમ ખાસ તંદુરસ્તીને સુધારનાર છે. પંદર દિવસે ઉપવાસ કરનારના શરીરમાંથી રોગનાં તત્ત્વનો નાશ થાય છે અને શારીરિક પ્રકૃતિ સુંદર થાય છે.

૩૨. 'દર ચાર મહિને બે ઉપવાસ (ચોમાસી તપ.) અને દર વર્ષને અંતે ત્રણ ઉપવાસ (સંવચ્છરી તપ.) કરવા.' આ નિયમ પણ ઉપર પ્રમાણેજ શરીરને લાભકારક છે. તેવા તપવડે શરીરમાં ભેગો થયેલો હાનિકારક કચરો અને પાણી વિગેરેના દોષ નાશ પામે છે, તંદુરસ્તી સુધરે છે અને નિરોગીપણું ટકી રહે છે.

૩૩. 'દર છ છ મહિને નવ દિવસ સુધી દરરોજ નિરસ આહાર લેવો. એટલે કે દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પક્વાન્ન વિગેરે પદાર્થો ખાવા નહિ.

એક વખત જમવું, ઉષ્ણ જળ પીવું.' આ નિયંમ શરીરને બહુજ લાભકારક છે. કુષ્ઠ જેવા દુરંત વ્યાધિ પણ આ પ્રમાણેની પ્રવૃત્તિથી નાશ પામે છે. શરીરની સ્થિતિ સુધરે છે. હાનિકારક રસને નવ દિવસ સુધી પોષણ ન મળવાથી તે નાશ પામે છે. અને મનોનિગ્રહ થવા સાથે શરીર તથા ઇંદ્રિયો ઉપર તેનાથી કાબુ મેળવી શકાય છે.

૩૪. 'મળમાં, મૂત્રમાં, શ્લેષ્મમાં, રૂધિરમાં, શુક્રમાં ઇત્યાદિ શરીરજન્ય તમામ અશુચિમાં શરીરથી છુટા પડચા પછી બેઘડીની અંદર અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે અને તે અશુચિઓ જો વ્યાધિવાળા માણસની હોય છે તો તેની અંદર તેની વ્યાધિને ઉત્પન્ન કરનારા જંતુઓ પણ હોય છે કે જે વૃદ્ધિ પામવાથી-ફેલાવાથી બીજા અનેક નિર્દોષ અને નિરોગી શરીરને તે તે વ્યાધિના ભોગ કરી દે છે. તેટલામાટે એવી અશુચિ રક્ષા તથા ધૂળિવડે ઢાંકી દેવી, અથવા તાત્કાળિક તેનો નાશ કરવો કે જેથી તે બીજાને ઉપદ્રવ કરે નહિ.' આ નિયમ જૈનોને માટે ખાસ કહેલો છે. કારણ કે તેઓ સૂક્ષ્મ જંતુઓનો પણ ઉત્પત્તિ, વિનાશ ન થાય એ ધોરણનો સ્વીકાર કરનારા છે. આ નિયમથી સ્વપરના શરીરને લાભ થાય છે અને અનેક પ્રકારની હાનિ થતી અટકે છે.

૩૫. 'જમવા માટે બે અથવા તેથી વધારે સ્ત્રી કે પુરૂષોએ એકઠા ન બેસવું, એકબીજાના એઠાં પાત્રમાં એક બીજાએ ન જમવું, પાણી પીધેલું પાત્ર કપડાવડે લુંચ્છચા સિવાય ન મૂકવું, અન્યના એઠાં કરેલાં પાત્રવડે બીજાએ પાણી ન પીવું, પાણી પીધેલું જળપાત્ર સામટા પાણીવાળા ઠામમાં ન બોળવું, જમતાં એઠું ન મૂકવું. એઠા હાથ કોઈપણ પદાર્થમાં ન નાખવા, એઠી અથવા પોતાના ભાણામાં પીરસાયેલી-ખાવા માંડેલી વસ્તુ અન્યના ભાણામાં ન નાખવી.' ઇત્યાદિ એઠજૂઠને લગતા તમામ નિયમો ખાસ શારીરિક લાભના હેતુભૂત છે. પરસ્પરના વ્યાધિની અસરને દૂર કરનારા છે. આર્થિક વિચારણાએ પણ લાભ કરનારા છે અને જીવહિંસાના પાપથી દૂર રાખનારા છે.

૩૬. 'એવી સ્વચ્છતાથી જમવું કે થાળીની અંદર કંઇપણ મિશ્રિત વસ્તુ એકત્ર થઈ અપ્રિય દેખાવ ન આપે. એવી રીતે સ્વચ્છતાથી જમ્યા પછી તે સ્વચ્છ થાળી સ્વચ્છ જળવડે ધોઇને તે પાણી પી જવું.' જેથી પોતાની ગરમી (વિદ્યુત) પોતાને પાછી મળે અને તેમાં હાનિકારક તત્ત્વ હોય તો તેનો ચેપ બીજાને ન લાગે-બીજાને હાનિ ન થાય.

૩૭. 'વસ્ત્રો સ્વચ્છ રાખવાં, સ્વચ્છ પહેરવાં, મલિન ન પહેરવાં.' આ નિયમ મલિન વસ્ત્રથી થતી શારીરિક હાનિને દૂર કરનાર છે, પોઝીશનમાં વધારો કરનાર છે અને વસ્ત્રની સ્થિતિને પણ વધારનાર છે.

૩૮. 'દિશાએ જવાના કાર્યમાં તેમજ તેવા બીજા અપવિત્ર કાર્યમાં વાપરવાનાં વસ્ત્રો ખાસ જૂદાં રાખવાં.' આ નિયમ તેવા અશુચિના પરમાણુઓ શરીરને હાનિ ન કરે તેટલામાટે ખાસ ઉપયોગી છે. જો કે તેથી બીજા પણ લાભ છે પણ તે અત્ર પ્રસ્તુત નથી. હાલના કહેવાતા સુધરેલા ભાઇઓની જેમ પવિત્ર અપવિત્ર સર્વ કાર્યમાં એકજ વસ્ત્ર રાખવાં તે શરીરને તેમજ મનને પણ હાનિકારક છે. મનની નિર્મળતા થવામાં પણ નિર્મળ વસ્ત્રાદિ કારણભૂત છે.

૩૯. 'પ્રાયઃ મૌનપણે જમવું.' આ નિયમ પણ અન્ય વાતચિતમાં પડવાથી થતી વ્યગ્રતાને લીધે, જમવામાં બરાબર ધ્યાન ન રહેવાથી, ખાવાનું નિયમિતપણું ન જળવાવાને લીધે થતી શારીરિક હાનિને દૂર કરનાર છે, તે સાથે તેની અંદર બીજા પણ લાભો સમાયલા છે.

૪૦. 'પ્રથમનું ખાધેલું પચે નહિ ત્યાં સુધી ફરીને ન જમવું.' આ નિયમ ખાસ અજીર્ણને અને અજીર્ણથી ઉત્પન્ન થતા વ્યાધિઓને દૂર કરનાર હોવાથી તંદુરસ્તી ચાહનારને પૂર્ણ ઉપયોગી છે.

૪૧. 'જે પદાર્થ પોતાના શરીરને અનુકૂળ હોય તેજ ખાવો. પ્રતિકૂળ પદાર્થો રસવૃદ્ધિથી ન ખાવા.' આ નિયમ પણ શરીરને ખાસ હિતકારક છે. ઘણા માણસો અમુક પદાર્થ પોતાના શરીરને હિતકારક નથી એમ જાણ્યા છતાં અને પૂર્વે તેના કટુ વિપાકનો અનુભવ કરેલો હોય છે છતાં રસનેંદ્રિયને વશ થઇને ખાય છે, પછી તેનાં માઠાં પરિણામ ભોગવે છે; તેથી તેમ ન થવા માટે આ નિયમ ગ્રહણ કરવા યોગ્ય છે.

૪૨. 'પરસ્ત્રીનો શ્રાવકે સર્વથા ત્યાગ કરવો, સ્વસ્ત્રીસેવનમાં પણ પ્રમાણ કરવું, તિથિ પર્વાદિકે તેનો પણ ત્યાગ કરવો અને દિવસે સ્ત્રીસેવન સર્વથા વર્જવું.' આ નિયમથી શરીરને અત્યંત લાભ છે, કારણકે એનો શરીરની સાથે બીજા બધા નિયમોકરતાં વધારે ગાઢ સંબંધ છે. શરીરની અંદરની સર્વ ધાતુઓમાં વીર્ય એ સર્વથી ઉચ્ચ અને ખાસ ઉપયોગી ધાતુ છે, તેનો નિરર્થક અથવા પ્રમાણ ઉપરાંત વ્યય કરવો એ ન પૂરી પાડી શકાય એવી હાનિ છે. તેના નિવારણમાટે આ નિયમની ખાસ આવશ્યક્તા છે. કામવિકારમાં વધારે લુબ્ધ થયેલા મનુષ્યો શરીરને પાયમાલ કરે છે, ક્ષયાદિ વ્યાધિના ભોગ થઈ પડે છે અને શરીરની કાંતિ, સ્ફૂર્તિ અને બુદ્ધિને પણ ખોઈ નાખે છે, એના વિશેષ સેવનથી કદિ પણ તૃપ્તિ કે શાંતિ થતી નથી. જેમ જેમ વિશેષ વિષયસેવન કરવામાં આવે તેમ તેમ વિકાર વૃદ્ધિ પામતો જાય છે, તેથી તેમાં પરિમિત થવાની બહુ જરૂર છે. અને અમુક વયે તો સ્વસ્ત્રીનો પણ કામવિલાસને અંગે સર્વથા ત્યાગ કરવાની જરૂર છે. વૃદ્ધાવસ્થામાં જ્યારે વીર્યની ઉત્પત્તિ અતિ અલ્પ

થાય છે ત્યારે એક વખતના પણ સેવનથી વ્યય ઘણો થાય છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. અને હાલના સમયમાં આપણા દેશનાં હવાપાણી પ્રમાણે ૫૦ વર્ષ પછીની અવસ્થા તે વૃદ્ધાવસ્થા ગણાય છે. દિવસનું કામસેવન શરીરને અત્યંત હાનિકારક છે, તેથી તે શરીરસુખાકારીમાટે પણ વર્જ્યજ છે અને પરસ્ત્રીસેવન તો અનેક પ્રકારે હાનિકારક છે તેથી તે તો સર્વથા વર્જ્યજ છે.

આ અને બીજા પણ કેટલાક ખાસ પાળવાયોગ્ય નિયમો કહેલા છે, તે સર્વનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો નથી. તે નિયમોથી શરીરને જે જે લાભ છે અને તે નિયમ ન પાળવાથી જે જે નુકશાન છે તેનું પૂરતું સ્પષ્ટીકરણ તો ડાક્ટરી યા દેશી વૈદકમાં તેમજ વસ્તુના પૃથક્કરણાદિકમાં જે કુશળ હોય તેજ કરી શકે તેમ છે. તેવા અભ્યાસીની આવા વિષયને માટે ખાસ આવશ્યક્તા છે. તેજ એનાપર પૂરતું અજવાળું પાડી શકે તેમ છે.

હાલના વિજ્ઞાનીઓ અને તંદુરસ્તીની વૃદ્ધિના સંબંધમાં વિચાર કરનારાઓ જ્યારે અનેક પ્રકારનાં જંતુઓ જે કે શરીરને હાનિકર્ત્તા છે તેનો વિનાશ કરવા માટે તેને શોધી કાઢવામાં પ્રયત્નવાન્ છે અને તેના વિનાશનાં અનેક સાધનો યોજે છે ત્યારે જૈન શાસ્ત્રકારોએ એની ઉત્પત્તિજ ન થાય એ માર્ગ સ્વીકાર્યો છે અને પાણી પહેલાં પાળ બાંધવાના જેવા નિયમો કરેલા છે. જેઓ પ્રમાદને અથવા ઇંદ્રીઓને વશ થઇને તે તે નિયમો પાળતા નથી તેઓ શારીરિક હાનિ પ્રાપ્ત કરે છે અને પછી જંતુવિનાશના પ્રયત્નમાં પડે છે. આ માર્ગ જૈનીઓને માટે સ્વીકરણીય નથી.

ઉપર જે જે નિયમો લખવામાં આવ્યાછે તે દરેક શ્રાવકભાઇઓએજ નહિ પણ સર્વ જગતને પાળવાના છે. તેની અંદર હેતુમાત્ર શારીરિક લાભને લગતાજ લખેલા છે, પરંતુ તેટલા ઉપરથી તેજ હેતુએ નિયમ પાળવાના છે એમ સમજવાનું નથી. તે નિયમો પાળવાથી પરમાત્માની આજ્ઞાનું આરાધન થાય છે, જીવદયા અનેક ત્રસસ્થાવરાદિ જીવોની પળે છે, આત્માની મલિનતા થતી નથી અને રસનેંદ્રિયની આસક્તિ ઓછી થાય છે. ઈત્યાદિ બીજા પણ અનેક લાભ છે. આ બધા નિયમો શ્રાદ્ધવિધિ વિગેરે શ્રાવકોના આચારને સૂચવનારા ગ્રંથાદિને આધારે લખેલા છે, સ્વતઃ નીપજાવી કાઢેલા નથી. માત્ર લેખની ઢબ શારીરિક લાભને સૂચવવા-માટે તે રૂપમાં વાપરેલી છે. આ સિવાય પણ બીજા ઘણા નિયમો શ્રાવકભાઇ-ઓ વિગેરેએ પાળવાના છે, તે પ્રસંગોપાત્ત પ્રદર્શિત કરશું. હાલ તરતમાં આટલા નિયમો પાળવાતરફ પણ જો વલણ થશે અને પાળવામાં આવશે તો તેટલાથી પણ ઘણો લાભ પ્રાપ્ત થશે.

[1]અંગ્રેજ કવિ મિલ્ટને કહ્યું છે કે: માણસનું મન એજ તેના સ્વર્ગની અને નરકની જગ્યા છે; જહાનમ કંઈ જમીનની નીચે નથી અને જનત વાદળાં નથી. આવો વિચાર સંસ્કૃત પુસ્તકોમાં છે:–'મન એજ બંધન ( નરક ) અને મોક્ષ ( સ્વર્ગ ) નું કારણ છે.'* આ સૂત્રને અનુસરીને કહી શકાય કે માણસ રોગી કે નિરોગી રહે તેનું કારણ ઘણી રીતે તે પોતેજ છે. આપણા કર્મથી આપણે માંદા પડીએ તેમ વિચારથી પણ માંદા પડીએ. પોતાના દીકરાને કોગળીયું થયું તે જોઈ બાપને પણ થયું, એવા દાખલા આપણે ઘણા જોઇએ છીએ. એક પ્રસિદ્ધ વૈદે કહ્યું છે, કે જેટલા માણસો મરકી વગેરે રોગોથી મરે છે તેના કરતાં વધારે ભયથી મરે છે. 'બીકણ વગર મોતે મરે છે' એ કહેવત વિચારવા લાયક છે.

અજ્ઞાન એ પણ આરોગ્યનો ભંગ કરનારૂં મોટું કારણ છે. આપણી ઉપર અકસ્માત આવી પડે ત્યારે આપણે કંઈ ન જાણવાથી અશક્ત બની બેબાકળા થઈ જઇએ છીએ, ને સારૂં કરવા જતાં બૂરૂં કરી નાખીએ છીએ. શરીરને લગતા સાધારણ નિયમોથી બિનવાકેફ રહી આપણે ઘણી વેળા ન કરવાનું કરીએ છીએ અથવા સ્વાર્થી અને .ધુતારા ઉંટવૈદોના હાથમાં આવી પડીએ છીએ. એ એક તાજુબીની વાત છે, છતાં ખરૂં છે કે આપણને આપણી પાસેજ પડેલી વસ્તુનું જ્ઞાન, આપણાથી દૂર રહેલી વસ્તુના જ્ઞાન કરતાં ઓછું હોય છે. મારી શેરીની ભૂગોળ મને નહિ આવડે, પણ ઇંગ્લાંડના ગામ નદી વગેરે હું ગોખી જઈશ. આકાશમાં રહેલા તારાવિષે બબડાટ હું કરૂં ખરો પણ મારા ઘરના છાપરાનું જ્ઞાન મને નહિજ હોય. આકાશના તારા ગણી કહાડવાનો વિચાર કરીશ પણ મારા છાપરામાં શું છે અથવા કેટલી વળી છે તે જાણવાની મને ઇચ્છા પણ નહિ થાય. મારી નજર આગળ રચાતું કુદરતી નાટક હું જોવા માગતો નથી પણ નાટકશાળામાં થતા ઢોંગ જોવાનું મને બહુ મન થશે. તેજ શૈલી પ્રમાણે મારા શરીરમાં શું થાય છે, તે શું છે, તે શાનું બન્યું છે, તેમાંનાં હાડકાં, માંસ, લોહી વગેરે કેમ બને છે, તે બધાં શું કરે છે, મારા શરીરમાં બોલે છે તે કોણ, મારી ગતિ–કેમ ચાલે છે, મને એક વખત સારા, તો બીજી વખત ખરાબ વિચાર કેમ આવે છે, મારી મરજી વિરૂદ્ધ પણ મારૂં મન કેમ કરોડો માઇલ સુધી દોડી જાય છે, મારૂં શરીર તો

---

૧ આરોગ્ય વિષે સામાન્યજ્ઞાન.

* मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।

ગોકળગાયથી પણ ધીમું ચાલે છે ત્યારે મારૂં મન પવનના વેગ કરતાં હજારો ઘણો વધારે વેગ કેમ ધરાવે છે, તેનું મને ભાન નથી. આમ મારી નજીકમાં નજીકની વસ્તુ જે મારૂં શરીર, અને તેની સાથેનો મારો સંબંધ, તેની મને ઓછામાં ઓછી ખબર છે.

આવી કઠણ દશામાંથી છુટવું એ બધાની ફરજ છે. શરીર અને મનનો સંબંધ જાણવો એતો મહા મુશીબતનું કામ છે, પણ શરીરના સાધારણ વ્યાપારવિષે થોડું જાણવું એતો દરેક મનુષ્યે બહુ જરૂરતું ગણવું જોઇએ. બાળઅભ્યાસમાં પણ આ જ્ઞાનનો સમાવેશ થવો જોઇએ. મારી આંગળી વઢાયતો તેનો ઉપાય હું ન જાણું, મને કાંટો વાગે તે હું કહાડી ન શકું, મને સર્પ કરડે તો બીકમાં પડયા વિના, મારે તુરત શું કરવું એની મને ખબર ન હોય; આ બધાંનો વિચાર કરવા બેસીએ તો શરમાવાજેવુંજ લાગવું જોઇએ. અઘરા શબ્દો વાપરી આવી બાબતમાં પ્રાકૃત મનુષ્ય કંઈ સમજી ન શકે એમ કહી દેવું એ કેવળ 'મિથ્યાભિમાન' છે, અથવા તો એથી ભૂંડું 'માણસને ધુતવાનો મહા પ્રપંચ' છે.'

આવી પરાધીનતામાંથી અને આવા અજ્ઞાનમાંથી ઈન્ડિયન ઓપિનિયનના જે વાંચનાર ન છુટયા હોય તે થોડે અંશે પણ છુટી શકે એવો આ પ્રકરણોનો પ્રયાસ છે.

આપણી આદત એવી છે કે જરા દરદ થાય કે તુરત આપણે દાક્તર, વૈદ, કે હકીમને ત્યાં દોડીએ છીએ. જો તેમ ન કરીએ તો આપણો હજામ કે પાડોશી જે કંઈ દવા લેવાની સલાહ આપે તે લઇએ છીએ. આપણી માન્યતાજ છે કે દવા વિના દરદ જાય નહિ. આ મોટો વહેમ છે, અને આ વહેમથી જેટલાં માણસો દુઃખી થયાં છે ને થાય છે તેટલાં બીજાં કારણોથી નથી થતાં ને નથી થવાનાં. એટલે આપણે દરદ એ શું એટલું સમજીએ તો કંઈક સમતા રાખી શકીએ. દરદનો અર્થ દુઃખ છે. રોગનો અર્થ પણ તેવોજ છે. દરદનો ઉપાય લેવો એ બરાબર છે, પણ દરદ મટાડવાને સારૂ વિવાદ છે એ ફોકટ છે, એટલુંજ નહિ પણ તેથી ઘણી વેળા નુકશાન થાય છે. મારા ઘરમાં કચરો હોય તેને હું ઢાંકી દઉં તેની જેવી અસર થાય તેવી દવાની છે. કચરો ઢાંકું તેથી તેજ કચરો સડીને મને હાનિકારક થવાનો છે. વળી ઢાંકણુ સડી જાય ત્યારે ઢાંકણુ, એ વધારે કચરો થયો ને અગાઉ હતો અને હવે થયો તે મારે કહાડવો રહ્યો. આવી દશા દવા લેનારની થાય છે. પણ જો હું ક-

ચરો કહાડી નાખું તો ઘર જેવું હતું તેવું સાફ પાછું થઈ રહે છે. દરદ—દુઃખ—પેદા કરી કુદરત આપણને સૂચવે છે કે આપણા શરીરમાં કચરો છે. કુદરતે વળી શરીરમાંજ કચરો નીકળવાના રસ્તા રાખ્યા છે, અને જ્યારે જ્યારે દરદ થાય ત્યારે આપણે સમજવું જોઇએ કે આપણા શરીરમાં કચરો હતો તે હવે કુદરતે કહાડવાનું શરૂ કર્યું છે. મારા ઘરમાં પડેલો કચરો કોઈ માણસ કહાડવાને આવે તો હું તેનો ઉપકાર માનું. તે માણસ કચરો કહાડી રહે ત્યાં સુધી મને જરા હરકત પડશે છતાં હું ખામોશ પકડીશ. તેજ રીતે કુદરત મારા શરીરરૂપી ઘરમાંથી કચરો કહાડી જાય ત્યાં સુધી હું ખામોશ પકડું તો મારૂં શરીર સાફ થઈ જાય ને હું નિરોગ એટલે દુઃખ વિનાનો થઈ રહું. મને શરદી થઈ છે; એટલે મારે તુરત કંઇક દવા લેવાની—સુંઠ ખાવાની—દોડ ધામ નથી કરવાની. હું જાણું છું કે મારા શરીરના અમુક ભાગમાં કચરો હતો તે કહાડવા કુદરત આવી છે. મારે તેને રસ્તો આપવો એટલે હું ઓછામાં ઓછી મુદતમાં સાફ થઈ જઇશ. હું કુદરતની સામે થાઉં તો કુદરતને બેવડું કામ; કચરો કહાડવાનું ને મારી સામે લડવાનું. કુદરતને હું મદદ કરી શકું છું. જેમકે જે કારણથી કચરો દાખલ થયો તે કારણ દૂર કરૂં કે જેથી વધારે દાખલ ન થાય; એટલે કે તે દરમિયાન ખાવાનું બંધ કરૂં, તેથી વધારે કચરો પડતો બંધ રહે; અને ખુલ્લી હવામાં યોગ્ય કસરત કરૂં તો વળી હું પણ શરીરની ચામડી વાટે કચરો કહાડતો થઈ જાઉં.

અનુભવ તો એવો છે કે જે ઘરમાં બાટલી પેઠી ત્યાંથી પાછી નીકળતીજ નથી. અસંખ્ય માણસો આખી જીંદગી કંઈ ને કંઈ રોગ ભોગવતા રહે છે, ને એક પછી એક દવા વધારતા જાય છે. વૈદો હકીમો બદલ્યાજ કરે છે. રોગ મટાડે તેવા વૈદની શોધ—ખોળમાં ભમ્યા કરે છે; ને છેવટે પોતે ખુવાર થઈ, બીજાને ખુવાર કરી તાલાવેલી કરતા મરી જાય છે. પ્રખ્યાત મર્હુમ જજ્જ સ્ટીવન જે હિંદુસ્તાનમાં પણ રહી ગએલો તેણે એક વેળા કહેલું, કે જે વનસ્પતિને વિષે વૈદો ઘણું ઓછું જાણે છે, તે વનસ્પતિઓને જેને વિષે તેથી પણ ઓછું જાણે છે એવા શરીરમાં તેઓ દાખલ કરે છે. વૈદો પોતે પણ બરોબર અનુભવ મેળવ્યા પછી એવાજ ઉદ્‌ગાર કહાડે છે. દાકતર મેજેન્ડી કહી ગયો છે, કે "વૈદું એ મહા પાખંડ છે." સર એસ્ટલી કુપર કરીને પ્રખ્યાત દાકતર થઇ ગયો તેણે કહ્યું છે, કે "વૈદક શાસ્ત્ર એ માત્ર અટકળ ઉપર રચાએલું છે." સર જોન ફોરબઝે કહ્યું છે, કે "વૈદોના ડહાપણ છતાં પણ ઘણા માણસોના રોગ કુદરતેજ દૂર કર્યા છે." દાક્તર બેકર જણાવે છે, કે "રાતીયા તાવમાં જેટલા દરદી મરે છે તેના કરતાં ઘણા વધારે તે દરદની દવાથી મરેછે."

દાક્તર ફ્રેરોથ કહે છે, કે "વૈદાકરતાં વધારે અપ્રમાણિક ધંધો ભાગ્યેજ જોવામાં આવે છે." દાક્તર ટોમસ વોટસન કહે છે કે "ઘણા અગત્યના સવાલ-વિષે શકથી ભરેલા સમુદ્ર ઉપર આપણો ધંધો ભટક્યા કરે છે." દાક્તર કોઝવેલ કહે છે કે "જો વૈદું નાબૂદ થાય તો માણુસજાતને અથાગ લાભ થાય." દાક્તર ફ્રેંક કહે છે કે "હજારો માણુસોની દવાખાનાંઓવાટે કતલ થાય છે." દાક્તર મેસન ગુડ કહે છે કે "લડાઇ, મરકી અને દુકાળમાં જેટલાં માણુસોનો ભોગ થાય છે, તેના કરતાં ઘણાં વધારેનો ભોગ દવાઓને મળે છે." જ્યાં જ્યાં વૈદો વધ્યા છે ત્યાં ત્યાં દરદો વધ્યાં છે એવું આપણે ઠેકાણે ઠેકાણે જોઇએ છીએ. જે છાપાઓમાં બીજી જાહેરખબરો નહિ આવી શકે તે છાપાઓમાં પણ દવાઓની મોટી જાહેરખબરો આવશે; ઇન્ડિયન ઓપિનિયનમાં જ્યારે જાહેરખબરો લેવાતી ત્યારે બીજાઓની પાસે જાહેરખબર માગવા તેના કારભારીઓ જતા; પણ દવાની જાહેરખબરો નાખવાનું દબાણ આ છાપા-ઉપર દવાના માલેકો કરતા ને પૈસા પણ પુષ્કળ આપવાની લાલચ આપતા હતા. એક પાઇની કિંમત જેની છે તેવી દવાનો આપણે રૂપીઓ આપીએ છીએ. ઘણે ભાગે દવા શાની બને છે તે તેના કર્ત્તા આપણુને જાણુવાજ નથી દેતા. છુપી દવાઓ એ નામની ચોપડી હાલમાં એક દવાવાળાએજ બહાર પાડી છે. માણુસો ન ભમે તે હેતુ એ ચોપડી બહાર પાડવાનો છે. તેમાં તે બતાવે છે કે સાર્સાપરીલા, ફ્રૂટ સોલ્ટ, સીરપ વગેરે અંકાએલી (પેટન્ટ) દવાઓ છે તેના આપણે ત્રણથી સાત શિલિંગ આપીએ છીએ. તેમાં આવેલી દવાની મૂળ કિંમત એક ફારધીંગથી એક પેની સુધીની હોય છે. એટલે આપણે ઓછામાં ઓછું છત્રીશગણું ને વધારેમાં વધારે ત્રણસેં છત્રીશગણું દામ આપીએછીએ. એટલે આપણે ત્રણ હજાર પાંચસે ટકાથી પાંત્રીસ હજાર ટકા સુધી નફો આપીએ છીએ.

આમાંથી વાંચનારે એટલું તો જોવું જોઇએ કે દરદીએ દાક્તરોને ત્યાં દોડવાની જરૂર નથી, એકાએક દવાઓ લેવાની નથી; પણ બધાં માણુસ એટલી ખામોશ નહિ રાખે. દાક્તરો માત્ર અપ્રમાણિક નથી. દરેક વખતે દવા ખરાબજ છે એવું સાધારણ માણુસ નહિ માને. એવા બધાને એટલું કહી શકાય કે "તમે બને તેટલી ખામોશ રાખજો. દાક્તરોને બને ત્યાંસુધી તસ્દી ન આપતા. દાક્તરોને બોલાવો તો સારા માણુસની પાસે જજો; અને એકને બોલાવ્યા પછી તેને વળગી રહેજો. તેજ બીજાને બોલાવવા કહે ત્યારે બીજાને બોલાવજો. તમારૂં દરદ તમારા દાક્તરના હાથમાં નથી. તમારૂં આયુષ હશે તો તમે ખચીત સારા થશો, અને જો તમે તદબીર કરી તે છતાં તમારૂં કે

તમારા સગાનું મરણ નીપજે તે પણ જિંદગીમાં એક પ્રકારનો ફેરફારજ છે." આ પ્રમાણે આપણે વિચારીએ ને ચાલીએ એવો હેતુ આ પ્રકરણો લખવાનો છે. તેમાં શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, બચ્ચાંની માવજત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય, સાધારણ જોવામાં આવતાં દરદો; આવા વિષયો બાબત વાંચનારની સાથે વિચાર કરવાની મારી ધારણા છે.

## આરોગ્ય.

સાધારણ સમજ એવી જોવામાં આવે છે કે જ્યારે અમુક માણસ ઠીક ખાય–પીએ, હરે–ફરે અને વૈદને ન બોલાવે તે આરોગ્યવાળો છે એમ મનાય. આવી માન્યતા ભૂલભરેલી છે, એમ થોડા વિચારથી પણ આપણે જોઈ શકીશું. માણસ ખાય–પીએ અને હરે–ફરે છતાં પોતાના વ્યાધિની દરકાર ન કરવાથી પોતાને કંઈ નથી એમ માની બેસે એવા દાખલા ઘણા જોવામાં આવે છે.

હકીકતમાં તદ્દન નીરોગ એવા માણસ આ દુનિયામાં ઘણાજ થોડા મળી આવશે.

એક અંગ્રેજ લેખક એમ લખી ગયો છે, કે તેજ માણસ નીરોગ કહેવાય, કે જેના શુદ્ધ શરીરમાં શુદ્ધ મન નિવાસ કરે છે. માણસ એક શરીરનોજ બનેલો નથી. શરીર એક તેનું રહેઠાણ છે. વળી શરીર, મન અને ઇંદ્રિયોનો એવો ઘાડો સંબંધ છે, કે એકને વ્યાધિ–દરદ હોય તો બીજાં બગડે છે. શરીરને ગુલાબના ફૂલની ઉપમા અપાએલી છે. ગુલાબના ફૂલનો ઉપરનો દેખાવ તે તેનું શરીર છે, તેની સુવાસ એ તેનો આત્મા–રૂહ–છે. કાગળનું બનાવેલું ગુલાબનું ફૂલ કોઈ પસંદ નહિ કરે, તેને સુંઘવાથી તેમાં ગુલાબની વાસ નથી આવવાની, તેની વાસ એજ ગુલાબની પરીક્ષા છે; તેમજ માણસની વાસ–તેના આત્માનું ચારિત્ર–એજ તેની પરીક્ષા છે. વળી ગુલાબના જેવું દેખાતું બીજું ફૂલ હોય પણ તેની વાસ ખરાબ હશે તો આપણે તે ફેંકી દઈશું, તેમજ માણસનું શરીર ઠીક દેખાતું હોય છતાં તેમાં રહેનાર રૂહ જો ખોટાં વર્ત્તનવાળો હશે તો આપણે તેના શરીરઉપર નહિ મોહાઇએ. એટલે આપણે જોઈ શકીએ છીએ કે જેનું ચારિત્ર ખરાબ છે તે માણસ નીરોગ નહિજ ગણાય. શરીરનો આત્માસાથે એવો ઘાટો સંબંધ છે કે શરીર નીરોગ હોય તેનું મન શુદ્ધજ હશે. આ ધોરણને આધારે હાલ પશ્ચિમમાં એક પંથજ નીકળ્યો છે. તે માને છે કે, જેનું મન શુદ્ધ હોય તેને દરદો થાયજ નહિ. ને

જેને દરદ હોય તે શુદ્ધ મન રાખી શરીર નીરોગ કરી શકે છે. આ મત નાખી દેવા જેવો નથી, તે વાસ્તવિક રીતે ખરોજ છે; પણ પશ્ચિમના સુધારાવાળા લોકો તેનો દુરૂપયોગ કરે છે, આપણે તો તેમાંથી એ સાર લેવો રહ્યો છે કે આરોગ્ય સાચવવાનું બળવાન સાધન આપણું મન છે, અને મનની શુદ્ધતા એ આરોગ્ય નિભાવનારી વસ્તુ છે.

આ માણુસ ગુસ્સાવાળો છે, આનો મિજાજ તામસી છે, બીજો આળસુ છે, ત્રીજો બહેરો છે, આ બધી ખામીઓ એ ખરૂં જોતાં દરદની નિશાની છે. કેટલાક દાક્તરો એમ માને છે કે ચોરી આદિ ખામીઓ પણ દરદ છે. કેટલીક ધનાઢય બૈરીઓ વિલાયતની દુકાનોમાંથી નજીવી વસ્તુઓ ચોરે છે–આ સ્થિતિને વિલાયતના દાક્તરો 'ક્લેપ્ટે મેનીયા' એ નામનું દરદ ગણુાવે છે. કેટલાક માણુસ ખૂનખરાબી નહિ કરે ત્યાં સુધી તેને ચેન નહિ પડે. આ પણુ દરદ છે.

આમ વિચારતાં આપણે કહી શકીએ કે તે માણુસ તન્દુરસ્ત છે કે જેનું શરીર અભંગ છે, જેના શરીરમાં કંઈ ખામી નથી, જેના દાંત સાજા છે, જેનાં કાન, આંખ વગેરે મોજુદ છે, જેનું નાક વહેતું નથી, જેની ચામડીમાંથી પસીનો નીકળે છે ને બદબો મારતો નથી, જેના પગ ગંધાતા નથી, જેનું મ્હોં વાસ મારતું નથી, જેના હાથ–પગ સાધારણુ કામ કરી શકે છે, જે વિષયાસક્ત રહેતો નથી, જે બહુ જાડો નથી, બહુ પાતળો નથી, અને જેનું મન તથા જેની ઇંદ્રિયો હમેશાં પોતાના કબજામાં છે. આવું આરોગ્ય મેળવવું કે જાળવવું એ સહેલ વાત નથી. આપણે આવું આરોગ્ય ભોગવતા નથી, કેમકે આપણાં મા–બાપ પણુ તે ભોગવતાં નહોતાં. એક મહાન લેખકે લખ્યું છે, કે જો મા–બાપ દરેક પ્રકારે લાયક હોય ને તેને પ્રજા હોય તો તે તેમના કરતાં ચઢવીજ જોઇએ. જો આ વાત બરોબર ન હોય તો દુનીઆ ચઢે છે એમ માનનારાએ પોતાનું વાકય ખેંચવુંજ જોઇએ. સંપૂર્ણ રીતે નીરોગ માણુસને મોતનો ડર રહેતોજ નથી. મોતનો ડર આપણે બધા રાખીએ છીએ તેજ બતાવે છે કે આપણે તન્દુરસ્ત નથી. મોત એ એક આપણેવિષે મોટો ફેરફાર છે અને સૃષ્ટિનિયમપ્રમાણે તો એ ફેરફાર સરસ હોવો જોઇએ. આવું ઉંચા પ્રકારનું આરોગ્ય મેળવવાને મથવું એ આપણું કર્તવ્ય છે; અને તેવું આરોગ્ય કેમ મળે અને કેમ સચવાય, એ આપણે હવે પછી વિચારીશું.

## હવા.

આપણે શરીરની કંઈક રચના જોઈ ગયા તે ઉપરથી આપણને માલમ પડશે, કે શરીરને ત્રણ પ્રકારના ખોરાક જોઇએ: હવા, પાણી અને અન્ન. આમાં હવા એ સર્વથી અગત્યની વસ્તુ છે, તેથી કુદરતે તેને એવા વિસ્તારમાં રાખી છે, કે આપણને તે વગરખરચે મળ્યા કરે. એમ છતાં હાલના સુધારાએ હવાની પણ કિંમત કરી મૂકી છે. આ જમાનામાં આપણને હવા ખાવાને દૂર દેશ જવું પડે છે, ને દૂર જતાં પૈસા બેસે છે; મુંબાઇમાં રહેનારને માથેરાન હવા ખાવાનું મળે તો તેની તબીયત સુધરે છે, વળી મુંબાઇમાં રહીને જો મલબાર હીલઉપર રહેવાય તો વધારે સારી હવા મળે, આમ કરતાં દોઢીયાં જોઇએ; ડરબનમાં રહેનારને ચોખ્ખી હવા મેળવવી હોય તો બેરીયામાં જઈ રહેવું, તેમાંએ પૈસા બેસે છે; એટલે હાલના વખતમાં ‘હવા મફત મળે છે’ એમ કહેવું, એ તદ્દન વાજબી નહિ ગણાય.

હવા મફત મળો કે તેના દામ બેસો; પણ એ વિના ઘડીભર પણ આપણને ચાલતું નથી. આપણે જોઈ ગયા કે લોહી આખા શરીરમાં ફરે છે; તે પાછું ફેફસામાં આવીને સાફ થાય છે, ને પાછું ફરે છે. આ ગતિ આખો દહાડો ને આખી રાત આપણા શરીરમાં થયા કરે છે. દરેક શ્વાસ બહાર કહાડીએ ત્યારે આપણે ઝેરી પવન બહાર કહાડીએ છીએ, ને શ્વાસ અંદર લઇએ ત્યારે આપણે બહારની હવામાંનો પ્રાણવાયુ લઈ તેવડે અંદરના લોહીને સાફ કરીએ છીએ. આ શ્વાસોચ્છ્વાસ પળે પળે ચાલે છે, અને તેની ઉપર શરીરના જીવનનો આધાર છે. પાણીમાં આપણે ડૂબી મરીએ છીએ તેનો અર્થ એટલોજ કે આપણે શરીરમાં પ્રાણવાયુને દાખલ કરી શકતા નથી, અને માંહેના ઝેરી વાયુને બહાર કાઢી શકતા નથી, મરજીવા બખતર પહેરી પાણીમાં ઉતરે છે, ને પાણીની સપાટી બહાર રહેલી ભુંગળીમાંથી બહારની હવા લે છે; તેથી તેઓ ઘણો વખત પાણીની અંદર રહી શકે છે.

કેટલાક તબીબોએ પ્રયોગો કર્યા છે તે ઉપરથી સાબીત થયું છે, કે જો માણસને હવાવિના પાંચ મિનિટ રાખ્યો હોય તો તેનો પ્રાણ જશે. કેટલીક વેળા માની સોડમાં રહેલું બાળક ગુંગળાઇ મરી જાય છે, તે એવા કારણથી કે બચ્ચાંને નાક મોં દબાયાથી બહારની હવા ન મળી શકી.

આ ઉપરથી આપણે જોઇયે છીએ કે હવા એ આપણને સર્વથી જરૂરનો ખોરાક છે, અને તે આપણને વણમાગ્યો મળે છે, પાણી ને અન્ન આપણે

માગીએ ને શોધીએ ત્યારે મળશે; પણ હવા તો આપણી ઈચ્છા વિનાએ આપણે લઇએ છીએ.

જેમ આપણે ખરાબ પાણી અથવા તો ખરાબ ખોરાક લેતાં અચકાઇએ છીએ, તેમજ ખરાબ હવાવિષે હોવું જોઈએ; પણ હકીકતમાં તો એવું છે કે આપણે બગડેલી હવા જેટલે દરજ્જે લઇએ છીએ તેટલે દરજ્જે આપણે બગડેલાં અન્ન-પાણી લેતા નથી. દેખવાનીજ દાઝ છે. આપણે પ્રતિમા પૂજનારા છીએ. હવાને નરી આંખે જોઈ શકતા નથી તેથી આપણે કેટલી ખરાબ હવા લઇએ છીએ તેનો ખ્યાલ નથી કરતા. બીજાએ અડકેલો ખોરાક ખાતાં આપણે અચકાઇએ, બીજાએ બોટેલું પાણી પીતાં વિચાર કરીએ, અને આપણામાં જરાએ નફરત નહિ હોય તોપણ બીજા માણસે ઉલટી કરેલાં ખોરાક કે પાણી તો આપણે નહિજ લઇએ; દુકાળીયાંની પાસે પણ ઉલટી કરેલો ખોરાક મૂકશું તો તે મરવું કબૂલ કરશે; પણ તે ખોરાક નહિ લે; પણ સામા માણસે ઓકેલી-શ્વાસવાટે બહાર કહાડેલી હવા આપણે બધા નફરત રાખ્યા વિના લઇએ છીએ! આરોગ્યવિદ્યાના નિયમોપ્રમાણે ઓકેલી હવા, એ ઓકેલા અનાજ જેટલીજ ખરાબ છે. એમ સાબીત કરવામાં આવ્યું છે, કે માણસે બહાર કહાડેલો શ્વાસ જો બીજા માણસના ફેફસામાં દાખલ કરવામાં આવે તો તેનું તુરતજ મરણ નીપજશે-એવો ઝેરી તે શ્વાસ છે. છતાં એક ઓરડીમાં ગોંધાઈ બેઠેલા કે સૂતેલા માણસો આવો ઝેરી શ્વાસ આખો વખત લીધાજ કરે છે. માણસનાં સારાં નસીબે હવા એ એટલો ચંચળ પદાર્થ છે કે તે આખો વખત ઉડયા કરે છે ને ઝપાટાભેર ફેલાય છે, વળી ઝીણામાં ઝીણાં છિદ્રોમાંથી પણ દાખલ થાય છે, એટલે એક તરફથી આપણે કોટડીમાં ભેગા થઈ હવાને ઝેરી બનાવીએ છીએ ને બીજી તરફથી દરવાજાનાં તીણાંમાંથી, છાપરાની રહી ગએલી ત્રડોમાંથી બહારનો પવન થોડો ઘણો આવ્યા કરે છે; તેથી આપણે તદન ઓકેલી હવા પાછી લેતા નથી. આપણે બહાર કાઢેલી હવા નિરંતર સાફ થયાજ કરે છે. ખુલ્લી હવામાં આપણે અંદરની હવા બહાર કહાડીએ એટલે તે ઝેરી હવા બહારની હવામાં પળવારમાં ફેલાઈ જાય છે, ને સારી હવાનું જે પ્રમાણ છે તેને કુદરત જાળવી રાખે છે. હવા એ બહોળા વિસ્તારમાં આ નાની સરખી પૃથ્વીની આસપાસ વિંટળાએલી પડી છે.

હવે આપણે સમજી શકીએ છીએ કે ઘણાં માણસો કેમ માંદાં ને નબળાં રહ્યા કરે છે. **સેંકડે નવ્વાણુ ટકાથી ઉપરાંત માંદગીનું કારણ તે ખરાબ હવા છે,** એમાં કાંઇજ શક નથી. ક્ષય, તાવ, અનેક જાતના કહેવાતા ચેપી રોગો, એ બધાનું કારણ આપણે લીધેલી ખરાબ હવા છે; તેથીજ આપ-

ણુને તે રોગો દૂર કરવાનો પહેલો, સહેલો ને છેલ્લો ઉપાય ચોખ્ખામાં ચોખ્ખી હવા છે. એને પહોંચનાર વૈદ, દાક્તર કે હકીમ દુનીયામાં બીજો નથી. ક્ષયનો રોગ એ ફેફસાં સડવાની નિશાની છે. ફેફસું સડયું તે ઝેરી હવાને લઇને. જેમ એન્જીનમાં ખરાબ કોલસા ભરવાથી એન્જીન ખરાબ થાય તેમ ફેફસાંનું છે. આથી હાલના દાક્તરો જેઓ સમજ્યા છે તે અચૂક ક્ષયના રોગને સારૂ પહેલો ઉપાય ચોવીશે કલાક ખુલ્લી હવા લેવાનો આપશે. બીજા બધા ઉપાયો તેની પાછળ કામ કરે છે. ને તેના વિના એક પણ ઉપાય કામ કરતો નથી.

હવા આપણે ફેફસાંવાટે લઇએ છીએ એટલુંજ નહિ પણ ચામડીવાટે પણ કંઇક ભાગ લેવાય છે. ચામડીમાં અગણિત બારીક છિદ્રો છે તે વાટે આપણે હવા લઇએ છીએ.

આવી મહા અગત્યની જે વસ્તુ છે તેને ચોખ્ખી કેમ રાખી શકાય એ બધાએ જાણવું જોઇએ. ખરૂં જોતાં બાળક સમજણું થાય ત્યારથીજ તેને હવાની અગત્યવિષે જ્ઞાન આપવું જોઇએ. આ પ્રકરણોના વાંચનાર આ ઘણું સહેલું પણ અગત્યનું કામ કરશે, ને પોતે હવાવિષે સામાન્ય જ્ઞાન મેળવી તે પ્રમાણે ચાલી પોતાના છોકરાઓને તે જ્ઞાન આપશે તથા તેઓની પાસે તે પ્રમાણે વર્તન કરાવશે તો હું મને પોતાને કૃતાર્થ થયો માનીશ.

હવા બગડવાનાં મુખ્ય સાધનો આપણાં જાજરૂ, આપણા વાડા. અને જ્યાં મૂતરડીઓ નોખી હોય ત્યાં મૂતરડી, એ હોય છે. ઘણા થોડા માણસને જાજરૂની ગંદકીથી થતી નુકસાનીનું ભાન હોય છે. બિલાડી કે કૂતરૂં જ્યારે જાજરૂ કરે છે ત્યારે જમીન ઘણે ભાગે પોતાના પંજાવતી ખોદે છે, અને તે ખાડામાં મળત્યાગ કરી તેની ઉપર ધૂળ નાખે છે. જ્યાં સુધરેલી ઢબનાં—પાણીના નળવાળાં જાજરૂ નથી ત્યાં ઉપરપ્રમાણે કરવાની જરૂર છે. આપણાં પાયખાનાંઓમાં એક બકેટમાં આપણે રાખ કે સૂકી માટી ભરી રાખીએ, ને દરેક વખતે જ્યારે તે પાયખાનું વપરાય ત્યારે તે મેલા ઉપર રાખ કે સૂકી માટી, મેલું તદન ઢંકાઈ જાય તેટલી છાંટીએ, તો બદબો અટકે છે, ને માંખી વગેરે ઉડતા જીવો મેલાઉપર બેસી આપણા શરીરને અડકતા નથી. જેનાં નાક બગડી નથી ગયાં અથવા મેલની ગંધથી ટેવાઈ નથી ગયાં, તે માણસ મેલું ખુલ્લું રાખવાથી હવામાં કેટલી બદબો ફેલાય છે તે જાણી શકશે. આપણા ખોરાકમાં પાયખાનાનો મેલ કોઈ ભેળવે ને આપણી આગળ મૂકે તો આપણને ઉલટી થશે; પણ પાયખાનાની બદબો હવામાં ભળે ને તે તે હવા આપણે ગળી જઇએ તેમાં, ને પાયખાનાના મેળવેલા અનાજમાં તલભાર પણ ફેર નથી. ફેર

હોય તો તે એટલોજ કે અનાજને મેલની સાથે ભેળવેલું આપણે નરી આંખે જોઈ શકીએ છીએ, ને હવામાં ભળેલો મેલ આપણે જોતા નથી. પાયખાનાની બેઠકો વગેરે તદન સાફ રાખવાં જોઇએ. આવાં કામથી આપણે શરમાઇએ છીએ અથવા તે કરતાં આપણને છીટ આવે છે, પણ ખરૂં જોતાં તેવાં પાયખાનાં વાપરવાની છીટ જોઇએ. જે મેલ આપણા શરીરમાંથી નીકળે છે ને જે બીજા માણસ પાસે આપણે ઉંચકાવીએ છીએ તે આપણે પોતે સાફ કેમ ન કરીએ? આવાં કામ કરવામાં જરાએ એબ નથી; એ આપણે શીખી બચ્ચાંઓને શીખવવું ઘટે છે. બકેટ જ્યારે ભરાય ત્યારે મળને બેએક ફૂટના છીછરા ખાડામાં દાટી તેના ઉપર સારી પેઠે ધૂળ ઢાંકી દેવી જોઇએ. જો આપણને જંગલમાં મળ ત્યાગ કરવાની આદત હોય તો ઘરોથી સારી પેઠે દૂર જવું જોઇએ. ત્યાં હાથપાવડાવતી નાનો ખાડો ખોદી આપણું કાર્ય કરવું જોઇએ, ને ખોદેલી માટી તેની ઉપર પૂરવી જોઇએ.

પેસાબ જ્યાં ત્યાં કરીને પણ આપણે હવા બગાડીએ છીએ. તે આદત તદન નાબૂદ કરવા જેવી છે. જ્યાં પેસાબની ખાસ જગ્યા ન હોય ત્યાં ઘરોથી દૂર જઈ સૂકી જમીનમાં પેસાબ કરવો જોઇએ, ને તેની ઉપર પણ ધૂળ છાંટવી જોઇએ. મળને ઉંડા નહિ દાટવાનાં બે સબળ કારણ છેઃ એક તો એ કે જો મળ બહુ ઉંડા દટાય તો તેની ઉપર સૂર્યના તાપ કામ નથી કરી શકતો; બીજું એ કે ઉંડાં દટાએલાં મળથી આસપાસના પાણીના ઝરાને હરકત થવાનો સંભવ છે.

આપણે ગાલીચા ઉપર, ઓરડાઓની ભોંય ઉપર, આંગણામાં, તેમજ જ્યાં આપણે જગ્યા જોઇએ ત્યાં, વગર વિચાર્યે થુંકીએ છીએ. થુંક એ ઘણીવાર ઝેરી હોય છે, ક્ષયવાળા રોગીનું થુંક બહુજ ઝેરી ગણાય છે, તેમાંનાં જંતુ ઉડી બીજાના શ્વાસમાં ભળી તેને નુકસાન કરે છે, વળી થુંકવાથી ઘરવગેરે બગડે છે એતો જૂદુંજ. આ વિષે આપણી ફરજ એ છે કે ઘરોની અંદર તો જ્યાં ત્યાં નજ થુંકવું જોઇએ; થુંકદાની રાખવી, ને રસ્તે ચાલતાં થુંકવાની જરૂર જણાય તો સૂકી જમીનમાં જ્યાં ખૂબ ધૂળ જોવામાં આવે ત્યાં થુંકવું. આથી કરી થુંક સૂકી મટોડીની સાથે મળી ઓછી ઇજા કરશે. કેટલાક તબીઓનો અભિપ્રાય એવો છે, કે ક્ષયના રોગવાળા માણસોએ તો જંતુનાશક દવા નાખેલી હોય એવા વાસણમાંજ થુંકવું જોઇએ; સૂકી જમીન ઉપર જ્યાં ધૂળ હોય ત્યાં તેવો દરદી થુંકે તોપણ તેના થુંકમાંના જંતુઓનો નાશ થતો નથી. આ ધૂળ ઉડીને તેમાં આવી રહેલા થુંકના જંતુઓને પણ ઉડાડે છે ને લોકોને

ચેપ આપે છે. આ વાત ખરી હોય કે ખોટી, છતાં એટલું તો આપણે તેમાંથી સમજી શકીએ કે જ્યાં ત્યાં થુંકવાની આદત ગંદી અને નુકસાનકર્ત્તા છે.

પડી રહેલું ને રાંધેલું અનાજ, શાક વગેરેનાં છોતરાં જ્યાં ત્યાં ફેંકવાની રીત કેટલાકમાં હોય છે. એ બધાંને જમીનમાં છીંછરાં દાટયાં હોય તો તે હવા બગાડી શકતાં નથી, ને કાળે કરી તેમાંથી ઉપયોગી ખાતર બને છે. સડે એવી કંઈપણ વસ્તુ ખુલ્લી ફેંકવી ન જોઈએ. આ બધી સૂચનાઓ સમજાયા પછી અમલમાં મૂકવી એ તદ્દન સહેલું છે, એમ દરેક માણસ અનુભવે જોઈ શકશે.

આપણી કુટેવોથી હવા કેમ બગડે છે, ને તેને બગડતી કેમ અટકાવી શકાય, એ આપણે જોયું; હવે હવા કેમ લેવી એ વિચારીએ*

---

## *ઘ્રાણેન્દ્રિય. ( નાક ) ( સત્ય પ્રકાશ. )

નાક એજ અતિ ઉપયોગી ઓક્સિજન નામની પવિત્ર હવાનું આકર્ષણ કરનાર લોહચુંબક છે. માટે તે લોહચુંબકને જોઇતો ખોરાક આપવામાટે સ્વચ્છ હવાની ખાસ જરૂર છે, સ્વચ્છ હવાથી તે સદા આનંદી રહી આપણને સુખ આપે છે, અને અસ્વચ્છ હવાથી તે સદા ગ્લાનિ પામી આપણને દુઃખ આપે છે.

આ દુનિઆમાં ઓક્સિજન, કાર્બોનિક એસીડ ગ્યાસ, અને હૈડ્રોજન આદિ કેટલીક જાતની હવાઓ છે. જેમાંથી નાક પોતાની ચંચળતાને લઈ ઓક્સિજન નામની હવા પોતાના ખોરાકમાટે શોધી લે છે. અને પાછી તેજ હવાને શરીરમાંથી કાર્બોનિક એસીડ ગ્યાસનાં રૂપમાં બહાર કાઢે છે.

કાર્બોનિક એસીડ ગ્યાસ નામની હવા અત્યંત ઝેરી છે. જો કોઈ મનુષ્ય તે હવા પોતાનાં નાકને લેવા આપે, તો તરત તે મનુષ્ય મૃત્યુ પામે. મનુષ્યોનાં શરીરમાંથી નિકળતી કાર્બોનિક એસીડ ગ્યાસ નામની હવા એકઠી થવાથી આપણને કેટલુંક નુકશાન સહન કરવું પડેછે. પરન્તુ આપણા ઉપર મહાન ઉપકાર કરનાર અઢારે ભારની વનસ્પતિ તે હવાનું આકર્ષણ કરી પોતાના નિભાવ અર્થે શોષી લેછે અને ઓક્સિજન નામની હવા પોતાનાં છિદ્રોદ્વારાએ બહાર કાઢે છે જેનો આપણે ઉપભોગ કરીએ છીએ.

ઓક્સિજન નામની હવા પણ કેટલાંક કારણોને લઈ બગડે છે, ત્યારે આપણને અતિ નુકસાન સહન કરવું પડે છે. માટે તે હવાને સ્વચ્છ રાખવા માટે પ્રથમ તો ચૌદ પ્રકારનાં સમૂર્છિમ જીવોનાં ઉત્પત્તિ સ્થાનક અતિ શુદ્ધ રાખવાની મુખ્ય જરૂર છે.

પ્રાચીન સમયમાં મકાન બંધાવતી વખતે "પૌશધશાળા" કયાં ગોઠવવી એની ફીકર થતી હતી. તેની બદલીમાં અત્યારે મકાન બંધાવતી વખતે "પાયખાના" ની પ્રથમ સગવડ કરવામાં આવે છે. પાયખાનાઓ કરાવવાથી તેની સ્વચ્છતાતરફ બેદરકારીને લીધે અસ્વચ્છ હવા પ્રગટ થઈ પોતાનાં ઝેરી જંતુઓવડે ઘરનાં તેમજ આડોસીપાડોસીવિગેરેનાં

આપણે અગાઉના પ્રકરણમાં જોઈ ગયા કે હવા લેવાનો માર્ગ તે નાક છે–મોઢું નહિ, એમ છતાં ઘણુંજ થોડાં માણસોને બરોબર શ્વાસ લેતાં આવડે છે. બહુ માણસો મોઢાવાટે શ્વાસ લે છે. આ ટેવ ઇજા કરે છે. બહુ ઠંડી હવા જો મોંવાટે લેવાય તો ઘણીવાર શરદી થઈ આવે છે, ને સાદ બેસી જાય છે. હવામાંના રજકણો મોઢાવાટે શ્વાસ લેનારનાં ફેફસામાં પ્રવેશ કરે છે, તેથી કેટલીકવાર ફેફસાંને મોટી હાનિ પહોંચે છે. આનો પ્રત્યક્ષ અનુભવ વિલાયતજેવા શહેરમાં તુરત થઈ જાય છે. ત્યાં ઘણી ચીમનીઓને લીધે નવેમ્બર માસમાં બહુ 'ફોગ'–પીળી ધૂમસ થાય છે. તેમાં ઝીણાં કાળાં રજકણો હોય છે. જે માણસ તે રજકણોથી ભરેલી હવા મોંવાટે લે છે તેના થુંકમાં તે જોવામાં આવે છે. આમ ન થાય તેટલાસારૂ કેટલીક સ્ત્રીઓ, જેને નાકવાટે શ્વાસ લેવાની આદત નથી હોતી, તે મોંઉપર ખાસ જાળવાળી મુમતી બાંધે છે. એ મુમતી ચાળણીની ગરજ સારે છે. તેમાં થઇને હવા જાય છે તે ચોખ્ખી થાય છે. કેટલોક વખત વપરાયાપછી તે મુમતી તપાસી હોય તો તેમાં રજકણો જોવામાં આવશે. આવી ચાળણી કુદરતે નાકમાં રાખેલી છે. નાકથી લેવાએલી હવા સાફ થયા પછીજ ફેફસાંને પહોંચે છે; વળી નાકમાંથી લેવાએલી હવા ગરમ થઇને અંદર ઉતરે છે, આ વાત ધ્યાનમાં રાખી દરેક માણસે નાકવાટેજ હવા લેતાં શીખી લેવું જોઇએ. તે કંઈ મુશ્કેલીની વાત નથી. ન બોલતા હોઇએ ત્યારે મોં બંધ રાખવું જોઇએ. જેઓને મોં ઉઘાડું રાખવાની ટેવ પડી ગઈ હોય તેમણે મોઢે પડદો બાંધી રાતના સુવું, એટલે પરાણે નાકવાટેજ શ્વાસ લેવાશે. વળી સવાર સાંજ ખુલ્લી હવામાં ઉભી તેણે નાકે વીશેકવાર શ્વાસ લેવા. આમ કરવાથી નાકેજ શ્વાસ લેવાની ટેવ પડી જશે તંદુરસ્ત અને નાકથી શ્વાસ લેનાર માણસ પણ નાકવાટે હમેશાં સ્વચ્છ હવામાં શ્વાસ લે તો તેની છાતી મજબૂત અને પહોળી થશે. આ અખતરો દરેક માણસે કરવાલાયક છે. અખતરો કરનારે શરૂઆતમાં છાતીનું માપ લેવું, ને એક માસ પછી ફરી લેવું. તે જોશે કે તેટલી ટુંકી મુદતમાં તેની છાતી કંઈક વિશેષ

---

તમામ માણસોને રોગગ્રસ્ત કરી પાયમાલ કરે છે. ખાળ, ગટર, એંડાનાં વાસણો વિગેરે તરફ પણ બેદરકારી રાખવાથી અસહ્ય સંકટોના ભોક્તા બનવું પડે છે. માટે જીંદગીની સફલતા સ્વીકારનાર દરેક માનવંત બાંધવોએ વિવેકપૂર્વક વર્તવા ખાસ જરૂર છે.

હાલમાં પ્લેગ આદિ મહારોગો ફાટી નીકળવાનું મુખ્ય કારણ ઝેરી જંતુઓજ છે. અને તે ઝેરી જંતુઓનાં સ્થાનકો જ્યાંસુધી શુદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી ઝેરી જંતુઓની ઉત્પત્તિ થયાજ કરે, જેને લઈ આપણ સર્વને થોડા યા વત્તા પ્રમાણમાં દુઃખ સહન કરવું પડે.

પહોળી થઈ છે. સેન્ડો વગેરે ડમ્બબેલની કસરત કરાવે છે તેમાં પણ એજ રહસ્ય રહ્યું છે. ઝપાટાથી ડમ્બબેલ ફેરવતાં શ્વાસ ઉંડા ને ખૂબ લેવાય છે, તેથી છાતી ખૂબ પહોળી ને મજબૂત બને છે.

આમ હવા કેમ લેવી એ જાણવાની સાથે ખુલ્લી હવા રાત ને દહાડો લેવાની ટેવ પાડવાની જરૂર છે. આપણી સાધારણ આદતો એવી છે કે આપણે દિવસના ઘરમાં કે દુકાનોમાં ગોંધાઈ રહીએ છીએ, ને રાતના પણ તિજોરીના જેવી ઓરડીઓમાં સૂઇએ છીએ; બારી બારણાં હોય તે પણ બંધ કરી દઇએ છીએ, આ ટેવ ઘણી વખોડવાજેવી છે. જેટલો વખત બને તેટલા વખત, ને ખસુસ કરીને સૂતી વેળા આપણે ખુલ્લી હવાજ લેવી ઘટે છે; એટલે જેનાથી બને તેણે તો ઉઘાડા વંડામાં, અગાસીમાં, ફળીમાં કે કઠેડામાં સૂવું જોઇએ. જેના નસીબમાં આમ કરવાનું નથી તેણે પોતાની કોટડીના જેટલા દરવાજા ને બારી ખુલ્લાં રાખી શકાય તેટલાં રાખવાં જોઇએ. હવાજ આપણને ચોવીશે કલાક ખાવાનો ખોરાક છે તેનાથી બીલકુલ ડરવાનું નથી. ઉઘાડી હવા કે સવારની કોરી હવા લેવાથી માંદગી થાય એવી વાત, એ માત્ર વહેમ છે. જેણે કુટેવોથી પોતાનાં ફેફસાં બગાડયાં છે તેને એકાએક ખુલ્લી હવા લેવાથી શરદી થઈ આવવાનો સંભવ છે, પણ તેવા માણસે એવી શરદીથી ડરવાનું નથી. એ શરદી ટુંક મુદતમાંજ દૂર થઈ જશે. ક્ષયની બિમારી ભોગવનારાને સારૂ હાલ યૂરોપમાં ઠેકાણે ઠેકાણે ખુલ્લી હવા મળે તેવાં ખુલ્લાં મકાનો બાંધવામાં આવ્યાં છે. દેશમાં મરકીનો ઉપદ્રવ રહ્યાજ કરે છે તેનું ખાસ કારણ આપણી હવા બગડવાની અને બગડેલી હવા લેવાની બૂરી આદત છે. નાજુકમાં નાજુક માણસ ખુલ્લી હવા લે તો તેને ફાયદોજ થાય એ ચોક્કસ રીતે માનવાજેવી હકીકત છે. હવા નહિ બગાડતાં ને સ્વચ્છ હવા લેતાં આપણે શીખી લઇએ તો આપણે ઘણા રોગોમાંથી સહેજે બચી જઇએ, ને દક્ષિણ આફ્રિકાજેવા મુલકમાં આપણી ઉપર ગંદકીનો જે આરોપ છે તે કેટલેક દરજ્જે દૂર થાય.

જેમ ખુલ્લી હવામાં સૂવાની જરૂર છે, તેમજ મોંઉપર નહિ ઓઢવાની પણ જરૂર છે. ઘણા હિંદીની આદત મો ઢાંકીને સૂવાની છે. આમ કરવાથી આપણો બહાર નીકળેલો ઝેરી શ્વાસ આપણેજ લઇએ છીએ. હવા વસ્તુ એવી છે, કે જરા માર્ગ હોય તો ત્યાં તે પેસી જાય છે. આપણું ઓઢવાનું ગમે તેમ લપેટયું હોય તોપણ બહારની હવા થોડી ઘણી તેમાં પેસી જાય છે. જો આમ નજ થતું હોય ને આપણે માથાસુધી ઓઢીને સૂતા હોઇએ તો ગુંગળાઇનેજ મરી જઇએ. પણ તેમ નથી થતું, કેમકે થોડીઘણી પ્રાણવાયુવાળી

બહારની હવા મળ્યા કરે છે. પણ તેટલું બસ નથી; માટે ટાઢ વાય તો માથા-ઉપર કંઈ નોખું વસ્ત્ર લપેટવું, કે કાનટોપી પહેરવી, પણ નાક તો જરૂર બહાર રાખવું જોઇએ. ગમે તેટલી ઠંડી પડતી હોય ત્યારે પણ નાકને ઢાંકી મૂકવું ન જોઇએ.

હવા અને અજવાળાને એટલો બધો નિકટ સંબંધ છે કે અજવાળાને વિષે બે બોલ આ પ્રકરણમાંજ લખવા ઘટે છે. જેમ આપણે હવાવિના ન નભી શકીએ તેમજ અજવાળાવિના ન જીવાય. નરકમાં અજવાળાનો અભાવજ માન્યો છે. જ્યાં તેજ નથી, ત્યાં હવા હમેશાં ખરાબજ હોય છે. કોઈ અંધારી કોટડીમાં આપણે પ્રવેશ કરીશું તો ત્યાંની હવામાં આપણને બદબો માલમ પડશેજ. અંધારામાં આપણે આંખનો ઉપયોગ નથી કરી શક્તા, એ બતાવે છે કે આપણે અજવાળામાંજ રહેવાને પેદા થએલા છીએ. જેટલા અંધારાની જરૂર કુદરતે આપણેસારૂ માની છે, તેટલું અંધારૂં આપણને સુખાકારી રાત્રિ પેદા કરીને તેણે આપ્યું છે. ઘણા માણસોને એવી આદત પડી ગએલી હોય છે, કે ઘણી ગરમીના દિવસોમાં પણ તેઓ પોતાની ભોયરાજેવી કોટડીમાં અજવાળું ને હવા બંધ કરીને બેસી કે સૂઈ રહેશે. હવા અને અજવાળાવિના રહેનાર માણસો તેજ અને શક્તિવગરના જોવામાં આવે છે.

યૂરોપતરફ હાલ એવા તબીબો છે કે જેઓ દરદીઓને ખુલ્લી હવા અને અજવાળું પુષ્કળ આપી તેઓનાં દરદ મટાડે છે. તેઓ માત્ર ચહેરાને હવા અજવાળું આપે છે એટલુંજ નથી, પણ દરદીને લગભગ નગ્ન દશામાં રાખે છે, અને આખા શરીરની ચામડી ઉપર હવાની અને અજવાળાની અસર પહોંચાડે છે. આવી માવજતથી સેંકડો આદમીઓ સાજા થાય છે. હવા અને અજવાળાની આવ–જા થાય તે માટે આપણાં રહેવાનાં ઘરનાં બારી–બારણાં રાત દહાડો ખુલ્લાં રાખવાં જોઇએ.

ઉપરનું લખાણ વાંચી કેટલાકને એમ શંકા થશે કે જો હવા અને તેજની આટલી જરૂરિયાત હોય તો ઘણા માણસો પોતાની કોટડીઓમાં પડી રહે છે છતાં તેઓને નુકસાન નથી થતું એ કેમ ? આવી શંકા કરનારે વિચાર નથી કરેલો એમ કહેવાય. જેમ તેમ નિભવું એવો આપણો વિષય નથી. આપણો વિષય તો એ છે કે સંપૂર્ણ આરોગ્યમાં બને તો નિભવું. એમ ચોક્કસ રીતે સાબીત કરવામાં આવ્યું છે કે જ્યાં જ્યાં લોકો ઓછી હવા ને ઓછું અજવાળું લે છે ત્યાં ત્યાં તેઓ માંદા રહે છે. શહેરના લોકો ગામડીઆકરતાં નાજુક છે, કેમકે શહેરના લોકોને હવા અજવાળાં થોડાં મળે છે. ડરબનમાં

આપણા લોકોમાં ઘાસણી વગેરે રોગો વિશેષ છે, તેનું કારણ ડરબનનો સરકારી દાક્તર એજ આપે છે, કે આપણે એવી સ્થિતિમાં રહીએ છીએ કે આપણને ચોખ્ખી હવા નથી મળતી અથવા આપણે નથી લેતા. હવા અને અજવાળાનો વિષય આરોગ્યને સારૂ એવો જરૂરનો છે કે દરેકે તે કાળજીપૂર્વક સમજવો જોઇએ.

## પાણી.

આપણે આગળ જોઈ ગયા કે હવા એ ખોરાક છે, અને પાણીનું પણ તેમજ છે. હવા એ પહેલી પદવી ભોગવે છે અને પાણી બીજી પદવી ભોગવે છે હવાવિના માણસ થોડી મિનિટજ નભી શકે. પાણીવિના કેટલાક કલાકો, ને દેશને લઈ કંઇક દિવસ પણ કહાડી શકે; તોપણ એટલું તો ચોક્કસ છે કે બીજા ખોરાકવિના લાંબી મુદત ચલાવાય તેમ પાણીવિના નજ ચલાવાય. પણ જે માણસને પાણી પીવાનું મળે તે ઘણા દહાડાસુધી અનાજવિના નભી શકે છે. આપણા શરીરમાં પાણીના સીત્તેરથી વધારે ટકા છે. પાણીવિનાના શરીરનું વજન આઠથી બાર રતલસુધીનું ગણાય છે. આપણા બધા ખોરાકમાં ઓછું વત્તું પાણી હોય છેજ.

આમ જે વસ્તુ આપણને બહુ અગત્યની છે તેની સંભાળ પ્રમાણમાં આપણે બહુ ઓછી લઇએ છીએ. મરકીવગેરે રોગો આપણી હવાવિષેની બેદરકારીને લીધે આપણને ઘેરે છે. તેવાં પરિણામ આપણી પાણીવિષેની બેદરકારીથી આવે છે. લડાઇમાં રોકાએલાં લશ્કરમાં કાળજ્વર ઘણી વેળા ફાટી નીકળે છે તેનો દોષ પાણીઉપર સાબીત કરવામાં આવ્યો છે; કેમકે લડાઈમાં ફોજોને જ્યાં જેવું મળે ત્યાં તેવું પાણી પીવું પડે છે. શહેરમાં રહેનારાં માણસોમાં પણ ઘણી વેળા આની રીતના તાવ ફાટી નીકળે છે, તેનું કારણ ઘણી વખત પાણી હોય છે. ખરાબ પાણી પીવાથી પથરીનો રોગ પણ ઘણીવાર પેદા થાય છે.

પાણી બગડવાનાં બે કારણ હોય છે: એક તો એવા પ્રદેશમાં પાણી મળતું હોય કે ત્યાં ચોખ્ખું ન રહે, ને બીજું એ કે આપણે તે પાણીને બગાડીએ. જ્યાં ખરાબ જગ્યાએ પાણી રહેતું કે નીકળતું હોય ત્યાંનું પાણી તો નજ પીવું જોઇએ, ને ઘણે ભાગે આપણે નહિ; પીએ; પણ આપણી ગફલતથી ખરાબ થયેલું પાણી પીતાં આપણે અચકાતા નથી. જેમકે નદીઓમાં આપણે

ગમે તે વસ્તુઓ નાખી તેજ પાણી પીવા ધોવામાં વાપરીએ છીએ. નિયમ એવો છે કે જે જગ્યાએ આપણે નહાતા હોઇએ તે જગ્યાએથી પાણી કદી પણ પીવાનેસારૂ નહિ વાપરવું. નદીનાં પાણી હમેશાં જે દિશાએથી વહેતાં હોય તે દિશામાં જ્યાં કોઈ ન નહાતું હોય ત્યાંથી પાણી લેવું જોઇએ. એથીજ દરેક ગામમાં નદીના બે વિભાગ પડવા જોઇએ. નીચેનો ભાગ નહાવા–ધોવાનો અને વહેણ ઉપરનો ભાગ પીવાનો. લશ્કરો જ્યારે પાણીની નજીક છાવણી નાખે ત્યારે અમુક એક માણસ નદીનું વહેણ તપાસી કાંઠાઉપર વાવટો નાખે છે, ને તેની ઉપરનો વહેણ તરફનો ભાગ જો કોઈ પણ ન્હાવા–ધોવા માટે વાપરે તો તેને સજા થાય છે. દેશમાં જ્યાં આવો બંદોબસ્ત નથી હોતો ત્યાં ખંતીલી ઓરતો ઘણીવાર વિરડા ગાળી તેમાંથી પાણી ભરે છે. એ રીવાજ બહુજ સરસ છે, કેમકે તેમ કરવાથી પાણી રેતી વગેરેમાંથી ગળાઇને આપણને મળેછે. કૂવાનાં પાણીમાં ઘણા જોખમો કેટલીવાર રહેલા હોય છે. છીછરા કૂવામાં જમીનમાં ઉતારેલા મળમૂત્રના રસ ભળે છે, વળી તેમાં કોઈવાર મુએલાં પક્ષીઓ હોય છે, ઘણીવાર પક્ષીઓ માળા બાંધે છે, વળી કૂવાને બાંધકામ ન હોય તો તેમાં પાણી ભરનારના પગનો મેલ વગેરે ઉતરી પાણીને બગાડે છે; એટલે કૂવાનાં પાણી પીવામાં બહુ સાવચેતી વાપરવી એ જરૂરનું છે. ટાંકીઓમાં ભરેલું પાણી તો બહુ વખત ખરાબ હોય છે. ટાંકીનું પાણી નિર્દોષ રાખવાને તેને વખતો વખત ધોવી જોઇએ, તે ઢંકાવી જોઇએ ને છાપરાંવગેરે જ્યાંથો પાણીની આવક હોય તે સાફ હોવાં જોઇએ. આવી ચોખ્ખાઈ જાળવવાનો ઉદ્યોગ થોડાંજ માણસો કરે છે, એટલે પાણીના દોષ બને તેટલા દૂર કરવાનો સોનેરી નિયમ તો એ છે કે પાણીને અર્ધો કલાક સુધી ઉકાળી, ઠારીને પછી તેને હલાવ્યા વિના બીજા વાસણમાં કહાડી તેને ત્રીજા વાસણમાં જાડા ને સાફ કપડાથી ગળીને પીવું. આમ કરનાર પોતાની બીજા પ્રત્યેની ફરજમાંથી મુક્ત થતો નથી. સાર્વજનિક ઉપયોગને સારૂ રહેલું પાણી એ તેની, તેમજ બીજા બધા તે તે લતામાં કે ગામોમાં રહેનારાની મિલ્કત છે. તે મિલ્કતને તે એક વાલી-તરીકે વાપરવા બંધાએલ છે, એટલે પાણી બગડે એવું કર્મ તેનાથી તો નજ થવું જોઇએ. તેણે નદી કે કૂવાને બગાડવાં ન ઘટે, તેનાથી પાણી પીવાનો ભાગ ન્હાવા–ધોવામાં વપરાય નહિ, તેનાથી પાણીની નજીકમાં મળમૂત્રનો ત્યાગ થાય નહિ, તે પીવાનાં સ્થળ આગળ મુડદાં બાળી ન શકે અને તેની રાખ વગેરે તેમાં નાખી ન શકે.

પાણીની બહુ સંભાળ રાખતાં પણ તે તદન ચોખ્ખું આપણને નથી મ-

ળતું. તેમાં ક્ષારઆદિનો ભાગ હોય છે, ને કેટલીક વેળા સડેલી વનસ્પતિનો ભાગ હોય છે. વરસાદનું પાણી ચોખ્ખામાં ચોખ્ખું ગણાય છે, પણ આપણને પહોંચે તે પહેલાં હવામાં ઉડતાં રજકણો વગેરેનો તે પાણીમાં પણ ભેળ થઈ જાય છે; તદન ચોખ્ખા પાણીની અસર શરીરઉપર જૂદાજ પ્રકારની થાય છે, આમ જાણવાથી કેટલાક અંગ્રેજી દાક્તરો 'ડીસ્ટીલ્ડ' એટલે શુદ્ધ કરેલું પાણી પોતાના દરદીઓને આપે છે. આ પાણી તે પાણીની વરાળ બનાવી ઠારેલું છે. જેને કબજીયત વગેરે રહેતાં હોય તે માણસ આ 'ડીસ્ટીલ્ડ' પાણીનો ઉપયોગ કરે તો તેને પ્રત્યક્ષ પારખું મળી શકે છે. આવું પાણી બધા કેમીસ્ટ (વિલાયતી દવા વેચનારા) વેચે છે. ડીસ્ટીલ્ડ પાણી, ને તેના ઉપાયો ઉપ હાલમાં એક પુસ્તક લખાયું છે. લખનાર માને છે, કે ઉપર પ્રમાણે શુદ્ધ થયેલું પાણી પીવામાં આવે તો ઘણા રોગો મટી શકે છે. આમાં અતિશયોક્તિ ઘણી છે, છતાં તદન શુદ્ધ થએલાં પાણીની અસર શરીર ઉપર ખૂબ સારી થાય એ અસંભવિત વાત નથી.

પાણી કઠણ અને નરમ એમ બે પ્રકારનું હોય છે, એ વાતથી બધા વાકેફ નથી હોતા, છતાં એ હકીકત જાણવાજેવી છે. કઠણ પાણી એ કે જેમાં સાબુ વાપરવાથી તુરત ફીણ ન વળતાં છોતા પાણી થઈ જાય છે. આનો અર્થ એ થયો કે પાણીમાં ક્ષાર વધારે છે. જેમ ખારા પાણીમાં સાબુ ન વપરાય તેમ કઠણ પાણીમાં વાપરવો મુશ્કેલ પડે છે. કઠણ પાણીમાં અનાજ પકાવવું એ પણ અઘરૂં છે. તેજ હિસાબે કઠણ પાણી પીને અનાજ પચાવવામાં હરકત આવવી જોઇએ ને આવે છે. કઠણ પાણી હમેશાં સ્વાદમાં ભાંભરૂં હશે, અને નરમ પાણી મીઠું અથવા બિલકુલ સ્વાદવિનાનું હશે. કેટલાકનો અભિપ્રાય એવો છે કે કઠણ પાણીમાંની વસ્તુઓ પોષક હોવાથી કઠણ પાણી વાપરવાથી ફાયદો છે; પણ એકંદર તો એમજ જોવામાં આવે છે કે નરમ પાણી વાપરવું એજ બરોબર છે, વરસાદનું પાણી એ ચોખ્ખામાં ચોખ્ખું કુદરતી પાણી હોય છે. તે પાણી તો નરમજ છે; અને તે વાપરવું ઠીક છે, એમ તો સૌ કોઈ માને છે. કઠણ પાણીને ઉકાળ્યાપછી અર્ધો કલાક ચુલાઉપર રાખ્યું હોય તો તે નરમ થઈ શકે છે. ચુલેથી ઉતાર્યાબાદ ઉપર બતાવ્યાપ્રમાણે તેની વ્યવસ્થા કરવી જોઇએ.

પાણી ક્યારે પીવું, ને કેટલું પીવું, એ સવાલ કેટલીક વખત થાય છે. તેનો સીધો જવાબ તો એ છે કે તરસ લાગે ત્યારે તરસ છીપે તેટલું પીવું. ખાતાં પીવામાં ખાસ બાધ નથી ને ખાધાપછી પીવામાં પણ બાધ નથી.

ખાતાં પાણી પીનારે એટલું યાદ રાખવું જોઇએ કે ખોરાક જલદી ગળે ઉતરે એ વિચારથી તો નજ પીવું. ખોરાક પોતાની મેળે ગળે ન ઉતરે તો કાંતો તે બરાબર ચવાયો નથી અથવા હોજરી તે માગતી નથી.

ખરૂં જોતાં તો પાણી પીવાની જરૂર ઘણે ભાગે નથી ને ન હોવી જોઇએ. જેમ આપણા શરીરની બનાવટમાં ૭૦ ટકા ઉપરાંત પાણી છે તેમજ ખોરાકમાં છે. કેટલાક ખોરાકમાં તો ૭૦ ટકાથી બહુ વધારે પ્રમાણમાં પાણી છે. એવું અનાજ એકે નથી કે જેમાં પાણી મુદ્દલ નજ હોય. વળી આપણે રાંધીએ છીએ તેમાં તો પાણી પુષ્કળ વાપરીએ છીએ; છતાં પાણીની હાજત કેમ થાય છે? આનો પૂરો જવાબ તો ખોરાકના પ્રકરણમાં મળી શકશે, પણ સાધારણ રીતે એટલું આ સ્થળે કહી શકાય કે જેના ખોરાકમાં ખોટી તરસ ઉત્પન્ન કરનારી વસ્તુઓ, જેવી કે મસાલો મરચાં વગેરે નથી આવતાં તેને થોડુંજ પાણી પીવું પડે છે. જેઓ પોતાનો ખોરાક મુખ્યત્વે લીલા મેવામાંથી મેળવે છે તેને નર્યું પાણી પીવાની ઈચ્છા ભાગ્યેજ થશે. માણસને વગર કારણે હમેશાં અત્યંત તરસ લાગે તેને કંઈક પણ દરદ થયું છે એમ જાણવું.

ગમે તેવું પાણી પીવા છતાં કેટલાક માણસને કંઈ નથી થતું, એમ ઉપર ટપકે જાણી, બીજાં કેટલાંક માણસો ગમે તે પાણી પીતાં જોવામાં આવે છે. જે જવાબ હવાના પ્રકરણમાં એવી જાતના સવાલનો અપાયો તે જવાબ આ વખતે પણ લાગુ પડે છે. વળી આપણા શરીરનું લોહી એવા સરસ ગુણ ધરાવે છે કે ઘણી જાતનાં ઝેરને તે લોહીજ નાબૂદ કરે છે. પણ સરસ તલવારને વાપર્યા પછી જો તેની ધાર બરોબર ન કરીએ તો નુકસાન પહોંચે છે, તેમજ લોહીનું છે. લોહીની પાસેથી આપણા ચોકીદારનું કામ લઇએ ને તેની માવજત ન કરીએ તો તેની શક્તિ ઘટે, ને છેવટે નાશ પામે, એમાં નવાઈ જેવું નથી. એટલે હમેશાં ખરાબ પાણી લઇએ તો છેવટે લોહી પોતાનું કામ કરતું અટકેજ.

## ખોરાક.

હવા, પાણી અને અન્ન, એ ત્રણ આપણો ખોરાક છે, છતાં સાધારણ રીતે તો આપણે અનાજનેજ ખોરાક માનીએ છીએ, અને અનાજમાં માત્ર દાણો ગણીએ છીએ. ઘઉં, ચાવલ વગેરે ન ખાનારને અનાજ ખાનારો નહિ માનીએ. વાસ્તવિક રીતે હવા એ પ્રથમ ખોરાક છે, તેના વિના મુદ્દલ ન ચાલે

એમ આપણે જોયું; ને આવો જરૂરનો ખોરાક આપણે જાણે અજાણે દરેક ક્ષણે ખાયા કરીએ છીએ. પાણી હવાથી ઉતરતો ખોરાક છે, પણ અનાજકરતાં ચડિયાતો છે, એટલે તે પણ કુદરતે અનાજકરતાં વિશેષ સહેલાઇથી મળી શકે એવી તજવીજ રાખી છે. અનાજ એ ત્રીજો ને છેલ્લો દરજ્જો ભોગવે છે.

અનાજવિષે લખવું એ અટપટું છે. કયું અનાજ લેવું, કયારે લેવું, કેટલું લેવું, આ બધા સવાલવિષે બહુ મતભેદ છે. પ્રજાઓની રીતો જૂદી છે, જૂદા જૂદા માણસો ઉપર એકજ અનાજની જૂદી જૂદી અસર થતી જોવામાં આવે છે, આવી સ્થિતિમાં ચોક્કસ વિચાર બાંધવો, અને આજ ખરૂં છે, એમ કહેવું મુશ્કેલ છે, એટલુંજ નહિ પણ અશકય છે. દુનિયાના કેટલાક ભાગમાં માણસો બીજા માણસોને મારીને તેનું માંસ ખાય છે એ પણ તેઓનુ અનાજ. એવાએ પડયા છે કે જેઓ વિષ્ઠા ખાય છે, આ તેવાનું અનાજ. કેટલાક માત્ર દૂધ પીને નિભે છે, તેઓને દૂધ અનાજ. વળી બીજા માત્ર ફળાહારી છે તેઓનું ફળ અનાજ. આ પ્રકરણમાં અનાજ શબ્દમાં આ બધી વસ્તુનો સમાવેશ માન્યોછે.

જો કે કયું અનાજ ખાવું, એ ચોક્કસ રીતે કહેવું મુશ્કેલ છે, તોપણ તેવિષે વિચાર બાંધવો એ દરેક માણસની ફરજ છે. અનાજવિના શરીરનો વ્યાપાર ન ચાલે એ કહેવાની જરૂર હોય નહિ. અનાજ મેળવવા આપણે સેંકડો દુઃખ સહન કરીએ છીએ. અનાજને સારૂ આપણે અનેક પાપો કરીએ છીએ. આવી સ્થિતિમાં આપણે શા હેતુથી અનાજ ખાઇએ છીએ તે જોવાની આવશ્યક્તા છે. તે ઉપરથી આપણે કયું અનાજ ખાવું એ બરોબર વિચારી શકીશું. આટલું બધા કબૂલ કરશે કે લાખમાં નવ્વાણું હજાર નવસે નવ્વાણું માણસ તો સ્વાદને ખાતર ખાય છે. પછી તેઓ માંદા પડે કે સાજા રહે તેની દરકાર તેઓ કરતા નથી. કેટલાક માણસો ખૂબ ખાઈ શકે તે કારણસર હમેશાં રેચ લે છે, અથવા અન્નપચાવની ફાકી લે છે. કેટલાક ખૂબ સ્વાદથી ઠાંસીને જમ્યાપછી ઓકી કહાડે છે, ને પાછા બીજું સ્વાદિષ્ટ ખાવાને તેયાર થાય છે. કોઈ ખૂબ ખાઇને પછી એક બે ટંક ખાવાનું છોડી દે છે. કોઇ ખાતાં ખાતાં બેદરકાર રહીને મરી રહે છે. આ બધા દાખલા લખનારે નજરે જોએલા છે. લખનારની પોતાની જિંદગીમાં એટલા બધા ફેરફાર થયા છે કે તેનાં કેટલાંક કૃત્યોપર તેને હસવું આવે છે, ને કેટલાંકની શરમ આવે છે. એક વખત એવો હતો કે લખનાર સવારના ચ્હા પીતો, પછી બે ત્રણ કલાક બાદ નાસ્તો, પછી એક વાગે બરોબર ખાવાનું, પછી ત્રણેક વાગે ચ્હા, ને છ થી સાત વાગે સંપૂર્ણ ખાણું લેતો. આ વખતે લખનારની સ્થિતિ દયામણી હતી. તેને સોજા ચઢતા, દવાની બાટલી તો પાસેજ હતી, બરોબર ખાઈ શકાય તેથી

ઘણી વેળા કંઈ રેચક દવા, ને પછી પુષ્ટિને સારૂ બીજી કંઈ બાટલી, એમ ચાલ્યા કરતું. એ વખતે લખનારમાં કામ કરવાની જેટલી તાકાત હતી તેના કરતાં હાલ તેનામાં ત્રણગણી વધારે છે, એમ તે માને છે. જો કે હવે તેની ઉત્તર અવસ્થા ગણાય. આવી જિંદગી એ દયામણી છે, અને બહુ ઉંડા ઉતરીએ તો તે જિંદગી અધમ, પાપી ને ધિક્કારવા લાયક ગણાવી જોઇએ.

માણુસ ખાવાને સારૂ જન્મ્યો નથી, ને ખાવાને સારૂ જીવતો નથી; પણ પોતાના કર્ત્તાની પહેચાન કરવા જન્મ્યો છે, ને તે કાર્યને સારૂ જીવે છે. એ પહેચાન શરીર નિભાવ્યાવિના થતી નથી અને ખોરાકવિના શરીર નિભે નહિ. તેથી ખોરાક લેવાની ફરજ તેને પડે છે. આ ઉંચામાં ઉંચો વિચાર થયો. આસ્તિક સ્ત્રી–પુરુષને સારૂ આટલો વિચાર બસ છે. નાસ્તિક માનવી પણ કબૂલ કરશે કે આરોગ્ય સાચવીને ખોરાક ખાવો જોઇએ ને તન્દુરસ્તીમાં શરીર રાખવાસારૂ તે ખાવો.

હવે પશુ પંખીને જોઇએ. ઢોરવગેરે સ્વાદને સારૂ નથી ખાતાં, તે અકરાંતીઆની પેઠે નથી ખાતાં; જ્યારે ભૂખ લાગે છે ત્યારે ને ભૂખ મટે તેટલુંજ ખાય છે. તે પોતાનો ખોરાક રાંધતાં નથી, કુદરત તૈયાર કરે છે તેમાંથી તે તેનો ભાગ લે છે. ત્યારે શું માણુસ સ્વાદ કરવા પેદા થયો ? માણુસનેજ નશીબે હમેશની માંદગી આવી ? ઢોર કે જે માણુસના સંગમાં નથી વસતાં તેને ભૂખમરો આવતો નથી; તેમાં ગરીબ ને તવંગર, એક વર્ગ દહાડામાં દશ વખત જમનાર ને બીજો ભાગ્યે એક ટંક ખાનાર, એવા ભેદ જોવામાં આવતા નથી. આ બધા ભેદ આપણી જાતમાં રહેલા છે; છતાં ઢોરના કરતાં આપણે આપણુને અક્કલવાન માનીએ છીએ. આથી એ તો દેખીતું છે કે આપણે આપણા પેટને પરમેશ્વર કરી તેની પુજામાંજ જીવન ગુજારીએ તો આપણે પશુ–પંખી કરતાં ઉતરતાજ હોવા જોઇએ.

બહુ વિચાર કરતાં આપણે જોઈ શકીશું કે અસત્ય, લંપટબાજી, મિથ્યા ભાષણ, ચોરીવગેરે દોષ આપણે કરીએ છીએ તેનું મહા કારણ આપણી સ્વાદેંદ્રિયની સ્વતંત્રતા છે. જો આપણે આપણા સ્વાદને વશ રાખીએ તો બીજા વિષયોને નાબૂદ કરવા એ બહુ સહેલું છે. છતાં વધારે ખાવું, ખૂબ સ્વાદથી ખાવું, એને આપણે પાપ ગણુતા નથી. જો આપણે ચોરી કરીશું, વ્યભિચાર કરીશું, જૂઠું બોલીશું તો આપણી ઉપર બીજા તિરસ્કારની નજરથી જોશે. નીતિના વિષયમાં જુઠાણુઉપર, ચોરીઉપર, વ્યભિચારઉપર ઘણાં સરસપુસ્તકો

રચાયાં છે; પણ સ્વાદેંદ્રિય જેને વશ નથી તેની ઉપર પુસ્તકો નથી. તે નીતિ અનીતિનો વિષયજ નથી. આનું સબળ કારણ તો એ છે કે આપણે બધા એક નાવમાં બેઠા છીએ. કથરોટ કુંડાને શું હસે ? આપણા મહાન નરો પણ સ્વાદને તદ્દન જીતી શકયા જોવામાં આવતા નથી;* એટલે સ્વાદ કરવો એમાં દોષ જોયોજ નથી. તેઓએ બહુ કર્યું છે ત્યારે એમ લખ્યું છે કે આપણી ઇંદ્રિયોને વશ રાખવા સારૂ આપણે બને ત્યાં લગી મિતાહાર રહેવું; પણ એમ નથી લખ્યું કે આપણે સ્વાદ કરીએ છીએ તેને પરિણામે આપણામાં બીજી એબો જોવામાં આવે છે. સારા મંડળોમાંથી ચોર, ધુતારા, અને વિષયીને કહાડી મૂકશે; પણ સારા મંડળવાળા પોતે સાધારણ વર્ગકરતાં સેંકડો વધારે સ્વાદ કરતા હશે. **માણસની ગૃહસ્થાઈ તેના ભાણામાં સમાએલી છે,** તેથી જેમ ચોરના ગામમાં ચોરી એ ગુન્હો ન ગણાય તેમ આપણે બધા સ્વાદેંદ્રિયના ગુલામ હોવાથી તે ગુલામીને ગણકારતા નથી, જોતા નથી, એટલુંજ નહિ પણ તેમાં આનંદ માનીએ છીએ. વિવાહ થાય તો આપણે સ્વાદ કરવા–કરાવવાને સારૂ જમણ કરીએ છીએ. કેટલાક મરણ થાય તોપણ જમણ કરે છે. તહેવાર આવ્યો એટલે મીઠા મેવા કરવા. મેમાન આવ્યો તો સારૂં સારૂં ખાવાનું કરવું. આડોશીપાડોશી, સગાં સાઈ–એઓને વખતો વખત જમાડીએ નહિ, ને તેઓને ત્યાં આપણે જમીએ નહિ, તો તે મહા અવિવેક ગણાય. નોતરેલાને દાબીને ન ખવડાવીએ તો આપણે બખીલ ગણાઇએ. રજા પડી તો ખાવાનું સરસ કરવુંજ જોઇએ. રવિવાર આવ્યો એટલે આફરો ચઢે તેટલું ખાવાની આપણને છુટ છે એમ માન્યું. આમ જે મહા દોષ છે તેને આપણે મહા વિવેક ઠરાવી પાડયો છે. ખાવાની તૈયારીઓમાં અનેક ઢોંગો દાખલ કર્યા છે કે જેથી આપણી ગુલામી, આપણી હેવાનીયત, આપણી નજરે કોઈ રીતે આવેજ નહિ, આવા ઘોર અંધારામાંથી કેમ ઉગરીએ ? આ સવાલ આરોગ્યના વિષયની મર્યાદા બહાર જાય છે, એટલે તે પૂછીનેજ આપણે બંધ રહેવું જોઇશે; પણ આરોગ્યના સંબંધે જેટલો વિચાર કરવો ઘટે તેટલો તેને સહુએ વિચારવો જોઇએ.

હવે બીજી રીતે ખ્યાલ કરીએ. દુનિયાનો કાયદો એવો જોવામાં આવે છે કે કુદરત દુનિયાનાં બધાં પ્રાણી–માણસ, પશુ, પંખી, જીવડાં વગેરેને સારૂ હમેશનો ખોરાક હમેશાં તૈયાર કરે છે. કુદરત આમ કરે તેમાં નવાઈ નથી. કુદરતના દરબારમાં વીમા ઉતારવાપણું નથી, ત્યાં કોઈ ચૂકતું નથી, ત્યાં કોઈ

* જિનેશ્વરોએ તેટલાજ માટે બાર પ્રકારે તપ બતાવેલ છે. કર્તા.

ઉંઘતું નથી, આળસ કરતું નથી; એ ઘટમાળ પળે પળે અચૂક ચાલ્યાજ કરે છે, એટલે વરસનો ભંડાર કે એક દિવસનો ભંડાર પણ કુદરતને ભરવો પડતો નથી. આવા બીન અપવાદી કાયદાને આપણે ફરજીયાત કે મરજીયાત પણ વશ છીએ. જો તે કાયદો સમજીને આપણે વર્તીએ તો એક દિવસનો પણ એકે ઘેર ભૂખમરો નજ હોય. હવે જો દરરોજનું અનાજ દરેકને પૂરતુંજ—વધારે નહિ એમ—પેદા થતું હોય તો દેખીતું છે કે કોઈ વધારે ખાય—ન ખાવાનું ખાઈ લે—તો તેટલો ઘટાડો થાય અને બીજા કોઇને તેટલી તાણ પડે. આમ ભૂખમરાની સહેલી સમજુતી જોવામાં આવે છે. આ મખલુખમાં હજારો બાદશાહો ને લાખો તવંગરોનાં રસોડાંમાં તેઓને ને તેઓના નોકરોને જોઇએ તેના કરતાં ઘણું વધારે અનાજ રંધાય છે. આ બધું બીજાના પેટમાંથી તેઓ લે છે, પછી કેમ બીજા ભૂખે ન મરે ? બે કૂવાની એકજ સર હોય ને તેમાં હમેશાં પૂરતુંજ પાણી આવતું હોય, આવામાં એક કૂવામાં વધારે જાય તો બીજામાં ખોટ આવે એ સીધો દાખલો છે. એટલે જો ઉપર સૂચવેલો નિયમ ખરો હોય—ને તે નિયમ કંઈ લખનારનો ઘરવણાઉ નથી, પણ મહા બુદ્ધિશાળી પુરુષોએ વર્ણવેલો છે—તો આપણે જેટલું આપણી ખરી હાજત ઉપરાંત ખાઇએ એટલું ચોરીનું અનાજ છે. અખા સોનીએ ખરૂંજ ગાયું છે કે “ કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન. ” જેટલું આપણે સ્વાદને અર્થે ખાઇએ છીએ તેટલું આપણા શરીરમાં દૃશ્ય કે અદૃશ્ય રીતે ફૂટી નીકળે છે, તેટલે દરજ્જે આપણે આપણું આરોગ્ય ગુમાવીએ છીએ ને તેટલે દરજ્જે આપણે દુ:ખી થઇએ છીએ. આટલું જોયા પછી આપણે કયો ખોરાક લેવો અને કેટલો લેવો, તે જરા સહેલથી વિચારી શકીશું.

કયો ખોરાક લેવો, એવિષે વિચારતાં કયો ન લેવો, એ પ્રથમ જોઈ જઇએ. જે કંઇ આપણા શરીરમાં મુખવાટે જાય છે તેને ‘અનાજ’ એ નામ આપીએ તો દારૂ, બીડી, તમાકુ, ભાંગ, ચાહ, કાફી, કોકો, મસાલા વગેરે વસ્તુઓ પણ અનાજજ છે.

આ બધાં ત્યાગ કરવા લાયક છે, એમ આ લખનારને અનુભવથી સાબીત થયું છે. કેટલીક વસ્તુનો અનુભવ પોતે લીધો છે, બીજીને વિષે બીજાનો અનુભવ જોયો છે.

દારૂ તથા ભાંગને વિષે લખવું શું હોય ? દરેક ધર્મમાં તેને દૂષિત વસ્તુ ઠરાવી છે. તે પીવાનો બચાવ ભાગ્યેજ કોઈ કરશે. દારૂથી ઘણા કુટુંબોનું સત્યાનાશ વળ્યું છે. લાખો દારૂડીઆ પાયમાલ થઇ ગયા છે. દારૂ પીનારાને કશું

ભાન રહેતું નથી, તે કેટલીક વેળા મા અને સ્ત્રી વચ્ચેનો તફાવત ભૂલી જાય છે. એ વ્યસનથી માણુસની હોજરી બળી જાય છે, ને છેવટે તે પૃથ્વીપર ભારરૂપે જીવે છે. દારૂ પીનારા ગટરોમાં જોવામાં આવે છે. સારા ગણુાતા માણુસો દારૂ પીધાપછી બે દમડીના બની જાય છે. આવી સ્થિતિ માત્ર દારૂ પીતાંજ થાય છે એમ નથી. એ વ્યસનથી ઘેરાએલો માણુસ પોતાને ભાન હોય છે એ સ્થિતિમાં પણુ નમાલો જોવામાં આવે છે. તેના મનઉપર તેનો કાબૂ હોતો નથી. ને બાળકની પેઠે તેનું મન ભમ્યા કરે છે. આ દારૂ, ને તેજ દરજ્જામાં ભાંગ, એ તદન તજવાલાયક વસ્તુ છે, એવિષે બેમત નજ હોવા જોઇએ. કેટલાક એવું માને છે કે દવાતરીકે દારૂ લેવાય. હકીકતમાં તેટલી પણુ જરૂર નથી, એમ યૂરોપ કે જે દારૂનું ઘર છે ત્યાંના વૈદો કહે છે. પ્રથમ ઘણાં દરદોને સારૂ દારૂ વપરાતો, ત્યાં હવે તેની તદન બંધી થએલી છે. પણુ એ દલીલજ જૂઠી દાનતથી અપાએલી છે, દવામાં વપરાય વાસ્તે ખાવામાં વાપરવાને બાધ ન હોય એમ ચોગઠું દારૂના હિમાયતી બેસાડવા માગે છે; પણુ એળીઓ કે નેપાળો દવાને સારૂ વપરાય તેથી તેને ખોરાક તરીકે વાપરવાનો વિચાર કોઇ કરતું નથી. કદાચ એમ બને કે કોઇ દરદમાં દારૂથી ફાયદો થતો હોય, છતાં દારૂથી એટલું તો નુકસાન પહોંચેલું છે કે વિચારશીલ માણુસની ફરજ છે કે તેણે દેહ જાય તોએ દવાતરીકે પણુ દારૂને ન લેવો જોઇએ. દારૂથી આ શરીરને નિભાવતાં સેંકડો માણુસોનું અકલ્યાણુ થાય તો શરીરને જતું કરવું એ આપણી ફરજ છે. હિંદુસ્તાનમાં લાખો માણુસો વૈદોના સલાહ છતાં દારૂ નહિ પીનારા પડયા છે. તેઓ દારૂ પીને અથવા તો જે જે વસ્તુને બાધિત ગણે છે તે લઇને જીવવાનું કબૂલ નથી કરતા. અફીણુને દારૂની સાથેજ વિચારવા જેવું છે. અફીણુનો નિશો દારૂથી જૂદા પ્રકારનો છે; પણુ તેથી થતી પાયમાલી દારૂથી બહુ ઉતરતી નથી. અફીણુને વશ થએલી ચીનની મહાન પ્રજા તેવીજ રહેશે તો સ્વતંત્ર રાજ્ય મેળવ્યા છતાં સપાટામાં નાશ પામશે. અફીણુને વશ થએલા આપણા ગરાશીઆ પોતાનો ગરાસ ખોઇ બેઠા છે.

બીડી તમાકુ–જેમ દારૂ, ભાંગ ને અફીણુ ખરાબ છે એમ સાધારણુ વાંચનાર તુરત સમજી લેશે તેમ બીડી–તમાકુનું નહિ સમજે. બીડી–તમાકુએ પોતાની સત્તા માણુસ જાતઉપર એટલી જમાવી છે કે તે નાબુદ થતાં જમાના જવાનો સંભવ છે. નાના મોટા બધા એની ઝડપમાં આવી ગયા છે. વળી નીતિમાન ગણુાતા માણુસો પણુ બીડી વાપરે છે. તે વાપરવામાં શરમ નથી ગણુાતી. મિત્રોને આવકાર દેનારૂં એ મહા સાધન છે. તેનો અટકાવ થવાને બદલે તેનો ફેલાવો વધતો જાય છે. સાધારણુ માણુસને તો ખબર પણુ નથી

કે બીડીનું વ્યસન દૃઢ કરવાને સારૂ બીડીના વેપારીઓ હજારો યુક્તિઓ તેની બનાવટમાં કરે છે. જરદાને અનેક પ્રકારના સુગંધી તેજાબ છાંટે છે. તેમાં અફીણનું પાણી છાંટે છે. આવા પ્રયોગોથી બીડી આપણી ઉપર વધારે ને વધારે કાબૂ મેળવતી જાય છે. તેનો ફેલાવો કરવાને હજારો પાઉંડ જાહેર ખબરોમાં વપરાય છે. બીડી વેચનારી કંપનીઓ યૂરોપમાં પોતાનાં છાપખાનાં ચલાવે છે, તેઓ બાયસ્કોપ ખરીદે છે, અનેક પ્રકારનાં ઇનામો વહેંચે છે, લોટરીઓ કહાડે છે, જાહેર ખબરોમાં પાણીની પેઠે પૈસા વેરે છે. પરિણામ એ આવ્યું છે કે બૈરાંઓ પણ બીડી પીવા લાગ્યાં છે, બીડીનાં કાવ્યો રચાયાંછે, બીડીને ગરીબના દોસ્તની ઉપમા આપી છે.

બીડી—તમાકુથી થએલો નુકસાનીનો આંક બાંધી શકાતો નથી. બીડી પીનાર માણસની લાગણી એટલી બધી બુઠ્ઠી થઈ જાય છે કે તે કોઇની દરકાર રાખ્યા વિના પારકા ઘરમાં રજા વિના બીડી સળગાવે છે, કોઇની શરમ તે રાખતો નથી.

એવું અનુભવવામાં આવ્યું છે કે બીડી—તમાકુ પીનાર માણસ તે વસ્તુ મેળવવાસારૂ બીજા અનેક ગુન્હા કરે છે. બાળકો પોતાનાં મા—બાપોના પૈસા ચોરે છે, જેલમાં કેદીઓ બહુ જોખમ ઉઠાવીને ચોરેલી બીડી સંઘરે છે. બીજા ખોરાકવિના ચલાવશે, પણ બીડી વિના નહિ ચલાવે. લડાઇમાં બીડીની આદતવાળા લડવૈયા બીડી ન મળે તો દીન બની જાય છે, ને તે કાંઈ કામના રહેતા નથી.*

બીડીને વિષે લખતાં મર્હુમ ટોલસ્ટૉય લખી ગયેલ છે કે એક માણસને પોતાની વહાલીનું ખૂન કરવાનો વિચાર થયો, તેણે છરી કહાડી, વાપરવા તૈયાર થયો, પસ્તાયો ને પાછો હઠયો. પછી બીડી પીવા બેઠો. બીડીના ધૂમાડા તેના મગજમાં પેઠા, બીડીના ઝેરથી તેની બુદ્ધિ ઘેરાઈ અને તેણે ખૂન કર્યું. ટોલસ્ટૉયની ખાસ માન્યતા હતી કે બીડી એ એવા સૂક્ષ્મ પ્રકારનો નિશો છે કે કેટલેક દરજ્જે એ દારૂના કરતાં પણ વધારે ખરાબ ગણાવો જોઇએ.

બીડીનું ખરચ કંઈ જેવું તેવું નથી, સહુ બીડી પીનારને તેના ગજાપ્રમાણે તે ખરચ ભારે પડતુંજ હોય છે. કેટલાક માણસો બીડીની પાછળ દરમાસે ૫ પાઉંડ એટલે ૭૫ રૂપિયા ખરચે છે. આ દાખલો લખનારે જાતે જોયોછે.

* નવા મકાનમાં રાંધણીયાના ધુમાડાથી મકાન કાળુ થાય છે તો શરીરરૂપી મકાનમાં એ કાળો ડાઘ કેમ ન લાગે ?

બીડીથી પાચનશક્તિ ઘટે છે. ખોરાકનો સ્વાદ જાય છે. ખાવાનું ફીકું જણાય છે, એટલે તેમાં મસાલાવગેરે નાખવા પડે છે. બીડી પીનારનો શ્વાસ બદબો મારે છે. તેના ધૂમાડા હવાને બગાડે છે. કેટલીકવાર મોંમાં ચાંદાં પડે છે. પેઢાં ને દાંત કાળાં કે પીળાં પડી જાય છે, અને કેટલાકને તો વધારે ભયંકર રોગ પણ એથી થએલા જોવામાં આવ્યા છે. દારૂનો નિશો ખરાબ છે એવું માનનાર બીડીનો નિશો કેમ કરી શકે એ ન સમજાય તેવી વાત છે; છતાં જ્યારે બીડીના ઝેરની સૂક્ષ્મતાનો વિચાર કરીએ ત્યારે આપણે તુરત સમજી શકીએ છીએ કે દારૂને ધિક્કારનારા બીડી પીવાને કેમ તત્પર થાય છે. નીરોગ રહેવા ઇચ્છનારા માણુસે બીડીને જરૂર તજવી જોઇએ.

દારૂ, તમાકુ, ભાંગ વગેરે વ્યસનો આપણા શરીરનું આરોગ્ય છીનવી લે છે, એટલુંજ નહિ પણ મનનું ને ધનનું આરોગ્ય હણે છે. આપણી નીતિનો નાશ થાય છે ને આપણે આપણા વ્યસનના ગુલામ બનીએ છીએ.

પણ ચ્હા, કૉફી અને કોકોવિષે સમજ પાડવી ને તે ખરાબ છે એમ ઠરાવવું એતો કઠિન કામ લાગે છે. છતાં તે વસ્તુઓ દૂષિત છે એમ કહ્યા વિના છુટકો નથી. તે વસ્તુઓમાં પણ અમુક પ્રકારનો કેફ રહેલો છે. જો ચ્હા કે કૉફીની સાથે દૂધ—સાકર ન હોય તો તેમાં પુષ્ટિ આપનારો કંઈ પણ પદાર્થ નથી. કેટલાક અખતરા માત્ર ચ્હા—કૉફી ઉપર રહેવાના થયા છે તે ઉપરથી સિદ્ધ થયું છે કે તેમાં લોહીને વધારનારી વસ્તુઓ બીલકુલ નથી. ચ્હા કે કૉફી આપણે સાધારણ રીતે થોડાંજ વરસ પહેલાં નજ પીતા; અવસરે કે દવા વખતે તે વસ્તુઓ પીવામાં આવતી; પણ હવે સુધારો પેઠા પછી ચ્હા—કૉફી સાધારણ વસ્તુ થઈ પડયાં છે. સહેજ મળવા આવેલા મેમાનપાસે પણ આપણે એ ચીજો મૂકીએ છીએ; ચ્હાની પાર્ટીઓ આપીએ છીએ. લૉર્ડ કર્ઝનની કારકિર્દીમાં તો ચ્હાએ કેર વાળ્યો છે. તે સાહેબે ચ્હાના વેપારીઓની હિમાયત કરવામાં ચ્હાનો ફેલાવો ઘેરેઘેર કરાવ્યો ને હવે જ્યાં લોકો નીરોગી વસ્તુઓ પીતા હતા ત્યાં રોગી ચ્હા પીતા થઇ ગયા છે.

કોકો બહુ નથી ફેલાયો, કેમકે તે ચ્હાકરતાં કંઇક મોંઘો છે. આપણે સારે નશીબે તેની ઓળખ થોડી કરી છે, પણ તે 'ફૅશનેબલ' ઘરોમાં તો સારી રાજ્યસત્તા ભોગવે છે.

ચ્હા, કૉફી અને કોકો, એ ત્રણે વસ્તુમાં એવો ગુણ છે, કે તે આપણી પાચનશક્તિ મંદ કરે છે. તે નિશાની વસ્તુ છે, કેમકે તેનું વ્યસન જેને ચોંટે છે તે તેને મૂકી શકતા નથી. લખનાર પોતે ચ્હા પીતો ત્યારે તેને ચ્હાને વખતે

ચ્હા ન મળે તો આળસ આવે; આ નિશાની ચોખ્ખી નિશાની છે. એક વેળા લગભગ ચારસેં બૈરી–છોકરાં એકઠાં થયાં હતાં. તેઓને ચ્હા કે કૉફી ન આપવી એવો ઠરાવ વ્યવસ્થાપકમંડળે કર્યો હતો. તે મેળાવડામાંનાં બૈરાંને સાંજના ચાર વાગતે અચૂક ચ્હા પીવાની આદત હતી. વ્યવસ્થા કરનારને ખબર પહોંચી કે ઓરતોને જો ચ્હા નહિ મળે તો તે માંદી પડશે, અને તેઓ હાલી ચાલી નહિ શકે; ઠરાવમાં ફેરફાર કરવો પડયો. ચ્હા મૂકવાની તૈયારી થતી હતી તેવામાં દોડાદોડ થઇ રહી કે જલદી ચ્હા જોઇએ. ઓરતોનાં માથાં ચઢયાં હતાં; તેઓને પળ એ મહીનાસમાન લાગતી હતી. જ્યારે ચ્હા મળી ત્યારે આ ભલી બાઇઓના ચ્હેરા પ્રકાશ્યા ને તેઓ સાવધાન થઇ. આ જેવો વર્ણવ્યો છે તેવોજ બનેલો બનાવ છે. એક બાઇને ચ્હાની આદતથી એવું નુકસાન પહોંચેલું કે તેને ખાધું નજ પચે; માથું હમેશાં દુખે; પણ જ્યારથી તેણે મનને મારી ચ્હા છોડી છે ત્યારથી તેની તબીયત ઘણીજ સુધરી છે. ઇંગ્લાંડમાં આવેલી બેટરસી મ્યુનિસિપાલિટિના ડૉકટરે એવી શોધ કરી છે કે તેના લત્તામાં હજારો ઓરતોને જ્ઞાનતંતુનાં દરદો છે, તે દરદોનું કારણ તેઓનું ચ્હાનું વ્યસન છે. ચ્હાથી માણસોનું આરોગ્ય બગડવાના ઘણા દાખલા આ લખનારના અનુભવમાં આવેલા છે, અને તેની તો ખાસ માન્યતા છે કે ચ્હાથી આરોગ્યને બહુ નુકસાન પહોંચે છે.

કૉફીને વિષે તો આપણામાં દોહરો છે તે બહુ પંકાએલો છે–

"કફ કટન, બાયુ હરન, ધાતુહીન બલક્ષીન;
લોહીકો પાની કરે, દો ગુન અવગુન તીન."

આ દોહરો વાસ્તવિક લાગે છે. કફ ને વાયુને હરવાની શક્તિ કૉફીમાં ભલે હોય. તે શક્તિ બીજી વસ્તુઓમાં પણ છે, જેને કૉફી લેવાની ઇચ્છા ઉપલાં બે કારણસર થાય તેણે આદુનો રસ જરા પીવો, એટલે કૉફીની ગરજ સારશે; પણ જે વસ્તુ ધાતુ કે જેનો સંગ્રહ કરવાની પૂરતી જરૂર છે તેને હરી લે છે, જે વસ્તુ બળને ક્ષીણ કરે છે, અને જે વસ્તુ લોહીનું પાણી કરે છે તેનો તો ત્યાગજ કરવો ઘટે છે.

કોકોને પણ કૉફીના દોષો લાગુ પડે છે–તેમાં પણ ચ્હામાં રહેલું તત્ત્વ છે કે જેથી ચામડી તદન જડ્ઢર બને છે.

જેઓ આરોગ્યમાં નીતિનો સમાસ કરે છે તેઓની આગળ આ ત્રણે વસ્તુની સામે નીચલી વધારાની દલીલ છે. ચ્હા, કૉફી, અને કોકો, એ ઘણે ભાગે ગીરમીટમાં મળેલી મજુરીથી પેદા થાય છે. જ્યાં કોકો પેદા થાય છે

ત્યાં તો સીદીઓ ઉપર એટલો જુલમ ગુજરે છે, કે જો આપણે તે નજરે જોઈયે તો આપણને કોકો લેવાની જરાએ ઈચ્છા નહિ થાય. કોકોનાં ખેતરોમાં થતા જુલમને વિષે મોટાં પુસ્તકો લખાયાં છે. ખરૂં છે કે આપણા બધા ખોરાકની ઉત્પત્તિવિષે આપણે પૂરૂં જ્ઞાન મેળવીએ, તો સોમાંથી નેવું વસ્તુઓ ત્યાગજ કરીએ.

આ ત્રણ વસ્તુને બદલે નિર્દોષ ને પુષ્ટિકારક ચ્હા નીચે પ્રમાણે બની શકે છે. એને ચ્હાને નામે પીવો હોય તે ભલે તેમ કરે. કૉફીના સ્વાદમાં ને આ નિર્દોષ ચ્હાના સ્વાદમાં, ઘણા કૉફીનો સ્વાદ કરનારા પણ તફાવત જોઈ શકયા નથી. ઘઉંને લઇ બરોબર સાફ કરવા ને પછી તેને ચૂલા ઉપર તાવડીમાં શેકવા. તે ખૂબ લાલ થઈ લગભગ કાળાશપર આવે ત્યાં લગી ચૂલાપર રાખવા; પછી તેને ઉતારી નાની કૉફીની ઘંટીમાં સાધારણ ઝીણા દળવા. તેમાંથી એક ચમચી ભૂકી પ્યાલામાં નાખી તેની ઉપર ઉકળતું પાણી રેડવું. જો તે એક મિનિટ સુધી ચૂલા ઉપર રખાય તો વધારે સારૂં થાય છે. તેમાં જરૂર જણાતાં સાકર ને દૂધ નાખવાં. સાકર ને દૂધ વિના પણ પી શકાય છે. દરેક વાંચ-નારે આ અખતરો અજમાવી જોવા જેવો છે. તે ગ્રહણ કરી ચ્હા, કૉફી ને કોકો છોડશે તેનો પૈસો બચશે ને તેનું આરોગ્ય એટલે દરજજે બચશે. જે ઘઉંને શેકવા વગેરેની તકલીફમાં પડવા ન માગે તેને આ પુસ્તકના લેખક પા-સેથી ( ઠે. સત્યાગ્રહઆશ્રમ–અમદાવાદ. ) તે ભૂકી મળી શકશે.

કેટલાક પદાર્થો તદન તજવા જેવા છે એ આપણે જોઈ ગયા. કેટલાક બીજા પણ છે કે જે બીજાં કારણોને સારૂ તજવા જેવા અથવા ઓછા લેવા લાયક છે એમ બતાવવાનું રહે છે. આનો વિચાર મુલતવી રાખી હવે આપણો શું ખોરાક હોવો જોઇએ તે વિચારીએ.

આપણે ખોરાક બાબતમાં મોટામાં મોટા દુનિયાના ત્રણ વિભાગ પાડી શકીએ છીએ. એક વિભાગમાં એવા માણસ છે કે જેઓ મરજીથી કે ન ચા-લતાં માત્ર વનસ્પતિમાંથી ઉત્પન્ન થએલી વસ્તુઓઉપર નિભાવ કરે છે; આ ભાગ મોટામાં મોટો છે. તેમાં હિંદુસ્તાનનો મોટો ભાગ, યૂરોપનો મોટો ભાગ અને ચીન જાપાનનો ઘણો ભાગ આવે છે. આમાંના થોડા ધર્મને લીધે માત્ર વનસ્પતિ પદાર્થ લે છે, પણ બીજા ઘણા માંસાદિ ન મળવાથી તેના વિના ચ-લાવે છે; પણ જો પ્રસંગ આવે તો માંસ સ્વાદથી ખાય છે. આવા ઇટાલીયન આઇરીશ, સ્કૉટલાંડના ઘણા માણસો, રૂશિયાની ગરીબ વસ્તી, ચીન, જાપા-નની, આમ બધા ગણાય છે. જેમ કે ઈટાલીમાં મુખ્ય ખોરાક મેકેરોની, આ યર્લાંડમાં પટાટાં, સ્કૉટલાંડમાં ઓટ મીલ, ચીન જાપાનમાં ચાવલ ગણાય છે.

બીજો વિભાગ એ વનસ્પતિની સાથે કંઈ પણ પ્રકારના માંસ મચ્છી એક કે વધારે વખત હમેશાં ખાય છે. આમાં ઇંગ્લાંડનો મોટો ભાગ આવે છે. હિંદુસ્તાનમાં તાલેવંત મુસલમાન ને હિંદુઓ જેને ધર્મબાધ નથી તેવા, જેમાં તાલેવંત ચીના જાપાની વગેરે આવી જાય છે. આ વિભાગ પણ મોટો છે. જો કે પહેલાકરતાં બહુ નાનો. ત્રીજા વિભાગમાં, બહુ ઠંડા મુલકમાં રહેનારી કેટલીક જંગલી ગણાતી પ્રજા છે, અને કેટલાક સીદીઓ છે કે જેઓ માત્ર માંસ ખાઇને જિંદગી ચલાવે છે. આવો ભાગ બહુ થોડો છે, અને તે પણ જેમ જેમ યૂરોપના મુસાફરોના પ્રસંગમાં આવતો જાય છે તેમ તેમ પોતાના ખોરાકની સાથે વનસ્પતિ દાખલ કરતો જાય છે. આ સ્થિતિમાંથી આપણે એટલુંજ અનુમાન કરી શકીએ છીએ કે માણસ ત્રણે રીતે જીવી શકે છે; પણ આપણે તો એ વિચારવાનું છે કે સર્વથી વધારે આરોગ્યવર્ધક ખોરાક કયો?

શરીરની રચના જોતાં એમ જણાય છે કે કુદરતે માણસને વનસ્પતિ ખાનારો બનાવ્યો છે. બીજાં પ્રાણીઓની જોડે આપણી સરખામણી કરતાં એમ જોવામાં આવ્યું છે કે આપણી રચના માત્ર ફળાહારી જાનવરોને વધારેમાં વધારે મળતી આવે છે-એટલે કે વાંદરાને. વાંદરાનો ખોરાક લીલાં ને સૂકાં ફળ ગણાય છે. તેના દાંત અને તેની હોજરી આપણને મળતી આવે છે. ફાડી ખાનારાં જાનવર જેવાં કે સિંહ, વાઘ વગેરેનાં દાંત ને હોજરીની રચના આપણા કરતાં જૂદી છે. તેઓને જે પંજા છે તે આપણને નથી. પશુઓ જે માંસાહારી નથી, જેવા કે બળદ વગેરે તેઓને આપણે કંઇક મળીએ છીએ; પણ ઘાસનો મોટો જથ્થો ખાવાને તેઓને જે આંતરડાં વગેરે છે તેવાં ને તેટલાં આપણને નથી. આ ઉપરથી ઘણા શોધકો એમ કહે છે કે માણસ માંસાહારી નથી, એટલુંજ નહિ પણ તે ગમે તે વનસ્પતિ ખાવાને પણ સરજાએલ નથી; તેનો મૂળ ખોરાક તો વનસ્પતિમાંએ માત્ર ફળ ફળાદિ હોવો જોઇએ.

રસાયનશાસ્ત્રીઓએ પ્રયોગો કરીને બતાવ્યું છે કે જે તત્ત્વો માણસને નિભાવવાને જરૂરનાં છે તે બધાં ફળોમાંથી મળી શકે છે. જેમકે કેળાં, નારંગી, ખજુર, અંજીર, સફરજન, અનેનાસ, બદામ, અખરોડ, મગફળી, નાળીએર વગેરેમાં તંદુરસ્તી જાળવનાર ને કૌવત આપનારાં બધાં તત્ત્વો છે. આ શોધકો માને છે કે માણસને રસોઈ કરીને પકાવવાની પણ જરૂર નથી. જેમ બીજાં પ્રાણી માત્ર સૂરજના તાપમાંજ પાકેલી વસ્તુ ઉપર તંદુરસ્તી જાળવે છે તેમજ આપણું થવું જોઇએ. તેઓ ત્યાંસુધી માને છે કે પકાવવાથી ખાવા લાયક વનસ્પતિઓનું સત્ત્વ નાશ પામે છે, અને તેની પોષકશક્તિ ઓછી થાય છે. પકા-

વેલા ખોરાકથી વનસ્પતિનો ખાસ ગુણ જે આપણને શહુર–ચેતન–આપવાનો છે તે ઓછો થાય છે. આમ કહેનારા એમ પણ દલીલ લાવે છે કે જે વનસ્પતિ પકાવ્યા વિના ન ખાઈ શકીએ તે આપણો ખોરાક હોઇજ ન શકે.

એટલું તો ચોકસ છે કે જો ઉપરની દલીલ બરોબર હોય તો આપણાં ઘરોમાં, રસોઈમાં ને ખાવામાં આપણો ઘણો વખત જાય છે તેને બદલે આપણે થોડા વખતમાં ખાવાનો કારભાર સંકેલી શકીએ. આપણાં બૈરાંનો બહુ વખત બચે, ઘરમાં રસોડાં વગેરેમાં રોકાતો ભાગ બચે અને તેથી આપણે ઘણી બાબતોમાં એટલા બધા સ્વતંત્ર થઈ શકીએ કે જેથી આપણે બચેલા વખતનો ને પૈસાનો બહુ સરસ ઉપયોગ કરી શકીએ.

પણ બધા રસોઈ કરતા બંધ પડે, પોતાની સ્ત્રીઓને રસોડારૂપી કેદખાનામાંથી છોડે, સ્ત્રીઓ પોતેજ તે કેદખાનામાંથી છુટવા ઇચ્છે, એ બધું સ્વપ્ના જેવું લાગે; અને જે બનવા જોગ નથી તેની વાત શી કરવી એમ કોઈ કહેશે, પણ બધા તે પ્રમાણે કરી શકે કે નહિ તે વિચાર આપણે હાલ કરતા નથી; શું સારૂં છે એજ વિચાર કરીએ છીએ. સંપૂર્ણ આરોગ્યને સમજીએ તો સાધારણ આરોગ્ય મેળવી શકીએ. સર્વોત્તમ ખોરાક કયો એ જાણીએ તો સાધારણ રીતે શું ખાવું એ આપણે જાણી શકશું.

વળી જો ફળાહાર એ સરસ ખોરાક હોય તો બધા તે ધારણ કરે કે નહિ તેની સાથે આપણને બહુ સંબંધ નથી, આપણે પોતે તે ગ્રહણ કરી શકીએ તો કરવા જેવો છે; એમાં વિરોધી મત નહિ પડે.

આ વિષય ઉપર યૂરોપમાં બહુ પુસ્તકો લખાયાં છે. ફળાહારના અખતરા કરનાર પણ યૂરોપિયન મળી આવે છે. કેટલાકે પોતાના અનુભવ બહાર પાડયા છે. આ બધા ધર્મના હેતુથી નહિ પણ માત્ર આરોગ્યના હેતુથી ફળાહારી થયા છે. જુસ્ટ નામે એક જર્મન છે તેણે ફળાહારઉપર સરસ પુસ્તક લખ્યું છે, અને ઘણા દાખલા દલીલથી બતાવી આપ્યું છે, કે ફળાહાર એ ઉત્તમ ખોરાક છે. તેણે ઘણા દરદીઓનાં દરદ ફળાહારથી ને ખુલ્લી હવાથી મટાડયાં છે; તે એટલે સુધી કહે છે કે જે દેશમાં જે ફળ થતાં હોય તેમાંથી માણસ સંપૂર્ણ પોષણ કહાડી શકે છે.

આ જગ્યાએ મારો પોતાનો અખતરો વર્ણવું એ ખોટું નહિ ગણાય. છ મહીના થયાં મેં કંઈજ અન્ન લીધું નથી ને માત્ર ફળાહારીજ રહ્યો છું.*

---

* હવે તો શ્રીયુત ગાંધીને ફળાહાર ઉપરજ રહેવાને લગભગ બે ત્રણ વર્ષ થઇ ગયાંછે.
મંત્રી સ. સા.

દૂધ દહીં પણ નથી લીધાં. મારો ખોરાક કેળાં, મગફળી, જેતુનનું તેલ ( ઓલીવ ઓઇલ ) અને લીંબુ કે એવું કંઈ ખાટું ફળ તથા ખજૂર, એ છે. હું નથી કહેતો કે આ અખતરો બરોબર ફળીભૂત થયો છે. આવા મહાન ફેરફારની અસર જાણવાસારૂ છ માસ બસ નથી, પણ એટલું તો કહીશ કે જ્યારે બીજા માંદા પડયા છે ત્યારે મારી તબીયત સારી રહેલી છે. મારામાં પ્રથમ માનસિક ને શારીરિક શક્તિ હતી તેના કરતાં વિશેષ છે. શારીરિક શક્તિને માટે એટલું કહેવું જોઇએ કે જેટલું વજન હું પ્રથમ ઉપાડી શકતો તેટલું કદાચ ન ઉપડે; પણ જેટલા કલાક હું પહેલાં મજુરી કરી શકતો તેના કરતાં વધારે વખત સુધી વગર થાકયે કરી શકું છું. માનસિક કામ તો હાલ બહુજ વધારે કરૂં છું છતાં તેને પહોંચી વળું છું. કેટલાક દરદીઓને સારૂ મેં આ પ્રકારનો ખોરાક અજમાવ્યો છે, તેનાં પરિણામ તો અદ્દભુતજ આવ્યાં છે. તેનું વર્ણન દરદોવિષેના પ્રકરણમાં આપવાની ધારણા છે. એટલે બીજાના અનુભવથી, મારા પોતાના અનુભવથી, ને જે વાંચ્યું—વિચાર્યું છે તેથી એટલું તો લાગે છે કે ફળાહાર એ ઉત્તમ ખોરાક છે.

હું માનતો નથી કે આ ભાગ વાંચીને ફળાહારનો અખતરો કરવા કોઈ મંડી જશે; મારા આ લખાણની અસર ભાગ્યેજ વાંચનારની ઉપર થશે; પણ મારે જો સત્ય લખવું છે ને ધારણા એજ છે તો પછી મને જે બરોબર ભાસ્યું છે તેજ બતાવવાની મારી ફરજ સમજું છું.

પણ જો કોઈ વાંચનારને ફળાહારનો અખતરો કરવાનો વિચાર થાય તો તેણે ઠેકડો ન મારતાં ધીમે ચાલવાની મારી ભલામણ છે. બધાં પ્રકરણો તે વાંચી રહે પછી તેણે સાર ખેંચી, સમજીને જે કંઈ કરવું હોય તે કરવું.

હવે પછીના વિભાગમાં બીજા વર્ગના ખોરાકનો વિચાર આપણે કરીશું. તે વધારે ગ્રાહ્ય થઈ પડશે, એમ મારૂં માનવું છે, અને આ વિભાગ તે વિભાગપછી વધારે સમજાશે.

જેઓ આ પ્રકરણો ધ્યાનપૂર્વક વાંચતા હોય તેઓને મારી એટલી વિનતિ છે કે પ્રકરણો પૂરાં થયા પછીજ તેમણે છેવટના વિચાર બાંધવા.

બીજા દરજ્જાનો અને ફળાહારથી ઉતરતો ખોરાક વનસ્પતિ છે. આમાં બધી જાતનો ભાજીપાલો, દાણા, કઠોળ અને દૂધ વગેરેનો સમાસ થાય છે. જેમ ફળાહારમાં માણસને જોઇતાં તત્ત્વો મળી રહે છે તેમ વનસ્પતિમાં પણ છે; છતાં બન્નેની અસર એકજ નથી. આપણને જે તત્ત્વો ખોરાકમાંથી મળે છે તેમાંનાં કેટલાંક તો હવામાં પણ છે, છતાં હવામાંથી તે મેળવી ખોરાકની

વસ્તુ વિના ચલાવી શકતા નથી. વળી વનસ્પતિ માત્ર રાંધવાથી તેનું અસલ સ્વરૂપ ખુવે છે, અને તેટલે દરજ્જે નમાલી બને છે; અને વનસ્પતિ ઘણે ભાગે પકાવ્યાવિના આપણે ખાઈ શકતા નથી; છતાં માણસે જો રસોઇ કરેલું અન્ન ખાવું છે અને ભાજીપાલા વિના નજ ચાલે તો તેમાંથી શું ઠીક છે એ વિચારવા જેવું છે.

બધાં અનાજમાં ઘઉં સર્વોપરિ છે. એકલા ઘઉં ખાઇને માણસ નભી શકશે. તેમાં પોષણ કરનારી બધી વસ્તુ ઠીક પ્રમાણમાં છે. તેની અનેક જાતની ચીજો બની શકે છે, અને તે સહેલાઇથી પચે છે. બચ્ચાંઓને સારૂ જે તૈયાર ખોરાકો મળે છે તેમાં પણ કંઇક ઘઉંનો ભાગ હોય છે. ઘઉંની પંક્તિમાં બાજરી, જવાર ને મકાઈ આવે છે, અને તે બધાંની રોટલી કે રોટી થઈ શકે. જો કે ઘઉંની બરોબરી તે અનાજો નથી કરી શકતાં. ઘઉં કેવા પ્રકારે ખાવા એ જરા સમજવા જેવું છે. સફેદ આટો કે જેને આપણે મીલ ફ્લાવરના નામથી ઓળખીએ છીએ તે તદન નકામો છે, તેમાં કાંઈ સત્ત્વ નથી. તેને માટે ડૉક્તર એલીન્સન એમ જણાવે કે તે ખોરાકની ઉપર તેણે એક કૂતરાને રાખેલો તે મરી ગયો. પણ બીજો આટો હતો તેની રોટી ઉપર કૂતરો બરોબર રહી શક્યો. સફેદ આટામાંથી ઘઉંની થૂલી કહાડી લીધેલી હોય છે, અને સ્વાદ તથા કૌવત તો થૂલીમાં રહેલાં છે. સફેદ આટાની રોટીની ઘણી ખપત છે તેનું કારણ એ જણાય છે કે માણસો બીજા સ્વાદ કરવાને માગે તેથી તેની સાથે સફેદ રોટી સ્વાદને સારૂ વાપરે છે. જેમકે ચીઝના ખાનારા કૌવત ચીઝમાંથી મેળવે છે, પણ રોટીને આધારે ચીઝ ખાય છે ને ખાઈ શકે છે. આવા આટાની રોટલી પણ ખરાબ હોય છે; તે ચવડી બને છે, ને તેમાં સ્વાદ કે ગુણ નથી રહેતાં. **સરસમાં સરસ આટો તો એ કે જે બરોબર સાફ કરેલા ઘઉંનો ઘેર દળ્યો હોય. તેમાં પણ પથરાની ઘંટીથી હાથે દળાયો હોય તે સર્વોત્તમ ગણાય છે.** પણ જે પથરાની ઘંટી ન મેળવી શકે તે તે થોડી કિંમતે હાથવતી ચક્કર ફેરવવાની ઘંટી ઘરમાં રાખીને પોતાનો આટો દળી શકે અથવા તો બજારમાંથી બ્રાયર મીલ અનસીફ્ટેડ લઇ તેનો ઉપયોગ કરી શકે. દળેલા આટાને વગર ચાળેલો વાપરવો જોઇએ. આ આટાની રોટલી સ્વાદે મીઠી ને કસવાળી રહે છે; તેમ સફેદ આટા કરતાં વધારે મુદત ચાલે છે; કેમકે તેમાં સત્ત્વ હોવાથી તે આટો મેંદાના આટા જેટલો વાપરી શકાતો નથી.

બજારની રોટી તદ્દન નકામી છે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે; તે રોટી સફેદ અથવા બ્રાઉન હોય તોપણ તેમાં ભેગ આવે છે. વળી ખમીર ના-

ખીને આટાને સોડવીને તે રોટી બનાવવામાં આવે છે આ મોટો દોષ છે. સ[illegible] વેલા આટાની રોટી નુકસાનકારક છે એવું ઘણા અનુભવીનું કહેવું છે. વળી બ[illegible] જારની રોટી તૈયાર કરતાં તંદુલ ને ચરબી ચોપડવામાં આવે છે એવા કારણ સર તે બન્ને હિંદુ મુસલમાનને ત્યાજ્ય હોવી જોઇએ. **ઘેર પકવેલી રોટલી કે રોટી મૂકીને બજારની રોટીથી પેટ ભરવું એતો માત્ર આળસની નીશાની ગણાય.**

ઘઉં ખાવાનો બીજો સારો ને સહેલો ઉપાય એ છે કે ઘઉંને જાડા ભરડવા કે ભરડાવવા, ને તેની થૂલી બનાવીને ખાવી. આ થૂલીને પાણીમાં ખૂબ બાફી તેમાં દૂધ કે ઘી સાકર નાખીને ખાધાં હોય તો તેનો સ્વાદ સારો લાગે છે, અને તે બીજા ખોરાક કરતાં સરસ ખોરાક છે.

ચોખામાં સત્ત્વ જોવામાં આવતું નથી, અને એકલા ચોખા ઉપર માણસ નભી શકે એ વિષે શંકા છે; તેની સાથે દાળ, ઘી કે દૂધ વગેરે પદાર્થો હોય તોજ નિભાવ થાય. ઘઉં માત્ર પાણીમાં રાંધીને તેનાથી સારી રીતે તંદુરસ્ત રહી શકાય છે.

ભાજીપાલો આપણે મુખ્યત્વે કરીને સ્વાદને ખાતર લઇએ છીએ. તેનો ગુણ રેચક છે, તેથી તેમાં કેટલેક અંશે લોહી સુધારવાનો ગુણ છે; છતાં તે ખડની જાત હોઈ પચાવવામાં મુશ્કેલી આપે છે, અને હોજરીને વધારે પડતું કામ સોંપે છે. બધાનો અનુભવ હશે કે જેઓ ભાજીપાલો વધારે ખાય છે તે નરમ બાંધાના હોય છે. તેઓને આપણે 'પેપચીદાસ' કહીએ છીએ. તેઓને અપચો વારંવાર થાય છે, અને અજીર્ણની દવા લીધા કરે છે. કેટલોક ભાજીપાલો તો ખડ છે, એમ આપણે ચોખ્ખી રીતે જોઈ શકીએ છીએ; એટલે ભાજીપાલો ખાવો; પણ ઘણોજ થોડો ખાવો જોઇએ; એ યાદ રાખવા જેવું છે.

કઠોળ–વટાણા, વાલ, તુવેર, મઠ, મગ, મસુર–બહુ તેજી ખોરાક ગણાય છે. તેને પચાવતાં મુશ્કેલી આવે છે, કેમકે તેને સારૂ હોજરીમાં પુષ્કળ અગ્નિ જોઇએ. કઠોળ ખાનાર માણસને વખતોવખત વા સરે છે, તેનો અર્થ એજ થયો કે તેનાથી કઠોળની બરદાસ થઈ નથી. કઠોળને આપણે 'વાયડાં' ગણીએ છીએ એ પણ એવાજ કારણથી. કઠોળમાં એ ગુણ છે કે તે લાંબી મુદત સુધી આપણને નિભાવે છે. જે માણસને બહુ મજુરી કરવી પડતી હોય તે માણસ કઠોળની બરદાસ ઠીક કરી શકશે ને તેમાંથી કંઇક ફાયદો પણ મેળવે; પણ આપણે સાધારણ રીતે ઓછી મહેનત કરનારા છીએ તેનાથી કઠોળ બહુ ન ખાઇ શકાય. મજુર અને ગાદીએ બેસનારા બન્ને એકજ જાતનો કે એકજ વજનનો ખોરાક નજ ખાઇ શકે.

ડૉકટર હેગ કરીને પ્રખ્યાત લેખક ઇંગ્લાંડમાં છે, તેણે ઘણા પ્રયોગો કરીને બતાવી આપ્યું છે, કે કઠોળ બહુ ખરાબ વસ્તુ છે. કઠોળથી આપણા શરીરમાં એક પ્રકારનો એસીડ વિશેષ પેદા થાય છે, ને તેથી આપણને ઘણા રોગો થાય છે, ને તેથી આપણને ઘડપણ વહેલું આવે છે. આમ હોવાનાં તેણે ઘણાં કારણો આપ્યાં છે, તે અહીં આપવાની જરૂર નથી. મારો પોતાનો અનુભવ એમજ સૂચવે છે કે કઠોળ ખાવામાં નુકસાન છે; છતાં જેનાથી સ્વાદ નજ છોડાય તેણે એવી વસ્તુ વિચારીને ખાવા જેવી છે.

હવે આપણે વનસ્પતિમાંની કેટલી વસ્તુ તજવા જેવી છે તેનો વિચાર કરવો ઘટે છે. હિંદુસ્તાનમાં લગભગ દરેક જગ્યાએ મરચાં, ને તેને લગતો બીજો મસાલો, જેવાં કે ધાણા, જીરૂં, મરી વગેરે ખાવાનો બહુ ચાલ છે; આ ચાલ બીજા ભાગમાં એટલે દરજ્જે નથી. અહીંના સીદીઓને પણ જો આપણે મસાલાવાળો ખોરાક આપીએ તો તેઓ તે એકાએક નહિ ખાય; કેમકે તેમાં તેઓને બદસ્વાદ લાગે છે. ઘણા ગોરાઓ કે જેમને મસાલાની આદત નથી, તેઓ આપણો મસાલાદાર ખોરાક બિલકુલ નહિ ખાઇ શકે અને જો પરાણે ખાય તો તેમની હોજરી બગડે છે ને તેમના મોંમાં ફોલ્લા પડે છે. આ મેં પોતે કેટલાક ગોરાઓને વિષે અનુભવ્યું છે. આ ઉપરથી એટલું તો કહી શકાય કે મસાલો જાતે સ્વાદિષ્ટ છે એવું કંઇ નથી; પણ આપણે ઘણા કાળથી આદત પાડી છે, તેથી તેની ગંધ તથા તેનો સ્વાદ પસંદ કરીએ છીએ. પણ આપણે જાણ્યું છે કે સ્વાદનેજ સારૂ ખાવું એ તો આરોગ્યને નુકસાન કરનારૂં છે.

ત્યારે હવે મસાલો ખાવાનો હેતુ તપાસીએ. સૌ કોઈ કબૂલ કરશે કે મસાલો ખાવાનો હેતુ એ છે કે તેથી વધારે ખોરાક ખવાય ને વધારે પચે. મરચાં, ધાણા, જીરૂં વગેરેમાં પેટમાં અગ્નિ ઉત્પન્ન કરવાનો ગુણ છે, અને તેથી આપણને વધારે ભૂખ લાગતી જણાય છે. તેનો અર્થ એવો કરવો કે ખાધેલું બધું પચી ગયું ને તેનું ચોખ્ખું લોહી બન્યું, તો તે ભૂલભરેલો વિચાર ગણાશે. ઘણાં માણસો જે બહુ મસાલો ખાય છે તેઓની હોજરી છેવટે નાજુક થઇ જાય છે, ને કેટલાકને તો સંગ્રહણી પણ થાય છે. એક માણસને બહુ મરચાં ખાવાની આદત હતી; તે તેનાથી ન મૂકાયાં ને જુવાનીમાં છ માસ ખાટલો ભોગવી મરણ પામ્યો. આપણા ખોરાકમાંથી મસાલામાત્ર બાતલ કરવા એ બહુ જરૂરનું છે.

જે મસાલાને લાગુ પડે છે એજ ટીકા નીમકને લાગુ પડે છે. આ વાત કોઇને ગમશે નહિ, ઘણાને ભયંકર લાગશે, છતાં તે અનુભવસિદ્ધ છે. વિલા-

યતમાં એક મંડળ નીકળ્યું છે તેનો મત એવો છે કે નીમક એ ઘણા મસાલા કરતાં પણ ખરાબ વસ્તુ છે. આપણા ખોરાકમાં આપણને વનસ્પતિજનિત નીમક મળે છે; તેનીજ જરૂર છે ને તેટલું બસ છે, પણ દરિયાઈ મીઠું અથવા ખનીજ મીઠું એ તો વગર જરૂરનું છે, અને શરીરમાં જેવું જાય છે તેવુંજ પસીનાવાટે ને બીજી રીતે નીકળી જાય છે; એટલે કે તેનો કંઈ ખાસ ઉપયોગ શરીરમાં થતો જણાતો નથી. એક પુસ્તકમાં ત્યાંસુધી જણાવ્યું છે કે નીમક ખાવાથી લોહીમાં બિગાડ થાય છે, પણ જેણે ઘણાં વર્ષ સુધી નીમક ન લીધું હોય ને જેણે પોતાનું શરીર બીજી રીતે સ્વચ્છ રાખ્યું હોય તેનું લોહી એવું ચોખ્ખું થાય છે કે તેની ઉપર સર્પ વગેરેના દંશની અસર થતી નથી, કેમકે તેવા લોહીમાં એવા દંશોની અસરને દૂર કરવાનો ગુણ રહેલો હોય છે. આ વાત બરોબર છે કે નહિ એ આપણે જાણી નથી શકતા, પણ એટલું તો અનુભવપૂર્વક કહી શકું છું, કે ખાંસી, હરસ, દમ, રક્તપ્રવાહ વગેરે દરદોની ઉપર જો નીમક મૂકાય તો તેની તાત્કાલિક અસર થાય છે. એક હિંદીને ઘણા લાંબા સમયથી દમ ને ખાંસીનું દરદ હતું તે નીમક મૂકવાથી ને તેની સાથે જે બીજા ઇલાજો લેવાના હતા તે લેવાયાથી મટ્યું. નીમક નહિ ખાવાથી કોઇને પણ માઠી અસર થઈ એવું મેં અનુભવ્યું નથી. મને તો નીમક તજ્યાને બે વર્ષ ઉપરાંત થયા છતાં તેની માઠી અસર હું જોતો નથી, પણ કેટલાક ફાયદા અનુભવુંછું. પાણી ઓછું પીવું પડે છે, શરીરમાં સુસ્તી ઓછી રહે છે. મારે પોતાને નીમક મૂકવાનો પ્રસંગ પણ વિચિત્ર હતો, જેના દરદને સારૂ મેં નીમક છોડયું તેનું દરદ ત્યાર પછી હમેશાં કેદમાં રહ્યું છે. જો તે દરદી તદ્દન નીમક છોડી શકત તો દરદ નિર્મૂળ થાત એવો પણ મારો વિશ્વાસ છે.

નીમક છોડનારે ભાજીપાલો ને કઠોળ છોડવાં પડે છે એ ભારે પડતું લાગે છે એમ મેં ઘણા પ્રયોગોમાં જોયું; પણ લીલોતરી ને કઠોળ છોડયા વિના નજ ચાલે એવું છે. મને એમ ભાસ્યું છે કે લીલોતરી અને કઠોળ નીમક વિના પચાવવાં મુશ્કેલ પડે છે. આનો અર્થ એમ થતો નથી, કે નીમક પાચન વધારનારી વસ્તુ છે; પણ જેમ મરચું ખાધાથી પાચનશક્તિ વધતી નથી પણ માત્ર વધી એમ જણાય છે, અને છેવટે તેથી થતું નુકસાન જોવામાં આવે છે, તેમ નીમકનું છે. એટલે નીમક છોડનારે લીલોતરી ને કઠોળ અવશ્ય છોડવાં જોઇએ. આ પ્રયોગ સૌ પોતાની ઉપર કરીને તેની અસર અજમાવી શકે છે. જેમ અફીણ છોડનારને થોડા દિવસ મુસીબત જણાય છે, અને શરીર શિથિલ જણાય છે, તેમ નીમક મૂકનારને પણ જણાશે; તેથી હારવા જેવું નથી, ખંત રાખવાથી નીમક છોડનારને ફાયદોજ થશે.

દૂધ એ પણ તજવા યોગ્ય વસ્તુમાં ગણવાની આ લખનારે હિંમત કરી છે. તેનો આધાર એક તો તેનો પોતાનો અનુભવ છે. પણ તે અનુભવને બાજુએ રાખવાની જરૂર છે. દૂધના મહિમા વિષે આપણને એવો સખત વહેમ છે કે તેનો નાશ કરવો એ ફોગટ પ્રયત્ન કરવા જેવું છે. વાંચનાર આમાં બતાવેલા બધા વિચારો કબૂલ રાખશે એવું લખનાર ધારતો નથી, અને વિચારો જેને પસંદ પડશે તે બધા તેનો અમલ કરશે એવું પણ તે ધારતો નથી; તેનો હેતુ પોતાના વિચાર રજુ કરવાનો છે. તેમાંથી જેને જે યોગ્ય લાગશે તેને તે ગ્રહણ કરશે, એટલે દૂધ વિષે પણ લખવું એ અયોગ્ય નથી. ઘણા દાક્તરોએ જણાવ્યું છે કે દૂધ એ કાળજવર પેદા કરનારી વસ્તુ છે, તે વિષે ચોપાનીયાં નીકળ્યાં છે. દૂધમાં હવાઈ જંતુઓ તુરત પડે છે, દૂધમાં આરોગ્યને હાનિ કરનારા જંતુ તુરત પેદા થાય છે, દૂધને સાચવવા આપણને ભારે પ્રયત્ન કરવા પડે છે. દક્ષિણ આફ્રિકામાં દૂધખાનાંઓને લગતા કાયદાઓ છે. દૂધ કેમ જાળવવું, કેમ રાખવું, વાસણો કેમ સાફ રાખવાં એ વિષે ઘણી સૂચનાઓ છે. આ પ્રમાણે જે વસ્તુનું જતન કરવું પડે ને જો ન થાય તો તેમાંથી નુકસાન થાય તે વસ્તુ મૂકવી કે રાખવી, એ વિચારવા જેવું ગણાશે.

વળી ગાય કેવી છે, તે શું ખાય છે તેની ઉપર સારા કે નઠારા દૂધનો આધાર રહે છે. ક્ષયથી પીડાતી ગાયના દૂધથી પીનારને ક્ષય થવાના દાખલા તબીબો રજુ કરે છે. તદ્દન તંદુરસ્ત ગાય મળવી મુશ્કેલ છે, ને જો ગાય તંદુરસ્ત ન હોય તો તેનું દૂધ પણ રોગી હોય છે. રોગથી પીડાતી માતાનું દૂધ બાળકને આપવાથી તે રોગનું ભોગી થાય છે એ સૌ જાણે છે. વળી ધાવતા બાળકને દરદ થાય ત્યારે વૈદો દવા બાળકને નહિ આપતાં માતાને આપે છે કે જેથી તેના દૂધ વાટે તે દવાની અસર બાળક ઉપર થાય; અને જે હકીકત સ્ત્રીના દૂધને લાગુ પડે છે તેજ હકીકત ગાયના દૂધને લાગુ પડે છે. આમ દૂધ પીનાર એ દૂધ દેનારના ખોરાકની સાથે, ને તેની તંદુરસ્તી સાથે ગાઢો સંબંધ ધરાવે છે. આવી વિટંબના ને જોખમો જે દૂધ લેવામાં છે તે દૂધ તજવું એ અયોગ્ય નહિ ગણાય? તાકાદ આપવાનો જે ગુણ દૂધમાં છે તે ઘણી વસ્તુઓમાં છે. જેતુનનું તેલ દૂધની ગરજ ઘણે ભાગે સારે છે. મીઠી બદામને ગરમ પાણીમાં પલાળો, છાલ ઉખેડી તેનો મેદો કરી તેની સાથે પાણી ભેળવી તેને એકરસ કરવાથી દૂધના બધા સારા ગુણ તેમાં હોય છે; ને દૂધથી નીપજતાં જોખમ તેને વિષે નથી રહ્યાં. છેવટમાં કુદરતનો નિયમ તપાસીએ; વાછરડું થોડા માસ દૂધ ધાવી પછી મૂકી દે છે, ને દાંત આવે કે તુરત દાંતનો ઉપયોગ થાય એવી વસ્તુ ખાવા મંડી જાય છે; તેમજ મનુષ્ય જાતિને વિષે

હોવું જોઇએ. માત્ર બાળ અવસ્થામાં દૂધ પીવાને આપણે સરજાએલા છીએ. આપણને પણ દાંત આવે ત્યારે આપણે યાતો સક્કરજન વગેરે લીલા મેવા ને બદામ વગેરે સૂકા મેવા ચાવીએ અથવા રોટલી ચાવીએ. દૂધની ગુલામીમાંથી છુટનાર માણસ કેટલો પૈસો ને કાળ બચાવી શકે છે એ ઉપર વિચાર કરવાનું આ સ્થળ નથી, પણ સૌ પોતાની મેળે તે તપાસી શકશે. દૂધમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓની પણ જરૂર નથી. છાશની ખટાશ લીંબુમાંથી મળે છે. તેમાંનું બીજું સત્ત્વ બદામ વગેરેમાંથી મળે છે. ઘીના બદલામાં તો તે હજારો હિંદી ખાયછે.

હવે ત્રીજા દરજ્જાનો ખોરાક જરા તપાસીએ. તે વનસ્પતિ અને માંસ-મિશ્રિત છે. આવો ખોરાક ઘણા માણસો ખાય છે, ને તેમાંના ઘણા દર્દોથી પીડાય છે; ને ઘણા નીરોગ પણ જણાય છે. આપણે માંસ ખાવાને નથી સર-જાયા એતો આપણા શરીરના બધા અવયવો ને આપણો બાંધો પ્રત્યક્ષ બતાવી આપે છે. માંસના ખોરાકથી શરીર ઉપર થતી ગાઢી અસરનું વર્ણન દાક્તર કિંગ્ઝ ફોર્ડે, ને દાક્તર હેગે આબેહૂબ આપ્યું છે. જે એસીડ કઠોળ ખાવાથી પેદા થાય છે તેજ એસીડ માંસ ખાવાથી થાય છે, એમ તેણે સાબીત કરી આપ્યું છે. માંસ ખાવાથી દાંતને ઇજા પહોંચે છે, સંધિવા થાય છે, તે ખાવાથી માણસમાં ક્રોધ વધારે ઉત્પન્ન થાય છે, ને જેને ક્રોધ છે તે પણ રોગી છે. આપણી આરોગ્યની વ્યાખ્યા પ્રમાણે ક્રોધી માણસ નીરોગી ન ગણાય.

ચોથા ને છેલ્લા દરજ્જાનો ખોરાક ખાનારા એટલે માત્ર માંસભક્ષીનો વિચાર કરવાની જરૂર રહેતી નથી, તેઓની અધમ દશા એવી છે કે તેઓનો વિચાર કરતાં આપણે માંસ નજ ખાઇએ. તેઓ કોઇપણ પ્રકારે નીરોગી નથી. જરા ઉંચે ચઢે છે, કે જ્ઞાન મેળવે છે એટલે તુરત તેઓનું મન વનસ્પતિ આહાર તરફ દોડે છે.

આ બધાનો સાર એ આવ્યો કે કેવળ ફળાહારી થનાર થોડાજ નીક-ળશે. પણ સૂકાં ને લીલાં ફળ, ઘઉં તથા ઓલીવ ઑઇલનો અખતરો કરવા યોગ્ય છે ને તે ઉપર માણસ તંદુરસ્તી જાળવી શકે છે. ફળની અંદર કેળાં પ્રધાનપદ ભોગવનારાં છે. સિવાય ખજુર, આલુબુખાર, અંજીર એ બધાં તાકાદ આપનારાં છે. લીલી દ્રાક્ષ લોહી સુધારક છે. નારંગી, સંત્રાં, સક્કરજન એ બધાં કેળાંની સાથે મેળવી રોટલીની સાથે ખાઈ શકાય છે. રોટલીમાં ઓલીવ ઓઇલ નાખવાથી સ્વાદ બગડતો નથી. આવા ખોરાકમાં અડચણ ઓછી રહે છે, તેથી ખર્ચ ઓછું છે, ને મીઠાં મરચાંની, દૂધની કે સાકરની જરૂર પડતી નથી. છુટી સાકર એ તો તદ્દન નકામી વસ્તુ છે. બહુ ગળ્યું ખાનારાના દાંત

વહેલા પડી જાય છે, ને તેટલા ગળપણમાંથી કંઈ તેઓ ફાયદો મેળવતા નથી. ઘઉં, બદામ, મગફળી, અખરોટ, લીલો મેવો એ બધામાંથી અનેક વસ્તુઓ ખાવા યોગ્ય બનાવી શકાય છે.

ખોરાક કેટલો લેવો ને ક્યારે લેવો, એ હવે ખોરાકના સંબંધમાં વિચારવાનું રહ્યું; તે હવે પછીના પ્રકરણમાં વિચારીશું.

——(:०:)——

## કેટલું ને કેટલી વખત ખાવું ?

કયો ખોરાક સરસ છે એ આપણે વિચારી ગયા. કેટલું કે કેટલી વખત ખાવું એ વિચારવાની જરૂર છે, અને તે વિષયને માટે જૂદું પ્રકરણ રાખવું ઘટે છે. કંઈક અંશે કેટલું ખાવું એની સાથે સંબંધ રાખે છે. 'કંઈક અંશે' એમ કહેવાનો હેતુ એ છે કે જે વજન ખાવું જોઇએ તે વજન માણસ એકજ વખતમાં ખાઈ શકતો નથી, તેણે ખાવું ન જોઇએ; એટલે ઘણે ભાગે તો કેટલું ખાવું ને કેટલી વખત, એ પરસ્પર સંબંધ ધરાવતાં નથી.

કેટલું ખાવું એ વિષે ડૉકટરોના ઘણા મત છે. એક ડૉકટર કહે છે કે ખૂબ ખાવું ને જૂદી જૂદી જાતના ખોરાકના ગુણ પ્રમાણે ખાવાનાં વજન આપ્યાં છે. બીજો ડૉકટર કહે છે કે મજુરી કરનારે અને માનસિક કામ કરનારે જૂદા પ્રકારનો ને જૂદા વજનમાં ખોરાક લેવો જોઇએ. વળી ત્રીજો કહે છે કે મજુર ને જામ બન્નેને સરખો ખોરાક ખાવાનો છે—ગાદીપતિને ઓછો ચાલે ને મજુરને વધારેજ જોઇએ એવો નિયમ નથી. નબળા ને સબળાને જૂદાં વજન જોઇએ એતો સૌ કોઈ જાણે છે. મરદ અને સ્ત્રીના ખોરાકમાં તફાવત હોય છે. મોટા ને બાળકના, ઘરડા ને જુવાનના ખોરાકના વજનમાં તફાવત હોય છે. છેવટે એક લેખક તો એવું કહે છે કે જો આપણે ખોરાકને એટલો ચાવીએ કે તેનો તદ્દન રસ મોંઢામાં થઈ જઈ થુંકની પેઠે પોતાની મેળે ગળે ઉતરી જાય, તો આપણે માત્ર પાંચથી દશ રૂપીઆ ભાર ખોરાકથી ચલાવી શકીએ. આ માણસે પોતે હજારો અખતરા કર્યા છે. તેનાં પુસ્તકોની હજારો નકલ ખપી છે, અને તે બહુ વંચાય છે. આવી સ્થિતિમાં કેટલું ખાવું એ વજન આપીને જણાવવું તે ફોકટ છે.

પણ ઘણે ભાગે બધા દાક્તરો લખી ગયા છે, કે સેંકડે નવ્વાણું ટકા માણસ, જોઇએ તેના કરતાં વધારે ખોરાક ખાય છે. ડૉકટરો એમ ન લખી ગયા હોત તોપણ આપણે તે વાત સમજી શકીએ એવી સાધારણ છે. આમ હોઇને ઓછું ખાઇને કોઈ પોતાની તબીયત બગાડે એવી ધાસ્તી રાખી, ઓ-

છામાં ઓછું કેટલું ખાવું જોઇએ, એ કહેવાની જરૂર રહેતી નથી. ખરૂં જોતાં તો એમ કહેવાની જરૂર છે કે જ્યારે આપણા ખોરાકવિષે આપણે વિચાર કરતા થઇએ ત્યારે આપણે બધાએ ખોરાક ઘટાડવો જોઇએ.

ઉપર જણાવ્યા પ્રમાણે ખોરાકને ખૂબ ચાવવાની જરૂર છે. તેમ કરવાથી ઘણા ઓછા ખોરાકમાંથી વધારે ને વધારે સત્ત્વ આપણે ખેંચી શકીશું ને આપણને દરેક રીતે ફાયદો થશે. એવું બતાવવામાં આવ્યું છે કે જે માણસ યોગ્ય ખોરાક પચે એટલોજ ખાય છે તેનો દસ્ત થોડા, બાંધેલો, કાળાશ પડતો, ચીકણો, સૂકો ને દુર્ગંધથી તદન રહિત હોય છે. આવો આખો દસ્ત જેને ન આવે તેણે વધારે અને અયોગ્ય ખોરાક ખાધો છે, અને જે ખાધો છે તે બરોબર ચાવીને મોંમાંના થુંકની સાથે મળવા દીધો નથી. આ રીતે માણસ પોતાની દસ્ત વગેરેની હાજતો ઉપરથી કહી શકે છે કે તેણે વધારે કે ઓછું ખાધું છે. જેની જીભ સવારના બગડેલી છે, જે બેચેનીથી સૂવે છે, જેને રાત્રે સ્વપ્નાં આવે છે તેણે વધારે ખાધું છે. જેને રાતના પેસાબ કરવા ઉઠવું પડે તેણે પ્રવાહી પદાર્થ બહુ ખાધા–પીધા છે. આમ બારીક અવલોકન કરીને દરેક માણસ પોતપોતાના ખોરાકનું વજન કહાડી શકે છે. ઘણા માણસના શ્વાસમાં બદબો હોય છે; તેને તેનો ખોરાક અવશ્ય હજમ થયો નથી. કેટલીક વાર વધારે ખાનારને ગુમડાં થાય છે, તેને ખીલ ફૂટી નીકળે છે, નાકમાં સાલણુ થાય છે. આ બધા ઉપદ્રવોને આપણે ગણુકારતા નથી. કેટલાકને હેડકીજ આવ્યા કરે છે, કેટલાકને વા સરે છે. આ બધાનો અર્થ તો એટલોજ છે કે આપણું પેટ એ આપણું પાયખાનું બન્યું છે, ને આપણે આપણા પાયખાનાની પેટી સાથે રાખીને ફરીએ છીએ. જો આપણને અવકાશ મળે અને આપણે આ બાબત ઉપર ખૂબ વિચાર કરીએ તો આપણને આપણી ટેવો ઉપર તિરસ્કારજ છુટે. આપણે હરગીજ વધારે ન ખાઇએ અને જમણની તથા જમણવારોની વાત છોડી દઇએ, નાતમાં જમવાનું કે નાતને જમાડવાનું નીમ પાળીએ, આપણી પરોણાગત પણ જૂદાજ પ્રકારની થાય ને આપણે સુખી રહી પરોણાને સુખી કરીએ. જાફતનું તો નામજ ભૂલી જઇએ. આપણે દાતણ કરવાને કોઇને નોતરતા નથી, પાણી પીવાને નોતરતા નથી. જમવું એ પણ એક શરીરનો વહેવાર છે, તે ચલાવવામાં શા સારૂ આખો મુલક ડોળીએ છીએ? પરોણા આવ્યા એટલે તેની ને આપણી કમબખ્તી. જવાબ એ છે કે બહુ મહાવરાથી આપણે આપણાં મ્હોં બગાડયાં છે, તેથી કંઈ ને કંઈ ખાવાનાં બહાનાં શોધીએ છીએ. પરોણાને ખૂબ જમાડી તેને ત્યાં ખૂબ જમવાની આશા રાખીએ છીએ. વળી તેવો અવસર શોધીને આપણે વધારે પક્-

વાનો જમવાનો લાગ મેળવીએ છીએ. આપણે એ પ્રમાણે ખાઈ રહ્યા પછી એક કલાકે જો કોઈ શુદ્ધ શરીરવાળાને આપણું મોં સુંઘવાનું કહીએ ને તેનો વિચાર જાણીએ તો આપણને શરમાવું પડે. એવા પણ શોખી જવાનો પડયા છે કે જે સારૂં ખાવાને ખાતર ખાઇને તરત ફ્રુટસોલ્ટ પીએ અથવા ખાધેલાનું વમન કરી પાછા બીજાં પકવાનો ખાવા બેસે.

આવા—વત્તા કે ઓછા—આપણે બધા છીએ; તેથી આપણા મહાપુરુષોએ આપણને સારૂ અપવાસો, રોજા વગેરેનાં વ્રત ઠરાવ્યાં છે. રોમન કેથોલિક ખ્રિસ્તીમાં પણ ઘણા અપવાસો છે. માત્ર શરીર સુખાકારીને સારૂ માણસ દર પખવાડીએ અપવાસ કે એક ટાણું કરે તેમાં જરાએ ખોટું નથી. તેને ઘણોજ ફાયદો થાય. ચોમાસામાં ઘણા હિંદુઓ એક વખત જમવાનું વ્રત રાખે છે, તેમાં સુખાકારી સમાએલી હોય છે. જ્યારે હવામાં ઘણી ભિનાશ હોય, સૂર્ય દેખાતો ન હોય ત્યારે હોજરી ઓછું કામ કરે છે, તેથી માણસે ખોરાક પણ તે સમયે ઓછો ખાવો જોઇએ.

હવે કેટલીક વખત ખાવું એ વિચારીએ. હિંદુસ્તાનમાં તો અસંખ્ય માણસો બે ટંકજ ખાય છે. ત્રણ ટંક ખાનારો મજુર વર્ગ નીકળશે. ચાર ટંક ખાનાર તો અંગ્રેજી વાયરો વાયા પછીજ પેદા થયા જણાય છે. હાલમાં અમેરીકા તેમજ ઇંગ્લાંડમાં સભાઓ સ્થપાઈ છે તેનું કામ બધા માણસોને બે વખતથી વધારે ન ખાવાનો બોધ આપવાનું છે. આ સભાની એવી સલાહ છે કે આપણે સવારનો નાસ્તો નજ ખાવો જોઇએ. રાતના ઉંઘ લીધી હોય તે ખોરાકની ગરજ સારે છે. એટલે સવારના પહોરમાં આપણે ખાવાને સારૂ નહિ પણ કામ કરવાને સારૂ તૈયાર થયા હોઇએ છીએ. તેઓ એમ માને છે કે એક પહોર કામ કર્યા પછીજ આપણે ખાવાને તૈયાર થઇએ છીએ; એટલે આવા માણસો દિવસના બેજ વખત ખાય છે. વચમાં ચ્હા વગેરે પણ પીતા નથી. આ વિષય ઉપર ડયુઈ કરીને જાણીતો ડૉક્ટર છે તેણે પુસ્તક લખ્યું છે; તેમાં તે અપવાસના, નાસ્તો છોડવાના, ઓછું ખાવા વગેરેના ફાયદા ઘણી સરસ રીતે બતાવે છે. મારો પોતાનો અનુભવ તો આઠ વરસથી એ છે કે બે કરતાં વધારે વખત ખાવાની જરૂર યુવાવસ્થા ગયા પછી તો નથીજ. માણસનો બાંધો જયારે બંધાઈ રહે છે ને તેને વધવાનું બંધ થાય છે ત્યારે તેને વધારે વખત કે વધારે ખાવાની જરૂર નથી.

## કસરત.

માણસ જાતને જેટલી જરૂર હુવાની, પાણીની અને અનાજની છે તેટલીજ કસરતની છે. એટલું ખરૂં કે કસરત વિના માણસ ઘણા વર્ષ સુધી નભી શકે તેમ ખોરાક, હવા, પાણી ને અનાજ વિના ન નભી શકે; પણ કસરત વિના માણસ આરોગ્ય ન રહી શકે એ સર્વમાન્ય વાત છે. કસરત એટલે મોઈ દાંડીયા, ફૂટબોલ, ક્રિકેટ કે ફરવા જવું એજ નથી; કસરત એટલે શારીરિક ને માનસિક કામ. જેમ ખોરાક હાડકાં માંસને સારૂ તેમજ મનને સારૂ જોઇએ; તેમ કસરત શરીરને તેમજ મનને જોઇએ, શરીરને કસરત ન હોય તો શરીર માંદું રહેશે અને મનને નહિ હોય તો મન શિથિલ રહેશે. મૂઢપણું એ પણ એક પ્રકારને રોગજ ગણવો જોઇએ. મોટા પહેલવાન જે કુસ્તી કરવામાં ભારે હોય પણ જેનું મન ગમારના સરખું હોય તેને આપણે અરોગી એ શબ્દ લગાડીએ એ અજ્ઞાનની દશા છે. અંગ્રેજીમાં કહેવત છે કે તન્દુરસ્ત શરીરમાં તન્દુરસ્ત મન હોય તેજ માણસ આરોગ્યવાળો ગણાય.

આવી કસરતો કઈ? કુદરતે તો આપણે સારૂ એવી સરસ ગોઠવણી કરી છે કે આપણે હમેશાં કસરત કર્યાજ કરીએ, જરા શાંતિથી આપણે તપાસીશું તો આપણને માલૂમ પડશે કે દુનિયાનો ઘણોજ મોટો ભાગ ખેતી ઉપર નભે છે. ખેડુતનાં ઘરનાં બધાંને કસરત મળી રહે છે. તે દરરોજ આઠ દશ કે તેથી પણ વધારે કલાકસુધી ખેતરવગેરેમાં કામ કરે ત્યારેજ તેને ખાવા પહેરવાનું મળી શકે છે. તેને મનની જૂદી કસરત જોઈતી નથી. ખેડુત મૂઢ દશામાં કામ કરી શકતો નથી. તેને જમીનની માટીની પરીક્ષા જાણવી જોઇએ. ઋતુઓના ફેરફારની માહીતી રાખવી જોઇએ, યુક્તિસર હળ ફેરવતાં આવડવું જોઇએ, તારા, સૂર્ય, ચંદ્રની ગતિ સાધારણ રીતે જાણવી જોઇએ. ગમે તેવા અક્કલવાન શહેરવાસી જ્યારે ખેડુતના ઘરમાં જાય છે ત્યારે દીન બની રહે છે, ખેડુત કહી શકશે કે બીયાં કેમ વવાય. આસપાસની દરેક કેડીનું તેને જ્ઞાન છે, આસપાસના માણસોનું તેને ભાન છે, તારા વગેરેના દેખાવપરથી તે રાતના પણ દિશા પારખી શકે છે. પક્ષીઓના સાદ ઉપરથી, તેઓની ગતિ ઉપરથી તે કેટલુંક કળી શકે છે. જેમકે અમુક પક્ષી અમુક વખતે એકઠાં થાય કે કલોલ કરે તો તે કહેશે કે આ વરસાદની અથવા તો એવી બીજી નિશાની છે. આમ પોતાને જોઈતી ખગોળવિદ્યા, ભૂગોળવિદ્યા, ભૂસ્તરવિદ્યા, વગેરે શાસ્ત્રો ખેડુત સમજે છે. તેને પોતાનાં છોકરાંને પોષવાં પડે છે, તેથી માનવધર્મશાસ્ત્રનું પણ સાધારણ જ્ઞાન છે; અને પૃથ્વીના વિશાળ ભાગમાં રહે તો તે ઈશ્વરનું મહત્ત્વ સહેજે

સમજે છે. શરીરે તો મજબૂત છેજ. પોતાનું વૈદું પોતેજ કરી લે છે. અને માનસિક કેળવણી તેને છે એ આપણે જોઈ શકયા.

પણ બધા કંઈ ખેડુત થવાના નથી, વળી આ પ્રકરણો ખેડુતના ઉપકારને સારૂ લખાતાં નથી; જેઓ વેપારી અને એવા પ્રકારના ધંધાર્થી છે તેઓએ શું કરવું, એ સવાલ છે. આ સવાલનો જવાબ આપણને સમજપૂર્વક મળે તેવા હેતુથી ખેડુતની જિંદગીનું કંઈક વર્ણન આપ્યું છે. તેની રહેણી ઉપરથી આપણે જેઓ ખેડુત નથી તે આપણી રહેણી કંઈક ઘટાવી શકીએ અને એટલું સમજીએ કે જેટલે દરજ્જે આપણે ખેડુતને લગતી જિંદગી ભોગવતા નથી તેટલે દરજ્જે આપણે નીરોગી ઓછા રહેવાના. ખેડુતની જીંદગી ઉપરથી આપણે જોઇયે છીએ કે માણસે આઠ કલાક શારીરિક કાર્ય કરવું જોઇએ; ને તે એવું કે જેથી તે કરતાં કરતાંજ મનની શક્તિને કસરત મળે. હવે વેપારી વગેરેને કેટલીક કસરત મળી રહે છે. પણ તે એકમાર્ગી છે. તે કંઈ ખેડુતની જેમ ખગોળવેત્તા, ભૂગોળવેત્તા, ઇતિહાસ જાણનારો નથી. તેને ભાવતાલની ખબર પડે, સામાને કેમ યુક્તિસર માલ વેચવો એ ખબર પડે, પણ તેથી મનશક્તિ પુરી કસાતી નથી. તે ધંધામાં શરીરની હિલચાલ કંઈક થાય છે, તે ઘણી ઓછી ગણાય.

આવા માણસોને સારૂ પશ્ચિમના લોકોએ શોધ્યું છે કે તેઓએ ક્રિકેટ વગેરે રમતો રમવી; વર્ષમાં તહેવારો પાળી તેવે સમયે વળી વિશેષ રમતો રમવી; અને માનસિક કેળવણી સારૂ બહુ મગજમારી ન કરવી પડે તેવાં પુસ્તકો વાંચવાં. આ એક રસ્તો છે, તેને વિચારી લઇએ. આમ રમતમાં વખત ગાળતાં કસરત મળે છે એમાં શક નથી; પણ એ કસરતથી માણસનું મન સુધરતું નથી, એ આપણે અનેક દાખલામાં જોઈ શકીએ છીએ. ક્રિકેટ રમનારા અથવા ભારે ફૂટબોલ રમનારાની સંખ્યા જોતાં તેમાંથી પ્રમાણમાં કેટલા માણસો સારી મનશક્તિવાળા મળી આવશે ? હિંદુસ્તાનમાં જે રાજા ખૂબ રમતીઆળ છે તેની મનશક્તિવિષે આપણે શું જોયું છે ? વળી જેઓ ભારે મનશક્તિવાળા છે તેઓમાંથી કેટલા રમતીઆળ છે ? આપણે અનુભવે જોઇયે છીએ કે મનશક્તિવાળા ઘણાજ ઓછા રમતીઆળ જોવામાં આવશે. વિલાયતના ગોરાઓ હાલ રમત ઉપર ખૂબ ઉતર્યા છે, તેઓને તેઓનાજ મહાકવિ કિપલીંગે અક્કલના શત્રુ છે, એવા વર્ણવ્યા છે; અને કહ્યું છે કે તેઓ ઇંગ્લાંડના વેરી બનશે. હિંદુસ્તાનમાં આપણા મનશક્તિવાળા ગૃહસ્થોએ જૂદો રસ્તો પકડયો જોવામાં આવે છે—તેઓ મનને કસરત આપે છે, અને પ્રમાણમાં શરીરને ઘણી ઓછી અથવા મુદ્દલ આપતા નથી. આવાને આપણે ખોઈ બેસીએ છીએ. તેઓનાં

શરીર એકલી મગજમારીથી ક્ષીણ થઈ જાય છે, કંઈ ને કંઈ રોગ તેઓનાં શરીરમાં ઘર કરે છે, અને જ્યારે તેઓનો અનુભવ દેશને ખૂબ કામ લાગે એવો હોય તેવે સમયે તેઓ દેહત્યાગ કરે છે. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે એકલી મનકસરત કે એકલી શરીરકસરત બસ નથી; તેમજ જે કસરત ઉપયોગી નથી એટલે રમતમાં મળે છે તે કસરત બરાબર ગણાય નહિ; પરન્તુ જે કસરતમાં મન અને શરીર બન્ને એકી વખતે ને આખો વખત કેળવાય એજ ખરી કસરત છે, ને એવો માણસ તન્દુરસ્ત રહી શકે. આવો માણસ તો ખેડુતજ છે.

ત્યારે હવે ખેડુત નથી તેણે શું કરવું ? ક્રિકેટ વગેરે રમતોથી મળતી કસરત એ બરોબર નથી, એટલે આપણે એવી કસરત શોધવી જોઇએ કે જેથી ખેડુતના જેવો કંઇક અર્થ સરે. વેપારી અને બીજા બધા પોતાના ઘરની આસપાસ વાડી બનાવી શકે છે, ને તેમાં ખોદવાનું કામ બે કે ચાર કલાક હમેશાં કરી શકે છે. ફેરીવાળા વગેરેને તો પોતાના ધંધામાંજ કસરત મળી રહે છે. આપણે પારકા ઘરમાં રહેતા હોઇએ તો તેની જમીનમાં કેમ કામ કરી શકીએ એ સવાલ ન ઉઠવો જોઇએ, કેમકે એ હલકા મનની નિશાની છે. ગમે તેની જમીનમાં આપણે ખોદવા વાવવાનું કામ કરી શકીશું તેથી આપણને ફાયદોજ છે. આપણાં ઘર સુધરશે ને આપણે બીજાની જમીન ઠીક રાખ્યાનો સંતોષ ભોગવી શકીશું. જેઓને જમીનની કસરત ન મળી શકે અથવા જેઓને તે કોઇપણ રીતે પસંદ આવે તેમ નથી તેવાઓને સારૂ બે શબ્દની જરૂર છે; જમીનમાં કામ કરવા સિવાય સર્વોત્તમ કસરત ચાલવાની છે. એ કસરતોની રાજા કહેવાય છે ને એ વાત વાસ્તવિક છે. આપણા ફકીરો અને સાધુઓ બહુ તન્દુરસ્ત રહે છે તેનાં કારણોમાં એક એ પણ છે કે તેઓ ગાડી, ઘોડા વગેરે વાહનોનો ઉપયોગ કરતા નથી. તેઓ પોતાની બધી મુસાફરી પગે કરે છે. થોરો કરીને મહાન અમેરીકન થઈ ગયો તેણે ચાલવાની કસરતવિષે બહુ વિચારવાલાયક પુસ્તક લખ્યું છે. તેણે એમ જણાવ્યું છે કે પોતાને વખત ન મળે એવા બહાનાથી જે માણસ ઘર બહાર નીકળતો નથી, હાલતો–ચાલતો નથી ને લખવા વગેરેનાં કામો કરે છે, તે માણસનાં લખાણો વગેરે પણ જેવો તે માંદો તેવાં માંદાં હોય છે. પોતાના અનુભવ વિષે તે જણાવે છે કે તેણે સરસમાં સરસ પુસ્તકો લખ્યાં ત્યારે તે હમેશાં વધારેમાં વધારે ચાલતો. હમેશાં ચાર પાંચ કલાક ચાલવું એ તેના મનમાં કંઈજ ન હતું આપણને ખરેખરી ભૂખ લાગી હોય ત્યારે જેમ આપણે કામ નથી કરી શકતા; તેમજ કસરતને વિષે હોવું જોઇએ. આપણા માનસિક કામનું માપ લેતાં આપણને આવડતું નથી તેથી

આપણે જોઈ શકતા નથી કે શારીરિક કસરત વિના કરેલાં માનસિક કાર્યો નીરસ ને નમાલાં હોય છે. ચાલવાથી લોહીનો ફેરાવો ઝપાટાબંધ દરેક ભાગમાં થાય છે, તેથી દરેક અંગની હીલચાલ થાય છે, અને બધાં અંગ કસાય છે. ચાલવામાં હાથ વગેરેની હીલચાલ થાય છે એ યાદ રાખવું જોઇએ. ચાલવાથી શુદ્ધ હવા આપણુને મળે છે. વળી બહારના ભવ્ય દેખાવો આપણે જોઇયે છીએ. ચાલવું તે હમેશાં એકજ જગ્યાએ અથવા ગલીઓમાં હોવું જોઇએ નહિ, પણ ખેતરોમાં ને ઝાડીઓમાં ફરવું જોઇએ, તેથી કુદરતની શોભાની કિંમત કંઈક કરી શકાય છે. એક બે માઇલ ચાલવું તે ચાલવું ગણવાનું નથી, પણ દશ બાર માઈલ ચાલવું એજ ચાલવું ગણાય. આવું હમેશાં જેનાથી ન બને તે દર રવિવારે ખૂબ ચાલી શકે છે. એક દરદી એક અનુભવી વૈદને ત્યાં ગોળી લેવા ગયો, તેને દરદ અજીર્ણનું હતું. વૈદે તેને હમેશાં થોડું ચાલવાની સલાહ આપી. દરદી બોલ્યો કે તેનામાં જરાએ તાકાદ નથી. વૈદ સમજ્યો કે દરદી બીકણુ હતો, તે તેને પોતાની ગાડીમાં લઈ ગયો. રસ્તામાં ચાબુક જાણી જોઇને પાડી નાખ્યો. વિવેકને ખાતર દરદીને ચાબુક લેવા ઉતરવું પડયું. વૈદે પોતાની ગાડી હાંકી મૂકી. બિચારા દરદીને હાંફતા હાંફતા પાછળ જવું પડયું. તેને ખબ ચલાવ્યા પછી ગાડી પાછી વાળી દરદીને ગાડીમાં લીધો; ને તેને કહ્યું કે તને ચલાવવો એજ તારી દવા હતી, તેથી વૈદને ઘાતકી દેખાવાને જોખમે પણ દરદીને ચલાવવો પડયો. દરદીને પણ કકડાવીને ભૂખ લાગી હતી તેથી ચાબુકની વાત ભૂલી ગયો. તેણે વૈદનો ઉપકાર માન્યો ને ઘેર જઇને સંતોષપૂર્વક ખાધું. જેઓને ચાલવાની ટેવ નથી ને જેઓને બદહજમી ને તેથી ઉત્પન્ન થતાં દરદો થાય છે તેઓએ ચાલવાનો અખતરો કરી જોવો.

## પોષાક.

ખોરાક ઉપર આરોગ્યનો આધાર રહે છે તેમ પોષાક ઉપર પણ કંઈ દરજ્જે રહે છે. ગોરી ઓરતો પોતે માનેલી શોભાને ખાતર એવો પોષાક પહેરે છે કે તેથી તેમની કેડ અને પગ સાંકડાં રહે. આથી અનેક પ્રકારનાં દરદનાં ભોગી તેઓ થાય છે. ચીનમાં ઓરતોના પગ એટલા નાજુક રાખે છે કે આપણાં બચ્ચાંના પગ પણ તેથી મોટા હોય છે. આથી ચીનની ઓરતોના આરોગ્યને ઘણો ધક્કો પહોંચે છે. આ બે દાખલા ઉપરથી વાંચનાર તુરત સમજી શકશે કે પોષાકની પસંદગી ઉપર આરોગ્યનો આધાર કંઈક ભાગે પણ રહે છે ખરો.

સારામાં શારાં ચિત્રો તો નગ્નદશાનાંજ જેવામાં આવે છે પોષાક પહેરી શરીરનાં સાધારણ અંગો ઢાંકવામાં આપણે કેમ જાણે કુદરતનો દોષ બતાવતા હોઇએ નહિ ? જેમ આપણી પાસે વધારે પૈસા હોય તેમ આપણે વધારે ટાપટીપ કરતા જઇએ છીએ. કોઈ કંઈ રીતે ને કોઈ કંઈ રીતે રૂપ કહાડવા ઇચ્છે છે, ને પછી પોતાનું મ્હોં અરીસામાં જોઈ મલકાય છે કે વાહ ! હું કેવો રૂપાળો ? આપણાં બધાંની દૃષ્ટિ જો ઘણા મહાવરાથી બગડી ન હોય તો આપણે તુરત જોઈ શકીશું કે માણસનું સારામાં સારૂં રૂપ તો તેની નગ્નદશામાં રહેલું છે, અને તેનું આરોગ્ય પણ તેમાં છે. એક પહેરણ પહેર્યું કે તેટલે દરજ્જે રૂપનો ભંગ કર્યો. કેમ જાણે આટલું બસ ન હોય તેથી મરદ અને સ્ત્રી બન્ને જવાહીર પહેરે છે. કઈ મરદો પગે બેડી પહેરે છે, કાનમાં વાળી લટકાવેછે, ને હાથે વીંટી રાખે છે. **આ બધાં ગંદકીનાં ઘર છે, ને શોભા તો તેમાં શી રહેલી છે એ સમજવું સહેલું નથી.** ઓરતોએ હદવાળી છે. પગે ન ઉપડે તેવાં કલ્લાં કે ઝાંઝર, કાનમાં પુષ્કળ વાળીઓ, નાકે વળી કુલડાં, હાથે પણ જેટલા દાગીના હોય તેટલા ઓછા. આ પહેરી શરીરે પુષ્કળ મેલ ચઢાવીએ છીએ. કાનમાં ને નાકમાં તો મેલની સીમા રહેતી નથી. આ મેલી દશાને આપણે શણગાર માની પૈસાના ખર્ચમાં તણાતા જઇએ છીએ ! ચોરોના ભયથી જીવને જોખમમાં નાખતાં ડરતાં નથી. ખરૂં કહ્યું છે કે અભિમાનથી પેદા થએલી મૂર્ખતાને આપણે દુઃખો વેઠી જે કિંમત ભરીએ છીએ તે અઢળક છે. કાનમાં ગુમડાં થવા છતાં બૈરીઓએ પોતાના કાનની વાળી કહાડવા દીધી નથી. હાથે ગુમડું થાય, હાથ પાકે પણ બંગડી ન કઢાય. આંગળી પાકે પણ હીરાની વીંટી મરદ કે ઓરત કાઢે તો તેના રૂપમાં ખામી આવે ! આવા દાખલા તો ઘણાઓએ નજરે જોયા હોવા જોઇએ.

પોષાક વિષે બહુ સુધારા કરવા મુશ્કેલ છે, છતાં ઘરેણાંને રજા આપી શકીએ તેમ છીએ. જરૂર જણાતાં સીવાયનાં કપડાં પણ જતાં કરી શકીએ તેમ છીએ. રીત રિવાજને અનુસરવા ખાતર કેટલાંક કપડાં રાખી બીજાને રજા આપી શકીએ તેમ છીએ. જેનું મન, પોષાક એ માણસનું આભૂષણ છે, એ વહેમમાંથી છુટું થયું છે, એ માણસ ઘણો સુધારો કરી પોતાનું આરોગ્ય સાચવી શકે છે.

હાલ વળી એવો વાયરો વાયો છે કે યૂરોપનો પોષાક આપણે પહેરવો એ સરસ છે, ને એથી આપણો રૂવાબ પડે, તથા આપણને લોકો માન આપે. આ બધું વિચારવાનો આ અવસર નથી. અહીં તો એટલુંજ કહેવું જરૂરનું છે

કે યૂરોપનો પોષાક યૂરોપના ઠંડા ભાગોમાં ભલે યોગ્ય હોય; પણ હિંદુસ્તાનનો પોષાક–બન્ને હિંદુ અને મુસલમાનો–હિંદુસ્તાનને સારૂ બંધબેસતો છે. આપણાં લુગડાં છુટાં હોવાથી હવા આવ-જાવ કરી શકે છે. સફેદ હોવાથી સૂર્યનાં કિરણો વિખરાઇ જાય છે. કાળા રંગના કપડામાં સૂર્ય હમેશાં વધારે ગરમ લાગશે, કેમકે તેને લાગવાથી કિરણો વિખરાઈ જતા નથી.

આપણે માથું તો હંમેશાં ઢાંકીએ છીએ, બહાર નીકળતી વેળાએ તો જરૂર ઢાંકવાના, પાઘડી એ આપણી ઓળખ થઇ પડી છે; છતાં જ્યાં પ્રસંગ આવે ત્યાં માથું ખુલ્લું રાખવાથી ફાયદોજ છે. વાળ વધારવા ને પટીયાં પાડવાં એ તો જંગલીપણુંજ જણાય છે. વધારેલા વાળમાં ધૂળ, મેલ ને લીખો વાસ કરે છે. માથામાં ગુમડાં થાય તો તેની માવજત કરવી એ પણ મુશ્કેલ પડે છે. પાઘડી પહેરનારને માથાના વાળ સાહેબ લોકની જેમ વધારવા એતો અણસમજ ગણાય.

પગને વાટે આપણે બહુ દરદના પંજામાં આવી પડીએ છીએ. બૂટ વગેરે પહેરનારના પગ સુંવાળા થઈ જાય છે. તેમાં પસીનો છુટે છે ને તે બદબો મારે છે. જે માણસને વાસની પરીક્ષા છે તેનાથી બૂટ પહેરનાર માણસ બૂટ ને મોજાં કહાડે ત્યારે તેની પડખે ઉભી શકાતું નથી, એટલી વાસ તેના પગમાંથી છુટે છે. આપણે તો જોડાને કાંટારખાં કે પગરખાં કહીએ છીએ, એટલે કાંટામાં ચાલવું હોય, બહુ તડકામાં કે ટાઢમાં રખડવું હોય ત્યારેજ આપણને જોડા પહેરવાની જરૂર છે, અને તે પણ આખા પગને ઢાંકે તેમ નહિ પણ માત્ર તળીયાંને ઢાંકે; એટલે જરૂર જણાય ત્યારે માત્ર સેંડલ પહેરવાં જોઇએ. જેને માથું દુખવાનું દરદ હોય, જેને શરીરની નબળાઈ હોય, જેને પગનો દુખાવો હોય ને જેને જોડા પહેરવાની આદત હોય, તેણે જોડા પહેર્યા વિના ચાલવાનો અખતરો કરી જોવો; એટલે તેને તુરત માલમ પડશે કે પગ ખુલ્લા રાખી, તેને જમીનનો સ્પર્શ થવા દઇ, તેને પસીના રહિત રાખી આપણે કેટલો ફાયદો તુરત ઉઠાવી શકીએ છીએ. સેંડલ એ બહુ સરસ જોડાની જાત છે, ને પ્રમાણમાં સસ્તી જાત છે. આફ્રિકામાં પાઇનટાઉન આગળ ટ્રાપીસ્ટ લોકો જેને જોઇએ તેને સારૂ બનાવે છે, ને ફિનિકસમાં પણ સેંડલ બની શકે છે. સાધારણ વર્ગ એકલા સેંડલથી ચલાવી લે તેટલી તેની હિંમત નહિ ચાલે. તેવા માણસે પણ જ્યારે જ્યારે પગને છુટા રાખી શકાય ત્યારે તો રાખવાજ, ને જ્યારે બૂટ વિના ચલાવાય ને કંઇક પણ તળીયાંને સારૂ જોઇએ ત્યારે સેંડલનો ઉપયોગ કરવો.

## ગુહ્ય પ્રકરણ.

જેણે આરોગ્યનાં પ્રકરણો ધ્યાનપૂર્વક વાંચ્યાં છે તેને મારી વિનતિ છે કે આ પ્રકરણ વિશેષ ધ્યાનથી વાંચવું, ને તે ઉપર ખૂબ વિચાર કરવો. બીજાં પ્રકરણો હજુ આવશે અને તે ઉપયોગી થઇ પડશે, એમ હું માનું છું; પણ આ વિષય ઉપર બીજું એકે પ્રકરણ આના જેવું અગત્યનું નહિ હોય. મેં અગાઉ સૂચવ્યું છે કે આ પ્રકરણોમાં એવી એક પણ બાબત મેં લખી નથી કે જેને વિષે મને જાતિ અનુભવ થયો નથી, અથવા જે હું પોતે દૃઢતાપૂર્વક ન માનતો હોઉં.

આરોગ્યની ઘણી ચાવીઓ છે, અને તે બધી ચાવીઓની જરૂર છે, પણ તેની મુખ્ય ચાવી બ્રહ્મચર્ય છે. સારી હવા, સારો ખોરાક, સારૂં પાણી વગેરેથી આપણે આરોગ્ય મેળવી શકીએ, પણ જેટલો પૈસો કમાઇએ તેટલો ઉડાવીએ તો કંઇ બચતું નથી, તેમજ જેટલું આરોગ્ય મેળવીએ તેટલું ઉડાવીએ તો પાસે પુંજી શી રહેવાની છે ? માટે સ્ત્રી અને પુરુષ બન્નેને આરોગ્યરૂપી ધન સાચવવાને સારૂ બ્રહ્મચર્યની સંપૂર્ણ જરૂર છે; એમાં કોઇએ શક લાવવાનો નથી. જેણે પોતાનું વીર્ય સાચવ્યું છે તેજ વીર્યવાન–બળવાન કહેવાય ને ગણાય.

બ્રહ્મચર્ય તે શું ? એ સવાલ થશે. પુરૂષે સ્ત્રીનો ભોગ ન કરવો ને સ્ત્રીએ પુરુષનો ભોગ ન કરવો, એ બ્રહ્મચર્ય છે. ‘ ભોગ ન કરવો ’ એટલે એકબીજાનો વિષયની ઇચ્છાએ સ્પર્શ ન કરવો એટલુંજ નહિ, પણ એ બાબત વિચાર પણ નહિ લાવવો–એ બાબતનું સ્વપ્નું પણ ન હોવું જોઇએ. પુરુષે સ્ત્રીને જોઇને ઘેલા ન થવું અને સ્ત્રીએ પુરૂષને જોઇને ઘેલા ન થવું. જે ગુહ્યશક્તિ આપણને કુદરતે આપી છે તેને દબાવી, આપણા શરીરમાંજ સંગ્રહ કરી, તેનો ઉપયોગ આપણું આરોગ્ય વધારવામાં કરવો; અને તે આરોગ્ય એકલા શરીરનું નહિ પણ મનનું, બુદ્ધિનું અને યાદશક્તિનું છે.

હવે જરા આસપાસ કૌતુક બને છે તે જોઇયે. નાનેથી મોટાં બધાં માણસો તેમજ સ્ત્રીઓ, ઘણે ભાગે આ મોહમાં ડુબેલાં પડયાં છીએ. આપણે એવે સમયે ગાંડાતુર બની જઇએ છીએ. આપણી બુદ્ધિ ઠેકાણે રહેતી નથી, આપણી આંખને પડદા આવી જાય છે, આપણે કામાન્ધ બનીએ છીએ. કામમાં આવી ગયેલા પુરુષોને, સ્ત્રીઓને ને છોકરા–છોકરીઓને મેં તદન બાવરા જેવાં જોયાં છે. મારો પોતાનો અનુભવ તેથી જૂદો નથી. જ્યારે જ્યારે તે દશામાં હું આવેલો છું ત્યારે ત્યારે મારૂં ભાન હું ભૂલી ગયો છું. એ વસ્તુજ એવી છે. આમ એક રતિભાર રતિ ( સુખ ) ને સારૂ આપણે એક મણથી વિશેષ બળ

એક પળમાં ગુમાવી બેસીએ છીએ. જ્યારે આપણો મદ ઉતરે છે ત્યારે આપણે રંક હાલતમાં રહીએ છીએ. બીજે દહાડે સવારમાં આપણું શરીર ભારે રહેછે, આપણને ખરૂં ચેન રહેતું નથી, આપણી કાયા મંદ થઈ ગઇ હોય છે, આપણું મન ઠેકાણા વગરનું હોય છે; તે બધું ઠેકાણે લાવવા–રાખવા, આપણે દૂધના કાઢા પીએ છીએ, ગજવેલ ફાકીએ છીએ, ચાકુતિઓ લઈએ છીએ, વૈદ્યોની પાસે જઇને પુષ્ટિકારક દવા માગીએ છીએ; કયા ખોરાકથી આપણો કામ વધે એ આપણે શોધ્યા કરીએ છીએ. આમ દિવસો જાય છે, ને જેમ જેમ વર્ષ જાય છે તેમ તેમ અંગે, અક્કલે હીણા થઇએ છીએ અને ઘડપણમાં આપણી બુદ્ધિ ગએલી જોવામાં આવે છે.

ખરૂં જોતાં એમ ન થવું જોઇએ–ઘડપણમાં બુદ્ધિ મંદ થવાને બદલે તેજ થવી જોઇએ, આ દેહે મેળવેલો અનુભવ આપણને તથા બીજાને ઉપયોગી થઈ શકે એવી આપણી સ્થિતિ રહેવી જોઈએ; અને જેઓ બ્રહ્મચર્ય પાળે તેની તેવી સ્થિતિ રહે છે. તેને મરણનો ભય નથી અને મરણ સમયે પણ તે ઇશ્વરને ભૂલતો નથી, તે ખોટાં વલખાં મારતો નથી, ને ચાળા કરતો નથી. તે હસમુખે ચહેરે આ દેહને છોડી માલેકને પોતાનો હિસાબ આપવા જાય છે. આજ પુરુષ–આમ મરે તેજ સ્ત્રી. તેઓએજ ખરૂં આરોગ્ય જાળવ્યું એમ ગણાય.

આપણે સાધારણ રીતે વિચાર કરતા નથી કે આ જગતમાં મોજ–મજા, અદેખાઇ, મોટાઈ, આડંબર, ગુસ્સો, અધીરાઇ, ઝેર વગેરેનું મૂળ આપણે બ્રહ્મચર્યનો ભંગ કરી બેઠીએ તેછે. આપણું મન આપણે હાથ ન રહે, ને દરરોજ એક કે વધારે વખત એક બાળક કરતાં પણ બેદરનીજઇએ, તો પછી જાણ્યે અજાણ્યે કયા ગુન્હા નહિ કરીએ–કયું ઘોર કર્મ કરતાં અટકીશું ?

પણ આવું બ્રહ્મચર્ય પાળનારાને કોણ જુએ છે ? એવું બ્રહ્મચર્ય જો બધા પાળે તો દુનિયાનું સત્યાનાશ વળે. આમાં ધર્મચર્ચા આવી જવાનો સંભવ છે, એટલે તેટલો ભાગ છોડી માત્ર દુન્યવી વિચારજ કરીશું. મારા વિચાર પ્રમાણે આ બન્ને સવાલનું મૂળ આપણી બીક અને કાયરતા છે. આપણે બ્રહ્મચર્ય પાળવા માગતા નથી એટલે તેમાંથી નીકળી જવાનું બહાનું શોધીએ છીએ. બ્રહ્મચર્ય પાળનારા આ દુનિયામાં ઘણાએ પડયા છે, પણ તેને શોધતાં તુરતજ મળતા હોય તો તેનું મૂલ્ય પણ શું હોય ? હીરાને મેળવતાં પૃથ્વીના આંતરડામાં હજારો મજુરોને ગોંધાઈ રહેવું પડે છે, અને ત્યાર પછી પણ પર્વત જેટલી કાંકરીઓમાંથી એક મૂઠી જેટલા હીરા હાથ આવે છે; ત્યારે બ્રહ્મચર્ય પાળનારા હીરાને શોધવાને સારૂ કેટલો પ્રયત્ન કરવો જોઇએ, તે સૌએ ત્રિરાશી બાંધીને જવાબ શોધી કહાડવો. બ્રહ્મચર્ય પાળતાં પૃથ્વીનું નિકંદન વળી જાય

તેની સાથે આપણુને સંબંધજ કયાં છે ? આપણે કંઈ ઇશ્વર નથી–જેણે પૃથ્વી બનાવી છે* તે પોતાનું સંભાળી લેશે. બીજાઓ પાળે કે નહિ એ સવાલ આપણુને કરવાનોજ ન હોય. આપણે વેપાર, વકીલાત વગેરે ધંધામાં પડતાં વિચારતા નથી કે બધા વકીલ કે વેપારી થાય તો શું થાય ? છેવટમાં જે બ્રહ્મચર્ય પાળશે તે પુરુષ અથવા સ્ત્રીને કાળે કરીને બન્ને સવાલોનો જવાબ મળી આવશે, એટલે કે તેના જેવા બીજા તેને મળી રહેશે; અને બધા બ્રહ્મચર્ય પાળે તો પૃથ્વીનું શું થાય તે પણ તે ધોળા દિવસ જેવું જોઈ શકશે.

ઉપરના વિચારો જંજાળી માણુસો કેમ અમલમાં મૂકી શકે ? પરણેલા શું કરે ? જેને છોકરાં છે તે શું કરે ? જેનાથી કામને વશ નજ રાખી શકાય તે શું કરે ? આપણે સરસમાં સરસ શું છે તે જોયું. તે નમુનો આપણી પાસે રાખીએ તો પછી તેની તેવીજ કે ઉતરતી નકલ કરી શકીએ. બાળક પાસે અક્ષર લખાવીએ ત્યારે સારામાં સારા અક્ષરનો નમુનો તેની પાસે મૂકીશું તો બાળક તે ઉપરથી પોતાની શક્તિ પ્રમાણે પૂરી કે અધુરી નકલ કરશે; તેમજ આપણે અખંડ બ્રહ્મચર્યનો નમુનો આપણી સામે રાખી તેની નકલ કરવા મથી શકીએ તેમ છીએ. પરણ્યા એટલે શું ? કુદરતી કાયદો તો એ છે કે જયારે સ્ત્રી–પુરુષને પ્રજાની ઇચ્છા થાય ત્યારેજ તેઓ બ્રહ્મચર્યને તોડે. આમ વિચારપૂર્વક કોઈ જોડું વર્ષે કે ચાર પાંચ વર્ષે એક વેળા બ્રહ્મચર્ય તોડે તે તદ્દન ગાંડા નહિ બને, અને તેઓની પાસે વીર્યરૂપી પુંજી ઠીક એકઠી રહી શકશે. ભાગ્યેજ એવાં સ્ત્રી–પુરુષ આપણા જોવામાં આવશે કે જેઓ માત્ર પ્રજાની ઉત્પત્તિને ખાતરજ કામભોગ કરતાં હોય; બાકી હજારો માણુસો તો કામભોગ માગે છે, ઇચ્છે છે ને કરે છે. તેનું પરિણામ એ આવે છે કે તેઓની ઇચ્છા વિરૂદ્ધ પ્રજા ઉત્પન્ન થાય છે. આ વિષયભોગ ભોગવતાં આપણે એટલા આંધળાભીંત બની જઇએ છીએ કે સામેનાનો વિચારજ કરતા નથી. આમાં સ્ત્રીકરતાં પુરુષ વધારે ગુન્હેગાર છે. પોતાના ગાંડપણુમાં સ્ત્રીની નબળાઇનો અને પ્રજાનો ભાર ઉપાડવાની–તેને ઉછેરવાની તેનામાં તાકાદ છે કે નહિ તેનો તેને ખ્યાલ પણ રહેતો નથી. પશ્ચિમના લોકોએ તો આ બાબતમાં હદજ ઓળંગી છે. તેઓ પોતાના ભોગ ભોગવવાને ખાતર ને પ્રજા ઉત્પન્ન થાય તેનો બોજો દૂર રાખવા ખાતર અનેક ઉપચારો વાપરે છે. તે ઉપચારો ઉપર પુસ્તકો લખાયાં છે, અને વિષય ભોગવવા છતાં પ્રજા ઉત્પન્ન ન થાય એવું બતાવનારા ધંધાર્થીઓ પડયા છે ! આપણે આવા પાપમાંથી હજુ તો મુક્ત છીએ; પણ આપણી સ્ત્રીઓ ઉપર બોજો લાદતાં આપણે ઘડીભર વિચાર કરતા નથી, ને આપણી પ્રજા નબળી, વીર્યહીન, બાયલી અને બુદ્ધિહીન થાય તેની

* લેખક ઈશ્વરને પૃથ્વીનો કર્તા માને છે એમ જણાય છે.

દરકાર પણ રાખતા નથી. જ્યારે જ્યારે પ્રજા ઉત્પન્ન થાય ત્યારે આપણે ઈશ્વરનો પાડ માનીએ છીએ, એ આપણી કંગાલ દશા ઢાંકવાનો એક રસ્તો છે. **નબળી, પાંગળી, વિષયી, નમાલી પ્રજા આપણને થાય એને આપણે ઇશ્વરી કોપ કેમ ન માનીએ ? બાર વર્ષના બાળકને પ્રજા થાય એમાં આપણને શું સુખ માનવાનું હોય ? તેમાં ઉત્સવ શો ઉજવવો હોય ? બાર વર્ષની બાળા માતા થાય એને મહા કોપ કેમ ન માનવો ?** તુરત વાવેલા ઝાડમાં ફળ થાય તો તે નબળું હોય છે એમ આપણે જાણીએ છીએ, તે ઝાડને ફળ ન બાઝે એવા આપણે ઈલાજ લઇએ છીએ; છતાં બાળકોને બાળક વરથી પ્રજા ઉત્પન્ન થાય ને આપણે ઉજાણી કરીએ એ તો ભીંત ભૂલવા જેવું થયું. હિંદુસ્તાનમાં કે દુનિયામાં નમાલા માણસો કીડીની પેઠે ઉભરાય તેથી હિંદુસ્તાનનો કે દુનિયાનો શો ઉદ્ધાર થઈ શકે ? પશુ આપણા કરતાં સારાં છે, કે જ્યારે તેઓને પ્રજા ઉત્પન્ન કરવાની હોય ત્યારેજ નર માદાનો મેળાપ આપણે કરાવીએ છીએ. મેળાપ પછી ને ગર્ભકાળ તથા જન્મ પછી બચ્ચું ધાવણ છોડી મોટું થાય ત્યાંસુધીનો કાળ લદન પવિત્ર ગણવો જોઇએ, ને પુરુષે તથા સ્ત્રીએ તે કાળ દરમિયાન તો બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ; તેને બદલે આપણે ઘડીભર પણ વિચાર કર્યા વિના આપણું કાર્ય કર્યેજ જઇએ છીએ ! આવાં રોગી મન આપણાં છે એનું નામ અસાધ્ય રોગ. એ રોગ આપણને મોતની મુલાકાત કરાવે છે, અને મોત થતું નથી ત્યાંસુધી આપણે ઘેલા માણસની પેઠે ભમ્યા કરીએ છીએ. પરણેલાં સ્ત્રી–પુરુષોની ખાસ ફરજ છે કે તેઓએ પોતાના વિવાહનો ખોટો અર્થ નહિ કરતાં શુદ્ધ અર્થ કરી જ્યારે ખરેખર પ્રજા ન હોય ત્યારે વારસ ઈચ્છીનેજ પોતે ભેગાં થવું.

આપણી દયામણી દશામાં આમ કરવું બહુ મુશ્કેલ છે. આપણો ખોરાક, આપણી રહેણી, આપણી વાતો, આપણી આસપાસના દેખાવો, એ બધા આપણી વિષયવાસના જાગ્રત કરનારા છે. વળી અફીણની પેઠે વિષયનો આપણને અમલ ચઢેલો હોય છે, તેવી સ્થિતિમાં આપણે વિચાર કરી પાછા હઠીએ એ કેમ બને ? પણ જે બનવું જોઇએ તેને વિષે કેમ બને, એવી શંકા ઉઠાવનારને સારૂ આ લખાણમાં જવાબ નથી. જેઓ વિચાર કરી કરવું જોઇએ તે કરવાનો પ્રયત્ન કરવા તૈયાર હોય તેને સારૂ આ લખાણ છે. જેઓ પોતાની સ્થિતિમાં સંતોષ માની બેઠા છે તેને આવું વાંચતાં પણ કંટાળો આવશે; પણ જેઓ પોતાની કંગાળ દશા જોઈ શક્યા છે ને તેથી કંઈક ભાગે કંટાળ્યા છે તેને મદદ કરવાનો આ લખાણનો હેતુ છે.

**ઉપરના લખાણ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જેઓ પરણ્યા**

નથી તેઓએ આવા કઠણ કાળમાં પરણવુંજ ન જોઇએ; અને જો પરણ્યા વિના નજ ચાલે તો જેમ બને તેમ મોડું પરણવું જોઇએ. **પચીસ કે ત્રીસ વર્ષ સુધી ન પરણવામાં જુવાન પુરૂષોએ 'પણ' લેવાં ઘટે છે.** આવું કરવાથી આરોગ્ય મળવા ઉપરાંત જે બીજા ફાયદા મળે તેનો વિચાર આ સ્થળે આપણે કરી શકતા નથી, પણ સૌ કોઈ પોતાની મેળે તે ફાયદા નીપજાવી શકશે.

જે માબાપો આ લખાણ વાંચે તેને એટલું કહેવું ઘટે છે કે તેમનાં છોકરાંને બચપણમાંથીજ વિવાહ કે સગાઈ કરી વેચી આપે છે તેથી તેઓ ઘાતકી બને છે; તેમાં પોતાનાં બચ્ચાંનો સ્વાર્થ તપાસવાને બદલે પોતાનો અંધ સ્વાર્થ તપાસે છે. પોતાને મોટાં થવું છે, પોતાની નાત જમાતમાં નામ મેળવવું છે, છોકરાંના વિવાહ કરી તમાશો જોવો છે. છોકરાંનું હિત જુએ તો તો તેનો અભ્યાસ તપાસે, તેનું જતન કરે, તેને શરીરની કેળવણી આપે. આ જમાનામાં બાળક છોકરાંને પરણાવી ઘરસંસારી ખટપટની જવાબદારીમાં મૂકી દેવાં એથી તેઓનું બીજું કયું મોટું અહિત હોઈ શકે ?

છેવટમાં જે સ્ત્રી કે પુરુષ એક વખત પરણ્યાં છે તેમાં મોતથી વિયોગ થાય ત્યારે તો તેઓએ વૈધવ્ય પાળવું એ આરોગ્યનો કાયદો છે. કેટલાક ડૉકટરોએ એવો અભિપ્રાય આપ્યો છે કે જુવાન પુરુષ અથવા સ્ત્રીને વીર્યપાત થવાનો અવકાશ મળવોજ જોઇએ; બીજા કેટલાક ડૉકટરો એમ પણ કહે છે કે કોઇપણ સ્થિતિમાં વીર્યપાત કરવાની જરૂર નથી. આમ ડૉકટરો લડી મરે છે ત્યાં આપણે ડૉકટરોથી દોરવાઈ આપણા વિચારને ટેકો મળ્યો એમ સમજી વિષયમાં લીન રહેવાનું સમજીએ એમ નજ થવું જોઇએ. મારો પોતાનો અનુભવ અને બીજાઓ જેનો અનુભવ હું જાણું છું તે ઉપરથી હું બેધડક રીતે કહી શકું છું કે આરોગ્ય જાળવવાને સારૂ વિષય કરવાની જરૂર નથી, એટલુંજ નહિ પણ વિષય કરવાથી-વીર્યપાત થવાથી આરોગ્યને ઘણી નુકસાની પહોંચે છે. ઘણા વર્ષથી બંધાએલી મજબુતી-મનની ને તનની-એક વખતના વીર્યપાતથી પણ એટલી જતી રહે છે કે તેને પાછી મેળવતાં બહુ વખત જોઇએ છીએ; અને તેટલો વખત જતાં પણ અસલ સ્થિતિ આવીજ શકતી નથી. ભાંગેલા કાચને સાંધો મારી તેની પાસેથી કામ ભલે લો, પણ તે ભાંગેલો તો ગણાશેજ.

વીર્યનું જતન કરવાને સારૂ સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, અગાઉ જણાવ્યા પ્રમાણે સ્વચ્છ ખોરાક અને સ્વચ્છ વિચારની પૂરી જરૂર છે. આમ નીતિને આરોગ્યની સાથે ઘણો નિકટ સંબંધ છે-સંપૂર્ણ નીતવાનજ સંપૂર્ણ આરોગ્ય મેળવી શકે. જાગ્યા ત્યાંથી સવાર સમજી ઉપરનું લખવું ખૂબ વિચારી જેઓ

તે સૂચના અમલમાં મૂકશે તેઓને પ્રત્યક્ષ અનુભવ મળશે. થોડી મુદ્દત જેણે બ્રહ્મચર્ય જાળવ્યું હશે તે પણ પોતાના મનમાં વધેલું બળ ને શરીરનું બળ, એ બન્ને જોઈ શકશે; અને એક વખત જો તેના હાથમાં પારસમણિ આવશે તો તેને જીવની સાથે જતન કરી સાચવશે. જરાએ ચૂકશે તો તુરત જોઈ લેશે કે તેણે મોટી ભૂલ કરી છે. મેં તો બ્રહ્મચર્યના અગણિત લાભ વિચાર્યા પછી જાણ્યા પછી, ભૂલો કરી છે, ને તેનાં કડવાં પરિણામ પણ જોયાં છે. ભૂલ પહેલાંની મારા મનની ભવ્ય દશા, ભૂલ પછીની મારી દીન દશા, એનો મને તાદૃશ ચિતાર આવ્યા કરે છે. પણ મારી ભૂલોમાંથી હું એ પારસમણિની કિંમત જાણતાં શીખ્યો છું. હવે અખંડ જાળવીશ કે નહિ એ જાણતો નથી. ઈશ્વરની સહાયથી જાળવવાની આશા રાખું છું. મારા મનને અને શરીરને તેથી થએલા લાભ હું જોઈ શકું છું. હું પોતે બાળપણે પરણેલો, બાળપણે અંધ બનેલો, બાળપણે પ્રજા પામેલો ઘણે વર્ષે જાગ્યો; જાગીને જોયું તો મહાભારતમાં પડેલો એમ લાગે છે. મારી ભૂલથી ને મારા અનુભવથી જો કોઈપણ ચેતી લેશે ને બચશે તો આ પ્રકરણ લખીને હું કૃતાર્થ થયો સમજીશ. આ પણ ત્રિરાશી બાંધવા જેવી છે. મારામાં ઉત્સાહ ઘણો છે એમ બહુ માણસોએ કહ્યું છે ને હું માનું છું, મારૂં મન તો નબળું ગણાતું નથી—કેટલાક તો મને હઠીલો ગણે છે, મારા શરીરમાં ને મનમાં રોગો રહેલા છે, પણ મારા પ્રસંગમાં આવેલાના પ્રમાણમાં હું સારી રીતે આરોગ્યવાળો ગણાઉં છું. આ દશા જો હું વીસ વર્ષ સુધી વધારે કે ઓછો વિષયમાં રહ્યા પછી જાગવાથી સાચવી શક્યો છું તો એ વીસ વર્ષ પણ બચાવી શક્યો હોત તો ક્યાં હોત? હું પોતે તો સમજું છું કે મારા ઉત્સાહનો આજે પારજ ન હોત, અને પ્રજાની સેવામાં કે મારા સ્વાર્થમાં હું એટલો ઉત્સાહ બતાવી શકત કે તેની બરોબરી કરનારની કસોટી થાત. આટલો સાર મારા ભાંગેલા દાખલામાંથી ખેંચી શકાય છે. જેઓ અખંડ બ્રહ્મચર્ય પાળી શકયા છે તેઓનું શારીરિક, માનસિક, નૈતિક બળ જેણે જોયું હોય તેજ વિચારી શકે; તેનું વર્ણન ન થઈ શકે.

આ પ્રકરણ વાંચનાર સમજેલ હશે કે જ્યાં પરણેલાને બ્રહ્મચર્ય પાળવાની સલાહ આપવામાં આવી છે ત્યાં, ને રંડાયેલ પુરુષને વૈધવ્ય ભોગવવાની સલાહ આપી છે ત્યાં, પરણેલ કે ન પરણેલ પુરુષ યા સ્ત્રીને બીજે કયાંય પણ વિષય કરવાનો અવકાશ હોયજ નહિ. પરસ્ત્રી અથવા વેશ્યા ઉપર કુદૃષ્ટિ કરવાથી શું ઘોર પરિણામો આવે છે એ આરોગ્યના વિષયમાં વિચારી શકાય નહિ; એ ધર્મનો ને ઉંડી નીતિનો વિષય છે. અહીં તો માત્ર એટલુંજ કહી શકાય છે કે પરસ્ત્રી અને વેશ્યાગમનથી માણસો વિસ્ફોટક આદિ નામ ન લેવા

યોગ્ય–નીચ દરદોથી પીડાએલા ને સડતા જોવામાં આવે છે. કુદરત એવી દયા કરે છે કે તેવાં સ્ત્રી પુરુષોને તુરતજ ઘા પડે છે. તેમ છતાં તેઓ સૂતેલાં રહે છે, ને પોતાનાં દરદોને સારૂ દવા શોધવા ડૉક્ટરોને ત્યાં ભટક્યા કરે છે! જ્યાં પરસ્ત્રીગમન ન હોય ત્યાં પચાસ ટકા વૈદો ને ડૉક્ટરો નકામા થઇ પડે. એ દરદોએ માણસ જાતને એવી બાથ ભીડી છે કે તે બાબતમાં વિચારશીલ ડૉક્ટરો જણાવે છે કે તેઓની શોધો છતાં પણ જો પરસ્ત્રીગમનનો સડો ચાલ્યા કરશે તો પ્રજાઓનો ઝપાટાભેર અંત આવશે. એથી થતા રોગોની દવાઓ એવી છે, કે જો તે રોગનો નાશ થયો એમ લાગે તો બીજા ઘર કરે છે, ને તે પેઢી દર પેઢી ઉતરે છે.

હવે પરણેલાને બ્રહ્મચર્ય પાળવાનો ઉપાય બતાવી આ ધાર્યા કરતાં લંબાએલું પ્રકરણ બંધ કરીએ. ખોરાક, હવા, અને પાણીના નિયમો જાળવ્યાથી પરણેલા માણસો બ્રહ્મચર્ય જાળવી શકે નહિ. તેઓએ પોતાની સ્ત્રીની સાથેની એકાંત તજવી જોઇએ. વિચાર કરતાં દેખાશે કે સ્ત્રીની સાથે વિષય ભોગવવા સિવાય એકાંતની જરૂર હોય નહિ. રાત્રિએ સ્ત્રી–પુરૂષે જૂદી ઓરડીઓમાં સૂવું જોઇએ. દિવસના બન્નેએ સારા ધંધામાં ને સારા વિચારોમાં નિરંતર રોકાએલાં રહેવું જોઇએ. પોતાના સુવિચારને ઉત્તેજન મળે તેવાં પુસ્તકો વાંચવાં, તેવા પુરુષોનાં ચરિત્રો વિચારવાં, અને ભોગમાં તો દુઃખજ રહ્યું છે એ વિચાર વારંવાર કરવો. જ્યારે જ્યારે વિષયની ઇચ્છા થઈ આવે ત્યારે ત્યારે તેણે ઠંડા પાણીથી નહાઈ લેવું. આમ કરવાથી શરીરમાં જે મહા અગ્નિ રહ્યો છે તે બીજું ને સારૂં રૂપ પકડી પુરુષ અને સ્ત્રી બન્નેને ઉપકારી થઈ પડશે ને તેઓના ખરા સુખમાં વધારો થશે. આવું કરવું એ મુશ્કેલ છે; પણ મુશ્કેલીઓ જીતવાને તો આપણે જન્મ્યા છીએ; આરોગ્ય મેળવવું હોય તેણે આ મુશ્કેલી જીતવીજ પડશે.[1]

---

*૧ સ્થૂળ શરીરની નીરોગ સ્થિતિ એ ખરૂં આરોગ્ય નથી, પણ સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીર વિકારરહિત હોવું એજ ખરૂં આરોગ્ય છે. ૨ શરીર, મન અને આત્મા એ ત્રણની જેના યોગથી ઉત્તરોત્તર ઉન્નતિ થાય, તેજ આરોગ્યનો ખરો નિયમ છે. ૩ કેવળ અમુક એક પ્રકારના આહારથીજ શરીર આરોગ્યસંપન્ન થશે એવી સમજણ ભૂલભરેલી છે. સદ્‌ગુણ એ આરોગ્યમાં

૧ પૃષ્ટ ૩૬૬ થી ઇહાં સુધીનો લેખ મહાત્મા ગાંધી મો. ક. નો છે.

* પ્રાતઃકાળ માસિક.

બહુ પુષ્ટિકારક છે, અને સદાચારી મનુષ્યોનુંજ આયુષ વિશેષ આરોગ્યસંપન્ન હોય છે. ૪ સ્થૂળ અને સૂક્ષ્મ શરીરનો બહુજ નિકટ સંબંધ છે. એક શિવાય બીજું ટકી શકતું નથી. સ્થૂળને સ્થૂળનો આહાર મળવો જોઇએ અને સૂક્ષ્મને સૂક્ષ્મનો આહાર મળવો જોઇએ. સ્થૂળ શરીરનો આહાર એટલે નિયમિત ખાવું પીવું અને વ્યાયામ અને સૂક્ષ્મ શરીરનો આહાર એટલે સદ્‌ગુણ અને સદાચાર ૫ તાવ, ઉધરસ, ક્ષય વગેરે સ્થૂળ શરીરના રોગ છે; અને કામ, ક્રોધ, ઇર્ષ્યા, દ્રોહ, આળસ વગેરે મનના એટલે સૂક્ષ્મ શરીરના રોગ છે. ૬ સ્થૂળ શરીરના રોગ પ્રથમ શરીરને અને તે પછી ક્રમે ક્રમે સૂક્ષ્મ શરીરને દુર્બળ કરી નાંખે છે અને તે પ્રમાણેજ મનના-સૂક્ષ્મ શરીરના રોગ પ્રથમ મનને અને પછી સ્થૂળ શરીરને રોગી બનાવે છે. ૭ સાત્વિક આહાર શરીરને નીરોગ કરીને મનને સત્વગુણી અને સદ્‌ગુણી બનાવે છે. ૮ તામસ આહાર ( મદ્ય-માંસ ઈત્યાદિ ) મનને તમોગુણી બનાવી નીચ સ્થિતિને પહોંચાડે છે. ૯ પરોપકાર, દયા, ક્ષમા, સ્વાર્થત્યાગ, ઉદારપણું, ઉત્સાહ, હિંમત, સ્વજનપ્રેમ, અને સ્વદેશ સેવા ઈત્યાદિ ઉત્તમ ગુણો મનનો સુવિકાસ કરી શરીરને આરોગ્ય આપે છે. ૧૦ શરીર અને મન એ બે જ્યાં વિકારરહિત હોય છે ત્યાંજ આયુષ આરોગ્ય, આનંદ અને કીર્તિ એનો વધારો થાય છે.

આ દશ નિયમો નર રત્ન દાદાભાઈ નવરોજજી પાળે છે ને તેને આજે આજે ૯૦ વર્ષ થયાં છે. તા. ૨૮-૭-૧૪.

*પ્રવૃત્તિની શુદ્ધિના પ્રમાણમાંજ અંતઃકરણમાં ઉલ્લાસ હોય છે. બાહ્ય સ્નાન, કસરત વગેરેથી નિરામયતા પ્રકટે છે તે કરતાં અંતઃકરણમાં રાગદ્વેષનો અભાવ, નિઃસ્વાર્થપણું, નિષ્કાપટય, ઋજુતા વગેરેથી વિશેષ પ્રકૃતિ સૌંદર્ય જામે છે. શરીરને વ્યાયામની તો પ્રજામાં બહુજ જરૂર છે. જેનામાં સાચી નિષ્ઠા છે, જેનામાં યોગ્ય વ્યાયામ છે, જેનામાં ન્યાયીપણું છે, જેનામાં કૃતઘ્નપણું નથી, જેનામાં ધૈર્યબલ, તિતિક્ષા, શમદમાદિ સંપત્તિ છે, જેનામાં દીર્ઘદૃષ્ટિ છે, જેનામાં વૃત્તિની લોલુપતા નથી, જેનામાં અડગપણે નિર્મોહિતા સાધવાનું બળ છે, જેનામાં સમયને અનુસાર યત્ન સેવવાનું સામર્થ્ય છે, જેનામાં આત્માના બળના મર્મો સચોટ સેવવાનું બળ છે તેવા પુરૂષનેજ કુદરતનું અગાધ ઐશ્વર્ય અનુભવવા યોગ્ય મળે છે. આયુષ, પુષ્ટિ, ધન, ધામ આદિ સર્વ પ્રકૃતિનાં ભરેલાં છે. સત્કીર્તિ જેમણે મેળવવાની છે તેમણે તે દિશાના યત્નો સેવવા અને જેમણે આરોગ્ય મેળવવું છે તેમણે તે દિશામાં પ્રયત્નો સેવવા. મનુષ્યે સર્વાંશે ઉચ્ચ થવું. મનુષ્યે

* ભાગ્યોદય માસિક.

પ્રત્યેક વાતાવરણમાં સર્વોત્તમ વેષ ભજવવો. મોહવશ થઈ ગભડી પડવું નહિ. પોતાનું સર્વોત્તમ લક્ષ્ય મૂકવું નહિ. મહાપુરૂષોની પ્રવૃત્તિ તૃષ્ણા, રાગ, દ્વેષ, મોહ, ભય વગેરે વિકારોથી મલિન હોતી નથી. તેથી તેમની પ્રવૃત્તિમાં અનાયાસે સ્વાસ્થ્ય, તેજ, બળ વગેરે દૃષ્ટિગોચર થાય છે. ખાઈ પીને શરીરને લઠ્ઠ જેવું બનાવવું એવો આશય જેમનો હોય છે તેમનું શરીર દૈવીબળથી પોષાતું નથી. તે શરીરપર વર્ચસ્ પ્રકટતું નથી. પણ જેમની પ્રવૃત્તિમાં નિર્મળતાનો સૂર્ય દેદીપ્યમાન હોય છે તેમનીજ વાણીમાં અગાધ સામર્થ્ય હોય છે તેમનીજ રીતિ નીતિ સૌ કોઇને અનુકરણ કરવા જેવી લાગે છે. વય વધે તેમ ચારિત્ર્યની નિર્દોષતા સિદ્ધ કરો. શરીર ધ્રુજતું હોય તો વાંચવા લખવાના કે મનોબળ વધારવાના યત્નોને શિથિલ પાડો. અને શરીરમાં યોગ્ય ગરમી પ્રકટાવનાર યત્નોજ સેવો. અમુક સમયે મિષ્ટાન્ન મળનાર છે માટે ખૂબ કસરત કરીએ એવા વિચાર નજ સેવો, પણ મિષ્ટાન્નમાંથી જેટલું પચે તેટલુંજ સ્વીકારો. અનીતિના અંશને પ્રત્યેક વર્તનમાંથી દૂર રાખો અને તમે યોગ્ય વિચારબળથી યુક્ત રહેશો. સાચી નિરામયતા સર્વ અંશમાં સાધો. અંતઃકરણમાં વ્યાધિ હોય છે તો બહાર શરીરમાં પણ પ્રકટે છે. અનેક રોગોનું મૂળ તપાસીશું તો તેમનાં કારણો મલિન અંતઃકરણનાં કાર્યો છે. શરીરમાં અંતઃકરણ છે તે મહાન્ પ્રેરક સત્તા છે. એ અંતઃકરણમાં કોઈ ગુપ્ત અલૌકિક સત્તા વસે છે. તે સીધા, સાદા, સરળ, દૈવતવાળા, યથાર્થ માર્ગોએ વહેવાને આપણને પ્રબોધે છે. એને જો આપણે એ બોધને અનુસરી વિવિધ પુરૂષાર્થ કરીએ, વિવિધ કસોટીઓમાંથી પસાર થઇએ અને અંતરના ઉંડાણમાંથી સંતોષ પ્રકટે એવા સાચા સંગીન પ્રયત્નો જમાવીએ તો કુદરતમાંથી આપણા હિતનાં અગમ્ય સ્વરૂપો પ્રકટ થાય છે, અને જેમના અંતઃકરણમાં નિર્મળ ચારિત્ર્યને સધાવનાર સંસ્કારો છે તેઓ આ જગતના મહાન્ નિયંતા છે. તેઓ સર્વાંશે નિરામય, દુઃખથી અતીત, સુખસ્વરૂપ બને છે. નિરૂત્સાહ, નિરાશા, મંદતા, જડતા, આલસ્ય, પ્રમાદ, કાપટય વગેરે જેમના આચરણમાં જણાતાં નથી તેમનામાં સત્વબળ ઉભરાય છે. તેઓ સત્વપૂર્ણ બને છે, અને જે પ્રકૃતિસૌંદર્ય તેમને મળે છે તે યથાર્થ હોય છે. મનુષ્યે પ્રકૃતિને નીરોગ સાધવી. એ નીરોગતા તત્વવિદ્‌ની દૃષ્ટિએ જેવી હોવી ઘટે તેવી સિદ્ધ કરો. મુખપર કાંતિ જોઇએ. તેજસ્ દેદીપ્યમાન જોઈએ, વર્ણ ગૌર કે પ્રતાપ પાડનાર જોઇએ, વાણીમાં બળ હોવું જોઇએ, સેંકડો મનુષ્યોને ઉન્નતિ પથપર ચઢાવવાનું સામર્થ્ય જોઇએ, જે શરીરને જોતાં બીજા મનુષ્યો વંદન કરવા પ્રેરાય એવું તેજસ્વી વા ઓજસ્વી શરીર જોઇએ, અશ્રાંત પરિશ્રમ કરવાનું સામર્થ્ય શરીરમાં હોવું જોઇએ, તે દૃઢ હોવું જોઇએ. આ

માટે વર્તનમાં નિર્મળતાનો ભાનુ પ્રકટ હોવો જોઇએ, અપકીર્તિ કે કલંક લાગે એવું એકપણ વર્તન નજ જોઇએ. પૂર્ણ પ્રેમથી પીરસાયલા પદાર્થ જમવા જોઇએ. અપમાનથી મિશ્ર ભોજન નજ સ્વીકારવું. શરીરમાં પડેલા પદાર્થો પૂરેપૂરા પચવા જોઇએ. ભૂખ કકડીને લાગે ત્યારે જઠર જીરવે એટલુંજ ખાવું, શરીરમાં કચરો વારંવાર ભરવો નહિ, થોડા સમય તીવ્ર ભૂખનું ભાન થાય તોપણ ભૂખને તીવ્રતર થવા દેવી. ચાર મનુષ્યો ચાહ પીતા હોય કે ખાતા હોય તો આપણુને દેખાદેખી ખોટી ભૂખની કે ચાહની વૃત્તિ પ્રકટે છે. આવી ખોટી વૃત્તિને વશ થવાથી શરીરમાં ભાર, શિથિલતા, સ્ફુર્તિનો અભાવ વગેરે પ્રકટે છે, માટે તાત્પર્ય એજ કે સાચી ભૂખ પ્રકટવા દેવી, જઠરમાં પડેલું અન્ન સર્વોત્તમ પ્રકારે પચી જાય એટલી પૂરેપૂરી કસરત કરવી.

અન્નની દરેક માણસને જરૂર પડે છે, દિવસમાં એક કે બે વખત જમવાની જરૂર પડે છે, જમવાનો વખત થાય છે ત્યારે વૃત્તિ વલવલે છે. જરા વહેલું મોડું થાય છે તો ધુંવાપુંવા થઈ જાઓ છો અને તે સિવાય ચાલતું નથી. આ બધું શાને માટે ? માત્ર શરીરના પોષણમાટેજ છે. અન્નનું ગ્રહણ કરવાથી શરીર ટકી શકે છે. છતાં પણ ગમે તેવા અન્નનો સ્વીકાર કરતા નથી પણ જે રૂચિકર અને સ્વાદિષ્ટ હોય, જે શરીરને પોષણ આપી શરીરને પુષ્ટ કરનાર હોય તેવા અન્નનેજ ગ્રહણ કરવામાં આવે છે.

*હવે હું તમને એક વિલક્ષણ બીના કહું છું. જ્યારે જ્યારે તમારામાંથી કોઈ અનારોગ્ય થાય, ત્યારે તેણે પોતે પોતાને યા તમારામાંથી કોઇએ તેને (પોતાની દૃષ્ટિ) આગળ ખડો કરવો અને માનસિક કથન એવું કરવું અને દૃઢ રીતે કલ્પના કરવી કે તે બરાબર આરોગ્ય છે. આથી તે ઝપાટામાં સાજો થશે. તે માંદાને ન ઓળખતા હો અગર તે તમારાથી હજારો મૈલ દૂર હોય તે છતાં પણ તમે તે કરી શકો. તે યાદ રાખો, અને હવે વધુવાર માંદા ન બનો.

×**શંકા**—મારાં નેત્ર બગડયાં છે, તેને સુધારવા મારે શો ઉપાય કરવો ?

**સમાધાન**—જે અપ્રિય સ્થિતિનો આપણુને અનુભવ થાય તે સ્થિતિને દૃષ્ટિથી જોવી નહિ, અને વૃત્તિથી તેનું ચિંતન ન કરવું, અને તેવી જગાએ જે પ્રિય સ્થિતિ આપણે જોઈતી હોય તેને દૃષ્ટિથી જોવી, અને વૃત્તિથી તેનું ચિંતન કરવું એ સર્વ પ્રકારનાં દુઃખ વ્યાધિ વગેરે ટાળવાનો અધ્યાત્મિક ઉપાય છે. તમને નેત્રનો રોગ પ્રિય નથી, તો હવે તમારા મનમાંથી તે રોગને કાઢી

* સ્વામી વિવેકાનંદના પત્ર.

× મહાકાળ માસિક.

નાંખવાનો પ્રયત્ન કરો. તમને પક્ષઘાતનો વ્યાધિ થયો નથી, તો તેનું તમે કાંઈ ચિંતન કરો છો ? નેત્રનો વ્યાધિ પણ તમને થયોજ નથી, એમ મનમાં નિશ્ચય કરી તેનું ચિંતન કરવાનું પ્રથમ છોડી દો. તમે કહેશો કે વ્યાધિનો અનુભવ થતો હોય ત્યાં પછી અનુભવજ નથી થતો, એવું ચિંતન શી રીતે કરાય ? પણ એવું ચિંતનજ કરવાનું બળ મેળવવાની તમારે અગત્ય છે. જેનો અનુભવ થતો હોય તેને ઉંડા ભોંયરામાં પૂરી તેના ઉપર એવી મોટી શિલા ઢાંકવાની છે કે તે તમારી નજર આગળ આવેજ નહિ. અને જ્યારે આપણે, જેનો આપણે અનુભવ કરવો છે, એવી આપણી પ્રિય સ્થિતિનું ચિંતન કરીએ છીએ, ત્યારે આ અપ્રિય અનુભવવાળી સ્થિતિનું ચિંતન અટકીજ જાય છે. બે પરસ્પરથી ઉલટી સ્થિતિનાં ચિંતન આપણી વૃત્તિ એકેકાળે કરી શકતીજ નથી. આથી પ્રયત્નથી પ્રિય સ્થિતિનુંજ ચિંતન કરો. તેમ કરવા તમે સમર્થ છો. તમે રાજા નથી, તોપણ ઘણીવાર તમે તમને કોઈ રાજા અથવા એવીજ કોઈ સુખવાળી સ્થિતિમાં કલ્પો છો, અને કલાકોના કલાક તમારા તે શેખશલ્લીના તરંગોમાં કાઢી નાંખોછો. બરાબર તેજ પ્રમાણે જે પ્રિય સ્થિતિ તમારે જોઈતી હોય તેનું ચિંતન કરો, અને જે અપ્રિય સ્થિતિ ન જોઈતી હોય તેને ભુલી જાઓ. તમારાં નેત્ર પૂર્ણ નિરોગી છે, એ પ્રમાણે માનસિક દૃષ્ટિથી જુઓ. તમને ઓછું જણાતું હોય તો ગરૂડ જેવી તીક્ષ્ણ દૃષ્ટિની કલ્પના કરો. તેવાં નેત્ર તમને પ્રાપ્તજ છે; તેવી કલ્પના કરી તે કલ્પનામાં રમ્યા કરો. બળનો અને પૂર્ણ આરોગ્યનોજ વિચાર કરો, અને તે વિચારમાંજ મનને દૃઢ જોડેલું રાખો. નિર્બળતાનો અને રોગનો વિચાર સરખો પણ મનમાં આવવા દેતા નહિ. સઘળેજ આરોગ્ય અને સુખ વ્યાપી રહ્યું છે, તે વિના અશુભ કશું છેજ નહિ, એ વિચારને પ્રયત્નથી પુષ્ટ કર્યા કરો. જ્યાં જ્યાં દુઃખ દોષ અથવા અશુભ જણાય તેનાપ્રતિ નેત્રને મીંચો. પ્રાણીમાં કે પદાર્થમાં કશામાંજ દોષ જુવો નહિ, સર્વ સારાં છે, સર્વજ બ્રહ્મસ્વરૂપ છે, એમ જોયા કરો, તમારા નિર્ણય કરેલા નીતિના ધોરણથી કોઈ ઉલટું ચાલે છે, અથવા અન્યાયથી કે અધર્મથી વર્તે છે, એવું તમને જણાય તોપણ તે ઉપર સ્વલ્પ પણ ધ્યાન આપતા નહિ. તેમનું પણ કલ્યાણ ઇચ્છો, અને તેમનામાં કલ્યાણને જુઓ. ( સામાએ આમજ વર્તવું જોઈએ, એવું તેમને માટે ધોરણ બાંધવાની તમારે કશીજ અગત્ય નથી. ) સર્વત્ર શુભ જોવાનું ( તમે તમારૂં પોતાનું ) ધોરણ બાંધો, અને તે ધોરણે આગ્રહથી વર્ત્યે જાઓ. આ પ્રમાણે એકમાસ પ્રયત્ન સેવતાં તમારાં નેત્ર વગેરેમાં કેવો સારો સુધારો થયો છે, તેનો તમને પોતાનેજ અનુભવ થતાં, સર્વત્ર શુભ દર્શન કરવાનું કલ્યાણકારી વ્રત ત્યજવાનું તમનેજ નહિ ગમે.

ડૉ. એ. બરનેથી જ્યારે જ્યારે પોતાના શ્રીમંત અને મોજમજામાં ડુબેલા રોગીઓને જોવા જતો ત્યારે હમેશાં તેઓનાં રસોડામાં જતો, અને રસોઈઆની મુલાકાત લેતો. તે તેમને કહેતો, 'મારા ભલા મિત્રો! હું તમારો હમેશનો દેવાદાર છું, કારણ કે તમે મારા ઉપર ઘણા ભારે ઉપકાર કરો છો. રસોઇ કરવામાં તમે ચતુરાઈ અને કુશળતા દર્શાવો છો, તથા વિવિધ પદાર્થોને સ્વાદવાળા બનાવી તેવડે તમારા શ્રીમંત શેઠોના શરીરમાં તમે જે વિવિધ રોગોને દાખલ કરો છો તેથીજ અમે ડાકટરો આજે બગીઓમાં બેસીને તાગડધીન્ના કરીએ છીએ. અમને જો તમારી મદદ ન હોત તો અમારે સર્વને ટાંટીઆ ઘસડતા જ્યાં ત્યાં જવું પડત, અને સુકું પાકું ખાવાનું પણ અમને પેટ ભરીને મળત નહિ.

## *મેં અને તમે અજાણતાં કરેલાં ખુનો.

માંદા માણસો આગળ શું બોલવું અને શું ન બોલવું, તેનું સોએ નવાણું મનુષ્યોને બિલકુલ ભાન હોતું નથી. માંદા માણસોને સારૂં લાગવામાટે તથા તેની તેઓ અત્યંત દાઝ ખાય છે, એ દેખાડવાને માટે તેને સહજ તાવ આવ્યો હોય છે, તોપણ પેટે હાથ અડાડીને, ત્રણગજ લાંબું મુખ કરી તેઓ બોલે છે, 'શો તાવ ચઢયો છે તાવ! પાણીનાં દેઘડાં પેટ ઉપર મૂકયાં હોય તોએ ધખી જાય!' પાસે મા અથવા બીજું કોઈ સંબંધી બેઠું હોય તો તે પોતાનું વધારે હેત બતાવવાને બોલે છે, અરે ત્રણ દહાડાથી આમ લોઢાની પેરે શરીર ધખ્યું જાય છે. કોણ જાણે શુ થવા બેઠું છે, અને હવે આમાંથી શું નીપજનાર છે, તે ભગવાનને ખબર. આવાંને આવાં સેંકડો વચનો દિવસમાં સેંકડોવાર માંદા મનુષ્ય પાસે તેનાં સંબંધીઓ તથા તેને જોવા આવનાર સર્વ બોલે છે. કેટલાક તો વળી આવી બાબતોમાં પોતાની અત્યંત કુશળતા જણાવવામાટે રોગીને થોડીવાર ધારી ધારીને જોઇને પછી બોલે છે, ભાઈ! તમારા ડાબા કે જમણા પડખામાં કંઈ દરદ જેવું થાય છે? અને દૈવયોગે રોગી જો કદાચ કહે છે કે હા, એવું વખતે વખતે જણાય છે, તો તરતજ અત્યંત ગંભીર મુખ કરી બોલે છે, મેં પહેલેથીજ ધાર્યું હતું કે લીવરમાં અને સ્પાઇનમાં કંઈ બિગાડ થવો જોઇએ; અને તેમજ નક્કી થયું! એ સાલો લીવરનો રોગ એવો ખરાબ છે કે કેમે કર્યો મટતો નથી. મારા વનમાળીને થયો હતો તે એનો જીવ લીધા વગર છુટયો?

પ્રિય વાચક! માંદા મનુષ્યો આગળ બોલાતાં વચનોનો આતો બહુજ ઉતરતા પ્રકારનો નમુનો છે, બાકી રોગીઓને ઘેરે ઘેર ફરીને જો તમે અનુભવ કરશો તો તમને જણાશે કે રોગીની પાસેનાં મનુષ્યો રોગીઓ પાસે જેવાં વચનો આખો દિવસ બોલે છે, તે વચનો સાજાસમા મનુષ્યને પણ ત્રીજે દિવસે ચોકાઉપર સુવાડવાને બસ છે.

શું રોગીઓ આગળ આવાં વચનો બોલવાથી રોગીઓનો રોગ વધે છે? હા, વધે છે, અને હજારો સ્થળે તેમના પ્રાણ હરે છે.

મનના વિચારોની શરીર ઉપર કેટલી અસર થાય છે, તે બહુજ થોડા મનુષ્યો જાણે છે. આપણા મનમાં જો દૃઢપણે ચોંટી જાય છે કે મને હવે અમુક અમુક રોગ થયો છે, અથવા થતો જાય છે, તો તે પ્રમાણે શરીરમાં તેવા ફેરફારો થયા વિના રહેતાજ નથી. સો ડિગ્રી તાવવાળા મનુષ્યને ઘરમાં જે જુએ તે કહે કે હાય હાય! શો ગજબ તાવ આવ્યો છે; અને રોગીનું હૃદય સામાની વાતને તત્કાળ સ્વીકારી લે, એવું નરમ હોય છે, તો જોતજોતામાં તાવ વધી ગયા વિના રહેતો નથી. વિશેષે કરીને રોગમાં દશમાં નવ માણસના અંતઃકરણ દુર્બળ હોય છે, અને તેથી સામા મનુષ્યો તેને જે કહે છે તે તેઓ તત્કાળ માની લે છે; અને આમ હોવાથી રોગીની દાઝ જાણનારાં જે મનુષ્યો રોગીના ઉપર પોતાનું પારવિનાનું હેત છે, એમ દર્શાવવાને માટે તેનેજ તમારો રોગ ઘણોજ ભયંકર છે; એમાંથી ઝટ ચેતશો નહિ તો ક્ષય થઇ જશે, પછી હાથમાં વાત નહિ રહે, પેલા દામોદરને તમારા જેવુંજ પહેલાં થયું હતું, પણ બરાબર ઓસડ ન કર્યું એટલે તેમાંથી ક્ષય થયો ને બે મહિનામાંતો સાફ થઇ ગયો, એવાં એવાં વચનો કહે છે, તેઓ રોગીના મનમાં જે રોગની તેઓ ધાસ્તી બતાવે છે, તેનાં બીજ રોગીના હૃદયમાં રોપે છે. ઘણા રોગીઓ આ સાંભળેલી વાતને પછી પથારીમાં પડયા પડયા દિવસે અને રાત્રે ઘુંટયા કરે છે, અને ભય અને ચિંતાથી વ્યાકુળ થઈ પારવિનાનાં દુઃખદ ચિત્રો પોતાની ભવિષ્ય સ્થિતિમાં રચે છે. ભય અને ચિંતાથી સાજા મનુષ્યોની પણ કેવી સ્થિતિ થાય છે, એ સર્વ જાણે છે, અને કેટલાકતો ‘ચિંતા ચિતાસમાન’ અર્થાત્ ચિંતા ચિતાના અગ્નિની પેઠે શરીરને બાળી મૂકે છે, એવાં જ્ઞાનનાં વચનો જ્યાં ત્યાં બોલે છે, તોપણ અજ્ઞાનતાથી નિર્દોષ રોગીઓના હૃદયમાં ચિંતાનો અગ્નિ પ્રકટાવે છે.

ન્યુયોર્ક વર્લ્ડ નામના વર્તમાનપત્રે, આ સંબંધમાં પોતાના પત્રમાં ફ્રાન્સની એક છોકરીનો જે દાખલો હમણાં પ્રકટ કર્યો છે, તે પ્રત્યેક વિચારવાન્ મનુષ્યે બહુ લક્ષમાં લેવા યોગ્ય છે.

ફ્રાન્સના એક પ્રાંતમાં એક અગીઆર વર્ષની છોડી હતી. તેનો કાકો ડોકટરનો ધંધો કરતો હતો, અને તેથી રોગીઓને જોવા જ્યારે જ્યારે તે જતો ત્યારે પોતાની ભત્રીજીને પણ પોતાની સાથે પ્રસંગોપાત્ત તેડી જતો. તેથી તે છોકરીના જાણવામાં વિવિધ રોગોનાં નામ તથા લક્ષણો આવ્યાં. આ પ્રમાણે કેટલાક માસ જતાં એક દિવસે તે છોડી સહજ માંદી પડી. તેને કંઇ મોટો ભારે રોગ થયો નહોતો, અને તેથી બે ત્રણ દિવસમાં તો તે મટી જવા આવ્યો, પણ એટલામાં દૈવયોગે તેનો કાકો તેને ત્યાં આવી ચઢયો, અને તેને ખાટલામાં સુતેલી જોઇ, વગર જોયે અને વગર તપાસ્યે અવિચારથી બોલી ઉઠયો કે, અરરર ! આ છોડીને તો પક્ષાઘાત થયો જણાય છે ? તે છોડીએ આ વચન સાંભળ્યું, અને તે તેના અંતઃકરણમાં એવું તો સજડ ચોંટી ગયું કે થોડીજવારમાં તેનાં સઘળાં અંગો રહી ગયાં. આ સ્થિતિમાં કેટલાક દિવસો વહી ગયા. પછી વળી પેલા ડોકટરે એક દિવસ તપાસીને કહ્યું, બહેન ! તને કંઈ ક્ષય જેવું તો નથી જણાતું ? થોડીજવારમાં, ક્ષય રોગીઓને જેમ થાય છે તેમ તે ભયંકર ઉધરસ ખાવા લાગી, અને તેને કફમાં લોહી પડવા માંડ્યું.

મનમાં સજડ મૂળ ઘાલતા વિચારોની આવી અસર થતી હોવાથી વિચારવાન મનુષ્યે કોઇના આગળ કંઇપણ બોલતાં બહુ સાવધ રહેવું જોઇએ, તેમાં પણ રોગી આગળ પોતાની જીભને ફાવે તેમ નચવવી નહિ જોઇએ. એકલી જીભને વશમાં રાખવી જોઇએ એટલુંજ નહિ, પણ મુખનો તથા નેત્ર વગેરેનો ભાવ પણ રોગી આગળ એવા પ્રકારનો ન થવો જોઇએ કે જેથી રોગીને એમ ભાન થાય કે મને જોવા આવનાર મારા રોગને બહુ ભયભરેલો માને છે. હમેશાં રોગી આગળ સારીજ વાતો કાઢવી. પોતાનો રોગ મટવાની આશા અને શ્રદ્ધા તેનામાં વધે, એવાંજ વચનો કહેવાં જોઇએ. ખરેખરો તાવ વધારે હોય તોપણ તેને સઘળાએ એમજ કહેવું જોઇએ કે હવે તાવ ઉતરવાઉપર છે. આ વચનો પણ એવી રીતે ન કહેવાં કે રોગીને એમ ભાન થાય કે તે મને છેતરે છે. જ્ઞાતિનાં તથા પાડોશનાં માંદા માણસોની તથા મરણ પામેલાઓની, ભયને તથા ચિંતાને વધારનારી વાતોનો ચોપડો, ગજ ગજ લાંબાં મોં કરી વાંચનારી ડોસીઓને તથા તેવાજ સ્વભાવના પુરુષોને રોગીના ઘરમાંથી ઘરનિકાલનીજ શિક્ષા કરી દેવી. ડાહ્યા માણસોએ ઘરમાં માણસ માંદું પડતાં, તે માંદું છે, એવી વાતો જ્યાં ત્યાં ન કરવી, અને મંદવાડ વધારે હોય તોપણ 'સારૂં છે, સારૂં છે' એવાંજ વચનો પ્રસન્ન વદને જેને તેને કહ્યા કરવાં; પણ મંદવાડ બહુજ વધ્યો છે, એવું જ્યાં ત્યાં કહીને, ન્યાત જાતનાં, તથા ઓળખીતાં પાળખીતાં મનુષ્યોરૂપી તીડાનાં ટોળાને રોગીને જોવા માટે પોતાના ઘરઉપર ઉતરી પડે એમ ન

કરવું. જેમ તીડો દાણાના ખેતરઉપર પડી ખેતરમાં ઉગેલો એકએક દાણો ખાઈ જાય છે, તેમ રોગીને જોવા આવનાર સેંકડો અવિવેકી તીડો રોગીના શરીરનું રહ્યું સહ્યું સત્ત્વ ખાઈ મૂકી તેને મૃત્યુની વહેલી મુલાકાત કરાવે છે. વળી મંદવાડની વાત, સંબંધીજનોમાં જેમ ઓછી ચર્ચાય તેમાં લાભ હોવાનું એક બીજું કારણ છે. રોગીને જોવા આવનાર મનુષ્યો તથા રોગીને ઓળખનારા મનુષ્યો રોગીના સંબંધમાં જે વિચારો કરે છે, તેનાં મોજાં રોગીના અંતઃકરણને અથડાય છે, અને જો તે વિચારો સારા હોય છે, તો રોગીને સારી અસર થાય છે, નહિતો તેનો વ્યાધિ વધવામાં પુષ્ટિ મળે છે; અને જનસમાજના અજ્ઞાનને લીધે ભારે મંદવાડમાં રોગીના સત્વર મરી જવાના સંભવના વિચારો જેટલા મનુષ્યો સેવે છે, તેના કરતાં સારૂં થવાના વિચાર સોએ એકટકો પણ સેવતા નથી. આથી રોગીના ઘરનું ભય અને ચિંતાનું વાતાવરણ વધારે બળવાન થતું જાય છે, અને તેની રોગીઉપર બહુજ માઠી અસર થાય છે. જેમ મનુષ્ય મોટો, અને જેમ તેને ઓળખનારા વધારે, તેમ તેના મંદવાડને ઓછો પ્રસિદ્ધિમાં મૂકવો જોઇએ. જે મોટા માણસો આખા દેશમાં અથવા દુનિયામાં જાણીતા હોય છે તેમના મંદવાડની વાત તારથી જ્યારે આખી દુનિયામાં પ્રસરી રહે છે, અને સઘળાજ તેના બચાવના અસંભવના વિચારો, ભય અને ચિંતાથી જો સેવે છે, તો તે મોટા માણસનો વ્યાધિ વધતોજ જાય છે, અને ઘણે પ્રસંગે તેનો પ્રાણ પણ લેછે. આ વગેરે કારણોથી આપણા મંદવાડનાં તેમજ બીજાં દુઃખો, આ જગતમાં કોઇને પણ ન કહેવામાંજ લાભ છે.

પ્રિય વાચક ! શસ્ત્રોથી બીજાને મારી નાખનાર મનુષ્યો ખુની ગણાય છે, અને સરકાર તેને પકડીને ફાંસીએ ચઢાવે છે, પણ પોતાનાં અયોગ્ય વચનોથી અને વિચારોથી હજારો નિર્દોષ મનુષ્યોને અદૃષ્ટ રીતે મારી નાખનાર લાખો પુરુષો અને સ્ત્રીઓ આ જગતમાં મોટાં પ્રતિષ્ઠિત, વ્યવહારકુશળ, ડાહ્યાં અને સામાની દાઝ જાણનાર ગણાય છે. તેઓ નિર્ભયપણે સારાં સારાં વસ્ત્રો પહેરી સઘળે હરે ફરે છે. તેમને સરકાર તરફથી પકડવામાં આવતાં નથી અને સરકાર કે પ્રજા કોઈ તેમને ખુનીતરીકે ગણતું નથી ? મેં પણ પૂર્વે આવાં ઘણાં ખુનો કર્યાં છતાં, જ્યારથી મારો દોષ મારા સમજવામાં આવ્યો છે, ત્યારથી મેં તે દોષ પ્રયત્નપૂર્વક છોડયો છે, અને તમારામાં પણ જો એ દોષ હોયતો તમને તે છોડવા પ્રેમપૂર્વક વિનવું છું અને સાથે સાથેજ તમને જણાવી દઉં છું કે આ મારી વિનતિનો જો તમે સ્વીકાર કરશો તો, પૂર્વે તમે કરેલાં સઘળાં ખુનોના દોષથી તમે આ ક્ષણેજ મુક્ત થયા છો.

મનુષ્યના સ્થૂલ શરીરમાં કે સૂક્ષ્મ શરીરમાં બાહ્યવાતાવરણમાંથી દાખલ થતાં કે અંદર ઉત્પન્ન થતાં વિષમય પરમાણુઓ પોતાની સ્વાભાવિક શક્તિથી તથા બહારની અને અંદરની આકસ્મિક કે પ્રમાદવડે ઉભા કરેલા હેતુઓવાળી અનુકૂળતાઓ મળવાને લીધે અભિવૃદ્ધિને પામી આરોગ્યને નિર્બળ બનાવે છે તથા નષ્ટ પણ કરે છે. આરોગ્ય નિર્બળ થતાં રોગોનું બળ વધતું આવે છે અને તે બળ અમુક હદ ઉપરાંત જતાં મૃત્યુનો પંજો પડવાનો પ્રસંગ પણ આવે છે માટે આરોગ્યને નિર્બળ ન થવા દેવું તથા રોગોના આક્રમણ સમયે પણ નષ્ટ ન થવા દેવાને જે પ્રયત્નોની જરૂર છે તે પ્રયત્નો સેવવાના યોગ્ય ઉપદેશો તથા તેની યોગ્ય સૂચનાઓ દરેક મનુષ્યે સંપૂર્ણ રીતે લક્ષમાં રાખવી જોઇએ. અને જેમ હાનિકારક સૂક્ષ્મ વિષમય પરમાણુઓથી બચવાને કાળજી રાખવી જોઇએ તેવીજ રીતે સત્વર પ્રાણહારક પ્રત્યક્ષ વિષ પદાર્થોથી બચવાને પણ સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ એ બતાવવાને હવે પછીના અધિકારને સ્થાન આપવા આ અધિકારની નિવૃત્તિ કરવામાં આવે છે.

# विषापहरण–अधिकार.

કેટલાક વ્યાધિઓ જેમ અતિ દુઃખપ્રદ છે તેમજ કેટલાંએક પ્રાણીઓ પણ મહાઝેરી હોવાથી અતિ દુઃખપ્રદ છે કે જેમના દંશથી મનુષ્યો જો તુરત ઉપાય ન લે તો પ્રાણથી મુક્ત થઈ જાય છે અને કેટલાએકના દંશથી ( કરડવાથી ) પ્રાણમુક્ત ન થતાં ઘણો વખત દુઃખ થાય છે. અચાનક આવી પડતી આ પ્રાણહરણ પીડામાંથી બચવા-બચાવવાને તેવા વિષને ઉતારનારા ઉપાયોની માહિતી બહુ જરૂરની છે. એવા વિષહર પ્રયોગો ઘણા છે તેમાંથી આ સ્થળે જરૂર જોગ ટુંકમાં જણાવ્યા છે.

## સર્પદંશનો ઉપાય.

अनुष्टुप्. ( १ थी १२ )

सर्पदष्टप्रदेशे तु, स्वयमेव विचक्षणः।
मूत्रयेत्तत्क्षणादेव, निर्विषत्वमवाप्नुयात् ॥ १ ॥ ( शा. प.)

જે ઠેકાણે સર્પદંશ થયો હોય (સર્પ કરડયો હોય) તે ઠેકાણે તરતજ પોતે પેસાબ (તેના ઉપર) કરવો તેથી ઝેર ઉતરી જાય છે (કોઇ વૈદ્ય શાસ્ત્રનો એવો પણ મત છે કે, પાન કરવાથી તાત્કાળિક અસર થાય છે.) ૧

## ખજુરાના દંશનો ઉપાય.

खर्जूर लीढमङ्गं यत्तस्मिन्नङ्गे विनिक्षिपेत् ।
दीपतैलं ततस्तीव्रं विषं नश्यति देहिनाम् ॥ २ ॥ } (शा. प.)

જે અંગમાં ખજુરો અડી ગયો હોય (કરડયો હોય) ત્યાં જલદીથી દીવાનું દીવેલ (તલનું તેલ કે એરંડીયું) નાખવાથી માણસોને તે ઝેર ઉતરી જાય છે. ૨

## સ્થાવર જંગમ વિષોનો ઉપાય.

स्थावरं जङ्गमं चैव नखदंष्ट्रादिकं च यत् ।
श्रीफलस्य जटां सूक्ष्मां, चूर्णीकृत्य निवापयेत् ॥ ३ ॥ } (शा. प.)

*સ્થાવર અથવા જંગમ તેમજ નખ અથવા દાઢ વગેરેનું ઝેર હોય ત્યાં નાળીયેરની ચોટલી બારિક વાટીને લગાવવાથી શાંતિ થાય છે. ૩

તથા

शाणद्वयमितं चूर्णं, काञ्जिके न तु पाययेत् ।
स्थावरं जङ्गमं क्ष्वेडं, तथा दूषीविषं च यत् ॥ ४ ॥ } (शा. प.)

બેય જાતની પિપરનું ચુરણ કાંજી સાથે પાવાથી સ્થાવર જંગમ સમગ્ર ઝેર તથા દૂષીવિષ તે તમામ નાશ પામે છે તેમાં કાંઇપણ વિચાર કરવા જેવું નથી. ૪

## ઝેર ઉતારવાનું ઔષધ.

वन्ध्याकर्कोटिकामूलं गोमूत्रेण घृतेन वा ।
तण्डुलोदेन पीतं वा निहन्ति निखिलं विषम् ॥ ५ ॥ } (शा. प.)

વંધ્યા કંકોડીનાં મૂળીયાં ગાયના મૂત્ર સાથે અથવા ઘી સાથે અથવા ચોખાનું પાણી કરી તેની (ધોણ ની) સાથે પીધું હોય તો તમામ ઝેર ઉતરે છે. ૫

---

* જે પૃથ્વીમાં ઝેરી પદાર્થો—વછનાગ, સોમલ, ધંતુરો, ઝેરીકાંટા વિગેરે તે સ્થાવર વિષ છે. સર્પ, વિંછી, કાનખજુરો, હડકાયેલ કૂતરો વિગેરે પ્રાણીઓનું વિષ જંગમ વિષ છે.

### અસાધ્ય સર્પદંશ.

अस्मिन्योगे तु सर्पेण, दष्टो मृत्यु मवाप्नुयात् ।
कृत्तिका भरणी स्वाती मूलपूर्वात्रयाश्विनी ॥ ६ ॥
विशाखाद्रा मघा श्लेषा चित्राश्रवणरोहिणी ।
तारास्ताः सर्पदष्टस्य त्यजेन्मन्दकुजौ तथा ॥ ७ ॥
पञ्चमी चाष्टमी षष्ठी तथा चामा चतुर्दशी ।
संध्याचतुष्टयं दुष्टं, दुष्टयोगाश्च राशयः ॥ ८ ॥ (शा. प.)

આ યોગમાં જો સર્પ કરડયો હોય તો તે માણુસ મૃત્યુ પામે.
કૃત્તિકા, ભરણી, સ્વાતિ, મૂલ, ત્રણુપૂર્વા, એટલે પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદ, અશ્વિની, વિશાખા, આર્દ્રા, મઘા, અશ્લેષા, ચિત્રા, શ્રવણુ અને રોહિણી. } એટલાં નક્ષત્રો.
હોય શનિ અને મંગળવાર હોય, પાંચમ, છઠ અને અષ્ટમી ચતુર્દશી તથા અમાવાસ્યા એ તિથિઓ હોય તેમજ પ્રાતઃકાલ, મધ્યાન્હકાલ, સાયંકાલ, મધ્યરાત્રિ એ ચાર દુષ્ટ સંધ્યા હોય, દુષ્ટ યોગ હોય અને દુષ્ટ રાશિઓ હોય તો સર્પવિષથી બચવું અશકય છે. ૬–૭–૮.

### અસાધ્ય વિષ પણ નિષ્ફળ.

अर्ककर्पासयोर्मूलं, जलपीतं जयेद्विषम् ।
पटोलमूलनस्येन, कालदष्टोऽपि जीवति ॥ ९ ॥ (शा. प.)

આકડા અને કપાસનાં (વણુનાં) મૂલ પાણીમાં વાટીને પીવાથી વિષને હરે છે તેમ પરવળના મૂલનો રસ નાકમાં નાખવાથી કાલના દંશમાંથી પણુ જીવેછે. ૯ તથા

पाठामूलं विनिष्पष्य, गोघृतेन पिबेत्तु यः ।
स भवेद्विषनिर्मुक्तो, नात्र कार्या विचारणा ॥ १० ॥ (शा. प.)

પહાડ મૂલને વાટીને ગાયના ઘી સાથે જે પીએ તે સર્પ વિષથી મુક્ત થાય તેમાં વિચાર કરવા જેવું નથી. ૧૦

### ઝેરના વિકારથી થયેલા ફોલ્લાના નાશનો ઉપાય.

अजामूत्रं च तद्विष्टा, सूकरस्य तथैव विट् ।
बुद्बुदं लेपतो हन्यान्मण्डलिक्ष्वेडसम्भवम् ॥ ११ ॥ (शा. प.)

બકરીનું મૂત્ર અને લીંડિઓ તથા ભુંડની વિષ્ટા ચોપડવાથી મંડલિક નામના સર્પના ઝેરથી થયેલા ફોલ્લાઓ મટે છે. ૧૧

## વિંછીના ઝેરનો ઉપાય.

पलाशबीजमर्क[illegible], दुग्धे पिष्टं हरेत्क्षणात् ।
विषं वृश्चिकसम्भूतं, दंशस्थानविलेपनात् ॥ १२ ॥ (शा. प.)

ખાખરાના બીજને વાટીને આકડાના દુધસાથે, જે જગ્યાઉપર વીંછીએ દંશ કરેલો હોય ત્યાં લગાડવાથી તાત્કાલિક વીંછીના ઝેરને ઉતારે છે. ૧૨

## સર્પભયનિવારણ.

आर्या (१३ थी १४)

आषाढशुक्लपक्षे, भानोर्दिवसे शिरीषवृक्षस्य ।
मूलं जलेन पिष्ट्वा, पिबेन्न भीस्तस्य सर्पोत्था ॥ १३ ॥ (शा. प.)

આષાડ માસના શુકલપક્ષમાં રવિવારને દિવસે સરસડાનું મૂલ પાણીસાથે વાટીને પીવાથી સર્પોનો ભય રહેતો નથી. ૧૩

## સર્પદંશનો તાત્કાલિક ઉપાય.

सद्यो भुजङ्गदंशे, रविसुतमल[illegible]रिते कदाचिदपि ।
व्रजति न धातुषु गरलं, सत्यं पाषाणरेखेव ॥ १४ ॥ (शा. प.)

તત્કાલ સર્પના દંશની જગ્યા ઉપર આકડાનું દુધ પુરી દેવાથી કોઇ દિવસે પણ તે માણસના શરીરમાં વિષ લોહી વગેરે ધાતુઓમાં વ્યાપ્ત થઈ શકતું નથી. તે ખરેખર પાષાણની રેખા સમાન છે. ૧૪

## સર્પદંશથી થયેલ ઘેનના નાશનો ઉપાય.

वंशस्थ

[illegible]पुष्पं स्वरसेन भावितं त्रिः सप्तकृत्वो मरिचं सिताद्वयम् ।
प्रयोजयेद[illegible]नपानभावनैर्विमोहितानामपि सर्पदंशिनाम् ॥ १५ ॥ (शा. प.)

સરસડાનાં પુલને સરસડાના પાનના રસમાં એકવીશ વખત ભાવનાયુક્ત કરીને ( તેના રસમાં ભીંજવીને ) તેમાં મરી અને બમણી સાકર મેળવીને અંજન તથા પાન કરાવવાથી તે, સર્પના દંશથી બેશુદ્ધ થઈ ગયેલ હોય તેને શુદ્ધિમાં લાવે છે. ૧૫

સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનાં વિષ છે. પૃથ્વીમાંથી પેદા થતાં તથા વૃક્ષનાં મૂળ વગેરે જે વિષરૂપ હોય તે સ્થાવર વિષ અને સર્પ, વીંછી

વગેરેનાં જંગમ વિષ ગણાય છે. બન્ને જાતનાં વિષમાં અતિ ઉગ્ર તો પ્રાણુ લીધેજ રહે પણ સામાન્ય વિષ ઉપચારોથી નષ્ટ થાય છે. વિષની પ્રતિક્રિયા તરતજ કરવી જોઇએ, કારણુ કે તેમાં વિલંબ થાય તો તે પ્રાણુને તરત હરી લેછે. વિષહર ઉપાયોનું સામાન્ય જ્ઞાન પણુ ઘણી વખત જ્યાં યોગ્ય વૈદ્ય કે ડાક્ટરની મદદ તરત ન મળી શકે તેવી સ્થિતિ હોય ત્યાં બહુ ઉપયોગી થઈ પડે છે એટલે કે મનુષ્યનાં પ્રાણુસંરક્ષણુરૂપ પરમ દયાધર્મનું ઉત્તમમાં ઉત્તમ અનુષ્ઠાન એ વખતે થાય છે. મનુષ્યદેહની રક્ષા કરવામાટે આવી બાબતો જાણુવી જેમ જરૂરની છે તેમ મનુષ્યદેહની રચના કેવા પ્રકારની છે તે જાણુવું પણુ જરૂરનું છે અને તેથી હવે પછી શરીરવ્યવસ્થા અધિકારને સ્થાન દેવા આ અધિકારની સમાપ્તિ કરી છે.

## शरीरव्यवस्था—अधिकार.

મનુષ્યનું શરીર શ્યાથી બંધાય છે તે જાણુવાની જરૂર છે. કારણુ કે તે જાણુવાથી તેમાંથી મમત્વ ઉઠાવીને સર્વમાં સમાન બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને કુદરતની વિચિત્ર રચના—ચાતુરીનું ભાન થાય છે, કેવા પદાર્થોથી કેવું મનુષ્ય શરીર બને છે અને તેને સ્વાધીન રાખી કેમ ઉત્તમપદે પહોંચાય છે તે સમજવાથી શારીરિક વિઘ્નોને આવતાં અટકાવી તથા આવી પહોંચેલાં વિઘ્નોને દૂર કરી એજ શરીરને ઉત્તમ સાધનરૂપ બનાવીને મોક્ષમાર્ગને ખુલ્લો કરી તેમાં વગર વિઘ્ને આગળ વધી શકાય છે. માટે આ શરીરવ્યવસ્થા અધિકારને અહીં આદર આપવાની આવશ્યક્તા ધારી છે.

### શરીરના બંધારણમાં કલાદિનું વિજ્ઞાપન.

अनुष्टुप्. (૧ થી ૧૫)

कलाः सप्ताशयाः सप्त धातवः सप्त तन्मलाः ।
सप्तोपधातवः सप्त त्वचः सप्त प्रकीर्तिताः ॥ १ ॥ } (यो. चिं.)

સાત કળા, સાત આશય, સાત ધાતુઓ, સાત તેના મલ, સાત ઉપધાતુઓ, અને સાત ત્વચા ( ચામડીયો ) એ સમગ્ર સાત સાત કહેલ છે. ૧

## શરીરના બંધારણસંબંધી સાત કળાઓ.

मांसासृग्मेदसां तिस्रो, यकृत्प्लीन्होश्चतुर्थिका ।
पञ्चमी च तथांत्राणां, षष्ठी चाग्निधरा मता ॥ २ ॥
रेतोधरा सप्तमी स्यादिति सप्त कलाः स्मृताः ॥ (यो. चिं.)

માંસ, લોહી, મેદ ( ચરબી ) ની, એમ ત્રણ કલાઓ તે નામથીજ ઓળખાય છે. યકૃત્ ( કાળજું ) અને પ્લીહા ( બરોળ ) ને ધારણ કરનારી ચોથી અને આંતરડાને ધારણ કરનારી પાંચમી અને અગ્નિને ધારણ કરનારી છઠ્ઠી તથા વીર્યને ધારણ કરનારી સાતમી રેતોધરા એમ સાત કળા કહેવાય છે. ૨

## સાત આશયો.

श्लेष्माशयः स्यादुरसि, तस्मादामाशयस्त्वधः ।
ऊर्ध्वमग्न्याशयो नाभेर्वामभागे व्यवस्थितः ॥ ३ ॥
तस्योपरि तिलं ज्ञेयं, तदधः पवनाशयः ।
मलाशयस्त्वधस्तस्य, बस्तिर्मूत्राशयः स्मृतः ॥ ४ ॥
जीवरक्ताशयमुरो, ज्ञेयाः सप्ताशयास्त्वमी ।
पुरुषेभ्योऽधिकाश्चान्ये, नारीणामाशयास्त्रयः ॥ ५ ॥
धरा गर्भाशयः प्रोक्तःस्तनौ स्तन्याशयौ मतौ ॥ (यो. चिं.)

છાતીના મધ્યમાં શ્લેષ્માશય ( કફાશય ) છે, તેની નીચે આમાશય છે, નાભિની ઉપર ડાબી બાજુ અગ્ન્યાશય છે. ૩

તેની ઉપર તિલ ( પિપાસાસ્થાન ) છે, તે અગ્ન્યાશયની નીચે પવનાશય છે, તેની નીચે મલાશય છે, અને બસ્તિ (ચામડીની કોથળી) છે તે મૂત્રાશયના નામથી ઓળખાય છે. ૪

ઉરઃસ્થાનની અંદર જીવરક્તાશય છે, એ પ્રકારે સાત આશયો જાણવા. પુરૂષકરતાં સ્ત્રીઓને ત્રણ આશયો વધારે છે. તેમાં ધરા તે ગર્ભાશય છે અને બે સ્તનો તે સ્તન્યાશય ( દુધ રહેવાનાં સ્થાનો ) છે. ૫

## સપ્ત ધાતુઓ.

रसासृग्मांसमेदोऽस्थिमज्जाशुक्राणि धातवः ।
जायन्तेऽन्योन्यतः सर्वे, पाचिताः पित्ततेजसा ॥ ६ ॥ (यो. चिं.)

રસ, રૂધિર, માંસ, ચરબી, હાડકાં, મજ્જા અને વીર્ય એ સાતે ધાતુઓ પિત્તના તેજથી પાકીને અન્યોન્ય—એકમાંથી બીજી તેમાંથી ત્રીજી—એમ ક્રમપ્રમાણે ઉત્પન્ન થાય છે. ૬

## સાત મળો.

जिह्वानेत्रकपोलानां, जलं पित्तं च रञ्जकम् ।
कर्णविट्रसनादन्तकक्षामेढ्रादिजं मलम् ॥ ७ ॥
नखनेत्रमलं वक्रे, स्निग्धत्वं पिटिकास्तथा ।
जायन्ते सप्तधातूनां, मलान्येतान्यनुक्रमात् ॥ ८ ॥ (यो. चिं.)

જીભ ઉપરનો રસ (પાણી), આંખનાં આંસુ, ગાલનો પરસેવો, એ રસધાતુનો મળ છે અને તે રસને રંગનાર પિત્તને રક્તધાતુનો મળ જાણવો, કાનના મેલને માંસધાતુનો મલ જાણવો જીભપરની છારી, દાંતની ખેરી, કાખનો મેલ લિંગાદિપર થતો મેલ એને મેદ ધાતુનો મલ જાણવો. ૭

નખને હાડકાનો મલ જાણવો, આંખના ચીપડા તથા મોઢાપરની ચકચકિતતા મજ્જાનો મલ જાણવો અને જુવાનીમાં મોઢાપર જે ખીલ થાય છે તેને શુક્ર ધાતુનો મળ જાણવો. આ પ્રમાણે અનુક્રમે સાત ધાતુઓના સાત મળો થાય છે. ૮

## સાત ઉપધાતુઓ.

स्तन्यं रजश्च नारीणां, काले भवति गच्छति ।
शुक्रमांसभवः स्नेहो, वसा सा परिकीर्तिता ॥ ९ ॥
स्वेदो दन्तास्तथा केशास्तथैवौजश्च सप्तमम् ।
ओजः सर्वशरीरस्थं, स्निग्धं शीतं स्थिरं मतम् ॥१०॥
सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम् ।
इति धातुभवा ज्ञेया, एते सप्तोपधातवः ॥ ११ ॥ (यो. चिं.)

સ્ત્રીઓનાં સ્તનનું દુધ અને રજ (અટકાવ) એ સમય પ્રમાણે આવે છે ને જાય છે તે બન્ને ક્રમથી રસધાતુની અને રક્તધાતુની ઉપધાતુ છે, (એ બન્ને ઉપધાતુઓ સ્ત્રીઓની જુવાનીમાં ઉત્પન્ન થાય છે અને વૃદ્ધાવસ્થામાં નાશ પામે છે). શુક્ર અને માંસમાંથી ઉત્પન્ન થયેલો સ્નેહ તે વસા કહેવાય છે. તે માંસ ધાતુની ઉપધાતુ છે. ૯

પરસેવો મેદધાતુની ઉપધાતુ છે, દાંત હાડકાની, કેશ (વાળ) મજ્જાની

અને ઓજ શુક્રની ઉપધાતુ છે. આ પ્રમાણે દરેક ધાતુઓની ઉપધાતુઓ છે. તેમાં ઓજ છે તે સર્વ શરીરની અંદર રહેનાર, સ્નિગ્ધ (ચિકાસવાળું) સ્થિર અને શીત (ઠંડું) કહેવાય છે. ૧૦

તે ઓજ સોમાત્મક અને શરીરને બળ તથા પુષ્ટિ કરનારૂં છે. આ પ્રમાણે સાત ધાતુઓથી થયેલી આ સાત ઉપધાતુઓ જાણવી. ૧૦

## સપ્તત્વચા (ચામડીઓ).

ज्ञेयावभासिनी पूर्वं सिध्मस्थानं च सा मता ।
द्वितीया लोहिता ज्ञेया तिलकालकजन्मभूः ।।१२।।
श्वेता तृतीया संख्याता स्थानं चर्मदलस्य च ।
ताम्रा चतुर्थी विज्ञेया, किलासश्वित्रभूमिका ।।१३।।
पञ्चमी वेदिनी ख्याता, सर्वकुष्ठोद्भवस्ततः ।
विख्याता रोहिता षष्ठी, ग्रन्थिगण्डापचीस्थितिः ।।१४।।
स्थूला त्वक् सप्तमी ख्याता, विद्रध्यादेः स्थितिस्तु सा ।
इति सप्तत्वचः प्रोक्ताः स्थूला व्रीहिद्विमात्रया ।।१५ ।। (यो. चिं.)

અવભાસિની નામની પહેલી ચામડી છે તેના ઉપર સિધ્મ નામનો કોઢ થાય છે અને બીજી લોહિતા નામે છે તે તિલ અને રૂંવાડાં થવાનું સ્થાન છે. ૧૨

ત્રીજી શ્વેતા નામની છે તેનાપર ચર્મદલ કોઢ થાય છે, ચોથી તામ્રા છે તેનાપર કિલાસકોઢ અને શ્વિત્ર કોઢ થાય છે. ૧૩

પાંચમી સમગ્ર કોઢના સ્થાનભુત વેદિની નામની ચામડી છે, છઠ્ઠી રોહિતા નામની છે તેનાપર ગાંઠો, ગડગુંબડાં વિગરે અને રસોળીઓ થાય છે. ૧૪

અને સાતમી સ્થૂલા નામની ચામડી છે તેનાપર વિદ્રધિ આદિ ગાંઠો થાય છે. એ રીતે સાત ચામડીઓ છે તે તમામ જાડી બે કમોદ જેટલી હોય છે. ૧૫

## શરીરમાંનાં મુખ્ય મુખ્ય તત્વો.

* પૃથ્વી, પાણી, આકાશ, તેજ ને વાયુ;
આ પંચતત્ત્વને। ખેલ જગત કહેવાયું.

ઉપલી કડીમાં શરીરનું વર્ણન ઘણે પ્રકારે આવી જાય છે. એમાં એમ કહ્યું છે કે પૃથ્વી એટલે માટી, પાણી, આકાશ, તેજ અને વાયુ, એવાં પાંચ

* આરોગ્ય વિષે સામાન્યજ્ઞાન—મહાત્મા ગાંધી મો. ક.

તત્ત્વો મેળવીને જે ખેલ કુદરતે કર્યો છે, તેને આપણે આ જગતને નામે ઓ-ળખીએ છીએ. જે વસ્તુનું જગત બન્યું છે, તેજ વસ્તુનું આ માટીનું પુતળું, જેને આપણે આપણું શરીર કહીએ છીએ તે બનેલું છે. આપણામાં કહેવત છે કે 'યથા પિંડે તથા બ્રહ્માંડે' 'જેવું દેહે તેવું દેશે' આ આવી આપણે યાદ રાખીએ તો આપણે ખચીત સમજીશું કે શરીરને નિભાવવા સારૂ સ્વચ્છ માટી, સ્વચ્છ પાણી, સ્વચ્છ ખુલ્લાપણું, સ્વચ્છ અગ્નિ (સૂર્ય) સ્વચ્છ હવા, એ જરૂરનાં છે; ને તેમાંના એક પણ તત્ત્વથી આપણે ડરવાનું નથી. ખરૂં જોતાં તો તે-માંના એક પણ તત્ત્વની શરીરને વિષે પ્રમાણમાં ખામી થાય ત્યારે દરદ થાય છે.

શરીરને વિષે આટલું જાણવાની આવસ્યકતા છે, પણ એટલુંજ જાણવું એ આપણા વિષયને સારૂં બસ નથી.

શરીર ચામડી, હાડકાં, માંસ અને રૂધિર (લોહી) નું બનેલું છે. હાડપિં-જર ઉપર શરીરનો મુખ્ય આધાર છે, તેને લીધે આપણે ટટાર ઉભા રહી શકીએ છીએ, તેને લીધે ચાલી શકીએ છીએ. હાડકાં એ શરીરના નાજુક અવયવોનું રક્ષણ કરેછે; ખોપરી એ ભેજાનું, અને પાંસળીઓ એ હૃદય તથા ફેફસાનું રક્ષણ કરેછે. દાક્તરોની ગણતરી પ્રમાણે આપણા શરીરમાં ૨૩૮ હાડકાં છે. હા-ડકાંનો બહારનો ભાગ કઠણ છે એવું આપણે સૌ જોઈ શકીએ છીએ, પણ તેવી સ્થિતિ અંદરના ભાગની નથી, અંદરનો ભાગ પોચો ને પોલો છે, એક હાડકું બીજાની સાથે સંધાએલું રહે છે ત જગ્યાએ કૂર્ચાનું આવરણ હોય છે. આ કૂર્ચા તે પોચું હાડકુંજ ગણાય.

આપણા દાંત એ પણ હાડકાં છે. પ્રથમ બચપણમાં દૂધીઆ દાંત આવે છે તે સૌને પડી જાય છે. પછી છાશીઆ દાંત આવે છે તે પડયા એટલે પાછા નથી આવતા. દૂધીઆ દાંત છથી આઠ મહીને ફૂટવા શરૂ થાય છે, અને બાળક બેએક વરસનું થાય તેવામાં ઘણા-ખરા બધા ફૂટી રહે છે. છાશીઆ પાંચ વરસ પછી ફૂટવા લાગે છે, ને ૧૭ થી ૨૫ વરસની ઉમર સુધીમાં બધા ફૂટી રહેછે. દાઢ સર્વથી છેલ્લી ફૂટે છે.

ચામડીને આપણે સ્પર્શ કરીશું તો ઘણી જગ્યાએ આપણા હાથને માંસના લોચા જણાશે. આ સ્નાયુ કહેવાય છે, અને તેનાવડે આપણાં જ્ઞાનતંતુઓ કામ લેછે. આપણે હાથ ભીડી ઉઘાડી શકીએ છીએ, જડબાં હલાવી શકીએ છીએ, આંખ મીંચાવી શકીએ છીએ, એ બધું સ્નાયુને આધારે થાય છે.

શરીરસંબંધી બધું જ્ઞાન આપવું એ આ પ્રકરણોની હદબહાર છે, લખ-નારને પોતાને તેવું જ્ઞાન છે પણ નહિ, આપણા અર્થને સારૂ જાણવાજેટલુંજ

આ પ્રકરણોમાં અપાશે; એટલે ઉપરનું સમજાયા પછી આપણું શરીરના મુખ્ય ભાગો ઉપર જઇએ છીએ; તેમાં હોજરી એ સર્વોપરિ ગણાય. હોજરી એ ક્ષણભર આળસ કરે તો આપણાં ગાત્ર માત્ર ઢીલાં થઈ જાય. જેટલો ભાર આપણે હોજરીપર મેલીએ છીએ તેટલો ભાર સહન કરવાની શક્તિ મહાવિકરાળ પ્રાણીઓમાં પણ નથી. આ હોજરીનું કામ અનાજને પાચન કરવાનું ને પાચન થએલા અનાજવડે શરીરનું પોષણ કરવાનું છે. સંચાને જેમ એન્જીન તેમ માણસને હોજરી છે. આ ભાગ ડાબા પડખામાં પાંસળાંની અંદર છે. તેમાં અનેક ક્રિયાઓ થઈ, જૂદા જૂદા રસો તૈયાર થઈ અન્નમાંથી તત્ત્વ ખેંચાયછે, અને બીજા ભાગ મળ–મૂત્ર થઈ આંતરડામાં થઈ બહાર નીકળે છે. તેની ઉપરની બાજુએ કલેજાનો ડાબો ભાગ છે. હોજરીની ડાબી તરફ બરોળ છે. કલેજું પાંસળીઓની અંદર જમણા પડખામાં છે. કલેજાનું કામ લોહી શુદ્ધ કરવાનું અને પિત્ત પેદા કરવાનું છે. આ પિત્ત પાચનક્રિયાને સારૂ ઉપયોગનું છે.

પાંસળીઓની નીચે છાતીની બખોલમાં બીજા ઉપયોગી વિભાગો છે, તે અંતઃકરણ અથવા રક્તાશય અને ફેફસાં એમ છે. આ અંતઃકરણની થેલી બે ફેફસાંની વચમાં ડાબી તરફ હોય છે. છાતીમાં ડાબાં જમણાં મળી ચોવીશ હાડકાં છે. પાંચમાં અને છઠ્ઠાં પાસળાની વચ્ચે અંતઃકરણનો ધબકારો થાય છે. આપણને ડાબું અને જમણું એમ બે ફેફસાં છે, તે શ્વાસનળીનાં બનેલાં છે, હવાથી ભરેલાં છે, ને તેમાં લોહી સાફ થાય છે. ફેફસામાં હવા પહોંચે છે તે શ્વાસનળીવાટે. તે હવા નસકોરામાં થઇને જવી જોઇએ. આમ નાકમાં થઇને હવા જાય તે ગરમ થઇને ફેફસામાં ઉતરે. ઘણા માણસો આ વાતથી અજાણ હોઈ હવાને મોઢાવાટે ગળે છે ને નુકસાન ખમે છે. મોહું ખાવા વગેરેના કામમાં લેવાનું છે. હવા તો માત્ર નાકવાટેજ લેવી જોઇએ.

આપણે શરીરની કંઈક રચના તપાસી ગયા, તેના કેટલાક મુખ્ય ભાગનું સહેજ જ્ઞાન લીધું; હવે જેની ઉપર દેહનો આધાર છે એ પ્રવાહી—લોહી—ને તપાસીએ. લોહી આપણને પોષણ આપે છે, વળી તે ખોરાકમાંથી પોષણ કરનાર ભાગને નોખો પાડે છે, નિરુપયોગી વસ્તુઓ—મળમૂત્રો—ને બહાર કહાડે છે, ને શરીરને એકસરખી ગરમીમા રાખે છે. લોહી શરીરમાં રહેલી નાડીઓ—નસો—વાટે નિરંતર ફર્યા કરે છે. આપણી નાડી ચાલે છે તે લોહીની ગતિને લીધે. જુવાન ને તંદુરસ્ત માણસની નાડી એક મિનિટમાં લગભગ ૫ વખત ચાલે છે, એટલે ૭૫ ધબકારા મારે છે. બચ્ચાની જલદ ચાલે છે, ને ઘરડા માણસની ઓછી ચાલે છે.

લોહીને સાફ રાખનારૂં મોટામાં મોટું સાધન હવા છે. શરીરમાં ફરીને જે લોહી ફેફસામાં જાય છે તે નકામું થઈ પડે છે, ને તેમાં ઝેરી પદાર્થ હોય છે; આ ઝેરી પદાર્થને અંદર ગએલી હવા ઝીલી લે છે ને પોતામાં રહેલો પ્રાણવાયુ તે લોહીને આપે છે. આ પ્રમાણે ક્રિયા ચાલ્યાજ કરે છે. લોહીમાંથી લીધેલો ઝેરી પદાર્થ લઈ અંદર ગએલી હવા બહાર નીકળે છે, અને લોહીમાં પ્રાણવાયુ મળી તેજ પાછું નસોવાટે આખા શરીરમાં ફરી વળે છે આથી સમજી શકાય કે બહાર નીકળતો શ્વાસ એ કેટલેક દરજ્જે ઝેરી છે. હવાની અસર આપણા શરીર ઉપર એટલી બધી થાય છે કે તેનો વિચાર આપણે કંઇક વિસ્તારથી નોખા પ્રકરણમાંજ કરીશું.

શરીરની અંદરના સ્થિર વિભાગો તથા ગતિવાળા પદાર્થો કેવી રીતે ગોઠવાએલા છે, કેવી ખાસિયતવાળા છે તેઓની યોગ્ય સ્થિતિ કેમ જળવાય છે અને તેઓ કેમ બગડીને કેવું પરિણામ લાવે છે વગેરે વગેરે બહુ મહત્ત્વની બાબતો–વૈદ્યકનો ધંધો કરનારે સંપૂર્ણ અને સૂક્ષ્મતાથી બરાબર સમજવી જોઇએ, પણ સામાન્ય મનુષ્યોએ પણ તેની સામાન્ય માહિતી તો મેળવવીજ જોઇએ. કારણ કે વ્યવહાર વિચારમાં અને પરમાર્થ વિચારમાં એમ બન્નેમાં તે માહિતી ઉપયોગી થઇ પડે છે. આમ સામાન્ય માહિતી જ્યારે સર્વને માટે જરૂરની છે ત્યારે મનુષ્યો પોતાના પ્રાણસંરક્ષણ માટે જેના ઉપર દૃઢ વિશ્વાસ રાખી જેને શરણે જાય છે તેવા મનુષ્યો એટલે વૈદ્યોએ તો તેની વિશેષ માહિતી મેળવવી જોઇએ અને તેની સાથે સ્વાસ્થ્યનાશક તથા પ્રાણનાશક રોગોનાં કારણ, સ્વરૂપ, પ્રભાવ અને રોગનાશક ઇલાજોની સઘળી વ્યવસ્થા પૂરેપૂરી જાણવીજ જોઇએ એમાં શી નવાઇ? શાસ્ત્ર તેનેજ સુવૈદ્ય કહે છે એવા સુવૈદ્ય દુનિયાને અતિશય ઉપયોગી છે અને તેથી તેની કાંઇક ઓળખાણ આપવાના અધિકારને હવે પછી સ્થાન આપવું ઉચિત માન્યું છે.

# આયુર્વેદસુવૈદ્ય-અધિકાર.

મનુષ્ય-જીવન રત્નચિંતામણિરૂપ ગણાય છે, આ જગતમાં તેની ઘણી ઉપયોગિતા છે. આ લોક અને પરલોકની ઉચ્ચ સ્થિતિ મેળવવાનું સાધન મનુષ્યજીવનજ છે. સ્વર્ગના સુખને પ્રાપ્ત કરનારા આત્માઓ પણ મનુષ્યજીવનમાં આવવાની ઈચ્છા રાખે છે. કારણ કે, એ જીવનદ્વારાજ મોક્ષનું દ્વાર મેળવી શકાય છે. એવા ઉપયોગી જીવનનું રક્ષણ કરવાની આવશ્યક્તા છે. શરીરની અંદર અનિષ્ટ કરનારા રોગો છે અને સારો રાજા, સારો અધિકારી, સુપુત્ર અને સુમિત્ર એઓ જેમ આ જગતમાં પરમહિતરૂપ છે અને સુખકારક છે તેમ આરોગ્ય-સ્વસ્થતા એ શરીરની અંદર હિતકારક અને સુખકારક છે. આહાર વિહારમાં સ્ખલના થવાથી રોગોને શરીરમાં ઉત્પન્ન થવાનો અને બળવાન બનવાનો અવસર મળે છે ત્યારે તેઓ શરીરને અસ્વસ્થ બનાવે છે જેથી મૃત્યુપર્યંતનું સંકટ પ્રાપ્ત થાય છે. તેવાં અસ્વસ્થ શરીરને સ્વસ્થ-નીરોગી કરવા વૈદ્યનો આશ્રય લેવો પડે છે. એ વૈદ્ય કે જેના ઉપર રોગ મટવાનો મોહોટો આધાર છે તે કેવો હોય તો ઉત્તમ ગણાય ? તે જાણવાને માટે આ સુવૈદ્યનો અધિકાર આપવામાં આવે છે.

## વૈદ્યના જ્ઞાનનો વિષય તથા તેના સામર્થ્યની મર્યાદા.

### आर्या.

रोगं रोगनिदानं, रोगचिकित्सां च रोगमुक्तत्वं ।<br>
जानाति सम्यगेतद्यो नायुःप्रदो भवति ॥ १ ॥ } ( सू. मु. )

ઉત્તમ વૈદ્ય રોગ, રોગનું નિદાન, રોગની ચિકિત્સા અને રોગમાંથી મુક્તપણું સારી રીતે જાણે છે; પણ આયુષ પૂરૂંજ થયું હોય તો તે, તેને આપનાર થઈ શકતો નથી. ૧

## શુદ્ધ અધિકારી વૈદ્ય કેવો હોય છે ?

### उपजाति. ( २ थी ४ )

गुरोरधीताखिलवैद्यविद्यः, पीयूषपाणिः कुशलः क्रियासु ।<br>
गतस्पृहो धैर्यधरः कृपालुः, शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात् ॥२॥ }(सु.र.भां.)

ગુરૂપાસેથી સમગ્ર વૈદ્યવિદ્યા શીખનાર, યશરેખાવાળો, વૈદકશાસ્ત્રની ક્રિયામાં કુશળ, દરદીપાસેથી ધનાદિ વસ્તુ લેવામાં ઈચ્છારહિત, કામ કરવામાં ધીરજવાળો તથા કૃપાળુ અને શુદ્ધ એવો વૈદ્ય વૈદું કરવાને અધિકારી ગણાયછે. ૨

### ઉત્તમ ગુરૂને વૈદ્યની સાથે સરખાવે છે.

रागादिरोगान्सततानुषक्तानशेषकायप्रसृतानशेषान् ।
औत्सुक्यमोहारतिदाञ्जघान, योऽपूर्ववैद्याय नमोऽस्तु तस्मै ॥ ३ ॥ (सु.र.भां)

જે વૈદ્યે ( ગુરૂએ ) સર્વના શરીરમાં રહેલા હાનિકારક કાર્યની પ્રવૃત્તિની ઉત્સુકતા મોહ અને અશાંતિને આપનાર, કાયમ પોતાની પાસે રહેનાર એવા જે રાગાદિ ( મોહ—કામ—ક્રોધ વિગેરે ) રોગોને હણ્યા છે તે અપૂર્વ વૈદ્ય ( ગુરૂ ) ને નમસ્કાર છે. ૩

### વૈદ્યવિદ્યા ઘણી ઉપયોગી છે.

अन्यानि शास्त्राणि विनोदमात्रं, प्राप्तेषु वा तेषु न तैश्च किंचित् ।
चिकित्सितज्योतिषमन्त्रवादाः, पदे पदे प्रत्ययमावहन्ति ॥ ४ ॥ (सु. र.भां.)

બીજાં શાસ્ત્રો કેવળ વિનોદ (રમત કે આનંદ] માટે ઉપયોગી છે. તે શાસ્ત્રો ભણ્યાથી કંઇ વિશેષ નથી; પરંતુ વૈદક, જ્યોતિષ અને મંત્રશાસ્ત્ર એ ત્રણ, પગલે પગલે પ્રતીતિ ઉત્પન્ન કરી ઉપયોગી થાય છે. ૪

વળી

### વૈદ્યપ્રતિ આદરબુદ્ધિ.

वसन्ततिलका.

मा बोधि वैद्यकमथापि महामयेषु,
प्राप्तेषु यो भिषगिति प्रथितस्तमेव ।
आकारयत्यखिल एव विशेषदर्शी,
लोकोऽपि तेन भिषगेष न दूषणीयः ॥ ५ ॥ (सु. र. भां.)

વૈદ્યવિદ્યા નિંદ્ય હોવાથી વૈદ્યકને જાણવું નહિ એમ જે કહે છે તે વ્યર્થ છે. કારણ કે જ્યારે મહા રોગો પ્રાપ્ત થાય છે, ત્યારે જે વૈદ્યના નામથી પ્રસિદ્ધ હોય તેનેજ સર્વ ડાહ્યા માણસો બોલાવે છે તેથી એ વૈદ્ય દુષણ આપવા યોગ્ય નથી (જરાપણ હલકી પંક્તિમાં ગણવા યોગ્ય નથી.) ૫

## વ્યાધિ વખતે વૈદ્ય વિના ધીરજ આપનાર કોણ છે?

शार्दूलविक्रीडित (६-७)

मस्ते दुःसहवेदनाकवलिते मग्ने स्वरेऽन्तर्गतं,
तप्तायां ज्वरपावकेन च तनौ तान्ते हृषीकव्रजे ।
दूने बन्धुजने कृतप्रलपने धैर्यं विधातुं पुनः
कः शक्तः कलितामयप्रशमनो वैद्यात्परो विद्यते ॥६॥　(सु. र. भां.)

જે વખતે મસ્તક દુઃસહ વેદનાથી ગ્રસિત હોય, સ્વર ગળાની અંદર બેસી ગયો હોય, જ્વરરૂપ અગ્નિથી શરીર ગરમ થયું હોય, ઇંદ્રિયોનો સમૂહ નિર્બળ થયો હોય અને બંધુજન દુઃખી થઈ વિલાપ કરતો હોય તે વખતે રોગને શમાવનાર વૈદ્યવિના બીજો કોણ ધીરજ આપવાને શક્તિમાન છે? ( અર્થાત વૈદ્યની અગત્ય છે ). ૬

## કેવો વૈદ્ય વંદનીય છે?

कालज्ञानविदां वरो मधुरवाक् शांतः शुचिः शास्त्रवित्,
धीरो धर्मपरो निदानचतुरो रोगप्रयोगे पटुः ।
सन्तुष्टः सदयोऽपमृत्युभयहृन्मृत्युक्षणज्ञो गुणी,
संमूढः प्रतिकारकर्मणि न यो वंद्यः स वैद्योत्तमः ॥७॥　(सू. मु.)

જે વૈદ્ય કાલજ્ઞાન જાણનારાઓમાં શ્રેષ્ઠ હોય, મધુરવાણી બોલનારો હોય, શાંત હોય, પ્રમાણિક હોય, શાસ્ત્રનો જ્ઞાતા હોય, ધીરજવાળો હોય, ધર્મ ઉપર શ્રદ્ધાવાળો હોય, નિદાન કરવામાં ચતુર હોય, રોગના ઉપાયો કરવામાં પ્રવીણ હોય, સંતોષી હોય, દયાળુ હોય, અકાળ મરણના ભયને હરનારો હોય, મૃત્યુના વખતને ઓળખનારો હોય, ગુણી હોય અને રોગનો ઉપાય કરવામાં મુંઝાય એવો ન હોય, તેવો સર્વોતમ વૈદ્ય વંદનકરવા યોગ્ય છે. ૭

## બીજે રસ્તે ચડેલાઓને સર્વથા અગત્યની ભલામણ.

स्रग्धरा.

भ्रान्ता वेदान्तिनः किं पठत शठतयाद्यापि चाद्वैतविद्यां ।
पृथ्वीतत्वे लुठन्तो विमृशथ सततं कर्कशास्तार्किकाः किम् ।
वेदैर्नानागमैः किं ग्लपयथ हृदयं श्रोत्रियाः श्रोत्रशूलै- ।
र्वैद्यं सर्वामयघ्नं विचिनुत शरणं प्राणसंमीलनात्प्राक् ॥ ८ ॥　(सु. र. भां.)

હે વેદાંતીઓ! શું ભણી રહ્યા છો? હજી પણ શઠની પેઠે અદ્વૈતવિદ્યાનો પાઠ શું કરી રહ્યા છો? કઠોરવાણીવાળા હે તર્કવેત્તાઓ! પૃથ્વી વગેરેનાં તત્વોમાં લોટપોટ બની નિરંતર શું વિચાર કરી રહ્યા છો? કાનને ન ગમે એવી જૂદાં જૂદાં શાસ્ત્રો અને વેદોની વાતો કરી હૃદયને શા માટે દુઃખી કરો છો? પ્રાણુના રક્ષણ અને પોષણ માટે સર્વ રીતે નિર્દોષ એવા વૈદ્યને શરણરૂપી શોધી કાઢો. (તો જીવતા રહેશો. વેદાંત વગેરેની વાતો તાવ અતિસાર વગેરે મૃત્યુના દૂત સરખા રોગોના ક્રૂર પંજામાંથી છોડાવશે નહિ). આથી વેદાંત વગેરેની નિંદા સમજવાની નથી પણ માત્ર ઉત્તમ વૈદ્યની ઉપયોગિતા અને આવશ્યક્તા ધ્યાનમાં લેવાના છે. ૮

જેમ કલ્પવૃક્ષ કે ચિંતામણિમાંથી ધારેલી વસ્તુઓ મળી આવે છે તેમજ જે મનુષ્યશરીર છે તેવડે અનેક કાર્યો સાધી શકાય છે એટલે મનુષ્ય જો ધારે તો સ્વર્ગમાં જઈ શકે અથવા મુક્તિ પણ મેળવે છે તેમજ શરીરનો જો અપવ્યય કરેતો નરકાદિની પ્રાપ્તિ થાય છે.

સુમાર્ગે ચાલવા અવશ્ય મનુષ્યદેહની પૂરી જરૂર છે તેથી જો દેહ વ્યાધિગ્રસ્ત થયેલો હોય તો સર્વ મનોરથ નિષ્ફળ થાય છે. માટે દેહ લાંબી આવરદા ભોગવે એ ધ્યાનમાં લેવાની જરૂર હોવાથી આ સુવૈદ્ય-અધિકારનું વર્ણન કરી બતાવ્યું છે તથા કુવૈદ્ય કેવા હોય તે બતાવી તેમનો જાળમાં નહિ પડવાની ચેતવણી આપવાની જરૂર હોવાથી તે અધિકાર હવે પછી લેવા આ સુવૈદ્ય-અધિકારની વિરતિ કરી છે.

## आयुर्वेद-कुवैद्य-अधिकार.

આયુર્વેદના ગ્રંથોનો યથાર્થ અભ્યાસ અને પરિપક્વ અનુભવવિનાના લોભાગુ વૈદ્યો કુવૈદ્ય કહેવાય છે. તેવા વૈદ્યોને હાથે અનેક મનુષ્યો દુઃખી થાય છે અને કોઈવાર મૃત્યુને વશ પણ થાય છે, તેમના પાશમાં નહિ ફસાવાની ચેતવણી આપવામાટે સુવૈદ્યના અધિકાર પછી આ કુવૈદ્યનો અધિકાર લેવામાં આવે છે.

### કુવૈદ્ય યમરાજથી પણ વધારે ભયંકર છે.

अनुष्टुप्. (૧ થી ૬)

वैद्यराज नमस्तुभ्यं यमराज सहोदर ।
यमस्तु हरति प्राणान्वैद्यः प्राणान्धनानि च ॥ १ ॥ (सु. र. भा.)

યમરાજાના સગાભાઈ એવા હે વૈદ્યરાજ! તમને તો નમસ્કારજ છે. કારણુ કે, યમરાજ તો ફક્ત પ્રાણુજ હરે છે અને વૈદ્યરાજ તો પ્રાણુ તથા ધન એ બન્નેને હરે છે. ૧

## કુવૈદ્યથી થતો યમરાજનો ઉપકાર.

वैद्यराज नमस्तुभ्यं क्षपि[illegible]नव ।
त्वयि विन्यस्तभारोऽयं कृतान्तः सुखमेधते ॥ २ ॥ (सु. र. भां.)

જેણે સર્વ મનુષ્યોનો નાશ કર્યો છે એવા હે વૈદ્યરાજ! તમને નમસ્કાર છે. કારણુકે યમરાજા તમારા ઉપર કામનો બોજો મૂકીને નવરા બેઠા આનંદ કરે છે (અર્થાત્ યમરાજાનું જે મનુષ્યના નાશનું કામ છે તે તમોએ ઉપાડી લીધું છે એટલે તે નવરા થયા છે.) ૨

## કુવૈદ્ય દરદીને મરણુવશજ કરે છે.

चितां प्रज्वलितां दृष्ट्वा वैद्यो विस्मयमागतः ।
नाहं गतो न मे भ्राता, कस्येदं हस्तलाघवम् ॥ ३ ॥ (सु. र. भां.)

કોઈ ઠેકાણે શ્મશાનમાં ચિતા સળગેલી જોઇને વૈદ્ય વિસ્મય પામી ગયો કે હું કે મારો ભાઈ ગયા નથી છતાં આ કોના હાથની કુશળતા હશે? (અર્થાત્ અમો બેઉભાઇની ક્રિયા વિના સત્વર મનુષ્યનો દેહપાત થતો નથી). ૩

## કુવૈદ્ય દરદીનું ધન કેવી રીતે હરે છે?

कषायैरुपवासैश्च कृतामुल्लाघतां नृणाम् ।
निजौषधकृतां वैद्यो निवेद्य हरते धनम् ॥ ४ ॥ (सु. र. भां.)

ઉકાળા તથા ઉપવાસથી મનુષ્યોને જે ફાયદો થાય છે તેને વૈદ કહે છે કે મારી ઔષધિથી થયો છે, એમ બતાવી પૈસા કઢાવે છે. ૪

## અધમ વૈદ્યોને યમરાજના પાશજેવા ગણી છોડી દેવા જોઇએ.

अज्ञातशास्त्रसद्भावाञ्शर[illegible]परायणान् ।
त्यजेद्दूरा[illegible]न्पाशान्वैवस्वतानिव ॥ ५ ॥ (सु. र. भां.)

જેણે વૈદકશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી પણ કેવળ શસ્ત્રવિદ્યા (કાપકૂપ) નેજ પરાયણુ રહે છે તેવા વૈદને યમના પાશની માફક તજીદેવા જોઇએ. ૫

## કુવૈદ્યને કેવી બેદરકારી હોય છે?

यस्य कस्य तरोर्मूलं, येन केन प्रगृह्य च ।
यस्मै कस्मै प्रदातव्यं, यद्वा तद्वा भविष्यति ॥ ६ ॥ (सू. मु.)

જે તે ઝાડનાં મૂળીઆં લઈ, જેની તેની સાથે ઘસીને ગમે તે દરદીને આ-પવું. પછી દરદીનું જે થવાનું હશે તે થશે. એમ ધારી કુવૈદ્ય વૈદું કરે છે. ૬

**કલિયુગમાં નઠારા વૈદ્યો ઘણા છે અને સારા વૈદ્ય કોઇકજ હોયછે.**

**आर्या.**

प्रच्छन्ना यमदूता, इव प्रभूताः कलौ न के वैद्याः।
शास्त्रेऽचपलबुद्धिः सरलः परलोकभीर्विरलः ॥ ७ ॥ (सू. मु.)

કળિયુગમાં છુપા યમરાજના દૂતના જેવા વૈદ્યો ક્યાં થોડા છે? અર્થાત્ એવા ઘણા વૈદ્યો છે. પરંતુ વૈદકશાસ્ત્ર જાણનાર, ચપલ બુદ્ધિવાળો અને પરલો-કથી બ્હીનારો સરળ વૈદ્ય કોઈ વિરલો મળી આવે છે. ૭

**કેવળ પેટભરા વૈદ્યો કેવા હોય છે?**

**उपजाति. (८ थी १२)**

मिथ्यौषधैर्हन्त मृषाकषायैरसह्यलेहैरयथार्थतैलैः।
वैद्या इमे वंचितरुग्णवर्गाः, पिचण्डभाण्डं परिपूरयन्ति ॥८॥ (सु. र. भां.)

આ વૈદ્યો ખોટાં ઔષધ, ખોટા ઉકાળા, સહન ન થઈ શકે તેવાં ચાટણ અને વિધિ પ્રમાણે નહિ બનાવેલ તૈલોથી માંદાઓને છેતરી પોતાનું પેટરૂપી પાત્ર ભરે છે. ૮

**કુવૈદ્ય યાચકને નજ આપે.**

नटोऽपि दद्याद्गणकोऽपि दद्यात्संप्रार्थितः पाशुपतोऽपि दद्यात्।
वैद्यः कथं दास्यति याचमानो, यो मर्तुकामादपि हर्तुकामः ॥ ९॥ (सु. र. भां)

યાચના કરવાથી નટ, જોષી કે પાશુપત-બાવો પણ કાંઈ આપે છે. પરંતુ વૈદ પાસે યાચના કરી હોય તો તે કાંઈ આપતો નથી કારણ તે વૈદ મરનાર પાસેથી કે દરદી મુવા પછી તેના વારસ પાસેથી પણ ધન લેછે. તે તો કેમજ આપે? ૯

**કુવૈદ્યમાં દયા હોતી નથી.**

यो व्याधिभिर्ध्यायति बाध्यमानं, जनौघमादातुमना धनानि।
व्याधीन् विरुद्धौषधतोऽस्य वृद्धिं, नयेत्कृपा तत्र कुतोऽस्तु वैद्ये ॥१०॥ (सू. मु.)

જે પૈસો લેવાની ઇચ્છાથી, ઘણાં માણસો માંદાં પડે એવું ચિંતવે છે અને વિરૂદ્ધ ઔષધ આપી રોગીના રોગ વધારવાનું કરે છે. તેવા કુવૈદ્યની અંદર દયા ક્યાંથી હોય? ૧૦

### કુવૈદ્યના હૃદયને લોભ છોડતો નથી.

रसायनैः सार्धमिहौषधानि, तदत्र वासान्मम मन्दता न ।
इतीव वैद्यस्य हृदंतरालं, लोभः पटुत्वं कलयन् मुंचेत् ॥११॥ ( सू. मु. )

અહીં રસાયનો સહિત ઔષધો છે. તેથી હું અહીં રહીશ તો મંદ પડીશ નહિ. જાણે એમ વિચારી તે વૈદ્યના હૃદયની અંદર રહેવાના પોતાના ફાયદાને ધારતો લોભ તેને ( વૈદ્યના હૃદયને ) છોડતો નથી. ૧૧

### કુવૈદ્યમાં ધર્મનો અભાવ.

प्रत्यूषमं वीक्ष्य पुरीषमूत्रदुर्गन्धसंबंधवशेन मन्ये ।
सद्धर्मगन्धः सुरभिस्वभावो, विजृंभते नो भिषजां गणेषु ॥१२॥ ( सू. मु. )

પ્રાતઃકાલે જોવાના વિષ્ટા અને મૂત્રના દુર્ગંધના સંબંધે લઇને વૈદ્યોની અંદર સદ્ધર્મનો ઉત્તમ ગંધ રહેતો નથી. એમ હું માનું છું. ૧૨

### અર્ધદગ્ધ વૈદ્યો.

शिखरिणी.

न धातोर्विज्ञानं, न च परिचयो वैद्यकनये
न रोगाणां तत्त्वावगतिरपि नो वस्तुगुणधीः ।
तथाप्येते वैद्या इति तरलयन्तो जडजना-
नसून्मृत्योर्भृत्या इव वसु हरन्ते गदजुषाम् ॥ १३ ॥ ( सु. र. भां. )

જેને લોહાદિક સપ્તધાતુનું જ્ઞાન નથી, વૈદ્યકશાસ્ત્રનો પરિચય નથી, રોગના તત્વની માહેતી નથી, વસ્તુ ( ઔષધિ ) ના ગુણનું જ્ઞાન નથી છતાં મૂર્ખ મનુષ્યોને છેતરીને જમરાજાના દૂત જેમ પ્રાણને હરીલે તેમ કુવૈદ્યો દરદીઓનું ધન હરી લે છે. ૧૩

### કુવૈદ્યને લીધે વૈદ્યવિદ્યાના હાલ.

स्रग्धरा.

सत्कोणं लोलनेत्रं कुलयुवतिमुखं दृश्यते सानुकम्पै-
[illegible]मर्धलज्जाश्रितमधिपुलकं स्पृश्यते पीनमङ्गम् ।
क्लीवानां खाद्यतेऽन्तश्चिरनिहितधनं काष्ठमूलाग्नितोयैः,
पूर्वासिद्धाकलानां सकलगुणनिधिर्वैद्यविद्याभिवन्द्या ॥ १४ ॥ ( सु. र. भां. )

સુંદર કટાક્ષવાળું, ચંચળ નેત્રવાળું એવું કુલીન સ્રીનું મુખ દયાથી (વૈદ્ય) જુવે છે; અર્ધીલાજવડે, રોમાંચિત એવાં સ્રીઓનાં પુષ્ટ અંગને અડકે છે; પુરૂષાર્થહીન પુરૂષોનું લાંબાવખતથી દાટી રાખેલ ધન, કાષ્ઠ, ઔષધિ, અગ્નિ તથા પાણીવડે (ઉકાળાથી) હરી લેછે, માટે પૂર્વથી સિદ્ધ સર્વ કળાના, ગુણના ભંડારરૂપ (!) વૈદ્યવિદ્યા અભિવંદન કરવા યોગ્ય છે. અર્થાત્ વૈદ્યવિદ્યાનો આવો ઉપયોગ ધિક્કારનું પાત્ર છે. ૧૪

### *કળિકાળના ઉંટવૈદો. (૧૫ થી ૨૧)

વૈદ બન્યા ને વાત ઉઠાડી ઉલટ બગાડી આ;
નાડી અનાડિ જરા ન જાણે—જોજો ટીંખળ આ. ૧૫
જડિબુટ્ટિ જંગલિયો શીખ્યા ધાતુ રસાયણ ખા;
ફૈંકે પણ નહિ વાળી જાણે—જોજો૦ ૧૬
ભીખ ન શીખ્યા ભણી ન જાણ્યા ખેડ કર્યે શું ખા;
વૈદ બનીને કર ઘીકેળાં—જોજો૦ ૧૭
જીવે તો દંડી લે દમડા મર્યે કાંધિઓ આ;
દાડો ખાવા ઝટ લૈ દોડે—જોજો૦ ૧૮
જો જો ગપ્પતણી આ ગોળી ફૂજેત ફાકી ખા;
અહદાવાનો કરે ઉકાળો—જોજો૦ ૧૯
જે તે ઝાડતણાં લૈ મૂળાં જે તે સાથે ખા;
જે તે થાશે ઘર દે દમડા—જોજો૦ ૨૦
ટીંખળ કેતાં પાર ન આવે પ્રભુજીના ગુણ ગા;
જોડકળામાં રહિ છે જુગતી—જોજો૦ ૨૧

---

પોતાના માનવજન્મની સફળતા થવા માટે પ્રત્યેક મનુષ્યે આ ભયંકર ભવસમુદ્રને તરવાની ઇચ્છા રાખવી જોઇએ. એ ઇચ્છા પાર પાડવાનું મુખ્ય અને નિશ્ચિત સાધન સત્યધર્મનું સેવન છે. સત્યધર્મનું સ્વરૂપ જાણવામાટે શ્રેષ્ઠ ગુરૂનું શરણ લેવું જોઇએ. ઉત્તમ પ્રારબ્ધના યોગથી શ્રેષ્ઠ ગુરૂ મળે અને સત્યધર્મનો ઉપદેશ પણ કરે, પરંતુ જ્યારે એ ધર્મનું નિયત સેવન થાય ત્યારેજ ધારેલી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ધર્મનું નિયત સેવન કરવામાં યોગ્ય મનોબળ અને શરીરની સ્વસ્થતા એ બે આવશ્યક સાધનો છે. જો શરીર અસ્વસ્થ હોય તો તેને લીધે મનોબળ પણ શિથિલ થાય છે જેથી શરીરસાધ્ય અને મનઃસાધ્ય

* કળિકાળનાં કૌતક (ટીંખળ.)

ઉપદેશશ્રવણાદિ અને ધ્યાનાદિક ધર્માચરણ થઈ શકતાં નથી. માટે રોગાદિકથી બચાવીને શરીરની સ્વસ્થતા આપણાથી બની શકે ત્યાંસુધી જાળવવી. એ માટે પ્રત્યેક મનુષ્યે આયુર્વેદની મુખ્ય બાબતોનું સામાન્ય જ્ઞાન મેળવવું જોઇએ એમ ધારી આ પરિચ્છેદમાં છેવટ આયુર્વેદની તેવી મુખ્ય મુખ્ય કેટલીક સામાન્ય બાબતોના અધિકારોને સ્થાન આપવામાં આવેલ છે. આયુર્વેદના વિશેષ અભ્યાસવગરનાં મનુષ્યો રોગોથી દૂર રહેવાના ધોરી નિયમો ધ્યાનમાં રાખી શકે અને નાહાનાં નાહાનાં કારણોથી થતા નાહાના નાહાના રોગોના ઇલાજો ધ્યાનમાં રાખી તેનો પણ સમયસર ઉપયોગ કરી લાભ મેળવી શકે તેમ વિષ-દંશ જેવી તત્કાલ ઈલાજ લેવા જેવી આપત્તિને વખતે વૈદ્યની મદદ મળતાં વિલંબ થાય તો ત્યાં વિષને પ્રાણહર સ્થિતિપર ન પહોંચવા દેવાને બની શકતા ઉપચારો પણ કરી બને તેટલી તેની સામે ટક્કર લઈ શકે અથવા પૂરતો લાભ પણ મેળવી શકે; પરંતુ નજર ન પહોંચે તેવાં નિદાનોવાળા, સામાન્યબુદ્ધિને મુંઝવણમાં નાખે તેવા પૂર્વરૂપો અને રૂપોવાળા, સાત્મ્ય અસાત્મ્યના નિર્ણયમાં ગોથાં ખવરાવનારા તથા અનેક પેટાભેદોને લીધે ભ્રમમાં નાખી દેનારા તથા સાધ્ય, કષ્ટસાધ્ય, યાપ્ય અને અસાધ્યના વિચારવમળમાં ડૂબાવી દે તેવા રોગોની ઉપસ્થિતિમાં તો વૈદ્યનુંજ શરણ લેવું જોઇએ. કારણ કે તેવા ગંભીર પ્રસંગોમાં જો વગર યોગ્યતાએ હાથ નાખવામાં આવે તો હાનિ થાય છે. વૈદ્યનું શરણ લેવામાં પણ વૈદ્યની યોગ્યાયોગ્યતા જોવી જોઇએ. દુનિયામાં કર્ત્તવ્યપરાયણતા અને લોભવશતા એ બન્ને સામસામે એકબીજાથી વિરૂદ્ધ જતી બાબતો હયાતી ભોગવે છે અને દરેક ધંધામાં તે જોવામાં પણ આવે છે. પૂરતા અભ્યાસ અને અનુભવથી કર્ત્તવ્યપરાયણતાને બરાબર સાચવીને વાજબી લાભ મેળવે તેવા વૈદ્યોજ શરણ લેવાને યોગ્ય છે અને તેઓનેજ સુવૈદ્ય કહેવા જોઇએ. જ્યારે પોતાની કોઈ જાતની યોગ્યતા ન હોય, અભ્યાસનો અને અનુભવનો પણ અભાવ હોય છતાં કેવળ પૈસા કમાવાના ઉદ્દેશથીજ–રોગીનું ગમે તે થાઓ પણ આપણને પૈસો મળે એજ આપણી કૃતાર્થતા છે એમ માનનારા મૂર્ખ માત્ર નામધારી વૈદ્યો પણ દુનિયામાં થોડા પડયા નથી. તેવા વૈદ્યોથી ચેતતા રહી તેમના પાશમાં ન સપડાવું પડે તેટલામાટે છેવટ તેમની ઓળખાણ થવામાટેનો અધિકાર આપી આ પરિચ્છેદની સમાપ્તિ કરવામાં આવે છે અને જે શરીરના સંરક્ષણની આવશ્યકતા દેખાડી છે તે શરીરમાં અયોગ્ય કે અમર્યાદિત મમતા બાંધી આત્મહાનિના અધમ માર્ગપર ન ઉતરી પડાય તેને માટે હવે પછીના પરિચ્છેદતરફ ધ્યાન ખેંચવામાં આવે છે.

ગ્રન્થસગ્રહિતા,

गीति.

बिनयविजयसङ्कलितः सत्काव्यालङ्कृतः परिच्छेदः ॥

एकादशः प्रशस्तः सततं भूयात्सतां मुदे सोऽयम् ॥ १ ॥

વિનયવિજય મુનિએ ગોઠવેલો, સારી કવિતાઓ વિગેરેથી અલંકૃત તે આ અગિયારમો પ્રશસ્ત પરિચ્છેદ નિરંતર સજ્જનોને આનંદ આપનાર થાઓ.

# एकादश परिच्छेद परिपूर्ण.

# द्वादश परिच्छेद.

મનુષ્ય શરીરને નિભાવવાના મુખ્ય સાધનરૂપ આહારની શુદ્ધતા સાત્મ્યતા, ક્રમઘટના અને પૂર્ણતા તથા પરિમિતતા વગેરે જેમ આહાર કરતી વખતે જાળવી રાખવાની જરૂર છે પણ અન્ય પ્રસંગે આવશ્યક્તાવાળાં વ્યવહાર કૃત્યો કરતીવેળા પણ તેને વળગી રહેવાની જરૂર નથી તેમ શરીરસંરક્ષણ જેવો આવશ્યક વિષય પણ જીવન વ્યવહારની નિર્વિઘ્નતાને માટે જો કે ધ્યાન આપી જાળવવાનો છે પણ તેને એટલું બધું વળગી રહેવું જરૂરનું નથી કે જેથી આત્મસુખનાં અન્ય સર્વ દ્વારો બંધ થઈ જાય અને “બકરૂં કહાડતાં ઉંટ પેસી જાય.” શરીરસંરક્ષણ કરતાં શરીરમાં અને તે પછી તેથી આગળ વધી શરીરસાથે સંબંધ ધરાવનારી અન્યવસ્તુઓમાં એવી મમતા કે એવી આસક્તિ ન બંધાઇ જવી જોઇએ કે જેને લીધે અંતઃકરણમાંથી દૈવીસંપત્તિનો દીવો ઠરી જઈ ત્યાં આસુરી સંપત્તિની અંધાધુંની જામી જાય અને તેમાં આંધળો બની ભમતો અને ગોથાં ખાતો આત્મા મોક્ષસુખ ગુમાવી–સ્વર્ગસુખથી રઝળી પડી નરકદુઃખો ભોગવવાને લાયક થઈ જાય એ સમજાવવાને આ પરિચ્છેદની આવશ્યક્તા માની છે અને તેમાં પણ આરંભમાં, સઘળી અધમ આસક્તિઓ અને અસત્પ્રવૃત્તિઓનું મૂળ મોહ છે અને તેજ આ સંસાર સમુદ્રમાં ડૂબાવનાર છે, તેજ વિષમાં અમૃતભાન કરાવનાર છે અને તેજ મૃગતૃષ્ણિકામાં મહાસરોવર બનાવનાર છે. તેથી મોહનું સ્વરૂપ અને તેનો પ્રભાવ દેખાડવાને તેના અધિકારની આવશ્યક્તા માની છે.

# मोह–अधिकार.

ખરેખર ચરાચર આખું જગત્ મોહને આધીન છે. એટલે પ્રાણી માત્ર પોતે જે જે સ્થિતિમાં ગોઠવાયું છે તે તે સ્થિતિમાં મોહને લીધે ન્યૂન આનન્દ માનતું નથી. પરંતુ એક વિષ્ટાનો કીડો પણ પોતાના નિવાસમાં અત્યંત આનંદ માનેછે ત્યાં દેવ, મનુષ્યો તથા અન્ય પ્રાણીઓ પણ પોતપોતાની યોનિમાં આનંદ માને તેમાં શું આશ્ચર્ય? આપણે જોઇએ છીએ કે પક્ષીઓ પોતે ભૂખ્યાં હોય છે તોપણ દાણા ચંચુમાં લાવીલાવીને પોતાનાં બચ્ચાંઓના મુખમાં નાખે છે. એટલે મનુષ્યને તો પુત્રાદિના પોષણમાં સ્વાર્થનું અનુસંધાન થાયછે કે આ મ્હારો પુત્ર મ્હારી વૃદ્ધ અવસ્થામાં મારૂં પોષણ વિગેરે કરશે પરંતુ પક્ષીઓને તો પાંખો આવ્યા સુધીજ સંબંધ ટકી શકે છે. પાંખો આવી કે કોણ માતા અને કોણ પુત્રો? તોપણ પક્ષીઓને તેનાં પોષણાદિમાં કેવાં આસક્ત જોઇએ છીએ? ખરેખર આ મોહનો વિસ્તાર છે. એક ટૂટી ઝુંપડીમાં રહેનાર મનુષ્ય પણ પોતાના વૈભવ આગળ મરણની છેલ્લી ઘડી સુધી તમામ દેવેન્દ્રના વિભવોને પણ તુચ્છ કરી માને છે–આ સર્વ મોહનુંજ કારણ છે–આ બાબત મનુષ્યપ્રાણીને જાણવાની ઘણીજ આવશ્યક્તાછે અને તેથીજ આ અધિકારનો આરંભ કર્યો છે.

**જેમ સૂર્યમાં અંધકાર નથી, તેમ આત્મામાં મલિનતા નથી.**

अनुष्टुप् (१ थी ३.

निर्मलं स्फाटिकस्येव, सहजं रूपमात्मनः ।
अध्यस्तोपाधि सम्बन्धो, जडस्तत्र विमुह्यति ॥१॥ } ज्ञा. सा.

શબ્દાર્થ—આત્માનું સ્વાભાવિક સ્વરૂપ સ્ફટિકમણિના જેવું નિર્મળ છે (તે તજીને) કલ્પિત ઉપાધિ સંબંધથી જડ પુરૂષ તેમાં મોહ પામે છે. ૧

વિવેચન—જીવનું નિજસ્વરૂપ, નિરૂપાધિક સ્વભાવ સુંદર સ્ફાટિકમણિ જેવું કલંકરહિત છે. તે તજીને કર્મનાવશથી દેહાદિરૂપ જે સંબંધ—સંયોગ જીવને થાય છે તે દેહાદિમાં સત્વનો આરોપ કરીને જડ, મૂઢ, અજ્ઞજીવ નિજપણું માનતો હર્ષશોકાદિથી વ્યાકુળ થાય છે. ૧

**જ્યાંસુધી મનુષ્યને મમતા અને અહંતા હોય ત્યાંસુધી તપના ફળની પ્રાપ્તિ થતી નથી.**

ममेयमहमस्येति प्रीतिरीति रिवोत्थिता ।
क्षेत्रे क्षेत्रीयते यावत्तावत्क्वाऽऽस्था तपः फले ॥२॥ } अा. शा.

જેમ ખેતરમાં ઉત્પન્ન થયેલી ઇતિ ( ધાન્યનો નાશ કરનાર ઉપદ્રવ વિશેષ ) આ ( ખેતર ) મારૂં છે અને હું એની છું એમ માનીને ખેતરની માલિકી ધરાવે છે ત્યાંસુધી ધાન્યરૂપ ફળની આશા રહેતી નથી. તેજ પ્રમાણે આ મારૂં છે અને હું એનો છું એવી અંતઃકરણમાં ઉત્પન્ન થયેલી પ્રીતિ જ્યાંસુધી સ્રીપુત્રાદિમાં ચાલુ રહે છે ત્યાંસુધી તપસ્યાના ફળને વિષે શી આશા રાખવી ? કાંઇજ નહીં. ૨

## મોહ વગેરે દોષો કયે ઠેકાણે વિશેષ હોય છે.

नास्तिके शकुना कुब्जे वास्तुदोषाः पशौ छलम् ।
निःस्वे चाहारदोषाः स्युर्न वैराग्यमसत्वके ॥३॥ } (सू. मु.)

નાસ્તિકમાં શકુન, કુબ્જમાં વાસ્તુદોષ, પશુમાં છલ, અને ધનરહિતમાં આહારના દોષો નથી હોતા, તેમ સત્વગુણરહિત મનુષ્યમાં વૈરાગ્ય પણ નથી હોતું. મતલબ કે જે નાસ્તિક હોય તે કાંઈ શકુનની દરકાર ન કરે; કુબ્જ એટલે કુબડો હોય તેને મકાનનાં બારી બારણું નાનાં મોટાં હોય તેની નડતર ન હોય તેથી તે બાબતની તેને પણ દરકાર ન હોય, પશુમાં પ્રપંચ હોય નહિ અર્થાત્ હું કપટ કરૂં છું તેવું ભાન તેને હોતું નથી. અને ધનરહિત મનુષ્ય હોય તેને કાંઈ માલ મસાલાદાર તીખા તમતમતા સ્વાદિષ્ટ ખોરાક ન મળે એટલે તેને અજીર્ણાદિ આહારદોષ લાગુ પડતો નથી. તેમ જેનામાં સત્વગુણ ન હોય તેનાથી વૈરાગ્ય પણ ઘણું દૂર હોય છે. ૩

## મોહની વિચિત્રતા.

आर्या ( ४—५ )

दाराः परभवकारा बन्धुजनो बन्धनं विषं विषयः ।
कोऽयं जनस्य मोहो, ये रिपवस्तेषु सुहृदाशाः ॥४॥ } (सू. मु.)

મનુષ્યને સ્રીઓ બીજા જન્મને કરાવનારી છે, બંધુજન તે બંધન છે, શબ્દાદિ વિષય તે ઝેર છે. છતાં પણ મનુષ્યનું આ કેવું અજ્ઞાન છે કે જેને લીધે શત્રુઓમાં મિત્રની આશાઓ બાંધી રહ્યાં છે ! ૪

पुत्रो मे भ्राता मे स्वजना मे गृहकलत्रवर्गो मे ।
इति कृतमेमेशब्दं पशुमिव मृत्युर्जनं हरति ॥५॥ } (सू. मु.)

આ પુત્રો મ્હારા છે, આ ભાઈ મ્હારો છે. સ્વજન (કુટુંબીજન) મ્હારા

છે અને ઘર, સ્ત્રી વિગેરેનો સમૂહ મ્હારો છે. આ પ્રમાણે મ્હારૂં મ્હારૂં એવા શબ્દ કરતા મનુષ્યને પશુ ( બકરા )ને જેમ વાઘ ઉપાડી જાય છે તેમ મૃત્યુ ઉપાડી જાય છે. ૫

## મોહથી થતી માનવજન્મની નિષ્ફલતા.

### पादाकुलकम् ( ६ थी ९ ).

हा हा दुष्टकषायितकायैः, क्षिप्तं जन्म मुधा व्यवसायैः ।<br>
काकिण्यर्थे चिन्तारत्नं, हारितमेतदकृत्वा यत्नम् ॥६॥ } (सू. मु.)

હા, હા ખેદ છે કે!! દુષ્ટાચરણથી કાયાનો નાશ કરવાવાળા વ્યવસાયો ( લૌકિક વ્યવહારો )થી આખો મનુષ્ય જન્મ ફોકટ કાઢી નાખ્યો અને કોડી સમાન ધનાદિ સારૂ આ જીવના ખરા કલ્યાણ માટે યત્ન ન કર્યો તથા ચિન્તામણિ ( જેની પાસ રહેવાથી મનુષ્યને ઇચ્છિત ફળ આપી શકેછે તે ) નામના મણિ તુલ્ય આ મનુષ્ય દેહને જીવ હારી ગયો. એટલે મનુષ્યજન્મ આત્મોદ્ધાર સિવાયના બીજા કર્મોમાં પ્રવૃત્ત થઈ વ્યર્થ ગુમાવ્યો. ૬

## સંસારમાં પતિ પત્ની આદિરૂપે આસક્તિ તે પણ ખરેખર મોહ છે.

यदयं स्वामी यदिदं सद्म सर्वं चैतन्मिथ्या छद्म ।<br>
यदयं कान्तो यदियं कान्ता, सोऽयं मोहो हंत दुरन्तः ॥७॥ } (सू. मु.)

આ મારો શેઠ, આ મારૂં ઘર, આ મારો પતિ–એમ પત્નીનું કહેવું, આ મારી પત્ની–એમ પતિનું કહેવું એ ખરેખર મિથ્યા કપટ છે અને તેજ દુરંત ( દુઃખથી જેનો અંત આવે તેવો ) મોહ છે. ૭

## મિત્રની મિત્ર પ્રતિ સુબોધ ઉક્તિ.

जाताः कति नहि सुखसम्बन्धा, न विदन्त्येते जीवा अन्धाः ।<br>
सोयं मोहनटस्य विलासः, सर्वो नव इव पुनराभासः ॥८॥ } (सू. मु.)

આ જગત્‌માં સુખના સંબંધ કેટલા નથી થયા ? અર્થાત્ ઘણા થયા છે. પણ ( મોહથી ) અંધ થયેલા આ પુરૂષો તેને જાણતા નથી. કે આ સર્વસુખ સંબંધો ઉત્પન્ન થઇ થઇને નાશ પામી જાય છે. કારણકે મોહરૂપી નટનો સર્વ પ્રકારનો વિલાસ નવીનની માફક ફરી ફરી ભાસે છે. એટલે જનસમાજ તેમાં તણુતો જાય છે. માટે ( હે મિત્ર ? ) તેને તું કાપી નાખ. ૮

## સંસારનો મોહ છૂટવાની રીતિ.

कोऽहं क स्मन्कथमायातः, कामे जननी को मे तातः।
इति परिभावयतः संसारः, सर्वोऽयं स्वप्नव्यवहारः ॥९॥ } (सू. मु.)

હું કોણ છું? અને ક્યા સ્થાનમાં આવ્યો છું? અને કેમ આવ્યો છું? મારી માતા કોણ છે? અને મ્હારો પિતા ( બાપ ) કોણ છે? આ પ્રમાણે વિચાર કરનાર મનુષ્યને આ બધો સંસાર સ્વપ્નના વ્યવહાર સમાન ભાસેછે. ૯

## મનુષ્ય મોહથી કાળને જોઈ શકતો નથી.

इन्द्रवज्रा.

ओतुः पयः पश्यति नैव दण्डं, कीरोऽपि शालीन्न च लोष्ठखण्डम् ।
काकः पलं नो बत सिंहतुण्डं, जन्तुस्तथाशां न यमं प्रचण्डम् ॥१०॥ } (सू. मु.)

મીંદડો દુધને દેખે છે પણ લાકડીને જોતો નથી. પોપટ પણ શાલિ ( ચોખાના દાણાને ) દેખે છે પણ ( ગોફણમાંથી આવતાં ) ઢેફાના કટકાને દેખી શકતો નથી અને કાગડો સિંહના મુખમાં રહેલા માંસને જુવે છે પણ સિંહના મ્હોઢાને દેખી શકતો નથી. તેમ મનુષ્ય આશા ( અભિલાષા )ને જોયા કરે છે પરંતુ પ્રચંડ એવા યમ ( કાળ )ને દેખી શકતો નથી. ૧૦

## મોહની પ્રબલતા.

उपजाति ( ११–१२ ).

त्यक्तेऽपि वित्ते दमितेऽपि चित्ते, ज्ञातेऽपि तत्त्वे गलिते ममत्वे ।
दुःखैकगेहे विदिते च देहे, तथापि मोहस्तरुणप्ररोहः ॥११॥ } (सू. मु.)

ધનનો ત્યાગ કરી દીધો છે. ચિત્તનું પણ દમન કર્યું છે, મમત્વ (મ્હારાપણું) ગલિત (નાશ) ભાવને પામ્યું છે અને દુઃખોના એક ઘર રૂપી છે એમ દેહને જાણી લીધેલ છે, તોપણ મોહ (અજ્ઞાન) વૃક્ષ હજુ તરૂણ (કોમલ) પ્રરોહ (નવાંકુર)ને કાઢી રહ્યું છે. ૧૧

## તત્વજ્ઞાનથી મોહ ચાલ્યો જાય છે.

[illegible] मोहरिपु र्जनानां, ज्ञानं विवेकं च निराकरोति ।
मोहाभिभूतं च जगद्विनष्टं, तत्त्वावबोधादपयाति मोहः ॥१२॥ } (हृ. प्र.)

આ જગતમાં મોહ સર્વ પ્રાણીઓને બળવાન શત્રુ છે. તે પ્રાણીઓના

જ્ઞાનગુણ અને વિવેકગુણ બંનેનો વિનાશ કરે છે અર્થાત્ સંસારના મોહમાં ખુંચેલા પ્રાણીઓનાં જ્ઞાન અને વિવેક બંને છેટાં જતાં રહે છે. મોહથી પરાભવ પામેલું આ જગત્ બધું વિનાશ પામેલું મ. તે મોહ, તત્ત્વનો બોધ થવાથી અર્થાત્ વસ્તુસ્વરૂપનો ખરો ભાસ અંતઃકરણમાં થવાથી નાશ પામે છે. તત્વબોધની પાસે મોહનું જોર ચાલતું નથી તેતો અનેક ઉપાયોવડે મોહનો વિનાશજ કરે છે. ૧૨

ભાવાર્થ—મોહ વિવેકનો ખરેખરો કટ્ટો શત્રુ છે તે હકીકત આપણે સર્વ જાણીએ છીએ. વિવેકની ઉત્પત્તિ જ્ઞાનથી થાય છે તેથી જ્ઞાન પણ મોહના શત્રુ તરીકે ગણાય એમાં કાંઈ નવાઈ નથી. જ્ઞાન અને વિવેકવડે પ્રાણી તત્વને બરાબર સમજીને પછી તત્વજ્ઞાનની પ્રાપ્તિના વિરોધી મોહને નિર્મૂળ કરવા મથેછે. એમ મોહ પણ પોતાને જ્યારે અવસર મળે છે ત્યારે આત્મા જ્યારે તેના વશવર્તી થાય છે ત્યારે જ્ઞાન ને વિવેક બંનેને નિર્મૂળ કરવાનો પ્રયત્ન કરે છે. આ યુદ્ધ અનાદિકાળથી આપણાં આત્મગૃહમાં ચાલ્યુંજ આવે છે અને તેમાં આપણો આત્મા જેની તરફદારી કરે છે તેનો જય થાય છે આપણો આત્મા એટલો બધો અદૃઢ સ્વભાવી થઈ ગયેલો છે કે તે ઘડીકમાં મોહને વહાલો મિત્ર સમજે છે અને ઘડીકમાં તેને કટ્ટો શત્રુ સમજે છે. મોહના સાધનભૂત સ્ત્રી, પુત્ર, પરિવાર, દ્રવ્ય, મકાન વિગેરે ઉપર જે પ્રીતિ વધતી જાય છે તેથી મોહ પ્રબળ થતો જાય છે અને પોતાનાં મૂળ ઉંડાં ઉંડાં નાખતો જાય છે. આખું જગત્ તેણે પોતાને વશ કર્યું છે અને આત્માના ગુણોને વિનષ્ટ કરી દીધા છે; તેવા પ્રબળ મોહને દૂર કરવા માટે બળવાન્ કારણ ખરેખરો તત્વબોધજ છે. ખરેખરો તત્વબોધ થવાથી મોહના પ્રત્યેક ચેષ્ટિત સમજવામાં આવે છે એટલે પછી આ પ્રાણી કદિ પણ તેનાથી છેતરાતો નથી, કોઇપણ પ્રકારે તેને કબજે કરવાનો પ્રયત્ન કરે છે. અને તેમાં પરિણામે તે ફત્તેહમંદ થાય છે. જગતના પ્રાણીઓ આ પ્રમાણે જાણે છે છતાં પણ મોહને વશ થાય છે તે આશ્ચર્યકારી હકીકત છે. એણે અનાદિકાળથી પોતાની જમાવટ કરી દીધેલી છે, તે માલેકજ થઈ પડયો છે, તેથી તેને આત્મગૃહમાંથી કાઢવો મુશ્કેલ છે એ ખરીવાત છે પણ જ્યારે આપણે તેને ખરેખરો અહિતકર સમજીએ ત્યારે પછી એકદમ રહેવા પણ કેમ દઇએ? માત્ર તેવી દૃઢ સમજણ—તત્વબોધવડે થવાનીજ જરૂર છે. ૧૨

## જ્યાંસુધી મમતા ત્યાંસુધી મોહ.

हरिणी.

अपि सुतपसामाशावल्लीशिखा तरुणायते,
भवति हि मनोमूले यावन्ममत्वजलार्द्रता।
इति कृतधियः कृच्छ्रारम्भैश्चरन्ति निरंतरं,
चिरपरिचिते देहेऽप्यऽस्मिन्नतीव गतस्पृहाः ॥ १३॥ (आ. शा)

જ્યાંસુધી મનરૂપી વૃક્ષના મૂળમાં મમતારૂપી જળની આર્દ્રતા (ભીનાશ) છે ત્યાંસુધી શુભ તપશ્ચર્યા કરનાર પુરુષોની પણ આશારૂપી વેલની શિખા [ અગ્ર ભાગ ) તરૂણ ( નવયૌવનમાં હોય તે ) ની માફક વધ્યા કરે છે એટલા માટે લાંબા પરિચયવાળા આ દેહમાં પણ અત્યન્ત સ્પૃહા ( તૃષ્ણા ) થી હીન એવા કૃતાર્થ બુદ્ધિવાળા પુરુષો મહા કષ્ટમય તપના આરંભોવડે ( સાવચેત રહેતા ) સંસારમાં નિરંતર વિચરે છે. ૧૩

## સ્ત્રીપુત્રાદિમાં મોહથી મમતા રાખવાવાળો મનુષ્ય કાળને જોતો નથી.

शार्दूल विक्रीडित ( १४ थी १७ ).

भार्येयं मधुराकृतेर्मम मम प्रीत्यन्वितोऽयं सुतः,
स्वर्णस्यैष महानिधिर्मम ममासौ बन्धुरो बान्धवः।
रम्यं हर्म्यमिदं ममेत्थमनया व्यामोहितो मायया,
मृत्युं पश्यति नैव दैवहतकः क्रुद्धं पुरश्चारिणम् ॥ १४ ॥ (का.स.गु.)

મધુર ( સુન્દર ) આકારવાળી આ મ્હારી સ્ત્રીછે, પ્રીતિયુક્ત એવો આ મ્હારો પુત્ર છે, આ સુવર્ણની મ્હોરોનો મહાન્ ભંડાર છે, આ મ્હારો નમ્ર બાંધવ ( જન ) છે, આ સુંદર હવેલી ( ઘર ) મ્હારી છે, આ પ્રમાણે આ પુદ્ગલોથી મોહ પામેલો દૈવથી હણાયેલો આ મનુષ્ય, આગળ વિચરતા કોપાયમાન થયેલા કાળને જોતોજ નથી. ૧૪

## સત્પાત્ર સન્મુખ કાળવશ થયેલા પુરૂષની ખિન્નતા.

कष्टोपार्जितमत्र वित्तमखिलं द्युते मया योजितं,
विद्या कष्टकरं गुरोरधिगता व्यापारिता कुस्तुतैः ।
पारम्पर्यसमागतश्च विनयो वामेक्षणायां कृतः,
सत्पात्रे किमहङ्करोमि विवशः कालेच नेदीयसि ॥१५॥ (का.स.गु.)

અહિં કષ્ટથી મેળવેલ સર્વ ધન મેં જુગટામાં ખર્ચી નાખ્યું, કષ્ટથી ગુરૂપાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યાનો મેં કુત્સિત પુરુષોના વખાણમાં ઉપયોગ કર્યો અને મ્હારી વંશપરંપરાથી પ્રાપ્ત થયેલ એવો જે વિનય તેનો મેં વામ (સુન્દર) નેત્રવાળી સ્ત્રીને ખુશી કરવામાં ઉપયોગ કર્યો તો હવે મ્હારો કાળ (મરણ સમય) બહુજ નજીક આવ્યો છે માટે પરવશ એવો હું સત્પાત્રમાં આજ શું કરી શકું? ૧૫

## મનુષ્યને મોહથી થતી ચિંતા હાથીના દૃષ્ટાંતથી સમજાવે છે.

नो मन्ये दृढबन्धनात्क्षतमिदं नैवाङ्कुशो घातनं,
स्कन्धारोहणताडनात्परिभवं नैवान्यदेशागमम् ।
चिन्तां मे जनयन्ति चेतसि यथा स्मृत्वा स्वयूथं वने,
सिंहत्रासितभीतभीरुकलभा यास्यन्ति कस्याश्रयम् ॥१६॥ (शा. प.)

એક હાથી કહે છે કે વનમાં સિંહથી ત્રાસ પામેલાં બીકણુમાં બીકણુ એવાં મ્હારા બચ્ચાં કોનો આશ્રય કરશે? એમ પોતાના યૂથ (ટોળા) ને સંભારીને ઉત્પન્ન થતી પીડાઓ મ્હારા મનમાં જેવી રીતે ખેદ ઉત્પન્ન કરે છે, તેવી રીતે (સાંકળના) દૃઢ બંધનથી ઉત્પન્ન થયેલ આ ઘાને હું ગણુકારતો નથી તેમ આંકડીયાના પ્રહારને ગણુતો નથી, સ્કંધ (ખભા) ઉપર ચડીને તાડન કરવાથી ઉત્પન્ન થયેલા પરાભવને અને બીજા દેશમાં જવા (સંબંધી માર્ગશ્રમ) ને (અથવા હું પરદેશમાં આવ્યો છું તે બાબતને) હું નથીજ ગણુતો. ૧૬

## એક અર્ધદગ્ધ પુરૂષ પોતાનું સંકટ જણાવે છે.

जानामि क्षणभङ्गुरं जगदिदं जानामि तुच्छं सुखं,
जानामीन्द्रियवर्गमेतमखिलं स्वार्थैकनिष्ठं सदा ।
जानामि स्फुरिताचिरद्युतिचलं विस्फूर्जितं सम्पदां,
नो जानामि तथापि कः पुनरसौ मोहस्य हेतुर्मम ॥१७॥ (सू. मू.)

આ જગતને હું ક્ષણુભંગુર છે એમ જાણું છું, તેમ સંસારનાં સુખ તુચ્છ છે એમ પણુ જાણુંછું, આ સમગ્ર ઇન્દ્રિયોનો સમૂહ પોતપોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં સદા એકનિષ્ઠાવાળો છે એમ પણુ જાણું છું અને ચમકારા કરતી વિજળીના સમાન ચપલ એવી સંપદના (ધન વિગેરેના) ટંકાર (દેખાવ) ને પણુ જાણું છું. છતાં નાશાત્મક પદાર્થોમાં આ મ્હારા મોહનું કારણ કોણુ છે?

તેને હું જાણુતો નથી. અર્થાત્ મોહ એ મહાગહન છે, તેનાથી છૂટવાને ઉગ્ર ઇચ્છા રાખી પ્રબળ પ્રયત્ન કરવો જોઇએ. ૧૭

## મોહ કયાંસૂધી રમાડે છે?

### स्रग्धरा ( १८ थी २० )

तीर्णं जीर्णं पटीरं वृषन.लशतैः सङ्कुलं धान्यहीनं,
काली काणी कुरूपा कटुरवविषमा गेहिनी स्नेह हीना ।
खण्डी हण्डी त्रिदण्डी कटुरटणपरा द्वारकःकूयमाना,
जीवानां सम्पदेषा रमयति हृदयं हा महामोहचेष्टा ॥१८॥ (कस्यापि)

ઉંદર અને સેંકડો નોળીયાથી ભરપૂર, ધાન્યહીન, પડી ગયેલ, તથા જીર્ણ ( જુનું ) ગુણીયાના પડદાથી બનાવેલું ઘર અને રંગે કાળી, આંખે કાણી કુબડી કટુ ( કડવા ) શબ્દ બોલવાથી દારૂણુ અને સ્નેહથી રહિત એવી સ્રી, ( ભોજન રાંધવાની ) ભાંગેલી એવી હાંડલી અને કટુ શબ્દ કરવામાં તત્પર ( ક્ચકચ ) એવા શબ્દને કરતી ત્રણુ દાંડાવાળી ખાટલી અને ઘરનું નાનું સરખું બારણું ખરાબ દેખાય છે. આવા પ્રકારની આ સંપદ જીવોના અંતઃકરણુને આનંદ આપી રહી છે. હા ! ખેદ છે કે આ મહામોહની ચેષ્ટા ( રમત ) છે. ૧૮

## યતિને ચેતવવા ખાતર આ મોહનું બળ જણાવે છે.

श्रुत्वा श्रद्धाय सम्यक्शुभगुरुवचनं वेश्मवासं निरस्य,
प्रव्रज्याथो पठित्वा बहुविधतपसा शोषयित्वा शरीरं ।
धर्मध्यानाय यावत्प्रभवति समयस्तावदाकस्मिकीयं,
प्राप्ता मोहस्य धाटी तडिदिव विषमा हा हताः कुत्र यामः॥१९॥ (का.स.गु.)

સમ્યક્ શુભ એવા ગુરુના વચનને શ્રદ્ધાથી સાંભળીને પછી ઘરનો ત્યાગ કરીને પ્રવ્રજ્યા લઈ અને ( ધર્મશાસ્ત્રોનું ) અધ્યયન કરી ઘણા પ્રકારના તપથી શરીરનું શોષણુ કરી જ્યાં ધર્મધ્યાનને માટે યોગ્ય એવો સમય પ્રાપ્ત થાય છે તેટલામાં આકસ્મિક ( અણુધારેલી ) અને વીજળીની માફક વિષમ મોહની બેડી તે મનુષ્યને પ્રાપ્ત થાય છે એટલે જ્યાં ખરૂં કર્તવ્ય આવે છે ત્યાંજ તે મનુષ્યને મોહ પકડી પાડે છે. માટે તેવા પુરુષો ખેદ કરે છે કે હા! અમે મરણુતુલ્ય દશાને પ્રાપ્ત થયા છીએ હવે ક્યાં જઇએ ? ૧૯

## મોહથી થતું દુઃખ.

कस्याश्चिच्छैवलिन्याः पतितमथ रयेणोह्यमानं प्रवाहे,
भल्लूकं कम्बलं कस्तटगतमनुजो मन्यमानः पपात ।
गत्वा धृत्वा धृतोऽसावपि कथमपितं मुञ्चमानो न मुक्तः,
प्राणं तत्याज लोभादुरुमोहवशयान्मृत्यवे दुष्टसङ्गः ॥ २० ॥ } दृ. प्र.

કોઈ એક રીંછ એક નદીના પ્રવાહમાં પડયું તેને કોઈ મનુષ્યે કાંબળી માની અને તે લેવા નદીમાં પડયો. ત્યાં જઇને તેને પકડયું પરંતુ રીંછે તેને પકડયો તે વખતે કોઈ તેના મિત્રે કહ્યું કે હે ભાઈ! એ ધાબળાને છોડીદે પણ તે બોલ્યો કે મને આ ધાબળી ( રીંછ ) છોડે નહિ ત્યારે શું કરૂં ? પછી લોભને લીધે તેણે પ્રાણ તજ્યો. એટલે એ સમજવાનું કે દુષ્ટ મોહનો જે સંગ કરવો તે મૃત્યુ (સંસાર)ને માટે છે. ૨૦

### *ચાલતો જમાનો અથવા રામદાસ શેઠનું રમુજી ફારસ.

#### ગુરૂના આશ્રમમાં શેઠજીનો મેળાપ.

ગુરૂ—શેઠ ઘણા દિવસે દેખાણા અને તમોને ગઇ સભામાં જાહેરખબર માટે હેંડબીલ મોકલ્યું હતું તોપણ કેમ ન આવ્યા ?

પદ્ય.

શેઠ—હેંડબીલ તમારૂં ભાળ્યું, તેમાં દેખાડયું મોક્ષનું બારૂં;
હાલ કામમાં નથી નવરાશું, ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાશું. ૨૧

ગુરૂ—અરે શેઠ તમને બબે પુત્ર છતાં આટલો જંજાળ શાનો ?

શેઠ—મોટો છોકરો જુગારી થયો છે, નાનો છોકરો વિલાયતે ગયો છે;
એવો ધમરોળ ચાલી રહ્યો છે, ગુરૂરાજ મારા૦ ૨૨

ગુરૂ—તમારી ગાંઠે સાઠલાખ રૂપીઆ છે તેનું વ્યાજ ખાઓ તોપણ ખુટે નહિ, ત્યારે ચિંતા શામાટે કરો છો ?

શેઠ—સાઠ લાખની પુંજીમાં શું કરીએ ? સાઠ અબજ તેજુરીમાં ભરીએ;
ત્યારે કાંઇક શાંતિ દિલમાં ધરીએ, ગુરૂરાજ મારા૦ ૨૩

ગુરૂ—શેઠજી ! સાઠ અબજ રૂપીઆ અહિં હિંદુસ્તાનમાં તમને થાય તેમ લાગતું નથી, માટે તૃષ્ણા છોડો.

શેઠ—યૂરોપ-આફ્રિકામાં વિચરશું, આસ્ટ્રેલીઆનું સોનું સંઘરશું;
અમેરિકાની લક્ષ્મી અહિં ભરશું, ગુરૂરાજ મારા૦ ૨૪

ગુરૂ—શેઠજી ! તમારે ઘેર મીલ તથા માળા ઘણા છે તોપણ આટલો બધો લોભ શા માટે કરો છો ?

* કસ્યાપિ.

શેઠ—હજી થાશું હજાર મીલવાળા, તેમાં બાંધશું બારસો માળા;
તેમાં ક્યાંથી ફેરવીએ માળા, ગુરૂરાજ મારા૦ ૨૫

ગુરૂ—શેઠજી તમારે માથે ધોળાં આવ્યાં છે માટે કાંઇક ધર્મકરણી કરો અને પરભવ સુધારો.

શેઠ—સાઠ વરસની ઉમર છે અમારી, તે શું આંખે આવી છે તમારી;
હજી લાવવી છે નનકડી નારી, ગુરૂરાજ મારા૦ ૨૬

ગુરૂ—શેઠજી ! તમો ન્યાયરીતે ચાલતા તો હશો તોપણ વધારે સુશીલ થશો કે જેથી બીજાં મનુષ્યો તમારા જેવું આચરણ કરે.

શેઠ—ચાર શેઠીઆ થશું ક્રોધ કુડાં, નીતિવિણુ કરશું ન્યાય ઉંડા;
હજી કઇકનાં કરવાંછે ભુંડાં, ગુરૂરાજ મારા૦ ૨૭

ગુરૂ—શેઠજી ! હવે આટલી ઉમરે ઇશ્વર ભજન કરી મનની ચિંતા ટાળો.

શેઠ—હજી છોકરાનાં છોકરાં પરણશે, તેનાં છોકરાં ખોળામાં રમશે;
ત્યારે મનની ચિંતા કાંઇક ટળશે, ગુરૂરાજ મારા૦ ૨૮

ગુરૂ—શેઠજી ! જરૂર જેટલું કામ કરી પુરસદ મેળવો.

શેઠ—હજી આભ ઉંડળમાં લેવું છે, એવાં કામ સાતસોને નેવું છે;
તેમાં ક્યારે પુરસદ જેવું છે, ગુરૂરાજ મારા૦ ૨૯

ગુરૂ—શેઠજી ! શાસ્ત્રના નિયમ પ્રમાણે ધનનો ધર્મ રસ્તે વ્યય કરો.

શેઠ—જો હું ધર્મને પુણ્ય કરવા લાગું, સર્વે ઘરનો પરિગ્રહ ત્યાગું;
પછી ભુંડા એ ભીખ હું માગું, ગુરૂરાજ મારા૦ ૩૦

ગુરૂ—ધનવાન્ મનુષ્યને કોઇ જાતની ચિંતા હોય નહિ. તમો ધનાઢ્ય છો તેથી તમો પ્રભુભજન સારી રીતે કરો.

શેઠ—નવગજના નમસ્કાર તમને, નાહક ખોટી કર્યા તમે અમને;
તે શું લાગે ધનવાન ને ભજનને, ગુરૂરાજ મારા૦ ૩૧

ગુરૂ—શેઠજી ! આવી દુઃખપ્રદ મમતા છોડી પવિત્ર પુરૂષનો સંગ કરી તેના ઉપર પ્રેમભાવ રાખો.

શેઠ—આવી લુખી વાતો ક્યાંથી લાવો, ક્યાંક નાણાંનો સાગર બતાવો;
તો તમે અમને બહુ ભાવો, ગુરૂરાજ મારા૦ ૩૨

ગુરૂ—શેઠજી ! હવે ગરીબોનું કલ્યાણ કરો અને પ્રભુગુણ ગાઓ.

શેઠ—દોઢાં બમણાં કરીને નાણાં લેશું, તાબે કરીશું ઘરબાર જોશું;
પછી નિરાંતે પ્રભુ ગુણ ગાશું, ગુરૂરાજ મારા૦ ૩૩

## મોહ ઉપર કામલક્ષ્મીની કથા.

*ભરતક્ષેત્રના વિશાલપુર નામના નગરમાં, જેણે શત્રુઓને પોતાના દાસ બનાવ્યા છે એવો અને સૂર્ય સમાન તેજસ્વી સૂરતેજા નામનો રાજા હતો. સરલ સ્વભાવી, સૌમ્ય, કૃતજ્ઞ, પરદુઃખને જાણનાર, દાક્ષિણ્યયુક્ત, ક્ષમાશીલ, ગંભીર, રૂપમાં કામદેવ જેવો અને સર્વ વિદ્યામાં પારંગત એવો વેદવિચક્ષણ નામનો કોઇ પરદેશી બ્રાહ્મણ તે રાજાનો પુરોહિત હતો. એક વખતે રાજસભામાંથી બહાર નીકળતાં ચહુટામાં, ઉપરનું અને નીચેનું કાબરચિત્રું તથા જાડું કંબળરૂપ વસ્ત્ર જેણે પહેરેલું છે અને માથા ઉપર જેણે બે ત્રણ છાશ વિગેરેનાં પાત્રો ધારણ કરેલાં છે, એવી રૂપવતી કોઈ ભરવાડની સ્ત્રી જોઇને તે ખેદ પૂર્વક વિચાર કરવા લાગ્યો:—“ અહા ! કર્મ અને વસ્ત્રો બંને જેનાં અયોગ્ય છે, એવા આ સ્ત્રીરત્નને વિધાતાએ કેમ વિડંબના પમાડી હશે ? ખરેખર ! વિધિ રત્નદ્વેષી છે !” આ પ્રમાણે તે વિચાર કરે છે એટલામાં આલાનસ્તંભને ઉખેડીને સ્વેચ્છાએ આમતેમ ભ્રમણ કરતો રાજાનો મદોન્મત્ત હાથી ત્યાં આવી ચડયો. યમ જેવો ભયંકર તે હાથી ત્યાં આવ્યે છતે ભયથી વ્યાકુળ થઈ બધાં માણસો ચારે બાજુ ભાગી ગયાં. તે વખતે ભરવાડણ પણ નાસવા લાગી, એટલામાં કોઈ પનીહારીની સાથે અથડાવાથી તે બંને પડી ગઈ. પડી જતાં બંનેનાં પાત્રો ભાંગી ગયાં. પણ ભરવાડણના મુખઉપર શોકની છાયા માત્ર જોવામાં ન આવી અને પનીહારી અતિશય રડવા લાગી. તેને રૂદન કરતી જોઇને તેના દુઃખથી દુઃખિત થઈ પુરોહિત તેને પૂછવા લાગ્યો:—“ ભદ્રે ! તું આમ કેમ રડે છે ? ” તે પણ બહુ દુઃખે કરીને કહેવા લાગી:—“ હે બંધો ! સાંભળો, મારા રૂદનનું કારણ એટલુંજ છે કે, મારી સાસુનો સ્વભાવ બહુજ ખરાબ છે, તેથી તે મારી ઉપર ગુસ્સે થશે અને બંને ઘડા ફૂટી જવાથી તે વિશેષ ગુસ્સે થઇને મને ઘરમાં પગ મૂકવા નહિ દે અને ખાવાનું પણ આપશે નહિ. તે રોષ લાવીને એમજ કહેશે કે, આજે તારા ભોજનના મૂલ્યથીજ એ ઘડા વેચાતા લઈશ. તેથી મને બહુ દુઃખ થાય છે અને રડવું આવે છે. ” પુરોહિતને દયા આવી તેથી તેણે બે ઘડાની કિંમત જેટલા પૈસા તે પનીહારીને આપીને વિદાય કરી.

પછી પુરોહિત વિસ્મય પામીને શોકવિનાની પેલી ભરવાડણને પૂછવા લાગ્યો:—“ હે બ્હેન ! દહિં છાશ વિગેરેનાં બે ત્રણ વાસણ તારાં ભાંગી ગયાં તેથી તને આજે મોટી નુકસાની થઈ છે, છતાં તું રડતી કેમ નથી ? ” જરીક

* યુગાદિદેશના.

હાસ્ય કરીને તે પણ કહેવા લાગી:—"હે ભાઇ! મારા ન રડવાનું કારણ સાંભળ—જેમ બહુ ઋણુ છે તે ઋણુ નથી, તેમ અતિ દુ:ખ છે તે દુ:ખ નથી. તેથી મારૂં હૃદય વજ્રના જેવું કઠોર થઇ ગયું છે. માટે હું રડતી નથી." તે સાંભળી આ બિચારીએ તે શું મહાદુ:ખ પડ્યું હશે ? એમ વિચારતાં તે વિપ્રવર્ય પુરોહિતનું મન પીગળી ગયું એટલે તે પાછો તેને કહેવા લાગ્યો:—"હે બ્હેન ! હું તારૂં વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું માટે મને યથાર્થ તારૂં વૃત્તાંત કહે"

તે કહેવા લાગી:—"હે ભદ્ર ! પોતાનું દુશ્ચરિત્ર કોઇને કહેવું એ પોતાને અને પરને બંનેને લજ્જાકારી થાય છે. માટે તે પોતાની જંઘાની માફક ઢાંકવુંજ સારૂં છે; છતાં હે પરદુ:ખજ્ઞ ! નિરંતર સર્વનું હિત કરવામાં તારૂં મન તત્પર છે માટે મારૂં ચરિત્ર માત્ર તારા અને મારા સાંભળવામાંજ આવે એવી રીતે કહીશ, તો આ પાસેની વાડીમાં તું એકલો આવ." તેનું વૃત્તાંત સાંભળવાની ઇચ્છાથી તેણીના કહ્યા પ્રમાણે તે બગીચામાં ગયો. પુરોહિતના સમાગમથી તે સ્નેહવતી અને રોમાંચિત થઇને હૃદયમાં વિશ્વાસ લાવી પોતાનું અખિલ ચરિત્ર કહેવા લાગી:—

" લક્ષ્મીતિલક નામના નગરમાં નિરંતર નિર્ધનાવસ્થામાં રહેનાર, સર્વ વિદ્યામાં વિચક્ષણ વેદસાગર નામનો બ્રાહ્મણ રહેતો હતો. રૂપ અને સૌભાગ્યથી સુશોભિત અને પતિવ્રતારૂપ સદ્દગુણવાળી કામલક્ષ્મી નામની તેને પત્ની હતી. તેણીનાં વિનયૌચિત્યાદિ કૃત્યો અને સદ્દગુણોથી પ્રસન્ન રહીને આ જન્મનું દુ:સહ દારિદ્રયદુ:ખ તે જાણતો ન હતો. તેમને પ્રથમ વયમાંજ સારા લક્ષણવાળો અને સૌભાગ્યનું સ્થાન વેદવિચક્ષણ નામે પુત્ર થયો હતો. તે લગભગ એક વરસનો થયો, ત્યારે એક દિવસે કામલક્ષ્મી નગરની બહાર જેટલામાં પાણી ભરવા ગઈ, તેટલામાં ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના સ્વામી મકરધ્વજ રાજાએ અકસ્માત્ આવીને સૈન્યથી તે નગર ઘેરી લીધું. તે વખતે દ્વારપાળોએ નગરના બધા દરવાજા એકદમ બંધ કર્યા, ત્યારે કેટલાક ચાલાક નગરવાશીઓ ભાગી ગયા અને બહાર ગયા હતા તે બહારજ રહ્યા. ચારે બાજુથી સૈન્ય આવેલું જોઇને ભયથી ગભરાઇને કામલક્ષ્મી નાસવા લાગી, એટલામાં કોઈ સીપાઇએ તેણીને પકડી લીધી. તે બહુ સુરૂપવતી હોવાથી તેણે મકરધ્વજ રાજાને અર્પણ કરી. તે તેણીને જોઇને કામાંધ થયો અને તરત પોતાના અંત:પુરમાં મોકલી દીધી. હવે અન્ન, ઘાસ, કાષ્ઠાદિ ન મળવાથી આખું નગર દુ:ખી થવા લાગ્યું. તે જોઇને હિતબુદ્ધિથી તે નગરના રાજાએ મકરધ્વજ રાજાને માગ્યાપ્રમાણે દંડ આપ્યો, એટલે તે સંતુષ્ટ થઇને તરત પોતાના નગરભણી ચાલ્યો ગયો. હવે

કામલક્ષ્મીના રૂપાદિ ગુણોથી મોહિત થઇને તે રાજાએ તેણીને પટરાણી કરી અને સર્વની સ્વામિની બનાવી દીધી. બીજી કુળવંતી અને શીલવતી રાણીઓ હતી, તેમની અવગણના કરીને કામાંધ થઈ તે તેણીનેજ પોતાની જીવિતેશ્વરી માનવા લાગ્યો. આ પ્રમાણે સર્વ પ્રકારના સુખના સંયોગથી તે રાજા અતિ રાગી બનીને નિરંતર તેને સંતુષ્ટ રાખવા પ્રયત્ન કરતો હતો તે છતાં પણ તે લેશમાત્ર સંતોષ પામતી ન હતી. બાલ્યાવસ્થાથી તે વેદસાર વિપ્રપર પ્રીતિવાળી હોવાથી રાજાના સન્માનના સુખને તે વિષસમાન માનતી હતી. આ પ્રમાણે નિરંતર વિરક્ત એવી કામલક્ષ્મીસાથે અત્યંત રક્ત થઇને વિલાસ કરતાં વીશ વરસ ચાલ્યાં ગયાં. તે હમેશાં એમજ વિચાર કરતી કે:—“ આ રાજાના ઘરમાંથી ક્યારે મુક્ત થાઉં અને તે પતિને તથા તે પુત્રને આ નેત્રવડે ક્યારે જોઉં.” આ પ્રમાણે નિરંતર આર્ત્તધ્યાનને વશ થઇને ત્યાં કારાગૃહની માફક રહેતાં દુઃખે દિવસો ગાળતી હતી. એક દિવસ કામલક્ષ્મી પૂર્વના સ્નેહથી વિચાર કરવા લાગી:—“ અહા ! આટલાં વર્ષો ગયા છતાં મારો ભર્ત્તાર અને પુત્ર મને મળ્યા નહિ માટે હવે પરદેશી બ્રાહ્મણોને જો યાચિત સ્વર્ણ–દાન આપું, તો અવશ્ય તેઓ લોભથી ક્યારે પણ અહીં આવે.” આ પ્રમાણે નિશ્ચય કરીને બ્રાહ્મણોને ઇચ્છિત સુવર્ણ આપવા લાગી સુવર્ણદાનથી તેની કીર્તિ ચારે બાજુ પ્રસરવા લાગી. હવે એક દિવસે દારિદ્રયથી દુઃખી થતો વેદસાગર બ્રાહ્મણ પણ પોતાના છોકરાને સાથે લઇને ત્યાં આવ્યો, અને આશીર્વાદ આપીને તેણે તેની પાસે દ્રવ્યની યાચના કરી. એટલે કંઇક તેને પિછાનીને “ તમે કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? તમારી સ્ત્રી ક્યાં છે ? તમારૂં કુટુંબ કેટલું છે ! આ તારી સાથે છે તે શું સંબંધી છે ?” આ પ્રમાણે તેને એકાંતમાં બેસાડીને કામલક્ષ્મીએ પૂછ્યું. તે સાંભળીને અસંભાવનાથી અને ઘણાં વરસો વીતી જવાથી તેને ન ઓળખતો વેદસાગરે પોતાનું ચરિત્ર મૂળથી કહેવા લાગ્યો:—“ લક્ષ્મીતિલક નગરનો રહેવાસી વેદસાગર નામનો હું બ્રાહ્મણ છું. મારી ગુણવતી એવી કામલક્ષ્મી નામે ભાર્યા હતી. એક દિવસ વેદવિચક્ષણ નામના પોતાના એક વરસના પુત્રને મૂકીને તે પાણી લાવવાને ગામની બહાર ગઇ, એટલામાં ત્યાં શત્રુનું લશ્કર અકસ્માત્ આવી ચડ્યું. જ્યારે તે સૈન્ય પાછું ચાલ્યું ગયું, ત્યારે તેની બધે ઠેકાણે મેં તપાસ કરી; પરંતુ તેના સમાચાર માત્ર પણ મને મળ્યા નહિ. પછી મારા સંબંધીઓએ બીજી સ્ત્રી કરવાનેમાટે મને બહુ આગ્રહ કર્યો; પણ હું તેના સ્નેહને વશ હોવાથી બીજી સ્ત્રી પરણ્યો નહિ. તે પછી મેંજ આ નાના બાલકને ઉછેરીને મોટો કર્યો અને કંઇક મોટો

થતાં તેને સારરૂપ બધી વિદ્યાઓ ભણાવી. સુવર્ણદાનથી પ્રસરતી તમારી પ્રસિદ્ધિ સાંભળીને દરિદ્રતાથી દૂભાયેલો હું આ મારા પુત્રને સાથે લઇને અહીં આવ્યો છું.”

આ પ્રમાણે વેદસાગરે જ્યારે પોતાનો વૃત્તાંત કહ્યો, ત્યારે મનમાં બહુ ખેદ લાવીને રાજાના નિગ્રહથી માંડીને કામલક્ષ્મીએ પણ પોતાનો બધો અહેવાલ તેને કહ્યો. પૂર્વસ્નેહના વશે હજી પણ તે તેની સાથે જવાની ઇચ્છાવાળી હોવાથી કેટલાંક કિંમતી રત્નો આપીને તે એકાંતમાં આ પ્રમાણે તેને કહેવા લાગી:—“હે પ્રિય! તમારા ઇષ્ટ સંકેતસ્થાને બીજા રાજ્યમાં અત્યારે રત્નસહિત આ પુત્રને મોકલી દો, પછી આપણે પણ ત્યાં જઇશું. અને આજથી સાતમે દિવસે રાત્રે સ્મશાનમાં આવેલા ચંડીગૃહમાં હું કોઇરીતે પણ આવીશ માટે તમારે પણ ત્યાં અવશ્ય આવવું.” પછી તેના કહેવા પ્રમાણે તેણે પુત્રને ઇષ્ટ સ્થાને મોકલી દીધો અને સંકેતની રાતે ચંડીગૃહમાં આવીને તે સુઈ ગયો. કામલક્ષ્મી ધૂર્ત્તતાથી સાતમે દિવસે રાજાને વિનવવા લાગી:—“હે સ્વામિન્! એક દિવસે તમને માથામાં ભયંકર પીડા થઇ હતી, તે તમને યાદ છે? તે વખતે ઘણાં મંત્ર, તંત્ર અને ઔષધો કર્યા છતાં તે શાંત ન થવાથી હું અન્ન, પાણીનો ત્યાગ કરીને બહુજ વ્યાકુળ થઈ ગઈ હતી. પછી તેની શાંતિને માટે પ્રસિદ્ધ મહિમાવાળી અને સ્મશાનમાં રહેવાવાળી ચંડીદેવીની મેં આ પ્રમાણે માનતા માની હતી—“હે માત! જો રાજાની શિરોવ્યથા શાંત થઇ જશે, તો મારી સાથે રાજા ત્યાં આવીને અમુક દિવસે રાત્રે તમારી પૂજા કરશે.” તો આપણે બંને આજ રાત્રે ચંડીનું અર્ચન કરવાને ત્યાં જઇએ. તેની આજ્ઞાને વશવર્તી હોવાથી રાજાએ તરતજ તેનું કહ્યું માની લીધું. પછી સાંયકાળે રાજા ચંડીની પૂજા કરવાને કામલક્ષ્મીની સાથે અશ્વપર બેસીને અને પૂજા સામગ્રી લઇને સ્મશાન ભણી ચાલ્યો. સોયથી ન ભેદી શકાય એવો અંધકાર ચારે તરફ પ્રસર્યે છતે નગરની બહાર નીકળીને માર્ગે ચાલતાં ક્યાંક શિયાળીઆ શબ્દ કરી રહ્યા હતા, ક્યાંક રાક્ષસોનો કોલાહલ મચી રહ્યો હતો, ક્યાંક ભયંકર ઉદ્યોત થતો હતો, ક્યાંક ઘુવડપક્ષીઓ બેઠેલા હતા, ક્યાંક શબ સંસ્કાર કરવા આવેલા લોકો પ્રેતથી ત્રાસ પામતા હતા, ક્યાંક ડાકિની અને શાકિનીઓ મોટેથી રાસડા લેતી હતી, ક્યાંક ચપલ પિશાચો અટ્ટહાસ્ય કરી રહ્યા હતા, ક્યાંક કાપાલિક લોકો સારા માણસોનાં પવિત્ર મસ્તકો ગ્રહણ કરતા હતા, ચારે બાજુથી પ્રસરતા દુર્ગંધના પૂરથી નાક પૂરાઇ જતું હતું અને ઉપરાઉપરી પડેલી ખોપરીઓથી જ્યાં ગમન પણ અટકી પડતું હતું એવું ભયંકર સ્મશાન નિર્ભય એવા રાજાના જોવામાં આવ્યું. કામલક્ષ્મીને તે મુગ્ધ સમજીને કહેવા

લાગ્યો—" હે દેવી! આ ભયંકર સ્થાન જોઈને તું મનમાં જરા પણ ડરીશ નહિ; કારણ કે અહીં જે માણસ ડરે છે, તેને ભૂત-પ્રેતાદિ હણે છે." આ મૂઢ રાજા એટલું નથી જાણતો કે, તે દુષ્ટા તો બીજાને પણ ડરાવે છે. હવે ચંડીનું મંદિર આવતાં અશ્વ ઉપરથી નીચે ઉતરીને અને કામલક્ષ્મીને તરવાર આપીને રાજા જેવામાં ચંડિકાની પૂજા કરવાને તત્પર થયો, તેવામાં છળ જોનારી એવી તેણીએ તેનું મસ્તક છેદી નાખ્યું: તરતજ જાણે રાજા સર્વાંગથી દેવીને પ્રણામ કરતો હોય; તેમ ચંડીની આગળ લાંબો થઈને પડયો.

હવે બહુ હર્ષ પામતી એવી કામલક્ષ્મી તેનાં આભરણો લઈને મુખ્ય-દ્વાર (મત્તવારણ) પાસે સૂતેલા પેલા બ્રાહ્મણને તેણે તરતજ જગાડયો. પરંતુ જાગીને પૃથ્વીપર પગ દેતાંજ તેને દુષ્ટ સર્પ કરડયો, એટલે દુર્દૈવયોગથી ત્યાંજ તત્કાળ મરણ પામ્યો. હવે બંનેથી ભ્રષ્ટ થવાને લીધે કામલક્ષ્મી બહુજ ખેદ પામી અને ભયથી ગભરાઈને અશ્વ ઉપર આરૂઢ થઈ તરતજ ત્યાંથી ચાલી નીકળી. રાતે નિર્જનમાર્ગે એકાકી ગમન કરતાં તે કયાંય પણ ભય ન પામી. કારણ કે સ્ત્રીઓનો જન્મ સાહસની સાથેજ થયેલો હોય છે. અનુક્રમે પરદેશમાં કોઈ નગરમાં જઈને એક માળીને ઘેર તેણે પોતાનો અશ્વ બાંધ્યો, પછી ઘણા વરસોથી રાજમહેલરૂપ કેદખાનામાં પડેલી તે આજે છુટી થઈ હતી તેથી સ્વેચ્છાએ ફરવાને ઇચ્છતી એવી તે રાતે કોઈ દેવમંદિરમાં તબલાનો અવાજ સાંભળી ત્યાં જોવા ગઈ. ત્યાં સર્વાંગ અલંકૃત અને દિવ્યરૂપના સૌભાગ્યથી સુશોભિત અને નવીન પ્રકારની તેણીને જોઇને કોઇ પણ્યાંગનાએ તેણીને પૂછયું કે—" હે સુભગે! તું કોણ છે? અને કયાંથી આવી છે? અને કોને ઘેર અતિથિ થઇ છે?" આ પ્રમાણે આદરપૂર્વક પૂછતાં તેણે આ પ્રમાણે કલ્પિત ઉત્તર આપ્યો કે—" એક દિવસે હું પિતાના ઘેરથી પતિની સાથે સાસરે જતી હતી, તેવામાં માર્ગમાં ધાડ આવી, ત્યાં સાથ બધો લુંટાઇ ગયો અને મારો સ્વામી મરી ગયો. ત્યાંથી આમતેમ ભાગતી હું અશ્વ ઉપર બેસીને અહીં આવી છું. આ નગરમાં મારૂં કોઈ સગું નથી, તેથી માળીને ઘેર અશ્વ બાંધીને હું અહીં આવી છું." આવો ઉત્તર સાંભળી " આ સ્વામી વિનાની છે, માટે મારા કુળને ઉચિત છે." એમ વિચારીને પણ્યાંગના માયા વચનથી તેને પ્રસન્ન કરી પોતાને ઘેર લઇ ગઇ. ત્યાં બધા કરતાં ચડીઆતી એવી ગીતાદિની કળાઓ શિખવીને અનુક્રમે પણ્યાંગનાએ તેને પોતાના કુલાચારમાં પ્રવર્તાવી.

હવે એક દિવસે પરદેશથી આવેલો કોઈ શ્રીમાન્ તરૂણ પુરૂષ કામલક્ષ્મીને ઘેર આવીને રહ્યો. સર્વ પ્રકારનાં સુખોમાં નિરંતર પોતાની ઈચ્છા

પ્રમાણે વિલાસ કરતાં તેમનો આસ્તે આસ્તે સજ્જડ પ્રેમ બંધાઈ ગયો. કેટલાક વખત પછી એક દિવસે કાંઈ કારણસર તેને બીજે ઠેકાણે જવાની ઈચ્છા થઈ એટલે એકાંતમાં કામલક્ષ્મીની તે રજા માગવા લાગ્યો. ગમન કરતો અને મરણ પામતો માણસ કોઇથી રાખ્યો રહી શકતો નથી. કહેવત છે કે—"પરોણાઓએ કરી ઘર વસતાં નથી." દૃઢ સ્નેહ છતાં જવાને તૈયાર થયેલા એવા તેને અટકાવવાને અસમર્થ થવાથી શોકાકુલ મુખ કરીને કામલક્ષ્મી તેને કહેવા લાગી કે—"હે સ્વામિન્! અત્યારે તમે ભલે જાઓ, પણ તમારૂં કુળ અને ગોત્રાદિ મને કહી જાઓ. કારણ કે, તમારા વિયોગમાં એ મને જીવનના આધારભૂત થશે." એટલે દૃઢ આલિંગન દઇને ભાવિ વિયોગથી દુઃખાર્ત્ત થયેલો એવો તે પોતાના અશ્રુરૂપ સ્નેહવૃષ્ટિથી તેને સિંચન કરતો સખેદ કહેવા લાગ્યોઃ—"લક્ષ્મીતિલક નગરમાં રહેનાર વેદસાગર નામના બ્રાહ્મણની કામલક્ષ્મી નામની પ્રિયાને વેદવિચક્ષણ નામનો પુત્ર હતો. જ્યારે તે એક વરસનો થયો, ત્યારે કામલક્ષ્મી (તેની માતા) પાણી નિમિત્તે નગરની બહાર ગઇ; તે વખતે અકસ્માત્ કોઈ પરચક્રનું આગમન થતાં તે પાછી ઘેર આવી શકી નહિ. પછી ખબર કાઢતાં તે જીવતી છે કે મરણ પામી છે તેની પણ ખબર મળી નહીં. ત્યારબાદ પિતાએ તે પુત્રને ઉછેરીને મોટો કર્યો અને સર્વ વિદ્યાઓ ભણાવી. એક વખતે દરિદ્રતાથી દુઃખી થઇને મકરધ્વજ રાજાની પ્રિયા પાસે તે પિતા તથા પુત્ર યાચના કરવા ગયા. ત્યાં તેણીની સાથે એકાંતમાં કાંઈ છાની વાત કરીને, તેણીએ આપેલ અમૂલ્ય રત્ન, સુવર્ણ અને મૌક્તિક સહિત વેદસાગર પુત્રને સંકેતસ્થાન બતાવીને બીજા રાજ્યમાં મોકલી દીધો, અને તેને કહ્યું કે, 'હું સાત આઠ દિવસ પછી આવીશ.' સંકેતસ્થાને જઇને વેદવિચક્ષણ પિતાની રાહ જોવા લાગ્યો; પરંતુ તે ત્યાં કોઈ કારણવશાત્ આવ્યા જ નહિ. તેમના વિરહે મનમાં ખેદ સહિત વેદવિચક્ષણ વિચાર કરવા લાગ્યો કેઃ—"જરૂર રસ્તામાં મારા પિતાને ચોરોએ મારી નાખ્યા હશે અથવા તો વ્યાઘ્રાદિનું તે ભક્ષ્ય થઈ પડયા હશે." દુઃખાર્ત્ત થઇને તેણે વિચાર કર્યો કેઃ—"પ્રેમાળ પિતાનો વિયોગ કરાવતાં અહા! વિધાતાએ આજે મારૂં સર્વસ્વ લૂંટી લીધું છે. મારી માતાને મેં ન જોઇ ત્યારથી તેનેજ હું મા અને બાપ તરીકે લેખવતો; પણ દુરાત્મા દૈવ અત્યારે એટલું પણ સહન કરી શકયો નહીં. અથવા તો સ્વજનને ઉચિત એવો દૈવને ઉપાલંભ દેવાથી શું? કારણકે માણસોને શુભ અને અશુભના હેતુભૂત પૂર્વકૃત કર્મજ છે. સંસારમાં સંયોગો બધા વિયોગના અંતવાળાજ હોય છે, એવી ભાવના ભાવતાં તેણે પોતેજ આસ્તે આસ્તે પિતાનો શોક છોડી દીધો. ત્યારપછી વિદ્યાના અભાવથી ચરિત્ર [illegible] પામતો

એવો તે ભમતો ભમતો અહીં આવ્યો. હે કાંતે! તે હું પોતેજ વેદવિચક્ષણ છું." આ પ્રકારના તેના વૃત્તાંત શ્રવણથી તેને પોતાનોજ પુત્ર જાણીને કામલક્ષ્મી પોતાના હૃદયમાં બહુજ પશ્ચાત્તાપ કરવા લાગી. તેણીએ વિચાર્યું કેઃ—"અહા! દૈવને ધિક્કાર હો! અતિ દુષ્ટ એવી જે હું તેનો અત્યારે સર્વ લોકમાં નિંદિત રીતે પોતાના છોકરાની સાથે સંયોગ થયો." એ રીતે પાપના પશ્ચાત્તાપરૂપ અગ્નિ તેના હૃદયમાં પ્રજ્વલિત થયો છતાં તે વખતે પોતાના પુત્રને તેણીએ પોતાની ઓળખાણ ન આપી. કારણ કે વખતપર સ્નેહને લીધે મને પોતાની માતા સમજીને પશ્ચાત્તાપરૂપ અગ્નિથી પરિતાપ પામી તે પોતાના પ્રાણોનો ત્યાગ કરે. પછી તે ઇંદ્રિયસુખથી ઉદ્વેગ પામી, છતાં પોતાના આત્માને છૂપાવવાને માટે મિથ્યા ઉપચારનાં વચનોથી તેને પ્રસન્ન કરીને વિસર્જન કર્યો.

તેના ગયા પછી પોતાના જીવિતથી ઉદ્વેગ પામીને તેણીએ અન્ન તથા જળનો ત્યાગ કર્યો અને પોતાના તે દુષ્કૃતનું સ્મરણ કરતી એવી તેણે અક્કા પાસે બળી મરવા માટે કાષ્ઠની માગણી કરી. તે સાંભળીને અક્કા દુઃખી થઇને કહેવા લાગીઃ—"હે મારા ઘરની કલ્પલતા! સ્વ અને પરને દુઃખકારી એવું અકસ્માત્ આ તેં શું આરંભ્યું? શું આધિ, વ્યાધિ કે બીજી કોઈ પીડાથી તું દૂભાયેલી છે? કે જેથી હે સુભ્રુ! પોતાના દેહને અત્યારે અગ્નિમાં હોમવાને તું તૈયાર થઇ છે. આ દુર્લભ મનુષ્યજન્મ પામીને શામાટે વૃથા ગુમાવે છે? અહીં આવતા યુવકોની સાથે સ્વેચ્છાથી ભોગ ભોગવ! નિષ્કલંક અને રાજાઓને માન્ય એવું સર્વ પ્રકારનું સુખ તને પ્રાપ્ત થયું છે. હે મનસ્વિની! ફરીને આ વેશ્યાજન્મ તને ક્યાં મળવાનો છે?" અંતરમાં વિષાદને ધારણ કરતી કામલક્ષ્મી અક્કાને કહેવા લાગીઃ—"હે અંબા! આધિ કે વ્યાધિની વ્યથાથી હું દૂભાએલી નથી; પરંતુ મારા દેહને અગ્નિમાં હોમીને ઘણા વખતથી વિસ્તાર પામેલા આ વેશ્યાપણાના પાપકર્મની શુદ્ધિ કરવાને હું ઇચ્છું છું. સ્રીપણું એ પ્રાણીના અનંત પાપોનું મૂળ છે, એમ સજ્જન પુરૂષો કહે છે. તેમાં પણ જે વેશ્યાનો જન્મ છે તે કોહી ગયેલ કાંજીતુલ્ય છે. સર્વ પાપોનું મૂળ છતાં જો આ વેશ્યાજન્મ શ્રેષ્ઠ છે એમ તું કહે છે, તો હે અંબા! બીજું ખરાબ આ જગતમાં શું છે? તે કહે." સર્વત્ર નિંદવાલાયક એવું પુત્રના સંયોગનું દુષ્કૃતજ ખરી રીતે તો તેના મરણનું કારણ હતું, છતાં તેણીએ તે વાત લજ્જાથી પ્રગટ ન કરી. નાગરિકો, કુટ્ટિની અને રાજાએ અટકાવી છતાં કાષ્ઠભક્ષણના વિચારથી તે પાછી ન હઠી.

મરણમાંજ એકાગ્ર ચિત્ત રાખીને તેણીએ સાત લાંઘણ કરી, તેથી રાજા

વિગેરેએ તેને રજા આપી, એટલે અશ્વઉપર આરૂઢ થઇને દીન દુઃખી લોકોને ધન આપતી, પોતાના દુષ્કર્મના દુઃખથી દુભાએલી એવી તેણીએ નદીના કાંઠે નગરવાસીઓએ રચેલ ચિતામાં નિર્ભય થઇને પ્રવેશ કર્યો. પાસે રહેલા નાગરિકોએ જેટલામાં તેણીની ચિતામાં અગ્નિ સળગાવ્યો, તેટલામાં ભવિતવ્યતાના યોગથી અકસ્માત્ પુષ્કળ વરસાદ થયો. જે વખતે વરસાદ થયો તે વખતે વરસાદના પાણીથી પરાભવ પામીને વૃષભોની જેમ નીચું મુખ કરી સ્વજનતાના અભાવથી સર્વ લોકો પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. તે વખતે તરતજ ચિતા બુઝાઈ ગયે છતે જીવન્મૃત એવી તે જરામાત્ર દાઝી અને નદીના પૂરમાં તણાવા લાગી. તણાતી તણાતી દૈવયોગે નદીકાંઠે કયાંક અટકી રહી. તે વખતે લગભગ મૃતતુલ્ય એવી તે કોઇક ગોવાળીયાના જોવામાં આવી, એટલે તે ગોવાળીયો કામલક્ષ્મીને પોતાને ઘેર લઈ ગયો અને મનમાં દયા લાવીને નિરંતર તેને ઔષધોપચાર કરવા લાગ્યો. કેટલેક દિવસે તેનું શરીર નિરોગી થયું અને દૈવયોગે પ્રથમકરતાં પણ અતિશય સ્વરૂપવતી તે થઈ.

હવે રૂપ, સૌભાગ્ય, લાવણ્ય અને મનહર શોભાવાળી તેણીને જોઇને ગોવાળીયો કામથી વિહ્વલ બની તેને કહેવા લાગ્યો:—"હે સર્વાંગ સુભગે! હવે જો તું મારે ઘેર રહીશ, તો મારી તમામ મિલકતની તું સ્વામિની છે અને હું તારો દાસ છું. પરંતુ જો તું અહીંથી જઇશ, તો મારા પ્રાણ તરતજ ચાલ્યા જશે, એમ જાણીને હે ભાગ્યવતી! હવે તને જેમ સારૂં લાગે તેમ કર." આ પ્રમાણેનું તેનું બોલવું સાંભળીને કામલક્ષ્મી વિચાર કરવા લાગી. "પૂર્વે પણ મેં સાત નરક જેટલું મહાપાપ ઉપાર્જેલું છે, માટે નિર્નિમિત્ત ઉપકારી એવા આ ગોવાળીયાનું પણ ઇષ્ટ થાઓ. "જેમ સો તેમ પચાસ" એવી લોકમાં પણ કહેવત છે. મને લાગે છે કે, આટલાં મહાપાપ કર્યા છતાં હજી કાંઈ ન્યૂન હશે કે જેથી સર્વભક્ષી અગ્નિમાં મેં પ્રવેશ કર્યો છતાં તે ન્યૂનતા પૂરી કરવાને વિધાતાએ મને જીવતી રાખી છે." કામલક્ષ્મીનું મન વિષયોથી ઉદ્વેગ પામેલું હતું, છતાં આવા અનેક પ્રકારના વિચાર કરીને કંઈક ઇંદ્રિયોની ચપલતાથી તે ગોવાળીયાની ગેહિની થઈ. પછી ગાયનું દોહવું, છાશ વલોવવી વિગેરે ગોપગૃહને ઉચિત એવી સર્વ ક્રિયાઓ સંસર્ગના વશથી તે આસ્તે આસ્તે શીખી અને દહીં, છાશ વિગેરે વેચવા માટે ગોકુલમાંથી તે આ નગરમાં દરરોજ આવવા લાગી. હે સુજ્ઞ પુરોહિત! ખરેખર! દુઃખથી દગ્ધ થયેલી પાપિણી કામલક્ષ્મી તે હુંજ છું! પતિ અને પુત્રના વિયોગથી દુઃખ પામી, રાજાની પત્ની થઇને પૂર્વના પતિસ્નેહના વશથી દુષ્ટ બુદ્ધિ વડે રાજાનો પણ મેં વધ કર્યો. સર્પના દંશથી પૂર્વનો પતિ મરણ પામેલો જોઇને ત્યાંથી

હું ભાગી ગઈ અને દેશાંતરમાં વેશ્યા થઈ, ત્યાં પોતાના પુત્રને જાર કરીને રાખ્યો. ત્યારપછી હું ચિતામાં પેઠી અને નદીના જળથી તણાણી. અહા! નીચ કર્મ આચરતી એવી હું અત્યારે ગોપાંગના થઇ છું. આ પ્રમાણે ઉપરાઉપર મારી ઉપર દુઃખો પડ્યાં, તો હે ભ્રાત! અત્યારે ભાજન ભાંગી જવાથી હું ક્યા દુઃખને રડું? વિવિધ પ્રકારના દુઃખસમૂહથી વિધુર થઈ ગયેલી હું એટલા માટેજ કહું છું કે—"જેમ બહુ ઋણુ તે ઋણુ નહિ, તેમ અતિ દુઃખ તે દુઃખ નહિ."

આ પ્રમાણે તેણીનું ચરિત્ર સાંભળી કામલક્ષ્મી મારી માતા છે, એમ સમજીને વેદવિચક્ષણુ પુરોહિત તરતજ પોતાની માતાના ભોગરૂપ દુશ્ચરિત્રથી પરિતાપ પામીને સાશ્રુલોચને તેણીના પગમાં પડયો. તે જોઇ પોતાના ચરણુને સંકોચતી તે કહેવા લાગી:—"હે વર્ણોત્તમ! આ અયોગ્ય આચરણુ શું કરો છો?" પુરોહિત શ્યામ મુખવાળો થઇને સગદ્ગદ કહેવા લાગ્યો:—"હે માત! તેજ હું તમારો વેદવિચક્ષણુ નામનો પુત્ર છું." પરસ્પરનો પોતાનો સંબંધ જાણીને માતા પુત્ર બંનેના મુખપર શ્યામતા છવાઈ ગઈ, અને જાણે ભૂમિમાં પેસવાને ઇચ્છતાં હોય, તેમ બંને નીચું મુખ કરીને પૃથ્વીપર દૃષ્ટિ કરી રહ્યાં. પોતપોતાના દુર્વૃત્તાંતના પરિતાપરૂપ અગ્નિથી પરસ્પર બંનેનું મન બળી જવા લાગ્યું અને લજ્જાવેશના વશથી તેઓ એક બીજાની સન્મુખ જોવાને પણુ સમર્થ ન થયા.

પછી નીર, અગ્નિ કે ભૃગુપાત[1] વિગેરેથી પોતાના પાપની શુદ્ધિ કરવાને માટે આત્મઘાતની ઈચ્છા કરતી કામલક્ષ્મીને તે દ્વિજ કહેવા લાગ્યો:—"હે માત! આત્મઘાત કરવાથી શું? તેમજ ગત વસ્તુનો કે ગત બનાવનો શોક કરવાથી પણુ શું? હવે તો પાપનો વિઘાત કરવાને તપકર્મમાં યત્ન કર. કારણુ કે પ્રાણી આત્મઘાત કરવાથી પોતાના પૂર્વ કર્મથી મુક્ત થઈ શકતો નથી; પરંતુ તેનું ફળ ભોગવવાથી અથવા તો તીવ્ર તપથીજ તે મુક્ત થાય છે. સિદ્ધાંતમાં પણુ કહ્યું છે કે:—

"पावाणं च खलु भो कडाणं कम्माणं पुव्वि दुच्चिण्णाणं दुप्पडिकंताणं, वेइत्ता मुक्खो, नत्थि अवेइत्ता, तपसा वा सोसइत्ता."

"કરેલાં પાપકર્મો કે જે પૂર્વે ખપાવ્યાં ન હોય અથવા પડિકમ્યાં ન હોય તો તે વેદવા વડેજ છૂટી શકે છે, વેદવામાં ન આવે તો છૂટી શકતાં

[1] ભેરવજવ ખાવો—પર્વતના શિખર ઉપરથી શરીર પડતું મૂકી પ્રાણુ ખોવા.

નથી અથવા તપથી તે શોષી શકાય છે." માટે હે અંબા! તીવ્ર એવું કોઈ તપકર્મ કર, કે જેથી અગ્નિવડે સુવર્ણની પેઠે આત્મા શુદ્ધ થાય. સાત ધાતુમય અને અસાર એવા આ માનવદેહથી ડાહ્યા માણસો આત્માની શુદ્ધિ કરનાર એવા ધર્મરૂપ સારનો સંગ્રહ કરે છે." કહ્યું છે કેઃ—

"अत्थिरेण थिरो समलेण निम्मलो परवसेण साहिणो;
देहेण जइ विढप्पइ, धम्मो ता किं न पज्जत्तं."

"અસ્થિર, મલિન અને પરવશ એવા આ દેહથી જો સ્થિર, નિર્મલ અને સ્વાધીન એવો ધર્મ સાધી શકાય-વધારી શકાય, તો પછી પ્રાપ્ત કરવાનું શું બાકી રહે?" આ પ્રમાણે પોતાની માતાને શાસ્ત્રોક્તિની યુક્તિઓવડે સમજાવીને આત્મઘાતના વિચારથી પાછી વાળી, પાપશુદ્ધિ કરવાની ઇચ્છાથી તેણીની સાથે શ્રુતસાગરના પારંગત અને પાસેના ઉપવનમાં પધારેલા શ્રી ગુણાકરસૂરિને વાંદવાને વેદવિચક્ષણ તેજ વખતે ચાલ્યો. ત્યાં જઈ આચાર્ય મહારાજને વાંદીને તે બંને યોગ્ય સ્થાને બેઠાં, એટલે કૃપાળુ મનવાળા એવા તે (આચાર્ય) આ પ્રમાણે ધર્મોપદેશ દેવા લાગ્યાઃ—

"આ સંસારમાં પિતા મરીને પુત્ર થાય, મિત્ર શત્રુ થાય અને માતા પુત્રી થાય, કારણ કે કર્મવશ પ્રાણીઓને તેનો કાંઇપણ નિયમ હોતો નથી. એકજ પ્રાણીએ પ્રત્યેક જીવોને જન્મ આપ્યો છે અને અપત્યસ્નેહના વશે અનંતવાર તેને લડાવ્યા છે અને પાળ્યા છે. તેવીજ રીતે એક જીવે બધા જંતુઓને ક્રોધાવેશથી ઘણીવાર મારેલા છે અને પોતાના શરીરની પુષ્ટિને માટે ઘણીવાર ભક્ષણ પણ કરેલા છે. માટે ખરી રીતે તો આ સંસારમાં કોઇ કોઇને પોતાનો કે પારકો નથી. છતાં અહો! અજ્ઞ પ્રાણીઓ રાગ અને દ્વેષના વશથી વૃથા પાપ ઉપાર્જન કરે છે. આ સંસારમાં જીવોના બધા સંબંધ અનિયમિત છે, માટે વિવેકી પુરૂષો સ્રીપુત્રાદિના પ્રેમમાં બંધાતા નથી. (મોહ પામતા નથી.) જે વસ્તુ એકને ગમતી હોય છે તેજ વસ્તુ બીજાને અણગમતી હોય છે, તેથી વસ્તુઓમાં રમ્યારમ્યની વ્યવસ્થા પણ યથાર્થ સત્ય નથી. જ્યારે મન સ્વસ્થ હોય ત્યારે જગત્ અમૃત જેવું લાગે છે, અને દુઃખ આવતાં તેજ વિષમય ભાસે છે, તેથી મનના સંકલ્પ પ્રમાણેજ વસ્તુ રમ્ય અરમ્ય લાગે છે. એટલામાટે મમતારહિત એવા ભવભીરૂ પુરૂષો રાગદ્વેષને અલગ કરી અખિલ વસ્તુઓમાં સમતા ધારણ કરે છે." આ પ્રમાણે ધર્મોપદેશ સાંભળીને તે માતા પુત્ર સંસારથી ઉદ્વેગ પામ્યાં અને દીક્ષા લેવાને ઉત્સુક થયાં. એટલે પુનઃ આચાર્યે આ પ્રમાણે તેમને કહ્યુંઃ—"જેમ ચોખી ભીંતપર આળેખેલું ચિત્ર

અતિશય શોભા પામે છે, તેમ સમ્યક્ પ્રકારની આલોચનાપૂર્વક શુદ્ધ થયેલ એવા ભવ્ય જીવનું વ્રતગ્રહણ વધારે દીપ્તિમાન થાય છે. માટે પ્રવજ્યા લેવાને જો તમને આગ્રહ હોય, તો જન્મથી માંડીને મન, વચન અને કાયાથી કરેલા પાપની પ્રથમ તમે આલોયણા લ્યો.” ગુરૂએ આ પ્રમાણે કહેવાથી તેમણે રાગ અને દ્વેષથી જે જે દુષ્કૃત કર્યું હતું તે અને અવાચ્ય પાપ પણ સમ્યક્ પ્રકારે આલોચ્યું. એટલે પ્રવર્ધમાન સંવેગવાળાં અને નિષ્કપટ મનવાળાં એવાં તે બંનેને આચાર્ય મહારાજે પ્રાયશ્ચિત તપ દઇને દીક્ષા આપી. પછી નિયાણા વિનાનું અને નિષ્કપટ દુષ્કર તપ તપતી અને જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલ આવશ્યકાદિ ક્રિયાઓમાં નિરંતર અપ્રમત્ત રહેતી એવી કામલક્ષ્મી ઘણા કાળસુધી સાધ્વીઓની સાથે પૃથ્વીતળપર વિહાર કરીને અંતે અશેષ કર્મો ખપાવીને મોક્ષપદ પામી.

વેદવિચક્ષણ મુનિ સુંદર સંવેગથી રંગિત થઇને પાંચ પ્રકારના આચારને નિરતિચારપણે પાળવા લાગ્યા. સૂત્ર અને અર્થથી સર્વ દ્વાદશાંગીનો તેમણે અભ્યાસ કર્યો અને અનુક્રમે તે છત્રીશ ગુણોએ સહિત એવા આચાર્યપદને લાયક થયા. તે પછી આચાર્ય પદવી મેળવીને વસુધાતળપર વિહાર કરતા, પ્રાણી વર્ગને પ્રતિબોધવાને માટે આ રીતે ધર્મોપદેશ દેવા લાગ્યાઃ—“જેઓ બાળબ્રહ્મચારી છે અને જેમણે સંસારના મોહનો ત્યાગ કરીને સર્વ ચારિત્રનો આશ્રય કરેલો છે, તેજ પુન્યવંત પ્રાણીઓ આ સંસારમાં વખાણવાલાયક છે. તેમજ જેમણે મારી માફક બંને લોકથી વિરૂદ્ધના આચરણવડે નિંદ્યતા ઉપાર્જન નથી કરી, તે પ્રાણીઓ પણ વખાણવાલાયક છે. અથવા તો કોને સ્ખલના થઈ નથી ? કોના સર્વ મનોરથ પૂર્ણ થયા છે ? આ સંસારમાં કોને નિરંતરનું સુખ છે ? અને દૈવથી કોણ ખંડિત નથી થયું ?' આવા પ્રકારનો ન્યાય હોવાથી કેટલાક માણસો પૂર્વકર્મોથીજ પ્રેરાઇને નિષિદ્ધ કૃત્યો પણ કરે છે; પરંતુ તેની શુદ્ધિને ઇચ્છતા એવા તેઓ સદ્ગુરૂની પાસે સમ્યગ્ આલોયણા લઇને જો તીવ્ર તપ કરે, તો તેઓ પણ નિશ્ચય વખાણવાલાયક થાય છે.” આ પ્રમાણે ઉપદેશ દેતા વેદવિચક્ષણસૂરિ પોતાનો અંતકાળ પાસે આવતાં સર્વ પ્રાણીઓને ખમાવીને, શ્રેષ્ઠ એવું પાદપોપગમન અનશન અંગીકાર કરી ધ્યાન તથા તપના બળથી સર્વ કર્મોને એકીસાથે ખપાવીને અંતકૃત કેવળી થઈ પરમપદને પામ્યા.

કામલક્ષ્મી અને વેદવિચક્ષણ પુરોહિત ભારે દુષ્કર્મ કરીને પણ આવા દુષ્કર તપથી પુનઃ ગુરૂપદ પામ્યાં. મોટા પુરૂષો પાપકર્મ કરવાને સમર્થ હોય છે, તેમ ખપાવવાને પણ સમર્થ હોય છે, પરંતુ નીચ પુરૂષો તો માત્ર

પાપકર્મ કરવાનેજ સમર્થ હોય છે. માટે હે ભવ્યો! તપનો અતુલ પ્રભાવ આ દૃષ્ટાંતપરથી સમજી લેવો.

જ્યારે મનુષ્ય તે બાહ્ય પદાર્થમાંથી સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ત્યારે તે છેતરાશેજ. તે માત્ર ઈંદ્રિયોમાં પોતાને અંધ થયેલો જોશે. સંસારના પદાર્થો ઉપર મોહ રાખીને તમે સુખ પ્રાપ્ત કરી શકો નહિ. આ એક નિયમ છે. તમારા સંસારના હરકોઈ મોહનું પરિણામ હૃદય ભગ્ન થવામાંજ આવશે, બીજું કાંઈ નથી. કરોડાધિપતિમાં શ્રદ્ધા રાખશો નહિ, પ્રભુમાંજ આસ્થા રાખો. આ અને પેલા પદાર્થમાં શ્રદ્ધા રાખશો નહિ. પ્રભુમાં, તમારા નિજાત્મામાં–સ્વરૂપમાંજ શ્રદ્ધા રાખો. સંસારના મોહરૂપી એન્જીનની પાછળ દુઃખનાં ગાડેગાડાં સંકળાયલાં છે. જ્યાં એ મોહને પ્રવેશવા દીધો કે એ બધાંજ વેગનો તે ઠેકાણે ઠલવાઇ પડશે.

જગત્માં મોહક પદાર્થ અનેક છે જેમકે ધન, ધાન્ય, વસ્ત્ર, પશુ બાળ બચ્ચાં વિગેરેમાં જે આસક્તિ થાય છે તેને શાસ્ત્રકારો રાગ કહે છે; તે રાગ મોહ રાજાનો મોટો પુત્ર છે. તેનું સામ્રાજ્ય ચૌદ રાજલોકમાં પ્રવૃત્તિવાળું છે. તેમાં પણ કંચન ને કામિની એ વધારે રાગના હેતુ છે. તે રાગનું સ્વરૂપ બતાવવા આ મોહ અધિકારની સમાપ્તિ કરી છે.

## रागदोषाधिकार.

રાગ એટલે આસક્તિ કોઇપણ બાબતમાં થઈ જાય તો પછી કર્તવ્યનું ભાન રહેતું નથી. જેમાં આસક્તિ થાય છે તે હાનિકારક હોય તોપણ તેને છોડી શકાતું નથી રાગ અને દ્વેષ એ બન્ને હાનિકારક છે. તેમાં પણ રાગ એટલે આસક્તિ વધારે હાનિકારક છે. સંસારપર, સ્ત્રી, પુત્ર, ધન, ખાવા પીવાના પદાર્થો કામાભિલાષ વગેરે પરની આસક્તિ મનુષ્યને દુર્ગતિમાં નાખનારી થાય છે માટે રાગ એ દોષરૂપ છે એમ દેખાડવાને આ અધિકારનો આરંભ છે.

### જડ પદાર્થો પણ દુઃખી થાય છે.

अनुष्टुप् ( १ थी ४ )

मुखे पुरीषप्रक्षेपं तथा पाषाणक्षेपणम् ।<br>
एकेन्द्रियाऽपि सहते [illegible]तेका राग[illegible]षतः ॥१॥ (सू. मु.)

મૃત્તિકા ( માટી ) જો કે એકેંદ્રિય છે તોપણ રાગના દોષથી ( એટલે ઘડારૂપે રાગ-રંગ-ધારણ કર્યો છે તે દોષથી ) મુખમાં વિષ્ઠા પડે છે અને પથરાના પ્રહારને પણ કોઈ વખતે સહન કરે છે; ત્યારે મનુષ્યાદિ જીવો તો પંચેન્દ્રિય છે, તેને સંસારમાં રાગ ( આસક્તિ ) કરવાથી દુઃખ કેમ સહન ન કરવું પડે ? ૧

તથા—

रागोयं दोषपोषाय चेतनारहितेष्वपि ।
मञ्जिष्ठा कुट्टनस्थानभ्रंशतापसहा भृशम् ॥ २ ॥ (सू. मु.)

ચેતનરાહત ( જડ ) જાતિમાં પણ આ રાગ દોષને વધારે છે. જેમકે મજીઠ ( રાગવાળી છે-લાલ રંગની છે માટે ) કુટ્ટન ( કુટાવાના પ્રહાર , સ્થાનથી ભ્રષ્ટપણું અને તાપ એઓને અત્યન્ત સહન કરનારી થાય છે. ત્યારે રાગી જીવને ઉપરનાં સંકટો પ્રાપ્ત થાય તેમાં શું કહેવું ? ૨

### રાગરહિતજ સુખી છે.

क्व यामः कुत्र तिष्ठामः किं कुर्मः किं न कुर्महे ।
रागिणश्चिन्तयन्त्येवं, नीरागः सुखमासते ॥३॥ (सू. मु,)

ક્યાં જઈએ ? ક્યાં ઉભા રહીએ ? શું કરીએ ? અને શું ન કરીએ ? એમ રાગી ( સંસારાસક્તિવાળા ) પુરૂષો ચિંતા કર્યા કરે છે અને રાગ ( સંસારાસક્તિ ) થી રહિત મનુષ્યો સુખે રહે છે. અર્થાત્ તેને તેવી કાંઈજ ચિંતા કરવી પડતી નથી. ૩

### અનુરાગી ચિત્તનો વેગ રોકી શકાતો નથી.

अपि चण्डानिलोद्धूत[illegible]धेः ।
शक्येत प्रसरो रोद्धुं नानुरक्तस्य चेतसः ॥ ४ ॥ (सू. मु.)

પ્રચંડ પવને ખળભળાવેલ તરંગોથી યુક્ત એવા મહાસાગરનો પ્રસર ( ફેલાવ ) રોકી શકાય છે. પરંતુ સંસારમાં રાગી બનેલા ચિત્તનો પ્રસર ( વેગ ) રોકી શકાતો નથી. ૪

### વીતરાગી મુનિનેજ ચિત્તસ્થૈર્યનું સુખ.

ઉપજાતિ.

न देवराजस्य न चक्रवर्तिन स्तद्वै सुखं रागयुतस्य मन्ये ।
य[illegible]तरागस्य मुनेः सदा[illegible]निष्ठस्य चित्ते [illegible] मयाति ॥ ५ ॥ (हृ. प.)

સંસારમાં રહેલા રાગદશાસંયુક્ત એવા ઇંદ્ર અને ચક્રવર્તિઓને પણ

તેવું સુખ પ્રાપ્ત થતું નથી કે જેવું સુખ વીતરાગી અને આત્મનિષ્ઠ એવા મુનિના ચિત્તને વિષે સ્થિર થઇને રહે છે.

ભાવાર્થ—આ સંસારમાં કેટલાક પ્રાણીઓ મોટી રાજઋદ્ધિ, સુખ સૌભાગ્ય, સ્ત્રીપુત્ર પરિવાર વિગેરેની પ્રાપ્તિવાળા ઇંદ્ર અને ચક્રવર્ત્તિ વિગેરેને જોઇને તેને પરમ સુખી માને છે અને તેવું સુખ પ્રાપ્ત કરવા–મેળવવા પોતે ઇચ્છે છે, પરંતુ જ્ઞાની કહે છે કે–હે બંધુઓ! એમાં તમારી ભૂલ થાય છે. જે સુખ આત્મનિષ્ઠ એવા મુનિમહારાજને પ્રાપ્ત થયેલ હોય છે તેના અનંતમા ભાગનું સુખ પણ ઉપર કહેલા ઇંદ્ર ચક્રવર્ત્યાદિકને હોતું નથી. કેટલીક વખત તો તેઓને પૂછવાથી પણ જણાય છે કે તેઓ ખરા સુખી નથી પણ દુઃખી છે. તેઓ કહે પણ છે કે–ભાઇઓ! તમે ઉપરઉપરથી અમને બહુ સુખી માનોછો પરંતુ અમને જે ચિંતા છે, જે ઉપાધિ છે, જે દુઃખો છે, તે બધાં જો તમો જાણો–સમજો–અનુભવો તો તમે અમને સુખી કહોજ નહિ. અમને ઉપરનું અનેક પ્રકારનું સુખ છે, અમે ગાડીઘોડામાં બેસીને ફરીએ છીએ, અનેક સુંદરીઓની વચ્ચે ઘુમીએ છીએ; પરંતુ અમને અભ્યંતર સુખ–નિશ્ચિંતપણું–શાંતિ અલ્પ પણ નથી. આવા કથનથી અને જ્ઞાનીઓના તેવા પ્રકારના અનુભવથી ઉપર જણાવી છે તે હકીકત અક્ષરશઃ સત્ય છે. ખરૂં સુખ વીતરાગી અને આત્મનિષ્ઠ એવા મહાત્માઓનેજ હોય છે–તેમનેજ હોઈ શકે છે. અન્યત્ર તેવા સુખના બિંદુનો પણ સંભવ નથી. ૫

## રાગથી રહિત એવા પુરુષને ઘર એજ તપોવનરૂપ છે.

**વંશસ્થ.**

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां,<br>
गृहेऽपि पञ्चेन्द्रियनिग्रहस्तपः ।<br>
अकुत्सिते कर्मणि यः प्रवर्तते,<br>
निवृत्तरागस्य गृहं तपोवनम् ॥ ६ ॥ (सू. मु.)

રાગી (વિષયાસક્ત) પુરુષોને વનમાં પણ દોષો પ્રાપ્ત થાય છે અને ઘરમાં પણ પાંચ (ચક્ષુ, શ્રોત્ર, રસના, નાસિકા અને ત્વક્–ચામડી) ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં આવે તો તે તપ છે. એટલે જે મનુષ્ય અનિંદ્ય (વિહિત) કર્મમાં વર્તે છે, તે નિવૃત્ત રાગવાળા (સંસારાસક્તિવગરના) પુરૂષને ઘર પણ તપોવનરૂપ છે. ૬

## જેનાપર આસક્તિ થાય છે તેના દોષ હોય તોપણ ધ્યાનમાં આવતા નથી.

वसन्त तिलका

नग्नेऽपि शूलिनि कपालिनि कालकूट-
मोत्तमोरगभयदे ज्वलदग्निनेत्रे ।
गौरी ररञ्ज मृतमानुषभस्मरागे
दोषं न पश्यति जनो जनितानुरागः ॥ ७ ॥ (सू. मु.)

નગ્ન, ત્રિશૂલને ધારણ કરનાર, પુરુષોના કપાલને ધારણ કરનાર, કાલકૂટ (ઝેર) અને આમતેમ સપાટાબંધ ગતિ કરતા સર્પવડે કરીને ભય આપવાવાળા, ત્રીજા નેત્રમાં અગ્નિવાળા અને મરેલાં મનુષ્યોના શબની ભસ્મનું અંગલેપન કરનારા શંકરની ઉપર ગૌરી પ્રસન્ન થયાં, અર્થાત્ બીજા બધા દેવોને છોડીને તેને વર્યા કારણ કે જેને જેના ઉપર અનુરાગ ઉત્પન્ન થયેલ છે તેને તેના દોષો જોવામાં આવતા નથી. ૭

*અતિ રાગ કરવો નહિ—સ્વાર્થનિષ્ઠ સંબંધીજનોસાથે રાગજ કરવો યોગ્ય નથી. જેના સંયોગે રાગ ધરી પોતે સુખ માને છે, તેનાજ વિયોગે દુઃખ પણ પોતેજ પામે છે. એટલુંજ નહિ, પણ સંબંધી જનની સ્વાર્થનિષ્ઠતા સમજાતાં પણ દુઃખ થાય છે, તો જ્ઞાની અનુભવી પુરૂષોના પ્રમાણિક લેખોમાં પ્રતીતિ રાખી વા સાક્ષાત્ અનુભવ કરી તેવા સ્વાર્થનિષ્ઠ જગત્માં રાગજ કરવો યોગ્ય નથી. તેમાં પણ અતિ રાગતો પ્રકટ અવિવેકજ છે. તેથી અંધની પેરે તે કંઈ ગુણ–દોષ દેખી શકતો નથી, છતાં રાગ કરવા ઈચ્છા થાય તો, સંત સુસાધુજનોસાથેજ કરો, કે જેથી કુત્સિત રાગ–વિષનો નાશ કરી તે આત્માને નિર્વિષ કરે. અન્યથા રાગ–રંગથી પોતાનો સ્ફટિક જેવો નિર્મળ સ્વભાવ બગાડી પરવસ્તુમાં મમતા બાંધી જીવ અત્ર તેમજ પરત્ર દુઃખનોજ ભોક્તા થાય છે.

(રંજયત્યસૌ રાગઃ) આત્માનું શુદ્ધ સ્ફટિક જેવું સ્વરૂપ બદલી જેનાવડે તે રંજિત થાય તે રાગ. રાગ મોહ રાજાનો મોટો પુત્ર ગણાય છે અને તેનું પરાક્રમ કેસરીસિંહ જેવું હોવાથી તે એકલો જગત માત્રનો પરાભવ કરી શકે છે. હું અને મારૂં–મમતારૂપી પાશમાં તે મુગ્ધ મૃગલાઓને પકડયાજ કરે છે, તેની સામે ટક્કર લેવી સહેલી નથી, તેથી વિવેક શિખરપર ચડી અપ્ર-

* જૈન હિતબોધ,

મત્ત પુરૂષવરોજ તેની સામે ટકી શકે છે. તોપણ જેમ જેમ મોહ મમતાને તજી ધર્મ મહારાજનું શિક્ષણ લેવાય છે તેમ તેમ રાગાદિક દુશ્મનો પાતળા પડી અંતે પોબારા ભણી જાય છે.

*આઠ કર્મમાં મોહ અનંતકાળપર્યંત સંસારમાં પરિભ્રમણ કરાવનાર હોવાથી તેને મહારાજાની ઉપમા આપી છે. તે સર્વ કર્મમાં મુખ્ય છે. તે મહારાજાના મુખ્ય બે પુત્ર છે. રાગકેસરી ને દ્વેષગજેંદ્ર. તેમાં પણ રાગકેસરી મોટો પુત્ર છે. રાગનો નાશ કરવાથી દ્વેષનો નાશ સહેજે થઈ જાય છે. રાગની પ્રધાનતા હોવાથીજ સર્વ દોષોનો નાશ કરનાર પરમાત્મા વીતરાગ શબ્દે ઓળખાય છે. એ રાગકેસરીનો પ્રધાન વિષયાભિલાષ નામે છે. રાગનું બળ સંસારી પ્રાણીઉપર જે ચાલે છે તે આ મંત્રીવડેજ ચાલે છે. ઈંદ્રિયોના વિષયની અભિલાષાવડેજ પ્રાણીઓ રાગને વશ થાય છે. તે મંત્રીનાં પાંચ ઈંદ્રિયરૂપ પાંચ બાળકો છે. તેનો પ્રપંચજ આ જગત્માં વિસ્તરેલો છે. જગત્ બધું તેને વશ થયેલું છે. તેમાંથી બચવાની ઈચ્છાવાળો અહીં સૌની ભેળો રહેવાથી બચી શકે એમ નથી; પણ જો તે વિવેક પર્વતના અપ્રમત્તતારૂપ શિખરપર જઇને ચારિત્રધર્મ રાજાના આશ્રયમાં રહે તો તે બચી શકે તેમ છે. તેનો માર્ગ બતાવનાર સદાગમ ( શ્રુતજ્ઞાન ) મંત્રી છે. તેથી પ્રથમ તેને મળવું જોઇએ. અર્થાત્ શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરી, વિવેક ( સ્વપરના વિવેચનરૂપ ) મેળવી, અપ્રમાદી થઈ, ચારિત્રધર્મનો સ્વીકાર કરે–તેનું આરાધન કરે, તેની સામે રાગનો કાંઈપણ ઉપાય ચાલી શકતો નથી. રાગ ઉલટો તેનાથી ભય પામી દૂર નાસે છે. કોઈ જીવને શ્રુતજ્ઞાનવડે ખરી વાત સમજાણી, હેય જ્ઞેય ને ઉપાદેય પદાર્થો પૃથક્ પૃથક્ સમજાણા, ખરો વિવેક આવ્યો એટલે પ્રમાદ જે વિષય કષાયાદિ તે તજ્યા અને ચારિત્રધર્મનો આશ્રય લીધો, પછી રાગને પેસવાનો માર્ગજ રહ્યો નહિ, એટલે તે નિરાશ થઇને પાછો આવ્યો. પરંતુ તે છિદ્રાવલોકી હોવાથી છિદ્ર શોધવા લાગ્યો. એવામાં ઉપશમશ્રેણી માંડી અગ્યારમે ગુણઠાણે પહોંચ્યા છતાં પણ તેની કાંઇક ચળિત વૃત્તિ જોઈ એટલે તેને પાડી દીધો. અર્થાત્ ત્યાંસુધી પહોચ્યા છતાં પણ જો અસાવધાનીમાં રહ્યો તો પડી ગયો. અને રાગને વશ થવાથી મિથ્યાત્વ ગુણઠાણું પામી નરક નિગોદમાં ચાલ્યો ગયો. રાગની આવી પ્રબળતા છે. તેનું વર્ણન શ્રી ઉપમિતિ ભવ પ્રપંચાદિ કથામાં બહુ સારી રીતે આપેલું છે.

રાગનું નિવારણ કરવા માટે તપ જપ શ્રુત વિગેરે અનેક ઉપાયો કહ્યા

* જૈનધર્મ પ્રકાશ માસિક.

છે, તેનાથી રાગ નાશ પામે છે. તે ઉપાયોજ જેને ઉલટા રાગાદિકના કારણ-ભૂત થયા, અર્થાત્ તપ કરીને ક્રોધ કર્યો, તેનું અભિમાન કર્યું, તેના ફળની પ્રાપ્તિ માટે નિયાણું કર્યું, આગામી ભવે સ્ત્રીવિલાસાદિ પ્રાપ્ત થવાની ઇચ્છા કરી, જપ કરવા માટે આત્મધ્યાન કરતાં કરતાં તે જપનો દુરૂપયોગ કર્યો, અન્યનું અહિત કરવામાટે જપ કરવા માંડયો, શ્રુતનું અભિમાન કર્યું, આગ્રહ પકડી ઉત્સૂત્ર પ્રરૂપણા કરી, ખોટો બચાવ કરવામાં બુદ્ધિનો ઉપયોગ કર્યો ઇત્યાદિ અનેક પ્રકારે અમૃત જેવા તપ જપ શ્રુતાદિ ઉપાયોને વિષરૂપ કરી દીધા; એટલે જે ઉપાયોવડે તરવાનો હતો તેનાવડેજ ઉલટો ડુબ્યો–દુર્ગતિમાં ચાલ્યો ગયો. કર્ત્તા કહે છે કે જેને અમૃતજ વિષપણે પરિણમે ત્યાં બીજો ઉપાય શું કરવો ? માટે તપ જપ શ્રુત સંયમાદિ ઉત્તમ ઉપાયો નિરર્થક ન થાય, અવળા ન ઉતરે, મદના કારણભૂત ન થાય, આત્મહિત કરનારાજ થાય તેવો પ્રયત્ન કરવો.

તપસ્વી અષાડાભૂતિ મુનિ વેશ્યાના વચનથી પોતે અર્થલાભ પણ આપી શકે છે એવા મદમાં આવી ગયા અને તેથી એક તરણું ખેંચતાં દ્રવ્યનો ઢગલો થયો. તેને પરિણામે તે દ્રવ્યનો ઉપભોગ લેવા સારૂ વેશ્યાના વચનથી તેને ત્યાં રહ્યા. એમને તપથી ઉત્પન્ન થયેલી લબ્ધિ ( શક્તિ ) સંસારને અર્થે થઈ. તેમજ શ્રેણિકપુત્ર નંદિષેણ મુનિ પણ શ્રુતના પારગામી થયા હતા, છતાં પૂર્વો-પાર્જિત નિકાચીત કર્મોદયથી વેશ્યાના પાશમાં પડયા અને ત્યાં બાર વર્ષ રહ્યા. પોતાને પ્રાપ્ત થયેલા શ્રુતનો ત્યાં પણ ઉપયોગ કર્યો. દરરોજ વેશ્યાગમન માટે વેશ્યાવાડે આવનારા કામીપુરૂષોમાંથી દશ દશ માણસોને પ્રતિબોધ પમાડી, પાપકાર્યથી પાછા વાળી ભગવંત પાસે મોકલવાની પ્રતિજ્ઞા કરી અને ત્યાર પછી ભોજન કરવું એવી દઢતા રાખી. એ પ્રતિજ્ઞા બાર વર્ષપર્યંત પાળીને છેવટે એક સોની મળતાં તે પ્રતિબોધ ન પામવાથી પોતે વેશ્યાનું ઘર છોડી ચાલી નિકળ્યા. અહીં જોવાનું એ છે કે એવા શ્રુતનિધિ છતાં પણ રાગકેસરીએ તેને પાડી દીધા. માટે એનાથી સદા ચેતતા રહેવું ઘટે છે.

૧૯ મા ને ૨૨ મા પ્રભુ શિવાય વર્તમાન ચોવિશીના ૨૨ તીર્થંકરો રાજ-પુત્રી સાથે પાણિગ્રહણ કરી સંસારવાસમાં રહ્યાં છે; અને પૂર્વના રાગના અભ્યા-સથી તેમાં વર્ત્યા છે. અહીં પણ જોવાનું એ છે કે, એવા મહાપુરૂષો પણ પૂર્વના ભોગાવળી કર્મના ઉદયથી તેને એકદમ તોડી શકયા નથી. એટલામાટે-જ કર્ત્તા દૃષ્ટાંત આપે છે કે, જે બળવાન્ મનુષ્ય વજ્રના બંધનને પણ સહ જમાં ત્રોડી શકે છે, તે સ્નેહ તંતુને–એક કાચા સૂત્રના તાંતણાને ત્રોડી શકતા

નથી. સખ્તમાં સખ્ત વાંસને કોરી નાખનારો ભમરો અત્યંત સુકોમળ કમળને કોરીને રાત્રિએ બહાર નિકળી શકતો નથી. તેનું કારણ માત્ર કમળપર તેનો સ્નેહ-રાગ છે તેજ છે. સ્નેહ-રાગ પ્રથમ દર્શને આવો સુકોમળ દેખાતાં છતાં તેનું પરિણામ ઘણું કઠોર છે.

અહીં કર્ત્તા એક પુદ્ગલિક દૃષ્ટાંત રાગમાં અભ્યંતર રક્તપણું હોવાથી બાહ્ય રક્તવાળા પદાર્થનું-મજીઠનું આપે છે. મજીઠ અત્યંત રાતી હોવાથી તેને અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડે છે, તેમજ જે પ્રાણી સંસારમાં રક્ત હોય છે-આસક્ત હોય છે તેને તેવીજ રીતે દુર્ગતિગમનાદિ અનેક કષ્ટો સહન કરવાં પડે છે. રાગનો સ્વભાવજ એવો છે કે તે પ્રથમ સ્નેહ ઉત્પન્ન કરાવી પછી કષ્ટમાં પાડે. તિલમાં સ્નેહ હોવાથીજ તેને ઘાણીમાં પીલાવું પડે છે. રાગના મુખ્ય ત્રણ ભેદ કહેલા છે. કામરાગ, સ્નેહરાગ ને દૃષ્ટિરાગ. આમાં દૃષ્ટિરાગ મિથ્યાત્વપ્રત્યયી હોવાથી તે અનેક ભવમાં પરિભ્રમણ કરાવે છે, ધર્મને ધર્મ તરીકે ઓળખવા દેતો નથી અને અધર્મમાં ધર્મબુદ્ધિ ઠસાવી દઇને તેને ફરવા દેતો નથી. કામરાગ, સ્નેહરાગ તો મુનિજન શિવાય પ્રાયે સર્વ પ્રાણીમાં ઓછે વત્તે અંશે દેખાયજ છે. તેનાવડે ફસી પડેલા પ્રાણીઓ સંસારમાં આસક્ત થઈ સાંસારિક દુ:ખને પણ પ્રથમ પગલે સુખ માની બેસે છે અને પ્રાંતે તેના દુ:ખનો પૂરતો અનુભવ કરે છે.

રાગની આવી દુર્નિવાર સ્થિતિ હોવાથી કર્ત્તા કોઇની સાથે પણ રાગ કરવાની સ્પષ્ટ નાજ કહે છે. પરંતુ છેવટ આ પ્રાણીથી રાગ કર્યા શિવાય રહેવાશેજ નહિ એમ જણાવવાથી તેને એક માર્ગ બતાવે છે કે 'જો તમારાથી રાગ કર્યા શિવાય નજ રહેવાય તો મુનિમહારાજ સાથે રાગ કરજો-તેની સાથે પ્રેમ બાંધજો. તેના પરિચયમાં પ્રીતિવાળા થજો.' અહીં કોઇ પ્રશ્ન કરે કે-'શું એ રાગ હાનિ નહિ કરે ?' તેને ઉત્તર આપે છે કે 'મણિધર સર્પના મુખમાં તો ઝેરજ હોય છે, પણ તેના માથાપરનો મણિ તે વિષને ક્ષણ માત્રમાં દૂર કરનાર છે; તેમ રાગ તો વિષરૂપજ છે, પરંતુ મુનિમહારાજનો પ્રસંગ-તેમની વાણીરૂપી અમૃતનો સંસર્ગ કરાવનાર હોવાથી તે વિષની અસર થઇ શકતી નથી. એ પ્રસંગ ઉલટો ગુણકારી થાય છે.' એટલા ઉપરથીજ કર્ત્તા પ્રાંતે કહે છે કે-એવા સુજશ-યશવાન્ મુનિમહારાજ અથવા અન્ય ઉત્તમ પુરૂષ સાથેનો જે સ્નેહ તે રાગનો નાશ કરવાનું પરમ ઔષધ છે. તેથી સુજ્ઞ જનોએ એ ઔષધનું સેવન કરી અનાદિ કાળથી લાગેલા રાગરૂપ વ્યાધિને મૂળમાંથી દૂર કરવો. એટલે વાસ્તવિક નિરોગીપણું પ્રાપ્ત થશે.

પરિણામે હાનિકર વસ્તુઉપર જેને પ્રીતિ તેને રાગ કહેવામાં આવે છે પણ જ્યાંસુધી અજ્ઞાનથી અંતઃકરણ દબાયેલું હોય છે ત્યાંસુધી રાગ રહે છે. પરંતુ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થવાથી જે વસ્તુ ઉપર રાગ હોય તે વસ્તુ જો પરિણામે કડવો વિપાક દેવાવાળી હોય તો તેને તજી દેવાય છે પણ તે યથાર્થ જ્ઞાનવાન જીવોજ કરી શકે બાકીતો જીવોને એક જાતનો દૃષ્ટિરાગ થઇ જાય છે અને તેથી દેવગુરૂ અને ધર્મ જેવી વસ્તુને પણ ઓળખી શકતા નથી તે બતાવા માટે આ રાગદોષ અધિકાર પૂર્ણ કર્યો છે.

## दृष्टिराग–अधिकार.

માત્ર જોવાથીજ મોહ પામી આસક્તિવાળો બનનાર માણસ જેમાં પોતે મોહ પામે છે તેના પરિણામનો વિચાર નથી કરતો. આમ થવાથી તે કર્તવ્યભ્રષ્ટ અને દુઃખી થાય છે એ બતાવવાને આ અધિકારનો આરંભ છે.

### અજ્ઞાનનું માહાત્મ્ય.

आर्या.

जिण[illegible]यंतागुरुणोभणिरुणजेणमज्जन्ति ।
तोकिंकीरईलोओछलि ओगड्डुरिपवाहेण ॥ १ ॥ } (उ. सि. र.)

જેમ એક ગાડર કૂવામાં પડે તેની પાછળ બીજાં જેટલાં ગાડરો હોય, તે સર્વ હિતાહિતનો વિચાર કર્યા વિના કૂવામાં પડે છે તેમ અજ્ઞાની માણસ જો કુગુરૂની સેવા કરે તો તેને જોઈ જે બીજા સર્વ મનુષ્યો તે કુગુરૂનેજ ભજે છે તેમાંથી કોઇપણ મનુષ્ય ગુણદોષનો વિચાર કરતો નથી તે અજ્ઞાનનું માહાત્મ્ય છે. ૧

### અશુદ્ધ દેવ ગુરૂ ધર્મ–ભવિષ્યમાં શોચ.

उपजाति.

माद्यस्य[illegible]रागेण [illegible]णानपक्षः ।
अमुत्र शोचिष्यसि तत्फले तु, कुपथ्यभोजीव [illegible]ः ॥२॥ } अ. क.

"દૃષ્ટિરાગથી ગુણની અપેક્ષા વગર તું અશુદ્ધ દેવગુરૂ ધર્મ પ્રત્યે હર્ષ
"બતાવે છે તે માટે તને ધિક્કાર છે! જેવી રીતે કુપથ્ય ભોજન કરનાર મહા
"રોગી મહાપીડા પામીને હેરાન થાય છે તેવીજ રીતે આવતા ભવમાં તું તે
"(કુદેવ ધર્મગુરૂસેવન) નું ફળ પામીને શોચ કરીશ." ૨

ભાવાર્થ—ગુણવાન્ ગુરૂનો આશ્રય કરવાની જરૂર કેટલી છે તે આપણે પહેલા ભાગમાં જોઈ ગયા છીએ અને એવા ગુરૂનેજ નમન કરવું એ ખાસ કર્તવ્ય છે. એવા ગુરૂએ બતાવેલા એકાંત ગુણવાળા દેવને તેના જેવા થવા માટે ભાવથી ભજવા અને એવા ગુરૂ અને દેવનો બતાવેલો ધર્મ આદરવો એ ગુણાપેક્ષીપણું છે. આવી રીતે જે પ્રાણી ગુણની અપેક્ષા રાખતો નથી અને માત્ર પૌદ્ગલિક પદાર્થો જેવા કે પુત્રપ્રાપ્તિ, ધનપ્રાપ્તિ, અનેક રોગાદિનાશની આશંસા અને મિથ્યાત્વજન્ય દૃષ્ટિરાગથી ગમે તેવા વિષયી ગુરૂને ભજી સંસાર વધારનાર અધર્માચરણ કરે છે તે પ્રાણી ભવિષ્યમાં બહુ પસ્તાય છે. આ જીવને સંસારરોગ તો થયેલોજ છે તેમાં પાછું કુગુરૂના પ્રસંગથી અયોગ્ય આચરણરૂપ કુપથ્ય ભોજન પોતે કરે છે અને ગુરૂનાં અયોગ્ય આચરણને પુષ્ટિ આપતો જાય છે એટલે રોગ વધતો જાય છે અને ગુરૂસેવાનો હેતુ જે સંસાર ઘટાડવાનો છે તે નાશ પામતો જાય છે.

મુખ્ય મુદ્દે ગુરૂ મહારાજની જોગવાઈ બરાબર થવાની જરૂર છે, પછી દેવ અને ધર્મ તો તેમના ઉપદેશથી નિયમસર શુદ્ધજ મળતા જશે. જેઓ આ બાબતમાં ગફલત રાખી તપાસ કરતા નથી તેઓ આ ભવમાં પણ કેટલીકવાર પસ્તાય છે. હિંદુસ્તાનમાં ધર્મને નામે ગોસાંઈઓ, મહંત, કાજી, આગાખાન, શ્રીપૂજ્યો તથા ગોરજીઓ શાં શાં કામો કરે છે તે અવલોકન કરનારના જોવા સમજવામાં આવી જાય તેમ છે. અજબ છે કે અવિવેકી અવિચારી પ્રેમલા અનુયાયીઓ અને ભગતો તે બાબતમાં આંખ ઉઘાડવાની પણ દરકાર કરતા નથી.

દૃષ્ટિરાગ જેમ જીવોને અનંત ભવમાં ડુબાવે છે તેમ પુત્રપુત્રાદિ ઉપરનો રાગ પણ જીવોને અનંતકાળ થયાં ભમાવી રહ્યો છે અને તેથી જીવો કેવી ઘેલછા કરી રહ્યા છે તે હવે પછી બતાવવા સારૂ આ દૃષ્ટિરાગ અધિકારની સમાપ્તિ કરીએ છે.

# अपत्यममत्वमोचनाधिकार.

મનુષ્ય લોઢાની દૃઢ સાંકળોથી બંધાણો હોય તો છુટી શકે છે. પરંતુ અપત્ય ( છોકરાં ) ની મધુરવાણીરૂપી સાંકળથી બંધાયેલ હોય તે છુટતો નથી એટલે દરેક પ્રાણીને પોતાના પુત્રવિગેરે ઉપર અપાર મમતા હોય છે. કુકડી જેવું અજ્ઞ પ્રાણી પણ કોઈ પોતાનાં બચ્ચાં ઉપર ધસી આવે તો પોતે પોતાના જાનના ભોગે પણ પોતાનાં બચ્ચાંઓને પોતાના આશ્રયમાં રાખી સામાની સાથે લડવા મેદાન પડે છે પણ બચ્ચાંઓને છોડતી નથી. વળી ભક્તામરમાં પણ માનતુંગાચાર્યજી મહારાજ સૂચવે છે કે–प्रीत्यात्मवीर्यमविचार्य मृगो मृगेन्द्रं, नाभ्येति किं निज शिशोः परिपालनार्थम् । મૃગ જેવું નિર્બળ પ્રાણી પણ પોતાની શક્તિનો વિચાર કર્યાવિના માત્ર પોતાનાં બચ્ચાં ઉપરની પ્રીતિથીજ શું સિંહસામે દોડતું નથી ? અર્થાત્ દોડે છે. ત્યારે મનુષ્ય પુત્રોની મમતા કેમ છોડી શકે ? અને મનુષ્યને મમત્વ છોડવામાં ખરા લાભની પ્રાપ્તિ છે તેટલામાટે પુત્ર આદિના સંબંધથી ઉત્પન્ન થતા દુઃખને જણાવવા સારૂ આ અધિકારનો આરંભ છે.

## પુત્રપુત્રી બંધનરૂપ છે તેનું દર્શન.

ઉપજાતિ. ૧ થી ૩.

मा भूरपत्यान्यवलोकमानो, मुदाकुलो मोहनृपारिणा यत् ।<br>
चिक्षिप्सया नारकचारकेऽसि, दृढं निबद्धो निगडैरमीभिः ॥१॥ (अ. क.)

“ તું પુત્રપુત્રીને જોઇને હર્ષઘેલો થા માં. કારણ કે મોહ રાજા નામના “ તારા શત્રુએ તને નરકરૂપ બંદિખાને નાખવાની ઇચ્છાથી આ ( પુત્રપુત્રીરૂપ ) લોઢાની બેડીવડે મજબૂત બાંધ્યો છે. ” ૧

**વિવેચન**—“ પિતા અને માતા વચ્ચે સ્નેહબંધનરૂપ પુત્ર નામની સાંકળ નાખવામાં આવે છે ” એમ કવિ ભવભૂતિ કહે છે. પુત્રને જોઇને માણસ ગાંડો ઘેલો થઈ જાય છે અને તેની સાથે બોલવામાં રમાડવામાં એવી જાતની ચેષ્ટા કરે છે કે જાણે તે પોતે ગાંડો થઈ ગયો હોય. વળી બાળકની સાથે બાળક થઇ જાય છે. પ્રસંગોપાત્ત ગ્રંથકર્તા તેને સમજાવે છે કે, મોહરાજાએ આ બંધન કર્યું છે. કેદમાં પડેલા માણસને કોઇપણ પ્રકારનો આનંદ થતો

નથી. તેને સુખ નથી; તેમજ આ પુત્રબંધનથી તારી સર્વ સ્વતંત્રતાનો નાશ થાય છે. તારે દેશસેવા, પિતૃસેવા કે આત્મસેવા કરવી હશે તે પણ ઓછી થશે અથવા નહિ થઈ શકે. આર્દ્રકુમાર ફરી દીક્ષા લેવામાટે જવા ઈચ્છતા હતા ત્યારે પુત્રે કાચા સુતરના બાર તાંતણા તેના પગ ફરતા વીંટ્યા; તેવા તાંતણા તો શું, પણ દર્શન માત્રથી પણ હાથીની સાંકળ તોડવાની શક્તિવાળા એવા અને હજારો માણસોને ભારે પડે તેવા આર્દ્રકુમારથી તે કાચા સુતરના તાંતણા તૂટયા નહિ; અને બાર વરસ વધારે ઘરમાં રહેવું પડયું. પુત્રપુત્રીઓનું બંધન આવા પ્રકારનું છે.

મહા વૈરાગ્યભાવ જાગૃત થતાં કોઈ આસન્નસિદ્ધિ જીવને સંસારત્યાગ કરવાની ઇચ્છા થાય છે ત્યારે સ્ત્રી અને પુત્ર કેટલાં બંધનરૂપ થાય છે, તે સર્વને અનુભવસિદ્ધ છે. આત્મધર્મ અને ઉંચા પ્રકારની ફરજ અદા કરવા જતાં પુત્રધર્મ અને પતિધર્મને કાંઇપણ બાધ આવે તોપણ વધારે માન હમેશાં આત્મધર્મનેજ મળવું જોઇએ અને જનયજ્ઞ કરતાં પિતૃયજ્ઞ કે પુત્રયજ્ઞનો ભોગ આપવો પડે તોપણ સર્વ ધર્મને તે ઇષ્ટજ છે.

## પુત્રપુત્રી શલ્યરૂપ છે તેનું દર્શન.

### વંશસ્થ.

आजीवितं जीव भवान्तरेऽपि वा, शल्यापपत्यानि न वेत्सि किं हृदि ।
चलाचलैर्यैं विविधार्त्तिद[illegible]ऽनिशं निहन्येत समाधिरात्मनः ॥२॥ (अ. क.)

"હે ચેતન! આ ભવમાં અને પરભવમાં પુત્રપુત્રી શલ્ય છે એમ તું "તારા મનમાં કેમ જાણતો નથી? તેઓ થોડી અથવા વિશેષ ઉમર સુધી "જીવીને તને અનેક પ્રકારની પીડા કરી તારી આત્મસમાધિનો નાશ કરેછે. ૨

**વિવેચન**—છોકરાંઓ અનેક ઉપાધિનાં કારણ છે, તે ઉપરાંત વળી માબાપને શલ્યભૂત છે. જો ચળ એટલે ઓછા આયુષ્યવાળા હોય તો માબાપને શોક કરાવે છે અને જો વિધવા મૂકીને જાય છે તો તો શોકનો કાંઇ પારજ રહેતો નથી. જો અચળ એટલે વધારે આયુષ્યવાળા હોય છે તો કેળવણી, વેવિશાળ, લગ્ન, સંસારમાં વધારવાં વિગેરે કાર્યોમાં પિતાને અનેક પ્રકારની ઉપાધિ કરનારાં થાય છે; તેમાં પણ પુત્રને ઇચ્છા પ્રમાણે આગળ નહિ વધતો જોઇને પિતાને મનમાં બહુ લાગી આવે છે. વળી તેઓ ચળાચળ એટલે ચંચળ હોય તો કુકર્મો કરીને પિતાનાં ચિત્તને શાંતિ રહેવા દેતાં નથી. વળી અતિશયાર્થે દ્વિર્ભાવ લઈ ચળાચળનો અર્થ વિનશ્વર કરીએ તો તેવા પુત્રપુ-

ત્રીથી પણ શાંતિ રહેતી નથી. આવી રીતે પુત્રપુત્રીથી સર્વદા સમાધિનો નાશ તો થાય છેજ.

પુત્રકરતાં પણ પુત્રીની બાબતમાં વધારે ચિંતા રહે છે; તેને ભણાવવી; સારો વર શોધવો અને તેનાં પુત્રપુત્રી સુધી દરેક પ્રસંગે પોતે હાથ લંબાવવો અને કમનશીબ હોય તો તેનાં વૈધવ્યનાં દુઃખો જોવાં-આ સર્વ અંતઃકરણમાં શલ્યરૂપજ છે.

આવી રીતે આ ભવમાં અપત્યથી સમાધિનો નાશ થાય છે અને તે દુર્ધ્યાનના પરિણામે આવતા ભવમાં પણ ઠરીને બેસવાનો વારો આવતો નથી. આ શ્લોક જેને પુત્ર ન હોય તેણે ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. આ સંબંધમાં આ અધિકારની છેવટના ઉદ્ગારોમાં વિશેષ સ્વરૂપ છે.

## આક્ષેપદ્વારા પુત્રમમત્વ ત્યાગનો ઉપદેશ.

### उपजाति.

कुक्षौ युवत्याः कृमयो विचित्रा, अप्यस्रशुक्रप्रभवा भवन्ति ।
न तेषु तस्या न हि तत्पतेश्च, रागस्ततोऽयं किमपत्यके ॥३॥ (अ.क.)

"પુરુષનું વીર્ય અને સ્ત્રીનું રક્ત-તે બન્નેના સંયોગથી સ્ત્રીની કુક્ષિમાં
"વિચિત્ર પ્રકારના કીડાઓ ઉત્પન્ન થાય છે; તેના ઉપર સ્ત્રીનો કે તેના પતિનો
"રાગ થતો નથી, ત્યારે પુત્રો ઉપર શાસારૂ રાગ થાય છે. ?" ૩

વિવેચન—એકજ સ્થાનમાં સંયોગને પરિણામે પુત્રપુત્રી અને બેઇંદ્રિય જીવો ( સમુર્છિમ મનુષ્યો પણ ) ઉત્પન્ન થાય છે. એક ઉપર પ્રીતિ થાય છે અને બીજા ઉપર દુર્ગંચ્છા થાય છે-આ પ્રેમની વિચિત્રતા છે. સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ ધર્મશાસ્ત્ર અને કામશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. સ્થાન, સમય અને સંજોગમાં એકાકાર વૃત્તિ છે, છતાં પણ મનના દ્વિધાભાવથી પ્રેમમાં આવી વિચિત્રતા છે, એ જોવા જેવું છે. આ ઉપદેશ આક્ષેપથી કરેલો છે અને જોકે શબ્દો કર્કશ છે છતાં પણ ઉપદેશના ગર્ભમાં જે ઉચ્ચ ભાવ છે તે ધ્યાન આપવા યોગ્ય છે.

## અપત્યપર સ્નેહબદ્ધ ન થવાનાં ત્રણ કારણો.

### आर्या.

त्राणाशक्तेरापदि संबन्धानन्त्यतो मिथोऽङ्गवताम् ।
संदेहाच्चोपकृतेर्मापत्येषु स्निहो जीव ॥ ४ ॥ (अ. क.)

"આપત્તિમાં પાલન કરવાની અશક્તિ હોવાથી, પ્રાણીઓનો દરેક પ્રકા-

"રનો પરસ્પર સંબંધ અનંત વખત થયેલો હોવાથી અને ઉપકારનો બદલો
"વાળવાનો સંદેહ હોવાથી હે જીવ! તું પુત્રપુત્ર્યાદિપર સ્નેહવાળો થા માં." ૪

વિશેષાર્થ—પુત્રપુત્ર્યાદિના સ્નેહમાં આસક્ત ન થવાનાં ત્રણ કારણો બતાવે છે. (૧) દુઃખમાંથી રક્ષણ કરવાને તેઓ શક્તિમાન નથી. કર્મજનિત પાપોદય થવાથી આપત્તિ આવે છે તેમાંથી રક્ષણ કરવાને કોઇ પણ શક્તિમાન હોય તો તે આત્મશક્તિજ છે, બીજાનું કાંઇપણ ચાલતું નથી. કર્મસ્વરૂપ સમજતા હોય તેઓને આ દલીલનું વાસ્તવિકપણું સમજાઈ જશે.

(૨) પ્રાણીઓને પરસ્પર અનેક સંબંધ થાય છે. દરેક પ્રાણી માતા, પિતા, સ્ત્રી, પુત્રપણે અનંતવાર થાય છે. [સમતાદ્વારમાં આ સંબંધી સંપૂર્ણ વિવેચન થઈ ગયું છે;] પણ અપત્યપર આસક્ત ન થવાનું આ એક મજબૂત કારણ છે તેથી અત્ર તે તરફ ધ્યાન ખેંચવામાં આવે છે.

(૩) ઉપકારનો બદલો વાળવાનો સંદેહ છે. અનેક પુત્રો તો પિતાની પહેલાંજ દુનિયા ત્યજી જાય છે અને કેટલાએક કુપુત્ર નીવડે છે. આવા પુત્રો પિતાને જરાપણ ઉપયોગી થતા નથી, એટલુંજ નહિ પણ શોક અને ચિંતાનું કારણ થઈ પડે છે. કોણીકે પોતાના પિતા શ્રેણીકના શા હાલ કર્યા હતા તે પ્રસિદ્ધ વાત છે. વૃદ્ધાવસ્થામાં ડોસાને કેવી રીતે હડધૂત કરે છે તે અનુભવીઓએ જોયું છે. વારસો લેવાની લાલચે કેટલાએક પુત્રો કેવાં કેવાં કૃત્યો કરે છે તે પ્રસિદ્ધ વાત છે. જગતમાં સુપુત્રો નથી એમ કહેવાની મતલબ નથી. રામ અને અભયકુમાર જેવા પણ છે,* પણ પોતાનો પુત્ર કેવો નીવડશે તે વીમો છે અને તે વીમાની ખાતર પોતાનું આત્મસાધન ન કરવું એ અનુચિત છે. આ ત્રણ કારણથી અપત્યસ્નેહબદ્ધ થવું નહિ. બીજા કાર્યને છેડે થયેલી શંકાનું અત્ર નિવારણ થઇ જાય છે.

## પુત્રથી ઘેલા થયેલાને પુત્ર શત્રુ છે.

### શાર્દૂલવિક્રીડિત.

पुत्रः स्यादिति दुःखितः सति सुते तस्यामये दुःखित-<br>
स्तद्दुःखादिकमार्जने तदनये तन्मूर्खतादुःखितः ।<br>
जातश्चेत्सगुणोऽथ तन्मृतिभयं तस्मिन्मृते दुःखितः-<br>
पुत्रव्याजमुपागतो रिपुरयं मा कस्यचिज्जायताम् ॥५॥ (सु. र. भां.)

* આવા પુત્રો થોડા હોય છે, તેથીજ ગ્રંથકર્તા 'સંદેહ' શબ્દ મૂકે છે; જ્યારે પ્રથમની બે બાબતમાં નિર્ણય બતાવે છે.

દુનીયામાં મનુષ્યને પુત્ર ન હોય તો કેમ પુત્ર ઉત્પન્ન થાય એમ વિચાર કરી દુઃખિત થાય છે. વખતે પુત્ર હોય તો તેને રોગની ઉત્પત્તિ થતાં દુઃખી થાય છે. પુત્રને બીજાં પણ દુઃખ વિગેરે ઉત્પન્ન થાય છે ત્યારે તે દુઃખોનો નાશ કરવા સારૂ દુઃખી થાય છે. તે પુત્ર અન્યાય કરે અથવા મૂર્ખ રહે તો તેથી પણ મનુષ્ય દુઃખિત થાય છે અને વખતે તે પુત્ર ગુણવાન્ થાય તો તેના મરણની બીક લાગે છે અને વખતે મરણ પામે તો તે વખતે મનુષ્ય દુઃખિત થાય છે. આવી રીતે શત્રુજ પુત્રના બ્હાનાને પ્રાપ્ત થયો છે એટલે શત્રુજ પુત્ર થઇને આવેલ છે; માટે આ શત્રુરૂપી પુત્ર કોઇને ત્યાં ઉત્પન્ન થાઓમાં. ૫

આવી રીતે અપત્યમમત્વમોચન અધિકાર પૂર્ણ કરવામાં આવે છે. પુત્રપ્રાપ્તિથી અતિ હર્ષ માનવો નહિ, પુત્રમરણથી દિલગીર થવું નહિ અને પુત્રપુત્ર્યાદિના બંધનથી સંસાર વધારવો નહિ એ મુખ્ય ઉપદેશ છે. આ સંબંધમાં વધારે અગત્યની બાબત એ છે કે પુત્ર ન હોય તો દુર્ધ્યાન કરવું નહિ. પુત્રપુત્રી હોય તો તેને કાઢી મૂકાતાં નથી પણ ન હોય તો તેણે સંતોષ રાખવો જોઇએ. તેઓએ માનવું કે દુનિયાની મોટી જંજાળથી તેઓ મુક્ત છે અને આત્મસાધન, ધર્મકાર્યમાં દ્રવ્યવ્યય અને દેશસેવામાં જીવનઅર્પણ કરતાં તેઓને કશી અડચણ નથી. અત્યંત દિલગીરી સાથે લખવું પડે છે કે મનુષ્ય વ્યવહારમાં આથી તદ્દન વિરૂદ્ધ દેખાવ નજરે પડે છે. ખસુસ કરીને કેળવણીથી બેનશીબ રહેલા માણસો શાસ્ત્ર અને સંપ્રદાયવિરૂદ્ધ આચરણ પુત્રપ્રાપ્તિસારૂ કરે છે. જાણે કે પુત્રથીજ મોક્ષ હોય તેમ માની લૌકિક મિથ્યાત્વરૂપ માનતા માને છે, લીલ પરણાવે છે અને આખો દિવસ દુર્ધ્યાન કર્યા કરે છે; આટલુંજ નહિ પણ કેટલાએક મૂર્ખાનંદો તો તેને માટે એક છતાં બીજી સ્ત્રી પણ પરણે છે. આને બદલે તો ભાઇનો અથવા સગોત્રનો કે બીજો ચાલાક પુત્ર દત્તક કરી લેવો તે પણ અમુક અંશે સારૂં છે, કારણ કે તેથી પુત્રપ્રાપ્તિની ઈચ્છા પૂર્ણ થાય છે અને પોતાની સ્ત્રીને અન્યાય થતો નથી. બાકી એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવામાં તો અબળા સ્ત્રીઓ પોતાનો હક સ્થાપન કરી શકતી નથી તેથી તેના ભર્ત્તારો તેની નબળાઈનો ગેરલાભ લેછે, પણ આવું સ્વાર્થીપણું હવેના જમાનામાં ચાલવાનું નથી. પુત્રવાનને શું સુખ છે તે તેઓ જોતા નથી; તેમાં બીલકુલ સુખ નથી. પણ દૂરથી જોતાં બહુ પુત્રવાળો સુખી જણાય છે. પુત્રવાનોને પુત્રની ખાસ કિંમત નથી પણ પુત્ર ન હોય તેઓ પોતાની જીંદગીને નિષ્ફળ માને છે. આ તદ્દન અજ્ઞાનતા અને

મોહનો કેંદ્ર છે. તેનાપર જ્ઞાનનો પ્રકાશ પડવાની જરૂર છે. અપત્યપર સ્નેહ રાખી સંસારયાત્રા વધારવી, એવો જૈનશાસ્ત્રનો ઉદ્દેશ નથી. ચોથા શ્લોકમાં જે ત્રણ કારણો બતાવ્યાં છે તે તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. આ અધિકારમાં બહુ ઓછા શ્લોક છે, પણ મુદ્દાની હકીકતનો સંક્ષેપમાં સારી રીતે સમાવેશ કરી દીધો છે.

# देहममत्वमोचनाधिकार.

મનુષ્યોને સ્ત્રી પુત્ર અને ધન વગેરે કરતાં પોતાના દેહઉપર વિશેષ મમત્વ હોય છે એટલે કે પામર પ્રાણીઓ પોતાનાં શરીરનેજ સુશોભિત કરવામાં આખી જીંદગી વ્યર્થ ગુમાવી નાખે છે અને તેથી કર્ત્તવ્યભ્રષ્ટ રહેવાને લીધે પરિણામે નરકને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ બાબત જણાવવાસારૂ આ અધિકાર આરંભાય છે.

## શરીરપરનું મમત્વ ત્યાગ કરવા માટે અંકુશ.

अनुष्टुप्. ( १ थी ४ )

माता जातिः पिता मृत्युराधिव्याधी सहोद्गतौ ।
प्रान्ते जन्तोर्जरा मित्रं, तथाप्याशा शरीरके ॥१॥ (आ. शा.)

જન્મ એ માતા છે, અને મૃત્યુ એ પિતા છે તેમ આધિ ( મનઃપીડા ) વ્યાધિ ( શરીર પીડા ) આ બન્ને સહોદ્ગત ( સાથેજ જન્મેલા ) બંધુઓ છે. અને છેવટ જીવને વૃદ્ધાવસ્થા એ મિત્ર છે તોપણ આવા દુઃખદ શરીરમાં જીવવાની આશા રહે છે. ૧

## રોગાદિની વૃદ્ધિ થઈ હોય તોપણ ઉત્તમ મુનિને ખેદ થતો નથી.

अपि रोगादिभिर्वृद्धैर्न मुनिः खेदमृच्छति ।
उडुपस्थस्य कः क्षोभः प्रवृद्धेऽपि नदीजले ॥२॥ (आ. शा.)

વધી ગયેલા રોગોથી પીડિત પણ ઉત્તમ પ્રકારનો મુનિ ખેદ પામતો નથી. ત્યાં દૃષ્ટાન્ત આપે છે કે—નદીમાં પાણી વધી જાય તોપણ વહાણમાં બેઠેલા મનુષ્યને કોઈ જાતનો ક્ષોભ ( ગભરાટ ) હોય ? અર્થાત્ કોઇપણ જાતનો ક્ષોભ નહિજ હોય. ૨

## દેહઉપર જે મમત્વ છે તેની શરીરઉપર રહેલ બોજાની સાથે સરખામણી.

शिरःस्थं भारमुत्तार्य, स्कन्धे कृत्वा सुयत्नतः ।
शरीरस्थेन भारेण, अज्ञानी मन्यते सुखम् ॥ ३ ॥ } (अा. शा.)

મસ્તક ઉપર રહેલા ભારને ઉતારીને અને ઉત્તમ યત્નથી સ્કંધ (ખભા) ઉપર રાખીને જો કે ભાર શરીરઉપરજ રહેલ છે તોપણ અજ્ઞાની મનુષ્ય સુખ માને છે કે મને ભાર ઓછો થયો છે તદ્વત્ દેહના સંબંધની પ્રતિક્રિયાઓ જાણી લેવી. અર્થાત્ દેહઉપરની મમતાને લીધે તેના સુખને માટે આવા નિષ્ફળ ઉપાયો લઇને સુખ નહિ મળ્યા છતાં પણ કાંઇક સુખ મળ્યું માની મનુષ્ય સંસારયાત્રામાં આગળ વધ્યે જાય છે. ૩

## દેહવગેરેમાં મમતા છોડવામાં શું અનુસંધાન કરવું ?

नित्यमित्रसमं देहं स्वजनाः पर्वसन्निभाः ।
नमस्कारसमो ज्ञेयो धर्मः परमबान्धवः ॥४॥* } (अा. शा.)

મનુષ્યને દેહ નિત્યમિત્ર છે અને સગાંવહાલાં પર્વમિત્ર છે તથા નમસ્કારમિત્રપ્રમાણે ધર્મ તે ખરો બાંધવ ( મિત્ર ) છે. એટલે જીવને શરીર તથા સગાંવ્હાલાં છોડી દેછે પરંતુ ખરે વખતે ધર્મમિત્રજ તેને સહાય્ય કરે છે.

---

* આ શ્લોક માટે એક એવી આખ્યાયિકા છે કે—એક મનુષ્યને ત્રણ મિત્રો હતા તેમાં એક મિત્ર એવો હતો કે તેની સાથેજ આખો દિવસ ફર્યા કરે અને ભોજન વખતે પણ સાથેને સાથે રહે તેથી તે તેનો નિત્યમિત્ર હતો અને બીજો પર્વમિત્ર હતો તે પર્વ હોળી દીવાળીએ તેને ત્યાં જમવા વિગેરે જાય અને ત્રીજો એવો મિત્ર હતો કે માત્ર રસ્તામાં ભેગા થાય ત્યાં કેવળ નમસ્કારનોજ સંબંધ. હવે આ ત્રણ મિત્રવાળા મનુષ્યને એક દિવસ રાજ્યસંબંધી સંકટ આવ્યું તેમાં તેણે પ્રથમ "નિત્ય મિત્ર" હતો તેને કહ્યું કે ભાઈ! મને મદદ કર ત્યારે તેણે ચોખી ના કહી કે ના ભાઈ મારાથી તારી કશી મદદ થઈ શકે તેમ નથી. પછી "પર્વમિત્ર" ને કહ્યું કે ભાઇ! મારે માટે યોગ્ય મહેનત લઈ આ સંકટમાંથી મુક્ત કરાવ, તેણે પણ પ્રથમના મિત્રની માફક ના કહી. ત્યારે છેવટ નિરાશ થઈ ત્રીજા "નમસ્કારમિત્ર" ને કહ્યું કે ભાઈ! હવે મારે અન્ય આધાર નથી, તુંજ સાચો આધાર છે માટે મને આ સંકટમાંથી છોડાવ. ત્યારે તે નમસ્કારમિત્રને દયા ઉત્પન્ન થઇ. તેણે વકીલ બારીસ્ટરની સગવડ કરી પોતાના મિત્રને રાજ્યબંધનથી મુકાવ્યો. આ દૃષ્ટાંતનો સાર એવો છે કે શરીર તે મનુષ્યનો "નિત્યમિત્ર" છે તે મરણ વખતે જીવને છોડી દેછે તેમ પર્વમિત્ર એટલે સગાંવહાલાં પણ કોઈ મદદ કરી શકતાં નથી ત્યારે ખરે વખતે નમસ્કાર મિત્રની માફક ધર્મજ જીવને ખરી મદદ કરે છે.

અથવા ( શ્લોકાર્થ બીજો ) હમેશાં દેહને મિત્રસમાન જાણવો એટલે દેહ તે હું નથી પરંતુ હું ( જીવ ) તેનાથી જુદો છું પણ દેહ તે ધર્મ કર્મ કરવામાં મદદ આપનાર મિત્ર છે. આમ અનુસંધાન કરવું અને પર્વો ( ચાતુર્માસી, અષ્ટમી, ચતુર્દશી અને પંચમી ) વિગેરે આ સર્વ સ્વજન કુટુંબી જાણવાં એટલે ખરે વખતે મદદ કરે તેજ સ્વજન કહેવાય. તો બીજા કોઈ પરલોકમાં સાહાય્ય કરી શકે તેમ નથી પણ પર્વોનાં વ્રતો કર્યાં હશે તો તેજ પરલોકમાં ખરી મદદ કરશે તેથી તેને કુટુંબી જાણવાં.

નમસ્કાર ( નમ્રતા ) સમાન ધર્મને પરમ બાંધવ (ભાઇ) જાણવો એટલે જેમ જગતમાં નમસ્કાર ( નમ્રતા ) વાળા પુરૂષને સર્વત્ર સુખની પ્રાપ્તિ થાય છે તેમ પરલોકમાં ધર્મ તેજ ખરી મદદ કરશે માટે તેનેજ બાંધવ જાણવો. ૪

## અશુચિ શરીરથી સ્વહિતગ્રહણ.

### उपजाति (५ थी ७).

यतः शुचीन्यप्यशुचीभवन्ति, कृम्याकुलात्काकशुनादिभक्ष्यात् ।
द्राग्भाविनो भस्मतया ततोऽगान्मांसादिपिण्डात् स्वहितं गृहाण ॥५॥ (प्र.क.)

" જે શરીરના સંબંધથી પવિત્ર વસ્તુઓ પણ અપવિત્ર થઈ જાય છે, જે કૃમિથી ભરેલું છે, જે કાગડા કુતરાને ભક્ષણ કરવાને યોગ્ય છે, જે થોડા વખતમાં રાખ થઇ જવાનું છે અને જે માંસનોજ પિંડ છે તે શરીરથી તું તો તારૂં પોતાનું હિત કર. " ૫

**વિવેચન**—અતિ સુંદર વસ્તુઓ પણ શરીરના સંબંધમાં આવતાં અપવિત્ર થઈ જાય છે. મલ્લિનાથે છ રાજાઓને જે અકસીર ઉપદેશ આપ્યો તે આ શરીરની રચના બતાવીનેજ આપ્યો હતો. આવું શરીર જીવતું હોય એટલે કે જ્યાંસુધી તેમાં આત્મા—ચેતન હોય ત્યાંસુધી કૃમિ વિગેરેથી ભરેલું હોય છે અને મરણ પામ્યા પછી તે જરાપણ ઉપયોગમાં આવતું નથી. ઢોરનાં ચામડાં, માંસ, પૂંછડાં, શીંગડાં, ખરી અને ચરબીના પણ પૈસા ઉપજે છે ત્યારે માણુસનું શરીર તો બિલકુલ નકામુંજ છે અને ચાર દિવસ કદિ પડયું રહે તો રોગનો ઉપદ્રવ કરે છે તેથી મરણ પછી તેની રાખ કરી નાખવામાં આવે છે; અને હાલ છે તે પણ માંસનો લોચોજ છે. એવા શરીરપર મોહ શો કરવો? જે દુર્ગંધ દૂરથી જોઈ નાક આડા રૂમાલ દઇએ છીએ. તેવીજ દુર્ગંધ આ શરીરમાં ભરેલી છે. આ સંબંધમાં છઠ્ઠી ભાવના વાંચવાની ભલામણ કરવામાં આવે છે. પુરૂષના નવ અને સ્ત્રીનાં બાર દ્વારમાંથી ગટરની જેમ અપવિત્ર પ-

દાર્થો નીકળ્યાજ કરે છે અને સુંદર પદાર્થો શરીરના સંસર્ગથી તે રૂપને પામેલા હોય છે અને પામતા જાય છે.

હવે આટલા ઉપરથી જાણવાનું એ છે કે, ઉપરના શ્લોકમાં વિસ્તારથી સમજાવ્યું તે પ્રમાણે શરીરને જરા જરા ખવરાવીને તેનાથી આત્મહિત કરી લેવું. જેમ શરીરથી સંસારમાં ડૂબાય છે તેમ તેનાથીજ તરી શકાય છે, માટે આ શરીરનો સદુપયોગ કરવો. આજ ભાવ નીચેના બે શ્લોકથી વધારે સ્પષ્ટ થશે.

## શરીરઘરને ભાડું અને તેનો ઉપયોગ.

परोपकारोऽस्ति तपो जपो वा, विनश्वराद्यस्य फलं न देहात् ।
सभाटकादल्पदिनाप्तगेहा मृत्पिण्डमूढः फलमश्नुते किम् ॥ ६ ॥ (अ. क.)

જે નાશવંત શરીરથી પરોપકાર, તપ, જપરૂપ ફળ થતાં નથી તે શરીરવાળો પ્રાણી થોડા દિવસને માટે ભાડે રાખેલા ઘરરૂપ માટીના પીંડાપર મોહ પામી શું ફળ મેળવે ? ૬

ભાવાર્થ—નયસારના ભવથી વીરપરમાત્માના જીવે પરોપકાર, તપ અને ધ્યાનની શરૂઆત કરી, શરીરપરનું મમત્વ છોડી દીધું અને છેલ્લા ભવમાં સાડાબાર વર્ષ તપ કર્યું અને ઉપસર્ગો સહન કર્યા તેનું વર્ણન વાંચતાં પણ વિચાર થાય છે. આવી રીતે શરીરનો ઉપયોગ કરવાનો અત્ર ઉપદેશ છે. આવું જો ન થઇ શકે તો પછી શરીરપ્રાપ્તિથી લાભ શો ?

ટીકાકાર ધનવિજયગણિ લખે છે કે "કોઈ પ્રાણીએ ભાડું આપીને થોડા દિવસ માટે એક ઘર ભાડે રાખ્યું હોય અને પછી આ મારૂં ઘર છે અને વપરાશે તો નાશ પામશે એમ માની તે ઘરને વાપરતો નથી; પછી મુદત પૂરી થાય છે એટલે ઘર તો છોડી દેવું પડે છે; તેવીજ રીતે આ શરીર જીવને ટુંક (પરિમિત) આયુષ્યયુક્ત પ્રાપ્ત થાય છે ત્યારે આ જીવ વિચાર કરે છે કે પરોપકાર, તપસ્યા વિગેરે કરીશ તો આ શરીર દુર્બળ થઈ જશે, માટે આપણે તો તેવું કાંઇ પણ કરવાના નથી. આવા ખોટા વિચારથી મૂઢ બુદ્ધિવાળો જીવ શરીરનો સદુપયોગ કરતો નથી અને આયુષ્ય પૂર્ણ થાય છે કે તુરત શરીરને તજી દેવું પડે છે ત્યારે તે મનુષ્યભવ અને શરીર બંનેથી ભ્રષ્ટ થાય છે.

શરીરને ક્યારે પોષવું, કેમ પોષવું, શામાટે પોષવું વિગેરે સવાલોનો અત્ર નિર્ણય બતાવ્યો છે, તે મનન કરવા યોગ્ય છે.

## શરીરથી કરી શકાતું આત્મહિત.

**ृत्पिण्डरूपेण विनश्वरेण, जुगुप्सनीयेन गदालयेन ।**
**देहेन चेदात्महितं सुसाध, धर्मान्न किं तद्यतसेऽत्र मूढ ॥७॥** (प्र. क.)

" માટીના પિંડરૂપ, નાશવંત, દુર્ગંધી અને રોગના ઘર એવા આ શરીર વડે જ્યારે ધર્મ કરીને તારૂં પોતાનું હિત સારી રીતે સાધી શકાય તેમ છે ત્યારે હે મૂઢ ! તેમાં યત્ન કેમ કરતો નથી ? " ૭

**ભાવાર્થ**—આ શરીર પાર્થિવ માટીના પિંડરૂપ, નાશ પામનાર, દુર્ગંધિક અને વ્યાધિનું ઘર વિગેરે દોષોથી યુક્ત છે, ત્યારે હવે તેનાથી કાંઇ લાભ મેળવાય તેમ છે ? જો આપણને તેનાથી કોઇપણ પ્રકારનો લાભ મળી શકે તેમ હોય તો તે સાધી લેવો. જ્ઞાનીમહારાજ કહે છે કે ' ઇંદ્રિયદમન, સંયમપાલન વિગેરે મહાન્ કાર્યો આ શરીરદ્વારા થઈ શકે છે.' તે કરવાને માટે અત્ર ઉપદેશ આપે છે. વિદ્વાનોનું કર્તવ્ય અને ખૂબી એ છે કે તદ્દન ખરાબ, પણ છોડી ન શકાય તેવા પદાર્થનો શુભ ઉપયોગ શોધી કાઢવો; એટલે કે આ શરીર ઉપર જણાવેલા અવગુણોવાળું છતાં પણ જ્યારે છોડી શકાય તેમ નથી ત્યારે તેનાથી જે જે આત્મહિત થાય તેમ હોય, તે તે કરી લેવું, તેમાં કિંચિત્ પણ પ્રમાદ કરવો નહિ. અત્યારે ચેતવું નહિ અને પાછળથી પશ્ચાત્તાપ કરવો તે મૂર્ખનું કામ છે.

## શરીરને પાપથી પોષવું નહિ

**वंशस्थ. ८–९.**

**पुष्णासि यं देहमघान्यचिन्तयंस्तवोपकारं कमयं विधास्यति ।**
**कर्माणि कुर्वन्निति चिन्तयायतिं, जगत्ययंवञ्चयते हि धूर्तराट् ॥८॥** (प्र. क.)

પાપને અણુવિચારતો જે શરીરને તું પોષે છે તે શરીર તારા ઉપર શું ઉપકાર કરશે ? ( તેથી તે શરીર માટે હિંસાદિક ) કર્મો કરતાં આવતા કાળનો વિચાર કર. આ શરીરરૂપ ધૂતારો પ્રાણીને દુનિયામાં છેતરે છે. ૮

**ભાવાર્થ**—શરીરને પોષણ આપવા સારૂ હીન ખોરાક અને ઉપચાર કરાવવા પડે છે અને તે માટે પૈસા પેદા કરવા પડે છે. હિંસા, અસત્ય વિગેરે પાપો પણ સેવવાં પડે છે. શરીર ધીમે ધીમે નાજુક તબીઅતનું બની જાય છે, તેને સાબુ ચોળવા, પંખા નખાવવા અને અખાદ્ય પદાર્થો દવારૂપે ખવરાવવા પડે છે. આવી રીતે પોષણ કરેલું શરીર પણ જરાએ બદલો વાળતું નથી. વારંવાર કંટાળો આપ્યા કરે છે અને ઉલટું ઘણી વખત તો રોગનું ઘર થઈ પડે છે.

વળી આવાં કર્મો કરતી વખતે પ્રાણીએ ભવિષ્યકાળનો વિચાર કરવો જોઇએ. શરીરને જરા સુખ આપવા ખાતર જેનાં નામ ન આપી શકાય તેવી દવાઓ ખાતાં છતાં પણ તે તો પોતાનું ધાર્યુંજ કામ કરે છે અને પરભવમાં નીચ ગતિ થાય છે તે નફામાં રહે છે. વળી આવાં કર્મોથી પોષેલ શરીર પણ નાશ તો પામેજ છે. આપણે તેને પોતાનું માની બેઠા છીએ, પણ વાસ્તવિક સ્વરૂપ તેમ નથી. ખરેખર, વિદ્વાન્ ગ્રંથકર્તા કહે છે તેમ શરીરરૂપ ધૂતારો સર્વ પ્રાણીઓને ઠગે છે. કહેવાની મતલબ એ છે કે શરીરને પાપી કાર્યથી પોષવું નહિ. ધાર્મિક કાર્યમાં ઉપયોગી થાય છે તેથી તેને જોઇતો નિરવદ્ય ખોરાક આપી મમત્વ વગર પાળવું, એટલુંજ કર્તવ્ય છે.

શરીરપરનો મોહ સંસારમાં રઝળાવે છે, એ નિસંશય છે. સનત્કુમાર ચક્રવર્તીને શરીરપર બહુ પ્રેમ હતો, પણ જ્યારે તે મોહ પરાકાષ્ઠાએ પહોંચ્યો ત્યારે શરીર વિષમય થઇ ગયું અને પુરાણમાં ત્રિશંકુ માટે એક દૃષ્ટાંત આપેલ છે તે પણ શરીરપર અત્યંત પ્રેમ રાખનારને બોધ આપે તેવું છે. 'આ ત્રિશંકુ રાજાને શરીરપર એટલો બધો પ્રેમ હતો કે એજ શરીરથી સ્વર્ગમાં જવાની તેને ઇચ્છા થઇ. પોતાના કુળગુરૂ વસિષ્ઠને આ વાત જ્યારે કહી ત્યારે તેઓએ તે વાતને હસી કાઢી. ત્યારપછી પોતાના પુત્રોને પ્રયત્ન કરવા કહ્યું, પરંતુ તેઓએ પણ મશ્કરી કરી વાત ઉડાવી દીધી. આટલા ઉપરથી ત્રિશંકુ ગુસ્સે થઈ ગયો અને વિશ્વામિત્રપાસે ગયો. વિશ્વામિત્રના કુટુંબ ઉપર દુકાળના વખતમાં ત્રિશંકુએ ઉપકાર કર્યો હતો, તેથી વિશ્વામિત્રે તેની માગણી કબૂલ કરી અને યજ્ઞ કરવા માંડયો. તપના પ્રભાવથી વિશ્વામિત્રે ત્રિશંકુને આકાશમાં ચડાવવા માંડયો પણ સ્વર્ગના ગઢ આગળ પહોંચ્યો ત્યાં ઇંદ્રે તેને ઉંધે માથે પછાડયો. અર્ધ રસ્તે પહોંચ્યો ત્યાં વિશ્વામિત્રે આ વાત જાણી એટલે બોલ્યા કે तिष्ठ त्रिशंको तिष्ठ આ ઉચ્ચારથી ત્રીશકુ ઉંધે માથે લટકી રહ્યો. ન મળ્યું સ્વર્ગસુખ અને ન મળ્યું સંસારસુખ. શરીરપરના મમત્વથી સર્વ ખોયું.' ( આપ્ટે ડીક્શનેરી ). આ હકીકતપરથી શરીરમોહ કેટલો નુકશાનકર્ત્તા છે એ જોવાનું[1] છે.

## પંડિત અને મૂર્ખને ઓળખવાનું સાધન.

अमेध्यपूर्णे कृमिजालसङ्कुले स्वभावदुर्गन्ध्यशुचौ तथाऽध्रुवे ।<br>
कलेवरे मूत्रपुरीषभाजने रमन्ति मूढा विरमन्ति पण्डिताः ॥१॥ } (सू. मु)

[1] ચોથા પાદમાં जगतिने બદલે કોઇ સ્થાનકે जगति એવા પાઠ છે, તેનો અર્થ જગતના પ્રાણીઓને' એમ હોઇ શકે; પણ પ્રથમ પાઠ વધારે સમીચીન જણાય છે.

અમેધ્ય ( અસ્થિ, મજ્જા, માંસ, મેદ, રુધિર, ત્વચા અને રોમાવલિ એમ સાત અપવિત્ર ) પદાર્થોથી પૂર્ણ, કૃમિ ( કરમીયાં ) ઓના સમૂહથી ભરપૂર, સ્વભાવથી દુર્ગંધિવાળો, અપવિત્ર તથા નાશાત્મક ધર્મવાળા અને મૂત્ર તથા વિષ્ઠાના પાત્રરૂપ આ દેહમાં મૂઢ લોકો રમણ કરે છે અને પંડિત લોકો આ દેહથી વિરામ ( વૈરાગ્ય ) ને પામે છે. ૯

## શરીરકારાગૃહમાંથી છૂટવાનો ઉપદેશ.

વસંતતિલકા ૧૦ થી ૧૩

कारागृहाद्बहुविधाशुचितादिदुःखा-
 न्निर्गन्तुमिच्छति जडोऽपि हि तद्विभिद्य ।
क्षिप्तस्ततोऽधिकतरे वपुषि स्वकर्म-
 व्रातेन तद्दृढयितुं यतसे किमात्मन् ॥ १० ॥ (अ. क.)

મૂર્ખ પ્રાણી હોય છે તે પણ અનેક પ્રકારના અશુચિત્વ વિગેરે દુઃખોથી ભરેલાં બંદીખાનાને ભાંગીને બહાર નીકળી જવા ઈચ્છા રાખે છે. તારાં પોતાનાં કર્મોવડેજ તેથી પણ વધારે આકરા શરીરબંદીખાનામાં તું નંખાયો છે, છતાં તે બંદીખાનાને વધારે મજબૂત કરવા શાસારૂ યત્ન કરે છે ? ૧૦

ભાવાર્થ—કેદખાનામાં ક્ષુધા, તૃષા, ગંદકી, સખ્ત કામ વિગેરે અનેક દુઃખો સહન કરવાં પડે છે, તેથી તેમાં રહેલા માણસની વૃત્તિ એવીજ હોય છે કે ક્યારે આમાંથી છૂટું ? ક્યારે લાગ મળે ને આ સળીઆ ભાંગી નાસી જઉં ? શરીરરૂપ કેદખાનામાં તો મહા અશુચિ ભરેલી છે, તેમાંથી નાસી જવાનો યત્ન કરવાને બદલે આ જીવ તેને સુંદર આહાર, આઇસક્રીમ, કોલ્ડડ્રીંક, કનિષ્ઠ ઔષધોથી ઉલટો પાળે છે, પોષે છે, ચોળે છે, પંપાળે છે અને તેને જરા પીડા થતાં ગાંડાઘેલો બની જઈ હાયવોય કરી મૂકે છે.

વિચારવાન્ પ્રાણીએ શરીરકારાગૃહનો સદુપયોગ કરવો જોઇએ. તેનાપર એવો અમલ ચલાવવો જોઇએ કે ફરીવાર તે કેદખાનામાં આવવુંજ પડે નહિ. શરીરપરનું મમત્વ છોડવું એ જરાપણ મુશ્કેલ નથી. એક ગાગરમાં બોર ભર્યાં છે. ગાગરનું મ્હોં સાંકડું છે. વાંદરો ગાગર નજીક આવી બોર લેવાની ઇચ્છાથી હાથ નાંખી મોટી મુઠ્ઠી ભરે છે. પછી હાથ નીકળતો નથી ત્યારે સમજે છે કે ગાગરે મને પકડી રાખ્યો છે. વાસ્તવિક શું છે ? ગાગરને પોતે પકડી રાખી છે, અને જેવો મહારી એક ચાબખો મારે છે કે હાથ છૂટી જાય છે. તેવીજ રીતે આ જીવ માને છે કે મને શરીરે પકડી રાખ્યો છે, સ્રીપુત્રે પકડી રાખ્યો છે. વસ્તુતઃ તો વાંદરાની પેઠે પોતેજ તેઓને મૂકતો નથી.

તેથી મમત્વ છોડવું હોય તો જરાપણ મુશ્કેલી નથી, માટે વિચાર કરો; નહિ તો જ્યારે કાળરૂપ મદારી આવી સપાટો લગાવશે ત્યારે તો પોતાની મેળેજ શરીરનો એકદમ ત્યાગ કરવો પડશે.

## શરીરસાધનથી કરવાયોગ્ય કર્તવ્યતરફ પ્રેરણા.

चेद्वाञ्छसीदमवितुं परलोकदुःख-
भीत्या ततो न कुरुषे किमु पुण्यमेव ।
शक्यं न रक्षितुमिदं हि [1]च दुःखभीतिः,
पुण्यं विना क्षयमुपैति न वज्रिणोऽपि ॥ ११ ॥ (अ. क.)

જો તું તારા શરીરને પરલોકમાં થનારાં દુઃખના ભયથી બચાવવા ઇચ્છતો હોય તો પુણ્યજ શામાટે કરતો નથી ! આ શરીર ( કોઇવડે પણ ) પોષી શકાય તેવું નથી; ઇંદ્ર જેવાને પણ પુણ્યવગર દુઃખની બીક નાશ પામતી નથી. ૧૧

**ભાવાર્થ**—હે ભાઈ ! તને કદાચ એમ ભય લાગતો હોય કે, આ શરીરને અહીં મૂકીને પરલોકમાં જશું ત્યારે બહુ દુઃખ ભોગવવાં પડશે અને તેથી અહીંજ વધારે જીવી લેવું સારૂં છે; આવા વિચારથી તું રાત્રિભોજન, કંદમૂળ, અભક્ષ્ય, અનંતકાય વિગેરેનું ભક્ષણ કરતો હો અને શરીરને પોષતો હો તો તેમાં તારી ભૂલ થાય છે. વધારે ઉત્તમ રસ્તો એ છે કે તારે ખૂબ પુણ્ય કરવું. આથી તારૂં શરીર આ ભવમાં સારૂં રહેશે અને તને પરભવસંબંધી ભય નહિ રહે. હાલ તને જે સ્થિતિહીનતા લાગે છે તે પુણ્ય ઓછું હોવાને લીધેજ છે, અને તેજ કારણથી ઇંદ્ર અને ચક્રવર્તીઓ પણ બ્હીકમાં રહ્યા કરે છે. શરીરપ્રાપ્તિનો હેતુ શો અને તે હેતુ સૌથી સારી રીતે કેવી રીતે પાર પડે તે વિચારવાની બહુ જરૂર છે.

અથવા આ શ્લોકનો ભાવ બીજી રીતે પણ સમજવાયોગ્ય છે. જો તું શરીરનું રક્ષણ કરવા ઇચ્છતો હો તો પુણ્ય કર, કારણ કે પરભવમાં જે શરીર પ્રાપ્ત થશે તે તેથી સારૂં પ્રાપ્ત થશે. આનું કારણ એ છે કે આ શરીરને બચાવવા કોઇપણ શક્તિવાન નથી, ઇંદ્ર સરખા પણ અશક્ત છે; માટે પુણ્યધન પ્રાપ્ત કરવું, પુણ્યવગર પરલોકનાં દુઃખનો ભય નાશ પામવાનો નથી. ઘડાનો

---

૧ કોઇક પ્રતમાં અત્ર न છે અને ચતુર્થ પંક્તિમાં च છે, તેનો ભાવ પણ તેજ રહે છે.

નાશ થવાની બ્હીક રાખવા કરતાં ઘડો બનાવવાની કળા શીખી લેવી, જેથી નાશ થાય ત્યારે નવો પ્રાપ્ત કરવાની શક્તિ હાજર રહે.

### દેહાશ્રિતપણાથી દુઃખ નિરાલંબનત્વમાં સુખ.

देहे विमुह्य कुरुषे किमघं न वेत्सि,
देहस्थ एव भजसे भवदुःखजालम् ।
लोहाश्रितो हि सहते घनघातमग्नि-
र्बाधा न तेऽस्य च नभोवदनाश्रयत्वे ॥१२॥ (प्र. क.)

શરીર ઉપર મોહ કરીને તું પાપ કરે છે, પણ તને ખબર નથી કે સંસારસમુદ્રમાં દુઃખો ખમવાં પડે છે, તે શરીરમાં રહ્યો છે તેથીજ પામે છે. અગ્નિ લોઢામાં રહ્યો હોય છે ત્યાંસુધીજ હથોડાના ( ઘણુ ) ના પ્રહારો ( ઘા ) ખમે છે; તેથી જ્યારે તું આકાશની પેઠે આશ્રયરહિતપણું અંગીકાર કરીશ ત્યારે તને અને અગ્નિને કાંઈપણ પીડા નહિ થાય. ૧૨

ભાવાર્થ—અત્યારસુધીમાં પરલોકદુઃખશંકાથી પુણ્યસંચય વધારે કરવાનો ઉપદેશ કર્યો. હવે આ શ્લોકમાં કહે છે કે આ લોકમાં પણ તું દુઃખ શાસારૂ પામે છે ? શરીરથી તને કોઇપણ પ્રકારનું સુખ નથી, ઉલટાં તારે જે જે દુઃખો ભોગવવાં પડયાં છે, તે શરીરસંબંધથીજ ભોગવવાં પડયાં છે, શરીરસાથેનો સંબંધ છોડી દે તો એકદમ મોક્ષે ચાલ્યો જઈશ. જેઓ શરીરને અભક્ષ્યથી પોષે છે તેઓ તો બંને રીતે માર ખાય છે. આ ભવમાં પણ મોટી ઉમ્મરે દુઃખી થાય છે. કદાચ ચઢતા લોહીમાં માલમસાલા બે વર્ષ નુકશાન બતાવે નહિ પણ જરા મોટી ઉમ્મર થતાં તેની અસર જણાયા વગર રહેતી નથી. શરીર થોડા વખતમાં જર્જરીભૂત થઈ જાય છે. પરલોકમાં પુણ્ય વગર શા હાલ થાય તે તો પ્રસિદ્ધજ છે. બંને શ્લોકનો ઉદ્દેશ એ છે કે હે ભાઇઓ ! પરલોકમાં સુખ પામવાની મરજી હોય અને આ ભવમાં શરીરને સામાન્ય રીતે સારી અવસ્થામાં રાખવું હોય તેને બહુ પંપાળવું નહિ.

ધર્મના સાધન તરીકે શરીર ઉપયોગી છે તેથી તેને વિસારી પણ મૂકવું નહિ. વિચાર કરીને મધ્ય રસ્તો પકડવો એ ઉચિત છે.

અગ્નિ જ્યારે લોહના સંબંધમાં આવે છે ત્યારે મોટા મોટા ઘણુ તેનાપર પડે છે; પણ જ્યારે લોઢામાંથી નીકળી જાય છે ત્યારે બધી પીડા મટી જાય છે. આત્મા અગ્નિ જેવો છે. શરીરરૂપ લોહના સંબંધથી રોગ, દુઃખ વિગેરે ખમે છે, પણ જ્યારે તેની સાથેનો સંબંધ છોડશે કે તેનાં દુઃખો નાશ

પામી જશે. આ જીવ જેને પોતાનો આશ્રય માને છે તે શરીરજ આશ્રિતને દુઃખ આપે છે એ બહુ દુઃખકારક બીના છે; તેથી હવે તો એવું કામ કરવું જોઇએ કે કોઈપણ પ્રકારના વિચારને અયોગ્ય[1] એવા એ નાલાયક શરીરનો આશ્રયજ કરવો પડે નહિ. શરીરપર મમત્વ ઓછું કરવા આ ઉપમા બહુ ઘટતી છે; આ ઉપરાંત નીચેનો શ્લોક પણ વિચારવા જેવો છે.

### શરીરને શુભમાર્ગ ઉપર નહિ લઈ જવાથી દુઃખનીજ પ્રાપ્તિ.

आदौ तनोर्जननमत्र हतेन्द्रियाणि,
काङ्क्षन्ति तानि विषयान्विषमांश्च मानम् ।
हानिप्रयासभयपापकुयोनिदाःस्यु–
र्मूलं ततस्तनुरनर्थपरम्पराणाम् ॥ १३ ॥ (आ. शा.)

આ લોકમાં પ્રથમ દેહનો જન્મ થાય છે અને જન્મ્યા પછી દુષ્ટ એવી તે ઇન્દ્રિયો વિષમ ( ભયંકર ) એવા વિષયો ( શબ્દ વિગેરે ) ને અને માનને ચાહે છે અને તે વિષયો પરિણામે હાનિ પ્રયાસ ( મહેનત ), બીક, પાપ અને કુત્સિત ( પશુ વિગેરેની) યોનિમાં જન્મ આપનારા થાય છે. માટે શરીર તેજ અનર્થની પરંપરાઓનું મૂળ છે. કારણ કે પ્રથમ દેહની ઉત્પત્તિ થઇ તે પછીજ બીજી જાતના અનર્થો ઉદ્ભવ્યા છે માટે મૂળ દુઃખનું કારણ શરીરજ છે. યોગી પુરુષો આમ જાણી દેહમાં મમત્વ ( મ્હારાપણા ) નો ત્યાગ કરે છે. ૧૩

### શરીરનો સદુપયોગ કરવાથી સુખની પ્રાપ્તિ

પૃથ્વી.

अनेन सुचिरम्पुरा त्वमिह दासवद्वाहित-
स्ततोऽनशनसामिभुक्तरसवर्जनादिक्रमैः ।
क्रमेण विलयावधि स्थिरतपोविशेषैरिदं,
कदर्थय शरीरकं रिपुमिवाद्य हस्तागतम् ॥ १४ ॥ (आ. शा.)

આ શરીરથી પહેલાં તું લાંબા વખતસુધી દાસની માફક ( પશુ વિગેરેની યોનિમાં ) ભાર વગેરે ઉપડાવી દુઃખી થયેલો છો તો હાથમાં આવેલા આ શરીરરૂપી દુશ્મનનો ઉપવાસ, એક વખત ભોજન, રસનો ત્યાગ વિગેરે

1 Not deserving any consideration

કર્મોથી અને કર્મેથી મરણપર્યંત સ્થિર એવાં તપોથી તું તિરસ્કાર કર એટલે ગત શ્લોકમાં જે દુઃખનું નિદાન શરીરને કહ્યું છે તેથી હવે આ મનુષ્યજન્મમાં તેનો બદલો લે. ૧૪

## જીવને સૂરિએ સમજાવેલી ખરી હકીકત.

શાર્દૂલવિક્રીડિત.

दुष्टः कर्मविपाकभूपतिवशः कायाह्वयः कर्मकृत्,
बद्धा कर्मगुणैर्हृषीकचषकैः पीतप्रमादासवम् ।
कृत्वा नारकचा कापदुचितं त्वां प्राप्य चाशुच्छलं
गन्तेति स्वहिताय संयमभरं तं वाहयाल्पं ददत् ॥१५॥ (अ. क)

શરીર નામનો નોકર કર્મવિપાક રાજાનો દુષ્ટ સેવક છે, તે તને કર્મરૂપી દોરડાંએ બાંધીને ઇંદ્રિયોરુપી દારુ પાવાનાં પાત્રોવડે તને પ્રમાદરૂપ મદિરા પાશે. આવી રીતે તને નારકીનાં દુઃખ ખમવાને યોગ્ય કરીને પછી કાંઈ બ્હાનું લઇને તે સેવક નાસી જશે; માટે તારા પોતાના હિતને માટે તે શરીરને જરા જરા આપીને સંયમના ભારને વહન કરાવ." ૧૫

વિવરણ—એક કર્મવિપાક નામે રાજા ચતુર્ગતિ નગરીમાં રાજ્ય કરે છે. આ રાજાને અનેક સેવકો છે અને શરીર પણ તે અનેકમાંનો એક સેવક છે. હવે રાજા હરરોજ કચેરી ભરે છે, તેમાં એક દિવસ આ જીવ યાદ આવ્યો એટલે પોતાના સેવકોને હુકમ કર્યો કે આ જીવને બંદીખાનામાં નાખી દો, નહિતો કદાચ તે મોક્ષનગરમાં ચાલ્યો જશે કે જ્યાં આપણી સત્તા (jurisdiction) જરા પણ નથી. શરીર નામના સેવકે તૈયારી કરી અને રાજાને કહ્યું કે જીવને કબજે રાખવા સારૂ દોરડાંનો ખપ પડશે. કર્મવિપાકે કહ્યું "અરે કાયા! તેમાં તારે મુંઝાવાનું નથી. આપણી શાળામાં કર્મ નામનાં હજારો દોરડાં છે, તેમાંથી તારે જોઇએ તેટલાં લઇ લે. ફક્ત તું આ જીવથી સાવચેત રહેજે, નહિ તો તને તે થાપ ખવરાવી દેશે." વળી પાછો શરીરસેવકને વિચાર થયો કે કામ આકરૂં છે તેથી રાજાને કહ્યું કે "મહારાજા! આ જીવમાં તો અનંતશક્તિ છે તેથી મને મારીને હઠાવી દે, માટે કોઇ એવી વસ્તુ આપો કે તેના ઘેનમાં પડચો રહે અને પોતાની શક્તિ છે તેનો તેને ખ્યાલજ આવે નહિ." આ ઉપરથી બહુ વિચાર કરીને રાજાએ મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદરૂપ આસવ (દારૂ) આપ્યા

અને ભલામણ કરી કે ઇંદ્રિયોરૂપ વાસણમાં આ આસવ લઈ આ જીવને પાયા કરવો.

શરીરે આવી રીતે પોતાના રાજાનો હુકમ થતાં તરતજ અમલમાં આણ્યો. દારૂના ઘેનમાં મગ્ન થઈ ગયેલા જીવને કૃત્યાકૃત્યનો પણ વિવેક રહ્યો નહિ; અને જ્યારે શરીરને ચોકસ થયું કે આ જીવ હવે મોક્ષે જશે નહિ પણ નારકીમાંજ જશે, ત્યારે પોતાનું કાર્ય સિદ્ધ થયું છે એમ માની આ જીવને છોડીને ચાલ્યો જવાનો વિચાર કરવા લાગ્યું. હવે એવા વખતમાં અકસ્માત્ ગુરુમહારાજ ( મુનિસુંદરસૂરિ ) આ જીવને મળી ગયા. બંદીખાનામાં પીધેલ અવસ્થામાં પડેલા આ જીવને જોઇને તેઓને બહુ દયા આવી એટલે તેમણે તે જીવને કેદખાનાનું સ્વરૂપ સમજાવ્યું અને પછી કહ્યું કે “ હે ભાઈ ! આ બંદીખાનામાંથી અત્યારે પણ નીકળી જા. આ શરીર જરા લોભી છે, માટે તારે એવી યુક્તિ કરવી કે, તેને થોડું થોડું ખવરાવવું અને મોક્ષનું સાધન તેનાવડેજ તૈયાર કરવું અને તારે પાંચ ઇંદ્રિયોપર સંયમ રાખવો ને પાંચ પ્રમાદરૂપ દારૂ તો કદી પીવોજ નહિ. ”

મુનિસુંદરસૂરિ મહારાજના આ ઉપદેશ ઉપર હાલમાં જીવ વિચાર ચલાવે છે. ઉપદેશ પ્રમાણે અમલ થવાની બહુ જરૂર છે, પણ વાત એમ છે કે આ જીવ પારકી પંચાતો કરવી હોય ત્યારે બહુ લાંબો પહોળો થઇને વાતો કરવા મંડી જાય છે, પણ તેને પોતાના શરીરનું ભાન નથી. તે માંદો પડે તો કરી કરવાનું વૈદ્ય કહે ત્યારે ગોટા વાળશે અને સાજો હશે ત્યારે આખો દિવસ બંદૂકમાં દારૂ ભર્યાજ કરશે. અલ્પજ્ઞ જીવને વસ્તુસ્વરૂપનું જરા પણ ભાન નથી, તેથી મદિરામાં મસ્ત પડી રહી અકાર્ય કરે છે, અનાચરણ સેવે છે અને દુઃખી થાય છે. કોઈ વખત એક નાની ફોડકી થઈ હશે તો હાય વોય કરી મૂકશે અને કોઈ વખત તાવ આવ્યો હશે તોપણ કામ છોડશે નહિ. વાસ્તવિક રીતે તેનાં સર્વ આચરણો જોવામાં આવે તો દારૂ પીધેલાના જેવાંજ લાગશે, પણ દારૂ કેવો છે અને પાનાર કોણ છે તે આ જીવ સમજતો નથી અને તેથીજ તેને સીધી રીતે જ્ઞાન થતું નથી. આ શ્લોકમાં તેનું જે સ્વરૂપ બતાવ્યું છે તે સમજીને શરીરપાસેથી તો કામ કાઢી લેવાનું છે. રીતસર તેને પોષીને તેની પાસેથી સંયમપાલનરૂપ કામ કરાવી લેવું. પુષ્ટિકારક ખોરાકપર તેટલો શક્તિવ્યય ન હોય તો અપચો–અજીર્ણ થાય છે અને થોડી વસ્તુ આપી વધારે કામ લેવું એ વ્યવહારદક્ષતા ગણાય છે, એ નિયમ શરીરના સંબંધમાં પણ લાગુ પાડવો યુક્ત છે.

દેહમમતા રાખવાથી આ જીવને પશ્વાદિ અનેક યોનિમાં ભ્રમણુ કરવું પડે છે તો તે ઉપરના રાગનો ત્યાગ કરવા આ પ્રકરણુમાં સારીરીતે ભલામણુ કરી. હવે રાગનો ભાઈ દ્વેષ નામનો છે અને તે બન્ને ભાઈ ભેળા મળીને જગતને કેવી ભ્રમણા કરાવી રહ્યા છે તે બતાવવામાટે આ દેહમમત્વમોચન અધિકારની સમાપ્તિ કરી છે. અહીં સૂધીના બધા અધિકારો ફક્ત એકલા રાગનાજ આભારી છે.

# रागद्वेषदोषाधिकार.

જગત્માં એક વસ્તુ ઉત્તમ હોય કે અધમ હોય પણુ તેમાં ભિન્ન ભિન્ન વ્યક્તિને રાગદ્વેષની પ્રાપ્તિ થાય છે એટલે એક વસ્તુ એક મનુષ્યને પ્રિય હોય છે તો તેજ વસ્તુ બીજા મનુષ્યને અપ્રિય હોય છે. આમ રાગદ્વેષથી થાય છે. અંતઃકરણુનો સ્વભાવ છે કે રાગદ્વેષને વશ્ય બનીને રહેવું. અને જ્યાંસુધી અંતઃકરણુ રાગદ્વેષને વશ્ય હોય છે ત્યાંસુધી જીવનું કલ્યાણુ નથી. માટે રાગદ્વેષના પાશથી છુટવા માટે દૃઢ પ્રયત્ન કરવો જોઇએ. સામાન્ય ઇચ્છાથી કે સામાન્ય પ્રયત્નથી રાગદ્વેષના પંજામાંથી નિકળી શકાતું નથી અને તેથીજ રાગદ્વેષથી મુક્ત થવા માટે મહાત્માઓ યત્નથી તપ કરી રહ્યા છે. તે રાગદ્વેષની બાબતમાં વાંચક મહાશયોનું ચિત્ત આકર્ષવા આ અધિકારને યોજ્યો છે.

## રાગદ્વેષના ભાવાભાવથી તપનું નિરર્થકપણું.

अनुष्टुप्

रागद्वेषौ यदि स्यातां, तपसा किं प्रयोजनम् ।
तावेव यदि न स्यातां, तपसा किं प्रयोजनम् ॥१॥ (सू. मु.)

( મનુષ્યમાં ) રાગ અને દ્વેષ જો હોયતો તપથી શું પ્રયોજન છે? એટલે જો રાગદ્વેષ હોય તો તે મહાન્ તપનો નાશ કરી નાખે છે માટે રાગદ્વેષવાળા પુરુષનું તપ નિરર્થક છે અને જો કદી તે ( રાગદ્વેષ ) ન હોય તો તપથી શું પ્રયોજન છે? એટલે તપ કરી પરિણુામે જીવે રાગદ્વેષરહિત થવાનું છે તે ફળ તો પ્રાપ્ત થઈ ગયું છે તો તપશ્ચર્યાનું કાંઇ કામ નથી. માટે રાગદ્વેષનો ત્યાગ કરવો એવો ભાવાર્થ છે. ૧

## રાગદ્વેષ છોડવાનું ઉત્તમ ફળ.

### ઉપજાતિ.

स्तवैर्यथा स्वस्य विगर्हणैश्च, प्रमोदतापौ भजसे तथा चेत् ।
इमौ परेषामपि तैश्चतुर्ष्वप्युदासतां वासि ततोऽर्थवेदी ॥२॥ } (अ.क.)

“ જેવી રીતે પોતાની પ્રશંસા અને નિંદાથી અનુક્રમે આનંદ અને ખેદ પામે છે તેવીજ રીતે પરની પ્રશંસા અને નિંદાથી આનંદ અને ખેદ થતો હોય અથવા તે ચારે ઉપર ઉદાસીન વૃત્તિ રાખતો હોય તો તું ખરા અર્થનો જાણકાર છે. ” ૨

**ભાવાર્થ**—ઉપર કહ્યું તેજ અત્ર પાઠાંતરે કહ્યું છે. પારકો માણસ ગમે તે હોય, ભલે તે મિત્ર હોય કે શત્રુ હોય; પરંતુ જ્યારે તેના ઉપર ગુણવાન હોવાથી પ્રમોદજ થાય ત્યારે શાસ્ત્રના રહસ્યનું જાણકારપણું પ્રાપ્ત થયું છે એમ સમજવું અથવા તો તે ચારે વસ્તુ સ્વગુણપ્રશંસા, સ્વદોષનિંદા પરગુણપ્રશંસા પરદોષનિંદા–એના ઉપર ઉદાસીન વૃત્તિ આવી જાય તો તે પણ વધારે સારૂં છે; એટલે એતરફ ધ્યાન આપવાનું વલણુજ ન થાય; ફક્ત પોતે પોતાનેજ યોગ્ય રસ્તે કામ ચલાવ્યા કરે એવા ઉદાસીન વૃત્તિ પ્રાપ્ત થાય તો વધારે ઠીક છે; પણ કેટલીકવાર ઉદાસીન વૃત્તિને નામે બેદરકારી દાખલ થઈ જાય છે તેનાથી ચેતવાની જરૂર છે. અત્ર ઉદાસીન વૃત્તિ કહી છે તે જાણી જોઇને અજ્ઞાન રહેવું એમ નથી, પણ તે જાણવા તરફ સ્વાભાવિક વળણુજ ન રાખવું એ છે. આનંદઘનજી મહારાજ શ્રી શાંતિનાથજીના સ્તવનમાં કહે છે કે–

માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણરે;
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણરે.
શાંતિજિન એક મુજ વિનતિ.

આવી સ્થિતિ પ્રાપ્ત કરવાનો અત્ર ઉપદેશ છે.

## સ્તુતિમાં રાગ અને નિંદામાં દ્વેષ કરવાનું પરિણામ.

### वंशस्थ. ( ३–४ )

जनेषु गृह्णत्सु गुणान् प्रमोदसे,
ततो भवित्री गुणरिक्तता तव ।
गृह्णत्सु दोषान् परितप्यसे च चेद्[1],
भवन्तु दोषास्त्वयि सुस्थिरास्ततः[2] ॥ ३ ॥ } (अ. क.)

---

१ चेद् स्थाने रे इति वा पाठः   २ स्तव इति वा पाठः

બીજા માણસો તારા ગુણની સ્તુતિ કરે ત્યારે તું હર્ષ પામીશ તો તારામાં ગુણની શૂન્યતા થશે, અને લોકો તારા દોષો ગ્રહણ કરે ત્યારે ખેદ પામીશ તો તે દોષો તારામાં નિશ્ચળ-દૃઢ થશે. ૩

ભાવાર્થ—આપણામાં કાવ્યચાતુર્ય, પ્રમાણિક વ્યવહાર, તપ, દાન, ઉપદેશ દેવાની અદ્ભુત શક્તિ કે એવો કોઇપણ સદ્ગુણ કે સદ્વર્તન હોય તેની આપણાં સ્નેહી, સગાં કે રાગીઓ પ્રશંસા કરે, તે સાંભળી આપણને આનંદ થાય કે તુરત મદ ચઢે છે, કેટલીકવાર આ બનાવ આડકતરી રીતે બને છે. માયાથી કે દેખાવ કરવાની ટેવથી આ જીવ તે વખતે બોલે છે કે 'એમાં કાંઈ નહિ, એતો મારી ફરજ હતી વિગેરે;' પણ એમાં ઘણી વખત માયા હોય છે. બીજા માણસો ગુણસ્તુતિ કરે એ સાંભળવાની ઈચ્છા થાય, પોતાનું વર્તન બીજાને જણાવવાની ઈચ્છા થાય અને બીજા તેનાં વખાણ કરે તે સાંભળી આનંદ થાય ત્યાં ગુણપ્રાપ્તિનો છેડો આવે છે. જેને ગુણ ઉપર ગુણ ખાતરજ પ્રેમ હોય છે તે, લોકો શું બોલે છે, શું ધારે છે એની દરકારજ કરતા નથી—એનો વિચાર પણ કરતા નથી.

એજ નિયમ પ્રમાણે જ્યારે પોતાના દોષ સાંભળીને ખેદ થાય છે ત્યારે પછી દોષ દૂર કરવાની વિચારણા કે કર્તવ્યનું ભાન રહેતું નથી અને બીજા માણસો શું કહે છે તે તરફ ધ્યાન રહે છે, તેથી ખેલ બગડે છે; અને તેને લીધે દોષો જામી જાય છે; દોષપર સીલ થાય છે અને એને દોષ છોડવા એ પોતાની પ્રિય વસ્તુ છોડવા જેવું થઈ પડે છે, અથવા ઘણીવાર દોષને દોષ-તરીકે ઓળખી શકાતોજ નથી અને દોષ છુપાવવાનો પ્રયત્ન થાય છે; કારણ કે અમુક વિચાર, ઉચ્ચાર કે આચારતરફ એનું ધ્યાન રહેતું નથી, પણ લોકો તેને માટે શું ધારે છે કે બોલે છે તે તરફ ધ્યાન રહે છે. લોકોનું ધારવું બરાબર ન હોય તો આ જીવ છેતરાય છે. લોકોમાં આંતર હેતુનો વિચાર કરી મત બાંધનારા અલ્પ હોવાથી ધારણામાં ભૂલ કરનારા વિશેષ હોય છે, અને તેથી લોકપ્રશંસા કે જનરૂચિપર આધાર રાખનારા બહુધા છેતરાય છે. હવે ગુણદોષને અંગે કર્તવ્ય શું છે તે વિશેષ સ્પષ્ટ રીતે જોઇએ.

## સ્તુતિ તથા નિંદામાં રાગ અને દ્વેષ કયારે શોભે છે?

प्रमोदसे स्वस्य यथान्यनिर्मितैः,<br>
स्तवैस्तथा चेत्प्रतिपन्थिनामपि ।<br>
विगर्हणैः स्वस्य यथोपतप्यसे<br>
तथा रिपूणामपि चेत्ततोसि वित् ॥ ४ ॥ (अ. क.)

બીજા માણુસોએ કરેલી તારી પ્રશંસા સાંભળીને જેમ તું ખુશી થાય છે તેવીજ રીતે શત્રુની પ્રશંસા સાંભળીને પણ તને પ્રમોદ થાય, અને જેવી રીતે તારી પોતાની નિંદા સાંભળીને ખેદ પામે છે તેવીજ રીતે શત્રુની નિંદા સાંભળીને ખેદ પામે; ત્યારે તું ખરેખરો જાણકાર છો એમ સમજવું. ૪

ભાવાર્થ—પોતાના કે પારકાના ગુણોની સ્તુતિ સાંભળી ગુણઉપર પ્રમોદ થાય અને પોતાના કે પારકાના દોષોની નિંદા સાંભળી દોષઉપર તિરસ્કાર થાય એવું વલણ કરવાનો અત્ર ઉપદેશ છે. એમાં પોતાની કે પારકાની સ્તુતિ ગણવાનીજ નથી. એને પ્રમોદ થાય છે તે ગુણનો થાય છે, ગુણઉપર થાય છે, ગુણ પ્રત્યે થાય છે. એમાં ગુણવાન્ કોણ છે એજ જોવાનું છે. ગુણવાન્ માણસ ભલે શત્રુ હોય, હાડોહાડ વૈરી હોય, પણ તેના સદ્ગુણમાટે તેના તરફ આકર્ષણ થાય છે. ટુંકામાં ગુણ ઉપર ગુણ ખાતરજ પ્રેમ થાય છે. આવી સ્થિતિ જરા અવલોકન કરી વિચાર કરવાની ટેવ પડવાથી પ્રાપ્ત થાય છે. એવીજ રીતે જેમ પોતાની નિંદા સાંભળી ખેદ થાય છે તેવીજ રીતે શત્રુની નિંદા સાંભળીને પણ ખેદ થાય ત્યારે જે કાર્ય કરવાનું છે તે સિદ્ધ થયું સમજવું. સમજણ, જ્ઞાન, વિદ્ધત્તા એ સર્વનો સમાવેશ આ નાની વાતમાં થાય છે. ગુણ તરફ ગુણ ખાતરજ પ્રેમ રાખવો એ ઉપદેશ છે. ભર્તૃહરિ કહે છે કે પારકાના નાના સદ્ગુણને પણ જે મોટો પર્વત જેવો કરીને તેને માન આપે છે તેને સંત જાણવો, પણ મુનિસુંદરસૂરિ મહારાજ તો આગળ વધી જણાવે છે કે જે પ્રાણી ગુણને ગુણ ખાતર માન આપે તેજ જાણકાર છે. શાસ્ત્ર વાંચ્યાં હોય તેનું ફળ એજ છે અને તેવીજ રીતે દોષ ઉપર દોષ ખાતરજ અપ્રીતિ રાખે તેજ ખરો જ્ઞાની છે. આવી રીતના વર્તનનું ફળ શત્રુમિત્રપર સમભાવમાં આવે છે. એવી રીતના વર્તનથી મનને જે ટેકો અને શાંતિ મળે છે તે અનિર્વચનીય છે અને વાસ્તવિક રીતે કહીએ તો તે અનુભવગમ્યજ છે. ઉપાધ્યાયજી કહી ગયા છે કે "રાગ ધરી જે જીહાં ગુણ લહીએ." જે જગ્યાએ ગુણ હોય ત્યાં રાગ રાખવો, એમાં ગુણવાન્ કોણ છે તે જોવાનુંજ નથી; જ્યાં ગુણ હોય ત્યાં રાગ રાખવો.

## જિનેશ્વર ભગવાન તે જીવો ઉપર કેમ પ્રસન્ન થાય ?

वसन्त तलका

रागादयो हरिपवो जननायकेना जीयंत [illegible] ोपि वाढम्
[illegible]ान्तिताञ्जड [illegible] यालयेय । तेषांमसोदतिकथंजगवामधीशः ॥ ५ ॥ (अ.क.)

જિનેશ્વર ભગવંતે રાગાદિ ( સંસારની આસક્તિ ) વિગેરે બળવાન્ શત્રુઓને પોતાના અનંતબળથી ખરેખર જીત્યાજ છે. માટે તે બળવાન્ એવા રાગાદિ શત્રુઓનું જે જડબુદ્ધિવાળા માણસો પોતાના હૃદયમંદિરમાં પોષણ કરે છે, તેઓને સર્વ જગતના અધીશ્વર એવા શ્રી ભગવંત કેમ પ્રસન્ન થાય? નજ થાય. અર્થાત્ જે ભગવંતના શત્રુઓ છે તેનું જેઓ પોષણ કરે છે તેના ઉપર ભગવાન્ કેમ પ્રસન્ન થાય! મતલબ કે નજ થાય. ૫

વસ્તુસ્થિતિ કેવી વિપરીત છે તેનો અહીં જરા પ્રાસંગિક વિચાર થઈ આવે છે. આ પ્રાણી સુગુરૂના ઉપદેશથી, સુશાસ્ત્રના અધ્યયનથી અને ધર્મકથાના વ્યાખ્યાનશ્રવણથી મિથ્યા માર્ગ કયો છે અને કેવો છે અને કેવાં પરિણામ નીપજાવનારો છે તે જાણે છે, સમજે છે અને કોઈ કોઈ વાર તેનાપર વિચાર પણ કરે છે, છતાં તેનો ત્યાગ કરી શકતો નથી. તે સમજે છે કે માયામમતાના માર્ગો કુટિલ છે, વિષયકષાયના માર્ગો અંધારાવાળા છે, પ્રમાદ વિકથાના માર્ગો આડાઅવળા છે અને સ્થૂલ પૌદ્ગલિક ગૃદ્ધિના માર્ગો ખાડા ટેકરાવાળા છે; એ સર્વ કુમાર્ગો છે, મિથ્યા માર્ગ છે એમ જાણવા છતાં પણ તેના ઉપર અનાદિ પ્રેમને લીધે, તેની તરફની અનાદિ રાગાંધતાને લીધે અને તેના દુર્વ્યસનને લીધે તેનો તે ત્યાગ કરી શકતો નથી, તેના ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવી શકતો નથી અને ઉલટી તેને પોતાના ઉપર સત્તા ચલાવવા દે છે—એ તેનું અજ્ઞાન છે, મૂર્ખતા છે, મૂઢતા છે અને ઉપરના અર્થમાં લખીએ તો તેની સાધારણ બુદ્ધિનો પણ અભાવ અથવા ગેરહાજરી દર્શાવનારછે.

## રાગદ્વેષ માટે શ્રી આનંદઘનજી મહારાજનું કથન.

*राग दोस जग बंध करत है, ईनको नास करेंगे;
मर्यो अनंत कालतें प्राणी, सो हम काल हरेंगे; अब हम ६

“ રાગ અને દ્વેષ જગતને બંધન કરનાર છે તેઓનો અમે નાશ કરશું અને અનંતકાળથી પ્રાણી મરણ પામ્યો છે તે કાળને અમે (હવે) મટાડી દેશું.’

ભાવ—આ દુનિયામાં પૌદ્ગલિક દ્રવ્યપર પ્રીતિ અપ્રીતિ કરાવનાર વસ્તુ શું છે તેની બરાબર શોધ કરવી જોઇએ. એક વસ્તુ તરફ વિશેષ આકર્ષણ થાય, અન્ય તરફ ઓછું આકર્ષણ થાય, કોઇ તરફ દુર્ગછા થાય, કોઇ ઉપર તિરસ્કાર થાય એ સર્વનું કારણ રાગ અને દ્વેષ છે. પૌદ્ગલિક વસ્તુપરના પ્રેમને રાગ કહેવામાં આવે છે અને તેનાથી ઉલટા ભાવને દ્વેષ કહેવામાં આવે છે અજ્ઞાનતાને પૂર જોસમાં પ્રસરાવનાર, અજ્ઞાનથી પૂર જોસમાં પ્રાપ્ત થનાર અને

* આનંદઘન પદ રત્નાવળી.

પરિણામે અજ્ઞાનતા પ્રાપ્ત કરાવનાર, મહા મિથ્યાત્વના કારણભૂત, અનેક પ્રકારના કર્મસમૂહને એકઠા કરી લેનાર અને આત્માને અધમ સ્થિતિમાં રાખનાર મોહરાજ રાજેશ્વરના આ પાટવી પુત્રો અનેક મરણોનાં કારણ છે અને ભયંકર સંસારાટવીમાં ચેતનજીને ભૂલા પાડનાર ચીના શાહુકારો છે. જે પ્રાણીઓના જોરથી વજબંધ પણ છૂટી જાય છે તે આના નેહતંતુને-કાચા સૂત્રના તાંતણાને તોડી શકતા નથી, સંસારમાંથી ઉંચા આવવાની વૃત્તિ કોઈ વખત થઈ આવે તોપણ અનુભવાતાં અનેક દુ:ખોની ખાણરૂપ સંસારદશામાં પાછા પડતા છતાં પણ તેઓ તેમાં રાચે માચે છે અને અનેક પ્રકારનાં સ્થૂળ અને માનસિક દુ:ખો તથા ઉપાધિઓ રાજીખુશીથી વહોરી લેછે. આવી દશામાં વર્તતા એટલો મોટો કર્મબંધ કરે છે કે એને લઇને અનંત સંસાર વધારી મૂકે છે, જીવને વિષમ બનાવી મૂકે છે અને સંસારમાંથી ઉંચા આવવાને બદલે તેમાં ઉંડા ઉંડા ઉતરતા જાય છે. અમુક સ્થિતિ ભોગવવાનો આધાર કર્મબંધપર રહે છે અને તેનો આધાર ખાસ કરીને અમુક સાંસારિક કાર્યને અંગે તાદાત્મ્યપણું કેટલું થાય તેપર રહે છે; એ તાદાત્મ્યપણું અનુકૂળ અથવા પ્રતિકૂળપણે રાગ અને દ્વેષ અનુક્રમે કરાવે છે; અને તેથી મહાનિષ્ઠુર પ્રચુર કર્મસંઘાત વહોરી લેવાનું પ્રબળ નિમિત્ત-કારણ રાગદ્વેષ બને છે. ઉપાધ્યાયજી યશોવિજયજી તેટલા માટે એક જગોપર કહે છે કે "રાગે પડીઆ તે નર ખૂતારે, નરય નિગોદ મહા દુ:ખજુત્તારે" એવીજ રીતે દ્વેષને અંગે તેઓએ બે હકીકત બહુ યાદ કરવાલાયક કહી છે. ચરણકરણ ગુણોની સુંદર ચિત્રશાળા દ્વેષધૂમ્રથી કાળી થઈ જાય છે અને યોગનું પ્રથમ અંગ અદ્વેષ-દ્વેષનો અભાવ છે. જેઓ દ્વેષભાવનો ત્યાગ કરે છે તે ગુણાનુરાગી થાય છે અને જ્યાં ગુણનો અભાવ જુએ છે ત્યાં સમચિત્ત થઈ જાય છે. આવી માધ્યસ્થ્ય વૃત્તિ જ્યારે અંત:કરણપૂર્વક વિચારણા સાથે પ્રાપ્ત થઈ જાય ત્યારે અનેક કર્મમળ દૂર થઇ જાય, અનેક કર્મદોષ પ્રાપ્ત કરવાના માર્ગો બંધ થઈ જાય અને તેથી છેવટે ચેતનજીપર કર્મનો બોજો ઓછો ઓછો થતો જવાથી અને નવીન કર્મભાર આવતો અટકવાથી તે ક્રમે ક્રમે કર્મથી મુક્ત થઇ અમર થઈ જાય છે. આટલા માટે અત્રે કહ્યું છે કે આ જગતને બંધન કરનાર રાગ અને દ્વેષ છે તેનો તો અમે નાશ કરીશું. જ્યારે ચેતન પોતાની વિશુદ્ધ સ્થિતિ જાગ્રત કરવાના નિર્ણયપર હોય ત્યારે પછી તેને પોતાની સંસારદશાનાં કારણો શોધવાની ઈચ્છા થાય એ ઉચિત છે અને તેને અંગે તે એકદમ આ રાગદ્વેષને શોધી કાઢે અને તેનો નાશ કરવાના નિર્ણયપર આવી જાય એ પણ તેનું કર્તવ્ય છે. આ જીવને સંસારમાં રખડાવનાર અને તેનો મોક્ષ થવા ન દેનાર રાગદ્વેષ છૂટી જાય ત્યારે શત્રુ મિત્ર

ઉપર સમભાવ આવે છે, પોતાનાં કે પારકાં છોકરાં સ્ત્રી કે અનેક વસ્તુઓમાં તફાવત જણાતો નથી અને તેને પરિણામે મનમાં એક એવો વિશુદ્ધ ભાવ આવી જાય છે કે તેથી ખાસ અનુભવ કરવાલાયક એક ઉદાત્ત સ્થિતિ પ્રાપ્ત થાય છે.

આવી મહાન્ ઉદાત્ત સ્થિતિ પ્રાપ્ત થતાં જે રાગદ્વેષ અજ્ઞાનને જન્મ આપે છે, અનાદિ મિથ્યાત્વને પોષે છે અને ચેતનજીનાં જ્ઞાનચક્ષુપર અંધી ચઢાવે છે તેનો એકદમ નાશ થઇ જાય છે. આ અજ્ઞાન-મિથ્યાત્વ જીવને કેટલો ત્રાસ આપે છે તે સમજવું સહેલું છે. આ સંસારમાં જેટલું મિથ્યાત્વ રખડાવે છે તેટલું અન્ય કોઇ રખડાવતું નથી. મિથ્યાત્વથી મોહ-મોહથી રાગદ્વેષ અને તે સર્વથી અનેક અનર્થપરંપરા ચાલે છે. એકાંત ધર્મપર રૂચિ થવી, વિશુદ્ધ આત્મસ્વરૂપ શોધવા તરફ અલક્ષ્ય બતાવવું, પોતાના અભિનિવેશોને મજબૂતીથી વળગી રહેવું વિગેરે અનેક રીતે આ ચેતનનાં જ્ઞાનચક્ષુને આવરણ કરનાર, ભ્રમિત સ્થિતિમાં નાખી દેનાર અને ઉન્મત્તની પેઠે ચેષ્ટા કરાવનાર અજ્ઞાનજન્ય અને અજ્ઞાનજનક મિથ્યાત્વ છે. બાહ્ય દૃષ્ટીએ ઘણું ભણી ગયેલા માણસો પણ એના જોરથી એવા માયાભ્રમમાં પડી જાય છે કે અંશ સત્યને સંપૂર્ણ સત્ય માની વસ્તુતત્ત્વ ગ્રહણ કરતા નથી, કોઇ શુદ્ધ તત્ત્વ બતાવે તો તે તરફ પ્રીતિ બતાવતા નથી અને આગ્રહમાં પડી જઇ પૂર્ણ સત્યને દાબી દેછે. આટલા માટે રાગદ્વેષ અનંત સંસારચક્રમાં ભ્રમણ કરાવનાર છે અને તેથી તેનો નાશ કરવા ખાસ દૃઢ ભાવના કરવી જોઇએ એ બહુ ઉપયોગી બાબત છે.

વળી ચેતનજી કહે છે કે અનંતકાળથી પ્રાણી જેનાવડે મરતો આવ્યો છે તે કાળને હવે હું મટાડી દઇશ. અત્યાર સુધી કાળ-મરણને વશ પડીને પ્રાણીને અનંતાં મરણો કરવાં પડ્યાં છે તે મરણને હવે મટાડી દઇશ એટલે હવે મારે અનાદિ મરણે મરવું પડશે નહિ અથવા તે એટલે ઉપર્યુક્ત રાગદ્વેષથી પ્રાણી અનંતકાળ સુધી મરતો આવ્યો છે તેનું કારણ બંધ પડી જવાથી મરણનેજ મટાડી દેશું. અજ્ઞાનદશામાં સંસારચક્ર અનંત હોય છે, વિરતિ ગુણ પ્રાપ્ત થયા પછી તે ઓછું થતું જાય છે અને છેવટે આ પ્રાણીની કર્મથી મુક્તિ થાય છે ત્યારે મરણજન્મ બિલકુલ થતાં નથી. તેથી કર્મપ્રચુરતાજન્ય રાગદ્વેષનો નાશ કરવાથી અમરપણાની પ્રાપ્તિ થાય છે. કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થઇ જાય એતો સ્વભાવસિદ્ધ નિયમ છે અને અહીં મરણનાં કારણભૂત રાગદ્વેષનો નાશ થઇ જવાથી અથવા તેઓ ઉપર કાબુ આવી જવાથી તેના કાર્યભૂત કર્મબંધનનો નાશ થવાનો એ સિદ્ધ નિયમ છે અને તેમ થવાથી કર્મનો એક આવિર્ભાવ મરણદશા તે પણ મટી જવાની એમાં જરાપણ સંદેહ

જેવું નથી. આથી રાગદ્વેષને કાબુમાં લેવાની ખાસ જરૂર છે એ વાત સ્પષ્ટ થાય છે.

પ્રાણીને મરણનો મોટો ભય છે તે જ્યાંસુધી સંસારમાં પ્રાણી હોય છે ત્યાંસુધી લાગે છે. ખાવા પીવાની સગાં સ્નેહીઓની તથા બીજી અનેક પ્રકારની ઉપાધિ ભોગવનાર વ્યાધિગ્રસ્ત ભિખારી પણ મરણને ઇચ્છતો નથી, મરવાની વાત આવે ત્યાં ચોંકી જાય છે અને કોઇ 'મર' એવો શબ્દ તેને કહે તોપણ ક્રોધ કરે છે. આવાં મરણનું કારણ શોધી તે કારણને અટકાવી દઈ મરણનેજ અટકાવી દેવાં એ ખાસ કર્તવ્ય છે, એથી ઉપાધિ ઓછી થઇ જાય છે, સંસારચક્રના ફેરા આળસી જાય છે અને માનસિક કે આત્મિક અવનતિ એકદમ અટકી જાય છે. કર્મબંધ કરાવનાર રાગદ્વેષરૂપ મહા ઉગ્ર શત્રુનો નાશ થવાથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે માટે મોટો પુરૂષાર્થ કરી તેઓને પોતાના કબજામાં લેવાનો પ્રયત્ન કરવો યુક્ત છે.

જેમ રાગદ્વેષ તજવાની ખાસ ભલામણ કરવામાં શાસ્ત્રકારોએ કચાશ રાખી નથી તેમજ એકલા દ્વેષથી ઉત્પન્ન થતી ઇર્ષ્યા ક્લેશાદિને તજવાની પણ તેટલીજ જરૂર છે તેનાજ કારણથી જગતમાં ઝગડા ટંટા કુસંપ અદેખાઈ ચાડી વિગેરે અનેક દુર્ગુણોથી જીવાત્મા ઘેરાઇ ગયો છે તે બતાવવા માટે હવે દ્વેષદોષ અધિકારને સ્થાન આપવા જરૂર જાણી આ રાગદ્વેષ અધિકારની વિરતિ કરી છે.

## દ્વેષદોષાધિકાર.

દ્વેષને ધારણ કરનાર મનુષ્યો હમેશાં સામાપક્ષને ઉતારી પાડવા અથવા નુકશાન કરવા ઇચ્છે છે પણ તેમ બનતું નથી અને ઉલટું પોતાને ખમવું પડે છે એ બતાવવા આ અધિકાર કેવળ ગુર્જર પદ્ય તથા ગદ્યથી યોજ્યો છે.

### ઇર્ષ્યા કરનારની અધમતા.

*જવાસા શિદને મરે છે સુકાઇ.

ચારેદિશ વરસાદની થઈ ચઢાઇ, દેખી તેની સરવથકી સરસાઇ;
હાંરે તારા ઉરમાં આવી અદેખાઇ. જવાસા૦ ૧

* દલપત.

થયાં નવપલ્લવ તરૂવર સરવે, અખિલજન હરખીયાં એને ઉતરવે;
હાંરે તુતો ગંડક બલીમરે ગરવે. જવાસા૦ ૨
ધાર્યું તેં તો અભિમાન અતિઘણુંઆજે, બીજાની ચડતી દેખીને તું દાજે;
હાંરે જાણે ઘન કેમ મુજશિર ગાજે. જવાસા૦ ૩
એનો એક વાલ તારાથી ન તૂટે, તેનો જશ તારે ખુટાડે ન ખુટે;
હાંરે ઠાલો શિદને કપાલ તું કુટે. જવાસા૦ ૪
એનો જગકર્તાએ કીધો વધારો, તેથી તેતો સર્વને લાગે છે સારો;
હાંરે તુતો તોલ તપાસને તારો. જવાસા૦ ૫
જોને તેતો સરવનું ઇચ્છે છે સારૂં, નહિ ચહાતો કોઇનું થવાને નઠારૂં;
હાંરે તેણે શું બગાડયું ભાઈ તારૂં. જવાસા૦ ૬
એને એકે આળ ચડાવ્યું ન ચડશે, એના સામું ફેંકતાં તુજ શિર પડશે;
હાંરે તારી ઈર્ષા તે તુજનેજ નડશે. જવાસા૦ ૭
જ્યારે તુજ અંગમાં શોષ જણાયો, ત્યારે તું અદેખો ને ભૂંડો ભણાયો;
હાંરે તું તો હલકો હઠીલો ગણાયો. જવાસા૦ ૮
તું તો જાણે માન હું મેળવું મોટું, તેતો બીજા લોકના ચિત્તમાં ચોટયું;
હાંરે ખેંચી લેતાં તો મળવાનું ખોટું. જવાસા૦ ૯
હજી થાને ગંભીર તજી હલકાઈ, અલ્પ ગુણ મળતાં ન જવું છલકાઈ;
હાંરે ભલું તેથી થાશે તારૂં ભાઇ. જવાસા૦ ૧૦
થયું સહુ પ્રપુલ્લિત તું તેવો થાને, સરસ ગુણ વરસાદના તું તો ગાને;
હાંરે મિત્રતાથી હળીમળી જાને. જવાસા૦ ૧૧
કહ્યાં કથન આતો તારે શુભ કામે, દેખી તારૂં દુઃખ દિલ ધારી દયા મેં;
હાંરે રૂડી રીતથી દલપતરામે. જવાસા૦ ૧૨

*મનહર.

ગાજે જ્યાં ગગનઘન જવાસો સુકાઇ જાય, તરૂવર તો તમામ ફાલીને ફુલાય છે;
સૂરજની શોભા દેખી સર્વને સંતોષ થાય, ઘુડ તો ઘલાય ખુણે ઘણું ગભરાયછે.
અદેખાને ઉપદ્રવ કરે નહીં કાંઇ તોય, અદેખાનું શરીર સ્વભાવથી સુકાય છે;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ, તેમ દ્વેષી જનતે સ્વભાવે જલી જાય છે. ૧૩

કવિત.

કહું તને શુણ કાગ, રૂડા નથી તારો રાગ,
કોયલનો કશો વાંક કાઢીએ શે કારણે;

* દલપતકાવ્ય ભાગ બીજો.

કોયલ સાથે કંકાસ મિથ્યા તું શામાટે કરે,
બકવાથી તને કોઈ બાંધશે—ન બારણે;
સૃજનારે સૃજ્યો સ્વર, તેથી તું સંતોષ પામ,
વેર કર્યે તારો વાંક થશે—ન નિવારણે;
દાખે દલપતરામ, માન નહિ મળે આમ,
માર મનમાંની રીસ, ધાર મન ધારણે. ૧૪

## નવરાઓ નખોદ વાળે.

[1]બારહાથનો ફરે ત્યારે બકવા ચાલે.
અંતકાળે સગું નહિ કોઇનુંરે.—એ રાગ.

ચોરે ચૌટે ચંડાળ ચોકડી મળીરે, કરે નિંદા નકામી નિત્ય;
ધંધો ખુટતાં વધી ખુબ ખોદણીરે. ટેક.
કોઈ સ્રીની કે કોઇના કંથનીરે, થાય વાતો એવી અઘટીત. ધંધો૦ ૧૫
વળી કોઇના ઘરની હલકાઈનારે, ગપ મારી મોઢું મલકાય; ધંધો૦
તેર ત્રણના કરે કુટીલાઈથીરે, કરી હાંસી હૈયે હરખાય. ધંધો૦ ૧૬
ગણે કોઇની મુડી અદેખાઈથીરે, છિદ્ર શોધે છાનાં દિનનીશ; ધંધો૦
સૌને પોતાની જેવા બનાવવારે, કરે કોટી પ્રકાર કોશીશ. ધંધો૦ ૧૭
પાડે કોઈના ચાળા ચતુરાઇથીરે, કોઇની ચાલી બતાવે ચાલ; ધંધો૦
કરે કાળક્રમણ એ રીતથીરે, શુણી સામાને ઉપજે સાલ. ધંધો૦ ૧૮
નથી સાર રહ્યો રોજગારમાંરે, નથી જાવા વિદેશમાં જોમ; ધંધો૦
દેશી કારીગરી ડૂબી ગઈરે, તેથી મારે તડાકા ધોમ. ધંધો૦ ૧૯
વળી વિદ્યા નથી વિત્તહારણીરે; નથી હુન્નર કળા કોઈ પાસ; ધંધો૦
દેશ તેથી દરિદ્ર થઈ ગયોરે, મળી નાણું જતાં નવરાશ. ધંધો૦ ૨૦
ઘણા ઘરમાં ભમે બારહાથનોરે, તોય મૂકે ન મૂર્ખ મિજાશ; ધંધો૦
જરવાળાને જોઈ બળી જાયછેરે, તેનાં નાણાંનો ઇચ્છે નાશ. ધંધો૦ ૨૧
બળ ટાંગામાં ઝાઝું બાળનેરે, જોર હાથે જુવાનને હોય; ધંધો૦
પણ પડતી દશા પંઢની થતાંરે, બહુ જીભનો લવારો જોય. ધંધો૦ ૨૨
મૂર્ખ મિત્રો મળે નિત્ય એકઠારે, રાત રોંઢેને સાંજ સવાર; ધંધો૦
થાય વિદ્યા વિનોદ ત્યાં ક્યાંથકીરે, પણ વામા વિનોદ વિચાર. ધંધો૦ ૨૩
ઘટે બબ્બે ઘડી નિત્ય બેસવુંરે, જ્ઞાન વિદ્યા વૃદ્ધિની વાત; ધંધો૦
પણ તોએ વલ્લભદાસ વીનવેરે, અતિ થાતાં આળસ ઉદમાત. ધંધો૦ ૨૪

---

૧ સુબોધચિંતામણી

## *હડાળાની કુતરી.

કાઠિઆવાડ પ્રાંતમાં લીંબડી સ્વસ્થાનમાં હડાળા ગામ છે. તે ગામ ઘણા જુના વખતનું વસેલું છે. તે ગામના પાદરમાં એક કુતરી રહેતી હતી. પોતાની જાતના જાતિસ્વભાવ મુજબ, અજાણ્યા માણસને પાસે આવેલ જોઈ ભસે તો તો કાંઈ નહિ, પણ આતો બહાદૂર તેથી ભસવાની બાબતમાં ઘણીજ વિચિત્ર હતી. કોઈ અજાણ્યું માણસ નજરે પડે એટલે દૂર હોય ત્યાંથી તેના સામું ભસવા માંડે તે દેખાતું માણસ પાસે આવે અને પાછું નજરથી દેખી ન શકાય એટલે વેગળે જાય ત્યાંસુધી તેને ભસ્યાજ કરે.

હડાળા ભાલના પ્રદેશમાં હોવાથી ત્યાંની જમીન ટેકરા ટેકરી કે ઝાડ-વગરની ને સપાટ, તેથી આશરે ગાઉ દોઢ ગાઉ છેટેથી જતું આવતું દેખી શકાય છે. આમ હોવાને લીધે આ ખારીલી કુતરીનો દિવસનો ઘણો ખરો ભાગ ભસવાના કામમાં જતો હતો. વખતપર તેના નસીબયોગથી થોડો ઘણો વિસામો માણસ જાતના વગર આવરા જાવરાએ મળતો હતો. તેનું ડાચું ભશી ભશીને એવું વજ્ર જેવું થઇ ગયું હતું કે ભસવાની આળસ કે કાયરતા કદી થતીજ નહિ. કેટલાક જૂવાન ગામડીઆ વટેમાર્ગુઓ તેને વધારે ચીડવવા-સારૂ સામે આવી લાકડી ઉગામી ઉભા રહે તેથી ચીડાઇને વધારે ભસે એટલે લાકડીના ઘા પણ વખતે થતા, છતાં ભસવામાં પાછી પાની આપતી નહિ, પણ પોતાના ખારીલા સ્વભાવનું પોત બતાવતી હતી. માર પડે ત્યારે જરા દૂર જાય પણ ભસવાનું કામ છોડે નહિ, આથી તે “ હડાળાની કુતરી ” ભસ-વામાં એકી ગણાવા લાગી, અને બધે જાહેર થઈ.

એક દિવસ બાદશાહનું લશ્કર સોરઠ ઉપર ચડાઇ માટે આવતું હતું તે હડાળાના પાદરમાંથી નિકળ્યું, લશ્કરનાં માણસો કાંઈ થોડાં નહોતાં, કે સહેજ-વારમાં આવતાં બંધ પડે. તે તો એક પછી એક આવવાજ લાગ્યાં. તે માણસો જેવાં તેના જોવામાં આવ્યાં કે કાન ચમકાવી મોઢું સજ્જ કરી જાણે તે આ-વતા લશ્કરને હરાવતી હોય એમ ડાળ કરી ભસવું શરૂ કર્યું, લશ્કર તો સવા-રમાંથી આવવું શરૂ થએલું તે બપોર સુધીમાં પણ આવતું પૂરૂં થયું નહિ, તે દરમિઆન કુતરી નરમ થઇ ગઇ. વજ્ર જેવું મોઢું દુખવા આવ્યું, મોઢેથી લાળ અને છેવટે લોહી વહેવા માંડયું, આંખોમાં ખાડા પડયા, ને ઉભું રહી શકાય એમ રહ્યું નહિ, એટલે નિરાશ થઈ ભોંય પડી; તોપણ ધીમે ધીમેથી

* કૌતકમાળા.

ભસ્યા કરતી. છેવટ સુધી પણ પોતાનો ખારીલો સ્વભાવ છોડયો નહિ. જરા જરા વારને અંતરે પોતાનું ડચુ હલાવ્યાજ કર્યું, અને તેથી આખરે તે કુતરી ભસી ભસીને મરી ગઇ.

---

ઈર્ષા ધરાવનાર ખારીલા માણસને નસિયત આપવા આ વાતનો ઉપયોગ કરવામાં આવે છે. તેવા માણસોને, કાંઇપણ કારણ નહિ છતાં ખારીલી ટેવ રાખવાથી ખેદ થઇ પરિણામે ઘણું નુકશાન થાય છે, ને તે "હડાળાની કુતરી" ની ઉપમાથી ઓળખાય છે.

## કૂતરાની કાશીજાત્રા.

પાટણ શહેરથી એક સંઘ જાત્રા કરવાસારૂ નિકળ્યો, ગામ બહાર નિકળ્યો કે એક કુતરો તેમનાં ગાડાં જોડે ચાલ્યો. એક મજલ આવી મુકામ કર્યો, ત્યાં પેલો કુતરો પણ જણાયો. તેને જોઇને સઘળાના મનમાં આવ્યું કે આ કુતરાથી હવે આપણે ગામ પાછું જવાશે નહિ, આવ્યો તો ભલે ! હવે તો હસતાં પણ પરોણો અને રોતાં પણ પરોણો ! એ નિમકહલાલ પ્રાણી રસ્તામાં ઉપયોગી થઈ પડશે. સૌ સંઘવાળા ખાવા આપશે. એમ ધારી સાથે લીધો. સંઘની કુચપર કુચ થવા લાગી. કુતરો અમનચમનથી મજા કરતો ચાલ્યો જાય છે. સંઘના લોકો તેનાપર ઘણી માયા રાખતા હતા. ખાવાનું એટલું આપતા કે ખાઇ ખાઇને કુતરો *ઓકરી જતો હતો. પરદેશની અંદર પોતાના ગામનું કુતરૂં પણ કયાંથી? સ્વદેશી [1]મનુષ્ય તો શું ? પણ પશુ વનસ્પતિ ઉપર પણ પરદેશમાં ઘણી પ્રીતિ ઉપજે છે; તેથી માયાળુ સંઘવાળા

---

* ખાઈ ખાઇને ખુબ ધરાઈ જવું.

૧ એક યુરોપિયન એક સિદીને ચાકર તરીકે ઈંગ્લાંડ લઈ ગયો હતો. ત્યાંના મોટા અને સુંદર મેહેલો ને મકાનો, બાગ બગીચાઓ અને કારખાનાં વગેરે જોયાં, પણ કશાથી તેને આનંદ ઉપજ્યો નહિ; દિલગીરી એ કે પોતાના વતનનું માણસ તો રહ્યું પણ પશુ પંખી પણ નજરે પડે નહિ. આથી સિદી ઘણોજ હોલ દોલ બની ગયો હોય તેમ બાવરો બાવરો ઉદાસી ચહેરે રહેતો હતો. એક વખત પોતાના શેઠની વાડીમાં ફરતો હતો, તેવામાં ખજુરીનું ઝાડ જોયું, તે જોતાંજ એકદમ તેની પાસે જઇ તેને બાથ બીડી રોઇ પડયો, અને બોલ્યો કે, "અરે ! મારા સ્વદેશી ! તું મારી પેઠે અહીં ભુલું પડયું છે કે શું ?" આ વખત શેઠ પાસે ફરતો હતો તેણે સિદીને ઝાડથી છોડાવી તેમ કરવાનું કારણ પૂછયું. સિદીએ પોતાના મનની તમામ વાત કહી. આથી સર્વને સ્વદેશ તરફ કેવી લાગણી હોય છે તેની ખાતરી થાય છે.

કોઈ કોઈ વાર તે કુતરાને ગાડામાં બેસાડતા હતા. કોઈવાર ગાડા નીચે તે ચાલતો, ત્યારે એવો ડોળ કરતો કે જાણે આખું ગાડું પોતેજ ખેંચતો હોય, અને તેમ કરી ગાડામાં બેસનારને શિખામણ આપતો હોય, કે "તમે જે હું આમ કરૂં છું, મેં આમ કર્યું, મારે આમ કરવું છે એવો જે દુનિઆનો ભાર ઉપાડવાનું મિથ્યાભિમાન ધરાવોછો તે હું આ ગાડું ખેંચી જાઊંછું તેની બરાબર છે!" કુતરાને સંઘના માણસો તરફથી સર્વ વાતનું સુખ હતું, પણ રસ્તામાં ગામ આવ્યું કે તેના ભોગ મળતા. અજાણ્યા ને પરદેશી કુતરાને જોઈ તેના નાતીલા તમામ આગતા સ્વાગતા કરવાને દોડી આવતા! પ્રથમ બે ચાર જણ આવે કે ભાષણ (ભસવા) કરવા માંડે એટલે બીજાઓ એકઠા થાય! ઘણા એકઠા થયા કે તેની આસપાસ ફરી વળી બાથો ભીડે તેથી આ બિચારો મુંથાઇ જાય. તેઓ ઘણા તેથી આ એકને ઘણું આકરૂં પડે, પણ ઇલાજ નહિ! લોહી લુહાણ થાય ત્યાંસુધી સરભરા પૂરી થાય નહિ! નાસે તો પાછળ પડી પકડી પાડે! છેવટ સંઘના માણસો બહુ મુશ્કેલીથી તેને છોડાવે ત્યારેજ છુટો થઇ શકે! દરેક ગામ આવે ત્યા આવી રીતે કુતરાની પંચાતી તો હાજરજ. તેથી ગામ આવે ત્યારે કુતરાને ગાડા ઉપર બેસાડી, કપડાવતી ઢાંકી રાખવા લાગ્યા. થોડે દહાડે સંઘ કાશીએ જઇ પહોંચ્યો. ત્યાં એક માસ રહી પાછો ફર્યો, અને કેટલેક દહાડે સંઘ કુતરાસહિત પોતાને ગામ આવ્યો.

ઘણા મહિનાસુધી ફળીઆનો કુતરો બહાર ગામ ગએલો તે આવી પહોંચ્યો, તેથી ફળીઆનાં તમામ કુતરાં પૂછડીઓ હલાવતાં હલાવતાં અને મોઢું ચાટતાં આસપાસ ફરી વળી સમાચાર પૂછવા લાગ્યાં. તેઓમાં એક ડાહીઓ હતો તે બોલ્યો, "કેમ ભાઇ, તું આટલા દિવસ ક્યાં ગયો હતો, ત્યાં શું કર્યું, કેવી મજા કરી, તે સઘળું અમને કહેતો ખરો?"

કુતરો કહે, "હું આપણા ગામના સંઘજોડે કાશીએ ગયો હતો. ત્યાં અને રસ્તામાં ઘણા પ્રકારની મજા ભોગવી છે. ખાવાપીવાનું પૂરૂં સુખ હતું. અહીં જેમ દશ વીશ ઘેર આંટા ખાઇએ, તેમાં અરધ ઘેરથી ધોકલા ને અર્ધ ઘેરથી રોટલા મળે ત્યારે માંડ પૂરૂં થાય તેમ મારે નહોતું. મને હોંશથી તુ તુ કરી ઘી ચોપડેલી રોટલી, પકવાન વગેરે આપતા હતા. રસ્તામાં થાકી જાઊં તો ગાડામાં પણ બેસાડતા હતા. આ બધા સુખમાં એક આપણી જાતની તરફથી પરમ દુઃખ હતું. તેઓ જ્યાં મળતાં ત્યાં મને હાથ જીભ કઢાવતા હતા, (જોરમાં ભસવા સારૂ જીભ કાઢવી પડે તે), છેટેથી પરદેશી પરોણો દેખે કે લાગલાજ દોડી પહોંચી સામૈયું કરે અને આસપાસ વિંટળાઈ

વળે! પ્રથમતો મોઢેથી સરભરા કરે, પણ પછીથી હાથપગ છતાં મોઢેથીજ સરભરા કરવાનું ઠીક ન લાગતું હોય, તેમ હાથે પગે આપણી તો ચંપી કરે અને ગાલપર જોરથી બચી પણ લે! સેવામાં તો કસર નહોતી! પણ સારા ભાગ્યે સંઘના દયાળુ માણસોના વચ્ચે પડવાથી મોતના પંજામાંથી બચતો. ને તેથીજ તમોને વાત કહેવા આવી શકયો છઉં. આપણી જાત કેવી અદેખી છે! કહે છે: તે ખરૂં છે કે:—

પંડયો પાડો ને કુતરો, ત્રણે જાત કજાત;
નાગર કાગડ ને કુકડો, ત્રણે જાત સજાત.

---

આ વાત કુતરાજેવી પરસ્પર અદેખાઈ ધરાવનારા માણુસોને શિક્ષામાટે છે. માણુસોમાં એવા સ્વભાવવાળા ઘણા હોય છે કે જેને કુતરા કહીને લોકો ઓળખે છે. કુતરાનો સ્વભાવ એ છે કે કોઇપણ પરશેરીના કે અજાણ્યા કુતરાને જોયો કે તેના પ્રત્યે તુરત ઝેર વેર દેખાડવું. વળી એકજ ફળીના જેઓ રાત દિવસ ભેગા રહેતા હોય છે, તેઓ પણ જયારે ખાવાનું હોય છે, તે વખત એવા વઢી મરે છે કે તે ખાવાનું ઢળી ધૂળમાં ભળીને નિરૂપયોગી થઈ જાય તો ખેર! પણ નરમાશ રાખી એક બીજાને ખાવા આપે નહિ, વળી એક વધારે ખાઈ જાય તો બીજાને ઓછું રહે, તેની એટલી બધી ઇર્ષા કરે કે કાંઇ કહેવાની વાત નહિ. જરા વધારે બીજાને ગયું તોય શું! એમ મોટું મન રાખે નહિ. એવા સ્વભાવના માણુસો પોતાના કુટુંબ, સગાં અને ન્યાતિલા સાથે એવીજ વર્તણુક ચલાવે છે, તેમજ કેટલાક તો પોતાને કાંઈ નફા નુકશાન વગર બીજાનું સારૂં જોઇને બળી મરે છે, તેમને પણ ઘણા ફિટકાર છે. હમેશાં માણુસે યાદ રાખવાનું છે, કે પોતાને કાંઇ નુકશાન ખમતાં પણ સલાહસંપ રહે તેમ કરવું. નુકશાન ખમવું એ ડાહ્યા માણસનું કામ છે. કહેવત છે કે 'નમે સો ભારી' આજ કાલ દરેક વર્ણમાંથી કેટલીક નાતો અને નાતોમાંથી તડાં થયેલાં જોવામાં આવે છે, તેનાં કારણોમાં એક કારણ ઉપર જણાવેલી પ્રકૃતિના માણુસો પણ છે. તો પોતાના કુટુંબ, સગાં, અને ન્યાતિલા સાથે સંપથી વર્તવું જરૂરનું છે.

## દ્વેષથી થતી હાનિ.

*જ્યારે કોઇ માણુસના અવગુણનો વિચાર કરો છો, ત્યારે તે વિચારદ્વારા કોઇ ત્રણ ઘાતકી કામો કરો છો:—

---

*મહાન્ ગુરૂનો પ્રસાદ.

૧ અવગુણના વિચારથી, તમારી આસપાસનું (પાડોશનું) વાતાવરણ ભરાઇ જાય છે, તેથી એટલે અંશે તમે જગતના દુઃખમાં ઉમેરો કરો છો.

૨ એક મનુષ્યમાં અમુક અવગુણ (અશુભતત્વ) છે એમ તમે માનતા હો તે પ્રમાણે અવગુણ ખરેખર તેનામાં હોય, તોપણ એ બાબતનો વિચાર કરવાથી, તમે તેને પુષ્ટિ આપો છો, અને આ રીતે તમે તમારા જાતિભાઇને સુધારવાને બદલે ઉલટા વધારે બગાડો છો, પણ ઘણીવાર તો તે અશુભ તત્વ તેનામાં નથીજ હોતું, ફક્ત તમારી કલ્પનાએ તેવું માની લીધેલું હોય છે, અને તેથી તમારો દુષ્ટ વિચાર તમારા આ બાંધવને, ખરાબ કામ કરાવવા લલચાવનારો થઇ પડે છે, કારણ કે જો તે ઉચ્ચ દશાએ પહોંચેલો પુરૂષ ન હોય તો તમે તેના સંબંધી જેવો વિચાર કર્યો હોય તેવો તે (તમારા વિચારના બળથી) બનવા માંડે છે.

૩ તમે તમારૂં મન સારાને બદલે નરસા સંબંધી વિચારોથી ભરો છો અને આ રીતે તમે તમારી ઉન્નતિનો અવરોધ કરો છો. આથી તમારૂં સૂક્ષ્મ શરીર સુંદર અને પ્રિય દેખાવાને બદલે, તમો તેને તદન બેડોળ અને દુઃખજનક બનાવો છો (આંતરચક્ષુવાળા પુરૂષો તમારી તે વિકૃતિ જોઇ પણ શકે છે).

આ પ્રમાણે નિંદા કરનારને અને જેની નિંદા થઇ હોય તેને આટલું બધું નુકશાન કર્યાથી પોતાને સંતોષ ન વળતો હોય તેમ નિંદા પોતાનાં સઘળા જોરથી કરે છે. બીજાઓને પોતાના ગુન્હાના ભાગીદાર બનાવવા પ્રયત્ન કરે છે. નિંદા કરનાર પોતાની દુષ્ટ વાત બીજાઓ માની લેશે એમ ધારી બીજાઓ સમક્ષ આતુરતાથી લલકારે છે અને પરિણામ શું આવે છે? જે માણસની વાત ચાલતી હોય છે, તે દુર્ભાગ્ય મનુષ્યતરફ તે વાત સાંભળનારા મનુષ્યો પણ ખરાબ વિચાર મોકલવામાં સામેલ થાય છે. આ ક્રિયા હંમેશ ચાલ્યા કરે છે. અને પરિણામે તેમાં એકાદ નહિં પણ હજારો માણસો જોડાય છે. આ કેવું નીચ અને ઘાતકી પાપ છે, તેનો તમને હજી કાંઈ ખ્યાલ આવે છે? તમારે તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. તમે કોઇપણ મનુષ્યનું ભુંડું બોલશો નહિ. જ્યારે કોઇ શખ્સ તમારી રૂબરૂ બીજા કોઇનું ભુંડું બોલવા માંડે ત્યારે તે સાંભળવાની ચોખ્ખી ના પાડો અને તેને જણાવો "કે કદાચ આ વાત ખોટીજ હશે તો? અને જો ખરીજ હશે તોપણ એ વિષયઉપર ન બોલવું એજ દયામય છે."

## ઉપસંહાર.

જેઓની દૃષ્ટિ સત્સંગ અને ઉત્તમ શાસ્ત્રબોધના સુસંસ્કારોને લીધે પોતાના

અને અન્યના હિતમાર્ગપર સ્થિરતાવાળી હોય છે, જેઓની પ્રવૃત્તિ પવિત્ર ભાવનાઓની પ્રેરણાવાળી તથા પવિત્ર ઉદ્દેશો તરફજ વલણવાળી હોયછે, જેઓની આશા કોઇને પણ દુઃખી ન થવા દેવાની તથા સર્વને સુખી જોવાની હોય છે અને જેઓની સમગ્ર બુદ્ધિવૃત્તિઓ સ્વાર્થની સંકુચિત ચેષ્ટાઓથી દૂર રહી आत्मवत्सर्वभूतेषु। એ દૈવી સંપત્તિના મૂળ સૂત્રને સર્વાત્મભાવે અનુસરી સકલ વિશ્વને સુખ અને શાંતિના સામ્રાજ્યની શીતલ છાયા નીચે સ્થિતિ પામેલું જોવાની સદ્‌ભાવનાઓમાંજ સુખ હોય છે તેવા દૈવી મનુષ્યો અથવા બીજા શબ્દોમાં કહીએ તો મનુષ્યાવતારમાં આવી આ મર્ત્યલોકને અધઃપાતમાંથી બચાવનારા તે દેવપુરૂષો જે ગૃહમાં, જે મંડલમાં, જે જ્ઞાતિમાં, જે ગામમાં અને જે દેશમાં વિશેષ પ્રમાણમાં હોય છે તે ગૃહાદિકમાં આસુરી સંપત્તિનું રક્ષણ કરનારા તેના સેનાનાયકોરૂપ દ્વેષાદિક પોતાનો પગપેસારો કરી શકતા નથી. પરંતુ જે સ્થળે તેવા દેવપુરૂષોની હાજરી નથી, તેઓનો પ્રચાર નથી, તેઓની સંભાવના નથી તેવાં સ્થળોમાં તેઓ પોતાનો પગપેસારો કરવા હિંમત ધરે છે અને પગભર થઈ પવિત્ર ભાવનાની પાયમાલી કરે છે આસુરી સંપત્તિના રક્ષક તેના અનેક સેનાના નાયકો છે પરંતુ દ્વેષ તેઓમાં વિશેષ પ્રધાનતા તથા પ્રબળતા ભોગવનારો છે એમ આપણે તેનાં પ્રચંડ પાપાત્મક પરિણામો ઉપરથી સમજી શકીએ છીએ. નિર્દોષની પણ પડતી અને પાયમાલી કરવાની તથા અન્યના જીવિતનો અંત લાવવાની નીચ ઇચ્છાને જન્મ આપવો એ પણ દ્વેષનુંજ કામ છે અને તેથીજ તે અનંત અધઃપાતના કારણરૂપ છે. માટે આત્મહિતની આકાંક્ષાવાળા પ્રત્યેક મનુષ્યે દ્વેષનો નહિસરખો પણ અંકુર પોતાની માનસભૂમિમાં પ્રકટ થતો જણાય કે તેને તરતજ દાબી દેવો જોઇએ અને તેને નિઃશેષનિર્મૂળ કરી દેવા માટે તથા આત્મહિતમાં ઉપયોગી સમગ્ર દૈવી સંપત્તિના લાભમાટે ઉપર જણાવ્યું તેવા મનુષ્યાવતારમાં આવેલા દેવપુરૂષોના સમાગમમાં રહી પોતાની સદ્‌ભાવનાઓ પ્રબળ રહે તેવી દરેક પ્રવૃત્તિ કરવી એ અવશ્ય કર્ત્તવ્ય છે. એમાં જો જરાપણ પ્રમાદ થાય તો દ્વેષાદિક પાપ પ્રવૃત્તિઓના પાશમાં ફસી પડતાં કંઈ વિલંબ થતો નથી.

આ સઘળું સમજાવવા માટે આ સાહિત્યસંગ્રહરૂપ અમારી પ્રવૃત્તિ છે. તમારા માનસક્ષેત્રમાં કઈ કઈ જાતનાં બીજ વાવવાને યોગ્ય છે તથા કઇ કઇ જાતનાં બીજ વાવવાને યોગ્ય નથી તે, ગ્રાહ્ય વિષયોની ઉત્તમતા તથા અગ્રાહ્ય વિષયોની નિકૃષ્ટતા સમજાવીને તમારી બુદ્ધિમાં બરાબર ઉતારવાનો આ ગ્રંથદ્વારા યત્ન કરવામાં આવ્યો છે. અન્ય પરિચ્છેદોની પેઠે આ પરિ-

ચ્છેદમાં પણ પરસ્પર અનુકૂળ સંબંધવાળા તેમજ પ્રતિકૂળ સંબંધવાળા સંખ્યાબંધ ભિન્ન ભિન્ન વિષયોનું વિવેચન, અભિરૂચિ ઉપજાવે એવી સાહિત્ય સામગ્રીના યોગથી તમારી પાસે મૂકવામાં આવે છે. એ સઘળું વિવેચન તમારી પાસે ધરવાનો અમારો પ્રયાસ અને તે ગ્રહણ કરવાનો તમારો પ્રયાસ સફળ થયો ત્યારેજ ગણાય કે જ્યારે તમે ગ્રાહ્ય વિષયોનું ગ્રહણ કરી તે પ્રમાણે વર્ત્તન કરો અને ત્યાજ્ય વિષયોનો ત્યાગ કરી તેની ઝેરી અસર જે તમારા અંતઃકરણની નજીક પણ ન આવવા દેવાનું સામર્થ્ય પ્રાપ્ત કરો એજ ખરૂં સુખ છે, એજ અખૂટ શાંતિ છે અને એજ આત્મકલ્યાણના પરમધામનું સુપ્રકાશિત સત્ય દ્વાર છે. ખરી ધર્મપ્રવૃત્તિ એજ છે એજ અનંત આત્મસુખ છે. કથનમાત્રથી કશી સિદ્ધિ નથીજ. આ પુસ્તકના જે જે પરિચ્છેદો લખાયા છે, તેમાં જે જે વિષયો લેવાયા છે તે સર્વ વાંચવાનું તથા હવે પછી જે જે પરિચ્છેદો લેવામાં આવશે અને તેમાં જે જે વિષયો આવશે તે પણ સઘળા વાંચવાનું સાર્થક ત્યારેજ સમજવાનું છે કે જ્યારે તે સઘળું જ્ઞાન ગ્રાહ્ય વિષયની ગ્રાહ્યતાને અનુસરી જે ગ્રાહ્યરૂપે અને ત્યાજ્ય વિષયની ત્યાજ્યતાને અનુસરીને ત્યાજ્યરૂપે વર્તનમાં પ્રતિફલિત થશે. સંક્ષેપમાં આટલી સૂચના કરી આ પરિચ્છેદની સાથે પુસ્તકના આ તૃતીય વિભાગની પણ સમાપ્તિ કરવામાં આવે છે.

## ગ્રંથસંગ્રહિતા.

### गीति.

विनयविजय मुनिनाऽयं ग्रथितः प्रथितः परः परिच्छेदः ।
द्वादश इह संपूर्णः पूर्णतया शंकरोतु सर्वेषाम् ॥

વિનયવિજય મુનિએ ગ્રથિત આ પ્રખ્યાત શ્રેષ્ઠ બારમો પરિચ્છેદ અહીં પૂર્ણ થયો તે સર્વનું પૂર્ણપણે કલ્યાણ કરો.

॥ द्वादश परिछेद परिपूर्ण ॥

## વ્યાખ્યાનસાહિત્યસંગ્રહ ગ્રન્થમાટે મળેલા

# અભિપ્રાયો.

મહાત્માઓ તરફથી બીજા ભાગ પૃષ્ટ ૫૬૯ થી. ૧ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજ ૨ શ્રી રત્નવિજયજી મ૦ ૩ પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી મ૦ ૪ શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મ૦ ૫ પંન્યાસજી શ્રી સંપતવિજયજી મ૦ ૬ પ્રસિદ્ધવક્તા શ્રીમાન્ શ્રી વલ્લભવિજયજી મ૦ ૭ પંન્યાસજી શ્રી સોહનવિજયજી મ૦ ૮ શ્રીમાન્ શ્રી લલિતવિજયજી મ૦ ૯ શ્રીવિમળવિજયજી મ૦ ૧૦ પંન્યાસજી (હાલ આચાર્યશ્રી) કમળવિજય સૂરિજી મ૦ ૧૧ પં૦ શ્રીસિદ્ધિવિજયજી મ૦ ૧૨શ્રીમાન્ શ્રીજયવિજયજી મ૦ ૧ શ્રી અમરવિજયજી મ૦ ૧૪ શ્રી ગુણવિજયજી મ૦ ૧૫ વિજયકમળ સૂરિના શિષ્ય શ્રી વિનયવિજયજી મ૦ ૧૬ કસ્તુરવિજયજી મ૦ ૧૭ શ્રીપ્રતાપમુનિજી મ૦ ( સ્થાનકવાસી મુનિચંદના નીચે મુજબ )—૧૮ મુનિકલ્યાણજી ૧૯ મુનિ જયચંદ્રજી ૨૦ મુનિ દેવચંદ્રજી એ વીશ મુનિરાજોના અભિપ્રાયો આ પુસ્તકના બીજા ભાગના પૃષ્ટ ૫૬૯ થી સાહિત્યશોખીન ભાઇઓએ વાંચ્યા હશે અગર વાંચશોજ તે શિવાય પણ ઘણા મુનિઓના આવેલ અભિપ્રાયોમાંથી અત્રે થોડા આ ગ્રન્થની કસોટી માટે દર્શાવેલ છે.

### સાહિત્યસંગ્રહ માટે મારો અભિપ્રાયઃ—

એવા આખા સળંગ ગ્રંથનું રહસ્ય પ્રગટ કરવાથી અધિક લોકોપકાર સધાય તેથી મૂળ ગ્રંથકારને પણ યથાયોગ્ય ન્યાય મળે છે, આપણે અને અન્ય વાચકવર્ગ તેની અનુમોદના કરવા ઉપરાંત તેનું પૂર્વાપર અવિરૂદ્ધ રહસ્ય ગ્રહણ કરી આદરતાં શીખીએ છીએ.

ઉજળી બાજુ જોનારને સઘળું ભવ્ય જણાય છે, અંધારી બાજુ જોનારને ઉલટું જણાય તો તે ખોટું નથી. શોધક બુદ્ધિથી જિજ્ઞાસુ જીવને જ્યાં ત્યાંથી તત્વ મેળવવા આંતર પ્રેરણા થાય તેવે પ્રસંગે તેટલી આતુરતાદિક જોઇ કોઇકને કંઈ આશ્ચર્ય જેવું પણ લાગે છે.

સંગ્રહ કરવાનો તમારો ઘણા વખતનો અભ્યાસ હોઇ જૂદી જૂદી ચીજમાં જીવોને અનુકૂળ લાગેછે ( જેમ સસ્તું સાહિત્ય કરે છે તેમ ) મતલબ કે કોઇપણ અતિ ઉપયોગી વિષયનું જ્ઞાન વાંચનારને તલસ્પર્શી જેમ થઈ શકે તેમ કરવા લક્ષ રાખવુંજોઇએ. લોકરંજન માટે આ પ્રવૃત્તિ નહિ પણ પ્રવૃત્તિ એવી ઉપયોગી અને સંગીન હોય કે જેથી લોક રંજિત થાયજ.

સદ્‌ગુણાનુરાગી—

શ્રીમાન્ શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

પાલીતાણા.

## મુનિ શ્રી વિનયવિજયજી—

તમારો વ્યાખ્યાનસાહિત્ય સંગ્રહ ગ્રંથ અહિંની જૈન પાઠશાળામાંથી લઈને વાંચતાં માલૂમ થાય છે કે બંને ભાગમાં સારૂં વ્યાખ્યાન કર્યું છે. વાંચનારને બોધદાયક છે તથા વિશેષ વાંચનારને સારૂં જાણપણું થાય તેમ છે.

પંન્યાસજી શ્રી ચતુરવિજયજી મહારાજ

દાઠા.

---

## વ્યાખ્યાનસાહિત્યસંગ્રહ માટે—

વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ મુનિ મહારાજ શ્રી વિનયવિજયજી મહારાજકૃત શેઠ મકનજી કાનજી તરફથી મળ્યો, વાંચી બહુ આનંદ થયો. આ ગ્રંથની અંદર બહુજ ઉપકાર થાય તેવા વિષયો છે અને સર્વને ઉપયોગમાં આવે તેવાં અને ગ્રથની અંદર એવીતો ખુબી રાખી છે કે જે વિષય જોઇતો હોય તે વિષય દેખતે સાર હાથમાં આવે તેવો છે.

પૂર્વોક્ત ગ્રંથ બનાવવામાં મુનિમહારાજને ઘણી મહેનત પડી હશે તેમ હું માનું છું એક વખત ખાસ વાંચવો જોઇએ એજ.

ઉપાધ્યાયજી મહારાજ શ્રી વીરવિજયજી મહારાજના શીષ્ય
પન્યાસજી શ્રી દાનવિજયજી મહારાજના શિષ્ય
મુનિ શંકરવિજયજી
પાલીતાણા.

---

## શ્રીમાન્ વિનયવિજયજી મહારાજ સાહેબ—

આપશ્રીના તરફથી વ્યાખ્યાનસાહિત્યસંગ્રહ દ્વિતીય ભાગ. "ગુરૂમહારાજજી" શ્રીમાન્ હંસવિજયજી મહારાજ સાહેબ ઉપર આવ્યો, તે પહોંચ્યો. તે ગ્રંથ જૈન અને જૈનેતરને અતીવ ઉપયોગી છે તેમાં આપશ્રીનો પરિશ્રમ પ્રશંસનીય છે, 'परोपकाराय सतां विभूतयः' આ વાક્યને આપે યથાર્થ કર્યું છે, આ ગ્રંથ પ્રસ્તુત જમાનાને અનુકૂળ છે. તેવા ગ્રંથોની ખાસ આવશ્યકતા છે, ઇતિશમ્.

લી. પરોપકારી શ્રીમાન્ હંસવિજયજી મહારાજ
સાહેબનો ચર્ણોપાસક
કુસુમવિજયજી
મંદસોર (માળવા)

---

વ્યાખ્યાનસાહિત્યસંગ્રહકર્ત્તા મુનિ શ્રી વિનયવિજયજી—

આ પુસ્તક ગુણગ્રાહક બુદ્ધિથી મનનપૂર્વક વાંચનારને અવશ્ય લાભકારક થશે અને સંગ્રહકર્તાએ આ પુસ્તકમાં ઘણી મહેનત કરીછે એમ સાબીત થાયછે અને તે ઉપયોગી છે.

સ્થાનકવાસી લીંબડી સંઘાડાના મુનિરાજ
નાગજી સ્વામી.—મોરબી.

---

જૈન સાહિત્યમાં ઉચ્ચ સ્થાનને પામેલો આ વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ ભાગ બીજો આદિથી અંત સુધી અવલોકન કરતાં વિવિધ દષ્ટાંતથી યુક્ત દરેક ભવ્ય જીવોને ઉપયોગી થઇ પડે તેવો સરલ ભાષામાં ગોઠવેલ છે અને એવો પરિશ્રમ લેવામાં મુનિશ્રીએ જે પ્રયાસ કર્યો છે તેને માટે ધન્યવાદ ઘટે છે, વળી પણ તેનીજ રીતે આવા સદ્ગ્રંથો જનસમૂહના હિતાર્થે બહાર પાડવામાં શ્રમ લેશો એવી આશા છે.

સ્થાનકવાસી મુનિશ્રી શિવલાલજી તથા તેમના ગુરૂ
લીંબડી સંપ્રદાયના પંડિતવર્ય
શ્રી લાધાજી સ્વામી. ધોરાજી.

---

# રાજેશ્રી વર્ગ તરફથી મળેલા અભિપ્રાયો:—

(૧) રા. રા. મુળજીભાઇ ગોકળભાઈ મુનસફ સાહેબ ધોરાજી-ઈંગ્લીશમાં-(૨) રા. રા. સુખલાલભાઇ કેવળદાસભાઈ ગીરવહીવટદાર સાહેબ અને ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ જુનાગઢ સ્ટેટ (૩) રા. રા. મણિલાલભાઈ જેલસુપ્રીન્ટેન્ડન્ટ જુનાગઢ-(૪) રા. રા. અરજુનસિંહજી વિજયસિંહજી પોલિસસુપ્રીન્ટેન્ડેન્ટ-ભાણવડ-(૫) રા. રા. છોટાલાલ જીવણજીભાઈ ન્યાયાધીશ-બેસાણ (૬) રા. રા. શેષકરણ શોભાગ્યચંદ એલ એમ એન્ડ એસ મેડીકલ ઓફીસર ધોરાજી (૭) રા. રા. ડાહ્યાલાલ હકમચંદ એકાઉન્ટન્ટ રેલવે આડીટ આફીસ-જુનાગઢ (૮) રા. રા. બાલુભાઈ લવજી પાલણપુર દરબારના કામદાર (૯) રા. રા. પ્રેમચંદ કેવળચંદ-પાલણપુર રાજ્યના અધિકારી (૧૦) ગ. રા. ગિરધરલાલ ઉમેદચંદ તારમાસ્તર ધોરાજી (૧૧ વકીલ જગજીવન પ્રેમજી બેસાણ (૧૨) વકીલ ભગવાનજી ઉકાભાઇ બગસરા (૧૩) રા રા. મોતીચંદ પાનાચંદ મુનસફ સાહેબના શિરસ્તેદાર જામ કંડોરણા-૧૪ મહાત્મા ગાંધી મોહનલાલ કરમચંદના મિત્ર રા. રા. મનજીભાઈ નથુભાઇ ઘેલાણી-ભાણવડ-૧૫ રા. રા. ગુલાબચંદ ચેતામણદાસ ઈંગ્લીશ શાળાના માસ્તર સાહેબ-સુજાનગઢ-ઈંગ્લીશમાં (૧૬) વકીલ જાદવજી વાલજી રાજકોટ (૧૭) વકીલ તુલશી ડાહ્યાભાઇ રાજકોટ (૧૮) રા. રા. દેવચંદ કલ્યાણજી નિમક ખાતાના અધિકારી વેરાવળ-(૧૯) હુિલ માસ્તર દેશળજી મેપજી જામનગર એ ઓગણીસ અભિપ્રાયો આ ગ્રન્થના બીજા ભાગના પૃષ્ઠ ૫૭૬થી છપાયેલ છે તે વાંચવાથી આ ગ્રન્થના ઉપયોગીપણા માટે ખાત્રી થશે. એ શિવાય રાજેશ્રી વર્ગ તરફથી આવેલા છે તેમાંથી નમુના માત્ર આ નીચે દાખલ કરેલ છે—

---

**જામનગર સાહિત્યપ્રકાશક મંડળના સેક્રેટરી તરફ—**

વિ. તમારા તરફથી મુનિમહારાજ શ્રી વિનયવિજયજીમહારાજે બનાવેલ વ્યાખ્યાતસાહિત્યસંગ્રહ ભાગ ૨ જો મને ભેટ મળેલો છે. તે માટે તમારો ઉપકાર માનવામાં આવેછે. ઘણો અવકાશ નહિ મળવાથી પુસ્તક ઉપર ઉપરથી મેં વાંચી જોયું છે. પુસ્તક ઘણું ઉપયોગી માલૂમ પડે છે. ખાસ કરીને સાહિત્યપ્રેમીજનને તથા ભાષણ કરનારને ઘણા ઉપયોગી શ્લોકોનો તેમાં સમાવેશ થયો છે. પુસ્તકની ભાષા સરલ અને સંસ્કારી છે. મહારાજશ્રી વિનયવિજયજીએ લોકોના ઉપકાર અર્થે મહાન્ પરિશ્રમ લઇ આ પુસ્તક તૈયાર કરેલું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

સાંકળચંદ નારણજી શાહ
ઓનરરી ફ૦ ક૦ મેજીસ્ટ્રેટ
જામનગર.

---

**વ્યાખ્યાનસાહિત્યસંગ્રહ ભાગ ૨ જો**—સંશોધક મુનિમહારાજ શ્રી વિનયવિજયજી, પ્રકાશક સાહિત્યપ્રકાશક મંડળ જામનગર. કિંમત રૂા, ૨–૮–૦ ધર્મના સ્વરૂપ તેમજ વ્યવહારના સ્વરૂપને દર્શાવતા માર્ગો અને વિચારોપર અનેક મહર્ષિઓ જે આજ્ઞામંત્રો શ્લોકારૂઢ કહી ગયા છે, તેવા શ્લોકોનો સંગ્રહ જુદા જુદા વિષયો અને રહસ્યોના હેતુની પુષ્ટિમાં જે ભિન્ન ભિન્ન ગ્રંથોમાં જોવાય છે, તેનો સંગ્રહ કરવાનો મુનિરાજશ્રી વિનય વિજયજી મહારાજનો ચાલુ શ્રમ આ બીજા ભાગ રૂપે વિશેષ પ્રકાશમાં આવ્યો છે. જેમાં સમ્યકચારિત્રના રક્ષણાર્થે પ્રથમ ભાગ ઉપરાંત ત્રણ પરિચ્છેદો આપવામાં આવેલ છે અને તે રીતે પ્રથમ ભાગથી નવાજ બેહજાર જેટલા શ્લોકો ભાવાર્થ તેમજ વિવેચન સાથે વિષય સંકલનાથી ગોઠવ્યા છે. જેથી તે અનેક મહાપુરૂષોની પ્રસાદી તેમજ વિવિધ મહાન ગ્રંથોનું તત્ત્વ બતાવવાને બહુ કિંમતી સાધન છે. આ ગ્રંથની યોજના માટે અનેક વિદ્વાન મુનિરાજો, ધર્માચાર્યો, વર્ત્તમાનપત્રો તેમજ સાક્ષરોના અભિપ્રાયો જે મોટા પ્રમાણમાં પ્રગટ કરેલા છે, તેજ તેની ઉપયોગિતાનો પુરાવો છે. મહારાજશ્રીનો આ શ્રમ ઉપકારક છે. અને તેવા સંગ્રહને વિષય સંબંધની સંકલનામાં વધારે ક્રમિત કરવામાં તે એક સાહિત્યના ખજાનારૂપ થઇ પડશે.

દેવચંદ દામજી
જૈન પત્રના અધિપતિ.
ભાવનગર.

# જૈનેતર વિદ્વાનો ( પંડિતો ) તરફથી મળેલા

# અભિપ્રાયો.

(૧) હંસરાજ શર્મા. અમૃતસર પંજાબ—૨૭૫, મોરારજી માત્રજી સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રી. જામનગર (૩) શાસ્ત્રી પોપટલાલ અંબાશંકર. જામનગર (૪) પં. વલ્લભજી જેઠાભાઇ. જામનગર (૫) શાસ્ત્રી કાશીરામ કરસનજી. માંગરોળ (૬) શાસ્ત્રી કરૂણાશંકર રતનજી. પ્રભાસપાટણ (૭) શાસ્ત્રી ગયાપ્રસાદજી. આગરા (૮) શાસ્ત્રી જેઠાલાલ ભાઇશંકર. કુંડલા—(૯) શાસ્ત્રી કરૂણાશંકર ઓધવજી. બગસરા (૧૦) શાસ્ત્રી શંકરલાલ જયશંકર. ધોરાજી—(૧૧) રા. રા. પોપટલાલ ઉમેદચંદ. અમદાવાદ, ઇંગ્લીશમાં.

ઉપર લખેલા અભિપ્રાયો બીજા ભાગના પૃષ્ટ ૫૮૫ થી વાંચનાર વાંચી શકશે.

---

## જાહેર સંસ્થાઓ તરફથી મળેલા—

૧ સરસ્વતી માસિક—પ્રયાગ—૨ સાહિત્ય માસિક વડોદરા—૩ ડહાપણ માસિક—જામનગર—૪—પ્રાતઃકાળ માસિક વડોદરા— ૫—જૈનપત્ર ભાવનગર—૬ —જૈનશાસનપત્ર ભાવનગર—૭ આત્માનંદ પ્રકાશ ભાવનગર.—૮ દિગંબરજૈન સુરત—૯—શ્રી લક્ષ્મીચંદ જૈન લાયબ્રેરી—આગરા—૧૦ શ્રીજૈન શ્રેયસ્કર મંડળ પાલીતાણા—૧૧ શ્રીઆત્માનંદ જૈનસભા ટ્રેક્ટ સોસાયટી અંબાલા શહર પંજાબ ૧૨ ઉપાધ્યાય શ્રી વીરવિજય લાયબ્રેરી આગરા. ઉક્ત અભિપ્રાયો બીજા ભાગના પૃષ્ટ ૫૮૯થી શરૂ થયેલ છે તે વાંચવાથી આનંદ થશે.

---

## સદ્‌ગૃહસ્થો તરફથી મળેલા—

૧—શા વીરચંદ જીવાભાઇ અમરેલી—૨—શા શીવજી દેવચંદ કોચીન મલબાર—૩—શા વશરામ રાયચંદ રાણપુર—૪—શેઠ દેવચંદ મેઘજી ધારમણી—૫—શા ખેતસી મકનજી સખપર ૬—શા—આણંદજી ખુશાલ ભમોદરા—૭—શા ધનજી મીઠા—ભમોદરા એ અભિપ્રાયો બીજા ભાગના પૃષ્ટ ૫૯૪ થી વાંચી વાકેફ થવાશે. એ શિવાયના જે આવેલા છે તેમાંથી કેટલાક આ નીચે છાપેલ છે.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને )

વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ દ્વિતીય ભાગમાં,<br>
ભાષા પ્રિયકર, સાદી ને અભિરામ જો;<br>
આનંદ રસની મધુરી ધારા વહી જતી<br>
પીતાં ભવિજન પ્યાલા ભરિ ઘટ ધામજો—વ્યાખ્યાન૦ ૧<br>
આપીકા કૂપમાં પડતાં વારેય છે,<br>
ટાળી કુરીત ઉપદેશી સુરીત જો;<br>
તજી અધર્મને ધર્મના કૃત્યને શીખવે,

વાતો મીઠી કહે વળી સુંદર ગીત જો, વ્યાખ્યાન૦ ૨
સંગ્રહ કર્ત્તા વિનય વિજય મહારાજજી,
જૈન સાહિત્ય જ્ઞાતા ને વિલાસી જો,
જસ વાણી કોમળ, મન સુજ્ઞોને વસી
આદિત્યના સમ કીર્ત્તિ જન પ્રકાશી જો વ્યાખ્યાન૦ ૩

માસ્તર આદિત્યરામ વલ્લભદાસ.
ધર્મશિક્ષક—જૈનપાઠશાળા.
ડભોઈ.

---

પરમદયાળુ મુનિમહારાજશ્રી વિનયવિજયજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં. આપના બનાવેલા વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ ભાગ ૧ લો તથા બીજો એમ બન્ને ભાગો વાંચ્યા તે વાંચતાં ઘણોજ આનંદ ઉત્પન્ન થયો છે ને તેમાં જે વિષયો મૂકેલા છે તે વ્યવહારિક તેમજ ધાર્મિક બધી વાતે લગતા છે અને આ ગ્રંથમાં આપ સાહેબ શ્રીએ રમણુતા કરી સંશોધન કરીને જે મેલવણી કરી છે તે હદ બેહદ કરવામાં આવી છે તો આ ગ્રંથ વાંચતાં અંત;કરણમાં શાન્તિ ઉત્પન્ન થાય છે તે રમણુતામાં આપ સાહેબે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે પ્રશંસાપાત્ર છે. આ ગ્રંથ જૈનોને તથા જૈનેતરોને પણ ઘણોજ ઉપયોગી થઈ પડે તેવો છે એવી મારી ખાસ વિનંતિ છે.

શેઠ. છગનલાલ ભાગ્યચંદ,
આજ્ઞાનુસારી સેવક.
ઉમતા.

---

પૂજ્ય મુનિમહારાજ શ્રી વિનયવિજયજીની પવિત્ર સેવામાં—વિનતિ કે આપનો વ્યાખ્યાનસાહિત્યસંગ્રહ ભાગ પહેલો તથા બીજો મેં વાંચ્યો છે તે વાંચતાં મારૂં અંતઃકરણ એટલું ખુશી થયું કે જો તેનું અહિં વર્ણન કરીએ તો તેનો પારજ આવે નહિ એટલુંજ નહિ પણ તેની અંદર આપે જે ખરા આત્માનું ખરા ચારિત્રનું અને જીવદયાનું સ્વરૂપ બતાવેલું છે અને મારા જેવા પામર પ્રાણીને આપે જે ભાન કરાવેલું છે તે માટે હું તમારો આભાર માનું છું અને ઇચ્છું છું કે વખતો વખત આવાં પુસ્તકો આપ બહાર પાડો, અને તેનો વખતો વખત લાભ આપશો એમ હું ધારૂં છું અને આ બન્ને પુસ્તકો માટે આપ કૃપાળુને વારંવાર અભિનંદન આપુંછું.

શાહ અમૃતલાલ પોપટલાલ.
જૈનજ્ઞાન પ્રસારક સભાના મેમ્બર.
જામનગર.

પ્રકાશક.

# અગાઉથી થએલ ગ્રાહકોનાં મુબારક નામોનું લિસ્ટ.

અ

## અમદાવાદ.

૧૧ શા–લલુભાઇ જેઠાલાલ.
૧ શા. લાલભાઇ ઘેળસાજી.
૧ શા. લીલાચંદ મૂળચંદ.
૧૦ શા. ચીમનલાલ મગનલાલ.
૧ શા. મોહનલાલ હેમચંદ.
૧ શા. મોતિલાલ કેવળદાસ.
૧ શા. જેસીંગભાઇ કાળીદાસ. જરીવાળા.
૧ શા. મનસુખરામ. જેસીંગભાઇ.
૧ શા. સારાભાઇ અમથાભાઈ.
૧ શા. ચમનલાલ પાનાચંદ
૧ શા. સોમચંદ લલુભાઇ.
૧ શા. કેશવલાલ બાપાલાલ.
૧ શા. ન્યાલચંદ ગુલાબચંદ.
૧ શા. ફકીરચંદ લલુભાઇ.
૧ શા. લલુભાઇ મગનલાલ.
૧ શા. ભોગીલાલ તલકચંદ.
૧ શા. દલસુખભાઇ કરમચંદ.
૧ શા. નગીનદાસ તારાચંદ.
૨ ઝવેરી. મુળચંદ આશારામ વૈરાટી.
૧ શા. દલસુખભાઇ ફીકાભાઇ.
૧ માસ્તર. રતનચંદ અમીચંદ.
૧ શા. વાડીલાલ. જેસીંગભાઇ.
૧ શા. ભટાભાઈ કપુરચંદ.
૧ શા. ચીમનલાલ પુંજાભાઈ,
૧ શા. પોપટલાલ લાલચંદ.
૧ શા. મુલકચંદ દલીચંદ.
૧ શા. ફકીરચંદ મગનલાલ.
૧ શા. માણેકલાલ ચુનીલાલ.
૧ શા. કેશવલાલ બેચરદાસ.
૧ શા. મનસુખરામ ગુલાબચંદ.
૧ શા. નાનસા ડાહ્યાભાઈ.
૧ શા. હરખચંદ રતનચંદ.
૧ શા. છોટાભાઈ રવચંદ,
૧ શા. અમૃતલાલ મણિલાલ.
૧ શા. મોહનલાલ હકમચંદ.
૧ શાહ ખાતે બાઈ જેકોર.
૧ શા. છગનલાલ મણીલાલ.
૧ મોહનલાલજી લાઇબ્રેરી હ. ઝવેરી મોહનભાઈ ડાહ્યાભાઇ.
૧ શા. લલુભાઈ કેવળદાસ.
૧ શા. હરગોવનદાસ પ્રેમચંદ.
૧ શા. મણીલાલ ફીલાભાઈ.
૧ શા. રતનચંદ અમીચંદ.
૩ શા. ડાહ્યાભાઈ છગનલાલ.
૧ શા. માણેકલાલ મોહનલાલ.
૧ શા. મુલચંદ ત્રીભોવનદાસ.
૧ શા. વાડીલાલ મોતીલાલ.
૧ શા. કસ્તુરચંદ ગુલાબચંદ.
૧ શા. ચુનીલાલ મનસુખરામ.
૧ શા. ચુનીલાલ. મલુકચંદ.
૧ શેઠ. વસ્તીમલ મેઘરાજ.
૧ શા. સુખરામ જેઠાલાલ.
૧ શા. મણિલાલ હીરાચંદ.
૧ શા. મોહનલાલ પીતાંબરદાસ.
૧ શા. જેસીંગભાઇ ઉગરચંદ.
૧ શા. ગોપાલદાસ અમથાલાલ.
૧ શા. અમુલખ તારાચંદ.
૧ શા. સાંકળચંદ કેશવલાલ.
૧ શા. મોહનલાલ છોટાલાલ.
૧ શા. સાંકળચંદ મફતલાલ.
૧ શા. ઉમેદરામ કાલીદાસ.
૧ શેઠ. સરદારમલ બાપુદન.
૧ શા. નાથાલાલ જેઠાભાઈ.
૧ શા. નેમચંદ હેવચંદ.
૧ શા. ડાહ્યાભાઇ દલસુખરામ,

૧ શા. મોહનલાલ દોલતરામ.

## અમરેલી.

૧ શા. વીરચંદ જીવાભાઇ.

## અલીઆવાડા.

૧ શા. આણંદજી સોમચંદ.

## આ

## આસોદર.

૧ શા બાપુલાલ કચરાચંદ.

## ઇ.

## ઇચલકરંજી.

૧ શા. મોતીચંદ ડુંગરસી.

## ઉ.

## ઉનાવા.

૧ શા. વાડીલાલ મગનલાલ,

## ઉપલેટા.

૧ શા. મંગળદાસ ઘેલુચંદ.

૧ શેઠ. છગનલાલ ભાઇચંદ. ઉમતા.

## એ.

૧ શા. રૂપચંદ ઝવેર એકલેરા.

૧ શા, નાનચંદ નિહાલચંદ. એકલેરા.

## ક.

૧ શા. મણીલાલ ઉજમસી. કરકથલ.

૧ બાબુ લીલાધર કાલીદાસ. કલકત્તા.

૧ માંડવીઆ. છગનલાલ અમરસી. કોલકી.

## ખ

૧. શ્રી. કર્પુરવિજયજીલાયબ્રેરી ખંભાત.

## ખેડા.

૧ શેઠ. રતનચંદ હરગોવનદાસ.

૧ શા. બેચરદાસ કુબેરદાસ

૧ ભાવસાર દામોદર વીઠલદાસ.

૧ શા. સાંકળચંદ કેવળદાસ.

૧ ભાવસાર. પરસોતમ હરજીવન.

૧ શા. મોહનલાલ છોટાલાલ.

૧ શા. રણછોડદાસ ઘેલાભાઇ.

## ગ.

૧ મેતા. માવજી ધરમસી. ગીંગણી.

૧ શા. સુંદરજી. પ્રેમજી. ગુંદા.

## ચ.

૧ શા. કેશવજી પરસોતમ. ચીચોડ.

૧ વિશાશ્રીમાલીસંઘ સમસ્ત. ચીતલ.

## છ.

૧ જૈનસાળા, છત્રાસા.

## જ.

## જામનગર.

૧૧ શા. કસ્તુરચંદ. કશળચંદ. જામનગર.

૫ શેઠ. લાલજી રામજી. ,,

૧ માસ્તર જેઠાલાલ ત્રીકમજી. ,,

૧ બાઇ મણી શા. વીરજીની ધર્મપત્ની. ,,

૧ વકીલ. ચુનીલાલ ચત્રભુજ. ,,

## ઝ.

૧ માસ્તર. સુખલાલ. રવજી ઝીંઝુવાડા.

## ડ.

## ડભોઇ.

૧ શ્રીમદ્ આત્મારામજી જૈન પાઠશાળા.

## ત.

૧ શા. કેશવજી. જુંજાભાઇ તળાજા.

૧ શા. કેશવલાલ ઉમેદચંદ. તાસગામ.

## દ.

૧ જૈન લાઇબ્રેરી. દાઠા.

૧ શા. શા. કોઠારી ધરમચંદ. ચેલજી. દીવોદર.

૧ વોરા હેમચંદ મયાચંદ."

૧ શા. મોહનલાલ રૂપચંદ."

૧ પટવા રળીયાતરામ દેવચંદ દેણપ.

## ધ.

## ધર્મજ.

૧ શા. હીરાચંદ. બેહેચરદાસ.

૧ શા. શંકરલાલ ફુલચંદ.

૧ પટેલ. તળસીભાઈ. હાથીભાઇ.

૧ શા. નરોતમ પુંજાભાઇ.

૧ શા. કીશોરચંદ વીરચંદ.
૧ પટેલ. ફુલાભાઈ. જીવાભાઈ.
૧ મેતા. દામજી ભીમજી ધારગણી

## ધોરાજી.

૧ શા. ગોકળજી હંસરાજ.
૧ માજની. સીરાજ. સોમજી.
૧ શા. મંગળજી. જસરાજ.
૧ શા. લાલચંદ વીરજી.
૨ શા. મુલજીભાઈ. જેચંદ.
૧ મારવાડી. શોભાગચંદ. મુળચંદ.
૧ શા. રૂપચંદ. તલકચંદ.
૧ શા. મુળચંદ. અભેચંદ. ઇજનેર
૧ શા. કાનજી સુંદરજી.

ન

## નડીઆદ.

૧—ઝવેરી ચંદુલાલ ગોકળદાસ—સબરજીષ્ટર

## ૧—શ્રીસંઘ સમસ્ત નવાગામ.

૧—શ્રી જૈનજ્ઞાનપ્રસારક વાચનાલય નીપાણી

પ

૧—શ્રી કર્પૂરવિજય જૈન પાઠશાળા પછેગામ
૧—શા દેવજી રાજાણી પડાણા
૧—વસા વાસણજી દામોદર પાટણવાવ
૧—વસા મેઘજી ડાભા ,,
૧—ભણુશાલી માધવજી નથુ પાનેલી મોટી
૧—શ્રી તપગચ્છ સંઘ ,,
૧—સા રાયચંદ દેવરાજ ,,
૧—સા મોતીચંદ નથુભાઇ ,,
૧—શેઠ સુંદરજી પ્રેમજી ,,
૧—પારી પ્રેમચંદ કેવળચંદ પાલણપુર
૧—શ્રી જૈન વિદ્યોતેજક સભા" ,,
૧—એતા વાલુભાઈ લવજી" ,,
૧—સા મોતીચંદ લીલાધર પીપરીઆ—

## પેટલાદ.

૧—શા છગનલાલ ખીમચંદ
૧—શા ફતેચંદ જોઇતાદાસ
૧—શા વાડીલાલ ફીલાભાઈ

૧—શા ભુલાખીદાસ અમરચંદ
૧—શા મણીલાલ મગનલાલ

બ

૪—શા ટોકરશી કુંવરજી બોરાઈ
૧—શા નગીનદાસ લખમીચંદ બોરસદ
૧—શા નાનચંદ પીતામ્બર ,,
૧—દેવચંદ લલુભાઇ ,,
૧—હેમચંદ રવચંદ ,,
૧—હેમચંદ પીતામ્બરદાસ ,,
૧—સા ગુહાગમલ સહસમલ બીઆવર

ભ

## ભાણવડ.

૧—સા ખુશાલચંદ ગોવરધન
૧—સા ભીમજી મનજી
૧—ભગત વલભદાસ દેવરામ
૧—સા પ્રેમચંદ કચરાણી
૧—સા વસનજી નથુભાઈ
૧—શ્રી જૈનશાળા
૧—વેરા ડાભાભાઇ ભીમજી ભોળગામડા

મ

૧—શા ત્રીભોવન મુલજી મજેવડી
૧—વેરા વસરાજ જેઠા મતીરાળા
૨૦—શેઠ મકનજી કાનજી માંગરોળ
૧—સા ખીમચંદ બેચર માતર
૧—સા દલસુખ જમનાદાસ મુજપર
૧—શા પ્રેમચંદ જેઠાભાઇ મુદ્રા
૧—શા મગનલાલ વીરચંદ મુંબઈ
૧—શા તલકચંદ ગોબર" ,,

## મોટી ખાવડી.

૧—ખાવડીના ભંડાર ખાતે
૨—શા રતનશી લાધા
૧—શા વેલજી મેઘજી
૨—શા હીરજી ઠાકરસી

## મોટી મારડ.

૧—વેરા ભુરાભાઇ દેવજી

૧—મેતા બાવાભાઇ માંવજી
૧—મેતા જાદવજી રૂગનાથ
૧—દોશી સોમચંદ જગજીવન
૧—શ્રીસંઘ—મોટી—મારડ

લ

૧—ચોકશી ચુનીલાલ માણેકચંદ — લીંમડી

વ

૧—શા વાઘજી કમળશી — વઢવાણ
૧—વોરા જીણા સુંદરજી — વણુથલી
૧—વોરા બાવા ડાહ્યા — વડોદરા
૧—ફુલચંદ ખેમચંદ — વલાદ
૧—રા રા દેવચંદ કલ્યાણજી — વેરાવળ

શ

૧—મા હીરજી નાગજી — શીવા
૧—શા ગોપાળજી દયાળ — શીહોર
૧—વિશા શ્રીમાળી સંઘસમસ્ત — શેડુભાર

સ.

૧ પરિખ. મુળજી. શવજી. — સરદારગઢ
૧ શ્રી તપાગચ્છસંઘ. — સરધાર.
૧ મેતા ડીલાભાઇ. ચુનીલાલ. — સાણુંદ.
૧ શ્રીયુત. સંઘ સમસ્ત — સીદસર.

હ.

૧ શા. પ્રેમચંદ ડાહ્યાભાઈ — હડમતીઆ

---

પાછળથી ગ્રાહકો થયેલ તે સ્વીકારેલ નથી કારણકે ગ્રન્થની કિંમત રૂ. ત્રણથી ઓછે પોસાય તેમ નથી. છતાં પણ જે વખતે હેંડબીલ બહાર પાડેલ તે વખતેજ જે જે ગ્રાહકો ના ઓર્ડરો આવેલ તેજ સ્વીકારેલ છે.

સાહિત્ય પ્રકાશક મંડળ—
જામનગર.

पहेला, बीजा अने त्रीजा भागना श्लोकोनी

# अक्षरानुक्रमणिका.

## आ

इ

## श